પુ. ૯ મું ]　　જુન : ૧૯૩૬　　[ અંક ૬

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારું માસિક

The only Monthly discussing questions pertaining to Indian States
From a Constructive Point of View.



તંત્રી અને પ્રકાશક
જયંતીલાલ મોરારજી મહેતા
નડીઆદ (ગુજરાત)

[ Annual Subscription Rs. 6
[વાર્ષિક લવાજમ રૂા. ૬ ]

# અનુક્રમ






મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ.

મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.

પ્રકાશક : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા : નડિયાદ. તા. ૭-૮-૩

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

( માસિક )

ર્ષ ૯ મું ] જૂન : ૧૯૩૬ [ અંક ૬

## માણસાઈ.

મનુષ્યની રૂચિ ભિન્ન છે, એટલા માટે એના અનુબંધની જરૂર છે. પોશાક, રિવાજ, ખાવુંપીવું અને ભાષા વગેરે ભિન્ન છતાં મનુષ્ય, એ મનુષ્ય છે. કારણ કે સર્વ મનુષ્યોમાં માણસાઈના સામાન્ય-ગુણનું વધતું ઓછું નિયમન છે. માણસાઈ એ મનુષ્ય ધર્મ છે. પશુ અને મનુષ્ય એક બીજાથી ઘાટમાં, રૂપમાં અને રંગમાં જુદાં છે, માટે જુદાં નથી. પણ ગુણથી જુદાં છે માટે જુદાં છે. બન્નેમાં બુદ્ધિ છે પણ બુદ્ધિના ઉપયોગથી પશુ કરતાં મનુષ્ય શ્રેષ્ઠ છે બન્નેમાં મન છે, પણ મનના પરિણામ રૂપ મનોવ્યાપારમાં પશુ કરતાં મનુષ્ય શ્રેષ્ઠ ગણાય છે. એકનો ગુણ સમૂહ, વિશેષત: સ્વાર્થને માટે છે, અને બીજાનો ગુણ સમૂહ વિશેષત: પારકાના હિતને માટે છે.

નમ્રતા, દયા-દાન, અને ચારિત્ર્ય એમાં ખરી-માણસાઈ છે. બીજાને માન આપવામાં, એનું દૃષ્ટિ-બિંદુ સમજી એની નજરે જોવાથી માણસમાં અનાગ્રહ વૃત્તિ બંધાય છે. અને અનાગ્રહવૃત્તિ એ, શુદ્ધ બુદ્ધિનું લક્ષણ છે. બુદ્ધિભેદે મતભેદ હોય પણ મૂઢમતભેદ જ હાનિકારક છે. અને નહીં કરવા કરતાં ના પાડવી એ વ્યક્તિમાત્રને હિતકર છે. પરતુ જન્મથી સર્વે મનુષ્ય સરખાં છતાં કાળ જતાં દેશ, સંયોગો અને કુટુંબના સંસ્કાર ભેદે મનુષ્ય મનુષ્યમાં ફેર રહે છે. આથી દરેક મનુષ્ય પોતાની યોગ્યતા અને સ્વભાવ અનુસાર બીજાને મીતરે છે. દુષ્ટ ગુણવાળું મન સર્વત્ર સ્વાર્થ જુએ છે. અને સદ્ગુણી મન પરમાર્થમાં પોતાનું હિત માને છે. મન, પોતાની ઇચ્છા અને બંધાયેલા-સ્વભાવ પ્રમાણે આસપાસની બીજી વસ્તુઓના પ્રતિબિંબને ગ્રહણ કરે છે. માટે નમ્રતા ઇત્યાદિ ગુણ સમૂહથી જીંદગાનીને ભોગવવામાં મનુષ્યત્વ છે. બીજાની પ્રશંસા કરવામાં નહીં, પણ મૌન રહેવામાં ખરી નમ્રતા છે. કારણકે એકની પ્રશંસા એ પરોક્ષ રીતે બીજાની નીંદાનો ભય ઉભો કરે છે. પણ નમ્ર મનુષ્ય-નીંદાથી સદૈવ નિર્લેપ છે. લોકો જ્યારે નીંદા કરે ત્યારે આવા માણસે પોતાની નસીબદારી સમજવી. કારણ કે પોતે તો જે છે, તે છે. આવા નિષ્પાપ મનુષ્યને તો નીંદાના પ્રસંગોએ ઉલટ હર્ષ થાય છે. વળી

જેનામાં પોતાની ગમે તેવી નીંદા સાંભળવાનું ધૈર્ય છે એ અહિંસક છે, કારણકે ક્રોધનું પરિણામ હિંસા છે. હિંસાથી મનુષ્યત્વનો નાશ થાય છે તથા મનુષ્યમાં પશુભાવનો જન્મ થતો જાય છે. અને મનુષ્યમાં જ્યારે પશુભાવ જન્મે છે, ત્યારે તે પશુધર્મનું આચરણ પણ કરે છે. લૂંટફાટ કરનારાઓ, ખીસ્સાં કાતરનારાઓ, બીજાની સ્ત્રીઓ કે કન્યાઓને ઉડાવી જનારાઓજ માત્ર હિંસક નથી, પણ પોતાનાજ સુખનો વિચાર કરી ધન સંગ્રહ કરનારાઓ, કાયદાનો આશ્રય લઈ લોકો પાસેથી ભંડોળ એકઠું કરી તેનો દુરૂપયોગ કરનારાઓ અને બીજાના તરફ મલિન ભાવે જોનારાઓ પણ એટલાજ હિંસક છે. હિંસક કરતાં પણ વિશેષ છે. કારણ કે પહેલાથી લોકો રક્ષણ મેળવી શકે છે જ્યારે બીજાની સાથે તો સંબંધ બાંધવા લલચાય છે. પહેલા, બહારથી વિરૂપ છે. બીજા અંદરથી. પહેલા વીંછી જેવા છે, તો બીજા સર્પ જેવા છે. એકના ડંખની તીવ્ર વેદના છતાં મનુષ્ય બચી શકે છે. બીજાનો ડંખ મનુષ્યને ઘેનમાં નાંખી એના પ્રાણ હરે છે.

જગતની દૃષ્ટિએ સારૂં દેખાય છતાં આવું આચરણ અને પશુત્વ: એ બન્ને સમાન છે. જીંદગીને બેસ્વાદ બનાવી દે છે. જીવનની મીઠાશ તો નમ્રતામય જીવનમાં છે. નમ્રતા હંમેશાં સમાધાનના માર્ગે વળે છે. જે બીજાને પોતાના કરતાં અલ્પજ્ઞ સમજે છે, ભક્તિમય જીવન દર્શાવવા જેઓ ઢોંગી આચાર–રાખે છે અને જેઓ વિવાદ કરે છે, એવાઓથી સાચી નમ્રતા પ્રાપ્ત કરી શકાતી નથી. કારણ કે નમ્રતાને નામે તેઓ મિથ્યાભિમાન મેળવે છે. બીજાઓનું શબ્દછલ સહન કરવામાં, અનૃત ભાષણ સાંભળી રહેવામાં અને સહ્ય એવા બીજાના બધા પ્રહાર ખમી લેવામાં તથા ગમે તેવા દરજ્જાવાળાને પડખો પડખ માન આપવામાં સાચી નમ્રતા છે. વળી બીજા કરતાં પોતે અજ્ઞ છે એ સમજણ મનુષ્યનો નૈતિક વિકાસ કરે છે. કારણકે જે મનુષ્ય પોતે બધુંજ જાણે છે, એમ માને છે, તે કશું નથી જાણતો અને જે કાંઈ નથી જાણતો એમ માને છે તે ખરૂં જાણે છે એવી પરિપાટી ચાલી આવી છે. આવા મનુષ્યનું વર્તન એની નમ્રતાનું પ્રતિક છે. કારણકે એ જાણે છે કે શબ્દોની નમ્રતાથી મનુષ્યની વાણી શોભે છે. પણ વર્તનની નમ્રતાથી તેનો આંતર દેહ પ્રકાશે છે. અને બીજાઓને પણ તેજસ્વી કરે છે.

પણ ભયથી, લોભથી કે ઈતર સ્વાર્થથી દર્શાવાતી નમ્રતા ઢોંગીપણું છે. બીજાને છેતરવાની કળા છે. અને ' મારો સ્વભાવ તો ઘણો નમ્ર છે.' એમ કહેવું એ ઉદ્ધતાઈને ઢાંકવાનો પ્રયત્ન છે. છતાં પરસ્પરનો વિવેક આવશ્યક છે. કારણ કે એથી મનુષ્યોમાં સંઘર્ષણ થતાં અટકે છે. માણસ પોતે જેવું ઈચ્છે એવું બીજાને આપવાનો અને પોતાના તરફ બીજાનું જેવું વર્તન ઈચ્છે એવું વર્તન બીજા તરફ રાખવાનો એનો ધર્મ છે. માણસ જેવું બીજાનું ઈચ્છે એવું એ મેળવે છે. બીજાનું શ્રેય ઈચ્છનારને શ્રેય પ્રાપ્ત થાય છે, અને બીજાનું અનિષ્ટ કરવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય, આ જન્મ દુ:ખી થાય છે. અર્થાત્ સુખી જીવન ભોગવવાની કુંચી, પોતાના કરતાં, બીજાના હિતના વિચાર–કાર્ય કરવામાં છે, એવો, ઈશ્વરી નિયમ છે.

દયા, શરીરના અને મનના ગુન્હેગારોને, તથા દાન, અન્નવસ્ત્ર વગરના નિરાધારોને આશીર્વાદ રૂપ છે. જગત્ એ, પ્રભુની અકલ્પ્ય રચના છે. મનુષ્યો, પોતાની નજરમાં એક બીજાને સુખીદુ:ખી માન્યા કરે છે. અને એથી તેનો ઉપાય કરવાનું પણ પ્રભુએ મનુષ્યની સત્તામાં રાખ્યું છે. એ ઉપાય દયા–દાનનો છે. એથી જગત, સુખરૂપ જીવે છે. પણ દયા–દાનનું ડિંડિમ ન વાગવું જોઈએ. દાન લેનારને પણ, આપનારની ખબર ન પડે એવી રીતે. કારણકે ગુપ્ત દાનનો, ગુપ્ત બદલો પ્રભુને આપવો પડે છે. ખોટા હિસાબ રાખી, પ્રતિષ્ઠા મેળવવા માટે, જેઓ દાન આપે છે તેના કરતાં પ્રામાણિક કમાણી ઉપર જીવનાર મનુષ્ય વધારે પવિત્ર છે. તેમ, ઈચ્છા નહીં છતાં મહત્તામાં તણાઈને કે કણમણતે મને જેઓને, બીજાને કાંઈ આપવું પડે છે, તેઓના કરતાં, કૃપણ વૃત્તિવાળાં

મનુષ્યો ઉતરતાં નથી. કારણ કે એક અનિચ્છાએ, ન આપ્યા જેવું આપે છે. અને બીજો અનિચ્છાએ ના કહે છે. દયા–દાન વૃત્તિનો જન્મ પ્રેમમાંથી થાય છે. અને પ્રેમથી ઉપજેલી દયા તથા અપાયેલું દાન, આપનાર તથા લેનાર બન્નેને હિતકારક છે. આપનારની માણસાઈને શોભાવે છે અને લેનારનું દૈન્ય ક્રમે ક્રમે નાશ પામતું જાય છે.

પણ ન્યાય સંગતિ વિના નમ્રતા અને દાન–શોભતાં નથી. કેવળ તટસ્થતા એ કાંઇ ન્યાય સંગતિ નથી. એક પક્ષે પણ ન્યાયની હયાતી તો હોય. અથવા તો ઉભય પક્ષની માન્યતા ભૂલ ભરેલી હોય તો પણ તટસ્થતા તો ભિરૂતા જ છે. સત્ય કહેવાની અશક્તિ છે. જ્યારે ન્યાયવૃત્તિ તો સત્ય દર્શન છે. સત્યનું મુખ મોહક અને આકર્ષક ચીજોથી આચ્છાદિત થયેલું છે. એટલે મનુષ્ય, એ મોહક ચીજો પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિમાં પડે તો એનાથી સત્યના માર્ગે જઈ શકાતું નથી. એ ચીજો મનને ભ્રમિત કરે એવી હોઈ મનુષ્યને લોભાવે છે. તથા પોતાનો ઉપભોગ એજ સત્ય છે, એમ મનાવે છે, પરિણામે એના સિવાય કશું સત્ય નથી એવી દૃઢ માન્યતા મનુષ્યની બંધાઈ જાય છે. એટલે ન્યાયવૃત્તિ, સારાસાર વિચારણા તથા યોગ્યાયોગ્યનું જ્ઞાન, સત્યમાર્ગની અભિલાષા વિના શકય નથી. ખરૂં હોય તો પણ, લોકોની વિરૂદ્ધ કાંઈ ન કરવું એ વ્યવહાર ધર્મ છે. સત્યધર્મ નથી. દરેક ધર્મશાસ્ત્રોમાં સત્યના રક્ષણ અર્થે પ્રાણાર્પણનાં દૃષ્ટાંતો છે. પણ માની લીધેલું સત્ય, એજ સત્ય કે માની લીધેલો ન્યાય એજ ન્યાય નથી. પણ જે પ્રવૃત્તિમાં, પોતાના સંબંધી વિચાર નથી—પોતાના આમુષ્મિક કલ્યાણનો પણ વિચાર નથી એ સત્ય, એ સત્ય. અને એ ન્યાય, એ ન્યાય છે.

અદાલતોનો ન્યાય લોક વ્યવહાર અર્થે છે. અને તે ઘણીવાર સાપેક્ષ છતાં બીજાના હિતના વિચારથી ન્યાયાધીશ આપે છે એટલે અંશે એ સત્ય ન્યાય છે. કારણ કે ઘણાના, ઘણા સુખનો અને હિતનો વિચાર ન્યાયાધીશને કરવો પડે છે. અને એટલે અંશે એ સત્ય ન્યાય છે. પોતાને સત્ય લાગે એ કહેવું એ ન્યાય નથી. પણ બીજાના હિતનો વિચાર કરી નિસ્વાર્થ કથન, એ સત્ય છે. સત્તાના ભયથી, સંબંધી કે મિત્રની પ્રસન્નતા અર્થે અથવા પોતાની પ્રતિષ્ઠાના રક્ષણ માટે કહેલા સત્યમાં કે કરેલા ન્યાયમાં કૃત્રિમતા છે. મનનું એ ખરૂં આચરણ નથી. તેમ બીજાની ભૂલની શિક્ષામાં ન્યાય નથી. પણ ક્ષમામાં છે. જીંદગાની એ અનુભવની શાળા છે એટલે તેમાં વચન અને આચરણની ભૂલો સ્વાભાવિક છે, એમ સમજી પોતે સહન કરી, જેઓ બીજા ઉપર દયા અને ક્ષમાની નજરથી જુએ છે, તેઓ ખરા ન્યાયવર્તી છે. એ ખરૂં મનુષ્યપણું છે. આવું મનુષ્યપણું જગતને ઉપકારક છે. તેમાં વિક્ષેપ ન આવે એ માટે સંભાળની જરૂર છે. બીજાઓ તરફનું–નાના મોટા બધા તરફનું—આજ્ઞાંકિતપણું, સત્યમાં શ્રદ્ધા અને ન્યાયી મનોવૃત્તિથી પ્રભુના અચલ નિયમોનું પાલન થાય છે; અને તેથી મનુષ્યત્વ રક્ષાયેલું રહે છે.

માણસાઈનું સર્વોપરિ લક્ષણ શુદ્ધ ચારિત્ર્ય છે. મનનો વ્યાપાર, ઈન્દ્રિયોદ્વારા દેખાય છે. પણ મનની ક્રિયા માત્ર આચારમાં મૂકાય તો જગતનો વ્યવહાર છિન્ન ભિન્ન થઈ જાય. સર્વનાં મન સરખાં હોતાં નથી. સંસ્કાર ભેદે, લોકોના મનમાં પણ ભિન્ન ભિન્ન રૂપ ઘડાઈ જાય છે. કેટલાંક માણસો માત્ર બૂરા વિચાર જ કરે છે, પણ તેનો અમલ નહીં. કેટલાંક માણસો બૂરા વિચારને ક્રિયામાં મૂકતાં સંકોચ અનુભવે છે. અને કેટલાંક માણસોના બૂરા વિચારમાંથી તદ્રુપ આચાર જન્મે છે. જગતમાં જે ક્રિયા ઉપદ્રવ રૂપ હોય, મન અને હૃદયથી જે ક્રિયા અસંગત હોય અને જેમાં સ્વાર્થને પ્રાધાન્ય હોય એમાં બૂરાઇ ભરેલી છે. અને આવી બૂરાઈથી સર્વથા દૂર રહેવાનો પ્રયત્ન, એમાં માણસાઈ છે. મનુષ્ય જે કાંઈ કરે છે તે બધું સારૂં નથી હોતું, તેમ જે તે નથી કરતો તે ખરાબ નથી હોતું. ચોરી કરે છે એ ચોર અને જેઓને

ત્યાં એ ચોરી કરે છે એ બધા શાહુકાર નથી હોતા. કેમકે એમાંના કેટલાક હાથ પગથી ચોરી કરે છે, તો બીજા મનના ચોર હોય છે. એટલે મનુષ્ય શું સારું અને શું ખરાબ કરે છે તેના આધારે તેના મનુષ્યપણાનું માપ નીકળે છે.

આ જ પ્રમાણે કુચાલનું છે. નઠારા વિચાર થવા, એ મનનો રોગ છે. અને શરીરના રોગ કરતાં પણ દુઃસહ છે. શરીરથી મન નહીં પણ મનથી શરીર ખવાય છેઃ એટલા માટે શરીરને રક્ષવા માટે પંડિતોએ સંયમને ધર્મ ગણ્યો છે. સંયમ એટલે નિયમ પાલન-મર્યાદા. પણ હવે એમ મનાવા લાગ્યું છે, કે પરસ્પરની ઇચ્છાથી પુરુષ સ્ત્રીને અને સ્ત્રી પુરુષને લઈ જાય કે 'પરણી જાય' એમાં નિયમભંગ કે મર્યાદાભંગનો દોષ નથી, અને દોષ નથી માટે પાપ નથી. આ રીતે વર્તન કરનાર, પોતાની સ્ત્રી કે પુત્રીને અથવા પોતાના પતિ કે પુત્રી વિષે પણ એ ન્યાય માન્ય રાખે છે, એમ મનાય. આંખો જ્યાં ત્યાં નઠારૂં જોયા કરે, અને મન ખોટું જાણવા છતાં, એનું સંગબુદ્ધિથી સમર્થન કરી, ઇન્દ્રિયોદ્વારા આચાર કરે, તો એમાં સ્પષ્ટ દોષ છે. જે પોતાની પત્નીનો કે ઘરની સ્ત્રીનો મિથ્યાક્રોપ કરી ત્યાગ કરે છે, જે ખોટાં ખોટાં બ્હાનાં ઉભાં કરી બીજાની-સ્ત્રી કે કન્યા સંગાથે રહી એની સાથે મેળ કરવાની કોશીશ કરે છે એ સર્વ દુરાચારી છે. અને જે માબાપો પોતાની કન્યાઓને અને જે પતિ, પોતાની સ્ત્રીને એવા પ્રસંગોએ રોકવાને બદલે કાગાડોળાથી જુએ છે તેઓ પોતાની પુત્રીઓ અને પત્ની પાસે દુરાચાર કરવાની ફરજ પાડે છે. ક્ષણિક વાસનાઓ માટે જે અયોગ્ય છે એ કરવું એમાં અમાનુષીપણું રહ્યું છે; આથી શરીરના એક અંગના દોષની શિક્ષા આખા શરીરને થાય છે, પણ જે અંગે ગુહનો કર્યો હોય એ જ અંગે ગુહનાની શિક્ષા ભોગવવી જોઈએ એવી માન્યતાથી સુરદાસે પોતાની બે આંખો કાઢી નાંખી હતી.

પ્રભુની દૃષ્ટિમાં સૌંદર્ય છે. એટલે જગતની બધી વસ્તુઓ સુંદર છે. અને દરેક વસ્તુના ગુણધર્મ, એ વસ્તુના-અનુષંગી હોવાથી વસ્તુની સાથે જડાયેલા છે. કોઈ ચીજના ગુણધર્મનો નાશ કરવાથી વસ્તુતઃ એ વસ્તુનો પણ નાશ થાય છે. દરેક વસ્તુને પોતપોતાના ગુણધર્મ ઉપર આધિપત્ય છે. અને એ આધિપત્ય નષ્ટ કરવાથી અનવસ્થા જન્મ પામે છે. પ્રાણી-માત્રમાં આધિપત્યનો આ નિયમ પ્રવર્તે છે અને એ નિયમને માન આપી દરેક વર્તે એ ધર્મ છે. તથા તેનો ભંગ કરે એ અધર્મ છે. દરેક પોતપોતાના પરિઘમાં રહી આ આધિપત્ય-ભોગવવા હકદાર છે. એટલા માટે એ ભાવનામાંથી ઘણાંમાં ઘણાં મનુષ્યોને માન્ય એવા અને કુદરતની સાથે વધારેમાં વધારે મેળ હોય એવા સુખરૂપ જીવન ગાળવાના કાયદા ઘડાયા છે. એથી દરેક સ્ત્રીપુરુષ રક્ષાયેલાં છે. એ નિયમોનો ભંગ એ ચારિત્ર્ય દોષ છે.

ક્રિયામાત્રનું ફળ છે. દોષો પણ ક્રિયા છે અને તે દોષો હોવાથી તેનું દૂષિત ફળ મળે છે. દોષોનું નિવારણ પશ્ચાત્તાપથી નહીં પણ એની ફળ પ્રાપ્તિથી થાય છે. પશ્ચાત્તાપ તો દોષો પુનઃ ન થાય એટલા-માટે પ્રતિબંધ રૂપ છે. અનર્થક છતાં આકર્ષક અને ત્યાજ્ય છતાં ગ્રહણ કરવાની બલવાન મનોવૃત્તિ રહ્યા કરે, એ દોષોનું લક્ષણ છે. અને એવા પ્રકારની ક્રિયા, એ ચારિત્ર્ય ક્ષતિ છે; તેમ એ ક્રિયા પોતાને અને બીજાને અનુપકારક છે. માટે દોષો અને એના પરિણામથી સાવચેત-રહેવું એમાં ખરી માણસાઇ છે. આત્માક્તિપણું, દયા અને અપરિગ્રહ ( દાન શીલતા ) વગેરે માણસાઈના-ગુણોથી મનુષ્ય ચારિત્ર્યવાન રહે છે. ચારિત્ર્યવાન-મનુષ્યના મનોવ્યાપાર પણ શુદ્ધ થાય છે તથા તેવો મનુષ્ય સર્વત્ર વિજયી નીવડે છે.

**એક અભ્યાસી.**

---

# ગુજરાતનાં કરારનામા

( વડોદરા રાજ્ય )

( ગતાંકથી ચાલુ )

**લાર્ડ કલેઅરે તા. ૬ ઠી એપ્રીલે છેલ્લો દસ્તાવેજ કરી મોકલ્યો તે.**

તા. ૫ મી-જીલકાદની મીતીની એક યાદી ગાયકવાડ મહારાજ તરફથી પહોચી છે, તેમાં એ છે કે ત્રણ હજાર ઘોડાં બ્રિટીશ સરકારની ચાકરીમાં છે, માટે ગાયકવાડ મહારાજ કબુલ કરે છે કે કંપની સરકારને ત્યાં દશ લાખ રૂપીયા જાયુક માટે અનામત રોકડા આજરોજથી મુકશે અને તે તહનામા પ્રમાણે મહિને મહિને ચહડચો પગાર ત્રણ હજાર ઘોડાંનો આપ્યા જશે; તેમ કરવામાં જો તે કસુર કરશે તો ગાયકવાડ તરફથી જે સરદાર ઘોડા ઉપર હશે તેને આ દસ લાખ રૂપીઆમાંથી ત્રણ હજાર ઘોડાના પગાર જેટલો પગાર આપવામાં આવશે. અને તહનામાની આઠમી કલમ પ્રમાણે અને દસ્તુર પ્રમાણે એ સરદાર પગાર વેંહેચશે અને આ પ્રમાણે જે પૈસા ઉપાડવામાં આવ્યા હશે તે ગાયકવાડ સરકાર ભરી દઈ હમેશાં દશ લાખની સીલીક ચાલુ રાખશે. આ માટે મહારાજની અરજ એ છે કે મહાલમાંથી જપ્તી ઉઠાડવી. એ વાતને ગવર્નર જનરલ સાહેબ પસંદ કરે છે. એટલે ઉપર કહેલી અનામત અંગ્રેજ સરકારને ત્યાં મુકે તો મુકયા પછી પંદર દિવસે મહાલમાંથી જપ્તી ઉઠાવવી અને છોડ ચીઠ્ઠી આપી દેવી.

વડોદરા તા. ૬ ઠી એપ્રીલ સને ૧૮૩૨.

---

**તા. ૮ મી જીલહજ ૧૨૪૧ અથવા તા. ૧ ફેબ્રુઆરી સને ૧૮૪૧ ને રોજ શીયાજીરાવ ગાયકવાડે વડોદરા મુકામે નામદાર ગવર્નર સાહેબને આપેલી યાદી.**

ગાયકવાડ સરકાર અને અંગ્રેજ સરકાર વચ્ચે વાંધો ચાલ્યા કરે છે તે ઉપર મુંબઈના ગવર્નર સર જે. કર્નાક બેરોનેટ વડોદરે પધાર્યા અને રૂબરૂમાં મુલાકાત લીધી. ગાયકવાડ સરકારે અંગ્રેજ સરકાર હસ્તક ત્રણ હજાર ઘોડા રાખેલા છે તે બાબત ઘણી જીકર ચાલી અને તે એ કે તહનામા પ્રમાણે હાલના જેટલીજ તે સંખ્યા રાખવી અને અંગ્રેજ સરકારે નવો રસાલો કરેલો છે, તેનો પણ પગાર ગાયકવાડે આપવો. જેથી બન્ને રાજ્યની દોસ્તી અને મનમેળ રહે તથા ગવર્નર સાહેબનું મન રાજી થાય, એ વાત ધ્યાનમાં રાખી ગાયકવાડ સરકારે નવો રસાલો રાખ્યો તે દિવસથી તે સંવત ૧૮૯૭ ના પોષ વદી ૦)) (જાનેવારી સને ૧૮૪૧) સુધી આપવાનું કબુલ કર્યું છે. અને હિસાબમાં તેટલી રકમ જમે આપવી તથા તે દિવસથી રસાલાનો ખર્ચ આપવો. પણ તે વર્ષે દહાડે ત્રણ લાખથી વધારે આપવો નહી અને તે રૂપીઆ ગાયકવાડ સરકાર તરફથી અંગ્રેજ સરકાર, જે ખંડણી ઉઘરાવે છે તેમાંથી કાપી લેવા. એ રસાલો હાલની માફક અંગ્રેજ સરકારના હુકમમાં હમેશાં રહેશે.

**ગવર્નરે તા. ૧ લી ફેબ્રુઆરી સને ૧૮૪૧ ને રોજ ગાયકવાડ સરકારને લખી આપેલી યાદી.**

અંગ્રેજ સરકારે ગાયકવાડ મહારાજને જાહેર કર્યું કે હાલ જે ગાયકવાડનાં ત્રણ હજાર ઘોડાં છે તેમાંથી પંદરસો રાખવાં તે વાત ગાયકવાડે કબુલ કરી નહી, કારણ કે તે તહનામાની સરત પ્રમાણે નથી. બન્ને રાજ્યો જોડે પાછી દોસ્તી થઈ છે માટે એવું ઠરાવવામાં આવ્યું છે કે બન્ને રાજ્યો વચ્ચે જે કોલકરાર થયો છે, તે ત્રણ હજાર ઘોડાની બાબતનો કાયમ રાખ્યો છે.

### નામદાર સર જે. કર્નાક બેરોનેટને મહારાજા શીયાજીરાવ ગાયકવાડે લખેલા પત્ર. તા. ૧૫ મી જુલહુજ સંવત ૧૮૯૭-ફેબ્રુઆરી ૧૮૪૧

અમારા રાજ્ય જોડે બંદોબસ્ત થયેલો છે તેમાંના ઠરાવ પ્રમાણે નામદાર કંપનીના હસ્તક ૩૦૦૦ ઘોડાં અમારા રાજ્યે રાખેલાં છે તેમાંથી ૧૫૦૦ નામદાર કંપનીએ ઉઠાવી લેવાં એવી અરજ થઈ છે, પણ ઠરાવમાં તેમ હોય એમ જણાતું નથી. નામદાર કંપનીના હસ્તકમાં ૩૦૦૦ ઘોડા છે તે કાયમ રાખવાથી બન્ને રાજ્યોમાં જે દોસ્તી અને ઈજ્જત દેખાય છે તે દૃઢ થયેલી જણાશે એ સંબંધી કાંઈ વાંધો હોવોજ ન જોઈએ. અમારી અંતઃકરણથી ઈચ્છા હતી કે આપણા રાજ્યોમાં કાંઈ તકરાર પડે નહી અને આગળની પેઠે સારો બનાવ ચાલ્યો જાય એ ઉપરથી એક વિનતિ પત્ર તમને બોલાવવાને લખ્યો અને તે ઉપરથી અમારા ઉપર કૃપા કરી તમે પધાર્યા ત્યારે વડોદરામાં મારી મુશ્કેલીઓ બધી સ્પષ્ટ રીતે જણાવી હતી કે કરજનો બોજો બહુ થઈ પડ્યો છે અને કુટુંબ અને આશ્રિતોનાં ખર્ચ પણ ઘણાં છે. તે વખતે તમોએ અમને રોબર્ટસ સાહેબના રસાલાનો ખર્ચ કબૂલ કરવાને કહ્યું ત્યારે આપની મરજી સાચવવાની ઇચ્છાથી અને સરકારને મા બાપ અને વાલી માફક ગણી, મેં એ હીસાબના ખરચના ત્રણ લાખ રૂપીયા વર્ષના હીસાબમાં મજરે આપવા કબુલ કર્યા ( જેને વિષે હાલ નવો તગાદો થયો છે ) અને તેમાં જે દિવસથી એ રસાલો કર્યો ત્યારથી પાછળનો ચઢેલો પગાર તેમાં ગણેલો હતો; અને તેમ કરવાનું કારણ માત્ર એટલુંજ કે મારી અશક્તિ અને સરકારના ઉપર પૂર્ણ ભરોસો રાખેલો એ હતું. પણ આપ સાહેબને તથા કંપની બહાદુરને અમારી અરજ એટલીજ છે કે મહારાજનું કરજ બહુ ભારે થઈ ગયું છે, કુટુંબનો ખર્ચ અને વંશ પરંપરાના આશ્રિતોની નીમણુકનો ખર્ચ વધ્યો છે, એતો આપે જોયું છે. માટે આપે અને કંપની સરકારે, ગાયકવાડ સરકારની ઈજ્જત જાળવી આબાદી રહે એ જોવાનું છે. મારો અને મારા રાજ્યનો સઘળો ભાર તમારા ઉપર છે. તથા મારી આબરૂ અને આબાદી તે તમારી છે. નામદાર કંપની અને આપ સાહેબ બન્ને મારી ઇજ્જત જાળવનાર છો અને તમારા તરફથી કાંઇ અડચણ થનાર નથી. નામદાર કંપનીના ફરમાવ્યા પ્રમાણે હું તો ચાલું છું માટે આ રસાલાનો ખર્ચ વર્ષે દહાડે જે બેસે છે તેથી ત્રણ લાખ રૂપીયાનો બોજો પડવાથી મારી સરકાર ગુંચવણમાં આવી પડી છે માટે અંતઃકરણથી. આ રાજ્યના સંતોષ માટે અરજ કરવામાં આવે છે કે મહેરબાની અને દોસ્તીનો ઘટાડો ન સમજતાં નામદાર કંપની તરફથી આપ સાહેબ આ સરતની ફારગતી મેળવી આપશો.

### ગાયકવાડ સરકારને લખેલો પત્ર તા. ૮ ફેબ્રુઆરી ૧૮૪૧

મહારાજના ઘણા આગ્રહથી મારે વડોદરે આવવું ઠરેલું. ત્યાંથી મુકામ ઉઠાવતાં પહેલાં મારા મુકામ દરમ્યાનમાં જે બાબતમાં અમારૂં મન લાગેલું હતું તેના છેવટ ઠરાવ બાબત તથા ગાયકવાડ સરકાર અને બ્રિટીશ રાજ્ય વચ્ચે પાછો સારો બનાવ, જે કાંઇ દિવસ હવે ઓછો થનાર નથી એવી આશા છે. તે બનાવ પાછો થયો તે વિશે થોડાંએક સલાહનાં વચનો લખી મોકલવાનું યોગ્ય ધારૂં છું.

મેજર રોબર્ટસ વાળા રસાલાના ખર્ચ બાબતનો તગાદો થયેલો તે તમે કબુલ રાખ્યો તથા ખંડણીયાં મુલકમાં જે ઘોડેસ્વારો રાખવામાં આવે છે તેનો ખર્ચ પણ કબૂલ રાખ્યો, તેથી બ્રિટીશ રાજ્ય જોડે પાછું મળી જવાની તમારી હૃદય પૂર્વકની ઇચ્છા જોઈ તથા મહારાજના દરબારમાં અંગ્રેજ સરકારનો એલચી રહે છે તેની સલાહ પ્રમાણે ચાલવાની તમે મરજી જણાવી, અને હાલ સુધીના જે કરારો-બાંહેધરી છે તે કાયમ રાખવાને કબુલ થયા છો, તે ઉપરથી, પહેલાંનાં આપનાં વારંવારનાં કૃત્યોથી જે સ્નેહ સંબંધ તુટ્યો હતો તેની નવી ગાંઠ બાંધવાને હું શક્તિવાન થયો છું. અને તેજ ઉપરથી મને આનંદ થાય છે કે જપ્તી વાળું પેટલાદ પરગણું તથા ખંડણીયા મુલકની

જમાબંદી તમને પાછી આપવાનો હુકમ કરૂં છું. તમારા આગ્રહથી અને નવસારીના દેશાઈને ખંડણીના હીસાબમાંથી જે રકમ આપવી ઠરે તે આપવાની કબુલાત તમે કરી છે તેથી તે કસબા ઉપરથી પણ જપ્તી ઉઠાવી છે.

જ્યાં સુધી થોડા દહાડા અંગ્રેજ સરકારના તાબામાં પેટલાદ રહ્યું તે દરમીયાન મહારાજની રૈયતે અંગ્રેજ રાજ્યની આણ સ્વીકારેલી માટે તેની કોઈ રૈયત ઉપર જુલમ ન કરવો એ બાબત તમારી પાસે, લખેલી જામીનગીરી લીધા વિના, મારાથી પેટલાદ તમને પાછું અપાય નહી. પણ એ વિરૂદ્ધ તમારો ઘણો આગ્રહ થયેલો તે માન્ય રાખ્યો, કેમકે તેથી રાજાનાં માન પ્રતિષ્ઠા ઘટે તથા લૉર્ડ ક્લૅરના વખતમાં જે રાજ્યો જપ્તીમાં હતાં તેની રૈયતની કંઈ ફરીયાદ, જપ્તી ઉઠયા પછી થયેલી નથી તે જોતાં નકામું ગણાય, અને એથી વારવાર અથડામણનું કારણ ઉભું થાય એમ સમજી મહારાજને એ બાબતનો આગ્રહ કરવાનું મુકી દીધું અને તમારી પાસેથી યકીનથી વચન લીધું કે તમારા બીજા મુલકના લોકો જેવાજ પેટલાદના લોકોને સમજી તેઓએ અંગ્રેજ સરકારની આણ કબુલ રાખેલી તથા તે પરગણાના વહીવટમાં મદદ કરેલી માટે કોઈપણ પ્રકારે કાંઈજ હરકત થાય નહીં, એવું વચન લઈ સંતોષ પામ્યા છીએ. મહારાજાને યાદ હશે કે એવચન મારી, ચીફ સૅક્રેટરી, રેસીડંટ અને તેના આસીસ્ટંટની રૂબરૂ આપ્યું છે અને એવી પાકી સમજણથી કે તેમાં જો ભંગ થશે તો લખાણ કરયું નથી છતાં પણ પાછી જપ્તી બેસાડી એ પ્રગણું પાછું અંગ્રેજી રાજ્યમાં જોડી દેવામાં આવશે. મહારાજાના વચનમાં અમારો સાચો વિશ્વાસ છે અને અમારી ખાત્રી છે કે કોઈ પણ પ્રસંગે આમ કરવાથી અમને દિલગીર થવાનું કારણ મળશે નહી, છતાં પણ મારે ફરીથી જણાવવું પડે છે કે આ વચન કોઈ પણ રીતે તોડવામાં આવશે તો તે અંગ્રેજ સરકાર સાંખશે નહીજ. અથવા જે લોકોનો ઈન્સાફના ધોરણે અમારો આશ્રય લેવાનો હક્ક છે તેઓને જુલમમાંથી મુકત રાખવામાં કાંઈ અંદેશો જેવું પણ જણાવવા દેશો નહી.

મહારાજને ખબર છે કે હાલ જે તગાદો થયો છે તે ગાયકવાડ સરકારની જમાબંદીમાંથી મેજર રૉબર્ટસવાળો બધો રસાલો અંગ્રેજ સરકારના તાબામાં રહે એવી સગતનો બંદોબસ્ત થાય તો, તે ઉપર નવો ઠરાવ થયે બન્ને રાજ્યો વચ્ચે સારો સંબંધ રહે એવી અમારી માગણી હતી. અને કાઠીયાવાડ વગેરેમાં ઓછામાં ઓછા ૧૫૦૦ સ્વાર, સને ૧૮૧૭ ના તહનામામાં જણાવેલા પ્રમાણે જે ખંડણી અમે ઉઘરાવીયે છીયે તેની ચાકરીમાં રાખવાની સરત મુજબમાંની હતી. ફરમાવેલી રીત પ્રમાણે ગાયકવાડ સરકારે રૉબર્ટસનો રસાલો રાખવાનું કબુલ કરયું, પણ તહનામાની શરતો જરાએ જરા સચવાય માટે કલમ ૮ માં ૩.૦૦૦ ઘોડાનો કંટીન્જંટ તમને રાખવા દેવો એવી ઈચ્છા તમે બતાવી, એ વાતની હવે હા કહી, પણ તેજ વખતે તમોને જણાવ્યું હતું કે અંગ્રેજ સરકારને ફકત કાઠીયાવાડ વગરેની નોકરીમાં ફકત ૧૫૦૦ ઘોડાની જરૂર છે માટે કોઈ વખતે એ કંટીજંટની સંખ્યા જે કાઠીઆવાડ માટે છે જે ઓછી કરવાની થાય તો કામમાં કાંઈ વાંધો લેવામાં આવશે નહીં, પણ તે સંખ્યામાં મીર સરફરાજઅલી વગરેને પાછા નોકરીમાં રાખવાને અંગ્રેજ સરકારનો તમારા ઉપર થયેલો તગાદો, તેઓને તમારી નોકરીમાં પાછા રાખવાનો હતો, માટે તેઓને પાછા રાખવા પડશે.

ચાલતી બીજી તારીખે મહારાજ જોડે મારે મુલાકાત થઈ તેમાં બંદોબસ્ત કરવાની ૩૧ કલમોની યાદી મને આપી હતી; મેં મહારાજને ખબર કરી કે તે વાંચી જોવાથી એમ માલમ પડે છે કે તેમાંથી ઘણી બાબતોનો નિકાલ રેસીડેન્ટથી થઈ શકશે, તોપણ બે બાબત ઉપર અંગ્રેજ સરકારના વિચાર તમને સમજાવવામાં આવ્યા હતા અને હાલ ફરીથી કહેવા પડે છે. જે બાબત દશેરા તથા ગણપતીની સ્વારી વખતે રેસીડેન્ટ સાહેબ અને અંગ્રેજી પલટણોએ

હાજર રહી તથા અંગ્રેજ સરકારના તરફથી મ્હોટા તહેવારને દહાડે મહારાજના કુટુંબને આહીર આપવાના શીરસ્તા સંબંધે છે.

એ બાબતો વિશે અંગ્રેજ સરકારે જે ઠરાવ કરેલો છે તેનાં કારણો અત્રે ફરી ફરીને કહી જવાની જરૂર નથી, પણ એટલું જ કહેવું જોઈએ કે જે મેં રેસીડેન્ટને કહ્યું છે. તે એ કે ગાયકવાડને દરબારના વકીલ સમજી આવી મ્હોટી સ્વારીઓમાં ઘટીત માન આપવા રેસીડેન્ટ સાહેબ આવશે, જે વખતે અને દિવસે હવેલીમાંથી સ્વારી ન્હડવાની હોય તેની ખબર તમારા તરફથી મળ્યા પ્રમાણે તે કોઈ સગવડવાળી જગ્યાએ સ્વારો લઈને હાજર રહેશે, અને તે જગ્યા મહારાજને પૂછાવીને મુકરર કરવામાં આવશે. અને ત્યાં સ્વારીમાં સામેલ થયા વિના તમારી રીત પ્રમાણે ઘટતું લશ્કરી માન એટલે સલામતી આપશે, મને આશા છે કે મહારાજ આટલી મહેરબાનીથી રાજી થશે. કારણ કે વડીલ અધિકારીઓ તરફથી જે તાકીદનો હુકમ આવેલો છે તેમાં ઘણામાં ઘણું એટલું જ થઈ શકે છે.

નામદાર કંપનીના દસ્તુર પ્રમાણે હરકોઇ પ્રસંગે નજરાણો લેવો આપવો તે ચાલુ રિવાજથી વિરુદ્ધ ગણાય છે. પણ મુંબઈ સરકારના ઉપરી માફક આ બાબતમાં રિવાજથી આડા જવાનું મેં દુરસ્ત ધાર્યું છે. (અને મહારાજને વડિલ પુત્ર રાવ સાહેબ જન્મ્યા તે વખતે મહારાજને આ હાર મારી હાલની મુલાકાતના દરમ્યાનમાં આપવાનો ઈતેખાબ બન્યો તેથી મને તેમ કરવાનો અખત્યાર છે તે ઉપરથી હું ખુશી છું) તોપણ રેસીડેન્ટને એવો નજરાણો લેવા તથા આપવાની પરવાનગી આપી શકાતી નથી.

અંગ્રેજ સરકારને જે જે બાંહેધરીઓ તમે કરી તે પુરેપુરી પાળવાને વારંવાર તમે કોલ આપો છો માટે તેને બરાબર વળગી રહેવાની જરૂરીયાત મહારાજને ફરી ફરીને આર્જવથી જણાવવી પડે છે, કારણ કે તેથી ઉલટા ચાલવાથી મહારાજને આખરે દુ:ખની અણીપર આવવું પડશે. અને તમારે ખુબ ધ્યાનમાં રાખવું કે એ બધા કરારો એકદમ કબુલ રાખવાથીજ હાલ જે સારાં ભાગ્યે બન્ને રાજ્યો વચ્ચે જે નવો બનાવ પાછો બંધાયો છે તે કાયમ રહેશે. તમારા મુલકના તમે એકલા રાજા છો, માટે તમારા રાજ્યની અંદરના કારભારમાં અંગ્રેજ સરકાર હાથ ઘાલવા ખુશી નથી; અંગ્રેજ સરકારની બાંહેધરી ધરાવનાર બધાં માણસોને તાકીદ કરવામાં આવશે કે તેઓએ તમને એ પ્રમાણે લખવું અને તેમ નહી કરે તો અંગ્રેજ સરકાર તેઓના ઉપર ખુબ ફક્ા થઈ જશે, અને મહારાજા જોડે જે લખાણ કરશે તેમાં તેઓએ ખુબ અદબ અને નમનતાઈ રાખવી પડશે, પણ જેમાં અંગ્રેજ સરકાર વચ્ચે છે, એવી બાંહેધરીની દરેક બાબતમાં ગાયકવાડ સરકાર કંઈ પણ ડખલ નહી કરે તે જોવાની અંગ્રેજ સરકારની ફરજ છે તેમાંથી તે મુક્ત થઈ શકતા નથી.

ઘણાએક પ્રસંગો ઉપર મહારાજને બદ સલ્હાકારો, જેઓની સલાહથી મહારાજને વારે ઘડીયે અડચણ આવી પડે છે અને તેમાંના મુખ્ય વેણીરામ આદીતરામ વિશે કહી જણાવ્યું છે. પણ મહારાજની ખાત્રી કરવા ઉપરથી મને આનંદ થયો છે કે તે શખસને રજા આપવાનું જાહેરનામું થયા બાદ તમે કોઈ પણ પ્રકારે સંબંધ રાખ્યો નથી, અને તમારી નોકરીમાંથી અને સલાહમાંથી હમેશને માટે એને દૂર કરવાનો તમારો વિચાર જોઈ અમને વિશ્વાસ છે કે તમે તે પ્રમાણે વર્તશો.

મહારાજના ખુબ આગ્રહ ઉપરથી બીજી તારીખની મુલાકાતે કેટલાક શખસની મુલાકાત લેવાનું જ્યારે મેં કબુલ કર્યું, ત્યારે મેં મહારાજને સાફ જણાવ્યું હતું કે મહારાજની મરજી સાચવવાને માટે મેં એ મંજુર રાખ્યું હતું કેમકે તેમાંના માણસો જેને તમારી નોકરીમાંથી દૂર કરવા સરકારે ફરમાવેલું તે રજા આપેલા તમારા દીવાન વેણીરામના સગા તથા મસલતીઆ હતા અને તે માટે તેઓના ઉપર વિશ્વાસ રાખીને અથવા તેઓ તમારી નોકરીમાં

નેક નામદાર લોર્ડ એલ્ફીનસ્ટન, મુંબાઈના ગવર્નર તથા મેજર જનરલ રોબર્ટ્સ માજી લશ્કરના ઉત્તર ભાગના કમાન્ડીંગ તથા ફીદવીએ પોતે–એ બધાએ મળીને હિંદુસ્તાનના નેક નામદાર ગવર્નર જનરલને લખી જણાવ્યું છે કે ગાયકવાડ સરકાર ખુબ દોસ્તી રાખે છે, અને ગયા વર્ષમાં જે મદદ કરી હતી તે પણ જણાવ્યું છે.

આજે મને ઈંડિયા સરકારના સેક્રેટરી તરફથી ગવર્નર જનરલનો, અલ્હાબાદ મુકામેથી નંબર ૧૫૧૯ તા૦ ૩૧ મી મે સને ૧૮૫૮ની મિતીનો પત્ર આવ્યો છે તેમાં મને જણાવ્યું છે કે તે નામદાર મહારાજા સાહેબ ખંડેરાવ ગાયકવાડની નીમકહલાલી અને ભક્તિ જોઈને એવા તો ખુશી થયા છે કે મુંબઈના ગવર્નર સર જેમ્સ કર્નાક શીયાજીરાવ મહારાજને તા૦ ૮ મી ફેબ્રુઆરી સને ૧૮૪૧ નો જે ખરીતો મોકલેલો તેમાં રોબર્ટ સાહેબના રીસાલા અને ગાયકવાડના કંટીજંટ લશ્કરને લગતો ભાગ, તથા તા૦ ૧ લી ફેબ્રુઆરી સને ૧૮૪૧ ને રોજની, મહારાજ શીયાજીરાવ ગાયકવાડ તરફની એ રીસાલાના ખર્ચના દરવર્ષે ત્રણ લાખ રૂપીઆ આવવાની આપી યાદી તે બધું હાલ માફ કરવામાં આવ્યું છે. અને હવે પછી એ બાબતનો બંન્ને સરકાર વચ્ચે બંદોબસ્ત, તા૦ ૬ ઠ્ઠી નવેમ્બર સને ૧૮૧૭ ના તહનામાની કલમ ૮ મી પ્રમાણે ચાલશે. અને સહાયક લશ્કરની જોડે ચાકરીમાં ત્રણ હજાર કંટીજંટ લશ્કરની જરૂર નહીં હોય ત્યારે, હાલ જેમ તે લશ્કર ગુજરાત અને કાઠીયાવાડના ખંડણીયા મહાલમાં જે પ્રમાણે નોકરી કરે છે, તે પ્રમાણે અંગ્રેજ સરકારના ખંડણીયા મહાલમાં તેઓના હુકમ પ્રમાણે નોકરી બજાવ્યા કરશે.

ગવર્નમેન્ટ ઓફ ઈંડિયાના સેક્રેટરીના પત્રમાં કઈ તારીખથી એ બંદોબસ્ત અમલમાં આવશે તે બાબત લખેલું નથી, પણ હું તે લખી મંગાવીશ ને જવાબ આવે મહારાજને ખબર જણાવીશ..

આ સમાચાર લખી જણાવતાં મને બહુ હર્ષ થાય છે, કે મહારાજાએ મહારા તરફ દોસ્તીભાવ બતાવ્યો છે, અને આથી કોઈ સારા સમાચાર મારી બાબતમાં આવ્યા હોય અને મને જેટલો આનંદ થાય તેટલો થયો છે.

---

**મહારાજા ખંડેરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર તરફથી વડોદરાના રેસીડેન્ટ બ્રીગેડીયર જનરલ સર આર. સી. શેક્સપીયર ઉપર નંબર ૬૨૫ તા૦ ૧૭ મી જુન સને ૧૮૫૮ ની મોકલેલો યાદી.**

તા૦ ૧૪ મી જુન સને ૧૮૫૮ ની યાદી નંબર ૪૭૧ ની રેસીડેંટ તરફ મળી છે. તેનો મજકુર એ છે, કે, નેક નામદાર મુંબઈના ગવર્નર લોર્ડ એલ્ફીનસ્ટન તથા મેજર જનરલ રોબર્ટ, લશ્કરના ઉત્તર ભાગના કમાન્ડીંગ અને મેં પોતે, નામદાર ગવર્નર જનરલ ઓફ ઈંડીયાને ગાયકવાડ સરકારની દોસ્તી વિશે તથા ગયા વર્ષમાં જે મદદ આપી છે તે હકીકત લખી હતી. તે ઉપરથી પત્ર નંબર ૧૫૩૬ તા૦ ૩૧ મી મે સને ૧૮૫૮ નો ઈંડિયા સરકારના સેક્રેટરી તરફથી આવ્યો છે. તે એવી મતલબનો કે મહારાજા ખંડેરાવ ગાયકવાડ સેના ખાસખેલ શમશેર બહાદુરની દોસ્તી અને નિમકહલાલીની વાત સાંભળી ગવર્નર જનરલ સાહેબ એટલા તો ખુશ થઈ ગયા છે કે તેઓએ ત્રણ બાબતોમાં માફી આપવાનો હુકમ લખી મોકલ્યો છે. તે એ કે તા૦ ૮ ફેબ્રુઆરી સને ૧૮૪૧ ના ખરીતામાં સર જૅાન કર્નાક, રોબર્ટ સાહેબના રીસાલા બાબત તથા કંટીજંટ બાબત તથા તા૦ ૧ લી ફેબ્રુઆરી સને ૧૮૪૧ ની યાદીમાં શીયાજીરાવ ગાયકવાડે લખ્યા પ્રમાણે ત્રણ લાખ રૂપીઆ દરવર્ષે રોબર્ટ સાહેબના રીસાલાના આપવા કબુલ કરેલા તે, અને તે હવે પછી બંન્ને સરકાર વચ્ચે સદરહુ બાબતેનો બંદોબસ્ત થયો છે તે, તા૦ ૬ ઠ્ઠી નવેમ્બર સને ૧૮૧૭ ના તહનામાની કલમ ૮ મી પ્રમાણે ચાલશે. પણ જ્યારે કંટીજંટ ને કુમકી લશ્કરને જોડે જવાની જરૂર નહી હોય ત્યારે ગુજરાત અને કાઠીયાવાડનાં ખંડણીયા રાજ્યોમાં હાલમાં તેઓ

નોકરી બજાવે છે, તે પ્રમાણે બ્રિટીશ સરકારની મરજી માફક બંડણીઆ મહાલમાં તેઓ નોકરી કરવા જશે. ઈંડિયા સરકારના સેક્રેટરીના પત્રમાં કઈ તારીખથી એ શરૂ થશે તે લખેલું નથી માટે તે બાબત લખાણ કરી જવાબ આવશે એટલે મહારાજાને ખબર થશે.

તેના જવાબમાં રીસાલાના ખર્ચના ત્રણ લાખ રૂપીયા નેક નામદાર ગવર્નર જનરલ સાહેબે મહેરબાનીની રાહે છોડી દીધા છે તે જોઈ અમે બહુ ખુશી થયા છીએ, અને બીજું લખી જણાવીએ છીએ કે હવે પછી આ સરકારના તરફથી ત્રણ હજાર ઘોડા નોકરીમાં રાખવાના ઠર્યા છે તે યાદીમાં લખ્યા પ્રમાણે કામ કર્યા જશે.

આમ થવાથી અમારા ઉપર મ્હોટો ઉપકાર ગયો છે અને એથી બહાર સારૂં કહેવાશે અને બન્ને રાજ્યોમાં જે દોસ્તી ચાલે છે તેની ખાત્રી થશે. એ રીસાલાનો ખર્ચ મારે માથે પડવાથી મારા માથાપર કરજનો બોજ હાલ સુધી વધતો ગયો છે, અને તેથી બહુ મનમાં ચીંતા થતી હતી. અર્થાત કે આ સરકારની ઈજ્જત, આબરૂ અને માન, નામદાર કંપની બહાદુર અને નેક નામદાર ગવર્નર જનરલ બહાદુરના હાથમાં છે, અને એ અમારાં તે તેમનાં છે, તે માટે દોસ્તીના હક્કથી અમે લખી જણાવીએ છીએ કે એ બન્ને રાજ્યની દોસ્તી કેટલીક પેઢીઓથી ચાલી આવી છે. અને તેમાં વધારાને માટે મારી બહુ ઇચ્છા છે તેથી હું રેસીડેન્ટ સાહેબની યોગ્ય સલાહ પ્રમાણે ચાલું છું.

તે માટે ઉપલી મતલબ ધ્યાનમાં લઇ નામદાર ગવર્નર જનરલને આ દરબાર તરફથી દરબારની ખુશીની વાત લખી જણાવશો.

---

## ગાયકવાડ ઉપર ખરીતો

સલામ બાદ—મહારાજની કોર્ટમાં જે રેસીડેન્ટ સાહેબ છે તે વારેઘડીએ અમારા ઉપર રિપોર્ટ મોકલ્યાં કરે છે તે ઉપરથી, તથા છેલ્લા બંડ વખતે બહુ આનંદથી અચુક રીતે જે કામો મહારાજે કરી બતાવ્યાં છે તે ઉપરથી માલુમ પડે છે કે આપ મહારાજે બ્રિટીશ રાજ્ય તરફથી, ઇંગ્લંડના સત્તાધારીઓની તરફથી અને મારી તરફથી આપનું જ કામ હોય તેમ સમજો છો માટે હું તમારો, તમો જે દોસ્તીનો ભાવ સંકટના સમયમાં બતાવ્યો છે તેનો, અંતઃકરણથી ઉપકાર માનું છું.

તમારી નીમકહલાલી અને દોસ્તી ઉપર વિચાર રાખી, વર્ષ દહાડે ગાયકવાડ સરકાર પાસેથી ઈ.સ. ૧૮૪૧ થી સીકંદરી સ્વારને નામે ત્રણ લાખ રૂપીયા લેવાનો ઠરાવ કરેલો તે મેં છોડી દેવાનો ઠરાવ કર્યો છે, અને મહારાજ તરફ વધારે ચાહના છે એની નિશાની તરીકે બીજું એ ઠરાવ્યું છે કે એ છુટ તમે મહારાજ ગાદીએ બેઠા તે દહાડેથી ગણવી.

ઘણી ખુશીથી અમે મહારાજને વાસ્તે મોરેહાલની એક જોડ મોકલી છે તે મહારાજ કબુલ રાખશે અને આશા છે કે અંગ્રેજ સરકાર મહારાજનું કેટલું માન રાખે છે અને સ્નેહ રાખે છે તેની નિશાની તરીકે એ ગણાશે.

કેનીંગ.

---

**ગાયકવાડ સરકાર તરફથી રેસીડેન્ટ ઉપર લખેલી યાદી નંબર ૪૬૦ તા. ૧૪ મી મે સને ૧૮૫૬.**

આ દરબાર તરફથી યાદી નંબર ૨૩૩ તા. ૨૯ મી ફેબ્રુઆરીની રેલ્વેના ઉપયોગ માટે જમીન આપવાની મોકલી હતી અને તેનો જવાબ રેસીડેન્ટ તરફથી તા. ૧૨મી મે નંબર ૮૨૦નો આવ્યો તેમાં લખે છે કે તે યાદી સાફ સ્પષ્ટ નથી, તેથી ગવર્નર જનરલ સાહેબનો કેટલોક અંદેશો આવ્યો છે માટે ગાયકવાડ સરકાર મહેરબાની કરી પાછળથી શક અને વાંધો ન રહે માટે રેલ્વે માટે જે જમીન લેવામાં આવે તેમાં બધી સત્તા ઈંડિયા સરકારને આપી દે.

તેના જવાબમાં લખી જણાવવામાં આવે છે કે

નંબર ૪૨૩ ની યાદીમાં લખી જણાવ્યા પ્રમાણે અમે રેલ્વે માટે જમીન આપી ચુકયા છીએ, અને રેલ્વેના કામ બાબત એ જમીન ઉપર બધી સત્તા ઈંડિયા સરકારની રહેશે; પણ આ દરબારે સડક માટે જમીન આપવાને કંઈ અંદેશો કે વાંધો મનમાં રાખ્યો ન્હોતો છતાં તે યાદીમાં લખી જણાવ્યું છે માટે આ દરબારને બહુ દીલગીરી થઇ છે, માટે અમારી અરજ છે કે મહેરબાની કરી આ બાબત ગવર્નર જનરલને લખી એટલું સમજાવવું કે આ દરબાર દરેક રીતે ગવર્નર જનરલની તાબેદાર છે.

આ બાબત ઉપર વિચાર રાખીને અમે લખી જણાવીએ છીએ કે એ કામથી (રેલ્વેથી) અમારી શાએર ઉપજમાં તા. ૨૯ ફેબ્રુઆરી નંબર ૨૩૨ ની યાદીમાં જણાવ્યા પ્રમાણે નુકસાન જવું ન જોઇએ, માટે એ પ્રમાણે જવાબ લખાઈ આવવો જોઈએ.

---

**વડોદરાના મહારાજા ગાયકવાડને તા. ૧૧ મી માર્ચ સને ૧૮૬૨ એ સનંદ મોકલાવેલી તેની નકલ.**

હિંદુસ્થાનમાં જે રાજા અને સરદારો હાલ પોતાના દેશમાં હકુમત ચલાવે છે, તેઓનાં રાજ્યો હમેશાં રહે તથા તેઓના ખાનદાનનો મરતબો અને વંશ જારી રહે એવી એવી મહારાણી સરકારની ઇચ્છા હોવાથી તે ઇચ્છા બર લાવવાને માટે હું *આથી તમને આ ખાતર જમા કરી આપું* છું કે તમારા ખરા વારસને અભાવે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે, અને તમારા કુટુંબના વહિવટ પ્રમાણે જે કોઈને રાજ્યની ગાદીએ તમો બેસાડો તેને અમે કાયમ રાખીશું.

જ્યાં સુધી તમારી ગાદી સરકાર તરફ રાજ્ય ભક્તિ રાખી રહેશે અને બ્રિટીશ સરકારના કરેલા ઉપકારો, કોલકરાર અને તહનામામાં લખી આપેલાં વચનો તેની શરત પ્રમાણે પાક દાનતથી પાળશે ત્યાંસુધી તમારે ખાત્રીથી જાણવું કે એ બંદોબસ્તમાં કોઇ પણ રીતે વાંધો ઉઠાવવામાં આવશે નહી.*

કેનીંગ

---

## રેવાકાંઠા

સને ૧૮૪૦ માં ગાયકવાડનો દાખલો જોઈ રેવાકાંઠાના મુખ્ય સરદારોએ સતી અટકાવવા માટે કોલ કરારો કર્યા.

પહેલા કલાસની હકુમતનો એટલે કે અંગ્રેજી રૈયત સિવાય બધાં માણસો ઉપર દેહાંત દંડ કરવાની શિક્ષાના ગુન્હાની તપાસ કરવાનો જેને અખત્યાર છે એવા એકલા રાજપીપળાના રાજા છે. છોટાઉદેપુર, દેવગઢ બારૈયા, લુણાવાડા, સોંથ અને વાડાસીનોર એઓને બીજા વર્ગનો અખત્યાર, એટલે પોતાની રૈયતના મ્હોટા ગુન્હાનો ઇન્સાફ કરવાનો અખત્યાર છે. એ રાજ્યોમાં પરગામી અથવા અંગ્રેજી રૈયત કંઈ ગુન્હો કરે તો અને મહેવાસી તાલુકાઓમાં ગુન્હા થાય તો તે બધા ગુન્હાનો ઇન્સાફ રેવાકાંઠાની ફોજદારી કોર્ટમાં પોલિટીકલ એજંટ કરે છે. એ કોર્ટ, કોર્ટ ઓફ ડાયરેકટરનો હુકમ તા. ૧૨ મી જાનેવારીનો આવવાથી સને ૧૮૪૨માં બંધ થઈ છે.

**રાજપીપળા**—આ રાજ્યના સરદારો અકબરના વખત સુધી સ્વતંત્રપણું ભોગવતા હતા અને ત્યારે તેઓએ સ્વાર અને પાયદલ ત્રણ વર્ષ ઉપર આપવાનાં કબુલ કરેલાં તેને બદલે રૂ. ૩૫૫૫૬ ની ખંડણી બેસાડી. મુસલમાની સત્તાની પડતી અવસ્થામાં એ ખંડણી બરાબર ભરાતી ન્હોતી તે પાછી ગાયકવાડે બેસાડી. અને તેમના રાજ્યના સ્વતંત્રપણા ઉપર હાથ નાખ્યા કર્યો, તેથી આખરે સને ૧૮૧૩ માં બધો કારભાર તેમના અમલદારના હાથમાં આવ્યો. તે વખતે રાજ્યમાં ચોકખી વાર્ષિક રકમ રૂ. ૯૨૦૦૦ ની આવતી હતી અને બધી ઉપજ ગાયકવાડ સરકારના ખજાનામાં ભરાતી હતી.

---

* ગાયકવાડ રાજ્યને લગતાં કરારનામા પૂરાં થાય છે. અને હવે પછીનાં કરારનામા રેવાકાંઠાનાં રાજ્યોને લગતાં આવશે.

અજબસીંધ, નામનો નબળો રાજા તેના બાપના મરણ પછી સને ૧૭૮૬ માં ગાદીએ બેઠો તે સને ૧૮૦૩ માં પડયો. તેણે પોતાના મ્હોટા કુંવર રામસીંધને ગાદી ન આપતાં ન્હાના કુંવર નહારસીંધને ગાદી આપવાની તજવીજ કરી હતી. પણ રામસીંધને તુરંગમાંથી કહાડીને લશ્કરે ગાદીએ બેસાડયો. અસની ચાલથી રામસીંધથી રાજ્ય ચલાવાયું નહી તેથી સને ૧૮૧૦માં ગાયકવાડે તેના કુંવર પ્રતાપસીંધને ગાદીએ બેસાડયો અને રાજપીપળાનું રાજ્ય સોંપવાની સનંદ આપી તેમાં અંગ્રેજ સરકારે બાંહેધરીની સહી કરી.

---

# રાજશાસન અને પ્રજા

(મળેલું)

હીંદુસ્તાનનો વિસ્તાર એની ભાગોલિક સ્થિતિ અને સંયોગોને અંગે, આ દેશમાં નરેશતંત્ર પ્રમાણે વહીવટ ચાલ્યા કર્યો છે. જૂના ઐતિહાસિક કાળમાં, વેન જેવા રાજાઓના કારોબારથી નારાજ થઇને, પ્રજાએ એને પદભ્રષ્ટ કર્યાના અને પોતે–પ્રજાએ–રાજ્ય ચલાવવાને બદલે બીજા રાજાને પસંદ કરી ગાદીએ બેસાડયાના દાખલાઓ છે. કારણ કે પ્રજા, રાજ્ય ચલાવવાની પ્રવૃત્તિમાં પડવાને બદલે શાંતિથી રહેવા ઈચ્છે છે. અને રાજા પોતાનું બાળકો માફક પાલન કરે, પોતાનું ભરણપોષણ કરે, જ્ઞાન આપે અને રક્ષણ કરે એવી એની સ્વાભાવિક મનોવૃત્તિ હોય છે. એક કાળ હિંદુસ્તાનમાં એવો હતો કે રાજાઓ પોતાનાં બાળકોની માફક પ્રજાને રાખતા. આથી રાજા અને પ્રજાનો પરસ્પરનો સમભાવ પિતા અને બાળકોના જેવો રહ્યા કરતો. રાજાઓની આ ભાવના, અત્યારે ઘણી જગ્યાએ નાશ પામી છે. એટલે પ્રજા પણ એવું ઈચ્છે કે આવા–આ રાજાઓ હોય તે કરતાં, રાજાઓ વગરના રાજ્યતંત્રમાં રહેવું એ વધારે સારૂં છે. સૂર્ય જેમ સમુદ્રમાંથી પાણી ખેંચે છે અને પાછું એ પાણીનું જગતને પ્રદાન કરે છે તે પ્રમાણે રાજાઓ પ્રજાહિતાર્થે કર ઇત્યાદિ ઉઘરાવે છે. અને પ્રજા રાજી ખુશીથી આપે છે. પણ રાજાઓએ પ્રજા સાગરમાંથી એના સુખ દુઃખનો વિચાર કર્યા વિના, કેવળ પોતાના જ અંગત સુખ માટે જ્યારથી સંપત્તિ ખેંચવાનું શરૂ કર્યું ત્યારથી પ્રજા અને રાજાઓ વચ્ચે વિરોધ શરૂ થયો છે. આ વિરોધનું સ્વરૂપ અને પ્રજાનું બળ, રાજાઓ વખતસર સમજ્યા નહીં એટલે પ્રજાશાસનની ભાવના જન્મ પામી છે.

પ્રજાશાસન સુખરૂપ છે, એમ જગતની કોઈ પ્રજા માનતી નથી. એમાં પણ તોફાન–રાજા શાસનની શાંતિને મુકાબલે–છે, અનીતિ છે, પરસ્પર મનદુઃખ છે, ઝેરવેર રોપાય છે અને આંતર વિગ્રહ થાય છે. આ બધું જાણવા છતાં પણ બીજાએ નાંખેલાં દુઃખ ભોગવવાં કરતાં, પોતે કરેલાં કામોથી જે દુઃખ ઉત્પન્ન થતાં હોય તો, તે ભોગવવાં બહેતર છે, એમ પ્રજા ઈચ્છે છે. હિંદુસ્તાનમાં રાજાઓ તરફની પ્રજાની આવી મનોવૃત્તિ દિવસે દિવસે એટલી પ્રબળ થાય છે, કે બ્રિટીશ હીંદ કે જ્યાં પરદેશી સરકાર રાજ્ય કરે છે અને એ સરકારના રાજ્ય બંધારણ સામે ત્યાંની પ્રજાનો અણગમો છે એવું જાણવા છતાં, દેશીરાજ્યની પ્રજા એ રાજ્યતંત્ર નીચે રહેવાનું વિશેષ પસંદ કરે છે. દેશીરાજ્યની પ્રજાનાં કેટલાંક માણસોએ તો બ્રિટિશ હીંદમાં જઇને વસવાટ કર્યો છે. કોઈપણ દેશી રાજ્ય કરતાં સરકારનું રાજ્ય સાર્વભૌમ હોવાથી એ રાજ્યમાં જઈ ને વસવામાં કેટલાક માન પણ સમજે છે. પણ એનું ખરૂં કારણ તો એ છે કે દેશી

રાજ્યોની પ્રજા માને છે, કે સરકારના રાજ્યમાં એની સંપત્તિની વિશેષ સલામતી છે. અને કેટલાંક પહેલા વર્ગનાં દેશી રાજ્યોને બાદ કરતાં કેટલેક અંશે આ વાત ખરી છે.

રાજપુતાના અને કાઠીઆવાડમાં તાલુકદારી અને ભાયાતી નાનાં રાજ્યો ઘણાં છે. અને એ રાજ્યોના માલીકો પૈસે ટકે ઘણા પાયમાલ થઈ ગયા છે. કેટલાક નીશા પાછળ અને દુરાચાર પાછળ આખી જીંદગી ગુમાવી બેઠા છે. ભાનભૂલી જાય ત્યાં સુધી તેઓ દારૂમાં તલ્લીન રહે છે. એમની આસપાસનું મંડળ એ બધા દુર્ગુણોમાં એમના કરતાં પણ ચડીયાતું હોય છે. દુર્ગુણોનું પરિણામ સંપત્તિનાશ છે. સંપત્તિનાશ થવાથી તાબાની પ્રજાના વર્ગો ઉપર પછી ધ્યાન ખેંચાય છે. એનું ધન લૂંટી લેવાના ઉપાયો લેવામાં આવે છે. ભૂતકાળમાં આવા ઘણા બનાવો બન્યા છે અને તેથી રાજાઓનો કારોબાર ખૂબ વગોવાયો છે. કેટલાંક ગામોમાં તો લોકોથી ગામ વચ્ચે ઘોડા ઉપર બેસીને નીકળાતું પણ નથી. સારાં લુગડાં પણ ન પહેરાય. દીનવૃત્તિ અને ગરીબાઈ રાખે અને 'હાજીહા' કરે તોજ ગામમાં રહેવાય એવી સ્થિતિ હોય છે. અને કમનસીબે ગામડાના દરબારો આવા આવી બાબતોને પોતાની સત્તારૂપ માને છે. આ બધાં કારણો નજીવાં છે પણ લોકોના મન ઉપર અસર કરે એવાં છે.

અત્યારે રાજ્ય વહીવટના ભેદે બ્રિટિશહીંદ અને દેશી રાજ્યો એવા હીંદુસ્તાનના બે મુખ્ય ભાગ છે. બ્રિટિશહીંદના રાજ્યતંત્ર ઉપર, બંધારણ પ્રમાણે અંગ્રેજ સરકારનું આધિપત્ય છે. બ્રિટિશ હીંદના કાયદાઓ ઉપર અને બ્રિટિશ હીંદની સરકાર ઉપર અંગ્રેજ સભાસદોવાળી પાર્લામેન્ટનો કાબૂ છે. અને એમાં પ્રજાની મરજી ઉપર ધ્યાન આપવામાં આવે છે. દેશીરાજ્યોનો વહીવટ હીંદીઓ દ્વારા ચાલે છે. દેશીરાજ્યોની સરકાર પણ હીંદી છે. બ્રિટિશહીંદના નિકટ સંપર્કવાળા થોડાક અપવાદો બાદ કરીએ તો રાજાઓનું કારોબારી મંડળ પણ હીંદીઓનું છે. અને રાજ્યોના ઉપર પણ અંગ્રેજી પાર્લામેન્ટનો કાબૂ તો છે, પણ તે, હીંદનો બચાવ અને એની પરદેશો સાથેની નીતિ પૂરતો હોઈ, દેશી રાજ્યો એમના આંતર વહીવટમાં સ્વતંત્ર છે.

દેશના આ બે મોટા વિભાગોમાં કયા વિભાગનું તંત્ર સારૂં છે એ વિશ્વાસપૂર્વક કહી શકાય એવું નથી. કારણકે સરકારી રાજ્યમાં પણ, એ રાજ્ય સામે લોકોનો વિરોધ તો ઉગ્ર છે. પરિણામે સરકારને રૅાલેટ એક્ટ જેવા કાયદાઓ રચવાની ફરજ પડી હતી, ઓર્ડીનન્સો કાઢવા પડ્યા હતા અને લોકોના ટોળાંઓ ઉપર લાઠીઓ ચલાવવી પડી હતી. ઈડેમ્નીટી બીલ વખતે અને ઓર્ડીનન્સો કાઢવામાં આવ્યા ત્યારે વડીધારાસભામાં અને જાહેર સભાઓમાં ભાષણ કરનારાઓએ પોતાનાં મન ખાલી કર્યાં હતાં, એ ઉપરથી વિરોધ કેવો ઉગ્ર હતો એ જણાય છે. અને આટલું છતાં બ્રિટિશ હીંદના અને દેશી રાજ્યના લોકો એમ માનતા જણાય છે કે દેશી રાજ્યો કરતાં હીંદમાં અંગ્રેજ સરકારનું રાજ્ય સારૂં છે. ઘણા તો એમ પણ કહે છે કે હાલનું અંગ્રેજી રાજ્ય છે, તે છે કરતાં વિસ્તરે તો ભલે, પણ દેશી રાજ્યોનાં મૂળ તો ખોદી નાખવા જેવાં છે. બ્રિટિશ હીંદમાં જે છાપાંઓ નીકળે છે અને તેમાં દેશી રાજ્યો સંબંધી જે ચર્ચાઓ, ટીકાઓ અને સૂચનો કરવામાં આવે છે તેમાંથી આવો ધ્વનિ સહજ નીકળે છે.

પણ દેશી રાજ્યોના વહીવટ સંબંધી, અધિકારીઓ સંબંધી અને રાજાઓ સંબંધી જે પ્રકારની ટીકાકારો ટીકા કરે છે તેવી ટીકાઓ તેઓ બ્રિટિશ હીંદના તંત્ર પરત્વે કરી શકતા નથી. કારણ કે તેઓને કાયદાના બંધનનો ભય છે. જામીનગીરીની રકમ આપવામાં આવી હોય તો તે જપ્ત થવાનો અથવા ન આપવામાં આવી હોય તો મોટી રકમ માગવામાં આવશે એવો પણ ભય હોય છે. પણ સરકારી રાજ્યની હદમાં રહીને તેઓ દેશી રાજ્યો સંબંધી યથેચ્છ ટીકા કરી શકે છે. કયા રાજાના રણુવાસમાં કેટલી સ્ત્રીઓ છે, તે બધી કેવી જાતની છે, ક્યાંની છે, તેનાં સગાંઓ કોણ છે, પરણેતર છે, કે ઉપાડી લાવેલ છે, એનો

રાજ્યમાં કેવોક લાગવગ છે વગેરે અંગત બાબતો ટીકાકારો ચર્ચી શકે છે. અને તેનું મુખ્ય કારણ એ છે કે એક તો સરકારી રાજ્યમાં એવી ટીકાઓ સાથે સરકારના તંત્રને કાંઇ લાગતું વળગતું નથી. અને બીજું એ કે જેઓને માટે એવી ટીકાઓ થાય છે તેઓ એક રીતે નહીં તો બીજી રીતે પણ દોષિત હોય છે. સિવાય કેટલાંક રાજ્યો આવી ટીકાઓ પ્રત્યે બેદરકાર રહે છે, અને પોતાનું તંત્ર જેમ ચાલતું હોય એમ ચાલવા દે છે. જ્યારે કેટલાંક રાજ્યો એવી ટીકાઓ તરફ ઘૃણાની દૃષ્ટિથી જુએ છે. આથી ઉલટ કેટલાક ટીકાકારો એવા પણ છે કે રજવાડાંનો વહીવટ જુલમી, અવ્યવસ્થિત અને આપખુદ છે, તથા નોકરો બધા રૂશ્વતખોર છે એમ કહે છે છતાં પોતાનાં સગાં સંબંધીઓને રજવાડાંમાં નોકરી ધંધે વળગાડવાને તથા તેમાં કાંઈ "બીઝનેસ" કરી જો લાભ મળતો હોય તો તે લેવાને તેઓ સતત ઇંતેજાર રહે છે. પરિણામે રજવાડાના નીંદકો પૈકી ઘણા તેના પ્રશંસકો થઇ જાય છે.

દેશી રાજ્યોના સંચાલકો ટીકાકારોથી દૂર રહેવા ઇચ્છે છે. કારણકે તેઓ દ્રવ્ય કરતાં પ્રતિષ્ટાને વધારે કીંમતી ગણે છે. આથી ટીકાકારો વધારે સલામત રહે છે. અને એમની અંગત વાતો પણ લોકો માન્ય રાખવા લલચાય છે. છાપાંઓ પણ કમનસીબે આ ક્ષતિમાંથી મુક્ત રહી શક્યાં નથી. તેઓ રાજ્યતંત્રમાં સુધારો કરાવવાના પ્રયત્ન કરતાં અંગત ટીકાઓ અને ખબરોથી લોકોને સંતોષ આપવા પ્રયત્ન કરે છે. એનું પરિણામ એ આવ્યું છે કે આપણા પ્રચારકોમાંથી અભ્યાસ વૃત્તિ દિવસે દિવસે ઓછી થતી જાય છે. અને જેમાં બીલકુલ તકલીફ નથી એવી ઉપરછલ્લી ટીકાઓનું પ્રમાણ વધતું જાય છે. માણસ પોતાના મન પ્રમાણે બીજાઓને જુએ છે. એટલે જો અયોગ્ય માનસ હોય એવાના હાથમાં ટીકાકારનું સુકાન આવે છે, તો ઘણીવાર તેને વિવેકાવિવેકનું ભાન રહેતું નથી. અને સમાજને એવા માણસોથી ઘણું નુકસાન થાય છે.

રાજા એ કાંઈ રાજ્ય નથી. રાજા કે રાજ્યનું અધિકારી મંડળ તો રાજ્યમાં આગન્તુક જેવાં છે. ખરું રાજ્ય તો પ્રજા છે. એટલે જો અનિષ્ટ ટીકાખોરી, નીંદા કે રાગદ્વેષવાળાં લખાણોથી જો પ્રજાનું માનસ બગાડી નાંખવામાં આવે તો એથી જેને ખરેખર ફાયદો કરવાનો હેતુ છે તેને જ નુકસાન થાય છે.

(અપૂર્ણ)

---

# કાઠીઆવાડનાં બંદરોનું ભવિષ્ય.

કાઠીઆવાડનાં બંદરો માર્ફતે જે ખાંડ આયાત થાય છે તેની રસપ્રદ ચર્ચા લેજીસ્લેટીવ એસેંબ્લીની છેલ્લી બેઠકમાં થઈ હતી. એ બેઠકમાં મી. રામ્સે સ્કોટના એક પ્રશ્નના જવાબમાં ફાઇનેન્સ મેંબરે જણાવ્યું હતું કે છેલ્લાં ત્રણ વર્ષમાં (ફક્ત નવજ મહીનામાં) કાઠીઆવાડનાં બંદરોએ જે ખાંડ આયાત થઇ છે તેના આંકડાઓ નીચે પ્રમાણે છે.

૧૯૩૩—૪૮૩૮૯ ટન.
૧૯૩૪—૬૫૬૭૧ ટન.
૧૯૩૫—૭૩૪૮૯ ટન.

આ વર્ષના જાનેવારી અને ફેબ્રુઆરી મહીનામાં કાઠીઆવાડનાં બંદરોએ જે ખાંડ આયાત થઇ તે અનુક્રમે ૧૧૫૮૦ અને ૨૨૪૮ ટન છે. એ ઉપરથી ફાઇનેન્સ મેંબરે જણાવ્યું હતું કે કાઠીઆવાડના

વેપારીઓએ જથ્થાબંધ ખાંડ ભેગી કરી રાખી છે, એમ માનવાને આપણને એથી કારણ મળે છે. અને તે એવી ધારણાથી કે તેઓ અત્યાર સુધી જે સગવડો મેળવી શકતા હતા તે સગવડો કદાચ ભવિષ્યમાં ન મેળવી શકાય.

ફાઈનાન્સ મેમ્બર સર જેમ્સ ગ્રીગે, વીરમગામ તથા ધંધુકાની ફ્રંટીયર લાઇન માર્ફત ખાંડની જે આયાત વધી છે તે માટે પણ ઉપરોક્ત કારણ દર્શાવ્યું હતું. છેલ્લા ત્રણ વર્ષના (નવ મહીનાના) આયાતના આંકડાઓ તેણે નીચે પ્રમાણે દર્શાવ્યા છે.

૧૯૩૩—૨૨૪૨૭ ટન.
૧૯૩૪—૨૧૯૩૯ ટન.
૧૯૩૫—૨૪૫૮૧ ટન.

વીરમગામ તથા ધંધુકાની લાઈન દ્વારી માર્ફત બ્રિટિશ હીંદમાં, ચાલુવર્ષના જાનેવારી તથા ફેબ્રુઆરી મહીનામાં અનુક્રમે ૧૧૯૩ ટન અને ૬૦૨ ટન ખાંડ ગઇ છે. જ્યારે પાછલાં વર્ષોમાં એજ અરસામાં વડોદરા, ભાવનગર, જાફરાબાદ, જામનગર, મોરબી, નવાનગર અને પોરબંદરના બંદરોએ ૧૯૩૩ માં ૪૮૩૮૯ ટન, ૧૯૩૪ માં ૬૫૬૭૧ ટન, અને અને ૧૯૩૫ માં ૭૩૪૮૯ ટન ખાંડ ઉતરી હતી.

આ આંકડાઓ ઉપરથી એમ માલુમ પડે છે કે કાઠીઆવાડનાં બંદરોએ છેલ્લાં ત્રણ વર્ષમાં ખાંડની આયાત વધતી ગઇ છે. અને તેજ પ્રમાણે બીજી ચીજો Piece Goods ની આયાત પણ વધે જાય છે. અને એ પરિસ્થિતિને અંગે એવી તપાસ કરવાનો સમય આવ્યો છે કે આયાતનું આ વધતું જતું પ્રમાણ કુદરતી કારણોને અંગે છે, કે કૃત્રિમ કારણોને અંગે? આ પ્રશ્નની ખાસ અગત્ય અને તપાસ કરવાની જરૂર એટલા માટે છે કે એથી મુંબઈનો વેપાર અને કેટલેક અંશે કરાંચીનો વેપાર કાઠીઆવાડનાં બંદરો તરફ ઘસડાઈ ગયો છે.

કાઠીઆવાડનાં બંદરોએ આયાતના આંકડાઓમાં જે અસામાન્ય વધારો થઈ રહ્યો છે, તેનું એક કારણ એ હોય કે કાઠીઆવાડનાં બંદરો ઉત્તર હીંદનાં બજારોમાં માલ સહેલાઇથી મોકલી શકે છે. કારણ કે એ ભાગ મુંબઈ કરતાં કાઠીઆવાડની નજીક વધારે હોવાથી ત્યાં કાઠીઆવાડના માલનું સહજ પોસાણ થઇ શકે. કાઠીઆવાડનાં બંદરોએ જે માલ ઉતરે છે, તેમાંનો થોડો ઘણો માલ તો સ્થાનિક વપરાશ માટે ત્યાંનો ત્યાંજ ખપી જાય છે. પણ એટલું તો સ્પષ્ટ છે કે જેટલો માલ આયાત થાય છે તેટલો બધો તો સ્થાનિક વપરાશ માટે નજ ખપી જાય. કારણ કે વસ્તીની સંખ્યા જોતાં કાઠીઆવાડનાં બંદરોએ ઉતરેલો બધો માલ કાઠીઆવાડમાં ખપી જાય એ સંભવિત નથી. અને તેથીજ માનવાને કારણ મળે છે કે કાઠીઆવાડનાં બંદરોએ ઉતરેલો ઘણો માલ તે બંદરોની નજીક આવેલા up countries માં સહેલાઇથી પોસાણ હોવાથી જાય છે.

એપ્રિલ મહીનામાં એક છાપાના ખબર પત્રીએ જણાવ્યું હતું કે કાઠીઆવાડનાં બંદરો માર્ફત આટલો બધો માલ આયાત થાય છે તેનું એ પણ કારણ હોય કે વીરમગામ રસ્તે માલની દાણચોરી કરવામાં આવતી હોય! આ હકીકત સત્ય હોય તો હીંદી સરકાર તેની તપાસ કર્યા વગર નહી રહે.

હીંદુસ્તાનનાં બંદરોની ભવિષ્યની પ્રગતિનો વિચાર કરતાં એમ માલમ પડે છે કે હીંદુસ્તાન સાથેનો પરદેશોનો વેપાર દિવસે દિવસે વધતો જાય જાય છે. એટલે હીંદુસ્તાનનાં બંદરોની ખીલવણી થયા વગર તો નહીંજ રહે. પહેલાના કાળમાં હીંદનો દરીઆઇ વેપાર મોટે ભાગે થોડાં બંદરોએ ચાલતો હતો પરંતુ હવે એ સ્થિતિ નથી. જેઓ એમ માને છે કે હીંદુસ્તાનનો દરીઆઈ વેપાર અમુક મોટાં બંદરો માર્ફતજ ચાલવો જોઈએ અને નાનાં બંદરોની ખીલવણી ન થવી જોઈએ, તેની સાથે અમે સંમત થતા નથી. એથી ઉલટું અમે તો એમ માનીએ છીએ કે કુદરતી રીતે વધારે બંદરોની ખીલવણી થવી જોઇએ કે જેથી કરીને એ બંદરોનો નજીકના

કરવાની લાલચ થઇ. અને તેથી કાઠીઆવાડનો વેપાર વધ્યો. આ પદ્ધતિ એકદમ બંધ થાય એટલા માટે હીંદી સરકારે ખૂબ પ્રયત્નો કર્યા છે. આ વિષયને અંગે લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં થયેલી પ્રશ્નોત્તરીમાં ફાઇનન્સ મેંબરે જણાવ્યું હતું તે પ્રમાણે થોડા મહીનાની અંદર રીબેટ આપવાની પદ્ધતિ હવે બંધ થશે. એટલુંજ નહીં પણ ભવિષ્યમાં સદંતર રીબેટ પદ્ધતિ બંધ થઇ જાય અને કોઇપણ પ્રકારે–એક યા બીજી રીતે–ફરી નહીં જન્મે એવી આશા રાખવામાં આવે છે.

મુંબઇ અથવા કરાંચીના બંદરે જે પોર્ટડ્યુઝ લેવામાં આવે છે તેના કરતાં કાઠીઆવાડના બંદરે લેવામાં આવતું પોર્ટડ્યુઝ પ્રમાણમાં ઓછું હોય છે. અને આ લાલચને લીધે, વેપારીઓ કાઠીઆવાડના બંદરે વેપાર કરવા લલચાય છે. મુંબઇથી કાઠીઆવાડ તરફ વેપાર ગયાનું જે કહેવામાં આવે છે, તેનું એક નિમ કારણ આ પણ છે. વ્યાપારી નીતિ પ્રમાણે બંદરના વિકાસમાં જે મુડી રોકવામાં આવી હોય તેના પ્રમાણમાં આવક થાય એવી રીતે એ બંદરોનો વહીવટ કરવામાં આવે તો કાઠીઆવાડનાં બંદરોએ પોર્ટડ્યુઝ ઓછું લેવું પોસાઇ શકે નહીં. એટલે જો યોગ્ય રીતે વહીવટ કરવામાં આવે તો અમને લાગે છે કે અયોગ્ય હરીફાઇ બંધ થઇ જશે. રેલ્વે જેમ ટ્રાન્સપોર્ટનું એક સાધન છે તેમ બંદર પણ છે. રેલ્વે વહીવટ પણ ધંધાની દૃષ્ટિએ કરવામાં આવે છે તેવીજ રીતે બંદરનો વહીવટ થવો જોઇએ. દરેક બંદરી રાજ્યનો એવો જ હેતુ હોવો જોઇએ. અને અમુક સમયમાં તો દરેક બંદરને આ માટે માર્ગ કાઢવોજ પડશે. એટલે તે પાછાં મૂળ સ્થિતિમાં આવી જશે.

અંગ્રેજી ઉપરથી.

**નોંધ:**

કાઠીઆવાડનાં બંદરોનો વિકાસ થયો છે, એ સરકારી જગાતનીતિને આભારી છે. અને હાલની સરકારી જગાતનીતિ બ્રિટિશ હીંદના વધતા જતા કારોબારી ખર્ચને આભારી છે. બ્રિટિશ હીંદનો કારોબારી ખર્ચ અતિશય ભારી થઇ ગયો છે. તેનું મુખ્ય કારણ લશ્કરી ખર્ચ છે. છેલ્લાં કેટલાય વર્ષથી બ્રિટિશ હીંદના લશ્કરી ખર્ચની સાથે બ્રિટિશ હીંદની કસ્ટમ્સને સરખાવવામાં આવે છે, અર્થાત્ કે બ્રિટિશ હીંદમાં જેટલી કસ્ટમ્સની આવક થાય છે એ બહુધા લશ્કરી ખર્ચ નિમિત્તેજ હોય એવી સામાન્ય લોકમાન્યતા બંધાઇ ગઇ છે. એટલે કસ્ટમ્સનો સવાલ પરોક્ષ રીતે લશ્કરી સવાલ સાથે ઘણો અગત્યનો સંબંધ ધરાવે છે. જેમ જેમ લશ્કરનો ખર્ચ વધતો ગયો તેમ તેમ એ ખર્ચ પૂરવા indirect કરનું આવકવાળું સાધન માત્ર કસ્ટમ્સ સિવાય બીજું નથી. અર્થાત્ બ્રિટિશ હીંદની કસ્ટમ્સ વધી એટલે દેશી રાજ્યોમાં પણ જગાતની આવક વધી છે, અને દેશી રાજ્યોના દરેક ખાતાનો કારોબારી ખર્ચ પ્રમાણમાં ઓછો હોવાથી કસ્ટમ્સ ખાતાનો અને એના અંગનાં બીજાં ખાતાંઓનો પણ ખર્ચ ઓછો હોવાથી–સ્વાભાવિક રીતે આયાત માલ ઉપર ખર્ચનું પ્રમાણ ઓછું આવે છે. ઉપરાંત મજુરીના દર સસ્તા હોવાથી માલ આયાત કરનાર વેપારીઓને લાભ રહે છે. એજ રીતે રેલ્વેનું છે. બીજી રેલ્વે કરતાં કાઠીઆવાડની રેલ્વેનું કારોબારી ખર્ચ ઓછું છે એટલે એને માલ લાવવા લઇ જવા માટે, કાયદા પ્રમાણે રાખી શકાય એટલા ઓછા દર એ રાખી શકે છે, અને વેપારીઓ તો જ્યાં થોડો ઘણો પણ ફાયદો હોય ત્યાં જાય છે. પરંતુ આ કારણોથી માત્ર કાઠીઆવાડનાં બંદરોએ વેપાર વધ્યો છે એમ કહેવા કરતાં જગાતની આવક વધી છે એમ કહેવું એ વધારે યોગ્ય છે. આજથી પચાસ વરસ પહેલાં મુંબઇની સરખામણીમાં કાઠીઆવાડના વેપારનું જેટલા ટકા પ્રમાણ હતું એટલા ટકા પ્રમાણ લગભગ અત્યારે પણ છે. પણ જો કસ્ટમ્સના દર જે અત્યારે પહેલાંની સરખામણીમાં અસાધારણ વધ છે, તેમાં જો ઘટાડો થાય તો કાઠીઆવાડનો વેપ પણ આપોઆપ ઘટી જાય. કાઠીઆવાડનાં બંદરો ભૂતકાળમાં વેપારી છુટાપણું જે હતું તે અત્યારે ન° **राजाकालस्य कारणम्** એ પ્રમાણે બ્રિટિશ હીંદ

બંદરોએ સરકારે વ્યાપારી નીતિથી કામ લેવું શરૂ કર્યું તેની અસર રાજ્યો ઉપર પણ થઈ. અને રાજ્યોએ વ્યાપારી ધોરણે બંદરોના વ્યાપારના વધારા ઉપર ધ્યાન દેવા માંડ્યું. એટલે અમને તો લાગે છે, કે અઘટિત વ્યાપારી નીતિ અટકાવવાનો સરસમાં સરસ ઉપાય તો જે જગાતથી વેપારીઓમાં વધારે નફો મેળવવાની લાલચ ઉત્પન્ન થાય છે, એ જગાતનો દર ઓછામાં ઓછો કરવો. વેપારીઓમાં ચોરીની વૃત્તિ ઉત્પન્ન કરનારી જગાતનીતિ છે અને ગમે તેવો જાબ્દો છતાં દુનિયાના બધા દેશોમાં એવી ચૌર્યનીતિ પ્રચલિત છે. એના ઉપર અંકુશ મૂકવાથી એ ઘટવાને બદલે વધે છે. એટલે વ્યાપારમાં એક સરખાપણું રાખવાનો ઉત્તમ માર્ગ તો જગાતનું ઓછાપણું અને વ્યાપારનું છુટાપણું છે. **તંત્રી.**

---

# ભાવનગર શહેરના વસવાટના નિયમો

[ભાવનગર શહેરનો દિવસે દિવસે વિકાસ થતો જાય છે, અને તેથી શહેરમાં વધતી જતી વસ્તીને અંગે રાજ્યે, ભાવનગર શહેરને વિસ્તારવાની નવી યોજના તૈયાર કરી છે. આ આખી યોજનાને અમલમાં મૂકવા માટે શહેર સુધારણા એન્જીનીયરની નવી જગ્યા કાઢી એના હસ્તક શહેરની સુધારણાનું અને નવા વસવાટનું કામ મૂકવામાં આવ્યું છે. ગુજરાતમાં ખાસ કરીને અમદાવાદનો ઉત્તરોત્તર જે રીતે વિકાસ થયો છે એ રીતે કાઠીઆવાડમાં છેલ્લા બે દસકામાં ભાવનગરનો વિકાસ થયો છે. અમદાવાદમાં પ્રીતમનગર, મણીનગર, એલીસબ્રીજ અને ક્રમવાર થયેલી સોસાયટીઓમાં વસવાટ વધતો જ જાય છે. અને લોકો શહેર કરતાં આવાં પરામાં વસવાનું વધારે પસંદ કરે છે. ભાવનગરમાં ગીચ વસવાટને અંગે મકાનોની તંગી છે અને તેથી લોકોના આરોગ્યને પણ નુકસાન થવાનો ભય છે. એટલા માટે રાજ્યે નવા વસવાટની યોજના તૈયાર કરાવી જાહેરમાં મૂકી છે. એ આખી યોજના અમે આ નીચે આપીએ છીએ. એ ઉપરથી જણાશે કે લોકોને, આપી શકાય એવી બધી આર્થિક સહાય આપવાનો અને તેમને હવા ઉજાસવાળાં સારાં મકાનો મળે એવો હેતુ આખી યોજનામાં રાખવામાં આવ્યો છે. અત્યાર પહેલાં ઘણી જમીન લોકોએ રાખી લીધી છે. એટલું જ નહીં પણ રાજ્યની બહારનાં પરદેશનાં ઘણાં માણસોએ વસવાટ માટે પ્લોટ્સ–રાખી લીધા છે. અમે ઇચ્છીએ છીએ કે આ યોજનાનો લોકો સારા પ્રમાણમાં લાભ લે. અને એવી રીતે લોકો લાભ લઈ શકે એટલા માટે અમને રાજ્ય તરફથી તેમ જ રાજ્યના અધિકારીઓ તરફથી યોગ્ય અને આપી શકાય એટલી બધી સગવડ અને સાધનો આપવામાં આવશે. **તંત્રી**

## જમીનની શરતો

૧ જમીન અઘાટ અગર પટ્ટા પૈકી માગણી કરનારને પસંદ પડે તે રીતથી આપવામાં આવશે.

૨ પટ્ટાની મુદત ૯૯ વર્ષની રાખવામાં આવશે.

૩ પટ્ટાની મુદત વિત્યેથી બીજો તેટલી જ મુદતનો પટ્ટો કરી દેવામાં આવશે અને તે વખતે ના. દરબારશ્રીને પટ્ટાની રકમ વધારવાનું યોગ્ય લાગશે તો ૨૫ ટકાથી વધારે વધારવામાં આવશે નહિ.

૪ મુદત તથા વધારાના સંબંધમાં ઉત્તરોત્તર પટ્ટો ઉપર પ્રમાણે વધારી આપવામાં આવશે.

૫ નીચેના પત્રક મુજબ લત્તાવાર સરેરાશ અઘાટ અને પટ્ટાના દર રાખવામાં આવશે.

| અનુક્રમ. | લત્તાનું નામ. | અધાટનો સરેરાશ ભાવ દર ચોરસ વારે | સરેરાશ વાર્ષિક પટ્ટાની રકમ દર સો ચોરસ વારે. | પટ્ટામાંથી અધાટ કરવાનો સરેરાશ ભાવ દર ચોરસ વારે. | અધાટનો ભાવ દર પાકા હાથે. |
|---|---|---|---|---|---|
| ૧ | માણેકવાડી | ૨—૦—૦ | ૩-૧૦—૪ | ૨—૩—૦ | ૨૦—૬—૮ |
| ૨ | વાઘાવાડી રસ્તા અને તળાજા રસ્તા વચ્ચે | ૧—૮—૦ | ૨-૧૧—૯ | ૧-૧૦—૩ | ૧૫—૫—૦ |
| ૩ | તળાજા રસ્તા અને ઘોઘા રસ્તા વચ્ચે | ૧—૦—૦ | ૧-૧૩—૨ | ૧—૧—૬ | ૧૦—૩—૪ |
| ૪ | ઘોઘા રસ્તા અને એરોડ્રોમ રસ્તા વચ્ચે | ૦-૧૩—૦ | ૧—૭—૯ | ૦-૧૪—૩ | ૮—૪—૯ |
| ૫ | એરોડ્રોમ રસ્તા અને શહેર ફરતી સડક વચ્ચે | ૦—૬—૦ | ૦-૧૦-૧૧ | ૦—૬—૭ | ૩-૧૩—૩ |

૬ પ્લોટની પહેલી બાટણીથી એક વર્ષ સુધી ઉપરના પત્રકથી ૨૫ ટકા ઓછો દર રાખવામાં આવશે.

૭ ઉપરની કલમ ૫ અગર ૬ પ્રમાણે પટ્ટાની જે રકમ હોય તેથી ૬૦ ગણી રકમ ભર્યેથી પટ્ટાવાળી જમીન અધાટ કરી આપવામાં આવશે.

૮ સદરહુ ભાવો કલમ ૬ મુજબની મુદત ખલાસ થાય ત્યારથી બે વર્ષ સુધી જ રાખવામાં આવશે, અને ત્યારબાદ કેટલો વધારો કરવો તેને માટે જે તે વખતે નિરાકરણ કરવામાં આવશે.

૯ પ્લોટવાર મુકરર દર અને યોજના મુજબ જેની માગણી આવે તેને શહેર સુધારણા ખાતેથી જમીન આપી દેવામાં આવશે અને ફક્ત લેખ માટે જ પ્રકરણ હજૂરમાં મોકલવાનું રહેશે.

૧૦ એક ને એક જમીનની એકી સાથે એક કરતાં વધારે માગણી આવે ત્યારે માગણીદારોને સમજૂત થાય તેવો રાહ ખાતાથી લેવામાં આવશે અને તેમ ન થાય તો જ જમીનની હરરાજી કરવામાં આવશે.

### ધીરધારની યોજના

૧ નવા વસવાટમાં જમીન તથા ઈમારત માટે જ આ ધીરધાર થશે.

૨ જેનાં નામે જમીન હશે તેને જ લોન મળશે.

૩ ધીરેલ રકમ ઉપર દર વરસે દર સેંકડે ૩½ ટકાની તરીખે સાદું વ્યાજ લેવામાં આવશે.

૪ મિલકતની આંકણીના ૮૦ ટકા જેટલી જ રકમ સુધી નાણાં ધીરવામાં આવશે.

૫ સદરહુ લોન એકી સાથે નહિ આપતાં જેમ જેમ કામ થતું જાય તેમ તેમ, ખરેખર જે કામ થયું હોય તેની આંકણીના ૮૦ ટકા પ્રમાણે નાણાં

અપાશે અને જમીન અધાટ (freehold) હોય તો આંકણી વખતે જમીનની કિંમત પણ ઉમેરવામાં આવશે.

૬ લોન લેવા ઈચ્છનારે શહેર સુધારણા ખાતે અરજી કરવી અને તે ખાતા તરફથી ના. દરબારશ્રી હજૂર ભલામણ કરવામાં આવશે. હજૂર મંજૂરી મળ્યેથી નાણાં લેવા ઈચ્છનારે લોનના પાંચ ટકા જેટલી રકમ બહાના (earnest money) તરીકે અગાઉથી આપવી જોઈશે અને તે રકમ નાણાં લેનારને બેન્કે આપવાના છેલ્લા હપતાની સાથે બેન્ક પાછી દેશે. આ રકમ પર વ્યાજ મળી શકશે નહિ.

૭ મિલ્કતનો આગ તથા ધરતીકંપનો બાકી લેણાની રકમથી ઓછો નહિ તેવો વીમો દરબારશ્રીએ પસંદ કરેલ કોઈપણ વીમા કંપનીમાં મિલ્કતદાર દર વર્ષે ઉતરાવશે અને તેની પોલીસી દર વર્ષે બેન્કને assign કરી બેન્કને હવાલે કરશે.

૮ લોન equated paymentથી ભરપાઈ થશે.

૯ લોન ભરપાઈ થતાં સુધી મિલ્કત દરબારી બેન્કમાં ગીરો રહેશે, ઉપરાંત તેટલી મુદત સુધી લોન લેનાર તેમ જ તેના વારસો પોતાની જાત-મિલ્કતથી જવાબદાર ગણાશે.

૧૦ કરારની મુદત પૂરી થતા પહેલાં લોન ગમે ત્યારે ભરપાઇ કરવી હશે તો થઈ શકશે.

૧૧ નાણાં ભરપાઈ કરવાની મુદત ૧૨ વરસથી વધારેની રહેશે નહિ.

૧૨ આ ધીરધારને અંગે ના. દરબારશ્રી અને નાણાં લેનાર વચ્ચે જે ખતો, લખાણો, કરારો કે એવા વ્યવહારો થાય તે સ્ટામ્પ, ચોથ, નોંધ વગેરે લેતરીમાંથી મુક્ત રહેશે, છતાં, બીજા તેવા વ્યવહારો જેટલા જ આધારવાળા ગણાશે.

૧૩ આ ધીરધારની સગવડ નવા વસવાટના પ્લોટોની પહેલી બાટણીની તારીખથી પાંચ વર્ષ સુધી જ ખુલ્લી રહેશે.

૧૪ મુદત વિતી ગયા છતાં equated paymentનો હપતો ન ભરાય તો બેન્ક તરફથી એક માસની નોટીસ આપવામાં આવશે. એ મુદત દરમ્યાન ન ભરાય તો ખડેલ મુદતનું દર માસે દર સેંકડે ખડેલા હપતા ઉપર એક ટકા પ્રમાણે વ્યાજ લેવામાં આવશે અને તેવા સંયોગોમાં ના. દરબારશ્રીને યોગ્ય લાગશે તો ગમે તે વખતે નાણાં લેનારની જાતમિલ્કતથી તેમજ ગીરોવાળી મિલ્કતથી બાકી લેણાંની વસુલાત કરવામાં આવશે.

૧૫ Equated paymentનાં કોષ્ટકો તૈયાર કરાવી ના. દરબારશ્રીથી મંજૂર કરાવવામાં આવશે અને તેમ થયેથી તે પ્રમાણે અમલ થશે.

૧૬ આ યોજનાના બરાબર અમલ માટે શહેર સુધારણા એન્જીનીયર તથા બેન્ક મેનેજર મળી જરૂરી પેટા-નિયમો કરશે અને તે ના. દરબારશ્રીથી મંજૂર રહેતાં આ યોજનાનો ભાગ ગણાશે.

૧૭ લોન ભરપાઈ થયા દરમ્યાન સંજોગવશાત્ મિલ્કત વેચાણ કરવાની જરૂરિયાત ઉભી થાય તેવે પ્રસંગે તેમ કરવાની મંજુરી આપી શકાશે. પરન્તુ, તે એવી શરતે કે વેચાણની કિંમતમાંથી દરબારી બાકી લેણું ભરાઈ જવું જોઈએ અગર તો તે લેણું નવા ધણીએ કબૂલ કરી લેવું જોઇએ.

---

# વડોદરા રાજ્યના ખેડુતોનાં સહકારી મંડળો.

(મળેલું)

૧. વડોદરા રાજ્યમાં સહકારી મંડળીઓનો કાયદો સન ૧૯૦૫-૦૬માં પસાર કરવામાં આવ્યો હતો. આ કાયદામાં માત્ર નાણાં ધીરનારી મંડળીઓને માટે સવડ રાખવામાં આપી હતી, પણ કેટલાંક વર્ષના અનુભવ પછી તે કાયદામાં કેટલાક ફેરફાર કરી સન ૧૯૧૩-૧૪ માં નવીન કાયદો કરવામાં આવ્યો તેમાં નાના નાના ખેડુતો તેમ જ કારીગર વર્ગની આર્થિક સ્થિતિ સુધારવાને માટે જુદી જુદી તરેહની મંડળીઓ કાઢવાને માટે સવડ રાખવામાં આવી હતી. ત્યારબાદ હાલનો નવીન કાયદો સંવત ૧૯૮૩ નો નિબંધ ૧૩મો કરવામાં આવ્યો છે. આ કાયદા અન્વયે હાલમાં આ રાજ્યમાં લગભગ ૭૩૧ મંડળીઓ કામ કરે છે. આ મંડળીઓનું કામ સાધારણ રીતે ઠીક છે. પણ તેમના સભાસદોમાં સહકાર્યના સિદ્ધાંતો, સહકારી મંડળીઓનું બંધારણ અને કાર્ય પદ્ધતિ માટે જોઇએ તેવી સમજ જોવામાં આવતી નથી; વારંવાર સમજાવ્યા છતાં કેટલાક સિધ્ધાંતોનો કામ કરતી વખતે અમલ કરવામાં આવતો નથી; તેમ જ નવી મંડળીઓ સ્થાપવામાં આવે છે. અને જુની મંડળીઓમાં નવા સભાસદો દાખલ કરવામાં આવે છે; તેથી સહકાર્યના સિદ્ધાંતો આ બધાના સમજવામાં આવે તે માટે સહકાર્યના સિદ્ધાંતોનું દિગ્દર્શન કરાવનાર પુસ્તક અગર ચોપાનીઆની જરૂર છે, તે ઉપરાંત સામાન્ય લોકો તરફથી સહકારી મંડળીઓના સિદ્ધાંતો શા છે તેની કાર્ય પદ્ધતિ કેવી છે, એ ટુંકાણમાં પણ સહેલાઈથી સમજી શકાય એવી ભાષામાં તૈયાર કરેલા પુસ્તકની માગણીઓ ઘણી વખતે આવે છે. આવાં પુસ્તકો હજી ગુજરાતી ભાષામાં તૈયાર થયેલાં નથી આ ખોટ કાંઈક અંશે પુરી પાડવાને માટે ખાતા તરફથી પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવે છે, પણ જેમને આ વિષય સંબંધી વિશેષ અને વિસ્તારથી માહિતી જોઈતી હોય તેમણે અંગ્રેજી પુસ્તકોની મદદ લેવી જોઈએ.

૨. સહકારી મંડળોની માહિતી આપતાં પહેલાં આપણા ખેડુતોની સ્થિતિ સંબંધમાં બે શબ્દો કહેવાની જરૂર જણાય છે. સામાન્ય રીતે આપણા ખેડુતો (ખાતેદારો)ના ચાર વર્ગ પાડી શકાય, પહેલા વર્ગમાં ઉંચા વર્ગના કેટલાક ખાતેદારો જેવા તે વાણિયા, બ્રાહ્મણ, પાટીદાર એમનો સમાવેશ થાય છે. આ ખાતેદારો સામન્ય રીતે જાતે જમીન ખેડતા નથી પણ બીજા ખેડુતો પાસે જમીન ખેડાવે છે, રાજ્યના કુલ ત્રણ લાખ ખાતેદારો પૈકી ૫૩૨૫૨ આવા ખાતેદારો છે અને રાજ્યની ખાતે ચઢેલી ૬૦ લાખ વિઘા જમીન પૈકી ૧૨ લાખ વિઘા જમીન તેમની પાસે છે. આ લોકોની સ્થિતિ સામાન્ય રીતે સારી હોય છે, અને જમીનની સાંથની ઉત્પન્ન સિવાય તેઓ પૈકી કેટલાક બીજા ધંધા રોજગારમાંથી પણ ઉત્પન્ન મેળવી શકે છે. તેઓ ભણેલા અને સાધારણ રીતે હોંશિયાર હોય છે. આવા લોકોને સહકારી મંડળીઓની બહુ જરૂર જણાતી નથી. પણ તેઓની પ્રતિષ્ટા કેળવણી અને મોભો જોતાં તેઓ સહકારી મંડળીઓમાં આગેવાન તરીકે ભાગ લઈ શકે એવા અને નવરાશના વખતમાં ગામના તથા ખેતીના સુધારા વધારાના કામમાં સારી મદદ કરી શકે તેવા છે. બીજા વર્ગના ખાતેદારોમાં પાટીદાર કણબી અને નાવલા વિગેરે મહેનતુ અને હુશિયાર કોમના ખેડુતોનો સમાવેશ થાય છે. બીજી ઉતરતી કોમો પૈકીના કેટલાક સારા ખાતેદારોને આ વર્ગમાં ગણી શકાય,

તેઓ મહેનતુ તથા હોંશિયાર હોય છે તેમ જ તેમની પાસે જુની પદ્ધતિની ખેતી માટે સાધનો પણ પુરતાં હોય છે. તેઓ ખેતીના ચાલુ વ્યવહાર માટે જોઈતાં નાણાં સરતે વ્યાજે મેળવી પોતાનું કામ સાધારણ રીતે ચલાવે છે. આ લોકો દેવાદાર તો હોય છે, કારણ કે તેમનાં સામાજીક ખર્ચો મોટાં હોય છે અને તેને અંગે ઘણું દેવું કરવું પડે છે. તેમના સંસાર-વ્યવહારના ખર્ચ ઓછા થાય અને ખેતીની ખીલવણીમાં વધારે નાણાં ખરચાય તો આ વર્ગના ખેડુતો દુનિયાના હરકોઈ ખેડુતોની બરોબરી કરી શકે એવા હોય છે. આવા ખાતેદારો લગભગ રાજ્યમાં સવા લાખ હશે અને તેમની પાસે લગભગ ૨૫ લાખ વિઘાં જમીન હોય છે એમ લાગે છે ત્રીજા વર્ગના ખેડુતોમાં મુસલમાન, રજપુત, ઠાકરડા, કોળી, ધાણકા વિગેરે આવે છે. તેઓ પૈકી કેટલાક પાસે જમીન પુરતી હોય છે અને કેટલાએક જમીન દાણે ખેડવા રાખે છે. પણ બળદ વિગેરે ખેતીનાં સાધનો વિના તેઓ બરોબર ખેતી કરી શકતા નથી આ વર્ગના ખાતેદારો હરહમેશ દેવામાં ડુબેલા હોય છે. તેમને પોતાનો પાક શાહુકારને ત્યાં જ આપવો પડે છે અને દરેક વસ્તુને માટે શાહુકાર ઉપર આધાર રાખવો પડે છે. શાહુકાર મનમાનતું વ્યાજ અને મનોતી વગેરે લે છે. આ જાતના લોકો તદ્દન અભણ હોય છે અને કેટલાક વ્યસની તેમ જ આળસુ પણ હોય છે. દુષ્કાળ અને એવા બીજા પ્રસંગે તેમને ઘણી જ હાડમારી ભોગવવી પડે છે. નાણા હાથમાં આવે તો તે ખોટા ખર્ચોમાં ઉડાવી દેવાની વૃત્તિ પણ તેમના જોવામાં આવે છે. લગભગ ૩૦ ટકા ખેડુતો આ વર્ગમાં આવી જાય છે. આવા વર્ગના લોકોને માટે સહકારી મંડળી એક ઉત્તમ સંસ્થા છે. તેમનામાં વ્યવસ્થા અને વ્યવહારની ખામી હોય છે. તે ખામી સહકારી મંડળીઓથી દૂર થઈ શકે છે. ચોથા વર્ગના ખેડુતો મજુરી તેમ જ ખેતી કરનાર હોય છે. તેઓ ઢેડ, કુંભાર, લુવાર, કોળી તથા ઠાકરડા વગેરે જાતના હોય છે તેમની પાસે ૨-૪ વિઘાં જમીન હોય છે. તેઓ પૈકી કેટલાક મહેનતુ હોય છે. મજુરી કરી નાણાં એકઠાં કરી થોડીઘણી જમીન ખરીદે છે, ગીરો રાખે છે અથવા દાણે ખેડે છે. તેમની પાસે સાધારણ રીતે ખેતીનાં સાધનો ઓછાં હોય છે, પણ તેઓ પૈકી કેટલાક કરકસર અને મહેનત મજુરી કરી પોતાનો નિર્વાહ કરી શકે છે. આવા ખાતદારોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. આ લોકોને દેવું જુજ હોય છે, જો કે તેનું વ્યાજ વધારે આપવું પડે છે: સહકારી મંડળી જેવી સંસ્થા તરફથી મદદ મળે તો આ પૈકી કેટલાક લોકો સારી સ્થિતિમાં આવી શકે એવા હોય છે.

૩. આ બધા ખાતેદારોને તેમની એક વર્ષની પેદાશ જેટલું એટલે રૂપિયા ૭ કરોડનું ઓછામાં ઓછું દેવું હશે, એમ તપાસ કરતાં માલુમ પડે છે. આ પૈકી ૩૦થી ૪૦ ટકા જેટલું દેવું ઓછા વ્યાજનું અને ઉત્પાદક કાર્યને માટે કરેલું હોય એમ લાગે છે. બાકીનું જુનું, વધારે વ્યાજુકું અને તેથી ફક્ત બોજારૂપ હોય એમ જણાય છે. આ દેવાનો નિકાલ થાય નહિ, તેમજ ખેતી સુધારવાને માટે જોઇતાં વધુ નાણાં ઓછે વ્યાજે મેળવવાનું સુલભ કરી આપવામાં આવે નહીં ત્યાંસુધી, હાલની ખેતી સારા પાયા ઉપર મુકાવાનો સંભવ ઓછો છે. એ સ્થિતિ લાવવાને સહકારી મંડળીઓ એજ ઉત્તમ સાધન અને સંસ્થા છે. સહકાર્યના ધોરણે ખેતી કરવાથી ખેતી અને ખેડુત બન્નેનો અભ્યુદય થાય છે. સહકારી મંડળીઓ માત્ર નાણાં ધીરનારી સંસ્થાઓ નથી. નાણાં ધીરવા ઉપરાંત ખેતી સુધારવામાં સારો માલ સરતે ભાવે લાવી આપવામાં, પાકેલો માલ સારે ભાવે સામટો વેચી આપવામાં અને ખેતીને અંગે થતું નુકસાન દૂર કરવામાં તે ઘણી ઉપયોગી થાય છે. નૈતિક અને સામાજીક ઉન્નતિ, આર્થિક ઉન્નતિના પાયા રૂપ છે. નૈતિક અને સામાજીક ઉન્નતિ સિવાય આર્થિક ઉન્નતિ થવી સંભવિત નથી. સહકાર્ય, નૈતિક અને સામાજીક ઉન્નતિ પણ કરે છે. અભણને કેળવવામાં, વ્યસની અને દુરાચારીને સદ્‌ગુણી બનાવવામાં, નિરાશ્રિતને આશરો આપવામાં, આશ્રી-

વાદરૂપ ગણાઇ છે. આપણાં ગામડાંના લોકોની સ્થિતિ સુધારી તે ઉંચે દરજ્જે લાવવામાં આથી બીજી કોઇપણ સારી સંસ્થા નથી. સહકાર્યનો પાયો સંપ છે અને સંપથી હરેક કામ થઇ શકે છે. સંપથી દરેક અડચણો દુર થઇ શકે છે અને સંપથી આર્થિક, માનસિક અને નૈતિક ઉન્નતિનાં સાધનો સહેલાઇથી મળી આવે છે. સંપથી સમાજના હાનિકારક રિવાજો દૂર કરી શકાય છે અને જીવન સુખી અને ઉચ્ચ આશયોવાળું બનાવવા માટે તે વડે સહેલાઇથી ઉપાયો લઇ શકાય છે.

સહકાર્ય એટલે સંપ, અને અન્યોન્ય મદદથી કામ કરવાની શક્તિ. આ શક્તિ પ્રાણીથી તે માણસ સુધી દરેકનામાં જોવામાં આવે છે. કીડી, ઉધાઇ વિગેરે જંતુઓમાં પણ સહકાર્ય હોય છે. તેઓ સહકાર્યથી જીવનનાં સાધન પ્રાપ્ત કરી જીવન સંપમાં ગાળે છે. પશુ પક્ષીઓમાં પણ સંપ અને સહકાર્ય જોવામાં આવે છે. માણસ જંગલી હાલતમાં હતો ત્યારથીજ આજ ધોરણે કામ કરતો હતો અને હાલમાં પણ આપણે કેટલીક રીતે સહકાર્યના ધોરણે કામ કરીએ છીએ. આપણા કેટલાક ન્યાતીરિવાજો, મહાજનનું બંધારણ, કારીગર લોકોના ધંધાનું બંધારણ આજ ધોરણે બંધાએલું હોવું જોઇએ. સાધારણ સંમારે વ્યવહારના રિવાજો પણ પરસ્પર મદદ કરવાને માટે થએલા છે. દરેક પ્રસંગે આપણે એકમેકને મદદ કરીએ છીએ; ખેતીમાં પણ સુંઢલનો ચાલ છે; ખામી માત્ર એટલીજ છે કે સહકાર્યનો જેટલો બહોળો ઉપયોગ કરવો જોઇએ તેટલો કરવામાં આવતો નથી. કજીઆ કંકાસ નજીવી બાબતમાં તડ પાડવાનો રિવાજ, ખોટા નજીવ સ્વાર્થ વગેરે કારણોને લીધે સંપથી જેવું કામ થવુ જોઇએ તેવું થતું નથી અને તેના અભાવે દેશને લાખો અને કરોડો રૂપિયાનું નુકસાન ખમવું પડે છે; લોકોને હાડમારીઓ ભોગવવી પડે છે અને તેમની આર્થિક, નૈતિક અને માનસિક ઉન્નતિ થવી જોઇએ તેટલી થતી નથી.

૪. યુરોપના દેશોના ખેડુતોની સ્થિતિ ૫૦–૬૦ વર્ષ ઉપર આપણા દેશના લોકોની સ્થિતિ કરતાં વધારે સારી નહોતી; પણ કેળવણી, રસાયણશાસ્ત્ર અને સહકાર્યથી કામ કરવાને લીધે, તેઓ આગળ વધી ગયા છે. હાલમાં યુરોપના દેશોમાં જુદી જુદી જાતની સેંકડો સહકારી મંડળીઓ કામ કરે છે.

આથી બધી મંડળીઓ માત્ર નાણાં ધીરી બેસી રહેતી નથી, પણ દરેક પ્રકારનું ખેતીના અંગનું કામ કરે છે. ખાતર, બી, ઓજાર વગેરે પુરાં પાડે છે, પાકેલો માલ તૈયાર કરી વેચે છે, જોઇતો બીજો માલ લાવી આપે છે, અને તે ઉપરાંત કેટલુંક નૈતિક અને સામાજીક સુધારાનું કામ પણ કરે છે. લોકોની આર્થિક સ્થિતિ સુધરે એટલે કેળવણી વધે અને રસાયણ અને બીજા શાસ્ત્રથી મળતા સુધારા સહેલાઇથી દાખલ થઇ શકે છે. ખેડુતોની આર્થિક સ્થિતિ સુધારવાને માટે સહકાર્ય એજ પહેલું પગથીયું છે.×

---

× આ લેખમાં ખેડુતોના દેવાના આંકડાઓ અગાઉના છે એટલે સ્વાભાવિક રીતે તેમાં ઉમેરો થયો હોય. શ્રીમંત ગાયકવાડ સરકારે એક કરોડ રૂપીઆ ગ્રામ્ય સુધારણાની યોજના અર્થે આપ્યા છે. તેનો ઉપયોગ ખેડુતોના કરજ નિવારણ અર્થે જો થાય તેનો સૌથી વિશેષ સદ્ઉપયોગ થશે.

# જગન્નાથ કવિ.

## ( ટૂંકી વાર્તા )

હીંદમાં મૌર્યકુળના રાજાઓનું મોટું વિસ્તારવાળું રાજ્ય હતું. કલ્યાણનગર એ રાજ્યનું મુખ્ય શહેર હતું. અને હીંદમાં અત્યારે જે કેટલાંક મોટાં સમૃદ્ધિવાન શહેરો છે, એવું સમૃદ્ધિવાન એ શહેર હતું. એ નગરથી બહુ છેટેના એક સામાન્ય ગામમાં જગન્નાથ નામના એક બ્રાહ્મણ રહેતા હતા. વિદ્યામાં પારંગત હોવાની સાથે કવિતા કરવાની પણ એમનામાં ઉત્તમ શક્તિ હતી. એમના મગજની કેળવણીજ માત્ર અપ્રતિમ હતી એમ ન હતું. એ કેળવણી ઉપર એના હૃદયનું સામ્રાજ્ય હતું. એમનું અંતઃકરણ શુદ્ધ અને પ્રાણીમાત્ર ઉપર સ્નેહની નજરથી જોવાની ટેવવાળું હતું.

જગન્નાથ એક નાના ગામડામાં રહેતા હતા છતાં પણ એની વિદ્વતાએ અને એના સહૃદયપણાએ, લાંબે દૂરથી વિદ્યાર્થીઓને અભ્યાસ માટે એણે આકર્ષ્યા હતા. વગર વેતને સર્વને શિક્ષણ આપતા હતા. એનું અને એના કુટુંબનું ગામ પોષણ કરતું હતું. અને કવિ તરીકેની એની કીર્તિને લીધે આસપાસનાં બીજાં રાજ્યોમાં એને આમંત્રણ થતાં. અને જૂના જમાનાના રિવાજ પ્રમાણે ત્યાંથી વિદાયગીરી વખતે સારો પોશાક મળતો હતો. આ પોશાકનું એક પ્રખ્યાત વિશિષ્ટ અંગ કવિને સુવર્ણનાં કડાં પહેરાવવાનું હતું.

પાંચાલ દેશના એક નૃપતિએ આમંત્રણ કરીને કવિને બહુ કીંમતી પોશાક આપ્યો. અને સોનાનાં કીંમતી કડાં હાથમાં નાંખ્યાં. કવિ ગરીબ હોવાથી, જ્યારે એને જરૂર પડશે ત્યારે પોશાકમાં આપેલાં કડાં વેચી નાંખીને, એ પોતાની જરૂરીઆત પૂરી પાડશે એવા ભયથી એ કડાંને હાથમાં નાંખ્યા પછી પાછાં નીકળી શકે નહીં એવાં એને સંકોડી લેવામાં આવ્યાં હતાં. કેમકે રાજાનો આશય એવો હતો કે એ કડાંઓ કવિને હંમેશાં રાજાની ઉદારતાનું ભાન કરાવ્યા કરે.

વિદાયગીરી થયા પછી કવિવર જગન્નાથ પોતાને ગામ જવા નીકળ્યા. ઘણાં ગરીબોનાં નસીબ બે ડગલાં આગળને આગળ હોય છે; તે પ્રમાણે કવિને કમનસીબે રસ્તામાં ચોર મળ્યા. ચોરોએ પોશાકનો સઘળો સામાન કવિ પાસેથી ખુંચવી લીધો. પણ સોનાનાં કડાં હાથમાંથી નીકળી શકે એમ ન હોવાથી ચોરોએ કવિનાં કાંડાં કાપીને એ કડાં મેળવ્યાં. અને દુઃખથી રાડ પાડવાને લીધે આસપાસનાં માણસોને તુરત ખબર પડી જશે એવી ધાસ્તીથી ચોરોએ પાસેના એક કુવામાં જગન્નાથને ફેંકી દીધા. કુવો બહુ ઉંડો ન હતો અને પાણી ઘણું થોડું હતું એટલે કવિનો જીવ તો બચ્યો પણ હાથની વેદનાને લીધે કવિથી દુઃખથી ચીસો પડાઈ જતી હતી.

થોડાક વખત પછી નાગદેશનો રાજા એ પ્રદેશમાં શિકારે આવ્યો. કુવા પાસેથી પસાર થતાં, તેમાંથી આવતો મનુષ્યનો અવાજ સાંભળીને સાથેના સેવકોને તપાસ કરવાનો અને તેમાં કોઈ માણસ હોય તો તેને મદદ કરી બહાર કાઢવાનો રાજાએ હુકમ કર્યો. જગન્નાથને કુવામાંથી બહાર કાઢી, રાજા પાસે હાજર કરવામાં આવ્યા ત્યારે રાજાના પૂછવાથી એના ઉપર કેવા પ્રકારની વિટંબણા પડી હતી એ એણે કહી સંભળાવ્યું. એ બ્રાહ્મણની વાત ઉપરથી એની વિદ્વતાની અને તેની કવિતા શક્તિની માહેતી મળતાં રાજા એને પોતાના શહેરમાં લઈ ગયો. અને રાજ્ય વૈદ્યોને સુપ્રત કરી એનું શરીર સ્વાસ્થ્ય અને કાપી નાંખેલાં કાંડાનો ઉપચાર કરવાનું કહેવામાં

આવ્યું. કેટલેક દિવસે કવિરાજ કાંડા વગરના પણ સ્વસ્થ આરોગ્યવાળા થઈ ગયા.

રાજા વિદ્યા પ્રેમી હતા એટલે જેમ જેમ જગન્નાથના વિદ્યા પ્રેમનું અને હૃદયના ગુણોનું એને ભાન થતું ગયું તેમ તેમ નરેશની પ્રીતિ એના ઉપર વિશેષ વધતી ગઈ. પ્રીતિવાળાં માણસો રાજ્યકાર્યમાં માથાં મારે છે એવો સ્વભાવ, એ વિદ્વાન બ્રાહ્મણનો ન હતો. નૃપતિની પ્રીતિ એની વિદ્યા ઉપરના ભાવને લીધે છે એમ તે સમજતા હતા, એટલે એ સ્નેહના પરિઘમાં જગન્નાથ પોતાનું જીવન, ધન્ય માનીને ગાળતો હતો. એના આ વર્તને રાજાની ઓર પ્રીતિ એના ઉપર વધી.

કેટલાક માસ પછી, એને લુંટી ગયેલા ચોરો નાગ રાજ્યની રાજનગરીમાં લુંટી લીધેલો માલ અને કડાં વગેરે વેચવા આવ્યા. અને એક સોનીને ત્યાં એ કડાં વેચતા હતા તેવામાં એ રસ્તે થઈ ને જગન્નાથ કવિ રાજાપાસે જતા હતા, એના ઉપર પેલા ચોરોની નજર પડી. અને એ કોણ છે એની માહેતી સોની પાસેથી એમણે મેળવી. એ વાત થતી હતી તે દરમિયાનમાં કવિ અને ચોરોની નજર પણ એક થઈ. ચોરોને મનમાં ઘણી ધાસ્તી લાગી. પણ ચોરોને ઓળખ્યા પછી તે શહેરમાં આવવાનું તેઓને કહીને થોડા દિવસ પોતાને ત્યાં મહેમાન તરીકે રહેવાનું આમંત્રણ કર્યું. આ આમત્રણ આપવાનો જગન્નાથનો આશય અતી ઉચ્ચ હતો. પણ સારાં માણસોનાં કામ અને આશયના ઉપર નીચ લોકો દુષ્ટતાનો ઢોળ ચડાવે છે. તથા એમની દયા તથા ઉદારતામાં પણ પ્રપંચ હશે. એવા શકથી જુએ છે. તે પ્રમાણે જગન્નાથ આપણને આમંત્રણ આપી ફોસલાવીને કેદ કરાવશે એવું ચોરોને લાગ્યું.

પણ જગન્નાથના રાજા સાથેના માનભર્યા સંબંધની વાત સોનીદ્વારા ચોરોના જાણવામાં આવેલી હોવાથી એ આમંત્રણનો ઈન્કાર કરવાની હીંમત તેઓ કરી શકયા નહીં. ના પાડવાથી તુરત પકડાઈ જવાની બીક અને આમંત્રણ સ્વીકારી જગન્નાથને ઘેર જઈ ત્યાં રહી લાગ આવ્યે નાસી છૂટવાની આશા એ બન્નેના ભાવોના મિશ્રણે ચોરોએ કવિનું આમંત્રણ સ્વીકાર્યું.

જગન્નાથ એ ત્રણે ચોરોને પોતાને ઘેર લઈ ગયો. અને જે રીતે તે પોતાના મકાનમાં રહેતો હતો તેજ પ્રમાણે આ આવેલા મિત્રોની સુશ્રુષા થાય એવી સેવકોને એણે આજ્ઞા કરી હતી.

એક દિવસ કવિ રાજા પાસે જઈ શકયા ન હતા. એથી સાંજને વખતે દરબારમાંથી તેડું આવ્યું. ત્યાં ગયા પછી તે દિવસની ગેરહાજરીનો સવાલ પૂછતાં રાજાને જણાયું કે કવિને ત્યાં, એમના ઘણા જૂના અને સ્નેહ સંબંધવાળા ત્રણ મિત્રો મહેમાન તરીકે છે. અને કવિના મિત્રો એટલે કવિવર જેવા હશે એ ભાવથી એમનું પણ સન્માન કરવાની ઇચ્છાથી, બીજે દિવસે એમને દરબારગઢમાં લાવવાની રાજાએ કવિને વિનતિ કરી.

મીજમાનોની ઓળખાણ કરાવતાં કવિએ રાજાને કહ્યું કે "એક વખત એ મિત્રો મારા ઘણા જ ગાઢ પરિચયમાં આવ્યા છે. અને એમની સાથે રહેવાની મારી તીવ્ર ઈચ્છાને માન આપીને એમણે મારે ત્યાં રહેવાની મહેરબાની કરી છે. આપ એમને મળીને જરૂર ખુશી થશો એવા એ છે. આવતી કાલે આપ નામદારની આજ્ઞા પ્રમાણે હું એમને મારી સાથે લેતો આવીશ. તેઓ પોતાને વતન જવાની આજેજ બહુ ઉતાવળ કરતા હતા, જો કે હજી તો પોતાના સમાગમનો થોડા જ દિવસ લાભ આપ્યો છે, કૃપા કરી આપ નામદાર એમને સમજાવીને થોડા દિવસ વધારે અહીં રહે એમ કરો તો હું આપનો મોટો ઉપકાર માનીશ."

બીજે દિવસે દરબારમાં જવાના નિયમ પ્રમાણેના વખતે પેલા ત્રણે મિત્રોની સાથે જગન્નાથ દરબારમાં આવ્યા. રાજાની સાથે મીજમાનોની ઓળખાણ કરાવી. થોડો વાર્તાલાપ પણ થયો. ચોરો પણ કેટલીક વખત એના ધંધાની હોશિયારીમાંથી મનુષ્યના મનનું હરણ કરવાની શક્તિ મેળવી લે છે. પકડાઈ જવાની ધાસ્તીએ ક્ષણભરનો ખોટો વિવેક એમની

વાણીમાં ખૂબ હાલચ્યો હતો. એક તરફ જગન્નાથનો આગ્રહ અને બીજી તરફ રાજાજી સાથેનો હંમેશનો મેળાપ, રહેવાનું અને સુંદર ખાવા પીવાનું—અને એ બધું છતાં કરેલું પાપ રાત્રી દિવસ એમને સતાવી રહ્યું હતું. સ્નેહમા એમણે લુચ્ચાઇ જોઈ. ખૂબ ફોસલાવીને અંતે જીવનની હાણુ કરશે એવી શંકા એ વિદ્વાન કવિ ઉપર એમને આવવા લાગી, અને જેમ જેમ વિદાય માટે આગ્રહ થતો ગયો તેમ તેમ કવિએ ચોરાને વધારે વખત રહેવાનો આગ્રહ કરવાથી ચોરાનાં હૃદય, જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ વધારેને વધારે ધડકવા લાગ્યાં. છએક માસ સુધી તો આ ઘટમાળ ચાલ્યા કરી. જવાના અને રાખવાના આગ્રહ વચ્ચે યુદ્ધ થવા લાગ્યું. કયાં જગન્નાથ કવિનો ઉચ્ચાશય અને કયાં ચોરાના પાપે કરેલી હૃદયની સજા! સંસારમાં આવા અનુભવો થોડેઘણે અંશે દરેકને થયા વગર રહેતા નથી. આખરે ચોરાના આગ્રહને માન આપીને કવિએ એમને જવા દેવાની હા પાડી અને રાજા સાહેબની છેવટની રજા લીધા પછી જવું એવું ઠર્યું.

બીજે દિવસે દરબારમાં જગન્નાથ કવિએ ચોરાને વિદાયગીરી જોઈએ છીએ તે વાત કરી. રાજાજીએ ચોરાને ચાલી આવેલી રાજરીતિ પ્રમાણે બહુ કીંમતી શીરપાવ બક્ષીસ કર્યો, અને એમને ગામ પહોંચાડવાને માટે સારાં વાહનો, અધિકારીઓ અને ચોકીદારો સાથે આપ્યા.

કવિની આ બધી મહેનતનો અર્થ ચોરાએ તો એવોજ કર્યો કે આ અધિકારીઓ અને ચોકીદારો એટલા માટે મોકલવામાં આવે છે, કે રસ્તામાં આપણને ગીરફતાર કરીને પરભારા કેદખાનામાં મોકલી દેવામાં આવશે એટલે ગીરફતારીમાંથી બચવા માટે ચોરાએ એક કુભાંડ ઉભું કર્યું.

પોતાનું ગામ નજીક આવ્યું એટલે બપોરના વિશ્રામ વખતે, ડેરાતંબુ નંખાયા ત્યારે ચોરાએ રાજાના અધિકારીઓને બોલાવીને કહ્યું કે " અમારે આપને એક ઘણી જ રહસ્ય વાત કરવાની છે. અને તે એ છે, કે જેને તમે જગન્નાથ કવિ તરીકે ઓળખો છો, તેણે રાજાજી પાસે અમારી આટલી બધી સુશ્રૂષા-કરાવી, તેનું મૂળ કારણ એ છે, કે તે અમારા ગામનો ઢેઢ હોઇ, તેને એવી ધાસ્તી લાગી કે જો તે અમને સારી રીતે રખાવે નહીં તો અમે રાજાજીને તેના કૂળની વાત જાહેર કરી દઇએ." ઉપકારના ઉપર આવો મોટો અપકાર કરવાની દુષ્ટતાને પરિણામે પૃથ્વી એકદમ ફાટી અને ચોરા એમાં ગરક થઇ ગયા.

લોકો માને છે, કે કરેલાં પાપનું ફળ કોક દિવસ પણ મળે છે. લોક વદન્તી એવી છે, કે આ જન્મમાં નહીં તો બીજા કોઈ જન્મમાં પણ કર્મનું ફળ ભોગવ્યા વિના છૂટકો નથી. પરંતુ શાસ્ત્રમાં એમ પણ કહ્યું છે કેઃ—

. अत्युग्र पुण्य पापानाम्
इहैव फलमश्नुते ॥

એટલે કે અતિ ઉગ્ર એવું પુણ્ય કર્યું હોય અથવા તો પાપ કર્યું હોય તો તેનું ફળ આ જન્મમાં તુરત જ ફળીભૂત થાય. ચોરાની ઉગ્ર દુષ્ટતાનું ફળ એ પ્રમાણે તેઓને તત્કાલ મળ્યું.

રાજાના અધિકારીઓને ઘણું આશ્ચર્ય થયું તેઓ પોશાક વગેરે લઈ પાટનગરમાં પાછા આવ્યા. અને પોતાને થયેલા આશ્ચર્યની સઘળી હકીકત રાજાજીને નિવેદન કરી. કવિવર જગન્નાથ તે વખતે હાજર હતા. પોતાને ઢેઢ જાતિના ગણવાની વાત થઈ ત્યાં સુધી કોઇપણ પ્રકારના ખેદની વૃત્તિ સુધાં એમના ચહેરાપર દેખાઈ ન હતી. પોતે બતાવેલી કૃપા અને ચોરાની દુષ્ટતા જાણ્યા છતાં એમના મનમાં એ ચોરાને વિષે લેશ પણ તિરસ્કારની ભાવના સ્ફૂરી નહીં. પરંતુ અધિકારીઓએ છેવટે કહ્યું કે "ચોરાએ જ્યારે જગન્નાથ કવિની જાત માટે કહ્યું ત્યારે તુરત જ પૃથ્વી ફાટી" એ છેવટનું વાક્ય અધિકારીઓએ કહેતાં દયાથી આર્દ્ર એવા જગન્નાથથી ચીસ પડાઈ ગઈ અને હાથનાં ઠુંઠાં ઘસવા મંડી ગયા. 'अत्युग्र पुण्य पापानाम् इहैव फलमश्नुते' પ્રમાણે, ઉપર

ચોરોના ઉગ્ર પાપની વાત થઈ, અને જગન્નાથની સહૃદયતાની ઉગ્રતાના ગુણને લીધે, પ્રભુએ એના હાથનાં ઠુંઠામાંથી એમના હાથો બહાર કાઢ્યા. રાજા તો આ જોઇ આશ્ચર્ય ચકિત થઈ ગયો. ચોરોનો વિનાશ અને જગન્નાથના હાથનું પાછું પ્રાપ્ત થવું, એ પ્રસંગથી આખી મંડળી મુગ્ધ બની ગઈ. અને થોડી વારના મૌન પછી રાજાજીએ કવિને પૂછયું, "મહારાજ, તમે કોઈ મહા પ્રતાપી પુરૂષ છો. કૃપા કરીને કહેશો કે આ બધા પ્રસ્તાવનું રહસ્ય શું છે?" આગ્રહને લીધે કવિએ પોતાનાં કાંડાં કપાયાના પ્રસંગથી તે ચોર મિત્રોને શીરપાવ અપાવ્યા સુધીની સઘળી વાત કહી સંભળાવી ત્યારે માણસ માણસમાં કેટલો ફેર છે, તેનું ભાન સાંભળનારાઓને થયું.

જગતમાં અસુરો પણ જન્મે છે; તેમ જગતમાં ઈશ્વરાવતારો પણ થાય છે. અને દુષ્ટતા અને સહૃદયતાના ઘર્ષણનાં આવાં ઘણાં દૃષ્ટાંતો બધા દેશના ઈતિહાસમાં છે.

જેને જોઇએ તેવું ગ્રહણ કરી લે એવો આ વાર્તાનો સાર છે.

**निरीक्षण**

---

# હીંદી ખેડુતોની કરજદારી.

હીંદની રીઝર્વ બેંકે ખેડુતોને ધીરધાર કરવાના પોતાના વિભાગનું બંધારણ રચવામાં લાંબી ઢીલ કરેલી હોવાની ફરીયાદ વડી ધારાસભામાં થોડા વખત ઉપર કરવામાં આવી હતી. આ ઢીલનો ખુલાસો કેટલેક દરજ્જે ખેડુતોને ધીરધાર કરવાની રૂઢી, ગુંચવણ ભરેલી હોવાનો આપી શકાય; આ સ્થિતિની પીછાન કરવાનું સરકારને હમેશાં મુશ્કેલ માલમ પડયું છે. તે છતાં આ સંબંધમાં જાહેર પ્રજા એવી આશા રાખે છે કે, ખેડુતોની કરજદારીના સવાલ ઉપર રીઝર્વ બેંકના કારોબારની સારી અસર થવા પામશે. આ સવાલ બહોળા પ્રકારનો છે અને તેને લોકોની નિર્ધનતા સાથે ધાડો સંબંધ છે. છેલ્લી ગણત્રી મુજબ ખેડુત વર્ગ, કુલ્લે વસ્તીના આશરે ૬૭ ટકા જેટલો છે. ખેડુતો હજી મંદીની માઠી અસર તળે છે અને કયાંક કયાંક મહેસુલ માફ કરવામાં આવવાથી તેઓને સહેજ રાહત મળવા સિવાય વધુ કાંઈ મળવા પામ્યું નથી, કે જે મહેસુલ માફ કરવાનો વહેવારૂ રીતે એકલો ઈલાજ સરકાર સંકટને પહોંચી વળવા માટે લે છે. જો હીંદની આબાદીને સલામત ધોરણ ઉપર મેલવી હોય તો ખેડુતોની જાથુકની કરજદારીના સવાલનો કાયમનો નિર્ણય કરવા માટે કાંઈક કોશીષ કરવી જોઈએ છે. કારણ કે હાલના સંજોગો વચ્ચે જાથુ કરજદારી એમની એમ રહેવા દેવામાં આવતાં એ કરજદારી દેશમાં સામાજીક અસંતોષ ઉત્પન્ન કરનારી નીવડવાની વકી રહે છે.

હીંદના ખેડુતોની કરજદારી એ બાબતમાં અસાધારણ પ્રકારની છે. ખેડુતોનાં કરજનો ઘણો મોટો ભાગ આવક કરવાના હેતુઓ માટેનો હોતો નથી. લગ્ન માટે અને રીવાજને પરિણામે ખરચાળ બનેલી બીજી સામાજીક ક્રિયાઓ માટેજ નહી, પણ કુટુંબના નિભાવને માટે અને કરો ભરવા માટે પણ નાણાં ઉછીનાં લેવામાં આવે છે. જ્યાં નાણાં ભરપાઈ કરવાની શક્તિ હોય ત્યાં આવી રીતે લેવામાં આવતું કામ નુકસાનકારક નહી નીવડે પણ નાના નાના ખેતરની માલેકી, પેદાશની અને તે બજારમાં મુકવાની અપૂર્ણ રૂઢીઓ અને પાકોની વારેઘડીએ નિષ્ફળતા તથા ઢોરોની ખુવારી જેવાં કારણોને પરિણામે એકવાર કરજ કરવામાં આવ્યું તો તે ભરપાઈ કરવાનું ખેડુતને માટે અશકય બને છે. તેનું કારણ એ છે કે ખેડુત નાણાં

ધીરનારને, વ્યાજનો ઉંચો દર આપવો પડે છે. મદ્રાસમાં અને મુંબઈના કેટલાક ભાગોમાં સેંકડે ૧૨ ટકાનો દર સાધારણ છે. બીજે ઠેકાણે સામાન્ય રીતે ૧૮ થી ૨૪ ટકાનો દર લેવામાં આવે છે. નાના જમીનદારોને કરવામાં આવેલી ધીરધાર માટે વ્યાજનો દર વધુ મોટો રહે છે, અને જ્યાં ધીરધાર ઓછી હોય છે, ત્યાં સેંકડે ૧૦૦ થી ૩૦૦ ટકા જેટલા વધતા ઓછા દરો લેવામાં આવતા જણાયેલા છે. હીંદમાં ખાસ કરીને ખેતી, એ એવો નબળો ધંધો છે કે, તેથી અસાધારણ નફો થવાની વકી રાખી નહીં શકાય, કે જેથી પરિણામે પોતાને ધીરવામાં આવેલાં નાણાંને માટે માગવામાં આવતો વ્યાજનો ઉંચો દર આપવાને, ખેડુત સામર્થ્યવાન થાય. જેઓ ખેતીનો ધંધો ગુજરાનને માટે કરે છે, તેઓને પોતાના ખપ માટે જૂદી કહાડવામાં આવેલી પેદાશમાંથી અથવા તો વધુ નાણું ઉછીતું લઈને વ્યાજ આપવું પડે છે. સર સ્ટેમ્પ એવો અભિપ્રાય દર્શાવે છે કે, છેલ્લાં સો વર્ષ થયાં સામટી રીતે લેતાં જો આપણે પડતર ભાવનાં વાજબી તત્વો ધ્યાનમાં લઈએ તો એ ભાવથી પણ ઓછે દરે દુનિયાને ખોરાક પુરો પાડવામાં આવ્યો છે. આ વાત હીંદના સંબંધમાં ખાસ કરીને ખરી છે. હીંદી ખેડુત ખેતીને વળગી રહે છે તેનું કારણ એ છે કે તેના હાથમાં માત્ર એજ ધંધો જીંદગી ગુજારવાના છે. તેના પાક ઉપર સરકારનો પહેલો હક છે તેમ શાહુકાર પણ એ પાક ઉપર વ્યવહારૂ રીતે હક ધરાવે છે. અને ખેડુત એક કંટ્રાકટર જેવી સ્થિતિમાં રહે છે. નફાની વાત તો બાજુએ રહી પણ પોતાની મહેનત માટેની વાજબી કીંમત પણ તે ભાગ્યેજ મેળવી શકે છે.

કરજદારીને પરિણામે એક ભય ઉભો થવાનો સંભવ રહે છે અને તેની અસર ખેડુતોની સામાજીક અને આર્થિક અવનતિમાં કારણભૂત થશે. સરકારનું ખેતીવાડી ખાતું ખેતીને લગતી ઉત્તમ પ્રકારની પોતાની યોજનાઓ આગળ વધારવામાં ઘણું ધીમું નીવડયું હોય તો તેનું એક એ પણ કારણ છે કે ખેડુતો નાણાં ધીરનારાઓની દયા હેઠળ રહેલા હોવાથી તેઓને ખેતીની પોતાની સ્થિતિમાં સુધારો કરવાનું કાંઈ મન થતું નથી. વારેઘડીએ જમીન નાણાં ધીરનારા શાહુકારોના હાથમાં જવા પામે છે, જેને પરિણામે ભાડુત ખેડુતોની સંખ્યા વધે છે અને ખેડુત માલેકો નાશ પામતા જાય છે. સને ૧૯૨૧ માં દર એક હજાર સાધારણ ખેડુતો દીઠ ૨૯૧ ખેતીના નોકરો અને ખેતરમાં કામ કરનારા મજુરો હતા. સને ૧૯૩૧ માં એ પ્રમાણ વધીને દર એક હજારે ૪૦૭ નું આવ્યું હતું. જમીન વગરના ખેતીકાર લોકોનો વધારો સમાજને ભયસમાન છે, જેથી તેમાં ઘટાડો કરવાની દરેક કોશેષ કરવી જોઇએ. એનું સર્વથી ખરાબ પરિણામ તો એ છે કે કરજદારી ઉપરથી ખેતીકારથી ગુલામગીરી ઉપર આવી જવાય છે. કરજદાર છુટો આસામી હોતો નથી અને કરજદારને તુરંગમાં મોકલી શકાય છે. બીહાર અને ઓરીસાનું 'કમીઆઉટી' લખત અને મદ્રાસની 'પનાયાલ' રૂઢી જેને લીધે નાણું ઉછીતું લેનારાઓને બદલામાં મજુરી કરવાની કબુલાત આપવી પડે છે એ ખેડુતોને જીંદગીભરના ગુલામો બનાવે છે, કારણ કે તેને મળતી મજુરી એટલી ઓછી હોય છે કે તેણે જે લોન અસલ ઉછીની લીધી હોય તેનાં નાણાં ભરી દઇ શકાય તેટલું તે બચાવી શકતો નથી. જે કારીગરો શાહુકારો પાસે લોનથી નાણું ઉછીતું લેવાને અને જે લોનની રકમ કદી ઓછી થતી નથી તે લોન ભરપાઈ કરવા માટે વર્ષો વર્ષ શાહુકારનું કામ કરવાને બંધાઈ ગયા હોય, તે કારીગરોના સંબંધમાં પણ વધતી ઓછી એવી જ સ્થિતિ છે. એ લોકો પોતાનું કરજ ચાલુ વધાર્યાં જાય છે. કરજનો વારસો પીતા ઉપરથી પુત્રને ઉતરે છે અને લોકોમાં વઢવાડ અને બળવાનાં બીજ રોપાય છે. એ સ્થિતિ સુધારવા માટેનાં પગલાં લેવાંજ જોઈએ છે.

આ સ્થિતિનો ઉપાય કરવાનાં જે પગલાં આગળ લેવામાં આવ્યાં છે તેની આ સવાલ ઉપર કાંઈપણ અસર થવા પામી નથી. તગાવીથી લોન આપવાની

રૂઢીને જમીનના સુધારા માટે લોન આપવાના કાયદાથી વધુ વિશાળ બનાવવામાં આવી છે તે રૂઢી દક્ષિણમાં થયેલાં હુલ્લડ પછી દાખલ કરવામાં આવી હતી. પણ પાકની નિષ્ફળતા માટે તગાવી આપવાની આ રૂઢી સાધારણ વખત માટે પૂરતી ઉપયોગી નથી. સને ૧૯૦૪ માં સહકારી મંડળીઓ હસ્તીમાં આવી અને જો કે બીજા દેશોમાં એ મંડળીઓએ અજબ જેવાં પરીણામો આણ્યાં છે તો પણ આ મંડળીઓ કાયમની કરજદારીના સવાલનો નિર્ણય કરવાના સંબંધમાં હીંદમાં નિષ્ફળ નીવડી છે. તેનું કારણ એ છે કે સહકારી ચળવળ મોટે ભાગે ધીરધાર કરવા પૂરતી જ રહી છે. પણ તેણે ખેતીની પેદાશ અથવા તે બજારમાં મેલવાનું બંધારણ હાથમાં ધર્યું નથી. તે ઉપરાંત સહકારી મંડળીઓ થોડી મુદ્દતની લોનો આપવા માટે ઉભી કરવામાં આવેલી છે, જેથી તે મંડળીઓ ખેડુતને તેના રોજના ધીરધારના સવાલના સંબંધમાં વખતે મદદગાર થઈ પડે પણ તેનાં આગલાં કરજો પતાવી દેવાને તે ખેડુતને સામર્થવાન કરી શકે એમ નથી, હવે આ વાત બધાના લક્ષમાં આવી છે કે આગલી કરજદારી પતાવી દેવાની પણ એટલી જ અગત્ય છે, જેટલી અગત્ય ચાલુ જરૂરીયાતો માટે સસ્તી ધીરધાર કરવાની છે. કારણ કે શાહુકારને વરસોવરસ વ્યાજ તરીકે મોટી રકમો પગાર કરવાને એક ખેડુત બંધાયેલો હોવાથી તે ત્રાપુકનો શાહુકારના હાથહે ડળ દબાયલી સ્થિતિમાં રહે છે. કરજ ભરપાઈ કરવા વગરની સહકારી ધીરધાર ફક્ત થોડે અંશે બચત જેવી છે પણ તેથી કાયમની કરજદારીનો નિર્ણય થવા પામતો નથી; કારણ કે મોડાં વહેલાં ખેડુતને શાહુકારના નાણાં પાછાં વાળવાં પડે છે અને તેથી તેની મુશ્કેલીઓ પાછી શરૂ થાય છે. લેવામાં આવેલો બીજો ઈલાજ ભારે વ્યાજે ધીરવામાં આવતી લોનોના સંબંધમાં બાંધવામાં આવેલો કાયદો છે. આ કાયદો વ્યાજના અસાધારણ દરોનો અસ્વીકાર કરવાની અને જો જરૂર જણાય તો લોનનાં બધાં સાટાંઓના સંબંધમાં તપાસ ચલાવવાની સત્તા આપે છે. પણ આ કાયદો નકામો થઈ પડયો છે. ખરી બીના એ છે કે જે દેશમાં ભવિષ્યનો વિચાર કર્યા વગર નાણું ઉછીતું લેવાનો અને મોટું વ્યાજ મેળવવાને લોભે નાણું ગુમાવવાનું જોખમ ખેડીને પણ એક સટો ખેલવા જેવી ધીરધાર કરવાનો રિવાજ બહોળે પાયે ફેલાયલો છે ત્યાં વ્યાજને લગતા અસરકારક કાનુનો ઘડવાનું કામ અશકય છે. કરવામાં આવેલી તપાસ ઉપરથી જોઇ શકાય છે કે જે લોકોને નાણાંની જરૂર હોય છે. તેઓ લોભી શાહુકારો જેટલાજ કાયદાને બાજુએ મેલી કામ લેવાને તૈયાર હોય છે. જેથી કાયદા મારફતે ધીરધાર ઉપર અંકુશ મેલવાનું પરિણામ એ આવ્યું છે કે વ્યાજના દરોમાં વધારો થવા પામ્યો છે. આ સિવાય બીજા ઇલાજો સુચવવામાં આવ્યા છે પણ અખત્યાર કરવામાં આવ્યા નથી તે નાદારીની વધુ સાદી રૂઢી (જે કરજદારોને અપ્રમાણિક બનવાનું ઉત્તેજન આપે) દાખલ કરવાનું અને કરજ આપવાનો સાફ ઇનકાર કરવાનું છે. આ કામ સામાજીક બંધારણ જોતાં અવ્યવહારૂ છે. કરજદારીનો સંપૂર્ણ ઈલાજ કરવા માટેના ફક્ત બે અસરકારક ઉપાય છે. પહેલો ઉપાય એ છે કે પેદાશની અને પેદાશને બજારમાં મૂકવાની વધુ અસરકારક રૂઢીથી ખેતીની આવકમાં વધારો કરવો. બીજો ઉપાય એ છે કે વગર વિચારનો નકામો ખરચ થતો અટકાવવો અને કરકસરની આદત વધારવી. બંનેનો આધાર કેળવણી અને સહકારની ચળવળના ફેલાવા ઉપર રહેલો છે.

હાલના કરજના સવાલનો નિર્ણય કરવા માટે આપણે વધુ અસરકારક ઈલાજો લેવા જોઇએ. ભાવોમાં આવેલા ઘટાડાને પરિણામે કરજ અને વ્યાજના ખરા બોજામાં વધારો થવા પામ્યો છે. એવો અડસટો કહાડવામાં આવ્યો છે કે દર વર્ષે પાકતાં વ્યાજનો ભાગ્યે જ સેંકડે ૨૦ ટકા જેટલો ભાગ થોડા વર્ષમાં ભરપાઇ કરવામાં આવ્યો હોય! આ ધોરણે ગણત્રી કરતાં બ્રિટીશ હીંદનું કુલ્લે ખેતીનું કરજ ૯ અબજ રૂપીયા ઉપરથી વધીને ૧૨ અબજ રૂપિયા ઉપર આવેલું હોવું જોઇએ. પણ તે પછી ભાવોમાં ઘટાડો

થયો છે અને તેને પરિણામે કરજનો ખરેખરો બોજો વધીને આગળના કરતાં બમણો બનવા પામ્યો છે. એટલે આ કરજનો ખરેખરો બોજો હવે રૂ. ૧૮ અબજ જેટલો થયેલો હોવો જોઇએ અને જો બધું વ્યાજ ચઢતું હોય તો તે ૨૨ અબજ રૂપિયા ઉપર આવવો જોઇએ. આ મુજબ જ્યારે આવક ઘટવા પામી છે ત્યારે કરજ વધ્યું છે. જ્યારે બીજા દેશોમાં ભાવોને ઉપર લાવવા માટે ચલણોના ભાવો ઘટાડવામાં આવ્યા છે ત્યારે હીંદમાં કશું કરવામાં આવ્યું નથી.

હીંદમાં જમીનની મહેસુલ માફ કરવામાં આવી છે, જે એક કામચલાઉ ઇલાજ છે. કેટલાક વિસ્તારોમાં, ખાસ કરીને પંજાબ, જોડયા પ્રાંતો અને મધ્ય પ્રાંતમાં કરજની સમજુતીથી પતાવટ કરવા માટેની યોજનાઓ દાખલ કરવામાં આવી છે. પંજાબની કો-ઓપરેટીવ સોસાયટીના થોડા વખત ઉપરના રજીસ્ટ્રાર મી૦ એમ. એલ. ડાર્લીંગનું ધ્યાન, મધ્ય પ્રાંતમાં સમજુતીથી કામ લેવામાં આવે છે તે ઉપર ખેંચાયું છે. ત્યાં દેણદારો અને લેણદારોએ સમજુતીથી કામ લેવાનો અણધારેલો જુસ્સો બતાવ્યો છે. આ સવાલનો આ કદાચ સર્વથી સારો નિર્ણય લેખાશે, કારણ કે લેણદાર અને દેણદાર બન્ને સંતોષ પામ્યા છે અને એક વખત જો કે કરજદારી સદંતર દૂર કરવામાં આવી નથી તોપણ તેની ઘટતી વ્યવસ્થા કરી શકાય એવા પ્રમાણ ઉપર તો લાવવામાં આવી છે. કરજદારોની સદંતર મુક્તિના સંબધમાં આપણે ભાવનગર રાજ્ય ઉપર નજર દોડાવા શકીએ જ્યાં બધા ખેડુતોના ભેગાં થયેલાં કરજ અને વ્યાજનો બોજો દરબારની ઉપર, વ્યાજ અને કરજના આંકડાઓ તપાસી, કરજની એકંદર રકમ નક્કી કરી, મુકી દેવામાં આવ્યો છે. મુંબઈ ઇલાકામાં જાથુકની કરજદારીનો નિર્ણય કરવા માટે લેંડમોર્ટગેજ બેંકો પસંદ કરવામાં આવી છે. જો તેઓનો ઘટતી રીતે વહીવટ કરવામાં આવે તો ખેડુતો પોતાનાં કરજો બેંકોને સોંપી દઈ શકે છે અને બેંકોના વ્યાજના નીચા દર અને વખતોવખતની હેરાનગતીમાંથી મળેલી મુક્તિને પરીણામે પોતાની પેદાશમાં સુધારો કરવાને અને થોડા વર્ષમાં પોતાની જમીનને કરજદારીમાંથી મુક્ત કરવાને સામર્થ્યવાન થવા પામે. હીંદ માટે જે લેંડમોર્ટગેજ બેંકો નક્કી કરવામાં આવેલી છે તેની રૂઢીમાં નાણાં સંબંધી ભારે જવાબદારી રહેલી છે, પણ મધ્યસ્થ સરકારે તેને ટેકો આપવાની કબુલાત આપી છે. અને તેને રીઝર્વ બેંક તરફથી ખરેખર મદદ મળશે તો તેથી ઘણો લાભ થશે. ખેડુતની આવક વધારવાનો મોટો સવાલ ખરાં દીલથી હાથમાં લેવો જોઇએ છે. ગામડાંની વસ્તીને ખેતી ઉપરથી ઉદ્યોગ ઉપર લાવવી જોઈએ છે અને ખેડુતને તેની પેદાશ માટે વધતા જતા ભાવોની ખાત્રી આપવી જોઈએ. ખેતી અને ઉદ્યોગની પુનઃ રચના થઈ શકે એવી આર્થિક ખીલવણી માટેની બહોળી રાજનીતિ સરકારે ઘડવી જોઈએ. એવી રાજનીતિની જાહેરાતની આતુરતાથી રાહ જોવામાં આવે છે.

ફીનાન્શીયલ ન્યુસ.

---

# રાજનીતિનું શિક્ષણ

(અંક ૨ થી ચાલુ)

## રાજાઓનો ધર્મ

અમારી સર્વની અભિલાષા છે કે આપ નામદાર આખા હીંદમાં ઉત્તમ રાજકર્તા થાઓ. આપની કારકીર્દિ આદર્શ રૂપ બનો. અને સર્વ દેશી રાજ્યોમાં આપ અગ્રસ્થાન ભોગવો. સરકાર, આપના મિત્રો, શુભેચ્છકો અને સમગ્ર પ્રજાની એ ઇચ્છા છે. જે મહાન પદવી ભોગવવાને પ્રભુએ આપને ભાગ્યશાળી બનાવ્યા છે તથા તેને અંગે ને સત્તા ભોગવવાની આપને અમૂલ્ય તક મળી છે. તેનો આપ યથાર્થ સદુપયોગ કરી આપના રાજ્યની તવારીખ શોભાવશો એવી બધા આશા રાખે છે. માત્ર શુભેચ્છા ધરાવવી બસ નથી પણ બધી રીતે તેને કૃતિમાં મૂકવાનો પુરૂષાર્થ કરવો ઉચિત છે. અને હું ધારૂં છું કે આપના જેવા બુદ્ધિવાન અને ઉત્સાહ ધરાવનારા રાજકર્તાને સફળતા પ્રાપ્ત કરવી મુશ્કેલ નથી.

હવે હું આપને ઉત્તમ પ્રકારની રાજ્ય વ્યવસ્થાના નિયમો કહું છું. આ નિયમો જાણ્યા એટલે બસ નથી પરંતુ તેની સતત વિચારણા કરી રાજ્ય વ્યવસ્થામાં તેનો અમલ કરવો જોઇએ. કારણકે જાણતા છતાં તેનો અમલ કરવામાં ન આવે તો ગેર ડહાપણ ગણાય અને રાજા દોષ પાત્ર ગણાય. તથા જેમ એક નાવિકની પાસે હોકાયંત્ર હોય છતાં દીશાભૂલ કરી નાવ હંકાર્યે રાખે ને જે દશા થાય તેજ દશા થાય કોઈ જૂના વિચારના માણસો એમ કહે કે "રાજાઓએ ભણીને શું કરવું છે? એમના બાપદાદાઓ કયાં ભણ્યા હતા? તેમનું જેમ નભ્યું તેમ આમનું પણ નભશે." મારે સ્પષ્ટ કહેવું જોઈએ કે જૂના જમાનામાં જે નભ્યું તે હાલ નભી શકે એમ નથી. તે સમયે તો બધું આપખુદીથી ચાલતું અને તેનાં પરિણામ પણ અનિષ્ટ આવતાં વડોદરાની ગાદી ઉપર પ્રથમ થઈ ગયેલા રાજકર્તાઓની દશા તપાસીએ તો જણાશે કે કેળવણીના અભાવે એમને કેટલું સહન કરવું પડયું હતું? તેઓની રાજ્ય વ્યવસ્થા બગડી ગઈ હતી. પ્રજા, અંધેર વહીવટથી ત્રાસી ગઈ હતી. કુટુંબમાં અનેક પ્રકારની ખટપટો ઉભી થઇ હતી. અને મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ થવું પડયું હતું. વળી પહેલાંનો કાળ એવો હતો કે ખૂણામાં પડેલાં રાજ્યોમાં શું બને છે તે સંબંધી બહારની દુનિયાને જાણવાનાં સાધનો ન હતાં એટલે ગમે તેવો ગોટાળો ચાલતો હોય તોપણ કોઈનું ધ્યાન ખેંચાતું નહીં. પણ સમય પલટાયો છે. રેલ્વે વગેરે સાધનો થયાં છે અને બહારની પ્રજાનો અવર જવર વધતો જાય છે એટલે રાજ્યોમાં જે કાંઈ બને છે તે બહાર આવવા લાગ્યું છે. તેથી જૂની રીતો હવે નભી શકે એમ નથી. એટલે આ જમાનામાં તો રાજાઓએ તંત્ર, સુવ્યવસ્થિત ચલાવવા અવશ્ય કેળવણી પ્રાપ્ત કરવી જોઇએ. વળી બ્રિટિશ રૈયતનો દેશીરાજ્યોમાં અવર જવર વધ્યો છે એટલે કોઈ રાજ્યમાં ચાલતી અવ્યવસ્થાથી જો એની રૈયતને હરકત થાય તો તે બુમાટો કર્યા વગર રહે નહીં. એથી ઉલટ દેશી રાજ્યોની પ્રજા પણ બ્રિટિશ રાજ્યમાં અને પરદેશોમાં જવા લાગી છે અને ત્યાંની પ્રજાને મળતું સુખ છુટાપણું અને ન્યાય જોઈ પોતાના રાજ્ય સાથે તેની સરખામણી કરે અને તેથી એનામાં જાગૃતિ પણ આવે. પરદેશમાં જઈ દેશી રાજ્યની પ્રજા વધારે બુદ્ધિશાળી અને અનુભવી થાય છે. કેળવણી પણ લે છે એટલે

પ્રથમની માફક રાજ્યોની અવ્યવસ્થા તે સહન કરી શકે નહીં.

દેશી રાજ્યો ઉપર સર્વોપરિ સત્તા બ્રિટિશ રાજ્યની ગણાય છે. એટલે સર્વોપરિ સત્તાવાળા અધિકારીઓ પણ દેશી રાજ્યોના અંધેરને નાબૂદ કરવાની પોતાની ફરજ સમજે છે. પ્રથમ જો રાજ્યોની પ્રજા દુઃખી થતી તો સામો બળવો ઉઠાવી રાજાને ઠેકાણે લાવતી પણ આ જમાનામાં તો સરકારે બધો કાબૂ હાથમાં લીધો છે એટલે રાજાની રૈયતને બળવો કરવા ન દેતાં યુક્તિથી વસ્તુ સ્થિતિને અટકાવી રાજ્ય વ્યવસ્થામાં સુધારણા કરે છે અને જરૂર જણાય તો રાજાને ગાદી ઉપરથી ઉઠાડી પણ મૂકે છે.

બ્રિટિશ સરકાર પોતાની સર્વોપરિ સત્તા સમજે છે. તેમાં બળની સાથે ન્યાય સમાયેલો છે. દરેક રાજ્યે આ સત્તા તરફ લક્ષ રાખવું જોઇએ. અને એ સત્તા કેપકામોરીનથી હીમાલય સુધી ફેલાયેલી છે. વડોદરાના મહારાજા મલ્હારરાવને આ સત્તાએ પદભ્રષ્ટ કર્યા છે એ સત્તાના બળનો તાજો દાખલો છે. એ ઉપરથી જણાય છે કે દેશી રાજ્યોના સારા નરસા કારોબાર સંબંધી એ સત્તા નિર્ણય કરે છે. અને એટલા માટે સર્વોપરિ સત્તાને સંતોષ મળે એ રીતે રાજ્યોએ પોતાનો રાજ્ય વહીવટ ચલાવવો જોઇએ. તેમ સરકારની દૃષ્ટિમાં સુવ્યવસ્થાનું અને ગેરવ્યવસ્થાનું ધોરણ કેવું છે તેનો સારી રીતે અભ્યાસ કરવો જોઈએ. સમય જતાં સંયોગો કેવી રીતે પલટાય છે તે ધ્યાનમાં રાખી તેને પહોંચી વળવા નવા જમાનામાં દરેક રાજકર્તાએ યોગ્ય રીતે તૈયાર રહેવું જોઇએ. પ્રથમના રાજકર્તાઓનું ગાડું ગમે તેમ ચાલ્યું પણ હવે ચાલી શકે એમ નથી. હવે તો ભવિષ્યના યુવાન નરેશોએ પોતાના ઉપર જે મહાન જવાબદારી અને ફરજો આવવાની છે તેને સંપૂર્ણ યોગ્ય થવું જોઇએ.

રાજાઓની મુખ્ય ફરજો શું છે અને તે સંબંધી અગત્યના નિયમો કયા કયા તે જાણવું જરૂરનું છે. એ નિયમો પ્રમાણે રાજ્ય વ્યવસ્થા ચાલે તો તે વ્યવસ્થા, ઉત્તમ પ્રકારની લેખાય. તેમ આપની કારકીર્દિ પણ ઉજ્જવલ ગણાય. રાજાની મોટામાં મોટી ફરજ એ છે કે પ્રજા જે રીતે સુખી થાય તે રીત ગ્રહણ કરવી. પ્રજાનું સુખ શેમાં સમાયેલું છે, અને તેનાં સાધનો કયાં કયાં છે તેનો બરાબર વિચાર કરવો. આ પ્રશ્ન ઘણો વિશાળ છે અને તેમાં મતભેદ પણ છે. છતાં તે સંબંધી મુખ્ય નિયમ તો સર્વમાન્ય છે. અને તે એ કે "રાજાએ પ્રજાને સુખી કરવી એ તેનો મુખ્ય ધર્મ છે." આ મુખ્ય સિદ્ધાંતમાં કદી ફેરફાર થઈ શકે એમ નથી.

પ્રજાને સુખી કરવાનો નિયમ આપે, હૃદયમાં દૃઢિભૂત કરવો જોઈએ. દરેક કાર્યમાં એને સ્મૃતિમાં રાખવો જોઇએ, દીવાનથી માંડીને નાના અમલદાર સુધીના અંતઃકરણમાં આ સૂત્ર આલેખાય અને તેનો તેઓ સંપૂર્ણ અમલ કરે એવી આજ્ઞા કરવી જોઇએ, કારણ કે એના ઉપર રાજાનાં સુખ, સલામતી, ઇજ્જત અને આબાદીનો આધાર છે. હીંદુ ધર્મશાસ્ત્રોમાં પણ રાજાઓ માટે એવી આજ્ઞા કરવામાં આવી છે. બ્રિટિશ સરકારનું ધ્યેય પણ મુખ્યત્વે એવું છે. ઘણા યુવરાજાને આ સૂત્ર અનુસાર શિક્ષણ આપવામાં આવે છે. તેઓ માન્ય પણ કરે છે છતાં જ્યારે તેને અમલમાં મૂકવાનો પ્રસંગ આવે છે ત્યારે તેમાંના મુખ્ય ઘણાખરા પાછા પડી જાય છે. રાજાની મુખ્ય ફરજ જ્યારે પ્રજાને સુખી કરવાની છે ત્યારે તે ફરજમાં આડે આવનારાં જે જે કાર્યો હોય તેનું પણ તેમણે ભાન રાખવું જોઈએ. તેમાંનાં કટલાંક એ છે, કે રાજાઓને કેટલીક વખત ઘણું ઝવેરાત ખરીદવાનો શોખ હોય છે, એથી તેમાં તીજોરીનાં ઘણાં નાણાં રોકાય છે. આ તેઓનું અંગત ખર્ચ ગણાય છે. અને તેથી તીજોરીનાં નાણાંનો અમુક ભાગજ રાજાના અંગત ખર્ચ માટે રખાવો જોઈએ એવા નિયમનો ભંગ થાય છે, આથી પ્રજાનાં સુખનાં કામોમાં સંકોચ થાય છે. જો કે એમ કહેવાનો આશય નથી કે રાજાએ ઝવેરાત ખરીદવું જ ન જોઇએ; કારણ કે તે વિચાર પૂર્વક અને ઘટતી રીતે ખરીદ કરવામાં આવે તો વાંધો નથી,

કેટલાક નરેશોને જરૂરીયાત ઉપરાંત મહેલો બાંધ વાનોશોખ હોય છે, તેમાં તેઓ અઢળક નાણાં ખર્ચી દે છે, અને રાજ્યની તીજોરી ખાલી કરી દે છે. પરીણામે ઇજીપ્તના ખેદીવ અને તુર્કસ્તાનના સુલતાનોની માફક નાણાં સબંધી મહા વિપત્તી આવે છે. પુરતા આવાસો છતાં ફક્ત કલ્પનાને ખુશ કરવા સારૂ આવાં મકાનો ઉપરા ઉપરી બાંધી તેઓ તે પડતાં મુકે છે, અને આખરે ખંડેર થાય છે. આ રાજાઓની મુર્ખાઈ સિવાય બીજું શું કહી શકાય. કેટલાક રાજાઓ વળી સોના રૂપાની તોપો બનાવે છે. આવી નકામી ચીજોમાં તીજોરીનાં નાણાં ખર્ચી દે છે. પ્રજાને એક રીતે અન્યાય કરે છે. કોઈ મહારાજા તો ફક્ત ભભકાની ખાતર જ હદ વગરના ગેરીસન અને બોડીગાર્ડોની સંખ્યા વધારી દઇ, તેઓને દમામ ભરેલા ડ્રેસમાં રાખે છે, જે ખર્ચ પણ નિરૂપયોગી ગણાય છે. કેટલાક રાજકર્તાઓ પોતાનાં સગાં વહાલાં અને માનીતા નોકરોને રાક્ષસી બક્ષીસો આપી દઇ તીજોરી ખાલી કરે છે. આવી બક્ષીસોની પણ હદ હોવી જોઇએ.

ધરમાદા બક્ષીસો વગેરે કાર્યોમાં પણ હદ વગરનાં નાણાં ખરચી દેવામાં આવે તે વ્યાજબી ગણાય નહીં, તેને માટે ખાસ નિયમો બાંધવાની જરૂર છે, કે જેથી નાણાનો ગેર વ્યાજબી વ્યય થતો અટકે, અને ખરી ધર્માદા તેમજ પરોપકારી સંસ્થાઓનું પોષણ કરવાને પુરતો અવકાશ રહે.

ટુંકામાં જ્યારે કોઈ કાર્યમાં ખરચ કરવાનો પ્રસંગ આવે ત્યારે રાજાએ વિચાર કરવો જોઇએ કે આ કાર્યનો આરંભ કરવાથી પ્રજાને તે કેટલું ઉપયોગી અને સુખદાતા થાય એમ છે, અને તેમાં ખર્ચવાનાં નાણાનો યોગ્ય રીતે સદુપયોગ થયો ગણાશે કે નહીં ? જો એમ જણાય કે આ ખર્ચ કરવું વ્યાજબી નથી, તો તેને પડતું મુકી દેવું એ ડહાપણ ભરેલું ગણાશે.

લોકોપયોગી અને જાહેર કામમાં જેનો સમાવેશ થતો ન હોય તેવાં કામો જો રાજાને પોતાના મોજ શોખની ખાતર કરવાની જરૂર હોય તો ખાનગી ખાતાને માટે નીમાએલ ખરચમાંથી તે કરવાનો રીવાજ રાખવો જોઈએ. રાજાએ એમ સમજવાનું નથી કે રાજ્ય પોતાનું છે, અને તીજોરી પણ પોતાની છે, માટે નજરમાં આવે એમ નાણાં ખર્ચવાનો એ અધિકારી છે. રાજ્ય એ રાજાની ખાનગી મીલકત નથી પણ તેનો તે ટ્રસ્ટી છે, માટે ટ્રસ્ટી તરીકે પ્રજાની સુખ શાંતિ વધારવાની ખાતર જ રાજ્ય તેમજ તીજોરી પોતાના હાથમાં છે, એમ લક્ષમાં રાખી વર્તવું જોઈએ.

આ ઉપરથી એમ માનવું નહીં કે રાજાએ કંઈપણ ખર્ચ પોતાની મરજી માફક કરવાનું નથી તે પોતાની સુખ-સગવડતા તેમજ માન મરતબો જળવાય એવી રીતે ખર્ચ કરવાનો અધિકારી છે પણ તેવાં અંગત ખરચનો સમાવેશ ખાનગી ખાતામાં થવો જોઈએ. વિચાર દૃષ્ટિથી જોતાં રાજા પોતાની પ્રજાને સુખી કરી શકે, અને પોતે પણ સુખ ભોગવી શકે એવી અનુકુળ ઘટના રાજનીતિના નિયમોને અનુસરી રચી શકે છે. ફક્ત ધ્યાનમાં રાખવાનું એ છે કે રાજા પોતાનું સુખ પ્રજાના સુખને અંતરાય કરી, ભોગવી શકે નહીં તેના કેટલાક દાખલા નીચે પ્રમાણે છે.

રાજા પોતાના મોજશોખમાં રાજ્યની તીજોરીના નાણાં એટલાં બધાં વાપરી નાંખે કે, પ્રજાના જાન માલના રક્ષણને અર્થે જેટલી પોલીસ રાખવી જોઇએ એટલી રાખી શકે નહીં. આનું પરિણામ એ આવે કે ગુન્હાઓની સંખ્યા વધે. ખુન, લુંટફાટ, ચોરી વગેરે બહુ થાય. વળી ન્યાયની કોર્ટોની વ્યવસ્થા પણ જોઈએ તેવી નહીં થવાથી લોકોને ઈન્સાફ મળે નહીં ગુન્હાઓ, કજીઆ, અને અશાન્તિ વધતી જાય, અને પ્રજા દુઃખી થાય. રાજા તેમજ અધિકારી ગમે તેમ વર્તન ચલાવે. વગર ન્યાયે કોઈને કેદમાં બેસારે, કોઇની મીલકત જપ્ત કરે, કોઈનો જીવ પણ લે, આવી રીતની ઘણી અવ્યવસ્થા ચાલે, અને લોકો દુઃખી થાય.

પ્રજાને સુખી કરવાની રાજાને માથે રહેલી આ મુખ્ય જવાબદારી યાને ફરજ સંપૂર્ણ રીતે અદા કરવામાં અંતરાય નડે નહીં તેટલા માટે ઉપરની સુચનાઓ આપી છે. છતાં તેને અંગે કેટલીક વધારે સુચનાઓ પણ આપવા યોગ્ય છે.

રાજ્યની પ્રજામાં ઉંચ–નીચ સર્વનો સમાવેશ થાય છે. તેમાં જ્ઞાતિ–જાતિના ભેદ હોય, ધર્મના ભેદ હોય, ધંધાને અંગે ભેદ હોય—આ સર્વે તરફ રાજાની સમાન દૃષ્ટિ હોવી જોઇએ. નહીં કે એકને નારાજ કરીને, બીજાને રાજી કરવાં, અમુક કોમને વધારે માનીતી કરી બીજી કોમોને દુભાવવી, અમુકવર્ગનાં સુખ–સગવડતા વધારવાં અને બીજાઓને બાતલ રાખવાં. આવો ભિન્ન ભાવ રાજાએ રાખવો જોઈએ નહીં. રાજા તો પોતાની પ્રજાનો પિતા છે તે ધ્યાનમાં રાખવું.

આ પ્રમાણે પ્રજા પ્રત્યે રાજાની સમાન દૃષ્ટિ રહે, તે વાજબી અને ઘટીત ગણાય, એટલું જ નહીં પણ તે રાજદ્વારી ધોરણને અનુસરી હોઈ યોગ્ય છે. જે રાજા પોતાની રૈયતને એક સરખી રીતે પ્રીય હોય છે, તેને રૈયત હરવખત સહાયતા આપવાને તૈયાર હોય છે, એથી ઉલટું જો રાજા તેની રૈયતના અમુક ભાગને જ ખુશી રાખે છે, તો બીજા પક્ષની ઇતરાજી મેળવે છે. માટે રાજાઓએ સુવ્યવસ્થા અને શાન્તિને સારૂ અવસ્ય આવી બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ. દાખલા તરીકે જો રાજા અમુક કોમને વ્હાલી ગણી તેમાંથી માણસોને પોતાની નોકરીમાં દાખલ કરે, તો બીજી કોમો નારાજ થયા વગર રહે નહીં. માટે દરેક કોમમાંથી લાયકાત મુજબ વાજબી પ્રમાણમાં નોકરો રાખવાની પદ્ધતિ ગ્રહણ કરવી, જેથી કચવાટ થવાનું કારણ ઉભું થાય નહીં. જો કેવળ ભેદદૃષ્ટિ રાખી હીંદુઓની વધારે સંખ્યા દાખલ કરી મુસલમાનોને બાતલ રાખવામાં આવે તો જરૂર મુસલમાનો નારાજ થાય, તેથી તેવા પ્રસંગો ઉપસ્થિત થવા પામે નહીં તે ઉપર રાજાઓએ પુરતું લક્ષ આપવું જોઇએ.

બીજી બાબત કર નાખતી વખતે એક કોમને ભારે કરના બોજામાં લાવી બીજી કોમની ઉપરનાં કરનો બોજો હલકો રાખવો એ પણ વ્યાજબી નથી. ત્યાં પણ સમાન દૃષ્ટિ રહેવી જોઇએ વળી ન્યાયનાં કામમાં પણ પ્રજા તરફ સમાનવૃત્તિ રહેવી જોઇએ, અને સરખુ ધોરણ રહેવું જોઇએ. દાખલ તરીકે બ્રાહ્મણ અને મુસલમાન વચ્ચે તકરારનો દાવો હોય તેમાં પક્ષપાતની રીતીએ બ્રાહ્મણ જાણી તેના લાભમાં ઉતરવું એ અન્યાય ગણાય, એટલું જ નહીં પણ આખી મુસલમાન કોમને નારાજી ઉત્પન્ન થવાનું કારણ ઉભુ કર્યું ગણાય. વળી મુસલમાન રાજાઓએ મુસલમાન પોતાની કોમ છે એમ જાણી તેમના તરફ પક્ષપાતનું વલણ રાખવું જોઇએ નહીં. તેવી જ રીતે મિત્રો, માનીતાઓ, અને હજુરી તરફ પણ ગેરવ્યાજબી રીતે પક્ષપાત રાખવો જોઇએ નહી. અર્થાત નિષ્પક્ષપાત ન્યાય આપવો એ ઉત્તમ રાજ્ય વ્યવસ્થાનો મુખ્ય પાયો છે.

કેટલાંક રાજ્યોમાં સરદાર વર્ગ અને માનીતાઓ ખુલ્લી રીતે કારભારીઓને કહે છે કે;–"રાજ્ય તો રાજા તેમજ અમારે માટે છે, માટે તમારી ફરજ છે કે રાજ્યમાંથી પૈસો ભેગો કરી રાજા અને અમારા મોજશોખ પુરા કરો." જ્યાં આવી વૃત્તિ પોષાતી હોય ત્યાં પ્રજાની આબાદી અને સુખ તરફ તો ખ્યાલ કયાં રહે! ડાહ્યા અને સુજ્ઞ રાજાઓએ આવા પ્રજાના પૈસા ઉપર "તાગડધીનાં" કરનારાઓને ઉત્તેજન નહી આપતાં જેમ બને તેમ કાબુમાં રાખવા જોઇએ. અલબત્ત સરદારો, જાગીરદારો, અને ઈનામદારો, એ રાજ્યોની શોભા ગણાય છે. અને તેઓને યોગ્ય માનમોભા સાથે ઘટતે સ્થાને નીભાવવા જોઇએ. પણ તે કોઈ રીતે પ્રજાને પીડાકારક થઈ પડે એમ થવું જોઇએ નહીં.

ટુંકામાં રાજાઓએ સમાન દૃષ્ટિ રાખી પોતાની સર્વ પ્રજા સુખી થાય એવી રાજ્ય નીતિ અખત્યાર કરવી જોઇએ. જે રાજાઓ આ પ્રમાણે પોતાનું વર્તન રાખે છે તેઓ પોતાની ગાદી ઉપર સુદૃઢ રહે

છે. તેઓને પોતાનાં રાજ્યોની સુવ્યવસ્થા માટે બહુ ચિન્તાતુર રહેવું પડતું નથી, પોતે જાતે પણ સુખી રહે છે, અને સર્વોપરિ સત્તા વાળાઓ તરફથી પણ તેમને પુરતાં માન આદર મળે છે. આવા રાજ્ય કર્તાઓને પોતાની પ્રજા તરફથી હંમેશાં શુભાશીર્વાદો મળતા રહે છે કે, "આપણા અધિરાજ ખરેખરા રામચંદ્રનો અવતાર છે, તેઓની છાયા નીચે આપણે સર્વ સુખી છીએ, તે દીર્ઘાયુષ્ય ભોગવે અને તેમનો પરિવાર પણ તેમના જેવોજ સદાચારી અને યશસ્વી નીવડો!"

ઇતિહાસમાં અનુભવ સિદ્ધ દાખલા મળી આવે છે કે, જે રાજાઓ પૂર્ણ નિરાભિમાન હોય છે, અને જેઓ પોતાની સમસ્ત પ્રજાને સુખ આપે છે, તેઓ લાંબુ આયુષ્ય ભોગવી, પોતાની ગાદી ઘણાં વરસ સુધી ભોગવે છે, અને જેઓ તેથી વિરૂદ્ધ વર્તનવાળા હોય છે તેઓ અલ્પ આયુષ્ય ભોગવે છે અને થોડા વખત જ પોતાની ગાદી ઉપર ટકે છે.

તાજો દાખલો આપણી આગળ બ્રિટિશ રાજ્યનો છે. આ સરકાર જો કે વિદેશી છે અને તેને . અંગે હીંદને કેટલીક મુસીબતો ભોગવવી પડે છે, છતાં પહેલાં થઈ ગયેલા રાજ્યકર્તાઓની સાથે સામાન્ય રીતે સરખાવતાં બ્રિટીશ સરકાર વધારે સબળ અને સુદૃઢ ગણી શકાય. તેનું કારણ એ છે કે તે રાજ્યનો મુખ્ય સિદ્ધાન્ત સમસ્ત પ્રજાને સુખી કરવાનો છે. બ્રિટીશ રાજ્યની રાજ્યનીતિમાં જો કે તુટીઓ અને દોષો હશે અને તેને માટે ટીકા કરનારા પણ હશે, છતાં એકંદર વિચાર દૃષ્ટિથી એમ કહી શકાય કે બ્રિટીશ રાજ્યની બરોબરી કરી શકે એવું બીજું રાજ્ય હીંદને મળવું અસંભવિત છે. જ્યાંસુધી પ્રજાની બ્રિટીશ રાજ્ય પ્રત્યેની આવી સુભાવનાનું પોષણ થાય એવી વસ્તુસ્થિતિ અમલમાં જારી રહેશે ત્યાં સુધી બ્રિટીશ રાજ્ય પણ સહી સલામત છે એમ કહીએ તો વ્યાજબી છે. છતાં તેને માટે અમુક મુદ્દત આંકી શકાય એવું બને. એમ નથી કારણ કે બ્રિટીશ રાજ્યનું બંધારણ અને નિયમો એવા વિશાળ પાયા ઉપર રચાએલા છે કે, તેનું ઉલ્લંઘન યાને અવગણના થઈ શકે એમ નથી. ખરૂં જોતાં પ્રજાકીય હીત અને ધર્મોનું યથાસ્થિત રીતે પાલન કરવાને અર્થે, તેમજ લોક લાગણીઓ અને સ્પર્ધાને માન આપવાને અર્થે સરકારને દિનપ્રતિદિન તે નિયમો સારી રીતે અમલમાં મુકવાની ફરજ પડશે.

જ્યારે વિદેશી રાજ્ય આ મહાન નિયમનુ પાલન થવાથી સુદૃઢ અને આબાદ બને છે, ત્યારે દેશી રાજ્યો પ્રજાને સુખી કરવાના પવિત્ર સુત્રને વળગી રહી પોતાનાં રાજ્યો ચલાવે તો તેવીજ રીતે બલકે તેથી વધારે સારી રીતે સુદૃઢ અને આબાદ બને એ નિર્વિવાદ છે. કારણ "પ્રજાનું સુખ" એજ રાજનીતિનો મુખ્ય પાયો છે. તેટલા માટે રાજાઓએ આ નિયમ પોતે હૃદયમાં સુદૃઢ કરી, તે પ્રમાણે રાજ્ય કારભાર સુવ્યવસ્થિત પણે ચલાવવાનું ધ્યાનમાં રાખવું જોઇએ. આ મહાન નિયમનું પાલન થવામાં બીજી રાજ્ય પ્રકરણી બાબતોના કયા અગત્યના નિયમો પ્રમાણે વ્યવસ્થા રહેવી જોઈએ તે એક પછી એક હવે વર્ણવવામાં આવશે.

રાજ્યની સુવ્યવસ્થામાં પ્રજાના જાનમાલના રક્ષણ માટે પોલીસ ખાતાની પુરતી ગોઠવણ જોઇએ. તેની સાથે પ્રજાને શુદ્ધ ન્યાય મળવા સારૂ ન્યાયની કોર્ટોની પ્રામાણિક અને કુશળ પ્રણાલિકા જોઇએ. માંદા માણસોની સારવાર થવા સારૂ ઘટતી જગોએ સારા દવાખાનાં ખોલવાં જોઇએ. લોકોની સુખ સગવડતા વધારવાને બાંધકામ ખાતું સ્થાપવું જોઇએ. કઢંગા અને નજીવા જુના કરો કાઢી નાંખવા જોઇએ પ્રજાના સુખ સિવાયનાં બીન જરૂરી જે ખર્ચો હોય તે કમી કરવા જોઇએ. પણ ખાસ કરી પ્રજાના હિતને માટે જે જે ખર્ચો થતા હોય, તેમાં જરૂર પડતાં વધારો થવો જોઇએ.

---

# માસિક નોંધ

## કુમારો માટે પરદેશની કેળવણી

પોતાનાં બાળકોને પરદેશમાં-વિલાયત ખાતે અભ્યાસ માટે મોકલવામાં કશો લાભ હવે નથી એવી ભાવના રાજાઓમાં દિનપ્રતિદિન કેળવાતી જાય છે. થોડા દિવસો પહેલાં વિજયાનગરમના રાજાનાં ચાર બાળકોને સગીર કોર્ટે વિલાયત અભ્યાસ માટે મોકલવાનો હુકમ કર્યો હતો એ હુકમ સામે મદ્રાસની હાઇકોર્ટથી મનાઈ હુકમ મેળવવા રાજા સાહેબે અરજ કરેલી અને હાલ તુરત બાળકોને વિલાયત ખાતે ન મોકલવાં એવો હાઇકોર્ટે હુકમ ફરમાવ્યો છે.

વિલાયતમાં અભ્યાસ માટે મોકલવાથી બાળકો ઉડાઉ થાય છે, તેઓ પાશ્ચાત્ય દેશોના-કેવળ અવગુણો લઇનેજ હીંદુસ્તાન પાછા ફરે છે અને રાજ્યસત્તા હાથમાં લીધા પછી એ અવગુણોને પોષવા, પોતાના હાથમાં રહેલી સત્તાનો તેઓ ઉપયોગ કરે છે એવા હેતુથી આવો મનાઇ હુકમ મેળવવા વિજયનગરના રાજા સાહેબે મનાઇ હુકમ મેળવ્યો હશે કે કેમ એ જો કે આપણે જાણતા નથી પણ એથીએ લાભ તો થશે. રાજાઓ પોતાના બાળકોને વિલાયત ન મોકલવાની જે દલીલો કરે છે એ જોતાં આપણને સ્વાભાવિક એવી ઇચ્છા થાય છે, કે તેઓ હીંદુસ્તાનમાં પોતાના કુમારોને, આ દેશના વાતાવરણને અનુકુળ શિક્ષણ આપવા ઉત્સુક રહે. પણ કમનસીબે ઘણા દાખલાઓમાં તો એવું બને છે કે હલકી જાતના નોકરો અને આયાઓના હાથમાં એ બાળકોને ઉછેર-મૂકવામાં આવે છે પરિણામે ઉલટા વિશેષ બગડે છે. આ તરફ રાજ્ય સાહેબોએ ખાસ ધ્યાન આપવું જોઇએ અને પોતાનાં બાળકોના શિક્ષણનો આંહી હીંદમાં સરસ પ્રબંધ કરવો જોઇએ.

## વડોદરા રાજ્ય અને બંદર સંબંધી નિર્ણય!

છાપાંઓથી એમ જણાય છે કે વડોદરા રાજ્યના બંદરોના પ્રશ્નનો ઉકેલ થઈ ગયો છે અને હીંદી સરકાર અને વડોદરા રાજ્ય વચ્ચે નીચેની શરતોવાળું કરારનામું થઇ ગયું છેઃ-

(૧) આ કરારનામાની મુદત ત્રણ વર્ષ રહેશે અને તે મુદત પુરી થયા પછી દર ત્રીજે વર્ષે તેની સમાલોચના થશે. કરારનામાની આ મુદત દરમ્યાન તેના અર્થ સંબંધી કાંઇપણ મતભેદ ઉભો થાય તો તેનો ઉકેલ લવાદને સોંપવામાં આવશે. લવાદનો ચુકાદો આવી ગયા પછીયે જો કોઈ મતભેદ એમ ને એમ ચાલુ રહેશે તો તે બાબતમાં હીંદી વઝીર જે કાંઇ નિર્ણય આપે તે નિર્ણય છેવટનો ગણાશે.

(૨) હીંદની કુલ જકાતની આવકના દસ ટકા એટલે ૪૮ થી ૫૦ લાખ રૂપીયા હીંદી સરકાર વડોદરા રાજ્યને આપશે.

(૩) વડોદરા રાજ્યમાં વપરાતાં પેટ્રોલ ઉપર વડોદરા રાજ્ય જકાત લેશે અને એ રીતે રાજ્યને ૧૦ થી ૧૫ લાખ રૂપીયા મળશે.

(૪) વધુમાં વધુ મહેસુલ મેળવવા માટે કાઠીયાવાડમાં બંદરો ખીલવવાની બાબતમાં વડોદરા રાજ્ય સ્વતંત્ર રહેશે.

(૫) ગુજરાતમાં બંદરો ખીલવવાનો એકહથ્થુ હકક હીંદી સરકારને રહેશે. પહેલાં પાંચ વર્ષ સુધી તેને ખીલવવાનો વડોદરા રાજ્યને હકક રહેશે નહી.

વડોદરા રાજ્ય અને હીંદી સરકાર વચ્ચે ઉપરની મતલબનો બંદરો સંબંધી હાલ તુરત માટે કરાર થયો છે. એમ છાપાંઓ ઉપરથી જણાય છે.

વડોદરા રાજ્ય પોતાના બંદર માટે બ્રિટિશ પોર્ટના હક ધરાવે છે અને ૧૮૬૫થી ૧૯૧૭ સુધી એ હકો વડોદરા રાજ્યનું ઓખા પોર્ટ ભોગવતું હતું પણ ૧૯૧૭ના કરારમાં વડોદરા રાજ્યે સામેલગીરી કરવાથી સ્વાભાવિક રીતે તેની કરારી સ્થિતિમાં ફેરફાર થયો હતો. પરિણામે ઓખા પોર્ટથી જે માલ વીરમગામની પેલી તરફ પોતાના મુલકમાં જતો તેના ઉપર પણ જગાત લેવામાં આવતી હતી. આજ લગભગ ૨૦ વર્ષે એ સવાલનો નિર્ણય થયો હોય એમ લાગે છે.

વડોદરા રાજ્યે બંદરી સવાલના મતભેદને અંગે અંગે લવાદી સ્વીકારી છે. અને તે પણ ત્રણ વર્ષ જેટલી ટુંકી મુદત નાંખીને તે માની શકાય એવી વાત નથી. કારણ કે લવાદી એટલે ઝઘડો. અને ઝઘડામાં હંમેશાં બળવાન જ ફાવે. અને સરકાર સાથે લવાદી એટલે દીર્ઘસૂત્રતા, એકમાંથી બીજું અને બીજામાંથી ત્રીજું, એમ મતભેદોનું વહેણ ચાલ્યા જ કરવાનું.

હીંદની કુલ કસ્ટમ્સ આવક અત્યારે લગભગ ૪૫થી ૫૦ કરોડ જેટલી છે. એમાંથી દસ ટકા વડોદરા રાજ્યને મળશે. હીંદી સરકારની કસ્ટમ્સ આવક વધવાનું કારણ ટેરીફના દરોમાં થયેલો વધારો છે. પણ જો એ દરોમાં ભવિષ્યમાં ઘટાડો થાય તો વડોદરા રાજ્યની કસ્ટમ્સ આવક પણ ઘટે એવો એનો અર્થ છે. અત્યારે ઓખાબંદરની કસ્ટમ્સ લગભગ ૧૮ થી ૨૦ લાખ રૂપીઆ છે એ જોતાં તત્કાલ તો આ ગોઠવણ મોહક લાગે એવી છે પરંતુ ફેડરેશન થયા પછી હીંદી વજીરના માનસ ઉપર પણ ફેડરલ ધારામંડળોની બહુમતીની અને ફેડરલ કારોબારી મંડળોની અસર નહીં થાય એમ માનવાને કશું કારણ નથી.

વડોદરા રાજ્યમાં વપરાતા પેટ્રોલની જગાત વડોદરા રાજ્યને મળશે. વડોદરા રાજ્ય ગુજરાતમાં છૂટું છવાયું છે. અને બ્રિટિશ જીલ્લાઓ સાથે ગુંથાયેલું છે અને આખા ગુજરાતમાં મોટર વ્યવહાર લોકપ્રિય થતો જાય છે એટલે વડોદરા રાજ્યને પેટ્રોલની જગાતની સારી જેવી રકમ મળશે એમ આશા રહે છે. વળી પેટ્રોલની જગાત બ્રિટિશ ટેરીફના નિયમ પ્રમાણે લેવાશે એટલે દાણચોરીની વૃત્તિ ઉત્પન્ન થવાનો પણ સંભવ નહીં રહે. પરંતુ આ રીતે સરકાર વડોદરા રાજ્યને પેટ્રોલની છૂટ આપે એ માન્ય રહી શકે એવી વાત નથી.

વધારે મહેસુલ મેળવવા માટે કાઠીઆવાડનાં બંદરોનો વિકાસ કરવાની વડોદરા રાજ્યને છૂટ રહેશે. અર્થાત્ કે ઓખા અને કોડીનારનાં બંદરોનો જો પૂરેપૂરો વિકાસ કરવામાં આવે તો સંભવ છે કે તેની આસપાસના પ્રદેશના બંદરી વેપાર ઉપર અસર થાય. ગુજરાતનાં બંદરોનો વિકાસ કરવાનો હક સરકારે રાખ્યો છે. એટલે ગુજરાતના પ્રદેશમાં વડોદરાના બંદરે ઉતરતો માલ આર્થિક રીતે પોસાઈ શકશે નહીં. વરસો પહેલાં કડાણા બંદર ખીલવવાનો સરકારે વિચાર કર્યો હતો અને તેને માટેની પ્રાથમિક તૈયારી પણ કરી રાખી છે. એટલે હવે એ બંદરના વિકાસ ઉપર ફરી ધ્યાન આપવાનું સરકાર હાથમાં લેશે એમ લાગે છે. અને જો એમ થશે તો ગુજરાતમાં કાઠીઆવાડના કોઇપણ બંદરનો માલ યોગ્ય રીતે તો નહીં જ પોસાઈ શકે.

વડોદરા સાથે થયેલા કરારોની છાપાંઓમાં જે મતલબ પ્રસિદ્ધ થઈ છે, તે ખરી હોય એમ લાગતી નથી છતાં જો ખરી હોય તો અમને લાગે છે, કે ભવિષ્યમાં કદાચ એ શરતોમાંથી અનેક તકરારી સવાલો ઉભા થશે. કસ્ટમ્સને લગતા સવાલોને વારંવાર લવાદી ઉપર લઇ જવા પડશે અને ફેડરલ તંત્રને અંગે તેમાંથી અનેક રીતના નવા નવા મુદ્દાઓ ઉપસ્થિત થશે. એટલું જ નહીં પણ બ્રિટિશ હીંદના મતદારોનું જેઓ પ્રતિનિધિત્વ ધરાવતા હશે તેઓ વચ્ચે અને વડોદરા રાજ્યના પ્રતિનિધિઓ વચ્ચે નહીં ઇચ્છવા જોગ પરિસ્થિતિ ઉપસ્થિત થશે.

**નરેંદ્રમંડળની રોગિષ્ટ દશા**

શરીરમાં રોગને પ્રવેશવા ન દેવો એ ડહાપણ છે.

પણ શરીર રોગીષ્ટ થવા માંડયા પછી એનો ઉપચાર કરવામાં ગફલત ન કરવી એમાં વિશેષ ડહાપણ છે. નરેંદ્રમંડળના અગ્રેસરોએ આ બન્ને બાબતમાં બેદરકારી બતાવી, અત્યારે હવે જ્યારે એ મંડળ બાણ શય્યા ઉપર પડયું છે ત્યારે નરેન્દ્ર મંડળના ચાન્સેલર–પતીયાલાના મહારાજાધિરાજ–અને સ્ટેન્ડીંગ કમિટીના ત્રણ બીજા નરેશ સભ્યો એ માટે હવે અતિશય ખેદ દર્શાવે છે. નરેન્દ્રમંડળના કામકાજના ઇતિહાસથી જેઓ મહીતગાર છે તેઓ સારી રીતે જાણે છે, કે એ મંડળની વાર્ષિક ચુંટણીમાં કેટલી બધી હોંસાતુંસી થતી હતી? અને મહુંમ જામ સાહેબ જેવા સમર્થ નરેશને પણ એ હોંસાતુંસીને અંગે કેટલું સહન કરવું પડયું હતું? અને અત્યારે જે રાજા સાહેબો એમ કહે છે કે એકસંપીને અભાવે નરેન્દ્રમાં રહેવું નિરર્થક છે. તે રાજા સાહેબો પૈકી જ્યારે નરેન્દ્રમંડળની ખુલ્લી બેઠકમાં મર્હુમ જામ સાહેબે ફેડરેશન પરત્વે પોતાના સ્પષ્ટ વિચારો જાહેર કર્યા ત્યારે કેમ કોઇએ એ વિચારોને અનુમોદન સુદ્ધાં ન આપ્યું? અને હવે અત્યારે એકસંપીની વાતો કરવામાં આવે છે? શું એકસંપીની કીંમત અત્યારે જ સમજાઇ? ગમે તેમ હોય પણ નરેન્દ્રમંડળના ચાન્સેલરે અને સ્ટેન્ડીંગ કમિટીના બીજા બેત્રણ સભ્યો ધોલપુર, દેવાસ અને પન્નાએ એ મંડળમાંથી રાજીનામા આપ્યા છે. ચાન્સેલર પતીયાલાના મહારાજાએ તો લગભગ નવ વરસ ચાન્સેલર પદ ભોગવ્યું આ બધાં વરસોના અનુભવને પરિણામે પોતે આજ જાહેર કરે છે, કે નરેન્દ્રમંડળમાં રહી શકાય એવી સ્થિતિ રહી નથી. તેઓ જે કારણોસર રાજીનામું આપે છે, તે કારણો અમને એક મિત્ર લખી જણાવે છે, તે અમે આ નીચે આપીએ છીએ.

ચેમ્બર ઓફ પ્રીન્સીઝમાંથી પતીયાળાના નામદાર મહારાજા સાહેબે શા માટે રાજીનામું આપ્યું તેનાં કારણો દર્શાવતો એક સરક્યુલર પત્ર તેઓ નામદારશ્રીએ ચેમ્બરના મેમ્બરો તરફ મોકલ્યો છે.

તે પત્રમાં તેમના ઠરાવના અહેમોદનમાં નીચેનાં કારણો દર્શાવ્યાં છે.

(૧) ૧૯૩૪માં ચેમ્બર પાસે રજુ કરવાનું કંઇ કામ તૈયાર ન હોવાની ચેમ્બરની મીટીંગ ભરાઇ ન હતી.

(૨) ગયા વર્ષની સેશન પણ ઘણી મુશ્કેલીએ ભરવામાં આવી હતી અને કોરમ પુરતી હાજરી મેળવવામાં પણ મને જાતે ઘણી અગવડ વેઠવી પડી હતી.

(૩) ગયે વર્ષે મંત્રીઓ (Ministers)ની સ્ટેન્ડીંગ કમીટી કે જે આપણા કામકાજના (Technical aspect) માં આપણને મદદ કરે છે. તેની નીમણોક પણ થઇ શકી ન હતી કારણ કે નામદાર રાજા સાહેબો એ બાબતમાં ચોક્કસ નિર્ણયપર આવી શક્યા ન હતા.

(૪) સ્ટેન્ડીંગ કમીટીના સભ્યો હોય તેવા રાજા સાહેબોને પોતાને ધ્યાન આપવા જેટલી ચેમ્બરના કામકાજની અગત્યતા લાગી નહતી.

(૫) સ્ટેન્ડીંગ કમીટીની અને તેને અંગે ચેમ્બરની લાંબી નિષ્ક્રીયતા રાજ્યોના હિતને ગંભીર નુકસાનકારક હતી.

(૬) ઇન્સ્ટ્રુમેન્ટ ઓફ એકસેશનના ખરડાને લગતા પત્રવ્યવહાર (negotiations)ના સંબંધમાં એ કામ અમુક ચોક્કસ સ્થિતિએ પહોંચ્યું છે. મને તો એમ લાગે છે કે આવે અણીને પ્રસંગે સામાન્ય વ્યવહાર ડહાપણના ઉપયોગથી પણ આપણે આપણા સર્વના હિત સાધવા માટે સાથે રહેવા પ્રેરાયા હોત. પણ તે સાથ હજુ સુધી સધાયો નથી તેમજ અગત્યના કામકાજ માટે નાણાં પણ મેળવી શકાયાં નથી. હજુ ગયે જ વર્ષે લડતમાં આપણા પ્રધાનોના કામકાજ સંબંધમાં ખર્ચ માટેનાં નાણાં મારા સ્ટેટમાંથી ઉછીના કાઢીને આપવાં પડયાં હતાં.

(૭) ઘણા સભ્યો તરફથી એ બાબતના રસને અભાવે અને બીજા કેટલાક તરફથી બેદરકારીને લઇને ચેમ્બર ઘણા વખતથી નિષ્ક્રીય થઇ ગઇ છે.

આ કારણો આપી તે નામદાર મહારાજા જણાવે છે કે "જો કે હવે પછી હું ચેમ્બરનો ચાન્સેલર નથી, છતાં પણ આપ નામદારને ખાત્રી આપું છું

કે ભૂતકાળની માફક ભવિષ્યમાં પણ આપણા સર્વના હિતમાં સતત રસ લીધા કરીશ અને મારા બંધુ રાજાઓની સેવા ઉઠાવવા કાયમ તત્પર રહીશ. જ્યારે ફરજનો સાદ આવશે ત્યારે હું આગળ પડવામાં અને આપ નામદારની ઇચ્છા અનુસાર અને રાજાઓના હિત માટેની જરૂરી જવાબદારીઓ સ્વીકારવામાં પાછી પાની નહી કરૂં."

પતીયાલા મહારાજાના ઉપરના શબ્દો ઉપર ટીકાની કાંઈ જરૂર નથી. નરેન્દ્ર મંડળનો ઇતિહાસ જેઓ જાણે છે, તેઓ એ બધું સહેજે સમજી શકશે.

## ગુજરાત-કાઠીઆવાડના નરેશોનું જુદું મંડળ.

ગવર્નમેંટ ઓફ ઈંડીયા એક્ટમાં લોઅર અને અપર ચેંબરમાં રાજ્યોના જુદાજુદા વિભાગ પાડી એમને પ્રતિનિધિત્વ વહેંચી આપવામાં આવ્યું છે. એમાં ગુજરાત કાઠીયાવાડના વિભાગના નરેશોની એક સભા રાજકોટ ખાતે થોડા દિવસો પહેલાં મળી હતી આ સભાનું પ્રમુખ સ્થાન ના૦ કચ્છ મહારાજશ્રીએ લીધું હતું. આ સભાનો હેતુ ભવિષ્યમાં ફેડરેશન થાય ત્યારે રાજ્યોએ તેમાં કયા ધોરણે જોડાવું એની વિચારણાનો હતો. આ સંબંધી સભામાં વાટાઘાટ ચલાવવામાં આવી હતી. અને સર પ્રભાશકર પટ્ટણીના અધ્યક્ષ પણા નીચે પ્રધાનોની એક કમિટી નીમવામાં આવી હતી. તથા તેના સેક્રેટરી તરીકે મી. રશબ્રુક વીલીયમ્સને નીમવામાં આવ્યા હતા. રશબ્રુક વીલીયમ્સને ઘણાં રાજ્યોનો ઘણો અનુભવ છે. તેમજ તેઓ પોતે પણ રાજ્યોમાં એમની કામગીરીથી જાણીતા છે એટલે આવી કમિટીના કામકાજથી રાજ્યોને અવશ્ય લાભ થશે. જો એ કમિટી નિષ્પક્ષ રીતે કામ કરશે તો. છાપાંઓમાં પ્રસિદ્ધ થયેલી વિગતો ઉપરથી જણાય છે, કે ફેડરેશનને અંગે "ઇગ્લંડમાં કાઠીઆવાડનાં રાજ્યોના હિતનું રક્ષણ કરવા માટે એક સલાહકારક સમિતિ" નીમવાની વિચારણા કરવામાં આવી છે. એ જો સત્ય હોય તો એમાં રાજ્યોની દષ્ટિએ કાંઈ લાભ હોય એમ અમે માનતા નથી. સ્વાભાવિક રીતે એ માટે કાયદાશાસ્ત્રીઓની સલાહ લેવામાં આવશે. અને કાયદાની સલાહ એ, દેશીરાજ્યોના સરકારની સાથેના રાજદ્વારી સંબંધને માટે હિતકારક થશે કે કેમ એ સંશય છે. વળી એથી નાણાંનો વ્યય થશે તે જુદું. એટલે એવા કોઈ ખાડામાં ગુજરાત-કાઠીઆવાડનાં રાજ્યો ન પાડે એ ઇચ્છવા યોગ્ય છે, એમ અમને લાગે છે.

કાઠીઆવાડનાં રાજ્યોનું એક જુદું મંડળ કરવાની અને તે માટે એક સેક્રેટરીએટ સ્થાપવાની અમે ઘણા વખતથી સૂચના કરતા આવ્યા છીએ. જો આ સેક્રેટરીએટ વ્યવસ્થિત રીતે ચલાવવામાં આવે તો તેથી લાભ થશે. પણ જો ભૂતકાળની રાજસ્થાની કોર્ટની માફક એકબીજાની હુસાતુંસીમાં પડી જશે તો એથી જે ગેરલાભ થશે તેમાંથી બહાર નીકળવું મુશ્કેલ થઈ પડશે.

## એબિસીનિયા.

આખરે એબિસીનિયા પરાસ્ત થયું, અને ત્યાંના રાજકર્તા રાસતફારીએ એબિસીનિયાનો ત્યાગ કર્યો છે. અને ઈંગ્લેંડ જઈ બ્રિટિશ સરકારનો આશ્રય સ્વીકાર્યો છે. ઇટલીના રાજાએ એબિસીનિયાનું શહેનશાહપદ લીધું છે. એબિસિનિયાનો રાજા મી. નેગુસ કહે છે કે ઝેરી ગેસનો અમારી સામે ઉપયોગ થવાથી અમારે હારવું પડયું છે ગમે તેમ હોય પણ ઇટલીએ એબિસીનિયાના સંબંધમાં જે વર્તન ચલાવ્યું છે, તે લીગ ઓફ નેશન્સની આંતરરાષ્ટ્રીયનીતિથી વિપરીત અને સ્વેચ્છાચારી છે. છતાં પણ ઈટલીની સામે લીગ ઓફ નેશન્સ ચૂપ છે, ઇટલીની લડાઈ ખરૂં જોતાં તો લીગ ઓફ નેશન્સની સામે હતી અને તેમાં લીગ પરાસ્ત થઈ છે, એની પ્રતિષ્ઠા એણે ગુમાવી છે. અને અત્યારે તો ઇટલીના સૈનિકવાદ સામે યુરોપમાં કોઈ આંગળી ઉંચી કરી શકે એમ લાગતું નથી. એબિસીનિયાના પરાજ્ય ઉપરથી સૂચિત થાય છે, કે કોઈ પણ દેશ, બીજા દેશોની કે બીજા રાજકીય મંડળની સહાનુભુતિ કે મદદ ઉપર આધાર રાખી પોતાની હયાતી ટકાવી શકે નહીં. એણે તો પોતાની જ શક્તિનું માપ કાઢી લેવું જોઈએ; અને એમ કરવામાં જ એની વિશેષ સ્થિરતા છે.

## દેશીરાજ્યો અને મહાસભા

મહાસભાની છેલ્લી છેલ્લી બેઠકોમાં, દેશીરાજ્યોની રાજનીતિ પરત્વે મહાસભાએ સીધી રીતે હસ્તક્ષેપ કરવો જોઇએ એવી મતલબનો ઠરાવ પસાર કરાવવાની પ્રવૃત્તિ ચાલી છે. સમગ્ર હીંદુસ્તાનના હિતાહિતમાં દેશીરાજ્યોનું હિતાહિત છે એ સ્પષ્ટ વાત છે. પરંતુ હાલના સંયોગોમાં દેશીરાજ્યોની રાજદ્દારી સ્થિતિ બ્રિટિશ હીંદ કરતાં જુદી છે. એના બ્રિટિશ રાજ્ય સાથેના રાજદ્દારી સંબંધો પણ જૂદા છે. હીંદી સરકાર સાથેના સંબંધો પણ એના વિશિષ્ટ પ્રકારના છે. એની યોગાયોગ્યતાનો પ્રશ્ન નથી પણ જે સ્થિતિ અને સંગોગો છે તે આ છે. એટલે રાજનૈતિક સાહસથી એકદમ જો સીધી રીતે મહાસભા દેશીરાજ્યોની રાજનીતિ સામે આક્રમણ કરશે તો તેથી દેશીરાજ્યો કરતાં મહાસભા અને બ્રિટિશ હીંદની રાજદ્દારી પ્રવૃત્તિને વિશેષ નુકસાન થશે એમ અમે માનીએ છીએ. વળી ગમે તેટલી સ્થિતિચુસ્તતા હશે તો પણ બ્રિટિશ હીંદના રાજદ્દારી વિકાસની પાછળ દેશીરાજ્યો ખેંચાયા વિના રહેવાનાંજ નથી. જો તે વિકાસથી બ્રિટિશ હીંદને લાભ થયો હશે તો. બ્રિટિશ હીંદના અત્યાર સુધીના બંધારણે દેશીરાજ્યોને આકર્ષ્યાં નથી. ફેડરેશનની ઘડ જેમ બ્રિટિશ હીંદમાં પણ બંધબેઠી નથી તેમ દેશીરાજ્યો પણ તેની સફળતા વિષે શંકાશીલ છે. આવી સ્થિતિમાં મહાસભા જો દેશીરાજ્યોને હાલ તુરત બંધારણના પ્રશ્નથી અલગ રાખે તો તેમાં સર્વ પક્ષનું હિત છે, એમ લાગે છે. બાકી તો કાળ, કાળનું કામ કર્યા જશે.

## પોરબંદરનું એક સ્તુત્ય પગલું.

પોરબંદરના ના૦ મહારાજાશ્રીએ પોતાને રાજ્ય કારોબારમાં સલાહ આપવા માટે રાજમંત્રી મંડળની સ્થાપના કરી છે. લોકશાસનની પદ્ધતિ હીંદુસ્તાનના રાજ્યતંત્રમાં પ્રતિકૂલ છે અને તે આંહીના પ્રજાકીય જીવનને બંધબેસ્તી નથી. એ કરતાં રાજ્યતંત્ર ચલાવવાની હીંદની પ્રાચીન પદ્ધતિ–મંત્રીઓની સલ્લાહથી રાજ્ય ચલાવવાની રીત વધારે યોગ્ય છે, એવી મતલબનો અભિપ્રાય ના૦ પોરબંદર નરેશે વ્યક્ત કર્યો છે તે યથાર્થ છે. એ સમયના સલ્લાહકાર મંત્રીઓ નિસ્વાર્થી, સત્ય કહેનારા અને સત્ય કહેતાં રાજ્યની અકૃપા વહોરી લેવી પડે તો પણ હીંમતથી પોતાના ધર્મને વળગી રહેનારા હતા. અને એટલા માટે હીંદુસ્તાનમાં નરેશ પદ્ધતિ આટલાં બધાં વરસ સ્થાયી રહી શકી છે. 'વાડ થઈને ચીભડાં ગળે,' એ ન્યાયે જો મંત્રીઓ જ સ્વાર્થ વૃત્તિવાળા હોય તો તેઓ રાજાને સત્ય નહીં, પણ રાજાની ઈચ્છાનુસાર–રાજાને રુચિકર–સલ્લાહ આપે છે. પરિણામે તેઓ મંત્રીઓ મટી જઈને ગુલામો થઈ જાય છે. એટલે પોરબંદરનું રાજમંત્રી મંડળ નિસ્વાર્થપણે જો રાજકર્તાને સલાહ આપશે તો તે પ્રજાનું હિત કરશે. અને હીંદનાં દેશી રાજ્યો માટે એક અનુકરણીય દાખલો બેસાડશે.

## દેશીરાજ્યોમાં ટ્રેડ ડીસ્પ્યુટ એક્ટની જરૂર.

ઘણાં દેશી રાજ્યોનું લક્ષ અત્યારે ઉદ્યોગના વિકાસ તરફ દોરાયું છે અને તેથી ત્યાં મજુરોના સુખ દુઃખનો સવાલ ઉભો થયો છે. મજુરો અને કારખાનાના માલીકો વચ્ચે વારંવાર મતભેદ અને તેને અંગે ઝઘડા ઊત્પન્ન થાય છે. કારખાનાઓ બંધ રહે છે. મજુરો માને છે કે અમને પ્રમાણમાં ઓછું મળે છે, માલીકો માને છે કે અમે ખોટ ખાઇને ધંધો કરીએ છીએ. એટલે નાની બાબતોમાં પણ આ બે પક્ષો વચ્ચે ટંટા થાય છે. આવા મતભેદો હંમેશને માટે દૂર કરવાનો સારામાં સારો માર્ગ એ છે કે બ્રિટિશ હીંદની માફક દેશી રાજ્યોમાં ટ્રેડ ડીસ્પ્યુટ એક્ટ, સ્થાનિક પરિસ્થિતિ ધ્યાનમાં લઈ કરવામાં આવે તો આવા ઝઘડાઓ ઓછા થવાનો સંભવ છે. આવા પ્રકારના કોઈ કાયદામાં બન્ને પક્ષને માન્ય હોય એવું લવાદીનું ધોરણ ખાસ માન્ય રહેવું જોઇએ. અને લવાદ પણ જે તે રાજ્યના જ હોવા જોઈએ. તથા તેનો અભિપ્રાય બન્ને પક્ષે માન્ય રાખવો જોઈએ છતાં જો તેથી કોઈ પક્ષને અસંતોષ હોય તો રાજ્યની ઉપરી સત્તા પાસે તેનો છેવટનો નિર્ણય કરવાની છુટ હોવી જોઈએ. લવાદો પૈકી જેઓની નીમણુક કરવામાં આવે તે કોઈ પક્ષના નહીં પણ તટસ્થ વ્યક્તિ હોવી જોઈએ. તેમ લવાદ મંડળનો પ્રમુખ પણ એ જ ધોરણે નિમાવો જોઇએ. આખું લવાદ મંડળ રાજ્યે નીમેલું પણ બન્ને પક્ષને માન્ય

પુ. ૧૦ મું ] એપ્રીલ-મે-જુન : ૧૯૩૭ [ અંક ૧-૩

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશી રાજ્યોને લગતા પ્રશ્નોના રચનાત્મક દષ્ટિએ ચર્ચા કરનારૂં ત્રૈમાસિક

The only Journal discussing questions pertaining to Indian States From a Constructive Point of View.



તંત્રી

જયંતીલાલ મોરારજી મહેતા

# અનુક્રમ






મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ.

મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.

પ્રકાશક : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા : નડિયાદ   તા. ૨૮-૭-૩૭

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૦ મું] એપ્રીલ-મે-જુન : ૧૯૩૭ [અંક ૧-૩

# FEDERAL FINANCE

*( An equitable basis )*

## PROPOSALS IN BRIEF

[ *During last year, the various meetings of the Standing Committee of Ministers of the Chamber of Princes and the General Conference of Ministers from States all over India were held in Bombay in order to discuss the various clauses of the Govt. of India Act 1935 relating to the Indian States and especially to deliberate upon the revised Draft of Instrument of Accession. In one of the above meetings, held under the chairmanship of Sir Prabhashanker Pattani, the above scheme which deals with the nature of financial relations, that should exist between the Federal Govt. and the Indian States joining the Federation, was widely circulated for the expressed—opinion and it was greatly appreciated by all concerned throughout India.*

*As we think it necessary that before the Indian States decide to enter into Federation this question should be definitely settled laying down clearly how the present and future financial relations between the Federal Govt. and the Indian States will be governed. With this view we publish below the above scheme which has been duly prepared by the veteran statesman Sir Prabhashanker Pattani of Bhavnager, who has got a wide and long administrative experience, for our readers.* —Editor ]

The Act provides for several sources of revenue which would be available to the Federation in years, in which the present revenue resources would not be enough to meet the exigencies of deficit budgets or emergency deficits of peculiar nature. Enumeration of these sources may or may not fulfil the object contemplated for the constantly changing conditions in the country and therefore an attempt should be made to devise a system of federal finance which can make for the financial burden falling on every unit in an equitable manner, Once it is admitted that the burden should be equitable the differences of opinion and the clash between the centre and the units and between the units *interse* ought to disappear automatically- Principles of equity are simpler and more acceptable to human instinct than provisions of enforced law. Laws when found inapplicable require amendments, repeals and substitution of other laws. Principles of equity are stabler, simpler and more honoured than legal technicalities, which have the reputation of encouraging spirit of conflict and litigation as compared with the sentiments for peace where equity rules.

The Indian States have at the Round Table Conferences, named certain taxes which alone they would accept. Broadly speaking, the Princes have suggested that over and above the indirect taxes that they bear today they would only aceept excise on tobacco and matches and corporation tax on certain conditions. Sir Ākbar Hydari made a certain proposal before the J. P. Committee on behalf of all the States accepting certain taxes. (*Vide* question No. 8023 of the Minutes of Evidence taken before the J. P. C.) The J. P. C. have endorsed this view and have said that "the conditions of the kind mentioned are not unreasonable." (*Vide* J. P. C. Report para 250) The Act, however, does not seem to take any count of those proposals or of the hope inspired in the minds of the Indian Princes. They chivalrously accepted the invitation to join the federation but they would equally desire to accept the picture they were made to anticipate.

It must be admitted that the Constitutional Act cannot provide a federal finance scheme that would discriminate between the Provinces and the Indian States. The fundamental basis of the success of Federation must be that the financial arrangement should be so definitely defined as not to allow of any equivocal interpretation. The Provinces and the States must accept the principle of equitable burdens. Sir Akbar Hydari, in the event of an emergency forcing further contributions

towards the deficit in the form of taxes, has admitted that special contributions shall be on an equitable basis. (Vide Minutes of Evidence taken before the J. P. C. question No, 8023.) If the principle of equitableness is to be accepted in the event of emergency as being the most suitable form of finding federal finance, it should be equally acceptable also for the ordinary purposes of annual budget estimates. It is therefore that the following alternative financial arangement is suggested for what it is worth. (The proposal may be drafted in the form of clauses in the Parliamentary Act.)

(1) Keep clause No 136 of the Act and also clause No. 137. Instead of the last four lines in the first paragraph of clause 137 insert the following:—" And shall be collected by the Provinces and the States and form part of their purse."

(2) From the proviso of the clause No. 137 delete the last two lines.

(3) All direct taxes and incomes collectable in a unit shall belong to the Provinces and States and all indirect taxes–e. g. railway receipts, profits on currency, revenue of post and telegraph &c.–shall belong to the Federation.

(4) Finance being a subject of common concern, policy and legislation regarding the same shall be determined by the federal legislature. But the administration thereof shall remain with the federating units.

(5) The incidence of taxes shall be as determined by the federal legislature, but the collection thereof will be made by the federating units and retained by them on the principle that the income that accrues in their jurisdictional areas shall remain with them.

(6) The federal budget shall be as determined by the federal legislature subject to the Governor-General's authority in relation to reserved departments and the requirements shall be made good in the first instance from the indirect federal taxes; and the deficit shall be made good by requiring the federating units to contribute a certain percentage of their entire revenue, and this charge will be the first charge on the units. The balance shall belong to the federating units and will be available for the expenditure of the units concerned.

(7) The financial needs of the federation will thus be fully met. The contributions from the units will be on an equitable basis, the incidence falling on them according to their capacity to pay. Discrimination in incidence will thus be avoided.

(8) Excise duties, corporation tax and such other taxes as will fall on industrial developments will remain

with the units, thus making industrial development independent of any interference from the centre, while proceeds of such taxes will bear an equitable charge on percentage basis for purposes of federal budget. This will avoid unfair competition between industries of one unit with industries of other units. A universal national spirit will be established and uniformity of enterprise and unity of purpose will be encouraged.

(9) The central government will not have to face any agitation or discontent of the ruled, for the collection of taxes is to be the responsibility of the Provinces whose legislatures are responsible to constituencies directly electing their representatives, and of the States who are autocratic rulers of their principalities and as such responsible for conditions in their States.

(10) The central legislature being constituted of indirectly elected representatives is not responsible to any constituencies to the same extent as the provincial legislatures are, and could not therefore be expected to be as careful in the determination of levying taxes on the ryots as the provincial legislatures would be.

Responsibility alone brings the appreciation of dangers involved in the administration of a democratic system and the chief merit of this proposed scheme lies in the fact that the privileges of power to administer is distributed in direct relation to the responsibility of authorities to the electors.

(11) The indirectly elected representatives from the provinces will be mostly from the parties that are in power in the provinces and can therefore bring to the federal legislature the mind of the provincial councils and the same will be the case with the nominated representatives of the Indian States, and as the units are to be responsible for federal budgets they can be naturally expected to be more careful in federal expenditure than those that come directly elected, in that they have to persuade the provincial legislatures and the States—their Rulers—to accept the contributions that the respective Provinces and the States have to make. The responsibility to find the funds would conduce to economy and thrift. From this point of view the present proposal will be an automatic check on democratic expensiveness.

(12) The Governor-General will have a more peaceful life of governance, for, financial contingencies being satisfied the chances of clash with the legislature would be minimised. Financial difficulties alone create discontent and dissatisfaction in a country.

(13) Provinces retaining all the

proceeds will not find it difficult to balance their budgets. They will get their income-tax back. For example, Bengal will retain their Jute Tax. The maritime Provinces and States will retain their customs, but none will escape the contribution to the federal fisc in proportion to their total revenue which will be comprised of land revenue, local taxes as well as federal taxes.

(14) The scheme gives the Governor-General and Federal Legislature supreme authority in matters of policy and legislation and enforces on Provinces and the States the obligation of giving administrative effect to them, retaining to the federation, as the final authority, the freedom of supervision and also of the interference in cases where any unit may have failed to properly carry out its obligations. Avoidance of any unnecessary interference in the autonomous sphere of the Provinces and in the internal administration of the Indian States is thus normally provided for, while there is ample guarantee for frictionless working and for the full supply of financial needs.

---

# CHAMBER of PRINCES-1937.

## H. E. The Viceroy's Address to Princes.

It gives me great pleasure to welcome Your Highnesses this morning on the first occasion on which I have had the honour to address the Chamber of Princes. I am glad to see such a large and representative attendance of Princes at this, the 14th. Session since the inauguration of this Chamber.

It is now just two years since the Chamber of Princes last met. In this interval we and the whole of the British Empire have had to mourn the passing of a Sovereign greatly beloved, His late Majesty King George the Fifth. Many of your Highnesses had the honour of his late Majesty's personal acquaintance, and throughout his long reign he was known to all as a true and sympathetic friend of the Indian Princes, in the welfare and progress of whose Order he always took so close and personal an interest. In His Majesty King George the

Sixth I know that your Highnesses will have no less firm a friend, who in this as in many other matters will follow the high example left him by his august father. I will say no more on these subjects now, as I see that there are upon your Agenda loyal Resolutions to be moved by His Highness the Chancellor.

Since last this Chamber met, the Princely Order has suffered severe loss by the deaths of no less than six rulers. I would refer in particular first to His late Highness the Raja of Rajgarh, whose long rule of 20 years was brought to a close by his death last October. He was a beneficent ruler, whose passing will have been a source of sorrow to his people as well to the whole of his Order. Others whose deaths we deplore are Their Highnesses of Chamba, of Khairpur, of Radhanpur, the ex-Raja of Samthar, and the Maharani of Bastar, who was a member of the Representative Electorate of this Chamber. I would express on behalf of your Highnesses as well as myself our very deep sympathy with all those who have been bereaved by these deaths. To the successors to these rulers, I would express our warm congratulation on their accession and our confident hope that they will continue to maintain the high traditions of their Order, as well as to bear worthily the heavy responsibilities which must henceforth rest upon their shoulders.

We welcome Their Highnesses of Gwalior and Cooch Behar who have been invested with their Ruling Powers since last this Chamber met and we trust that they will take an active part in the deliberations of this Chamber. The Raja of Nagod has also recently been invested with Ruling Powers on the termination of his minority and has become a member of the Representative Electorate. I would congratulate also on their recent succession His Highness the Mir of Khairpur and His Highness the Nawab of Radhanpur.

To turn now for a moment to the international field, I would refer with warm appreciation–and I feel sure that in doing so I shall be voicing the sentiments of all of Your Highnesses–to the work of Sir Seray Mal Bapna in 1935 and of Sir V. T. Krishnamacharia in 1936 as members of the Indian delegation to the League of Nations. Their reports are to be laid before Your Highnesses in the course of this Session and will, I know, be studied with the keenest interest.

My distinguished predecessor Lord Willingdon informed Your Highnesses in 1935 of the advance that had up

to that time been made in the policy of bringing all the Indian States into direct relations with the Government of India. That process has recently been completed, a fact which I trust Your Highnesses will regard as a cause for satisfaction; though I would not wish to appear in any way to minimize the reality of the debt of gratitude towards those Provincial Governments with whom they have for so long been in such close relationship which I know those Rulers naturally feel. But the change is one that is demanded alike by logic and the force of circumstances altered as they are by the advent of new constitutional conditions in India.

Your Highnesses are aware of the steps taken by me since I assumed charge of my present office, designed to assist individual rulers in reaching, at an early date a decision in regard to their attitude towards the Federation of India. I am encouraged by the communications that I have received from many quarters to believe that the discussions that have taken place with my representatives have been of assistance and have served to clarify a number of points. I can frankly tell Your Highnesses that one outcome of those discussions has been to present in a new light to my own mind more than one aspect of this many sided problem. The substance of those discussions has now been collated and is being subjected to close examination. My strong hope is that means may be found in the not too distant future to reach conclusions satisfactory to all concerned Your Highnesses are, I know, as fully alive as I am to the importance, at the stage which we have now reached, of a very early decision as to your attitude towards the Federal Scheme. You can rely on me to continue as in the past to do all in my power to help you in reaching that decision by placing at the disposal of the Princely Order all such assistance as I properly can.

I will not longer detain Your Highnesses from proceeding with the Agenda which you have before you. In all the matters which come up for your consideration I am very confident that Your Highnesses will keep before you the true interests of your several States, the welfare of the Princely Order, and the highest good of India and of the Empire.

---

# A Correspondence on Agriculturists' Debt Redemption.

[The problem of the redemption of debt of the agriculturists in India is one of the most important and complicated problems, which requires early solution at the hands of the Executive Authorities concerned. Under the Provincial Autonomy, which has come into force from 1st April 1937, the Ministry concerned in each Province, to whatever party it belongs, will also recognize the importance and necessity of the early solution of this problem and it is hoped that in outlining their policy; this problem will be one of the main items of their legislative programme.

Having come to realize the gravity of this problem, some years back, attempts were made by the Bhavnager State to handle this problem and as an experimental measure to promulgate a scheme which may tend to relieve the agriculturists of the Bhavnager State from their indebtedness to money-lenders. In the working of the scheme it is now rejoicing to note here, at this stage, that Agriculturists' Debt Redemption Scheme, which is the result of well-directed guidance of an elderly wise man is a great success eventhough in the beginning those who were actually in charge of the working of the scheme were looking with diffidence as regards the success of the scheme but in the end this seheme has relieved the agricultural class of Bhavnager State to great extent. In testimony to this many inquiries have been made and are being made from different Indian States as well as British Provinces through the Revnue Commissioner, Bhavnager State for the details of the scheme.

Recently Mr. Jamnadas Mehta, Ex. Mayor of Bombay who has a wide legislative experience - Central as well as Provincial - as we know, had been to Bhavnager to have a through and practical study of this scheme and he was satisfied to learn that this scheme is a great success. We hope that such an experiment will also be carried out in the Bombay Presidency where the scheme is likely to succeed and where the necessity of the solution of this problem is urgently demanded.

As we think that this subject requires wide publicity through Press and Platform, we give below the correspondence that passed between the President Bhavnager State Council and the Diwan of Oudh on this subject for our readers. —Editor]

## A Correspondence on Agriculturists' Debt Redemption.

### DEWAN OF AUNDH'S LETTER To SIR PRABHASHANKER.

" I am enclosing herewith a copy of the vernacular draft of the Debt Redemption Bill to be introduced in the forthcoming Session of the Aundh State Representative-Assembly for your kind perusal and suggestions. I shall be highly obliged to you if you will be kind enough to send me your valued opinion and remarks on the Bill at your earliest convenience as the Session of the Assembly is to be held very soon. I am sure we shall be greatly benefited by your wise counsel and experience. I am eagerly awaiting your reply, with kind regards."

---

### SIR PRABHASHANKER'S REPLY.

I duly received your letter dated the 6th. instant. But the federation work and my election prevented me from replying to it earlier, which I very much regret.

Before I proceed to deal in detail with the draft bill please, allow me to congratulate you on the courage and vision, you have shown in deciding on redemption. While everybody admits the gravity of the problem, few seem inclined to take any practical steps to relieve the situation and they excuse their attitude of inaction and hesitancy, by unduly worrying about the future. which in the nature of things must to a certain extent remain uncertain. But no one, who has given the least little thought to his question will deny that any scheme aiming at the economic amelioration of these classes must envisage, and, that as a first step, removal of the burden of past debts, and you have my best congratulations on realizing the same and deciding to take steps in the direction. I wish every success will attend your noble efforts.

Coming to the draft of the Act and the bye-laws thereunder, I am naturally handicapped by my ignorance of the local conditions. No doubt, in broad features the conditions of extreme poverty and prevalent indebtedness will be much the same everywhere; yet there will be differences in the Land Revenue system, the condition of superior and inferior holders &c., &c., which have, of necessity to be taken into account, in evolving a scheme of this kind.

(1) I find that the scheme is intended to cover not only the agricultural classes, but includes, in its purview, the whole of the rural population. No doubt, besides the actual cultivators, the condition of the other classes living in the villages, and who it may be taken, are indirectly depen-

dent on agriculture, may also need amelioration. But I hope that you will give your best thoughts to the feasibility of successfully tackling the debt-problem in relation to the whole village population before deciding on this ambitious and wide-spread course of action. The advantage in tackling agriculturists' indebtedness lies in this namely that their holdings offer some security of repayment of the loan advanced in liquidation of their debts. The other classes of the community, if they have any assets, will be of a liquid and fluctinating nature, and correspondingly, the risk of repayment will be greater, which may perhaps endanger the success of the whole experiment. But I dare say, you have duly considered the question from this aspect.

(2) Rule 1 of the bye-laws intended to provide for the exemption, from the operation of the scheme, of those debtors and creditors, who apply for such exemption and make out a case for it. This is well and good, so far as it goes. But I dare say even in the villages, there must be persons engaged in trading and similar pursuits, who may have very large and formidable outstandings arising from the very nature of their business; and it cannot be in contemplation to undertake the liquidation of such debts. If that is so, it would be conductive to the smoother working of the scheme and avoid unnecessary hostile feeling, if transactions of such a nature are, by a specific provision, excluded from the operation of the Act, without the debtor or creditor concerned being required to apply for such exemption.

(3) Section 9 clause (च) of the Act forbids the reopening of the civil decrees passed before the date of the application of the scheme to a village or a set of villages. I am afraid this is not very sound and the exemption is provided for, without due regard to the conditions under which decrees are often obtained against the helpless indigent and ignorant Kheduts without his having had an opportunity of proving the actual amount received by him or the repayments he may have made, from time to time, on account, without obtaining credit for the same. In many cases, decrees are either passed exparte or fraudulently obtained, the debt-depressed Khedut himself too often consenting to the passing of the fraudulent decree, because he dare not withold his consent. Further, the ordinary law, under which the civil courts function, too readily lend themselves to the exploitation of the indebted agriculturists; and the courts are powerless to give any relief even in case where there is a manifest suspicion of the creditor having taken undue advantage of the Kheduts'

indebted condition. As remarked in the course of the Committees' Report, a copy of which you have been already supplied with:— ·

"The Sowcar being familiar with the practice and procedure of the Court, took care to so manipulate his books of accounts and obtain from the Khedut only signed and attested bonds so perfect and flawless in a legal technical view, that the Court had no alternative left but to decree the amount sued for, unless it was to disregard and trample under foot the sanctity of the written contract, on which civilized society mainly functions...The ordinary machinary of the law was found to be totally inadequate to protect the Khedut and indeed to be helping in his further exploitation and spoliation."

Civil decrees passed under the conditions decribed above cannot be held to be sacrosanct and I personally venture to think that mere false sentiment should not be allowed to stand in the way of necessary righteous action, and there should be an express clause for the reopening of old decrees and examination of the transactions from the beginning. If the decrees have been fairly obtained the creditors have nothing to fear from such further scrutiny. You will have please noticed that Sec. II of the Bhavnagar State Khedut Protection Act, which is reproduced in Appendix III of the report, empowers the Court to examine afresh the transactions, on the basis of which the decrees have been obtained. I hope this point will receive due consideration.

(4) I further notice that neither the Act nor the bye-laws provides any particular mode of taking accounts nor is it made clear whether the examining Committees will confine their investigation only to the last account stated or whether it will be incumbent upon them to examine the whole course of transactions from the beginning. As this is a very material point, I hope there will be no room for any doubt left in regard to it. The mode of taking accounts in the Bhavnagar Scheme is described in Sec. 10 of the Khedut-Protection Act referred to above.

(5) Rule 8 of the bye-laws seems to imply that where the debtor and the creditor agree to a compromise, on their own, the award of the Committee shall be in the terms of such agreements. I am afraid this permissive rule will lead to collusive agreements to the detriment of the debtor. A reference to sections 9 & 10 of the Bhavnagar Khedut Protection Act will show that an examination of the history and merits of the case from the commencement of the transactions between the parties is enjoined upon

the Court irrespective of the fact whether the creditor's claim is disputed or acquiesced in by the debtor. Such a compulsory provision is very necessary, if the debtor is not to be deprived of the full benefit of the Redemption Scheme. Similar provisions will also be found in the Deccan Agriculturists Relief Act, and, unless an act of such a nature is already in force in the State, some compulsory provision for the reopening and investigation of the past transactions will have to be included either in the Act or the bye- laws.

(6) I see it is the intention of the new legislation to supervise and regulate all future transactions which may be entered into, by the redeemed villages. Well-intentioned as such a provision is, the difficulties in its practical enforcement have, I hope, been duly and properly concerned. Such attempt to regulate the internal life of the subject, may, I am afraid, lead to undue harassment on occasions, however, vigilant and well-meaning the supervising authorities may be. I will respectfully suggest that if the redeemed classes belong to a particular class or community the same may be pursuaded to adopt certain rules for regulation of expenditure on festival and funeral occasions, which are always such a fruitful source of fresh debts; and State action may be confined to giving legislative sanction to the rules adopted by the caste or the community concerned. It is no use imposing reforms from above. One may provide the necessary conditions which will stimulate village-consciousness and facilitate the adoption of improved standards of work and living. Continued spoon-feeding and constant intervention in domestic matters of the subject may perhaps do more harm than good. The reforms which may be evolved by internal growth will be more lasting and permanent, though they may be slower in coming; one must hasten slowly in these matters.

(7) The proposed liquidation does not appear to prescribe any limit as to the amount to be paid in composition. It would not be quite safe to leave this entirely to the discretion of the investigation Committee. Some rule will have to be framed for their guidance. One make take it that the debtors to be dealt with would be mostly bankcrupt; and if they have any assets left, they would consist, in the case of agriculturist debtors, of the indispensable agricultural implements and live-stock and a few utensils and articles of domestic use, which even under the ordinary Civil Law are exempt from attachment. So the creditors, if left to their own devices, could not hope to recover anything

in cash from their insolvent debtors for a number of years; and hence they have to be prepared to accept a sum adjusted to the repaying capacity of their customers. This repaying capacity can only be determined in relation to the margin of net profits, which the debtor concerned can be expected to save up annually from his agricultural or other pursuits. And accordingly the composition amount could not in reason exceed a sum equal to the sum 8 to 10 times the amount of the annual net profits. This may be prescribed by the rules. The Bhavnagar Scheme deals exclusively with agriculturists, and the amount to be paid in composition is limited to three times the annual assessment payable by the Khedut debtor concerned, (vide Rule 6 of the Redemption Scheme). This, I believe, should also provide a fair guide for experiments elsewhere.

(8) Furthur I see that the amount to be determined by the Committee is to be paid in instalments spread over a number of years, the State itself being responsible for their payment as they fall due. But if it is practicable, the creditor may be given the option of accepting a lump sum, once for all, which sum would be equal to the total amount of the instalments fixed, less discount at a fixed rate in consideration of the creditor obtaining immediate cash. This will make the settlement more acceptable to the creditors.

I am glad to know that the State is not going to be content with mere redemption, but the same is to be followed up by suitable measures, which will help to increase the income of the redeemed classes. This is an earnest, if one was wanted, of the State's sincere to do everything to make the experiment a complete success, I need hardly add, a great deal will depend upon those, who are entrusted with the execution of the Scheme and if you can get hold of the right stamp of officials who will put all their heart and soul into the work, success is ensured, inspite of any theoretical defects in the same. I sincerely desire that the Scheme will be launched in your State at the earliest opportunity. The bigger States seem to be frightened by the magnitude of the task but if a few small States lead the way in demonstrating the feasibility of Redemption the bigger States and British India itself will, I am sure, surely be induced to follow. You, Sir, in embarking on this scheme are paving the way for the bigger experiment.

Apologising for the length to which this letter is drawn, and with kind regards.

# મહીકાંઠા એજન્સીમાં આવેલા અહમદનગર સંસ્થાનના રાજ્યકર્તાની, જોધપુરની ગાદી ઉપર, રાજા તરીકે પસંદગી થયા પછી અહમદનગર સંસ્થાન કોને સોંપવું એ વિષયને લગતા કાગળો ઇ. સ. ૧૮૪૭ થી ૧૮૪૯

## મુંબઇની કાઉન્સીલના મેમ્બર ઑનરેબલ મી. વીલોબીની તા. ૬ સપ્ટેમ્બર ૧૮૪૭ ની મીનીટ,

૧. બોર્ડની ઇચ્છાનુસાર, ગુજરાતમાં અહમદનગરની ગાદી કોને સોંપવી તે બાબતને લગતા ઉપયોગી અને મુલતવી રહેલા પ્રશ્ન ઉપર મારો મત હું જણાવું છું. આ ફરજ બજાવવામાં જે વિલંબ થયો છે તેને માટે હું દિલગીર છું. પણ આ ઢીલ થવાનું કારણ, અમુક અંશે બીજાં કામનો બોજો અને અમુક અંશે, આ પ્રશ્નનો નિર્ણય કરવા અગાઉ હિંદી સરકારનો આ સંબંધીનો તા. ૧૮ મી જુલાઈ ૧૮૪૬ નો છેલ્લો કાગળ મળતાં તેને અંગે મહીકાંઠાના અગાઉના અને અત્યારના પોલીટીકલ એજંટોને પૂછાવી જોવાની ઊભી થયેલી જરૂરીઆત, તથા કેપ્ટન લેંગે, કેટલીક ગેરસમજણના કારણે પોતાનો જવાબ આપવામાં ગયા એપ્રિલની તા. ૨૨ મી સુધી કરેલું લંબાણ, તે છે.

૨. આ ગાદી પોતાને મળવા માટે દાવો કરનારમાં એક પક્ષ ઇડરના વર્તમાન રાજ્યકર્તાનો છે અને બીજો પક્ષ જોધપુરના વર્તમાન મહારાજા અને અહમદનગરના માજી રાજ્યકર્તાનો છે. પહેલો પક્ષ બે મુદ્દાઓને આધારે પોતાનો દાવો રજુ કરે છે, (૧) વારસાહકની રૂઈએ અને (૨) તેનો પ્રતિપક્ષી મારવાડની ગાદી ઉપર દત્તક લઈ નીમાએલા હોવાથી ગુજરાતમાંનાં તેની હકુમતનાં સંસ્થાન ઉપરથી તેનો હક નિશંકપણે રદ થઈ જાય છે અને એ સંસ્થાન આપો આપ તેના મૂળ રાજ્ય (ઇડર)માં ભળવા પાત્ર થાય છે. આમ બે રીતે એ પોતાનો હક સાબિત કરવા માગે છે. બીજા પક્ષની દલીલ એ છે કે તે પોતે મારવાડની ગાદી ઉપર આવવાથી અહમદનગરના ગાદીપતિ તરીકે કાયમ રહેવાના તેના હકને કશો બાધ આવતો નથી અને એ વાત સ્વીકારવામાં ન આવે તો પણ તેનો દાવો એવો છે કે તેના પોતાના ગમે તે એક પુત્રને એ ગાદી સોંપી જવા તે પોતે મુખત્યાર છે. એ ઉપરાંત પોતાના દાવાના ટેકામાં, પોતાના મોટા ભાઈની વિધવા રાણીએ પોતાનો મોટો દીકરો જે એ વખતે પોતાનો એકનો એક દીકરો હતો, તેને દત્તક લીધો હતો, એ વાત ઉપર પણ એ મહારાજા ઘણો ભાર મૂકે છે. અને પ્રશ્નનો આ ભાગ ખાસ ધ્યાન આપીને વિચારવો પડશે.

૩. આ પ્રશ્નને બન્ને પક્ષ તરફથી સારી અને સબળ રીતે ચર્ચવામાં આવ્યો છે. મહીકાંઠાના આપણા માજી પોલીટીકલ એજન્ટ કેપ્ટન લેંગે ઇડરના હક માટે આગ્રહ પૂર્વક દલીલો કરી છે, અને તેજ રીતે મારવાડમાંના સરકારી અમલદારોએ અને ખાસ કરીને જોધપુરના માજી પોલીટીકલ એજંટ મી. ગ્રીથેડે મારવાડના મહારાજા અને અહમદનગરના માજી રાજ્યકર્તાના પક્ષે દલીલો કરી છે.

૪. આ વિષય ઉપરનો પત્રવ્યવહાર ઘણો વિસ્તૃત છે, અને તેથી, જો હું આ કેસને લગતી હકીકતોનો ટુંક સાર અહીં આપું અને તેની સાથે, આ ચર્ચા સાથે જે કેટલાક પક્ષો સંકળાયેલા છે તેમની ઐતિ-

ાસિક રૂપરેખા દર્શાવું તથા તેઓ પરસ્પર કેવા પ્રકારનો સંબંધ ધરાવે છે તે જણાવું, તો તેનાથી સાચા અને ન્યાયી નિર્ણય ઉપર આવવાનું કદાચ વધારે સરલ બનશે. એ પૂરૂં કરીને પછી જે ખરેખરા ખાસ મુદ્દાઓ ઉપર આ ઉપસ્થિત થયેલા વિવાદગ્રસ્ત પ્રશ્નનો આધાર રહેલો છે એમ મને લાગે છે તે મૌલિક મુદ્દાઓનો હું ઉલ્લેખ કરીશ, અને તેની સાથે તે પ્રત્યેક મુદ્દા સંબંધે મેં બાંધેલા અભિપ્રાયો × હું ટાંકીશ તથા જે પ્રમાણોનો મેં મુખ્યત્વે આધાર લીધો છે તે મૂળ પ્રમાણોમાં બાજુમાં હાંસીઆમાં અવતરણ આપીશ; અને ઈડર તથા અહમદનગરનાં રાજ્યકુટુમ્બો વચ્ચે ના પરસ્પર સંબંધ વિષે મારે જે કહેવાનું છે તે સ્પષ્ટ સમજી શકાય તે માટે, મારી આ નોંધ સામે હું તેઓનાં વંશવૃક્ષો સામેલ રાખીશ જે, ગુજરાત અને મારવાડ + માંના આપણા પોલીટીકલ અમલદારો તરફથી આપણને મળ્યાં છે અને જે, હું માનું છું કે, મોટે ભાગે સાચાં છે.

૫. 'એનલ્સ ઑફ રાજસ્થાન' એ નામના રાજસ્થાનના ઇતિહાસના સમર્થ અને નિપુણ લેખક (કર્નલ ટૉડ), જેની પ્રતિષ્ઠિત કારકીર્દિનો ઉત્તમ ભાગ રજપુતાનામાં પસાર થયો હતો, તેની પાસેથી આપણા જાણવામાં આવે છે કે-શાહબુદ્દીન મહમદ ઘોરીએ કનોજના રાઠોડ રાજવંશનો નાશ કર્યો, અને એ વંશનો છેલ્લો રાજા જેચંદ * ગંગાનદીમાં પડીને નાસી છૂટવાનો પ્રયત્ન કરતાં તે નદીમાં ડુબીને મરણ પામ્યો. એ બનાવો બની ગયા પછી તેના દીકરા, અથવા કેટલાકના કહેવા પ્રમાણે તેના ભત્રિજા, સેઓજીએ પોતાના કેટલાક ભાઈઓ સાથે (Nundore) નન્દોરના અને (Punvaras) પનવાડાને સ્થાને મારવામાં અત્યારના રાઠોડ વંશનો પાયો નાખ્યો. ઈ. સ. ૧૧૯૮ આસપાસ આ બન્યું કહેવાય છે, પણ ઇ. સ. ૧૪૫૯ સુધી અત્યારનું પાટનગર અને રાજ્યગાદીનું સ્થળ જોધપુર સ્થપાયું ન હતું. સેઓજીની પછી ગાદીએ આવનારાઓમાં અજીતસિંહ સહુથી વધારે લોકપ્રિય હતો. તેને બાર પુત્રો હતા, જેમાંના અભેસીંગ અને વખતસીંગ નામના બે દીકરાઓએ બારોના સૈયદ કે જે ઇતિહાસમાં ફરૌકશીઅરના ખૂનીઓ તરીકે નામીચા થયેલ છે, તેઓની ઉશ્કેરણીથી અજીતસીંગનું ખૂન કર્યું હતું. આ બનાવ ઇ. સ. ૧૭૩૦માં બન્યો.

× જે નિર્ણયો ઉપર હું આવ્યો છુ તેનું, મારી આ નોંધના છેલ્લા ફકરામાં મેં પુનરાવર્તન કર્યું છે.

+ જુઓ કેપ્ટન લેંગનો તા. ૫ મી ઓક્ટોબર ૧૮૪૩ નો કાગળ તથા કર્નલ સધરલેન્ડનો તા. ૧૭ મી જૂન ૧૮૪૩ નો કાગળ.

* જેચંદ ઉર્ફે જયચન્દ્ર, રજપુત ઇતિહાસમાં એક અતિ પ્રખ્યાત પાત્ર છે. આ જયચન્દ્રે ઈ. સ. ૧૧૭૭ માં આપેલ એક ઇનામી જમીનનો લેખ (દાન પત્ર), એશીઆટીક રીસર્ચીઝ, વોલ્યુમ ૧૫ પૃષ્ઠ ૪૫૦ માં પ્રકટ કરવામાં આવ્યો છે. ડૉ. બર્ડ, 'મિરાતે અહમદી' નામના ગુજરાતના ઇતિહાસના એક સુવિખ્યાત ગ્રન્થના પોતે કરેલા અનુવાદની પ્રસ્તાવનામાં જયચંદ્રના મરણ વૃત્તાન્ત સંબંધે આ પ્રમાણે જણાવે છેઃ—કનોજનો રાજા, જે હવે હિન્દુસ્થાનમાં સહુથી મોટો રાજા હતો, તેણે આ સ્વચ્છંદી ક્રૂરતાનું વેર વાળવાની તૈયારી કરી અને સાતસો લશ્કરી હાથીઓ તથા એક લાખ (૧,૦૦,૦૦૦) ઘોડેસ્વાર લશ્કર સાથે મુસલમાન લોકોના તાબાના મુલક ઉપર હુમલાઓ કરવાનું શરૂ કર્યું. આ જાતની તેની હીલચાલની ખબર પડતાં, સુલતાન જલદીથી હિંદુસ્તાન પાછો ફર્યો અને પોતાના સુબેદારનાં લશ્કર સાથે આવી મળ્યો. સુલતાન ઘોરીનું આ સંયુક્ત લશ્કર યમુના નદીના કાંઠા તરફ આગળ ધસ્યું, જ્યાં (Chandwar) ચાંદવડ અને (Etowab) ઇટવા વચ્ચે તેઓનો હિન્દુઓ સાથે ભેટો થયો. અહીં યુદ્ધ થયું જેમાં હીન્દુઓ હાર્યા અને જયચંદ મરાયો. ડૉ. બર્ડ એમ કહે છે, કે આ બનાવ ૧૧૯૪ માં બન્યો એટલે કર્નલ ટાડે જે તારીખ આપી છે તેના કરતાં ચાર વર્ષ પહેલાં.

૬. મારવાડની ગાદીએ બાપને મારીને અભેસીંગ આવ્યો.÷ આ વખતે સર બુલંદખાન દીલ્હીના પાદશાહની વતી ગુજરાતનો સુબેદાર હતો. જેને પહેલાંના વર્ષમાં (ઇ. સ. ૧૭૨૯માં) ગુજરાતની ચોથ તથા સરદેશમુખીનો હક પહેલા બાજીરાવ પેશ્વાને આપી દેવાની ફરજ પડી હતી. અને આ બહાના નીચે તેનો હક ડુબાડવામાં આવ્યો તથા ગુજરાતના સુબેદાર તરીકે અભેસીંગને મૂકવામાં આવ્યો. ગુજરાતમાં પોતાને સોંપાયલી હકુમતનો કબજો લેવા માટે એક મોટા લશ્કરી સરંજામ સાથે તે નીકળ્યો અને તે પછી થોડા વખતમાં મરાઠાઓને ગુજરાતમાંથી નસાડી મૂકવાના ઇરાદાથી તેણે પ્રખ્યાત પીલાજીરાવ ગાયકવાડને દગાથી ઘાતકી રીતે મરાવી નખાવ્યો. આમાં તેણે ભૂલ ખાધી. તેની ધારણા ખોટી પડી. કારણ કે દામાજીરાવ ગાયકવાડે પોતાના બાપના મરણનું વેર લેવા માટે મોટું લશ્કર ભેગું કરીને ગુજરાતનાં પૂર્વ ભાગનાં ઘણાં સંસ્થાનો પોતાને તાબે કરી લીધાં અને લગભગ જોધપુર સુધી કુચ કરી." અભેસીંગને પોતાના મુલકની સહીસલામતીની બીક લાગવાથી, ગુજરાતને, પોતાની નીચેના માણસ રતનસીંગને સોંપી પોતે જોધપુર પાછો ફર્યો. ઇ. સ. ૧૭૩૫ માં ગુજરાતના સુબેદાર તરીકે અભેસીંગને બદલે મોમીનખાન આવ્યો. અભેસીંગે નીમેલો રતનસીંગ આ નવા નીમાયેલા સુબેદારની સામે થયો. પણ છેવટે દામાજી ગાયકવાડની મદદથી મોમીનખાને તેને ગુજરાતમાંથી કાઢી મૂક્યો. અભેસીંગના મરણ પછી તેનો પુત્ર રામસીંગ મારવાડની ગાદીએ આવ્યો. તેની પછી તેના બીજા ત્રણ વારસદારોએ અનુક્રમે રાજ્ય કર્યું.× અને ઇ. સ. ૧૮૦૪માં મારવાડની ગાદીએ મહારાજા માનસીંગ આવ્યો. તેણે ૪૦ વરસ સુધી અનેક અગત્યના બનાવોથી ભરપુર એવું લાંબું રાજ્ય કર્યું. અને છેવટે ઇ. સ. ૧૮૪૩ ની ૫ મી સપ્ટેમ્બરે જોધપુરમાં બીનવારસ ગુજરી ગયો.

૭. પાંચમા પેરેગ્રાફમાં જેના મરણ વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે અજીતસીંગના બે દીકરા આણંદસીંગ અને રાયસીંગે અત્યારનું ઇડર સ્ટેટ સ્થાપ્યું હતું. જે પ્રાંતમાં એ આવ્યું છે તેના નામ ઉપરથી આ તેઓના મૂળ વતનની ખબર પડે છે. આ પ્રાંતને નાની મારવાડ કહેવામાં આવે છે. જેમાં ઇડર ઉપરાંત અહમદનગર, મોડાસા હરસોલ અને બાયડનો સમાવેશ થાય છે.* આ બે ભાઈઓએ પહેલાંના એ પ્રદેશનો મૂળ કબજો ધરાવનારાઓને નસાડી મૂકયા. અને પોતે ઇડરમાં સ્થાયી થયા. તે વિષેનો ઉલ્લેખ જૂદો આપ્યો છે. કર્નલ ટોડના મત પ્રમાણે+ "આણંદસીંગને ઇડરના સ્વતંત્ર રાજ્યના વારસ તરીકે દત્તક લેવામાં આવ્યો હતો. અને તેના વંશજો અત્યારે સૌથી નજીકના મારવાડની ગાદીના વારસો છે,"

÷ ગ્રાંટ ડફનો મરાઠાનો ઇતિહાસ વોલ્યુમ ૧ લું પૃષ્ઠ ૫૧૧ અને ૫૨૩ તેમજ રોબર્ટ આરબથનોટનો પત્ર, ૧૮૩૯ ની દસમી ડીસેમ્બરનો તથા કેપ્ટન કીટલીનો ગુજરાતના પ્રીન્સીસ અને ચીફ્સ સંબંધીનો ૧૮૪૫ ની. ૯ મી મેનો રિપોર્ટ.

× (૧) વખતસીંગ, (૨) વજેસીંગ, (૩) ભીમસીંગ, (૪) માનસીંગ.

* ગુજરાતના પ્રીન્સીસ અને ચીફ સંબંધી કર્નલ કટલીનો રિપોર્ટ તા. ૯-૫-૧૮૪૫.

+ રાજસ્થાનનો ઇતિહાસ વૉ. ૧ લું પાનું ૭૪૩ અને ૭૪૫ એક બાબત અહીં નોંધવા જેવી છે, કે જો કે કર્નલ ટોડે અહીં આ પ્રમાણે જણાવ્યું છે તો પણ પોતાનાં તેજ ગ્રંથના પાછળના ભાગમાં એક સ્થળે (ઇડર સંસ્થાનની મૂળ સ્થાપના વિષે) વધારે જૂના વખતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. (જોધપુર રાજ્યવંશના સ્થાપક) સેઓજીને ત્રણ દીકરા હતા. અને તે ત્રણમાંથી એકે ઇડરમાં પોતાની હકુમત સ્થાપી હતી. ગુજરાતની સરહદ ઉપર આવેલું આ નાનું સંસ્થાન પણ, એ વખતે ડાભી જાતના લોકોની સત્તામાં હતું. એ સંસ્થાનના કોઈ રાજાના મરણને અંગે જ્યારે ત્યાં શોકનો પ્રસંગ ચાલુ હતો ત્યારે મોટમ દરમિયાન તક અનુકુળ લાગતાં એક યુવાન રાઠોડે એ સંસ્થાનનો કબજો લીધો. એના વંશજો "હાથોન્દ્રા રાઠોડ" તરીકે ઓળખાય છે. વૉ. ૨ પૃષ્ઠ ૧૪.

કેપ્ટન ફસ્યુનસના મત પ્રમાણે ઈડરનો રાજા ગંભીરસીંગ, ૧૭૩૧ અને ૧૭૩૬ ના સમયમાં જે ગુજરાતનો સુબેદાર હતો એ, અને જોધપુરનો રાજા હતો એ અભેસિંગના ભાઈ આણંદસીંગનો પ્રપૌત્ર છે. આણંદસીંગે પોતાના સાહસિક ભાઈ રાયસીંગની સાથે મળીને લગભગ આ સમયમાં ઇડરનું સંસ્થાન પોતાને હસ્તક કર્યું. પોતાનાજ કીલ્લા નજીક ૧૭૪૨ માં મરાઠા સાથેની લડાઈમાં આણંદસીંગ મરાયો હતો. આ ઇડર પ્રદેશનું મુખ્ય શહેર ઇડરવાડા પહાડી અને જંગલી પ્રદેશ છે. અને તેમાં મુખ્યત્વે કરીને ભીલોની વસ્તી છે. ઓન. માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફી-સ્ટનના મત પ્રમાણે * "લગભગ ૧૦૦ વરસ પહેલાં જોધપુરમાં રાજ્યકર્તા અજીતસીંગનો પાંચમી પેઢીનો વારસદાર ૧૮૨૧ માં ઇડરનો રાજા હતો. તેના બાપદાદાએ ઈડરનું સંસ્થાન લગભગ ૮૦ વરસ પહેલાં પોતાને હસ્તક કર્યું હતું. તે વખતે ઈડર, જોધપુર રાજ્યનો એક ભાગ ગણાતું હતું. કારણ કે ઈડરમાં પહેલાં જે એક બીજો રાઠોડ રાજા રાજ્ય કરતો હતો અને તેને અજીતસીંગે હાંકી કાઢયો હતો એ ઇડરનો મૂળ રાજા તે વખતે 'રાવ' કહેવાતો હતો. અને જો કે તેના તાબામાં માત્ર ઇડર અને ઉદેપુરની વચ્ચેના ટેકરાઉ પ્રદેશમાં આવેલા નાના સરખા પણ સુરક્ષિત રીતે પડેલા પ્રદેશ પુરતો જ ભાગ છે. તો પણ હજુ તે 'રાવ' જ કહેવાય છે. તે હજુ પણ ઈડર ઉપર પોતાનો હક હોવાનો દાવો ધરાવે છે. અને ઈડરનો રાજા જેણે કેટલીક વખત અગાઉ પોલ સર કરી થોડો વખત માટે પોતાના કબજામાં રાખ્યું હતું તેને વારંવાર હેરાન કરે છે." ÷

કર્નલ માઈલ્સ, જે ઘણાં વર્ષો સુધી ગુજરાતનો પોલીટીકલ એજન્ટ હતો. તેના મત પ્રમાણે "ઇડરના રાવ દિલ્હીના બાદશાહોને અથવા તેમના પ્રતિનિધિ સુબેદારોને ખંડણી આપતા. × વિક્રમ સંવત્ ૧૭૧૨,

* ફસ્યુનસની ઈટીનેરેરી અને ડીરેકટરી ઓફ વેસ્ટર્ન ઇંડીયાની એપેન્ડિકસ પાનું ૪૮, તેમજ તેજ ઓરીસરનું હીસ્ટોરીકલ સ્કેચ ઓફ ધી પ્રીન્સીસ ઓફ ઇંડીયા પાનું ૨૦૩.

÷ મુંબઈના ગવર્નર તરીકે પોતાની ગુજરાતની મુસાફરી દરમિયાન મી. એલ્ફીન્સ્ટને નોંધેલી તા. ૨૮ મી. ફેબ્રુઆરી ૧૮૨૧ની મીનીટ.

× ઈડરના રાજ્યકર્તાઓ અને ગુજરાતના મુસલમાન સુબેદારો વચ્ચે જે ઝઘડાઓ થયેલા તેના પુષ્કળ પુરાવાઓ 'મીરાતે અહમદી' નામના ગુજરાતના ઈતિહાસમાં છે. ઈ. સ. ૧૪૦૦ ની સાલમાં "એક લશ્કરે ઇડર ઉપર ચઢાઇ કરી જે વખતે જાફરખાને ઈડર તાબે કર્યું." ઈ. સ. ૧૪૧૧માં સુલતાન અહમદે 'એક લશ્કરની સાથે ઈડર ઉપર કુચ કરી. એ વખતે ઈડરનો રાજા જે ઇડર છોડી નાસી ગયો હતો તે પોતાનાં વર્તનથી શરમાયો અને તેણે સુલતાનને એક બાંધી રકમની ખંડણી આપવાનું કબુલ કર્યું એટલે સુલતાન તરફથી તેને માફી બક્ષવામાં આવી." ઇ. સ. ૧૪૨૬ માં ઈડરના રાજાએ બળવો કર્યો, અને તેથી સુલતાને ફરી એક બીજા લશ્કર સાથે ઇડર ઉપર કુચ કરી. તે વખતનો ઈડરનો રાજા જેનું નામ પુંજા હતું. તે નાસી ગયો અને થોડા દિવસો બાદ તેનું માથું કોઈ એક લાકડાં કાપનારા કઠીઆરાએ કાપી લાવીને સુલતાન પાસે રજુ કર્યું. સુલતાન અહમદના વારસે પણ ઈ. સ. ૧૪૪૧માં ઇડર ઉપર ચઢાઇ કરી. ઇડરનો રાજા પ્રથમ તો નાસી ગયો પણ પાછળથી તે તાબે થતાં તેને માફી આપવામાં આવી અને તેણે સુલતાનને પોતાની દીકરી લગ્નમાં આપી. ઇ. સ. ૧૫૧૩માં ઇડરના રાજાએ ફરી વિરોધ શરૂ કર્યો, જેથી ફરી એક બીજું લશ્કર તેની સામે મોકલવામાં આવ્યું. તે વખતે "રાજાને પોતાનાં વર્તન માટે પસ્તાવો થયો અને તેણે મુકરર થયેલી ખંડણીની રકમ ભરપાઇ કરી દીધી." ઇ. સ. ૧૫૧૪માં, ઇડરના રાજા ભીમરાવના ગાદીવારસ દીકરા ભાયમલને, તે ભીમરાવના ભાઇ અને ભાયમલના કાકા રાયમલે ઈડરમાંથી હાંકી કાઢયો. (આમાં ચિતોડના રાજા રામસંગનો હાથ હતો) આથી સુલતાન નાખુશ થયો અને તેણે કહ્યું કે "ભીમરાવ ઇડરની ગાદી ઉપર રાજ્ય કરે છે તે મેં પોતે (સુલતાને) આપેલા અધિકારની રૂએ રાજ્ય કરે છે અને ઈડરના ગાદીવારસ તરીકે રાયમલની નીમણુંક કરવાની કોઇ સત્તા (ચિતોડના રાજા) રામસંગને નથી." આથી

ઇ. સ. ૧૬૫૫–૫૬ ની સાલમાં ગુજરાતના સુબેદાર મુરાદબક્ષે ઇડરમાં રાજકુટુંબમાં ચાલતા કુટુંબ કલહનો લાભ લઈને ઇડરના છેલ્લા રાવને ત્યાંથી હાંકી કાઢયો. અને રાજ્યવહીવટ એક દેસાઈને સોંપ્યો. આણંદસીંગ અને રાયસીંગે ઇડરનો કબજો સંવત્ ૧૭૭૫, ઈ. સ. ૧૭૧૮–૧૯ માં લીધો. કેટલાક એમ જણાવે છે કે ઇડર પોતાના કબજામાં લેવા માટે દીલ્હીના બાદશાહ તરફથી ફરમાન મેળવીને તે ફરમાન અનુસાર તેમણે ઇડરનો કબજો લીધો હતો. પણ વધારે બનવા જોગ એ લાગે છે કે એ વખતની દેશની પરિસ્થિતિ અને સંજોગો એવાં હતાં કે જે જોતાં અનુકુળ તકનો લાભ લઈ પોતાનો ભાઈ અભેસિંગ જે, તે વખતે મારવાડનો મહારાજા અને તે સાથે ગુજરાતનો સુબેદાર હતો તેની સહાયથી ઇડર પોતાને સ્વાધીન કરી લેવા તેઓ પ્રેરાયા. × હમણાનાં અમદાવાદના કલેક્ટર સર આર. આરબુથનોટ (Sir R. Arbuthnot) ના મત પ્રમાણે "ઇડર મૂળ એક જુનાં રજપુત કુટુમ્બનું રાજ્ય હતું અને એ કુટુમ્બના ઇડરના રાજ્યકર્તાઓ 'રાવ' કહેવાતા હતા. આ કુટુમ્બના રાજ્યકર્તાઓને ગુજરાતના રાજાઓએ જીતી લીધા હતા, અથવા એટલું તો નિર્વિવાદ છે કે કોઈ પણ પ્રકારે તેઓ ગુજરાતના રાજાઓને આધીન હતા અને પાછળથી જ્યારે ગુજરાત એક સુબેદારની હકુમત નીચે દીલ્હીની શહેનશાહતનો એક પ્રાન્ત બની ગયું ત્યારે ઇડરનું રાજ્ય દીલ્હી શહેનશાહની હકુમત નીચે આવ્યું. દીલ્હીની હકુમત નીચે ઇડરના રાજ્યકર્તાઓ સાધારણ રીતે 'ઇડરના જમીનદાર' કહેવાતા. એ રાજ્યકર્તાઓ દીલ્હી શહેનશાહતને હંમેશાં વશ બની ચાલતા ન હતા પણ વારંવાર તેના શાસનની સામે થતા. આવા અવિનીત બળવાખોર જમીનદારોને વશ રાખવાના આશયથી ગુજરાતના સુલતાન અહમદશાહે ઇ. સ. ૧૪૨૬ માં ઇડરથી લગભગ ૧૬ માઈલની છેટે અહમદનગરનો કીલ્લો + બાંધ્યો હતો.

આણંદસીંગે પોતાના ભાઈ અભેસીંગની મદદથી અથવા તો તેની આડકતરી અનુમતિથી ઇડરના

અહમદનગરના જાગીરદાર નિઝામ ઉલ્ મુલ્કને એવો હુકમ આપવામાં આવ્યો કે તેણે રાયમલને ઇડરમાંથી હાંકી કાઢવો અને એ પ્રદેશ ભાયમલને સોપી દેવો. સુલતાનનાં લશ્કર સામે રાયમલે ઈ. સ. ૧૫૧૭ની સાલ સુધી યુદ્ધ ચાલુ રાખ્યું, જે દરમીઆન કોઇવાર તે જીતતો તો કોઈવાર હારતો એમ વારાફરતી બન્યા કરતું હતું. સુલતાને "ગુજરાત પ્રાન્તનો એક ચતુર્થાંશ જેટલો ભાગ જે તે વખતે રજપુતો, ગરાસીઆઓ અને કોળી વગેરે લોકોની માલિકીમાં વહેંચાયલો હતો તે પ્રદેશ ઉપર જપ્તી મૂકી તેથી તે લોકો દેશમાં સર્વત્ર તોફાન મચાવવા લાગ્યા" અને તેને અંગે ઇ. સ. ૧૫૪૫ મા ગુજરાતમાં મોટો ખળભળાટ જાગ્યો. ઇડર પણ આમાં સામેલ હતું. ઇ. સ. ૧૫૭૩માં ઇડરના જમીનદાર રાય નારાયણે તોફાન મચાવ્યું અને તેથી દિલ્હીના બાદશાહના ગુજરાતના સુબેદાર ખાન અઝીઝ કોકાએ તેના સામે ચઢાઈ કરી અને ઈ. સ. ૧૫૭૬ માં બાદશાહી લશ્કરનાં બેસુમાર જૂથ સામે ન ટકી શકતાં નિરૂપાય બની રામનારાય ડુંગરોમા ભરાઈ ગયો પણ છેવટે બાદશાહી લશ્કરને યુદ્ધ આપવા માટે તે બહાર આવ્યો અને એ યુદ્ધમાં તેણે હાર ખાધી. એજ વખતે ઇડર પણ જીતાયું. જુઓ ડૉ. બર્ડનો 'મિરાતે અહમદી'નો અનુવાદ પાનાં ૧૨૧, ૧૩૭, ૧૯૫, ૨૨૨, ૨૬૬, ૩૨૫, અને ૩૪૩.

× કર્નલ માઈલ્સનો હિસ્ટોરીકલ સ્કેચ ઓફ ધી ફેમીલી ઓફ ઇડર, બોમ્બે રેકર્ડઝ, ઇડર રાજ્ય કુટુમ્બની ઐતિહાસિક રૂપરેખા.

+ હિજરી વર્ષ ૮૩૦, ઈ. સ. ૧૪૨૬ માં ગુજરાતના રાજા અહમદશાહે ફરી એક લશ્કર લઈ ઇડર ઉપર ચઢાઈ કરી જે વખતે ઈડરનો રાજા ઇડર છોડીને નાસી ગયો. અહમદશાહે તેની પાછળ પહાડી મૂલકમાં કુચ કરી અને ત્યાં 'સાબરમતી' નામથી ઓળખાતી નદીના કાંઠા ઉપર ઇડરથી દશ કોસ દૂર અહમદનગર શહેર બાંધ્યું; અને તેના ફરતો એક પથ્થરનો મજબુત કિલ્લો બાંધીને ત્યાં મુકામ નાંખવાનું નક્કી કર્યું ડૉ. બર્ડનો 'મિરાતે અહમદી' નો અનુવાદ, પાનું ૧૯૦.

રાવને હાંકી કાઢયા અને ઇડર, અહમદનગર, હરસોલ, બાયડ, અને મોડાસા, એ પ્રગણાંઓ કબજે કર્યા." * કેપ્ટન ફીલીના મત પ્રમાણે "અત્યારના ઈડર રાજ્યની સ્થાપના જોધપુરના રાજા સુવિખ્યાત અજીતસીંગના દીકરા આણંદસીંગ અને રાયસીંગે કરી હતી. અજીતસીંગનો મોટો દીકરો અભેસીંગ દીલ્હીમાં બાદશાહની રાજ્યકચેરીમાં રહેતો હતો. ત્યાં તેને જે લલચાવનારાં પ્રલોભનો બતાવવામાં આવ્યાં તેની સામે તે ટકી શક્યો નહીં અને લાલચને વશ થઈ ગુજરાતની સુબેદારી મેળવવાના લોભથી તેણે પોતાના ન્હાના ભાઈ બખ્તસીંગને લલચાવીને પોતાના પક્ષમાં લીધો. અને નાગોરનો સંપત્તિવાન પ્રદેશ તેને ઈનામ તરીકે આપીને પોતાના બાપ અજીતસીંગનું તેની પાસે ખૂન કરાવ્યું. આવી રીતે પોતાના બીજા દીકરા બખ્તસીંગને હાથે જોધપુરના મહારાજા અજીતસીંગનું ખૂન થયું. આનંદસીંગ અને રાયસીંગ એ બે ભાઇઓને જીવાઈ તરીકે જે આપવાનું અભેસીંગે ઠરાવ્યું તેનાથી એ બે ભાઇઓને સંતોષ થયો નહીં અને તેથી તેઓ બન્ને મારવાડ છોડીને ચાલ્યા ગયા અને પ્રથમ આબુ તરફ ગયા. છેવટ અભેસીંગ સાથે તેઓને સમાધાન થયું અને કેટલાક મહાલોનું + બનેલું ઈડર રાજ્ય તેમને જીવાઈ તરીકે મળ્યું.

ઈડરની માલેકી રેવર જાતના રજપુતોની હતી, પણ તેમની પાસેથી ઈડરનો કબજો પડાવી લેવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૭૩૭ માં આણંદસીંગની પરવાનગીથી ઈડરના કસબાતીઓએ એ રેવર રજપુતોના એક ગામ ઉપર જપ્તી મૂકી તેથી તેઓ ઉશ્કેરાયા, અને એ વખતે ઇડરનાં બધાં પ્રાપ્ત લશ્કરને લઈને રાયસીંગ બોરસદ પાસે મરાઠાઓ સામે યુદ્ધ કરવામાં રોકાયો હતો, એટલે તેની ગેરહાજરીનો લાભ લઇને એ રેવર રજપુતોએ ઈડર પાછું પોતાને કબજે કરી લીધું. આ સમાચાર સાંભળતાં રાયસીંગ ઉતાવળે પાછો આવ્યો અને ઘણા વિરોધને અન્તે હુમલો કરીને ઇડર પાછું સર કર્યું.× કેપ્ટન લૅન્ગના મત પ્રમાણે ઇડરના વર્તમાન રાજ્યવંશે ઇડર આજથી (૧૮૪૫ થી) ૧૧૫ વર્ષ પહેલાં (લગભગ ઈ. સ. ૧૭૩૦–૩૧ માં) સર કર્યું, તે પહેલાં ઘણા સૈકાઓ સુધી તે, જોધપુરથી એક તદ્દન જુદુ જ સંસ્થાન હતું.

જો કે તે વખતે પણ તે, તેરમા સૈકાના લગભગ મધ્યભાગમાં કનોજમાંથી હાંકી કઢાયેલ રાઠોડ વંશની જ એક શાખાના રજપુતોના હાથમાં હતું. મુસલમાનોએ વસ્તુતઃ એ પ્રથમના માલેકો પાસેથી ઈડર જીતી લીધું હતું અને જ્યારે અભેસીંગે જોધપુરના મહારાજા પોતાના પિતા અજીતસીંગને મરાવી નાંખ્યો તેના બદલ દિલ્હીના શહેનશાહ તરફથી અહમદાબાદની સુબેદારી મળી ત્યારે ઈડર પણ તેને આપવામાં આવ્યું. પરન્તુ મુસલમાનોએ ઈડર ઉપર પોતાની સત્તા સરખી રીતે પૂરેપૂરી કદી જમાવી નહતી, અને અભેસીંગને તો મરાઠાઓના હુમલાને અંગે એટલી બધી ઉતાવળે પોતાની રાજધાની જોધપુર તરફ પાછું આવતું રહેવું પડયું હતું કે ઈડર ઉપર પોતાની સત્તા જમાવવાનો અવકાશ જ મળ્યો નહોતો. આ વખતે

* સર આર. આરબુથનોટનો મુંબઈ ગવર્મેન્ટ ઉપરનો તારિખ ૧૦મી ડીસેંબર ૧૮૩૯ નો કાગળ.

+ ઇડર, અહમદનગર, મોડાસા, બાયડ, હરસોલ, પ્રાન્તીજ અને વીજાપુર.

× આ હકીકત અત્યંત મહત્વની છે કારણ કે આણંદસીંગ અને રાયસીંગ એ બે ભાઇઓને અભેસીંગ દ્વારા ઈડર મળ્યું હતું એવી જે કલ્પના કરવામાં આવે છે તેથી એ તદ્દન વિરૂદ્ધ જાય છે. વળી કર્નલ ટૉડે જે કાગળનો ઉતારો આપ્યો છે તે ઈ. સ. ૧૭૮૨ના કાગળ ઉપરથી. એ વાત તો હવે નિઃશંક બની ગઈ છે, કે અભેસીંગનો ઇરાદો, પોતે પિતૃહત્યા કરીને જે પોતાનો વંશ સ્થાપ્યો હતો તે વંશનાં પોતાનાં અંગત સંતાનો સિવાય વારસાના પરંપરામાં બીજા કોઇને રહેવા ન દેવાનો હતો અને એ કાગળમાં જેને 'જીવતો છટકી જવા' દેવાનો નથી એવા એક માણસ તરીકે આણંદસીંગનું નામ આપેલું છે. જુઓ 'રાજસ્થાનનો ઇતિહાસ' વોલ્યુમ, ૨ પાનું ૧૩૮. એ મૂળ કાગળ એપેન્ડીક્સમાં મળશે.

અભેસીંગના બે નાનાભાઈ (આણંદસીંગ અને રાયસીંગ) પિતૃઘાતી અભેસીંગ પોતાને પણ મરાવી નાંખવા પ્રયત્ન કરે એવા ભયથી× જોધપુરમાંથી નાસી ગયા અને અમુક અંશે, ઈડર ઉપર પોતાના ભાઈ અભેસીંગનો હક હતો તેના જોરથી અને અમુક અંશે પોતાના બાહુબળથી ઈડરમાં પોતાની હકુમત સ્થાપી. અને ત્યારથી એ હકુમત એના વંશજોના હાથમાં ઉત્તરોત્તર આજસુધી ચાલી આવી છે, પણ (એ એક સ્વતંત્ર રાજ્ય તરીકે) જોધપુરના તાબાના રાજ્ય તરીકે કદી પણ નહિ". કેપ્ટન લેન્ગે આપેલા આ વૃતાંતને એકંદર ઘણીખરી બાબતમાં જોધપુરના વર્તમાન મહારાજા તખ્તસિંહ ટેકો આપે છે. અને જ્યાં તેમનું પોતાનું અંગત હિત સંકળાયેલું ન હોય ત્યાં એના વંશના ઇતિહાસને લગતી દરેક બાબતમાં તખ્તસિંહની માહેતી પ્રમાણભૂત છે. તે જણાવે છે કે, "સંવત્ ૧૭૮૧, ઈ. સ. ૧૭૨૪–૨૫ની સાલમાં, ઈડર અહમદનગર, અને મોડાસા ઈડરીઆ રાઠોડોના કબજામાં હતાં અને તેનો મુખ્ય પુરૂષ 'રાવ' કહેવાતો અને 'રાવ' ના પદ સાથે તે વરિષ્ટ સત્તા ભોગવતો હતો. તે સાલમાં, જોધપુરના મહારાજા અજીતસીંગના બે દીકરા આણંદસીંગ અને રાયસીંગ જોધપુર છોડી ઈડર અને શીરોહી તરફ ઉતરી આવ્યા. એ વખતનો ઈડરનો રાવ બહુ સાધારણ ચારિત્રવાળો માણસ હતો. ગુજરાતની સુબેદારી દિલ્હીના શહેનશાહ તરફથી અભેસીંગને એનાયત કરવામાં આવી હતી, અને એ સંજોગોમાં પ્રજાવર્ગ તરફથી ટેકો મળતાં આણંદસીંગ તથા રાયસીંગે ઉપર જણાવેલાં સ્થાનો કબજે કર્યાં.

સંપૂર્ણ.

---

# ગુજરાતનાં કરારનામા

## રેવાકાંઠા એજન્સિ

( અનુસંધાન પુ. ૯ પૃ. ૬૧ )

[ રાજપીપળા ચાલુ ]

ત્યાર પછી થોડા મહીને રામસીંઘજી પડયા, ને પ્રતાપસીંઘ ગાદીએ બેઠા. માજી રાજાના ભાઈ ન્હારસીંઘે ગાદી લેવાનો દાવો કર્યો, એવા સબબથી કે રામસીંઘની રાણીએ, એ છોકરો વેચાતો લઇ ગાદીએ બેસાડયો છે. ચાર વર્ષ રાજ્યમાં બખેડાની ગરબડ ચાલી અને સને ૧૮૧૫ માં ગાયકવાડે લશ્કર રાજ્યમાં મોકલ્યું, ત્યારે એવું ઠર્યું કે ગાયકવાડે થયેલો ખર્ચ વળી જાય ત્યાં સુધી અમલ કરવો, અને ન્હારસીંગ તથા પ્રતાપસીંઘે પોતાની તકરાર તપાસ ઉપર સોંપવી. ગાયકવાડ મથ્યા પણ રાજ્યનો કંઈ બંદોબસ્ત કરી શકયા નહી, તેથી વડોદરાના રેસીડેન્ટે સને ૧૮૧૯ માં તપાસ કરવાનું માથે લીધું.

× કેપ્ટન લૅન્ગનો ગવર્મેંટ ઉપરનો તા. ૨૦ મી જૂન ૧૮૪૫નો કાગળ.

અને તે તપાસથી ન્હારસીંધનો દાવો સાબીત કર્યો, અને ગાયકવાડે એ મંજુર રાખ્યો, પણ ન્હારશીંઘ આંધળા હતા તેથી કારભાર ચલાવવા અશક્ત હતા તેથી તેના વડીલ પુત્ર વેરીસાલને તા. ૧૫ મી નવેમ્બર સને ૧૮૨૧ ને રોજ રાજ્ય સોંપ્યું, અને ગાયકવાડે જેમ મહીકાંઠા અને કાઠીયાવાડનો કાબુ મુકી દીધો તે પ્રમાણે રાજપીપલા ઉપરથી પણ હાથ ઊઠાવી ઈંગ્રેજ સરકારને સોંપ્યું. અંગ્રેજ સરકાર, ગાયકવાડ અને વેરીસાલના નામનાં મારીનાં જાહેરનામાં થયાં, અને વેરીસાલજી પાસેથી દસ્તાવેજ લખી લીધો કે તેને તથા તેની પછીના ગાદીએ બેસનારાએ અંગ્રેજ સરકારની સલાહ પ્રમાણે વર્તવું, અને તેજ વખતે બ્રીટીશ સરકાર મારફતે ગાયક્વાડ સરકારને આપવાની રૂ. ૬૫૦૦૧ એટલે કંપની રૂ. ૫૬૭૨૧–૨–૯ ખંડણીના, દર વર્ષ આપવાના ઠર્યા, અને સુરજકુંવર તથા પ્રતાપસીંધે ગાદી ઉપરથી હાથ ઉઠાવ્યો, માટે રૂ. ૮૪૦૦ નું સાલીયાણું આપવાનું ઠરાવ્યું. રાજા અને અંગ્રેજ સરકાર જોડે બીજો કરાર તા. ૨૬ મી નવેમ્બર સને ૧૮૨૬ નો થયો તેમાં બન્ને વચ્ચેનો સંબંધ બતાવેલો છે.

વેરીસાલ ન્હાની ઉમરનો હતો, તેથી અંગ્રેજ સરકારે રાજ્ય, કરજમાં બહુ ડુબેલું હતું એટલે રાજ્યનો થોડાં વર્ષ કારભાર પોતાના હાથમાં રાખ્યો; કરજનો આંકડો ત્રીજે ભાગે, કાપકુપ કરી આણી મૂક્યો અને તે વસુલ કરવા માટે અંગ્રેજ સરકારની બાંહેધરીથી રાજ્યમાંના ફળદ્રુપ ભાગ ઈજારે આપ્યા. વેરીસાલને સને ૧૮૩૭ માં, લાયક ઉમર થયે રાજ્ય સોંપ્યું, પણ રાજા ઉપર સને ૧૮૫૦ સુધી દેખરેખ રાખી હતી, તે ત્યાર પછી કહાડી નાખી.

સને ૧૮૫૨ માં અંગ્રેજ સરકારની મારફતે, ગાયકવાડ અને રાજા વચ્ચે બંદોબસ્ત થયો અને તેથી કેટલાંએક ગાંમોમાં ગાયકવાડ અને રાજા એ બન્નેનો ભાગ હતો તે પાછાં આપી, જુતી તકરાર માંડી વાળી અને રૂ. ૧૩૩૫૧ એટલે કંપની રૂ. ૧૧૬૫૦–૫–૭ દર વર્ષ આપવાના કરી, રાજપીપલાના રાજાનો કેટલીએક જકાત ઉઘરાવવાનો હક્ક કબુલ થયો. તા. ૨૦ મી જાનેવારી સને ૧૮૫૯ માં હીંદી સરકારે ઠરાવ્યું કે રાજપીપલાએ ગુજરાતની ભીલ પલટનના વર્ષો વર્ષ રૂ. ૨૦,૦૦૦ આપવા*. વેરીસાલે સને ૧૮૬૦ માં પોતાના કુંવર ગંભીરસીંઘને ગાદીએ બેસાડી પોતાના હાથમાં કારભાર× રાખ્યો. ગંભીરસીંઘને દત્તક લેવાનો હક્ક સનંદ પ્રમાણે મળેલો છે. એના બે પુત્ર છત્રસીંઘ અને નરપતસીંઘ.

રાજપીંપલાનુ ક્ષેત્રફલ ૪૫૦૦ ચોરસમાઈલનું છે. અને ઉપજ રૂ. ૨૭૫૦૦૦ ની છે. (કરારો થયા તે અરસામાં)

**દેવગઢબારૈયા**—એ અસલ ચહુવાણ રજપુતના વંશના છે. ને અસલ પાવાગઢમાં રાજ્ય કરતા હતા. અને મુસલમાન લોકોની જીતથી ભીલ લોકોમાં આવી સંતાઈ રહેલું પડયું હતું. તેના મુળ પુરુષ પ્રતાપસીંઘના વડીલ કુંવરનો વંશ છોટા ઉદેપુરમાં રાજ્ય કરે છે. સને ૧૮૦૩ માં એ રાજ્ય જોડે અંગ્રેજ સરકારને સંબંધ થયો કેમકે તે વખતે ગુજરાતમાંનો સીંધીયાનો મુલક અંગ્રેજી લસ્કરે લીધો, તે વખતે બારીયામાં જસવતશીંઘ રાજા હતા. તે રાજાની ચાલ ઘણી દોસ્તીવાળી માલમ પડયાથી અને તેણે સારી ચાકરી બજાવેલી તે ઊપરથી સરંજે અંજન ગામના તહનામાની ૧૦ મી કલમથી તેઓ અંગ્રેજ સરકારના રક્ષણને લાયકના છે એવું ઠરાવ્યું.

જસવતસીંઘ પછી તેની ગાદીએ તેનો પુત્ર ગંગાદાસ ગાદીએ બેઠો. તેના રાજ્યમાં મરાઠા લોકોના લસ્કરે દેશ ઉજ્જડ કર્યો પણ ખંડણી બેસાડી શકયો નહીં. તેની સત્તા એક બ્રાહ્મણ કારભારીએ લઈ લીધી તેણે લશ્કર રાખી આસપાસના મુલકમાં સને ૧૮૧૯ સુધી લુંટફાટ કર્યા કરી, ત્યારે અંગ્રેજ

* એ રકમ સને ૧૮૬૫ માં માફ થઈ છે.

× સને ૧૮૬૭માં કારભાર છુટયો અને સને ૧૮૬૮ના ઑગષ્ટમાં પડયા.

સરકારને વચ્ચે પડવાની સીફારસ થઈ તેથી બંદોબસ્ત થયો. અને દેશમાંથી જુલમ નીકળી ગયો,× એજ વર્ષમાં હાલોલ, કાલોલ, અને દાહોદના પ્રગણામાંથી બારીયાના રાજાઓએ ઘણાએક વર્ષ થયાં કેટલાએક કર ઉઘરાવતા ગયેલા તે પેટે અંગ્રેજ સરકારના વચ્ચે પડવાથી દર વર્ષે રૂ. ૪૭૫૦ એટલે કંપની રૂ ૪૧૪૪—૧૫—૧ લેવાના કરી માંડી વાળ્યા અને તે તા૦ ૧૨મી ડીસેમ્બર સને ૧૮૬૦ ને રોજ તહનામું થવાથી સીંધીયાના પંચમહાલ અંગ્રેજ સરકારના તાબામાં આપવાથી લુણાવાડાની ખંડણી-માંથી અંગ્રેજ સરકાર રાજાને ભરે છે. સને ૧૮૨૪ માં આશ્રયને પેટે અંગ્રેજ સરકારે બારીયા સંસ્થાન ઉપર રૂ. ૧૨,૦૦૦ની ખંડણી બેસાડી. એ ખંડણી, જેમ સંસ્થાનની સ્થિતિ સારી થાય તેમ વધારવાની હતી પણ સને ૧૮૪૯ના વર્ષમાં નક્કી આંકડો રૂ. ૧૨,૦૦૦ નો એટલે કંપની રૂ. ૯૩૩૬—૪—૦નો કાયમ ઠર્યો. સને ૧૮૨૪ માં સ્થાનિક લશ્કરના ખર્ચ પેટે ખંડણી ઉપરાંત રૂ. ૬,૦૦૦ વર્ષો વર્ષ આપવાના ઠર્યા હતા, પણ તે વખતે એવાજ ઠરાવ પાસેના રાજા ડુંગરપુર અને વાંસવાડા જોડે થયેલો હતો તે પ્રમાણે અમલમાં આવ્યો નથી, અને સને ૧૮૨૬ માં તે રદ કરેલો છે.

ગંગાદાસ સને ૧૮૧૯ ઑગષ્ટમાં પડયા ત્યારે પૃથીરાજના જન્મ થનાં પ્હેલાં તેની રાણીએ બે છોકરા ખોળે લીધેલા હતા. તેમાંના એકને ભીમસીંહ કારભારીએ ગાદીએ બેસાડયો હતો, પણ તેને પાછળથી ઉઠાડી ખરા વારસ પૃથીરાજને ગાદી આપી. રાજાને કરજ ઘણું થઇ ગયું હતું પણ અંગ્રેજ સરકારની બાંહેધરીઓથી ધીમે ધીમે તે વાળવાની ગોઠવણ કરવામાં આવી અને રાજા લાયક ઉમરનો થયો ત્યારે અંગ્રેજ સરકારની દેખરેખ બંધ પડી. એ રાજાની પછી ફેબ્રુઆરી સને ૧૮૬૪માં તેનો આઠ વર્ષનો કુંવર માનસીંઘ ગાદીએ બેઠો.÷

બારીયાનું ક્ષેત્રફલ ૧,૬૦૦ ચોરસ મૈલનું છે. અને ઉપજ રૂા. ૭૫૦૦૦ ની છે. ( કરારો થયા તે અરસામાં )

**છોટાઉદેપુર અથવા મોહન—બારીયાની** ગાદીવાળાના મુળ પુરૂષના મ્હોટા પુત્રની ઓલાદમાં એ છે, એ રાજ્ય ગાયકવાડને ખંડણી આપે છે, સને ૧૮૨૦માં છોટાઊદેપુરનો રાજ્ય કાજ સંબંધી કાબુ મહીકાંઠાનાં બીજાં રાજ્યોની સાથે અંગ્રેજ સરકારને આપી દીધો છે કે નહી, આ બાબતનો વાંધો પડવાથી સને ૧૮૨૨ માં કરાર થયો, તેથી ગાયકવાડે પોતાનો અખત્યાર આપી દીધો અને એ રાજ્ય અંગ્રેજ સરકારને તાબે થયું. અને બાંહેધરી સાથે વર્ષો વર્ષ રૂ. ૧૦,૫૦૦ એટલે કંપની રૂ. ૮,૭૬૯–૧૩–૪ ની ખંડણી ગાયકવાડને આપે છે.

એ કરાર રાજા પૃથીરાજની જોડે થયો હતો. તેની પછી ગુમાનસીંઘ રાજા થયા અને તેમની પછી તેમનો ભત્રીજો જીતસીંઘ* હાલનો રાજા ગાદી નશીન થયો. જીતસીંઘ, મોતીસીંગના દીકરા છે.

આ રાજ્યનું ક્ષેત્ર ફલ ૭૦૦૦ ચોરસ મૈલનું છે, અને ઉપજ રૂ. ૧,૦૦,૦૦૦ ની છે.

**લુણાવાડા**—આ રાજ્ય જોડે અંગ્રેજ સરકારનો પ્રથમ સંબંધ સને ૧૮૦૩ માં જ્યારે અંગ્રેજી લશ્કરે ગુજરાતમાંનો સીંધીયાનો મુલક લીધો તે વખતે થયો. રાજાને અંગ્રેજ સરકાર તરફથી આશરો આપવાની જામીની આપવામાં આવી હતી અને તહનામું થયું તેથી અંગ્રેજ સરકારને ખંડણી આપવાનું તેણે કબુલ

× એ બંદોબસ્તની નકલો મળી શકતી નથી.

÷ માનસીંઘ ન્હાની ઉમરનો હતો, તેથી તેની મા તખતકુંવરબાના હાથમાં રાજ્યકારભાર હતો. મગર ગંમજી કરીને એક ખવાસની બદ સલાહ પ્રમાણે ચાલવાથી સને ૧૮૬૫ થી અંગ્રેજ સરકારની જપ્તી બેઠી અને એ રાજાને અમદાવાદમાં ભણવા મોકલવામાં આવ્યા.

* એના કુંવર ૧ મોતીસીંઘ, ૨ ચંદ્રસીંઘ, ૩ ઇન્દ્રસીંઘ અને ૩ ભીખાકા. રાજાને શીકારનો શોખ ઘણો હતો.

કીધું, પણ લૉર્ડ કૉર્નવૉલેસે જે નવી રાજ્ય પ્રકરણી પદ્ધતિ વરતાવી તેથી એ તહનામું રદ થઈ ગયું.

તે દિવસથી લુણાવાડા જોડે સને ૧૮૧૨ સુધી થોડો સેજ સાજ સંબંધ ચાલ્યો, તે સમયે ગાયકવાડની ખંડણી વર્ષે દાહડે રૂ. ૭,૦૦૧ આપવાનો કરાર થયો, તેમાંથી રૂ. ૧૦૦૦ ઓછા થયા. પીંઢારી લડાઈ પછી, સને ૧૮૧૯માં સીંધીયા અને રાજા ફતેસીંઘ સાથે બંદોબસ્ત થયો, તેથી સીંધીયાની ખંડણીના બાબાશાઈ રૂ. ૧૨૦૦૦ એટલે કંપની રૂ. ૧૦,૬૫૩–૬–૧૧ વર્ષે દહાડે આપવાની જામીનગીરી આપી. તે એવી શરતથી કે સીંધીયાએ સીધો અથવા આડો દરબારના કારભારમાં હાથ ધાલવો નહીં. સીંધીયાની સાથે તા૦ ૧૧ મી ડીસેંબર સને ૧૮૦૩ તહનામું થયું તેની રૂએ એ ખંડણી હાલ અંગ્રેજ સરકારને ત્યાં ભરાય છે.

લુણાવાડા; વાડાશીનોરના બાબીને રૂ. ૨,૩૦૦ આપે છે, અને પંચમહાલના ગોધરા પ્રગણામાંથી સરકારી રૂ. ૭૩૩ તેને મળે છે. એ આંકડો સને ૧૮૫૧ માં નક્કી થયો હતો પણ તે વખતે સીંધીયા અને લુણાવાડા વચ્ચે કંઈ રીતસર ઠરાવ થઈ ચુકયો ન્હોતો.

ફતેસીંઘની પછી દલપતસીંઘ થયા તે દલપતસીંઘને ફતેહસીંઘની વિધવાએ દત્તક લીધો હતો. તેની પછી સને ૧૮૫૨માં +દલેલસીંઘ થયો. તે દુરનો પીતરાઈ હતો, અને સરકાર તરફથી નિમવામાં આવ્યો હતો.

એ રાજ્યનું ક્ષેત્રફલ ૧,૭૩૬ ચોર મૈલ છે અને ઉપજ રૂ. ૪૨,૦૦૦ ની છે. (કરારો થયા તે અરસામાં)

સૌંથ—એ રાજ્ય જોડે સને ૧૮૦૩ માં તહનામું થયું હતું. પણ લૉર્ડ કૉર્નવૉલીસનો, રજપુત રાજાઓ જોડે દોસ્તી બાંધવાનો વિરૂદ્ધ પક્ષ હોવાથી પાછળથી તે તહનામું રદ થયું હતું. એક તહનામું સીંધીયા અને લુણાવાડા વચ્ચે થયું તેમાં સોંથના રાજા પણ સામેલ હતા અને રૂ. ૭૦૦૦ એટલે કંપની રૂ. ૬૧૦૮–૫–૫ ની ખંડણી સીંધીયાને આપવાની થઇ, એવી શરતથી કે, તેણે રાજ્યની ખટપટમાં હાથ ધાલવો નહી. હાલ એ ખંડણી, સીંધીયા જોડે એક તહનામું તા૦ ૧૨ મી ડીસેંબર સને ૧૮૬૦ નું થયું તે ઉપરથી અંગ્રેજ સરકારને ત્યાં ભરાય છે.

પંચમહાલના ઝાલોદ પ્રગણાના ગોરાડુ ગામમાંથી સોંથને શાલમશાહી રૂપીયા ૫૦ એટલે કંપની રૂ ૩૮–૮–૭ ચોથના મળે છે. એ આંકડો સને ૧૮૪૮ માં રેવાકાંઠાના પોલીટિકલ એજંટ અને મેવાડના આસીસ્ટંટે મળી ઠરાવ્યો હતો, પણ તેનું વિગતસર લખાણ નહોતું. સર જૉન માલકમે સને ૧૮૧૯ માં રૂપીયા ૩૦–૮–૮ કંપની સરપાવના સોંથને કરી આપ્યા છે.

સોંથનુ ક્ષેત્રફલ ૯૦૦ ચોરસ મૈલનુ છે. અને ઉપજ રૂ. ૨૨૦૦૦ ની છે. હાલ રાજ્યકર્તા રાજા ભવાનસીંઘ છે. તેને પ્રજા નથી.

વાડાશીનોર—શેહેરખાંન બાબીનો નાનો છોકરો સરદાર મહમદખાનના વંશના એ નવાબ છે, ને તેના વડીલ પક્ષ કાઠીયાવાડમાં જુનાગઢના નવાબ છે. વાડાશીનોર અને વીરપુરમાં મહમદખાંન પછી તેમના શાહજાદા જમીયતખાંન થયા અને તેમની પછી તેમના બેટા સલાબતખાન થયા, ને તે સને ૧૮૨૦ ના મે મહીનામાં મરણ પામ્યા ત્યારે તેમના કાકાના બેટા અબીદખાન ગાદીએ બેઠા. વીરપુરનાં કેટલાએક ગામો ઉપર લુણાવાડાના ઘણા દાવા હતા, તેથી ઘણા વર્ષ જપ્તીમાં ચાલ્યું હતું.

વાડાશીનોર, પેશવા અને ગાયકવાડ એ બન્નેને ખંડણી આપતું થયું. મહીકાંઠાનો સામાન્ય બંદોબસ્ત

+ એ સને ૧૮૬૭ ના જુન માસમાં પડયા, એમની રાણી મોતીકુંવરબાએ પીતરાઇમાંથી વખતસીંઘ આશરે ૭ વર્ષનાને સરકારમાં રૂ. ૧૦૦૦૦૦ નજરાણો આપવો કબુલ કરી દત્તક લીધા, તે સંવત ૧૯૨૩ ના આશો શુદ ૧૦ (દશેરા) ને રોજ ગાદીનશીન થયા, એ ન્હાની ઉમરના છે. માટે અંગ્રેજ સરકારની જપ્તી છે ને રાન અમદાવાદમાં ભણે છે.

થયો તેથી ગાયકવાડની ખંડણીના રૂ. ૪૦૦૦ નકી થયા હતા તેના હાલ કાપી નાખતાં કંપની રૂ. ૩૬૦૧–૨–૭ થયા છે. જ્યારે પેશવાઇ હક્ક, અંગ્રેજી રાજ્યના હાથમાં આવ્યો ત્યારે વાડાશીનોર રાજદ્વારી હદમાં આવ્યું. એ રાજ્ય અંગ્રેજ સરકારને રૂ. ૧૧૬૭૯–૪–૯ ની ખંડણી ભરે છે. સને ૧૮૨૨ માં અબીદખાંનને ખસેડીને તેના ભાઇ એહલખાનને ગાદીએ બેસાડયો, તે ડીસેમ્બર સને ૧૮૨૧ માં ગત થયો, ત્યારે તેમની પછી હાલના બાબી જોરાવરખાંન ગાદીએ ચડયા છે તેમને એક મનાવરખાન કરીને ૨૩ વર્ષનો શાહેબજાદા છે.

વાડાશીનોરની ઉપજ રૂ. ૬૦૦૦૦ ની છે અને ક્ષેત્રફલ ૪૦૦ ચોરસમૈલનું છે. સને ૧૮૨૦ માં બાબી જોડે બોલી થઇ તેથી અંગ્રેજી અપીણુ બાબતના કાયદા એ રાજ્યમાં દાખલ થયા છે; બાબીને ખેડા જીલ્લામાં નીચે પ્રમાણે તોડાગીરાસ મલે છે.

| | રૂ. આ પૈ. |
|---|---|
| સરકારી ગામમાંથી મુકરર ઠરેલી રકમ. | ૩૨૪૨–૨–૮ |
| ફરતાં ગામના આશરે........ | ૩૪૫–૪–૨ |
| મોજે રજુનની ઊત્પનમાંથી દાણો લેવાનો તેનો હક્ક છે. | |

ઠાકોરો—રેવાકાંઠા પ્રગણાના ઘણા ખરા ભાગમાં ભીલ, મેહેવાશી,× અને બીજા તોફાની લોકો રહે છે. એ લોકો રાજપીપલા, ગાયકવાડ અને સીંધીયાના પંચમહાલના તાબાના છે. તેઓની જોડે સને ૧૮૨૨ અને સને ૧૮૨૬ ની વચ્ચે મુલકગીરીનો બંદોબસ્ત થયા. જે નીચે આપેલા છે. તેથી એ બંદોબસ્તનો પ્રકાર જણાશે. સીંધીયાનો પંચમહાલ તારીખ ૧૨ મી ડીસેમ્બર સને ૧૮૬૦ ના તહનામાથી અંગ્રેજ સરકારને મલ્યા તે ખેડા જીલ્લામાં દાખલ કર્યા છે, નર્મદા કાંઠાના ઘણા મેહેવાશી ઠાકોરો મોલેસલામ એટલે મુસલમાન લોકોના પોબાર વખતે હિંદુઓમાંથી થયેલા મુસલમાન તે, છે.

## નીચે લખેલા લીસ્ટથી કયા સરદારો કેટલી ખંડણી ભરે છે તે જણાશે.

| સરદારનું નામ | તાલુકાનું નામ અથવા રહેઠાણ. | ઉપજ | ખંડણી | કોને ભરે છે. |
|---|---|---|---|---|
| | | રૂપીયા | રૂપીયા | |
| ઠાકોર પર્વતસીંઘજી ... ... | કડાણુ... ... | ૮૦૦૦ | ......... | સોંથના ફટાયા કંઈ ખંડણી ભરતા નથી. |
| ઠાકોર પ્રતાપશીંઘજી ... ... | શંજેલી... ... | ૨૫૦૦ | ......... | ,, બારીયા. ,, |
| રાણા ભારતશીંઘ ... ... | ઘર... ... | ૩૦૦૦ | ૫૦૦ | ઉદેપુરના રાજાને |
| રાણા શરદારશીંઘ ... ... | ભાદરવા... ... | ૩૩૦૦૦ | ૧૯૦૭૬ | ગાયકવાડ સરકારને |
| બારીયા હકીશીંઘ ... ... | ઉમેઠા... ... | ૪૦૦૦૦ | ૫૦૦૦ | |
| ઠાકોર બાપુસાહેબ ... ... | વજીરીયા... ... | ૨૦૦૦૦ | ૫૦૦૭ | |
| રાણા રાયશીંઘજી ... ... | માંડવા... ... | ૧૫૦૦૦ | ૨૨૧૫ | |
| રાણા કુશલા બાના ... ... | શનોર... ... | ૧૨૦૦૦ | ૧૫૭૮ | |
| ઠાકોર ભીમશીંઘજી ... ... | નશવાડી... ... | ૫૦૦૦ | ૧૬૯૧ | |
| ઠાકોર ... ... ... ... | પલાશની... ... | ૩૦૦૦ | ૨૧૩૧ | |
| ચાવડા નારશીંઘ અને કુબેર બાવા | ભીલોડીયા... ... | ૭૦૦૦ | ૨૪૨૬ | |
| દાયમાજી તામીયા ... ... | ઉચાદ... ... | ૩૨૦૦ | ૮૮૩ | |
| રાઠોડ લુડા બાવા વીગેરે ... | નણગાંમ... ... | ૨૦૦૦ | ૧૨૯૪ | |
| દાયમા જીતા બાવા ... ... | વાશણુ વીરપુર... ... | ૩૦૦૦ | ૪૩૨ | |
| રાઠોડ કાલુ બાવા ... ... | વાશણુ શીવાડા... ... | ૪૫૦૦ | ૧૧૫૨ | |
| ગોરી દાદા આવા ... ... | ચુડેશર... ... | ૧૦૦૦ | ૩૧૧ | |
| દાયમા બાધર બાવા ... ... | રેધણુ... ... | ૧૦૦૦ | ૪૬૧ | |

× મેહેવાશી—બે પાહાડ વચ્ચેની ખીણમાં વસનારા લોકો.

| સરદારનું નામ | તાલુકાનું નામ અથવા રહેઠાણ. | ઉપજ | ખંડણી | કોને ભરે છે. |
|---|---|---|---|---|
| | | રૂપીયા | રૂપીયા | |
| ઠકરાણી કુલબા ... ... | મોટી કાંનશોલી ... | ૯૦૦ | ૧૨૯ | |
| ગોરીમોટા બાવા અને રસુલભાઈ... | નાની કાંનશોલી ... | ૪૦૦ | ૧૨૭ | |
| એજન એજન ... ... | જીરાંલ ... ... | ૪૦૦ | ૭૭ | |
| ચુવાણ સરદાર ખાન ... ... | અલવા ... ... | ૫૦૦ | ૬૭ | |
| કાલુબાવા સરદારખાંન ... ... | વીરમ પુરા ... ... | ૫૦૦ | ૧૦૩ | |
| ગોરી ખુશાલબાવા અને ઉમેદ ... | નલીયા ... ... | ૨૫૦ | ૩૭ | |
| ચુવાણ સરદારખાન ... ... | અગર ... ... | ૩૫૦૦ | ૧૮૬ | |
| કાલુબાવા જેશીંગબાવા... ... | વોહોરા ... ... | ૨૫૦૦ | ૮૫૨ | |
| ચુવાણ કાલુબાવા ... ... | ધામશીયા ... ... | ૫૦૦ | ૧૩૩ | |
| ચુવાણ જીતાબાવા ... ... | શીમલીયા ... ... | ૨૦૦ | ૫૭ | |
| રાઠોડ ઊમેદબાવા ... ... | દુધપુર ... ... | ૩૦૦ | ૩૫ | |
| રાઠોડ રાવશીંધ ... ... | ઓરાગલા ... ... | ૧૦૦૦ | ૯૫ | |
| રાઠોડ જીતાબાવા ... ... | બીહોરા ... ... | ૨૦૦ | ૫૧ | |
| ચાવડા અભેશીંગ વિગેરે... ... | રામપરા ... ... | ૨૫૦ | ૧૪૨૨ | |
| પટેલ ન્હાના વિગેરે ... ... | ગરોલ ... ... | ૫૦ | ૩૦ | |
| ખાનઝાદા નતુખાન ... ... | પાંડુ ... ... | ૫૦૦૦ | ૪૫૦૧ | |
| રાવલ રાવશીંધજી ... ... | છાલીયાર ... ... | ૫૦૦૦ | ૩૪૦૧ | |
| બારીયા નાહારશીંધજી ... ... | શીહોર ... ... | ૧૨૦૦૦ | ૪૮૦૧ | |
| પટેલ રાએજી જાલમ વિગેરે ... | મેલવી ... ... | ૨૦૦૦ | ૧૫૦૧ | ગાયકવાડ સરકાર. |
| બારીયા જશાભાઈ વિગેરે ... | કનોરા ... ... | ૨૨૦૦ | ૧૬૦૧ | |
| રાણા ગુલાબશીંધ વિગેરે ... | ધોઇચા ... ... | ૧૮૦૦ | ૧૫૦૧ | |
| રાઠોડ રાયશીંધજી વિગેરે ... | ઈંટવાડ ... ... | ૧૨૦૦ | ૬૨૬ | |
| રાવલ નથુભાઈ વિગેરે... ... | ધરી...[ગીનું ... ... | ૧૫૦૦ | ૯૫૧ | |
| પગી ગરબડ વિગેરે ... ... | કાલોલું મોકાપ ... | ૨૦૦ | ૧૨૫ | |
| બારીયા જીતબાઇ વિગેરે ... | અમરાપોર ... ... | ૩૫૦ | ૨૦૧ | |
| (માલકીની તકરાર ચાલે છે) ... | લીટર ગોકડા... ... | ૬૦૦ | ૨૦૧ | |
| પગી રતન અલુ વિગેરે... ... | જેશર ... ... | ૩૦૦ | ૧૫૧ | |
| પગી હરીભાઈ વિગેરે ... ... | કલોલું કશલાનું ... | ૯૦ | ૬૫ | |
| બાઇ શુરજબા વિગેરે ... ... | કરનાલી મોટી ... | ૨૦૦ | ૧૦૧ | |
| રાવલ સુરશીંધ ... ... | રાજપોર ... ... | ૨૦૦ | ૫૧ | |
| બારીયા કુબેરશીંધ વિગેરે ... | કરનાલી માહાલ ... | ૨૫૦ | ૮૫ | |
| બારીયા બેચરભાઇ ... ... | જીમખા ... ... | ૨૦૦ | ૫૧ | |
| રાવલ ઉમેદભાઈ વિગેરે... ... | વખતાપુર ... ... | ૨૫૦ | ૧૫૧ | |
| બારીયા શાહેબશીંગ વિગેરે ... | નાહારા ... ... | ૧૨૫ | ૨૫ | |
| પગી જતું જેકરણ વિગેરે... ... | ગોતરડી ... ... | ૬૦૦ | ૪૨૫ | |
| જીબા વારધનાથ વિગેરે... ... | અનઘડ ... ... | ૧૯૦૦ | ૧૭૪૭ | |
| શરદારસીંધ અને ગણપતરાવ ... | રાયકા ... ... | ૧૫૦૦ | ૫૭૫¾ | |
| પટેલ મીકા પુજા વિગેરે ... | દોડડા ... ... | ૨૦૦૦ | ૧૧૦૪½ | |
| નાથખાંન નજરખાં ... ... | પાનતલાવડી ... ... | ૪૦૦૦ | ૨૦૦ | રાજપીપલાના રાજાને |

ટીપ—ઉપજ અને ખંડણીના રૂપીયા શીહાશાઈ સમજવા કંપની રૂ. ૧૦૦ તે શીહાશાઈ રૂ. ૧૧૪-૯-૭ બરાબર થાય છે.

## કરારો

ઑફીશીએટીંગ ફર્સ્ટ આસિસ્ટંટ પોલીટીકલ કમીશ્નર અને વડોદરાના રેસીડંટ એ. રીમીંગ્ટન તરફથી નીચે લખેલા સંસ્થાનીઓને તેમના તાબામાં આવેથી

લખેલો પત્ર તા. ૩જી એપ્રીલ સને ૧૮૪૦

માહારાવલ ગુમાનસીંગજી ઉદેપુરના<br>
,, પૃથિરાયજી દેવગઢબારીયાના<br>
મહારાજા ફતેહસીંગજી લુણાવાડાના<br>
રાણા ભવાનીસીંગજી, સોંથના<br>
ઠાકોર જાલમસીંગજી ભાદરવાના<br>
,, સરદારસીંગ વાંકાનેરના<br>
મહારાજા વેરીસાલજી રાજપીપલાના } ને

વડોદરાના રેસીડંટનું પત્ર તા. ૧૧મી માર્ચ સને ૧૮૪૦નું આવ્યું, તેમાં ફરમાવ્યા પ્રમાણે તમને હું લખી જણાવું છું કે તે સાહેબની જાણમાં આવ્યું છે કે રત્નાગીરી જીલ્લાની અંગ્રેજી રૈયતનો એક સખશ વડોદરામાં રહેતો હતો તે મરણ પામ્યો અને તેની પાછળ તેની સ્ત્રી ધર્મશાસ્ત્ર પ્રમાણે સતી થઈ હતી. પણ ગાયકવાડ સરકારે તેને અટકાવવાનો કંઇ બંદોબસ્ત કર્યો નહીં તેથી તે ખોટું છે એવું બતાવીને એક પત્ર પોલીટીકલ કમીશ્નર સાહેબે ગાયકવાડ સરકારને લખ્યો છે, તેમાં સૂચના કરી છે કે ખૂબ જોર કરીને અંગ્રેજ સરકારે પોતાના રાજ્યમાંથી એ દુષ્ટ ચાલ બંધ પાડયો છે તેથી ગાયકવાડ સરકારે પણ તેવો બંદોબસ્ત કરવો. તેના ઉત્તરમાં ગાયકવાડ સરકારે તે સાહેબને જણાવ્યું છે કે રેસીડંટ સાહેબના ફરમાવ્યા પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો છે, અને તે વાત મુંબાઈ સરકારને લખી જણાવ્યાથી સરકારે ખુશી થઇ જાહેર કર્યું છે કે સતીનો દુષ્ટ ચાલ બંધ કરવા જેવું બીજું સારૂં કૃત્ય કાંઈજ નથી. તે ઉપરથી મને જણાય છે કે તમારા રાજ્યમાં એ બાબત વિશે તેવોજ બંદોબસ્ત કરવાની તજવીજ કરવી એ સારૂં છે. અને એ બાબત જલદીથી નીકળી જાય એવી અંગ્રેજ સરકારની કાળજી છે માટે વિચાર કરી મહેરબાની કરી તમારે મારા ઉપર ઉત્તર વાળવો.

એ. રીમીંગ્ટન<br>
ઓફી. ફ. આ. પો. કમીશ્નર

---

મહારાવલ ગુમાનસીંગજી તરફથી ચૈત્ર વદ ૫ સંવત ૧૮૯૬નો રીમીંગ્ટન સાહેબને પત્ર

તા. ૩જી એપ્રીલ સને ૧૮૪૦ના પત્રનો મજકુર સતી બંધ કરવા બાબતનો લખી જણાવ્યા બાદ મહારાવળે આ પ્રમાણે લખી જણાવેલું:-સતી બંધ કરવા બાબત તમે લખેલું તે ઉપર ખુબ વિચાર કર્યા પછી તે પત્રમાં ફરમાવ્યા પ્રમાણે મારા રાજ્યમાં તે બંધ કરવાનો હુકમ હું જરૂર કરીશ—ઉદેપુર.

મ્હોર.

---

મહારાવલ પૃથીરાયજી, દેવગઢબારીયાના તરફથી ચૈત્ર વદ ૧૧ સંવત ૧૮૯૬

સતી બંધ કરવા વિશે આપનું પત્ર આવ્યું તે ઉપર ખુબ વિચાર કર્યો છે અને અમારા શહેર અને ગામોમાં તે બંધ કરવા બાબત હુકમ હું લખીશ.

મ્હોર.

---

મહારાણા ફતેહસીંગજી લુણાવાડાના તરફથી ચૈત્ર સુદ ૧૫ સંવત ૧૮૯૬

સતી કાઢી નાખવા બાબત આપનું લખેલું જાહેર થયું તે ઉપર વિચાર કરી, લોકોને ખબર પડવા માટે પરગણામાં હુકમ માફક ઢંઢેરા પીટાવ્યા છે અને તે બાબત વિશેષ યોગ્ય બંદોબસ્ત પણ કરવામાં આવશે.

મ્હોર.

---

રાણા ભવાનીસીંગજી, સેંથના તરફથી તા. ૧૨મી
મે સને ૧૮૪૦

સતી કાઢી નાખવાની બાબત ઉપર અમારૂં ધ્યાન પહોંચ્યાથી તે ઉપર સારી પેઠે વિચાર કર્યો છે ને હવે પછી સતી ન થવા દેવાનો બંદોબસ્ત કરીશું.

મ્હોર.

---

ઠાકોર જાલમસીંગ ભાદરવાના તરફથી
ચૈત્ર સુદ ૭. સંવત ૧૮૯૬

સતી બંધ કરવા બાબત સાહેબે અમારૂં ધ્યાન ખેચ્યું. તેથી સરકારની મરજી પ્રમાણે અમારા મુલકમાં તે બંધ કરવામાં આવશે.

જાલમસીંગ

---

ઠાકોર સરદારસીંગ વાંકાનેરના તરફથી
વૈશાખ સુદ ૭ સંવત ૧૮૯૬

સતી બંધ કરવા વિશેનો મજકુર લખી જણાવ્યો છે તે ઉપર અમે સારો વિચાર કર્યો છે અને અમારા રાજ્યમાં એ ચાલ બંધ કરાવીશું અને તે બાબત વિશેષ યોગ્ય બંદોબસ્ત પણ કરવામાં આવશે.

સરદારસીંગ

---

મહારાણા વેરીસાલજી રાજપીપલાની, તરફથી
વૈશાખ સુદ ૮ સંવત ૧૮૯૬

તમારા પત્રનો મજકુર જે, સતી બંધ કરવા બાબતનો છે. તે જાણી મને બહુ ખુશી ઉત્પન્ન થઈ છે. અને અમારા રાજ્યના ગામોમાં તે બંધ કરવા બાબત ઘટીત બંદોબસ્ત કરવામાં આવશે.

મ્હોર.

---

શ્રી માલસાકાંત.

આનંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરે રાજગઢના રાણા કુંવર પ્રતાપસીંગને આપેલો પરવાનો

સલામબાદ—તમારા બાપ રાજગઢના રાણા રામસીંગ બરોબર સારી રીતે ચાલતા નથી તેથી ઘણા ફીસાદ થાય છે. અને તમોને ગાદી જવાની દહેશત રહે છે. તે ઉપર વિચાર કરી સરકારની નજરમાં એમ આવે છે કે રાજ્યકારભાર કરવાને ગાદીએ બેસાડી, તમને એકલાને રાજ્ય સોંપવું. એવું નક્કી થવા ઉપરથી આ પરવાનો તમને આપવામાં આવ્યો છે. તમારા બાપ રામસીંગ ખરાબ ચાલના માણસ છે અને ખરાબ લોકોની સલાહ પ્રમાણે ચાલી રાજ્યનું ઉંધું વાળવા બેઠા છે. માટે તમોને અમલ કરવાનો કારભાર આપેલો છે. તોપણ તમારે તમારા પિતા રામસીંગને નામે બધું કામકાજ કરવું અને ખતપત્રો ઉપર સહી સિક્કો કરવો. તમારે બધું કામ કરસનદાસ બક્ષીની મારફત લેવું અને તેને પૂછ્યા વિના કોઈ પણ સરકારી કામ તમારે કરવું નહી. તેમ વળી તમારે એવો વહીવટ કરવો કે રૈયત ઉપર કંઈ જુલમ અને દુઃખ પડે નહી. અને સરકારના હુકમમાં રહેવું તથા ચાલુ કરાર પ્રમાણે સરકારના હક્ક દાવા હોય તે આપ્યા જવા.

તમારા રાજ્યનું મહારાજ નારાયણનું દેવું નીકળતું હોય તે તમારે પતાવવું.

મોઈદીન જમાદાર રાજ્યનું કલ્યાણ ઈચ્છનાર છે. માટે તમારા રાજ્યની નોકરીમાં તેના ઉપર તેવોજ ભાવ રાખવો અને સંરક્ષણ કરવું.

તમારા બાપને માટે ખર્ચનો તમે બંદોબસ્ત કરશો અને મોટાં ફીતુર ન થાય એવા ઉપાય લઈ અટકાવ કરશો.

ઉપર બતાવ્યા પ્રમાણે તમારે ચાલ્યા કરવું. રાજ્ય કારભારમાં કસુર કરવાથી તમારૂં સારૂં થનાર નથી એ ઉપર વિચાર કરી સરકારના લખવા પ્રમાણે ચાલવું જેથી સરકાર તરફથી તમને કંઈ ખોટી હરકત નડશે નહીં. અને પોતાના તરફથી ન્યાયપક્ષને

અનુસરી સરકારે નામદાર કંપનીના તરફથી મી. કર્નાકને જામીન ઠરાવ્યા છે.

માગસર વદ ૮ સંવત ૧૮૬૬, ૨૨મી મોહોરમ હીજરી એટલે તા. ૨૭મી ફેબ્રુઆરી સને ૧૮૧૬.

આ ગોઠવણ પ્રમાણે અંગ્રેજ સરકારે જામીન થવાની કબુલત આપી હતી પણ રામસીંગના પડવાથી સનંદ ઉપર અંગ્રેજ સરકારની સહી થઈ નથી.

---

રાજપીપલાના મહારાણા વેરીસાલજી તથા નામદાર કંપની તરફથી વડોદરાના રેસીડેન્ટ જેમ્સ વિલીઅમ્સ વચ્ચે થયલો બંદોબસ્ત

| રાજાની મ્હોર. |
|---|

મ્હારી અરજ છે જે,

ગાયકવાડ સરકાર પાસેથી મ્હારૂં રાજ્ય મ્હારે સ્વાધીન થયું છે. પણ મ્હારી ખાત્રી છે કે અંગ્રેજ સરકારની મદદ વિના રાજ્યનો બંદોબસ્ત મ્હારાથી થનાર નથી તે માટે હું ને મ્હારા પિતા બન્ને જણ રાજી ખુશીથી નામદાર કુંપનીની સલાહ પ્રમાણે મારા દેશના બંદોબસ્તમાં દરેક બાબત પ્રમાણે ચાલવાને રાજી છીએ.

સંવત ૧૮૭૮ આસો સુદ ૧૫ ૧૧મી અકટોબર ૧૮૨૧

(સહી) રાજાની

---

રાજપીપલાના રાજા મહારાણા વેરીસાલજીએ સરકારને ખત લખી આપ્યું મુ. નાંદોદ ફાગણ સુદ દશમ સંવત ૧૮૭૯, તા. ૨૦ ફેબ્રુઆરી સને ૧૮૨૩.

મતલબ

અમારી રાજી ખુશીથી અમે ગાયકવાડ સરકારને વડોદરા મુકામે વરસો વરસ જમાબંદી તથા ઘાસ દાણાના વર્ષ ૧) ના રૂા. ૬૫૦૦૧) અંકે પાંસેઠ હજારને એક ભરવાના કબુલ કરેલા છે.

રૂંઢના થાણાના ત્રણ ગામો—૧, રૂંઢ, ૨, જેહુર ૩, કોટરા તથા જકાત (નાંકાની) તથા પાંચ દુમાળાના ગામો, વરકાવી, પોઈચા વાંસણા, અર્ધોભાગ કોકલપોર અને ભાલોદની પાસેનું કુંડ, તથા ગાયકવાડ સરકાર તરફથી જે વર્ષો વર્ષ સીરપાવ અમને મલતો હતો તે અને કસબો ભરણ—એ સઘળું જતાં બાકીના રૂા. ૬૫૦૦૧ પાંસઠ હજાર એક નક્કી ઠરયા છે. તે આપવાના હપ્તા પોષ, ફાગણ, ચૈત્ર, તથા વૈશાખના ઠરયા છે. આ પ્રમાણે વંશપરંપરા કંપની સરકારના મધ્યસ્થે એ રૂા. અમારે ભર્યાં જવા. અને તેમાં ફેર પડશે નહી. ઉપર કહેલા તાલુકા બાબત જે ખરી ખોટી તકરાર નીકળે તે નામદાર કંપનીના વિચાર પર રાખવી અને તેઓ ફેંસલો કરશે તેથી અમે નારાજ થઈશું નહી. અને આ લખતથી કોઈ દહાડો ફરનાર નથી. આ અમે લખી આપ્યું સહી છે.

---

રાજપીપલાના રાજા વેરીસાલજીએ રાણી સુરજ કુંવરબાને આયદાનો લેખ કરી આપેલો તે. મુકામ નાંદોદ ફાગણ શુદ ૧૦ સં. ૧૮૭૯, તા. ૨૦ ફેબ્રુઆરી સને ૧૮૨૩

સુરજકુંવરબાને મહારાણા વેરીસાલજી રાજપીપલાના રાજાએ આ લખી આપ્યું છે. પ્રખ્યાત ગાયકવાડ મહારાજ અને નામદાર બ્રીટીશ સરકારે ન્યાય કરી અમારૂં રાજ્ય, ઠરાવી આપ્યું છે અને તેઓની કૃપાથી અમોને સઘળી ઈજ્જત આવી છે માટે તમારા ઉપર, પ્રતાપશીંગ ઉપર અને તમારાં માણસો તુણસો ઉપર અમે મહીને દહાડે સાતશેં, રૂા. ની બક્ષીસ આપવાનું કર્યું છે એટલે વરશના રૂ. ૮૪૦૦) અંકે આઠ હજાર ચારસો. તેની વીગતઃ તમારા ખાનગી ખરચના મહીને રૂા. ૨૦૦) અંકે બશેં એટલે વરશે રૂા. ૨૪૦૦) અંકે ચોવીશે. તથા પરગણે કંડાલમાંનું વલીગામ અને રતનપોર પરગણામાં સાલીગામ આપ્યાં છે. તે ગામોનું જે ઉપજે તે તમારૂં છે. અને ગામો પણ તમને સ્વાધીન કર્યાં છે, અને આ મહીનાનો આયદો તથા ગામોની ઉપજ તમારી હયાતિ સુધીનાં

છે, અને પ્રતાપશીંગ વગેરેને મહીને મહીને વખતસર રૂ. ૫૦૦) પાંચસે મળ્યા જશે. એ પ્રમાણે વરસના રૂ. ૬૦૦૦) ૭ હજાર થાય છે. તમારી જોડે કબુલત થઈ છે તે પ્રમાણે અથવા વરસ એકના રૂ. આઠ હજાર ચારસો થાય તે તમને આપ્યા જઈશું અને તમારે પણ અમને લખી આપ્યા પ્રમાણે ચાલ્યા કરવું. આમાં કાંઈ ફેરફાર પડનાર નથી. આ અમે લખ્યું સહી છે.

---

મહારાણા વેરીસાલજીને રાણી સુરજકુંવર લખી આપે છે કે ગાયકવાડ સરકાર તથા અંગ્રેજ સરકાર તરફથી મિ. વીલીયમ્સે વચ્ચે પડી અમારે માટે તથા પ્રતાપશીંગ તથા અમારાં હાથ તળેનાં માણસો માટે આયદો કર્યો છે તે લેવાને હું રાજી છું. અને એ લઈ સંતોષ થયો છે, તથા સદરહુ ગાદી ઉપર અથવા તેના રાજ્ય ઉપર અમારો બીજો કાંઈ દરદાવો કરીશું નહી. એ અમારૂં લખ્યું છે. અને સહી કરી છે.

---

તા. ૨૬ મી નુવેમ્બર સને ૧૮૨૩ ને રોજ મહારાણા વેરીસાલજીએ લખી આપેલો કરાર

અમારા રાજ્યની ગાદી બાબત આગલી તકરાર ચાલતી હતી તેમાં શ્રીમંત ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તથા નામદાર કંપની અંગ્રેજ બહાદુરે તે બાબતના હક્કની તપાસ કરી અમારો દાવો વ્યાજબી ઠરાવ્યો તે મંજુર કરી, અમને ગાદી અપાવી છે તે ઉપરથી હું મારી અક્કલ હુશીયારી અને રાજીખુશીથી મારી સારી વર્તણુક બાબત નીચેની સરતના કરાર લખી આપું છું :—

કલમ ૧

સદરહુ ગાદીને ગાયકવાડ સરકાર તથા બીજાઓનું કરજ છે તે એઓ મારાથી ઉચકાય એમ નથી તે સરકારને માલુમ છે. પણ નામદાર કંપની તરફથી ગાયકવાડ સરકારનું દેવું આપવાની ગોઠવણ કરવાનું વડોદરાના રેસીડેન્ટ સાહેબ ઠરાવશે તે પ્રમાણે માસલાને અમે કબુલ છીએ.

રાજ્યની આવકમાંથી કેટલો ખર્ચ રાખવો તે રેસીડેન્ટની સલાહથી હર કોઈ વખતે નક્કી થશે અને તે બાબતનો હુકમ મળશે તે પ્રમાણે અમે ચાલીશું. એમાં કાંઈ ફેર પડનાર નથી.

કલમ ૨

ગાયકવાડ સરકારને જમાબંદી અને ઘાસ દાણા પેટે વર્ષો વર્ષ આપવાનું છે, તે બાબત જુદું ખત લખાવ્યું છે, તે પ્રમાણે હું આપ્યે જઇશ. કોઈ એકાદા વર્ષમાં આસમાની સુલતાની, કજા રજા આવે ત્યારે સરકાર, દેશ રીવાજ પ્રમાણે મહેરબાની કરી તે વર્ષની પેશકશી મુકી દે.

કલમ ૩

મારા રક્ષણને વાસ્તે કમ્પની સરકારે રાજ્યમાં એક લશ્કરની ટુકડી રાખી છે, તેના ખરચને વાસ્તે સરકાર જેવી રીતે મને ફરમાવશે તે પ્રમાણે હું કરીશ.

કલમ ૪

ઉપલા પ્રગણાના ભીલો અને મેવાસી લોકો નર્મદા નદીની ઉત્તર અને દક્ષિણમાં જે ગાયકવાડી પ્રગણાં છે, તેમાં તથા ઑનરેબલ કંપનીના ખાસ પ્રગણામાં અને, તેના તાબાના પ્રગણામાં કંઈ હુલ્લડ કરે નહી તેનો હું બંદોબસ્ત રાખીશ. તે ભાગના સુધારાને વાસ્તે દરેક પ્રગણામાંથી ભુમિ રક્ષણને માટે લેવામાં આવે છે. અને કદી કોઈ પ્રગણું રહી ગયું હશે તો તેમાંથી ભુમિ રક્ષણ લેવાશે, અને તેનો બંદોબસ્ત રાખવામાં આવશે. જો કાંઈ તોફાન કે હુલ્લડ થાય અને તે તોફાન કરનાર મારી રૈયતમાંનો હશે તો તેને વાસ્તે હું જવાબ દઈશ.

કલમ ૫

સરકારના અને બ્હારવટીઆ ગુન્હેગાર કે મેવાસી લોકો સુલેહનો ભંગ કરનાર હશે તેમને હું મારા પ્રગણામાં રાખીશ નહી અથવા કોઇને રાખવા દેઇશ નહીં.

કલમ ૬

કોઈ ઉપર હલ્લો કરીશ નહીં, મારી, અને કોઇ

તાલુકદારની વચ્ચે કજીઓ થાશે તો તે હું કંપની સરકારને જણાવીશ. તે વિશે જે હુકમ તે કરશે તે માનીશ.

### કલમ ૭

મારા તાલુકાની હદમાંથી જતા આવતા મુસાફરોને કોઈ હરકત કરશે નહીં અને એના બંદોબસ્તને માટે હું બનતી તપાસ કરીશ.

### કલમ ૮

ઉપલા પ્રગણામાં રજપુત અને ગરાસીઆ લોકો રહે છે. ભરૂચ અને સુરત જીલ્લામાં જ્યાં કંપનીનું રાજ્ય છે, ત્યાં તેઓનો ગરાસ છે. એને વાસ્તે રેસીડન્ટના આસીસ્ટન્ટ મી. વીલોબીએ તેઓ પાસેથી લેખ લખાવી લીધા હતા. તેના ઠરાવ પ્રમાણે હું તેમની પાસે પળાવીશ.

### કલમ ૯

કંપની સરકારના હુકમ પ્રમાણે મારા રાજ્યની હદમાં વેપારી અથવા રાહદારીઓને સરકારના હુકમ અને શિક્કા સિવાય બીજી કોઇ રીતે સંતાડીને છાનું અફીણ લઇ જવા દેવામાં આવશે નહીં. મારા તાલુકામાં એ બાબત ઘણો સારો બંદોબસ્ત રાખીશ એવું છુપું કંઈ અફીણ મોકલાવેલું જણાશે તો તે અમે જપ્ત કરીશું, અને સરકારને જાહેર કરીશું, અને તે બાબત જે કંઈ અફીણની ગોઠવણ કરવાને સરકાર લખશે તે પ્રમાણે અમે ચાલશું.

ઉપર લખેલી નવ કલમોમાં કહ્યા પ્રમાણે વંશપરંપરા અમે ચાલીશું. અને એ બાબત કંઈ વાંધો પડશે તો, અમે તેનો જવાબ દઈશું. ઉપર લખેલી કલમો પ્રમાણે મારે ચાલવું એ બાબતની જામીનીમાં મારો તાલુકો છે એ લખ્યું સહી.

રાજાની મ્હોર
અને સહી.

---

સંવત ૧૯૦૦ કારતક વદ ૧ વાર શની તા૦ ૨૮ નવેમ્બર સને ૧૮૫૨ ને રોજ મહારાણા શ્રી વેરીસાલજી, રાજપીપલાના રાજાએ શ્રીમંત ગાયકવાડ મહારાજને કરી, આપેલો દસ્તાવેજ.

મ્હોર

**સલામબાદ**—ફેઢ પ્રગણાના જે ગામોમાં મ્હારો અડધો ભાગ છે, તેથી કરીને રૈયતનાં અને બીજાં કારણોથી વારંવાર મોટી તકરારો ઉઠે છે તે બંધ કરવાના વિચારથી અમારા કામદાર ધનેશ્વર વિશ્વનાથની માર્ફત સરકારને અરજ કરી કે મહારાજની સદરહુ પ્રગણાનાં કેટલાંએક ગામમાં અડધી હકુમત છે અને બીજાંઓમાં આખી છે, તેનો તથા નાંદોદ અને બીજી જગ્યામાં નાકાં ઉઘરાવવાનાં છે તેનો બધો વહિવટ, અખતીઆર સાથે મને આપવો, અને તેને પેટે સરકારમાં જે મહારાજ રકમ ઠરાવશે તેટલી અમો વર્ષો વર્ષ ભરીએ, તથા કરનાળીમાં મ્હારો ફોજદારી હકુમતનો હક છે તે હું તમને આપી દઉં અને તેમાંના અમારા અડધા હિસ્સાની રકમ શ્રીમંત મહારાજે ઠરાવવી. અને તે રકમ જે ગામ હાલ સરકારના તાબામાં છે અને તેને માટે મારી પાસેથી જે આંકડો સરકાર ઠરાવે તે તેમાંથી બાદ કરવી. અને બાકીનો આંકડો વર્ષો વર્ષ મારે સરકારમાં ભરવો. આ અમારી અરજ મેહેરબાની કરી સરકારે કબુલ રાખી, તે ઉપરથી આ કોલ લખી આપું છઉં. તેની સરતો નીચે પ્રમાણે:—

### કલમ ૧.

કરનાલી ગામમાં ફોજદારી ઈન્સાફની બાબતમાંનો અમારા અડધા ભાગના અખતીઆરનો બધો વહિવટ સરકારના વહિવટમાં આપી દીધો છે માટે તે ગામની હકુમતમાં અમારો કંઈ પણ હક રહ્યો નથી. પણ મારા અડધા ભાગની ઉપજ પેટે વર્ષો વર્ષ અમારે અમુક રકમ લેવાની છે, તે રકમ, કંપ

વર્ષની ઉપજની સરાસરી ગણી રૂ. ૫૭૫-૮-૦ કરી છે. રૂંઢ પ્રગણું સરકારે મને આપેલું છે; તેના ગામોની ઉપજનો આંકડો મુકરર થયો છે તેમાંથી એ કાપી લેવામાં આવશે, અને તેની વિગત નીચલી કલમમાં જણાવી છે. તથા બાકી જે રહેશે તે વર્ષો વર્ષ સરકારમાં ભરવામાં આવશે.

### કલમ ૨

રૂંઢ પ્રગણાંના જે ગામો ઊપર સરકારનો અડધો અને બીજાં ઉપર આખો અખતીઆર ચાલતો હતો, અને જે મહારાજે ફોજદારી હકુમત સહીત મારા વહિવટમાં સોંપેલ છે, તે તથા નાકાંની ઉપજ સાથે તેની યાદી.

૧ રૂંઢ, ૨ મોજે કોટરા, ૩ જેયોર, ૪ ભરણ. જે ગામો ઊપર ગાયકવાડ સરકારની અડધી હકુમત છે તે.

૧ મોજે પોઈચા, ૨ વાસણા ન્હાના, ૩ રૂંઢ પ્રગણે ભાલોદ, ૪ કાકલપોર.

#### નાકાં

૧ પ્રગણે નાંદોદ, ૨ પ્રગણે ભાલોદ, ૩ પ્રગણે પાણેથા, ૪ પ્રગણે ગોવાલી ૫ કોટરાના ગામમાં લાકડાના નાકાની ઉપજ.

#### દારૂનાં પીઠાં

૧ થાણા રૂંઢ, ૨ મોજે કોટરા.

ઉપર લખેલાં ગામો, નાકાં, તથા પીઠાંઓ આખી હકુમત સહીત સરકારે અમારે હસ્તક મૂક્યાં છે. દશ વર્ષની સરાસરી લઈને દિવાની ફોજદારી ઉપજ ગણતાં તેની વર્ષ દિવસની ઉપજ રૂ. ૧૪૧૮૭ સુધીની થવા જાય છે; એમાંથી પ્હેલી કલમમાં જણાવ્યા પ્રમાણે કરનાળીના અડધા ભાગની ઉપજ વર્ષની ૫૭૫-૮-૦ બાદ જવાની છે. તે બાદ કરતાં બાકી રૂ. ૧૩૬૧૧-૮-૦ બાકી રહે છે. એમાંથી પણ શ્રીમંત મહારાજે રૂ. ૨૬૦-૮-૦ની મહેરબાનીથી છુટ મુકી છે તેથી છેવટે બાકી રૂ. ૧૩૩૫૧ ની રહી તે કંઈ વાંધો લીધા સિવાય અથવા અસ્માની સુલતાની કે કરેકજાનું બ્હાનું કહાડી છુટ મુકાવાનો દાવો ન કરતાં વર્ષો વર્ષ એકી રકમે મહા શુદ ૧૫ ને દિવસે આપીશું. એ રકમ બરોબર ભરવાની ખાત્રી કરી આપવા માટે નામદાર અંગ્રેજ સરકારની બાંહેધરી મેં મેળવી છે. સદરહુ ગામોનો વહિવટ જેમ આજસુધી સરકાર ચલાવતા હતા તેમ હું ચલાવીશ, રૈયતને ભારે પડે એવા કરો બેસાડીશું નહીં. ઊપર ઠરાવેલી રકમમાં હકદાર વીગેરે લોકોની રકમો ગણેલી છે, તેઓના હક સરકારે આપવા. સદરહુ ગામો સરકાર તરફથી મારા કબજામાં આવે ત્યારે, સરકારના ગામોમાંથી જણાવવા માટે સીમાડાના ખુટા ઠોકી આપવા કે પાછળથી જમીન બાબત કંઈ તકરાર પડે નહીં, તથા ખુંટ મારયા પ્રમાણે વહિવટ કરવો સહેલો પડે.

### કલમ ૩

રૈયતના માણસોની જમીનના ગરાસ બાબત માંહોમાંહેની ઘણી તકરાર છે તેનો બંદોબસ્ત કરવા માટે સરકારે કોઈ ભરોસાદાર માણસને મોકલવો, અને તે મારી તરફના માણસ સાથે રહીને બન્ને બાજુના દસ્તાવેજી પુરાવા તપાસી તથા પાછલા વહિવટ ઉપર નજર રાખી ઘટતો ઠરાવ કરશે અને એક વખત નિશાનીઓ થઈ એટલે વધારે વાંધો રહેશે નહીં.

### કલમ ૪.

સરકારના ગુન્હેગારોને અમારા રાજ્યમાં કંઈ સંરક્ષણ આપવામાં આવશે નહીં, જો જમીન અથવા બીજી કાંઈ તકરાર ઉઠે તો તેનો નિર્ણય ચાલુ વહિવટ અને સરતો જોઈ થશે અને વાજબી કારણ સિવાય કંઈ તકરાર સાંભળવામાં આવશે નહીં.

### કલમ ૫.

નાકાં આગળ થઈને જે ઘણા ખરા મોટા રસ્તા જાય છે તે હાલ પણ, એ નાકાં અમને આપ્યાં છે માટે જારી રાખવા. સદરહુ નાકે થઈને સરકારના મુલકમાં જે માલ આવજા કરે તે રસ્તા બંધ કરવાના ઈરાદાથી મારા રાજ્યમાં હું નવા રસ્તા કરીશ

નહી, અને તેમ કરવાથી સરકારને નુકસાન થાય તો તે મારે શીર છે.

ઉપર લખ્યું સહી.

સંવત ૧૯૦૯ કારતગ વદ ૧૦ વાર શની

રાજાના અક્ષર.

ઉપર લખ્યા પ્રમાણે મ્હારી સહી છે.


મ્હોર

## રેસીડન્ટનો શેરો.

રાજપીપલાના રાજાએ ઉપલો કરાર ગાયકવાડ સરકારને કરી આપ્યો છે તેની. કલમ ૨ જી પ્રમાણે એ રાજા ગાયકવાડને રૂ. ૧૩૩૫૧ આપવાના કબુલ કરે છે. એ ઉપલી ગોઠવણને બાંહેધરી આપવા બાબત મુંબાઈ સરકાર તરફથી કાગળ નંબર ૫૦૦૬ તારીખ ૧૨ મી નવેમ્બર સન ૧૮૫૨ નો આવ્યો છે. ઊપર લખેલા રૂ. ૧૩૩૫૧ વિશેની નામદાર કંપનીની બાહેધરી આથી આપવામાં આવી છે.

(સહી) જે. એમ ડેવિસ.

વડોદરા તા. ૨ જી ડીસેમ્બર સન ૧૮૫૨

---

# રાજનીતિના સિદ્ધાંતો

[પુ. ૯ પૃષ્ઠ ૭ થી ચાલુ]

પોતાની સત્તા સ્થાયી રહે એટલા માટે પ્રજાની જરૂરીઆતોના સ્વરૂપવાળી ઇચ્છાને સરકાર માન્ય રાખે છે. અર્થાત્ સ્ટેટના માનસનું આલંબન, લોકોની જરૂરીઆતો છે. અને જો સ્ટેટ અને પ્રજા એ બન્ને વચ્ચે એકતા હોય તો સરકાર, લોકોની ઈચ્છાઓને સ્ટેટ દ્વારા માન્ય રાખે છે. પ્રજા અને સરકાર વચ્ચેના, આ જાતના સંબંધમાં જેમ મતભેદ ઓછા, તેમ પ્રજાની જરૂરીઆતો વધુ પ્રમાણમાં સંતોષાય છે. ડેમોક્રસી તંત્રમાં મુશ્કેલીઓ આવે છે તે કબૂલ કરતાં છતાં એના સિવાય બીજી કોઈ પણ રાજ્ય પદ્ધતિ એવી નથી કે જે, વ્યક્તિગત માગણીઓને સંતોષ આપવાનો દાવો કરી શકે. સિવાય કે કોઈ રાજ્ય પદ્ધતિ એવા સિદ્ધાંત ઉપર રચાયેલી હોય કે જે "અમને અમારી ઇચ્છાઓ સંતોષવાનો હક છે" એવી લોકમાન્યતાનો સ્વીકાર કરતી હોય. પ્રજાની શું ઇચ્છા છે એની સ્ટેટને સતત અસર રહ્યા કરે તે માટે તો એકજ માર્ગ છે. અને તે એ કે સ્ટેટનું બંધારણ એવું હોવું જોઇએ કે જેથી સરકાર, પ્રજાની ઇચ્છાઓ તરફ બેદરકાર રહી શકે જ નહીં.

વાણી સ્વાતંત્ર્ય તેમજ સભા કરી ભેળા મળવાની છૂટ, એ વિષે અત્રે થોડુંક કહેવાની જરૂર છે. લોકોને, અમુક વિષયો ઉપર, પોતાના વિચારો છૂટથી દર્શાવવાનો અને કાંઈ ચોક્કસ સામાન્ય હેતુઓ–જે હેતુઓ પરત્વે બધા લોકો એક મત થયા હોય તે હેતુ–પાર પાડવા માટે છૂટથી પ્રયત્ન કરવાનો હક હોવો જોઇએ. પ્રજાકીય દૃષ્ટિએ આ હકો ખાસ અગત્યના છે. એટલે જો, તે હકોનો અસ્વીકાર કરવામાં આવે અથવા તો તેના ભોગવટા ઉપર કોઈ પણ પ્રકારનો અંકુશ મૂકવામાં આવે, તો તેનો અર્થ એ થાય કે અનુભવમાંથી જે પરિણામો ઉદ્ભવ્યાં છે

તેને સ્ટેટ અમાન્ય રાખે છે, પોતાને પ્રતિકુળ તથા અનિચ્છનીય મતોને દાબી દેવા ઇચ્છે છે, તથા અમુક હેતુ–જે સ્ટેટને અણગમતા હોય તે–સાધવા માટે લોકો સભામાં ભેળા મળે તેની અટકાયત કરે છે. દરેક જણ પોતાનું વ્યક્તિત્વ–સિદ્ધ કરવા, પોતાના અનુભવના પરિણામે રચાયેલાં મંતવ્યોને વળગી રહેવાનો હક ધરાવે છે. એટલે ખરું જોતાં સ્ટેટ, જે કાયદાઓને અમલમાં મૂકવા માગતું હોય, તે કાયદાની વિરૂદ્ધના વિચારો અથવા તે કાયદા કરતાં જૂદા વિચારો સહન કરવાની સ્ટેટની શક્તિથી, તેની સ્થિતિનું ખરૂં માપ નીકળે છે. આ સિવાય બીજી કોઈ પણ રીતે સ્ટેટની શક્તિનું માપ નીકળી શકે નહીં. વિરોધક વિચારો દાબી દેવાનો સ્ટેટ પ્રયત્ન કરે, તો તેનો અર્થ એવો થાય કે પ્રજાની ઇચ્છાને સંતોષવા માટે સ્ટેટ તૈયાર નથી. આમ લોકોના અનુભવનો લાભ લેવાને બદલે તેના ઉપર અંકુશ મૂકવો તેનો બીજો અર્થ એવો પણ થાય કે લોકોના અમુક જ વર્ગને લાભ મળે એવી નીતિ સ્ટેટ અખત્યાર કરવા ઇચ્છે છે.

છતાં પણ એમ તો ન જ કહી શકાય કે વાણી સ્વાતંત્ર્ય અને સભા સ્વાતંત્ર્યના હકો, અમર્યાદિત હોવા જોઈએ. સ્ટેટનું મુખ્ય કાર્ય વ્યવસ્થા જાળવવાનું છે. અને તેથી આખા સ્ટેટમાં શાંતિ રહે એ જોવાની તેની ફરજ છે. અર્થાત્ સ્ટેટને એમ કહેવાનો હક છે, કે જે વાણી સ્વાતંત્ર્યથી તાત્કાલિક અવ્યવસ્થા ઉત્પન્ન થાય, તે વાણી શિક્ષાને પાત્ર છે. તેમ કોઈ મંડળની કાર્યનીતિ એવી હોય કે જેને અંગે સ્ટેટની સુલેહ શાંતિમાં ભંગ થાય, તો તે મંડળના સભ્યો પણ શિક્ષાને પાત્ર ગણાય. પણ આ બ્હાના નીચે કોઈ પણ પુસ્તકના અથવા ચોપાનીયાના પ્રકાશન ઉપર સ્ટેટ અંકુશ મૂકી શકે નહીં. પણ કોઈ ભાષણકર્તાને તે જરૂર શિક્ષા કરી શકે. દાખલા તરીકે કોઈ માણસ ટ્રફાલ્ગર સ્કૉરમાં માણસોના ટોળાને પાર્લામેંટ ઉપર હલ્લો લઈ જવાને ઉશ્કેરતો હોય, તો તેને સ્ટેટ અવશ્ય શિક્ષા કરવી જોઇએ. પરંતુ ટોલ્સ્ટોય મતવાદીઓના સમૂહને સ્ટેટ દબાવી ન શકે. કારણ કે એ સમૂહની નીતિ તેમજ સિદ્ધાંતો મારફાડની વિરૂદ્ધ છે. અલ્સ્ટરના વૉલંટીયરોના જેવી સભા—સંસ્થાને દાબી દેવાનો સ્ટેટનો અધિકાર છે. કારણ કે આ વૉલંટીયરોની નીતિ એકત્ર મળી બળપૂર્વક સ્ટેટના કાયદાની સામે થવાની છે. મતલબ કે સમગ્ર સમાજની શાંતિ, જેટલે અંશે, અમુક પ્રકારની કાર્ય નીતિથી જોખમાય તેટલે અંશે સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકાવો જોઈએ. અને જ્યાં આવી જાતની જરૂરીઆત ઉભી ન થઈ હોય ત્યાં, જો સ્ટેટ નાહકની ડખલગીરી કરે તો તે પ્રજાના અમુક પ્રકારના હકોની અવગણના કરે છે, એમ સમજાય.

કેટલાક હકો એવા છે કે જે વ્યક્તિગત હિતોના સંરક્ષણ માટે જરૂરના છે. આવા પ્રકારના હકો તરફ દુર્લક્ષ ન રાખવું જોઇએ. માણસને જે ધર્મ પાળવો હોય તે પાળવાની એને છૂટ હોવી જોઇએ. અને જ્યાં સુધી તેની ધાર્મિક નીતિ–રીતિને અંગે જાહેર સુલેહ શાંતિમાં ખલેલ ન પહોંચતી હોય ત્યાં સુધી સ્ટેટને વચમાં આવવાનો કાંઈ હક નથી. આજ પ્રમાણે દરેક મનુષ્ય ન્યાયનું રક્ષણ પણ મેળવવાને પાત્ર છે, આમ છતાં કેટલીક વખત સ્ટેટને એમ કરવાની ફરજ પડે છે કે જ્યારે વ્યક્તિને લાગે કે તેના નાગરિકપણાના હકનો સ્વીકાર થતો નથી, કોઈ પણ પ્રકારના ભયનું ઉપસ્થિત થવું, એને લાગે કે ગુન્હાની વ્યાખ્યા બરાબર થઈ નથી ત્યારે, વારન્ટ વગર કોઈના મકાનની જડતી લેવી અને કોર્ટના ભારે ખર્ચને લીધે ગરીબો કોર્ટનો આશ્રય ન લઈ શકતા હોય ત્યારે—આ બધા દાખલાઓ એવા છે કે જેમાં વ્યક્તિને લાગ્યા કરે કે તેના શહેરીપણાના હકને માન્ય રાખવામાં નથી આવતો. પરંતુ સ્ટેટને માટે તે અનિવાર્ય છે.

વ્યક્તિગત હિતની બાબતમાં એક વાત ઉપર અંકુશ રાખવાની આવશ્યકતા છે. અને તે વાણી સ્વાતંત્ર્યની બાબત. મને મારા પાડોશીની નીંદા કરવાનો હક નથી. સિવાય કે જો હું એમ સાબીત કરી શકું કે મારા પાડોશી ઉપર જે આક્ષેપ હું કરૂં

છું. તે સાચો છે અને જો તે જાહેરમાં લાવવામાં આવે તો સર્વ કોઈને હિતકારક થાય એમ છે.

દરેક શહેરી પ્રત્યે અમુક પ્રકારનું વર્તન સ્ટેટ રાખશે એવી ખાત્રી માટે આવા હકોની જરૂર છે. આ હકો સિવાય, મનુષ્ય સ્વતંત્ર રીતે રહી શકે નહીં. આ હકોના અભાવે દરેક માણસને એમ લાગ્યા કરે કે એટલે અંશે તેને પોતાનું વ્યક્તિત્વ દર્શાવવામાં અંકુશ મૂકવામાં આવે છે. પણ જો આ હકો સામાન્ય પ્રકારના ન હોય તો, બીજાના જેવું, પોતાની સાથે પણ સ્ટેટ વર્તન રાખે એવી આશા એ ન જ રાખે. કોઈ પણ સમાજમાં જે માણસો આ હકો ભોગવતા હોય, તેવાઓની સંખ્યા મર્યાદિત હોય—પછી મર્યાદાની રેખા ગમે ત્યાં હોય છતાં—તો એમ માલુમ પડી આવશે કે આવી જાતની મર્યાદાનું પરિણામ એ આવે કે સ્ટેટની નીતિના જે લાભો અમુક વર્ગ મેળવતો હોય તે વર્ગ જ આવા હકો ભોગવી શકે. હકોના ભોગવટાની આ વિચારણામાં જે સિદ્ધાંત છે તે એ છે કે દરેક શહેરી બીજા શહેરીની સરખામણીમાં પોતાની ઈચ્છાઓને સફળ બનાવવાનો સમાન હક ધરાવે છે, પણ કાયદાઓની અમુક પ્રકારની પદ્ધતિ, લાભાલાભની દૃષ્ટિએ શહેરીઓ વચ્ચે ભેદભાવ ઉત્પન્ન કરે તો, તેનું પરિણામ એ આવે કે સ્ટેટ જે હેતુ માટે હયાતિ ધરાવે છે, તે જ હેતુ ઉપર તે આક્રમણ કરે છે. પણ જો સ્ટેટ એમ સાબીત કરે કે કાયદાનો આવો ભેદભાવ રાખવાથી, સમાજનું હિત સધાય છે અથવા આવા ભેદભાવને અને સમાજના હિતને પરસ્પર સંબંધ છે, તો સ્ટેટનું વર્તન યોગ્ય ગણાય ખરું. અર્થાત્ કે લોકોની માગણીઓને સંતોષવામાં ભેદભાવની જે નીતિને સ્ટેટ રક્ષણ આપે છે, તે નીતિના સમર્થનમાં સ્ટેટે એમ બતાવી આપવું જોઈએ કે સામાન્ય હિતની ખાતર એવી નીતિની અગત્ય છે.

વ્યક્તિગત માગણીઓ સમાજમાં કેટલે અંશે સંતોષાય છે, તે જાણ્યા વગર કોઈ પણ માણસ હાલના સમાજ જીવનનું અને તેની સ્થિતિનું પૃથક્કરણ કરી શકે નહીં. સામાન્ય રીતે પ્રયત્ન અને તેના ફળ વચ્ચે પ્રમાણસર સંબંધ નથી રહેતો. કારણ કે રાજ્ય પોતાના શહેરીઓને શહેરીપણા માટે કાયદામાં જે એક સાથે ખાત્રી આપે છે, તેવી ખાત્રી પ્રત્યેક શહેરીને વ્યક્તિગત રીતે મળે તે માટે રાજ્ય તરફથી એક સરખો પ્રયત્ન થઈ શકતો નથી. સ્ટેટના કાયદાઓનો અમલ, અમુક વર્ગના અમુક જ હકોના સંરક્ષણ માટે થાય છે. પણ તે હકોનો ઉપભોગ સામાન્ય રીતે બધાં માણસો કરી શકે એ પ્રમાણે થતો નથી. ગરીબ તથા તવંગર એ બે વિભાગમાં સમાજ વહેંચાયેલો હોવાને લીધે રાજ્યના કાયદાઓ પણ રાજ્યના તવંગર વર્ગના હિતને અનુસરે છે. અર્થાત્ કે મુડીવાદની એક અસર એ છે કે જેથી રાજ્યની પ્રજાના જીવનને નિયમનમાં રાખનારા કાયદાઓનું મૂળ સ્વરૂપ સમજવામાં આપણને મુશ્કેલી નડે છે. આ પરિસ્થિતિમાં રાજ્યમાં એક સરખી માગણી ન થતાં, સમાજના જુદા જુદા વર્ગો તરફથી જુદી જુદી માગણીઓ થાય છે. ડીઝરાયલીના શબ્દોમાં કહીએ તો "આ માગણીઓ એકજ રાષ્ટ્રની પ્રજાની હોય એમ નથી લાગતું, પણ જાણે બે રાષ્ટ્રોની જુદી જુદી પ્રજા તરફથી થતી હોય એમ લાગે છે."

આવા પ્રકારની પરિસ્થિતિ સ્ટેટમાં પ્રવર્તતી હોય તો રાજ્યનીતિજ્ઞો સહજ અનુમાન કરી લે છે, કે જે રાજ્યમાં શહેરીઓ વચ્ચે જ મોટો ભેદભાવ રહેલો છે ત્યાં જે હેતુ માટે રાજ્યનું અસ્તિત્વ છે, તે હેતુ સચવાઈ શકતો નથી. જે રાષ્ટ્ર, ગરીબ અને તવંગર એવા બે ભાગમાં વહેંચાયેલું છે તે રાષ્ટ્ર, એક ઘરમાં બે ભાગલા પડ્યા હોય તેના જેવું છે. બીજાથી પોતે નીચા છે એવા માનસને જેમ ગરીબાઈ પોષે છે તેમ સંપત્તિ અથવા દોલત, મનુષ્યનાં અભિમાનને પોષે છે. તવંગર વર્ગ, કોઈ પણ રીતે સર્વાંશે પોતાના લાભો અને હિતોને સંરક્ષણ મળે તે માટે પ્રયત્ન કરે છે: અને ગરીબ વર્ગ, પોતાના ઉપર બીજાઓનું આક્રમણ ન થાય તે માટે પ્રયત્ન કરે છે.—ગરીબો માટે તો માર્ગ પણ એજ છે. પરંતુ આથી કરીને, સ્ટેટને પોતાના હેતુ પાર પાડવા માટે, એવી રીતની કાર્યપ્રણાલિ

ગોઠવવાની ફરજ પડે છે, કે જેથી રાજ્યમાં પ્રવર્તતી આ અસમાનતાને અંગે, જે ગંભીર પરિણામો ઉપસ્થિત થવાનો ભય હોય તેમાંથી સ્ટેટ જેમ બને તેમ મુક્ત રહે. ગરીબોની માગણીઓ સંતોષવાના પ્રયત્નમાં સ્ટેટને પોતાની કર નાંખવાની સત્તાથી, શ્રીમંતો પાસેથી દ્રવ્ય—તેઓ અમુક હક ભોગવે છે તેના બદલામાં—લેવાની ફરજ પડે છે. છેલ્લાં પચાશ વર્ષનો ઇતિહાસ જોતાં જણાશે કે ઓગણીસમી સદીના—તરવારથી રાજ્ય ચલાવવાની ભાવનાવાળા સ્ટેટમાંથી વીસમી સદીમાં થયેલાં સામાજીક સેવાની ભાવનાવાળાં સ્ટેટને, આ અસમાનતા નભાવી રાખવા માટે અમુક પ્રકારની છૂટો કે હકો, લોકોના ચોક્કસ વિભાગને આપવા સંમતિ આપવી પડી છે. આ છૂટો ધીમે ધીમે વધતી જાય છે. કેળવણીમાં, આરોગ્યની બાબતોમાં અને પોતાને રહેવાનાં મકાનોમાં સુધારો કરવાની ગરીબો માગણીઓ કર્યે જાય છે. ગરીબો પોતે જેટલી મહેનત કરે છે, તેના પ્રમાણમાં તેમને જીંદગી નિભાવવાનો લાભ નથી મળતો એવી સામાજીક અસમાનતા તેઓ અનુભવે છે. વસ્તુતઃ મનુષ્ય સ્વભાવનું સમાનતા એ સ્થાયી લક્ષણ છે. જે સ્ટેટ, આ ભાવનાને સંતોષી શકે એ રીતે ન બંધાયું હોય, તે સ્ટેટ સહી સલામત નથી. સ્ટેટના શહેરીઓને એમ લાગવું જોઈએ કે સ્ટેટના બધા કાયદાઓ માત્ર તેના સ્વરૂપમાં નહીં, પણ તેના અમલમાં પણ એવા છે કે જેથી દરેકને સામાન્ય અને એક સરખો ન્યાય મળે છે. જો કે આવી જાતના કાયદાઓ કરવાનો પ્રયત્ન, સ્ટેટ થોડો વખત મુલતવી રાખી શકે પણ કાયમને માટે એ તરફ તેનાથી દુર્લક્ષ ન રાખી શકાય.

ઉપરના પેરેગ્રાફોમાં હકોની વિચારણા સંબંધી જે કહેવામાં આવ્યું છે તેને અંગે કેટલીક બાબતોનો અત્રે ઉલ્લેખ કરવો જોઈએ. સ્ટેટના અમુક કાયદાઓ એના એ રૂપમાં હંમેશ માટે રહી શકતા નથી. દિવસે દિવસે, ઘણી વખત અને નવતર સંયોગોમાં તેનો અમલ જુદી જુદી રીતે કરવો પડે છે. કાયદા પરત્વે એક સામાન્ય સૂત્ર એ છે કે જેઓના હસ્તક કાયદાઓનો અમલ કરવાની સત્તા છે, તેઓ એ કાયદાઓના સાચા ઉત્પાદક ગણાય. કાયદાઓનો અર્થ અને તેનું પૃથક્કરણ બરાબર કરવું જોઈએ. કઈ જગ્યાએ વાણીસ્વાતંત્ર્યના હકને મર્યાદિત કરવાની જરૂર છે, અમુક માણસનું વક્તૃત્વ કેટલે અંશે ચલાવી લેવાય એવું છે, અમુક મંડળ કે સંસ્થા, ક્યારે અને ક્યાં સમાજની સામાન્ય શાંતિને ભયમાં લાવી મૂકશે, શાંતિ અને વ્યવસ્થા માટે અમુક પ્રકારનો કાયદો ઇચ્છનીય છે કે કેમ, કામદાર મંડળોને પાર્લામેંટમાં પ્રતિનિધિત્વ મેળવવાનો હક છે કે નહીં તથા કામ કરવાના મર્યાદિત કલાકોનો પ્રશ્ન—વગેરે સવાલો એવા છે, કે જેના સંબંધી ચોક્કસ નિર્ણય કરવાની જરૂર છે. અને આવા દરેક પ્રશ્નના નિર્ણયની અંદર સમાજમાં, જુદાં જુદાં હિતોનું સમતોલપણું કેવી રીતે જળવાઈ રહે તે ખાસ ધ્યાનમાં રાખવાનું હોય છે. તેમ એ સમતોલપણું કેવી રીતે જળવાઈ રહે તેની પણ ચોખવટ કરવાની જરૂર છે.

જે સ્ટેટમાં સમાજના જુદા જુદા વર્ગો વચ્ચે મોટા પ્રમાણમાં આર્થિક તફાવત હોય છે ત્યાં એવું બને છે, કે શ્રીમંતોનું હિત સાચવવા માટે જ સ્ટેટ જાણે હયાતિ ધરાવે છે. પોતાની ઇચ્છાઓને, સ્ટેટમાં અગ્રસ્થાન આપવાની અને તે ઇચ્છાઓને દરેક વખતે ગણતરીમાં લેવાની શ્રીમંતો પોતાની સત્તાની રૂએ સ્ટેટના કાર્યવાહકોને ફરજ પાડે છે. જે લોકો રાજ્ય ચલાવતા હોય છે તેઓના માનસ ઉપર શ્રીમંત વર્ગના વિચારો વધારે અસર કરે છે. તેમનો અભિપ્રાય પ્રમાણે નિર્ણય એ જ ખરો ન્યાય છે, કે જેમાં તેઓની માગણીઓને પૂરેપૂરી રીતે સંતોષવામાં આવી હોય. સ્ટેટના આખા તંત્ર ઉપર, આ વર્ગ જ કાબૂ ધરાવતો હોય છે. જ્યારે તેમનો અનુભવ જુઓ તો, ભૂતકાળના ઇતિહાસની વાતોજ. દાખલા તરીકે જાણીતા ઓસ્બર્ન કેસમાં ઇંગ્લેંડના ન્યાયાધીશોએ ટ્રેઈડ યુનીયન કાયદાનો જે અર્થ કર્યો છે, તે ઉપરથી દરેકને લાગશે કે મધ્યયુગના ન્યાયાધીશોને, કામદારો અને મજુરોની શી જરૂરીઆતો છે, તેનો ખ્યાલ ન હતો.

યુનાઇટેડ સ્ટેટસના ૨૪મા એમેન્ડમેન્ટના ઇતિહાસ ઉપરથી કોઈને એમ થયા વગર નહીં રહે કે તે વખતની કોર્ટો સામાજીક કાયદાની વિરૂદ્ધ પડવામાં વ્યાપારી વર્ગના સાધનરૂપ હતી. ગ્રીન્લાંડમાં હમણાં મતાધિકારની સ્થિતિમાં જે ફેરફાર કરવામાં આવ્યો છે, તેની હકીકત ઉપરથી એમ જણાય છે, કે એ મતાધિકાર ત્યાંના કામદાર સંઘ ઉપર આક્રમણ રૂપ છે. એથી મજુરોને ઓછા દર આપવાની માલીકોને સરળતા મળી છે. અને એટલે અંશે એ આખા સ્ટેટની બંધારણીય વ્યવસ્થામાં ફેરફાર થાય છે. પ્રજાતંત્રવાદી આ યુગમાં, કોઇ પણ સ્ટેટમાં આવી રીતે ખુલ્લો ફેરફાર કરવાનો પ્રયત્ન ભાગ્યે જ થાય છે. બનતાં સુધી તો નથી જ થતો.

આ બધાનો સાર એટલો છે, કે જે સ્ટેટમાં શહેરીઓની માગણીઓ પૈકી, તવંગર વર્ગ સત્તાને અંગે, સરકાર આગળ વિશેષ પ્રમાણમાં પોતાની ઇચ્છાઓ પાર પાડી શકતો હોય, ત્યાં સ્ટેટનો હેતુ સધાઇ શકતો નથી. આર્થિક વ્યવસ્થા એ, આમાં કારણભૂત હોય છે. આ દૃષ્ટિથી, સ્ટેટના કાયદાઓનો જેમ અમલ થતો જાય તેમ દરેકને માલુમ પડશે કે આ કાયદાઓ તો માત્ર વિધિરૂપ જ હોય છે. તેમાં કોઈ પ્રકારની વાસ્તવિકતા હોતી નથી. દરેક વ્યક્તિને તેમજ મંડળને આ કાયદાઓની ન્યાયપુરઃસરતા પરત્વે નિશ્ચય કરવાની અને એ નિશ્ચયના પરિણામ ઉપર કામ લેવાની છૂટ હોય છે.

[ અપૂર્ણ ]

'દેશી રાજ્ય' ઓફીસ.

---

# વિપરીત વિધાનો

મનુષ્યમાં રહેલી ક્રિયાશક્તિ જ્યારે હકીકતમાં પરિણમે છે, ત્યારે તેને વિધાન કહે છે. વિધાનનો પ્રાકૃત અર્થ કથન કરવું, એ છે. પણ સામાન્યતઃ વ્યક્તિનાં સ્વભાવ, બુદ્ધિ અને અજ્ઞાન સમાન નહીં હોવાથી વિધાન માત્ર સાપેક્ષ જણાય છે. કેવળ અજ્ઞાનભેદે થયેલાં વિધાનો ક્ષંતવ્ય છે. પણ બુદ્ધિના ચાંચલ્યથી અને જાણતા છતાં સ્વભાવના દોષથી થયેલાં વિધાનો ક્ષંતવ્ય નથી. કારણકે એવાં વિધાનોમાં બહુધા સ્વાર્થ અને ભિરુતાની ગંધ હોય છે, સમજુ અને અણસમજુ મનુષ્ય એકજ હકીકતનું વિધાન-જૂદી જૂદી રીતે કરે છે. એવાં વિધાનોમાં ન્યાય સંગાત ન હોવાછતાં, તેમાં ખરાબ હેતુ નથી હોતો. કેમકે પ્રત્યેક વિધાન આંતર ઇન્દ્રિયોની છાપ લઈને બહાર આવે છે. એટલે ઇન્દ્રિયોનાં જેવાં સ્વરૂપ હોય છે તેવાં વિધાનો ઘડાય છે. વિધાનોનું આ સૂક્ષ્મ સ્વરૂપ છે. જગતના વ્યવહારમાં આ સ્વરૂપ સદા-સર્વથા-સ્વીકાર્ય નથી. અને એટલા માટે 'સત્ય બોલવું, પણ અપ્રિય ન બોલવું, એમ અનુભવીઓએ કહ્યું છે. કાણાપણું, લગડાપણું, જરા, રોગીષ્ટતા અને મૃત્યુ—એ બધાં સત્ય વિધાન છતાં એનું વિધાન લોકપ્રિય નથી, 'તમે સારા છો, નિરોગી છો, વૃદ્ધ છતાં યુવાન જેવા છો અને દીર્ઘાયુષી થશો' એ અસત્ય વિધાન છતાં લોકપ્રિય છે. પ્રભુનું નામ છતાં કોઈ લગ્ન પ્રસંગે રામ અને મૃત્યુકાળે ગણેશનું નામ બોલી કાર્યારંભ કરે તો લોકો એને મૂર્ખ કહે છે. અર્થાત્ સમય, સ્થા અને સંયોગો પરત્વે વિધાનોનું મૂલ્ય છે; અને ક્યા કેવી પરિસ્થિતિમાં અને ક્યારે વિધાન કરવામાં આવે છે, તેના ઉપર એ મૂલ્ય અંકાય છે. એક સરખો વ્યાધી છતાં એક ઔષધ જેમ શરીર ભેદે પ્રત્યેક રોગીને પથ્ય નથી થતું તેમ સત્યવિધાન પણ જો અસ્થાને અને અકાળે કરવામાં આવે છે, તો તે શ્રોતા અને વકતાને આપત્તિરૂપ નીવડે છે. જ્યારે

સમ્યક અને સુષ્ઠુ યોજાયેલા શબ્દો સુખ અને સંપત્તિ અપાવે છે.

વિચાર અને વાણી પ્રભુની બક્ષીસ છે. કાલાન્તરે મનુષ્ય તેની ભિન્ન ભિન્ન આકૃતિ ઘડે છે. એ આકૃતિ પ્રમાણે વ્યવહારમાં તેની કીંમત અંકાય છે. જગત પ્રભુની કૃતિ છતાં એની કેટલીક ચીજો–સ્વભાવો–અણુગમતી અને કેટલીક મનગમતી હોય છે. વાણી વ્યાપાર વિષે પણ આમજ છે. એકનું શબ્દ વિધાન ગમે છે અને એના એ શબ્દમાં કહેવાયેલું, બીજાનું શબ્ધ વિધાન અરૂચિકર લાગે છે. એકની હકીકત માન્ય રાખવા તરફ મન ઢળે છે અને બીજાની હકીકત પ્રત્યે તિરસ્કૃત ભાવ જાગે છે. એકના દર્શનની, સમાગમની અને સહચારની ઈચ્છા રહ્યા કરે છે તો બીજાની ગેરહાજરી ગમે છે. આવાં અનેકધા વિધાનની ઉપપત્તિનું કારણ એ વિધાનો નથી પણ તેની પાછળ રહેલા ભાવોનાં સત્ય અને સ્વચ્છ સ્વરૂપો છે.

મનુષ્યનું અંતઃકરણ પારદર્શક છે. અંતઃકરણમાં શબ્દો કે વિધાનોની યથાર્થ છાપ સહજ પડી જાય છે. પણ બાહ્ય સંયોગોને અંગે સત્યને અસત્ય, અને અસત્યને સત્ય માનવા મન લલચાય છે. સુખ દુઃખાદેના દ્વંદ્વોને મન વિપરીત રીતે દેખે છે. અણુગમતી વાતોને ગમતી કરવી પડે છે. તથા અનિચ્છનીય વ્યક્તિઓને માનથી આદર આપવો પડે છે. ખરાબને સારૂં કહેવું પડે છે, મૂર્ખને ડાહ્યા માનવા પડે છે. અંધને અધિકારી–માર્ગદર્શક ગણવા પડે છે. અને આવા પ્રકારની હૃદય વંચનાઓને લોકો સહજ વ્યવહારમાં મૂકે છે.

ઈન્દ્રિયદોષો થવા એ સ્વાભાવિક છે, કાને સાંભળેલી વાત, નજરે જોયેલી વાત, ઉચ્ચારાયેલા શબ્દો વગેરે ઈન્દ્રિય ધર્મો ઉપર સ્થાન, સમય અને સંયોગોની છાપ પડે છે ત્યારે બનેલા બનાવો વિકૃતિ ધારણ કરે છે. જેમ ઈતિહાસમાં થાય છે. પ્રભુ, મૂક છે, છતાં એ બીજાઓને વાચા આપે છે. પણ છતાં તે બીજાઓને રોવતાં કરે છે. એની સર્વ ઉપર સરખી કૃપા છે. પણ જ્યારે કાળની છાપ પડવા માંડે છે ત્યારે, લોકો એકને બદલે બીજું કહેતાં શીખે છે. હોય તે કરતાં જુદું દેખે છે, સાંભળ્યા કરતાં જુદું કહે છે અને સીધાને બદલે આડા માર્ગે જાય છે.

આ રીતે જગતને છેતરવાની કળા કેળવે છે. સ્વાર્થ રહિત વિધાનો કરવાની કેટલાંકે ટેવ કેળવી હોય છે. આપણને આપણાં હિતનું જ લાગે એમ કેટલાંક માણસો બોલે છે. ગરીબ ગોલાં માણસોનાં વિધાનો દયા ઉપજાવે છે. પણ આવાં બધાં વિધાનો સત્યનાં ઘાતક છે. અને પ્રભુનાં અપરાધી છે.

વ્યક્તિત્વ એ મનુષ્યનું ભૂષણ છે. એનું રક્ષણ સારા વિચાર, સારી વાણી અને સારા વર્તનથી થાય છે. આવાં મનુષ્યો જગતમાં સફળ થાય છે, કારણ કે મનુષ્ય પોતે પોતાની નિષ્ફળતાનું કારણ છે. સાફલ્ય મેળવવાના આ ધોરી માર્ગને છોડી ઘણાં માણસો અયુક્ત ઉપાયો લે છે. મનને પણ એ રીતે કેળવે છે. અને તે પણ જેમણે જીવન સાફલ્ય મેળવ્યું છે, તેઓ પણ આવાજ ઉપાયોથી સફળ થયા છે, એમ સમજીને. જુઠું બોલવાની અને જુઠાણું ફેલાવવાની કેટલાક માણસોમાં અજબ હીંમત હોય છે. લોકો પણ એવાં વિધાનોમાં વિશ્વાસ રાખે છે. શિષ્ટ માણસો જાણતા છતાં, એમનો સ્વભાવ એનો પ્રતિકાર કરવા ના પાડે છે. પરિણામે દુષ્ટ માણસો લોક નજરે ઊંચા દેખાય છે. પણ એથી પ્રભુના કાંટામાં ફેર પડતો નથી.

એકબીજાની–રાષ્ટ્ર રાષ્ટ્ર–વચ્ચે અને વ્યક્તિ વ્યક્તિ વચ્ચે વિક્ષેપ કરાવનારા ગુપ્તચરો,હોશિયાર માણસો અને છાપાનાં એકપક્ષી લખાણો ઉપર કહ્યા એ વર્ગમાં આવે છે. રાજાઓની પાસે રહી વાણી છલ કરનારાં માણસો પણ આ કક્ષામાં આવી જાય છે. આ માણસો અદ્દભુત પ્રકારનું વાણી ચાપલ્ય ધરાવનારાં હોય છે, ન ગમે છતાં સ્વાર્થ પરત્વે એવાં માણસોનો સંસાર–વ્યવહારમાં અને રાજકારણમાં; આડા ધરવામાં ઉપયોગ કરવાનું મન થાય છે. આ માણસો પૈકી ઘણાકનાં વિધાનો ઉપર

તો એમના બહુશ્રુતપણાની, જ્ઞાનની અને સાચા લાગતા કૃત્રિમ પૂરાવાઓની છાપ હોઇ એમનાં વિધાનોની વિશ્વસનીયતા પરત્વે શંકા પણ આવી શકતી નથી. જગતમાં જે નાનાં મોટાં અતિક્રમણો અને વ્યુત્ક્રમો થયા છે તે આવાં મનુષ્યો અને એમની શબ્દક્રિડાને આભારી છે. આવા પ્રકારનાં વિધાનો—ભલે તે તત્કાળ અસત્ય હોય છતાં—કેટલીક વખત સમાજનાં હિતકારક હોય છે. અને એટલે અંશે એવાં વિધાનો ફેલાવનારાં માણસો પૈકી કેટલાંક નિસ્વાર્થ પણ હોય છે. કેવળ રાષ્ટ્રહિત કે ઘણાના હિતની ભાવનાથી પ્રેરાઈ તેઓ આ પ્રવૃત્તિ લઈ બેસે છે.

પરંતુ સમાજમાં મનુષ્યોનો એક બીજો વર્ગ છે. ચૌર્યવૃત્તિવાળું મનુષ્ય અવિશ્વાસુ હોય છે. ગુલામી વૃત્તિવાળો ખુશામદખોર અને જુલ્મી હોય છે. ભિરુ અસત્યવાદી હોય છે. આવાં ચોર, ખુશામદખોર અને બ્હીકણ સ્વભાવવાળાં માણસોનાં વિધાનો સર્વથા સ્વાર્થ પ્રેરિત હોય છે. પરનું હિત સાધવાની એમની પ્રવૃત્તિ નથી હોતી. બીજાને ભોગે પોતાનું શ્રેય કરવાનું એમનું જીવન ધ્યેય હોય છે. સામાન્ય વ્યવહારમાં આવાં મનુષ્યો વારંવાર પરિચયમાં આવે છે. એમાંના ઘણા વાક્પટુતા પણ ઠીક કેળવી હોય છે. પહેલા પ્રકારનાં માણસો અસાધારણ પ્રસંગો સિવાય સત્યાશ્રયને વળગી રહે છે. પણ આ માણસોનો વ્યવહાર તો અસત્યની સાથે ઓતપ્રોત હોય છે. ધંધામાં અને નોકરીઓમાં આવાં માણસો વારંવાર દેખા દે છે. એમની બુદ્ધિ, શક્તિ અને યોગ્યતા મર્યાદિત હોય છે. સત્તાલોભી હોઈ બીજાનો વિચાર આ વર્ગનાં માણસો નથી કરતાં. ઘરમાં, ધર્મસ્થાનોમાં અને રાજકારણમાં આવાં માણસો પ્રવેશ કરે છે તો અત્યંત હાનિ પહોંચાડે છે. ઘરમાં વિખવાદ ઉભો કરે છે, ધર્મમાં ભ્રષ્ટાચાર દાખલ કરે છે અને રાજકારણમાં નીચ યુક્તિઓ, ચાડીયાપણું, રાજમંડળ તથા પ્રજાવચ્ચે વિરોધ તથા વફાદારીને નામે ખુશામદ દાખલ કરે છે. પરિણામ એ આવે છે કે રાજ્ય પાયમાલ થાય છે. સ્વભાવનો ઉપાય નથી. એટલે આવાં મનુષ્યોમાં સુધારાની આશા રાખવી નિરર્થક છે. પરંતુ કેટલાંક અલ્પજ્ઞ અને અજ્ઞાન માણસો જો સમાજ કે રાજકારણમાં અકસ્માત આવી પડે છે, તો તેઓ જેમ પોતાને તેમ જે વર્ગમાં તેઓ હોય છે, તે આખા વર્ગને હાનિ પહોંચાડે છે. કોઈ પ્રકારના અંગત હેતુ વિના કાર્ય કરતા છતાં આ વર્ગનાં માણસો અત્યંતભયોત્પાદક થઈ પડે છે.

-એક અભ્યાસી.

---

# ભાવનગરનો ઇતિહાસ.

(પુસ્તક ૮ મું પૃષ્ટ ૩૧ થી ચાલુ)

આ પ્રમાણે વખતસિંહજી એક તરફથી મેંગ-રેશા- મુલકની સમાધાની કરી, જાત્રાએ જઇ ભાવ-નગર આવી સ્વસ્થ થયા એટલામાં એક એવો બનાવ બન્યો કે પેશ્વા અને અંગ્રેજ સરકાર વચ્ચે વસાઈ મુકામે તારીખ ૩૧ મી ડીસેમ્બર સને ૧૮૦૨ની સાલમાં તહનામું થયું, તેમાં અંગ્રેજ સરકારને રૂ ૨૬ લાખની ઉપજનો મુલક પેશ્વા તરફથી મળ્યો તેમાં રૂ. ૧૦૫૦૦૦ માટે ગોઘા ધંધુકા અને રાણપુર પરગણાં મળ્યાં, એવા કરારથી કે કોઇના ઉપર જાસ્તી નહીં કરતાં વાજબી રાહે ચાલવું અને કોઈનું ધનીપણું ગેરવાજબી રીતે છોડાવવું નહીં. એ વખતથી અંગ્રેજ સરકારનો રાજકર્તા તરીકે આ પરગણાઓમાં સંબંધ બંધાયો અને તેથી વખતસિંહજીનો મુલક એ પરગણાઓમાં હતો તેના ઉપર પેશ્વા સરકારની જે ખંડણી હતી તે લેવાનો હક અંગ્રેજ સરકારનો થયો.

આ તહનામું થયા પછી એ મળેલા મુલકની વ્યવસ્થા કરવાની, તે વખતે ગુજરાતની અંદર અંગ્રેજ સરકારનો અધિકારી વડોદરાનો રેસીડેન્ટ હોવાથી તેને ભલામણ થઈ. તેણે તપાસ કરી વસુલાત લેવા તથા કેટલે દરજ્જે અંગ્રેજ સરકાર અમલ ચલાવી શકે તે નક્કી કરી મળેલા મુલકમાં રાજ્ય ચલાવવાની વ્યવસ્થા બાંધી તેમાં ગુજરાત ખાતે (પૂર્વભાગ કલેક્ટર) એક અધિકારી ખેડામાં મુકરર થયો. તે અધિકારીએ થોડી મુદત રેસીડેન્ટ સાહેબનું ધોરણ પકડી રાખ્યું પણ તે પછી જુદી જુદી તરેહના અંદેશા લઇને વખતસિંહજીને અમલ ચલાવવાનો હક, ગોઘા, ધંધુકા અને રાણપુરના પરગણામાં છે કે નહીં તે વિષે સરકારના દીલમાં શક નાખ્યો: તે ઉપરથી તે આમનમાં દેશમાં સરકાર તરફના જૂના વાકેફગાર અને અનુભવી અમલદાર કર્નલ વોકર કે જે વડોદરાના રેસીડેન્ટ હતા અને આગલી સ્થિતિથી વાકેફગાર હતા. તેમને પૂછવામાં આવ્યું. તે ઉપરથી તેણે સને ૧૮૦૪ તથા સને ૧૮૦૬ની સાલમાં જુદા જુદા રિપોર્ટ કરીને મુંબાઈ સરકારની ખાત્રી કરી આપી. તેથી એ હકુમત ચલાવવાની બાબતના સવાલનું નિરાકરણ થઈ જતાં વખતસિંહજી તેના પોતાના મુલકમાં ચાલતા આવેલા રાજાના દરજ્જા પ્રમાણે વર્તવામાં તે વખતે તો કાંઈ હરકત આવી નહીં, ને તેના દીલમાં એટલો સંતોષ થયો કે અંગ્રેજ સરકારના નવા અધિકારીઓ આવીને દોસ્તીનો સંબંધ તોડવા ઉભા થયા હતા પણ મૂળ ઠેકાણેથી આપણી દોસ્તી કાયમ રહી છે. અને પોતાની સ્વતંત્રતાના હકનું લોપાણ નહીં થતાં જેમ પેશ્વા જમે લેતા હતા તેટલી જ જમે અંગ્રેજ સરકારે પણ લેવાનું કાયમ રાખ્યું. તે પછી સંવત ૧૮૬૦ની સાલમાં ગાયકવાડ સરકારના સૂબા બાબાજી આપાજીએ સૌરાષ્ટ્રમાંના રાજ્યો પાસેથી જમે ઉઘરાવવા સુમારે પચીશ હજાર લશ્કરથી જુનાગઢ ઉપર થઇને શીહોર પાસેના આંબલા ગામે આવીને મુકામ કર્યો અને વખતસિંહજીને જમે આપવા કહેણ મોકલ્યું. તે તેમણે માન્યું નહીં અને તેઓ પોતાની ફોજ સુદ્ધાં શીહોર જઈ તેની સામે થવાને માટે તૈયારી કરી.

બાબાજીએ, જ્યારે વખતસિંહજી જમે આપવાની ના પાડે છે એમ જાણ્યું કે તરત શીહોર ઉપર તોપોનો મારો ચલાવવાનો હુકમ કર્યો, અને લશ્કર સાથે તોપ લઈ શીહોરની એક બાજુએ ગોઠવી ત્યાંથી ગોળા ફેંકવા માંડયા. પરંતુ આસપાસના ડુંગરને લીધે તે ગોળાઓએ શીહોરમાં કાંઈ ઝાઝી અસર કરી નહીં એટલે બાબાજીએ ધુંધળ ગઢવીની વાડીના ખોદેલ બુટ કુવાના ગાળના ટેકરા ઉપર તોપોનો મોરચો કરી

ત્યાંથી તોપ ચલાવી. તેથી ગોળાઓ ગામ ઉપર પડવા માંડયા જાણી, વખતસિંહે પોતાના ગુલંદાજ અશરફને લખઝડ નામની તોપ પાળીઆધાર ઉપર લઈ જઇ એ મોરચો તોડી પાડવાનો હુકમ કર્યો. તે પ્રમાણે બે હજાર ખુલ્લી તરવારના લશ્કર સહિત એ તોપને પાળીઆધાર ઉપર રાખી, બરાબર ગોઠવી બાહારો કર્યા જેથી એમાંનો ગોળો બરાબર એ મોરચાની તોપ ઉપર પડયો અને તેથી તેના ચૂરા થઈ ઉડયા. અને આસપાસનાં માણસોને જખમી ફોતી કરી નાંખ્યા. જેવું તે મોરચામાં ભંગાણ પડયું દીઠું કે લાગલા તોપ ઉપરનાં બે હજાર માણસ બાબાજીની ફોજ ઉપર પડયા. અને તલવારથી પંદરસો માણસ કતલ કરી નાંખી પાછળ વખતસિંહજીએ ફોજ લઈ આવી પહોંચી લશ્કરમાં ભંગાણ પાડયું. બાબાજીનું લશ્કર આંબલા છોડી અમરેલી ચાલ્યું ગયું અને વખતસિંહજી પાછા આવ્યા. આ લડાઈ વિષે કવિઓએ વર્ણન કરતાં કહ્યું છે કે,

### રૂપક

ભાલી સાહેબી વડોદરાવાળી જુનાણાકા ધણી ભાગા
સાહેબી અફુડ ભાલી ભાગો સરદાર
કહે રાજા વખતેશ શીંદુરાળી તોપાં કરો.
દશે દેશ ભાગા ભાળી આયા સુબેદાર
ભડાં હોહોકારે રાણે લલકારે દીયા ભેલા,
સાંબળાં વીજળાં ઘાઓ દેતા પુણા શીમ.
ભાવા હરાતણા સેન દાવા દારા સામા,
ભડે ગોળા માર જડે પડે ઉથડે ગનીમ.
વહે ચારધાર તોપાં હાથીયે ત્રાંબાળ વાજે,
મરેદાં ભંભાર પડે જડ બાંણાં માર.
પાંચ વીસ અસવાર ખાગાં મારા દેતા પુગા,
બાબારા હજાર પાંચ ગણેગા પોબાર.
કોટરાશે ધણીમાણા મેવાસી નીમાણુ કીયા,
થાણા સુબેદાર તણા નમાવી આવીયા હુતા,
સુબે બાબાજીએ લાજ ગમાવી શીયોર,
શાહા સરે પાદશાહ સુબા શેર રાજા સુબો.
હળે હીસો હલે ચદે છત્રાં માથે દોઠ,
નખે જેતો સુબેદાર તણો ભાર હઈયે નાણો.
પાંચશે હજારાં જાણો વણઝારાં પોઠ,
મોકલે વશટી બાબો, વડા ખત્રી કહો માન.
છોડી ખાગ હાથ જોડી રીહો હારે છેક,
બાબોજી ઉદાશ હુએ ચાર માસ લગે બેઠો.
આઠ લાખ ખાધા તો ન દીઠા લાખ એક
દેશ રાશ ધણીયાને અખાણી આશીષ દીયે,
હીંદ વાંકા આણી પાણી રાખીયો હમેશ
મે છાંકા પછાડ તુંહી પવાડે અખાડ મલ,
સરદાં કમાલ ઘણું જીવે વખનેશ.

સંવત ૧૮૬૧માં પાછા બાબાજી વધારે લશ્કર લઇ જમે લેવા સારૂ ભાવનગર આવ્યા. અને ગઢેચી મુકામ રાખી ત્યાંથી તોપોનો મારો ચલાવ્યો. આણી કોરથી વખતસિંહજીએ પણ ઘોઘાયા કોઠા ઉપરથી અને પાળીયાધાર ઉપર તોપોનો મોરચો ગોઠવી ત્યાંથી બાહારો કર્યા. પરંતુ વચમાં જાડેજાની વાડીઓના ઉભેલા મોલ, વાડો અને ઝાડો આડાં આવવાને લીધે તે ગોળાઓની બન્ને તરફ વધારે અસર થઈ નહીં. અને એ પ્રમાણે દશ દિવસ સુધી યુદ્ધ જારી રહ્યા પછી વખતસિંહજીએ વિચાર્યું કે ગાયકવાડ સરકાર આખા સૌરાષ્ટ્રનાં રાજ્યો પાસેથી ખંડણી લઈ ચૂકેલ છે અને આપણે નહિ આપીએ તો તેની સાથે સલાહ નહીં થાય માટે ખંડણીનો યોગ્ય આંકડો આપવો વાજબી છે, એમ ધારી વિષ્ટિ ચલાવી. આખર તે આંકડો મુકરર કર્યો અને બાબાજી સાથે સલાહ કરી એટલે તે લશ્કર લઈ પાછા ચાલ્યા ગયા.

### રૂપક

ખારા ચોધારા જે હડીખરા સાહરા પથારા ખુદે,
ઘેઘું બેસે લારા શીંધ છો હજારા ઘીસ
ભેશા વડોદાકા બાબા આહેયા સાપકા ભારા
બલતા ઈંગોરા જેસા સોરાકની બીચ
ઝાલા કાન .માન્યા આડા મોળીયા જોડવા જાડ
શોધતો સવાડા વાડા ભાવાણાકી સીમ

બાબા ધુંધવાડા બી છોડ બીછોહ બાગા,
ગજબી પાડા કા ધાડા હરાડા ગનીમ.
બખતાં ચડે મતબાલા ચડે બાબા લાગા બોમ,
દેવાં ને દાણુ વાકા હમાલા લાગા દોય.
ધણેણે કબાણુા બાણુ ધુબકે ધોંપને ઢાળા,
ડુબકે ત્રશુળ ભાલા બીર બાલા હોય.
બરદાં સંભાળ ચબા કા ગેહણુલ બાગાપા,
બાસા ઝંડા રાળ બાળ ધોસાળ બેધાળ.
ચારસો નાળકે મોઢે ધેતળાંકુ લોહે ચાડ,
મેખા જુઉ ઢાળ લેગો ડુગરાં કે માળ.
કાતીયાણુી ભરે રૂડાં ભશુંડાળાં સાત કુંગ,
સુડાં ડંડા ચાવે બીર રૂડાં ભુંડાં સોત.
ધે ધંગારા. ફુટે તુંગ તડકે માસ જ્યુ ઢુંઢાં,
સેનાપતિ દૂર પડે કુંઢાં ડાઢાં સોત.
જીતા નો બાબીયાં જેસા ટુકટુક હોય તેસા,
મરેઠા બેપાન એસા આયારે સામાય.
પોતરા ભાવાકા એસા એકહી ન આલે પેસા,
જીભ હાથે કાઢે કેસા ભેંસા ભાગા જાય.

હવે વખતસિંહજીની ઉપર માત્ર એક પાલીતાણાના ગોહિલ ઉનડજીની ઇતરાજી રહી હતી. એમ તેમના વેવાઈ ગોંડલના જાડેજા કુંભાજી જેના દીકરા મુળુજીને વેરે વખતસિંહજીનાં દીકરી અજુબા પરણાવેલાં હતાં, તેના જાણવામાં હતું તેથી તેઓ પોતાના દીકરા મુળુજી સુદ્ધાં ભાવનગર આવ્યા. અને ઉનડજી સાથે વષ્ટી ચલાવી. મોજે લવરડામાં બન્નેને એકઠા કરી કસુંબા પાઈ સલાહ કરાવી. અને ઉનડજીયે વખતસિંહજીને પોતાનાં ગામ પીંગળી નજર કરી માઈધાર ઉપર તેમની જમે કરી આપી. સંવત ૧૮૬૨.

કાઠીયાવાડમાંથી ગાયકવાડ સરકારને જમે વસુલ કરવાનો આધાર તેમના લશ્કરની શક્તિ ઉપર હોવાથી દેશની હંમેશાં અવ્યવસ્થા રહેતી હતી. એ વાત ઉપર અંગ્રેજ સરકારનું ધ્યાન ગયું. ને તેથી લશ્કર લાવ્યા વિના સુરક્ષિતપણે જમે વસુલ આવે એવી ગોઠવણુ કરવા સારૂ ગાયકવાડના સુબા સાથે વડોદરા ખાતેના અંગ્રેજ સરકારના રેસીડેન્ટ કર્નલ વોકર સાહેબ કાઠીયાવાડમાં આવ્યા. અને તેમણે મોરબી રાજ્યના મોજે ધાટુ ગામે મુકામ રાખી સર્વ રાજાઓને લશ્કર નહીં આવવાથી દેશને થતા ફાયદા સમજાવવા સારૂ કાગળો લખી ફક્ત જમેનો આંકડો ચલુને માટે મુકરર કરવા પોતપોતાના વકીલોને મોકલવા લખી મોકલ્યું. તે ઉપરથી વખતસિંહજીએ અંગ્રેજ સરકારની દોસ્તી વધારવા માટે પ્રથમથી પોતાના વકીલ રણુછોડજી શીવચંદ તથા દાજીબા પંડિતને મોકલી અંગ્રેજ સરકારની ગોઠવણુીને માન આપ્યું. અને બીજા રાજાઓએ પોતાનો દાખલો લઈ એ ગોઠવણુ કબૂલ કરે તેટલા માટે સર્વથી પહેલો બંદોબસ્ત પોતાના દેશનો, ગાયકવાડ ભાગની જમેનો નિરંતરનો આંકડો કબૂલ કર્યો.

આ રકમ ગાયકવાડે પલટણુ ખર્ચમાં અંગ્રેજ સરકારને આપવાની ઇચ્છા જણુાવવાથી ગાયકવાડ કરતાં પોતાના જુના દોસ્ત અંગ્રેજ સરકાર સાથે, આ કારણુથી પોતાનો જુનો નાતો બરાબર જળવાઈ રહેવાના વિશ્વાસથી ગાયકવાડની વતી અંગ્રેજ સરકારને આપવાની ઘણી ખુશી બતાવી કબૂલ થયા.

તેમજ જુનાગઢના નવાબની જોરતલબી જ્યારે તે જોરવાન થઈ મુલકોમાં ફોજ સાથે ફરીને ઉધરાત કરી શકતો હતો તેવી રકમને માટે પણુ દેશ ઉપર લશ્કરનો હુમલો કોઈ વખત ન થાય એવા ઇરાદાથી એજ રેસીડેન્ટની સલ્લાહ નવાબે કબુલ રાખીને જોર તલબીની રકમનો પણુ એક આંકડો મુકરર કર્યો અને છેવટે તે અંગ્રેજ સરકારને આપવાની વાત મુકરર થઈ.

આ પ્રમાણે વખતસિંહજીને સુરતના કિલ્લેદાર પેશ્વા, ગાયકવાડ અને જૂનાગઢના નવાબ સાથે પોતાના મુલકને માટે જુદા જુદા સંબંધ હતા, તે પોતાના જુના દોસ્ત અંગ્રેજ સરકારને પ્રાપ્ત થવાથી અને અંગ્રેજ તો પોતાના દોસ્ત જ હતા એટલે ઘણી ખુશી રહેશે એવી ઉમેદે નિરાંતથી પોતાનું સ્વતંત્ર્ય રાજ્ય ચલાવવા લાગ્યા. એ વિષે કર્નલ વોકરે સને

૧૮૦૮ના એપ્રિલની તા. ૩૦ મીએ સવિસ્તર રિપોર્ટ મુંબઇ સરકારમાં કરેલો છે.

આ સર્વ બંદોબસ્ત થઈ ગયા પછી સંવત ૧૮૬૬ ની સાલમાં ખેડાના કલેકટર મી. બૈરામ રાઉલ્સ સાહેબે વખતસિંહજીના દીવાન દેસાઈ સોમજી પાસે ઘણી આજીજીની સાથે તેના ગોધા, ધંધુકા અને રાણપુર પ્રગણાની જમે, જે પેશ્વાના વખતથી એક જ આંકડે અપાતી હતી તે રકમ ઉપર ગોધા પ્રગણાને માટે રૂપીએ એક આનો અને ધંધુકા પ્રગણાને માટે દોઢ આનો એ પ્રમાણે વધારે માગી. આ વખતે નવા આવેલા અધિકારીની આયંદેને માટે શું નજર હતી તે વાત દીવાનના સમજવામાં આવી નહીં. અને મોટા દરજ્જાવાળા અધિકારી માગે છે તો તે કેમ ના પડાય એવા ખ્યાલથી તથા અંગ્રેજ સરકારની દોસ્તી ગોઠ વધારવાના ઇરાદાથી તે માગણી કબૂલ રાખી. જેથી જમેના ચાલુ આંકડામાં વગર લડાઈ કર્યે વધારો લેવાની રીત પહેલ વહેલી દાખલ થઈ, એ પ્રમાણે ઘણા વખત સુધી દરબારીઓની માન્યતા રહ્યા કરી.

સંવત ૧૮૬૮ની સાલમાં વખતસિંહજી સારીપેઠે વૃદ્ધ અવસ્થાએ પહોંચવાથી પોતના રાજ્યનું કામકાજ પાટવી કુંવર વજેસિંહજીને સુપ્રત કર્યું. તે સાલમાં તવરાની યાત્રા ભરાણી હતી. તેથી તેઓ ત્યાં ગયા. અને ડાકોરનાથજી ઉપર થઇ વડોદરે આવ્યા. ત્યાં ગાયકવાડ સરકારની તરફથી ઘણું સન્માન મળ્યું. બાદ તેઓ ભાવનગર આવ્યા.

સંવત ૧૮૬૯ની સાલમાં હીંદુસ્તાનના-ઘણા ભાગમાં મોટો દુષ્કાળ પડ્યો હતો. તે વખતમાં મારવાડ તરફથી કેટલાંક મઉ લોકો ભાવનગરમાં આવ્યાં હતાં. તેણે ભાવનગરનાં ગામોની રૈયતની કેટલીક ગાયોની ચોરી કરી ને તે ચોરેલી ગાયોનો ક્રુરતા ભરેલી રીતે વધ કર્યો. આ ગૌહત્યાનું દુષ્ટ કર્મ થવાથી તમામ હીંદુ લોકો પોતાના ધર્મશાસ્ત્રથી ઉલટું થયાનું ગણી ઘણા ક્રોધે ભરાયા અને શહેરમાં એક મોટું હુલડ થવાની માફક બનાવ બન્યો. તેઓને શાંત પમાડવા તથા ગૌહત્યાએ, ધર્મશાસ્ત્ર પ્રમાણે પંચમહાપાપ પૈકીનું એક પાપ છે. અને જેને માટે ધર્મશાસ્ત્રની અંદર સખત સજા કરવાનું ફરમાવેલું તેની રૂઇએ પોતાના દીવાનની આપેલી સલાહ વખતસિંહજીએ મંજુર રાખી. અને ગાયોની ચોરી કરી તેનો વધ કરનારને મોતની સજા કરી.

આ વખતમાં ખેડાનો કલેકટર, વખતસિંહજીની સ્વતંત્રતા વિષે તેના કેટલાક દુશ્મનોના ઉશ્કેરવાથી ભરમાયેલો હોઈ બહાનાં શોધ્યા કરતો હતો. ઉપર મુજબ ગૌવધ કરનારને મોતની સજા કરવામાં આવી છે તે તેના જાણવામાં આવતાં પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી પેશ્વા, જે ગામોની ફક્ત જમે વખતસિંહજી પાસેથી લેતા હતા તે ગામોમાં હકુમત ચલાવવાનો તેનો હક નથી અને અત્યાર સુધી વખતસિંહજી અને એના વડીલો આગળના મોગલ તથા મરાઠા રાજાઓની ગફલતથી એ મુલકમાં અમલ ચલાવતા હતા. એવી ગોઠવણ કરી મુંબઈની સરકાર ઉપર ઉપરા ઉપરી રિપોર્ટો કરી મોકલ્યા.

આ હકુમતના સવાલનું પ્રથમ વડોદરાના રેસીડેન્ટથી નિરાકરણ થઈ ગએલું હતું. તો પણ ફરીથી આ રીતે તાજું થયું. અને યુરોપીયન લોકોની તે વખતની રીતિ મુજબ ઢોર ચોરનારને મોતની સજા થતી હતી. પણ તે પ્રકરણ સરકાર પાસે મૂકવામાં ખેડાના કલેકટરે ચોરીની વાત ગાળી કાઢી ફક્ત ધર્માંધ થઇને ગાય મારનારને મોતની સજા કરી એવું બહાનું બતાવ્યું. અને તે પ્રમાણે સજા કરવાનું યુરોપીયન લોકોના દીલમાં તેમના ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉતરે જ નહીં તેથી મુંબઈની સરકારના અધિકારીઓની નજર જૂની દોસ્તી ઉપર કાયમ રહે નહીં ને વખતસિંહજીને રાજાની પદવીમાંથી ઉતારી જમીનદારની પદવીમાં ગણવા ઠરાવ્યું.

આ વખતે વડોદરાના રેસીડેન્ટની જગ્યાએ મી. કર્નાક સાહેબ હતા. તેથી એ પ્રકરણમાં તેઓને સરકાર તરફથી પૂછવામાં આવ્યું. તેઓ સાહેબ, કર્નલવોકર રેસીડેન્ટ હતા તે વખતે ઘણાં વર્ષ સુધી

તેમના આસિસ્ટંટના દરજ્જે હતા. તેથી ભાવનગરના રાજ્યની સ્વતંત્રતા અને અંગ્રેજ સરકારની દોસ્તી વિષેની સ્થિતિનો એમને બરાબર અનુભવ હતો. તેણે વખતસિંહજીને જમીનદારની પદવીમાં નહીં ગણી શકાય તેનાં કારણો સહિત સરકારને સૂચના કરી. પણ તે વખતમાં ખેડા કલેકટરના ઉલટી રીતના સમજવાથી મુંબઈ સરકારે એ સૂચના ઉપર કાંઈ લક્ષ્ય આપ્યું નહીં. અને વખતસિંહજી ઉપર ઇતરાજી જારી રાખી પોતાને મળેલા ધોલેરાના ભાગમાં મોટું બંદર વસાવી ભાવનગરના વેપારને હાની પહોંચાડીઃ તથા વખતસિંહજીના સોનધરાઈના બંદરે વેપાર કરવા જવાની પોતાની એ બંદરની પાડોશી રૈયતને મના કરી. દર સાલ જમેનો આંકડો પણ વધારવો જારી કર્યો. એટલેથી મુંબઈ સરકારે છેવટ નહીં આણતાં વખતસિંહજીથી સહન ન થઈ શકે એવું એ કર્યું કે તેનાં જે ગામોની હકુમત પેશ્વા ફક્ત જમે લેતા હતા તે ગામોની હકુમત ચલાવતા બંધ થયા. પણ તે ગામોની વસુલાત લેવાનો, વખતસિંહજીનો માલેક-પણાનો જે હક હતો તેમાં ભંગ કરવામાં આવેલ નહીં. અને એ ગામો બાબત દીવાની કામમાં કાંઈ દાવો થાય તો તે બાબત એવું ઠર્યું કે સંવત ૧૮૫૮ની સાલ પૂર્વે (વસાઇની ટ્રીટી થયા અગાઉ) એ ગામ ભાવનગરના કબજામાં હોય તો તેનો દાવો ઠાકોર ઉપર ચાલે નહીં. તેમજ વખતસિંહજીએ ઘણી લડાઇઓ કર્યાથી તેના રાજ્ય ઉપર કેટલુંક કરજ થએલું તેથી કરજ બાબતઃ દાવો થાય અને સંવત ૧૮૬૩ પૂર્વેનું હોય તો તે દાવો ચાલે નહીં. એવી રીતે ઠાકોર ખસુસન માલેક પણા વિષે હરકત નહીં કરવાના કાયદાથી ઠરાવ કર્યો.

વખતસિંહજીની હયાતીના છેલ્લા વર્ષમાં આ બન્યું. અને જોકે એ કાયદો વખતસિંહજીના અવસાન સુધી બહાર પડી આવેલ નહીં પણ તે વાતની તેમને પૂરેપૂરી ખબર મળી હતી. તેથી અંગ્રેજ સરકારની પોતે રાખેલી દોસ્તીનો બદલો પોતાના વંશજોને મળે મળવાની પોતે બાંધેલી ઉમેદ, અંગ્રેજ સરકારે લખીતવાર આપેલ વચન ઉપર વિશ્વાસ રાખેલો હતો. તે સર્વે વિશ્વાસ ખુદ સરકારે એક નજીવું બહાનું કાઢી તોડયો. અને મોટી મોટી લડાઇઓ કરી કીર્તિ મેળવેલી તે સર્વેને ઝાંખપ પહોંચાડી. આવો વખત આવેલો જોઇને ઘણી અફસોસીમાં ને અફસોસીમાં બાકી રહેલી જીંદગાની આશરે ૭ માસ ભોગવી સંવત ૧૮૭૨ના ફાગણ વદી ૧૦મે તેઓ સ્વર્ગવાસી થયા. નીચે લખેલું કવિત વખતસિંહજીની કારકીર્દિનું છે.

રૂપક

પ્રથમ લીધો ગઢ તલાજે બંદર સલતાનપર,  
તેમ ઝંઝમેર એક બદર તામા.  
મહવા ભાદ્રોડ શરમોડ મરદા મરદ,  
શરદ કુંડલાપરી નદી સામા—  
માંજીયો દેશ નાઘેર ઉનાગરાં,  
રાજુલે તખત ત્રંબાલ રડીયા,  
ઉંડ લેદો ભજ્જભીત પર આણીયો,  
સાતપત કુંડલે ઝંડ ચડીયા—  
થરૂહર ચાંદગઢ તેમ શલડી થકા,  
વહદ અંટાળીગો ડંક વાગા.  
શરદ લાઠી કરી બાબરા, શામળી,  
ભડલીયા ધાબરા હોઈ ભાગા.  
ધડપતિ રાવળે ગુંદગઢ ગાળીઓ,  
નવડ ગઢડા ધરા એક નોરે.  
પોહોચ્ય બોટાદ ભીમડાદને પાણવી.  
કાઢીયા અરિ. હરપરા કોરે.  
ફેરવાં જેમ ઝાંઝેડીયાં કળીયાં,  
મરદધર અડાઠમ ખેત માંતે  
જોધ ભાવા હરે ભીમ પાંડવ જહી  
આંબળાં પીપળી કરીઆતે.  
હેકણી બાજુએ સમંદ્ર માઝ્ન હુઓ,  
હેકણી બાજુએ હમસ હાલે.  
ચુંડ ભડ ચોકડી અડગ કીધો હુઓ.  
તણા અખમાલરી જુઓ તાલે.  
લાજ ધણ મોહોણ છાકેક ખાલા બીયણ,  
કવિ એણી રસણ કહે કેતા

પાટ કે બેટ પેરમ તણો પાદશાહ,
અટલ બળ ભોગવે દેશ એતા.
હાથ વખતે ઘણા જોધ વખતા હુઆ,
પ્રથી રખ પાળશે દેખ વખતો.
શીહોરો પાટવી જગોજગ સલામત,
વખતવંત ભાવણો તખત વખતો.

આ વખતે વખતસિંહજી મહારાજને કુંવરો હતા તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ—

(૧) ટીલાયત વિજયસિંહજી અને (૨) બાપજીરાજ આ બન્ને કુંવરો વાળીનહુ અદીબાથી થયેલા અને (૩) રામસિંહજી સરવૈયાણી ચાંદબાથી થયેલા હતા.

(અપૂર્ણ)

'દેશી રાજ્ય' ઓફીસ.

---

# રાજનીતિનું શિક્ષણ

## પોલીસ, લશ્કર અને ન્યાય.

( વર્ષ ૯મું પૃષ્ઠ ૮૪થી ચાલુ )

પાછળના લેખમાં કેટલુંક વિવેચન કરવામાં આવ્યું છે, તેમાં પ્રધાનપણે પ્રજાને સુખી કરવાની રાજાના પોતાના ઉપર રહેલી પવિત્ર ફરજનું વિવેચન છે.

સુખ બે પ્રકારનું છે. એક પ્રજા પોતાના પુરૂષાર્થે મેળવે છે, અને બીજું—રાજા તરફથી પ્રાપ્ત થાય છે.

પ્રજા વ્યક્તિગત પુરૂષાર્થે કરી પોતે નીચે મુજબનાં સુખ મેળવી શકે છેઃ—

(૧) પોતાને સારૂ પુરતું ખાનપાન અને કપડાંલત્તાંના સાધનથી મળતું સુખ.
(૨) પોતાને માટે રહેવા જોઈતી સગવડ પુરી પાડે એવાં ઘર અને નિવાસસ્થાનથી મળતું સુખ.
(૩) પોતાની જરૂરીયાત માટે જોઈતાં વાસણકુસણ, રાચરચીલું, આભુષણો, ગાડીઘોડા વગેરેથી મળતું સુખ.
(૪) પોતાની તંદુરસ્તીથી ઉપજતું સુખ.
(૫) પોતાને સારાં પુસ્તકો વાંચવા તથા અભ્યાસ કરવાથી ઉપજતું સુખ.
(૬) પોતે સદાચારને માર્ગે ચાલવાથી પ્રાપ્ત થતું સુખ.
(૭) પોતાના ધર્મનું પાલન કરવાથી મળતું સુખ.

ઉપર ગણાવેલાં અને બીજાં એવાં ઘણાં સુખો દરેક વ્યક્તિ પુરૂષાર્થ કરીને મેળવી શકે છે. અંગમહેનત, બુદ્ધિબળ, સમયસૂચકતા, અગમચેતી, અને વિવેકપૂર્વક કરકસર વગેરે સદ્ગુણોની તેમાં જરૂર છે.

રાજા મારફતે મળી શકે એવાં સુખો નીચે પ્રમાણે છેઃ—

(૧) દરેક પ્રજાએ પેદા કરેલાં ધન–માલ, બીજો કોઈ લુંટી, લેઈ જશે નહીં અગર જોરજુલમથી પડાવી, લેઈ શકશે નહીં એવી નિર્ભયતાની લાગણીથી પેદા થતું સુખ.
(૨) તેનો કોઈ જાન લેઈ શકશે નહીં, ઘાયલ કરી શકશે નહીં, અગર તેના શરીરે કંઈ પણ ઈજા કરી શકશે નહીં એવી સહીસલામતીને લીધે ઉત્પન્ન થતી લાગણીથી થતું સુખ.
(૩) એક બીજાની સાથેના કજીયા અને તકરારોનો નિકાલ ન્યાયપૂર્વક થશે એવી ભાવનાથી પેદા થતું સુખ.
(૪) દરેક જણ પોતે ગમે તે ધંધો અગર મહેનત કરી પોતાનો લાભ મેળવે, તેમાં કોઈ ડખલગીરી અગર અડચણ કરી શકે નહીં એવી સહીસલામતીથી ઉત્પન્ન થતું સુખ.
(૫) દરેક જણ પોતાના વ્યાપાર રોજગાર અર્થે સારી રીતે આવક કરી શકે એવા રસ્તાઓ તેમજ

બીજાં સાધનોની જોગવાઇને લીધે જે સુખની લાગણી ધરાવે છે તે.

(૬) દરેક જણુ આરોગ્ય અને સ્વચ્છતાના નિયમો પાળે તે માટે જે તે સાધનો અને બંદોબસ્તને લીધે રોગોથી થતા ઉપદ્રવથી સુરક્ષિત રહેવાની ભાવનાને લીધે પેદા થતું સુખ.

(૭) દરદીઓની સારવાર થવા માટે જરૂરનાં દવાખાનાં વગેરેથી દરેક જણને તેઓના મનમાં પેદા થતી સુખની લાગણી.

(૮) કેળવણીને સારૂ જોઈતાં સાધનો નિશાળો, લાઇબ્રેરીઓ વગેરે સ્થપાએલી હોવાથી દરેકને જે સુખની ભાવના ઉત્પન્ન થાય તે.

આ પ્રમાણે બે પ્રકારનાં સુખ ગણાવ્યાં, તેમાં પહેલા પ્રકારનું સુખ દરેકની પોતાની સત્તામાં છે, અને બીજાં પ્રકારનું સુખ સરકારના હાથમાં રહેલું છે. સરકારે તે સુખ પ્રજાને સારી રીતે પ્રાપ્ત થાય એવાં સાધનો પુરાં પાડવાં જોઈએ. વળી પ્રજાને પોતાના પુરૂષાર્થથી પેદા કરવાનાં સુખનો જ આધાર રાજાના તરફથી પ્રજાના સુખને સારૂ જે સાધનો પુરાં પાડવામાં આવ્યાં હોય તે ઉપર વધારે અવલંબી રહેલો છે. માટે રાજાઓએ ખાસ કરીને તેવાં સાધનો પુરાં પાડવા ચુકવું નહીં. જો રાજા તરફથી તેવાં સાધનો પુરાં પાડવામાં આવ્યાં ન હોય તો પ્રજા પુરૂષાર્થ કરતી અટકે છે, અને પરિણામે દુઃખી થાય છે.

રાજાઓને પોતાની પ્રજાનાં સુખ-શાન્તિ અર્થે જે કાર્યો કરવાનાં છે તેમાં પ્રથમ તેઓના જાન-માલના રક્ષણની બાબત છે. તેને માટે સારી પોલીસની ગોઠવણ થવી જોઈએ, જે થતા ગુન્હાઓને અટકાવી શકે તેમજ ગુન્હા થાય ત્યારે ગુન્હેગારો, ચોર અને માલને હસ્તગત કરી ન્યાયને બારણે રજુ કરે.

આ માટે પોલીસ ખાતુ સંખ્યામાં તેમજ કુશળતામાં પૂર્ણ હોવું જોઈએ, તે દેશના વિસ્તાર તેમજ વસ્તીના પ્રમાણમાં પુરતું ગણાય તેવું હોવું જોઈએ. પોલીસના સીપાઈઓ અને અધિકારીઓ પ્રમાણિક, હોશીયાર ચંચળ, અને મહેનતુ હોવા જોઈએ. તેઓને અપ્રમાણિક થવાની લાલચોમાંથી દુર રાખવા સારૂ તેમના પગારો પુરતા અને લાયકાત મુજબ હોવા જોઈએ. પોલીસની ગોઠવણ અને વહેંચણી એવી થવી જોઈએ કે, બધા પ્રદેશમાં સરખી રીતે બંદોબસ્ત રાખી શકાય.

પોલીસની ફરજ અને કૃત્યો સંબંધી નિયમો ઘડવા જોઈએ, અને તેથી તેઓને સંપૂર્ણ વાકેફ થવા શું કરવાનું અને શું નહીં કરવાનું તે સઘળાનું શિક્ષણ આપવું જોઈએ. તે નિયમો વિરૂદ્ધ ચાલનારાઓની નોટીસ લેતાં, તેમને ઘટતી શિક્ષા થવી જોઇએ. જો તે પ્રમાણે ન કરવામાં આવે તો તે જ પોલીસનું તંત્ર પ્રજાનું રક્ષણ કરવાને બદલે ભક્ષણનું સાધન નીવડે.

ખરાબ અને લોભી રાજકર્તાઓ એમ માને છે કે પોલીસ ખાતું રાજ્યમાં પૈસા કમાતું ખાતું નથી, માટે તેનું ખરચ નકામું છે. આ કેવળ મૂર્ખાઈ ગણાય. રાજાને પોતાની જાતના રક્ષણને સારૂ પહેરેગીરો અને જાપતો રાખનારાઓની જેટલી જરૂર છે, તેટલી જ બલકે તેથી વધારે દેશનું અને તેમાં રહેનારી પ્રજાનું રક્ષણ થવા સારૂ પોલીસ બંદોબસ્તની જરૂર છે. રાજા એમ કહી શકે નહીં કે-મારા જાપતાને સારૂ રાખેલા સીપાઈઓ, રાજ્યમાં કંઈ આવક કરતા નથી, માટે તેની મારે જરૂર નથી. તેવી જ રીતે દેશનું અને પ્રજાનું રક્ષણ કરનાર પોલીસખાતું રાજ્યનું કમાણીખાતું નહીં હોવાથી તેની જરૂર નથી એમ રાજા કહી શકે નહીં.

દેશમાં પોલીસનો સારો બંદોબસ્ત હોય નહીં તો લોકોના જાન-માલનું રક્ષણ બરોબર થઈ શકે નહીં. અને તેઓ હંમેશાં ભયમાં રહે. આનું પરીણામ એ આવે કે, લોકો પોતાના ધંધા ઉદ્યોગથી કમાણી કરવામાં ઢીલા પડી જાય. કારણ કે ખુન, લુંટ, ચોરી વગેરેના ગુન્હા કરનારાઓની સંખ્યા દીન પરદીન વધતી જાય, અને તેઓના ધન-માલનો બચાવ તેમજ રક્ષણ થઈ શકે નહીં.

તેટલા માટે રાજાઓએ પુરતા ખરચે પોલીસ ખાતું રાખવું જોઇએ. તેમાં કંઈ પણ કરકસર થવી જોઇએ નહીં. કારણકે પ્રજાના સુખના સાધન તરીકે તેની આવશ્યક્તા છે. માટે પોલિસમાં વગર વિચારે ઘટાડો નહીં કરતાં, જેમ જેમ જરૂર લાગે તેમ તેને મજબુત અને કુશળ બનાવવાની તજવીજ રહેવી જોઇએ.

દેશના બંદોબસ્તને માટે રાખેલી પોલીસનો ઉપયોગ તેજ કામમાં થવો જોઇએ. નહીં કે પોલીસ ખાતાનો પગાર ખાય અને કામ ગમે તે સોંપવામાં આવે. આ પ્રમાણે થવાથી પોલીસ ખાતાનું બંધારણ બગડી જવાનો સંભવ છે. માટે તેથી સાવધ રહેવું જોઇએ.

કેટલાંક દેશી રાજ્યમાં આવી કઢંગી પદ્ધતિ ચાલે છે. પોલીસ ખાતાના સીપાઈઓ રાણી રાજલોકનાં પરચુરણ કામ કરવા સારૂ રોકવામાં આવે છે, જેથી તેઓ પોતાની કવાયત, કામ વગેરે ભુલી જાય છે, અને પોલીસનો તેવો ઘણો ભાગ નકામો બનવાથી, પરીણામે રાજ્યને હાની થાય છે.

પરચુરણ કામમાં પોલીસને એક જગોએ રોકવાનો દાખલો લેઈ, બીજા ખાતાવાળાઓ પણ તે પ્રમાણે પોલીસને અન્ય કાર્યોમાં રોકે છે. આમ પોલીસની ઘણી સંખ્યા બીજાં ખાતાંમાં કામ કરતી થવાથી, પોલીસ ખાતાને તેઓનુ નકામુ ખરચ ઉઠાવવું પડે છે, અને તે ખાતું નિર્બળ થાય છે. માટે રાજાઓએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે પોલીસ ખાતું આવી રીતે અવ્યવસ્થિત થાય નહીં.

વળી રાજ્યમાં પુરતી અને હોંશીઆર પોલીસ હોવાથી લુટારાઓ અને બારવટીયાઓની ટોળીઓ જામતી અટકશે. સારા પોલીસ જાપતાને અભાવે–આગળ રાજ્યોમાં આવી ટોળીઓએ ઘણી જ સતાવણી કર્યાના દાખલાઓ મોજુદ છે. તે ટોળીઓને નાબુદ કરવાને સારૂ લશકરોનો ઉપયોગ કરવો પડેલો છે–અને રાજ્યને ઘણા ખરચમાં ઉતરવું પડેલ છે. માટે પોલીસખાતાની બરોબર વ્યવસ્થા દરેક રાજ્યમાં હોવી જરૂરની છે. જો તે પ્રમાણે બંદોબસ્ત રહેશે નહીં તો આવી લુટારા તેમજ બારવટીયાઓની ટોળીયો બંધાવાનો ભય ઉત્પન્ન થશે. જ્યાં નબળી પોલીસ હોય છે ત્યાં આવી ટોળીઓ ફાવી જાય છે, અને રાજ્યમાં ઘણો ઉપદ્રવ કરે છે. પ્રજાના જાન-માલ ભયમાં આવી પડે છે, સ્થિતિ દુઃખદાયક થાય છે. માટે જેવી રીતે બળતી આગને શરૂઆતમાં જ હોલવી નાખવાથી ફેલાવા પામતી નથી, તેવી જ રીતે આ ટોળીઓને પ્રથમથી જ જામતી અટકાવવા સારૂ સારી અને મજબુત પોલીસની હંમેશાં જરૂર છે.

દેશી રાજ્યમાં, પોલીસના સારા બંદોબસ્તની જરૂર માત્ર દેશની પ્રજાની સુખ શાન્તિને અર્થે છે, એમ સમજવાનું નથી. બ્રીટીશ રાજ્યની પ્રજાની સહીસલામતીને સારૂ પણ તે જરૂરની છે. કારણ બ્રીટીશ રાજ્યની પ્રજાને દેશી રાજ્યની હદમાં થઈને કાર્ય પ્રસંગે આવ જા કરવી પડે છે. માટે જો પોલીસનો સારો બંદોબસ્ત હોય નહીં તો બ્રીટીશ રૈયતને ખમવું પડે છે. તેઓનાં ખુન થાય, લુંટ ચોરી થાય, વગેરે ગુન્હાઓ બ્રીટીશ સરકારની નોટીસમાં આવે, જેથી તે દેશી રાજ્યમાં ગેરવ્યવસ્થા ચાલે છે એવી નોંધ લેવામાં આવે. પરીણામે દેશી રાજ્યોને હાનિકારક નીવડે.

વળી દેશી રાજ્યોમાં રહેતી બદમાસ ટોળીયો બ્રીટીશ હદમાં જઇને ગુન્હા કરી આવે તેઓને પકડીને સોંપવા સારૂ પણ હોંશીયાર પોલીસ જોઇએ. તેવા ગુન્હેગારો તથા ચોરમાલને હસ્તગત કરી બ્રીટીશ અધિકારી તરફ ઇનસાફ થવા સારૂ સોંપવાની દેશી રાજ્યોને માથે ખાસ ફરજ રહેલી છે.

દેશી રાજ્યોની રૈયત ઘણી વખત તે રાજ્યમાં ગુન્હાઓ કરી બ્રીટીશ હદમાં ભરાઇ રહે છે. આવા પ્રસંગે તે ગુન્હેગારો બ્રીટીશ પોલીસની મદદ મેળવી પકડવા પડે છે. જો દેશી રાજ્યની પોલીસ તેઓની સાથે આ કામ કરવામાં પુરતી હોશીયાર માલમ પડે નહીં તો ગુન્હેગારોનો પત્તો મેળવી શકાય નહીં. આ પ્રમાણે દેશી રાજ્યમાં ગુન્હાઓ વધતા જાય.

બ્રીટીશ રાજ્યના સંબંધમાં જેટલા હોશીયાર પોલીસની દેશી રાજ્યને જરૂર છે, તેવી જ રીતે તેઓનાં પડોસી રાજ્યોના સબંધમાં પણ સમજવું. અરસપરસ રાજ્યોને પોલીસની મદદની જરૂર પડે છે. ટુંકામાં રાજ્યની સારી વ્યવસ્થાનો મુખ્ય આધાર પોલીસ ઉપર રહેલો છે. માટે તે ખાતાને ખાસ હોશીયાર અને તાજું રાખવું જોઇએ.

કેટલાંક દેશી રાજ્યોમાં એવા દોઢ ડાહ્યા માણસો હોય છે કે રાજાને પોલીસ ખાતામાં વધારે ખરચ નહીં રાખવાની સલાહ આપે છે. આવી સલાહ હાની કારક છે, માટે તે માન્ય કરવી નહીં. રાજ્યની આબાદી અને સુખ શાન્તિ સારા પોલીસ બંદોબસ્ત ઉપર છે. માટે આવી ઉલટી સલાહ આપનારને તો રાજાઓએ દુર રાખવા ઘટે છે.

કેટલીક જગોએ જુના રીવાજ પ્રમાણે સરદારો અને સીલેદારો પોલીસનું કામ કરે છે. પણ આ નવા જમાનામાં તે ચાલી શકે નહીં. હાલ તો સુધરેલી અને કવાયત પામેલી સારી પોલીસની આવશ્યકતા છે. માટે પોલીસના સુધારાના કામમાં તેઓને આડે આવવા દેવા જોઇએ નહીં.

છેવટમાં કહેવું જોઇએ કે ધર્મશાસ્ત્રો પણ રાજાઓને પોતાની પ્રજાનું બરાબર રક્ષણ કરવાની આજ્ઞા કરે છે. માટે જે રાજા આ ફરજ અદા કરવામાં ચુકે છે, તે રાજ્ય-પદવીને લાયક નથી એમ કહેવામાં કોઈ પણ જાતનો અન્યાય થતો નથી.

રાજાના રાજ્યની શ્રેષ્ઠતા તેની પ્રજાની સુખ-શાંતિ અને આબાદી ઉપરથી અંકાય છે, અને પ્રજાના સુખનો મુખ્ય આધાર તેના જાન-માલના રક્ષણ ઉપર છે. પ્રજાના જાન-માલનું રક્ષણ પોલીસના સારા બંદોબસ્તને આભારી છે. આ વિષય સંબંધી ઉપર વિવેચન કરવામાં આવ્યું છે. છતાં તે સંબંધી વિશેષ કહેવાની જરૂર છે. પોલીસની મુખ્ય ફરજ રાજ્યમાં ગુન્હા થતા અટકાવવાની છે. છતાં ગુન્હાઓ બને તો ગુન્હેગારોને પકડીને શિક્ષાએ પહોંચાડવાની છે. એ પ્રથમ કહેવામાં આવ્યું છે.

"પોલીસ" એ રાજ્યનું ખરૂં બળ છે. રાજા ગમે તેવાં લોકહિતનાં ફરમાનો અને હુકમો કાઢે પણ તેની બજાવણી કરવાને મજબુત પોલીસ ન હોય તો, હુકમો અને ફરમાનો નકામાં નીવડે છે.

દાખલા તરીકે એક ભીલ ગુન્હેગારને પકડવાને વારન્ટ કાઢવામાં આવ્યું હોય, અને તેને પકડવાની તજવીજ થતાં તેની કોમના ભીલોએ હુલ્લડ મચાવ્યું અને તેને પહોંચી વળવાને પુરતી અને હોશિયાર પોલિસ હોય નહીં તો ગુન્હેગારને પકડાય નહીં.

તેવી જ રીતે હીંદુ-મુસલમાન વચ્ચે તકરાર થાય અને વાત વધી પડે, એકબીજા મારામારી કરે, તો હુલ્લડને કાબુમાં લાવી શકે એવી પોલીસ જોઈએ. નહીં તો રાજ્યની સત્તાને બાધ આવે. નીકળેલાં ફરમાનો અને હુકમો અમલમાં મુકાય નહીં. પરીણામે પ્રજા, રાજાની સત્તાનો અનાદર કરી વખતોવખત હુલ્લડો કરે અને ધાંધલ મચાવે.

આવી વસ્તુસ્થિતિને પહોંચી વળવાને છેવટે રાજ્યને લશ્કરનો ઉપયોગ કરવો પડે છે. તેટલા માટે રાજ્યમાં જેવી પોલીસની જરૂર છે તેવી જ રીતે લશ્કરની પણ જરૂર છે. રાજ્યની શકિતના પ્રમાણમાં લશ્કરી સીપાઈઓ પણ રાખવા જોઇએ.

પોલીસ જેવી કવાયતી અને કેળવાયેલી હોવાની જરૂર છે, તેથી અધિક જરૂર આ લશ્કરી સિપાઇઓને માટે છે. તે સારા, મજબુત, હોશિયાર અને તાલીમ પામેલા હોવા જોઈએ. તે ગમે તેવા બીનકેળવાયેલા સીપાઇઓ હોવા જોઇએ નહીં. સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ખાલી લશ્કરી દેખાવ અગર દમામની ખાતર તે ખાતે વધારે ખરચ કરી દેવાનું વલણ રાખવું નહિ. લશ્કરી અધિકારીઓને ઘણી વખતે એવી ટેવ હોય છે કે, જરૂરીઆત વગર તેઓના ખાતા સંબંધી ભલામણો રજુ કરે છે, પણ રાજાએ તે મંજુર કરતાં પહેલાં વિચાર કરવો જોઈએ.

શરૂઆતમાં રાજાઓને પોતાના લશ્કરીખાતાની વ્યવસ્થા તરફ જેવું લક્ષ હોય છે તેવું પાછળથી નથી હોતું. વખત જતાં તે તરફ બેદરકારી ઉત્પન્ન થવાથી, જોઇએ તેવી લશ્કરની મજબુતી અને ઉપયોગીતામાં ઘટાડો થઈ જાય છે, અને લશ્કર માત્ર નામનુંજ થઈ જાય છે. આ પ્રમાણે થવા પામે નહીં તે તરફ હંમેશાં લક્ષ રાખવું જોઇએ. પ્રજાના સુખ અને જાનમાલના રક્ષણનો આધાર આ પોલીસ અને લશ્કરખાતું બન્ને છે. તે ઉપરાંત રાજાનો હુકમ અને સત્તાનો અમલ પણ તે ઉપર અવલંબી રહેલો છે. માટે આ બન્ને ખાતાં તરફ ઘટતું લક્ષ રાજાઓએ આપવું જરૂરનું છે.

આ ઉપરાંત રાજાઓને ન્યાયખાતાની સારી અને પ્રામાણિક પદ્ધતિ રચવાની જરૂર છે. તેમાં ઉપરી કોર્ટથી માંડીને છેક નાની કોર્ટો સુધી ન્યાય મેળવવાનું સાધન પ્રજાને પુરૂં પાડવું જોઇએ, જ્યાં નિષ્પક્ષપાત અને શુદ્ધ ન્યાય એક સરખી રીતે મળે.

પ્રજામાં જુદી જુદી પ્રકૃતિ અને સ્વભાવની વ્યક્તિઓ હોય છે. તેમાં એકબીજા વચ્ચે ગેરસમજુતી અને તકરારો થવાના સંભવો ઘણા છે, તેની યોગ્ય રીતે પતાવટ કરવા સારૂ કોર્ટો સ્થાપવામાં આવે નહીં તો કજીયા વધી પડે. નાના કજીયાઓ મોટું સ્વરૂપ પકડે અને ફીસાદ ઉત્પન્ન થાય. પરીણામ એ આવે કે લોકોની શાન્તિનો ભંગ થાય, વ્યાપાર રોજગારો જોખમમાં આવે, અને રાજ્યની આબાદી થતી અટકે તેથી ન્યાયની કોર્ટોની અવસ્ય જરૂર છે.

ન્યાયની કોર્ટોને અભાવે જ્યારે પ્રજામાં આવી રીતે અશાન્તિ થાય અને લોક દુઃખી થાય, તો રાજાના મુખ્ય ધર્મને ધોકો પહોંચે. ન્યાયની કોર્ટો હોય તો પ્રજામાં જેને શારીરિક, આર્થિક અને માનસિક હાનિ બીજા તરફથી થઈ હોય, તેને સારૂ રીતીસર ફરીયાદ માંડી તે દાદ મેળવી શકે છે. તકસીરવાન હોય તેને શિક્ષા થાય છે. આ પ્રમાણે થવાથી બીજા તેવી તકરારમાં આવતા અટકે છે, અને જેને નુકસાન પહોંચ્યું હોય તેનું વળતર થાય છે.

તેટલા માટે ન્યાયની કોર્ટો દરેક સારા રાજ્યમાં સ્થાપવી જરૂરની છે. તે કોર્ટો ગુન્હેગારો, તેમજ નુકસાન કરનારાઓને શિક્ષાએ પહોંચાડી, જેને નુકસાન થયું હોય તેને બદલો અપાવે છે. વળી પ્રજામાં આથી કરીને નવા ગુન્હાઓ થતા બંધ થાય છે. જેઓ શિક્ષા પામ્યા હોય તેઓ પણ ફરી ગુન્હા કરતા અટકે છે ટુંકામાં પ્રજાની અંદર લુચ્ચાઈ, દગો, ચોરી, ઠગાઇ આદી કરનારાઓ સુધારા ઉપર આવે છે અને એકંદરે પ્રજા સુખી થાય છે. આ બધો પ્રતાપ પ્રમાણિક અને કુશળ ન્યાયની કોર્ટોનો છે.

રાજાઓએ પોતે જાતે ઇન્સાફ કરવાનું કામ માથે વહોરી લેવું જોઇએ નહીં. તેનાં કારણો નીચે મુજબનાં છેઃ—

(૧) કાયદાના અભ્યાસમાં તેઓ કુશળ હોતા નથી, તેથી ઇન્સાફમાં વખતોવખત ભુલો થવાનો સંભવ છે.

(૨) ઇનસાફનું કામ નિયમીત થવાની જરૂર છે. રાજાઓ તે પ્રમાણે કરી શકે નહીં તેથી કામમાં ઢીલ થાય અને દાદી ફરીયાદી હેરાન થાય.

(૩) રાજા જાતે ઇનસાફ કરવામાં શીરસ્તેદાર-કારકુનોની મદદ લે, તેઓ લાંચીયા થઈ જવાનો સંભવ છે.

(૪) રાજાઓ પોતાના માનીતા અને ખુશામતીયાના લાભમાં ઉતરવાથી લોકોમાં બદનામ થાય.

(૫) સ્વતંત્ર કોર્ટોના ન્યાયાધીશોની કીંમત ઘટી જાય અને કજીયા દલાલો રાજાની પાસે જ દાદી ફરીયાદીને ઇનસાફ મેળવવાનું શીખવે.

(૬) ન્યાય ખાતાની પરનાળીકા બગડી જવાથી પ્રજાને ઇનસાફ મળે નહીં. લોકો રાજા ઉપર નારાજ થાય, અને આગળ બ્રીટીશ સરકારને અપીલ કરે.

(૭) રાજાએ કરેલા ઠરાવો ફેરવવાનો વખત આવે, જેથી રાજ્યસત્તાને ખામી પહોંચે.

(૮) અખબારોમાં તેવા કેસોની ચર્ચા થાય. પોલીટિકલ ખાતાવાળા પણ ખોટી રીમાર્ક કરે.

(૯) આ ઉપરથી આગળ વધનાર વ્યક્તિ સાથે રાજાની હંમેશને માટે ઈતરાજી થવાનું કારણ બને.

(૧૦) ઘણા દાખલાઓ એકઠા થવાથી રાજ્ય સામેના દુશ્મનો વધે. અને પરિણામ હાનિકારક નીવડે.

ઉપરનાં કારણોને લીધે રાજાઓએ પોતે-જાતે ઈન્સાફ આપવાનું માથે રાખવું નહીં, પણ યોગ્ય કોર્ટો સ્થાપી તેની મારફતે પ્રજાને ઈન્સાફ મળે એવી ગોઠવણ કરવી જોઇએ.

કેટલાંક દેશી રાજ્યોમાં રાજાઓને નજરાણાં આપી ઇન્સાફ ખરીદવાનો રીવાજ છે. આ રીવાજ ઘણોજ અધમ છે રાજાએ ન્યાયને વેચવો એ કેવળ પોતાના ધર્મને વેચ્યા બરોબર ગણાય. ન્યાય એ જ રાજ્યાસનની શોભા છે.

બ્રીટીશ સરકાર આજકાલ દેશી રાજ્યોમાં પ્રજાને કેવો ઈન્સાફ મળે છે, તેનું સંપૂર્ણ અવલોકન કરે છે. માટે તે તરફ સાવધાની રાખવાની ખાસ જરૂર છે. પ્રજાને ગેરઈન્સાફ મળવાથી રાજ્યવ્યવસ્થા વગોવાય છે. છેવટે એવો સમય આવી પડે છે કે રાજાને પોતાની ગાદી છોડવી પડે છે.

ન્યાયની કોર્ટોના અધિકારી પ્રમાણિક કાયદા કાનુનમાં કુશળ અને સદવર્તન ધરાવનારા હોવા જોઈએ. તેઓને સારા માન મર્તબા અને પગાર આપી રાખવા જોઇએ. મુખ્યત્વે કરીને સહુથી ઉપરી કોર્ટનો અધ્યક્ષ ઉત્તમ પ્રકારનો પસંદ કરવો જોઈએ, કે જેથી તેની નીચેની કોર્ટોનું તંત્ર પણ સારૂં ચાલે.

રાજાઓએ કોર્ટોના ન્યાયના કામમાં કદી વચ્ચે પડવું નહીં. તેઓને સ્વતંત્રપણે શુદ્ધ ન્યાય આપવા દેવાના કામની વખતો વખત કદર કરી પ્રોમોશન આપવું આ પ્રમાણે થવાથી ન્યાયની કોર્ટોના અધિકારીઓ નિર્ભયપણે સ્વતંત્રતાથી કામ કરી શકશે.

પોતાના મિત્રો અગર સગા વહાલાં-સંબંધી ન્યાયાધીશો પાસે કદી ભલામણ લઈ જવી નહીં. જો એક પણ કેસમાં તેમ થશે તો પ્રથા બગડી જશે, અને ન્યાયની કોર્ટો વગોવાશે એ ખાસ ધ્યાનમાં રાખવું.

પોતાનો હજુરીયો અગર કોઈ પણ દરબારી નોકરના સબંધમાં ન્યાયના કામમાં વચ્ચે પડવું નહીં. તેઓને સાફ કહી દેવું કે "ઈનસાફના કામમાં વચ્ચે અવાય નહીં. ત્યાં તમોને ઇનસાફ મળશે." આ પ્રમાણે જ્યાં રાજાઓ ઈનસાફના કામમાં આડે આવે નહીં, જ્યાં ન્યાય કોર્ટો ઘણુંજ સારૂં અને નિષ્પક્ષપાતપણે કામ કરી શકે છે.

હજુરીઓ અને દરબારી નોકરો જ્યારે ગુન્હા કરે ત્યારે તેઓના ઉપરનો ઈન્સાફ પણ ન્યાયની કોર્ટમાં થવો જોઇએ. કોઈ રીતે ખાનગી પતાવટ કરવાનો રીવાજ રાખવો નહીં. આ પ્રમાણે થવાથી તેઓ ગુન્હા કરતા અટકશે. કેટલાક રાજાઓ દરબારી નોકરોને ખાનગી રીતે શિક્ષા કરી ગુન્હાઓ પતાવી દે છે, એ રીતી પસંદ કરવા જેવી નથી.

રાજાઓએ તો પોતાનાં સર્વે-ન્યાય ખાતા અને બીજાં-ખાતાં ઉપર સર્વોપરી સત્તાની દૃષ્ટીએથી જોવાની પ્રથા રાખવી અવશ્યની છે. તેઓએ તાબાનાં અધીકારીઓનાં કામ જાતે કરવાનાં નથી, પણ ફક્ત નજર રાખવી કે દરેક ખાતું પોતાને સુપરતનું કામ ધારા-ધોરણસર બરોબર ચલાવે છે કે નહીં. રાજાઓએ પોતનો મર્તબો એ રીતે ખાસ કરીને જાળવવો જોઈએ.

રાજાઓને પોતાનું રાજ્યતંત્ર એક હોંશીયાર-નાવીક (નાખુદા)ની માફક ચલાવવાનું છે, નહીં કે એક ખલાસીની માફક. તે પોતાના રાજ્યતંત્રનો આત્મા છે. જેવી રીતે શરીરમાં આત્મા ચૈતન્ય પુરે છે તેવી જ રીતે રાજા પોતાના આખા રાજ્ય-યંત્રમાં ચૈતન્યને પુરનાર છે. તેને શરીરના એક અવયવની માફક કામ કરવાનું નથી. તેથી કરીને રાજ્ય-તંત્રની રચના તેમજ ઘટના એવી સારી હોવી જોઈએ, કે જેમ શરીરમાં દરેક અવયવો પોતાનું કામ સ્વતંત્રપણે બજાવતાં છતાં તેઓનો મુખ્ય આધાર તેમાં ચેતન પુરનાર આત્મા છે, તેવીજ રીતે આખા રાજ્યતંત્રમાં પણ દરેક ખાતાનો ઉપરી સ્વતંત્રપણે કામ કરતાં

છતાં તેમનો ખરો નેતા રાજા પોતે છે, એવી સર્વોપરિ દૃષ્ટી સ્થાપવી જોઇએ,

શરીરની સુદૃઢતા અને તન્દુરસ્તીનો મુખ્ય આધાર આત્માના ચૈતન્ય ઉપર હોવાથી તેને સબળ રાખવાની જેટલી કાળજીની જરૂર છે, તેટલીજ આ રાજ્યમાં સર્વોપરી સત્તારૂપી ચેતન પુરનાર આત્મ સ્વરૂપ રાજાની સુદૃઢતા અને તન્દુરસ્તીને માટે કાળજી રાખવાની આવશ્યકતા છે. માટે રાજ્યને ધારા-ધોરણના નિયમો પ્રમાણે ચલાવવાની ગોઠવણી કરવી જોઈએ, કે તેના કાર્ય-ભારની વહેંચણી પ્રમાણે એક યંત્રની માફક સઘળી વ્યવસ્થા ખાતાવાર ચાલ્યા કરે. આવી સુવ્યવસ્થિત ઘટના હોવાથી રાજાને-જાતે દરેક કામમાં ઉતરવું પડે નહીં. ફક્ત સર્વોપરિ દૃષ્ટિ રાખી પોતાની સત્તા જમાવવી જોઈ એ.

---

# જમીનની માલેકીનો સવાલ*

( લેખકઃ—સ્વ. મગનભાઈ ચતુરભાઈ પટેલ )

જમીન સરકારની માલેકી હોવાનું તદ્દન ખોટું માલમ પડ્યું છે. તેથી ભોગવટો કરનાર અને રાજ્ય વચ્ચે, સરકાર પાસેથી જમીન પટે લઇ ને, ભોગવટા બદલ ભાડું ઠરાવવું અને એવું ભાડું આપવામાં કસુર થાય તો તેની શિક્ષા તરીકે તે ખાલસા કરવી એવી શરતની કાંઇ ચોકકસ કબુલાત હોવાનું ધારવું અશકય છે, અને એવા પટાના અંત પછી જમીનનો કબજો પાછો મેળવવાનો સરકારને હક છે એ પણ એટલુંજ મૂર્ખાઈ ભરેલું છે. જમીન મહેસુલ એક પટાની રૂયેનું ભાડું ન હોવાથી તે માત્ર કર છે અને તેનો અમલ જમીનદાર અને ગણોતીઆની કબુલાતની રૂયેના સંબંધનાં નિયમો પ્રમાણે નહિ પણ કરના નિયમોની રૂયે થવો જોઇએ. એ બેઉ વિચારોનો એટલો બધો નિકટ સંબંધ છે કે તે વિષે આપણે સાથે વિચાર કરવો જોઈએ.

સનદો આપીને ચોક્કસ કબુલતો જમીનદારીની પદ્ધતિમાંજ થાય છે, પણ એવી બાબતોમાં સરકારે સ્પષ્ટપણે જાહેર કર્યું છે કે જમીનદારો જમીનના માલીકો છે અને તેમણે અમુક રકમ જમીનવેરા તરીકે આપવાની હોય છે. આ અર્થમાં, સરકાર કબુલ કરે છે કે જમીન મહેસુલ, ઉપરના અર્થ પ્રમાણે ભાડું નથી પણ માત્ર કર છે. રૈયતવારી પદ્ધતિની બાબતમાં જેને સ્હેજસાજ પણ જ્ઞાન હશે તે કબુલ કરશે કે સરકાર અને ભોગવટો કરનારની વચ્ચે કાંઈ પણ કરાર નથી. બેડન પોવેલ પહેલા પુસ્તકના ૩૧૯ પાને મુંબઈની પદ્ધતિ વિષે બોલતાં હેઠળના સ્પષ્ટ શબ્દોમાં કબુલ કરે છે કે "અપર ઇન્ડીયાના જેવી કોઈપણ પદ્ધતિ નથી; એટલે કે, ત્યાં આખા ગામપર અમુક કરની રકમ સૂચવવામાં આવે છે. ગામના લોકોની સાથે તે વિષયપર ચર્ચા થાય છે અને કદાચ કાંઈક રકમ ઓછી કરવામાં આવે છે અને પ્રતિનિધિઓની સાથે શરતો નક્કી કરી નિર્ણય લાવે છે અને તેઓ જવાબદાર રહેવાને કબુલાતનામું કરે છે." મુંબઈની પદ્ધતિ પ્રમાણે અમુક બાંધી મુકેલા નિયમ પ્રમાણેના દરે એકરદીઠ કર આકારવામાં આવે છે અને ભોગવટો કરનારે તે આપવોજ જોઇએ અથવા

* આ લેખના પૂર્વ ભાગો અગાઉના અંકોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

તો જમીન છોડી દેવી પડે. કેવું ભયંકર! જો ભોગવટો કરનાર ધારે કે કર અસહ્ય છે તો તેણે, જે મિલ્કત જમાનાઓ સુધી પોતાની હતી અને જે પોતાની મહેનત અને પૈસાવડે ફળદ્રુપ થઈ હતી તેનો ત્યાગ કરવો! આ ગમે તેટલું અન્યાય ભરેલું અને જુલ્મી હોય તો પણ રૈયતવારી સેટલમેન્ટની બાબતમાં આ ખરેખરી. બીનાઓ છે અને ખેડા જીલ્લામાં ગામડાંઓનાં લોકોએ રિવિઝન સેટલમેન્ટના ક્રૂર વધારાઓ સામે કેવો મજબુત વાંધો ઉઠાવ્યો હતો તે મેં સાંભળ્યું છે, અને તેમને સર્વેયરો તરફથી દયા વગરનો જવાબ મળતો કે જો તેઓ આકારેલી રકમ આપવાને રાજી નહિ હોય તો તેમણે જમીન છોડી દેવી અને તેથી લાચારીથી તેમને શાંત થવું પડતું. ખેતીવાડીના કુલ નફાના ૫૦ ટકા કર પોતાના કહેવા પ્રમાણે સરકાર બીજી કઈ રીતે આકારે જ્યારે બીજી આવકો ઉપર તેઓ રૂા, ૧૦૦૦ ઉપર માત્ર રૂા. ૨૦ અથવા તો બે ટકાજ લઈ શકે છે? અને બેઉની આર્થિક સ્થિતિમાં કેટલો બધો વિરોધ! ખેડુતને પોતાના કુલ નફાનો અડધો ભાગ આપવાનું ફરમાવવામાં આવે છે જેથી તે અત્યંત ગરીબાઈમાં આવી પડે છે અને ભુખમરાથી પીડાય છે; જ્યારે એક વેપારી માણસ જે પોતાની આવકના બે ટકા આપે છે તેને જીંદગીની કાંઇક મોજશોખો ભોગવવાનું પાલવી શકે છે.

લોકો આવા સંજોગોમાં જમીનને કેવી રીતે જાળવી શકયા તે કદાચ કોઈને અજાયબ જેવું લાગે. આ તપાસનો બીબાએ સંપૂર્ણ રીતે જવાબ આપ્યો છે. અને મારા ૨૦ મી જાનેવારીના પત્રમાં આપેલો છે. અને તે જવાબ થોમસ મનરોએ લગભગ એજ શબ્દોમાં માન્ય કરેલો છે. અને પોતાના ચુકાદાના ૭૦ મા પાને ચીફ જસ્ટીસ વેસ્ટ્રાપ હેકળના શબ્દો ટાંકે છે:-"તેટલા માટે એમ અનુમાન કરી શકાય કે કેટલાક જીલ્લાઓમાં મિરાસ જમીનમાં જમીનદારને ગણોત ભાડું (કુલ નફો) મળતું નથી. પણ આથી મિલ્કત અનિષ્ટ થતી નથી, કારણ કે માણસને પોતાની મહેનત અને નાણાં રોકવાનો કાંઈ રસ્તો રહેતો નથી ત્યારે જમીન ઘણી ઉપયોગી થઈ પડે છે જેથી આ ચાકરી જળવાઈ રહે. વસ્તીના ૮૦ ટકા માત્ર ખેતીપરજ આધાર રાખે છે કારણ કે તેમને ગુજરાનના કાંઈ પણ સાધનો નથી કે જે પર નિર્વાહ કરે. માલીક જમીન રાખી રહે એ કાંઈ તેના સુખનું ચિહ્ન નથી. તેમજ કરનો વધારે બોજો નાંખવાનું વ્યાજબી કારણ નથી. કારણ કે થોમસ મનરોના અનુભવ પ્રમાણે મિલકતના ભાગનો સરકારના ભારે માંગણાથી નાશ થયો છે અને તેથી માલીકનો સંબંધ વધવાને બદલે ઘટી ગયો છે, તે પોતાના બાપદાદાની મિલકત મુકી દેતો મથી, અને ખેડુત અથવા તો મજુર તરીકે તે પર ગુજરાન ચલાવી શકે છે, પણ જો સરકારને મહેસુલ આપ્યા પછી, અને મજુરી બદલ આપવાનું હોય તે આપ્યા પછી, ઘણીજ નજીવી રકમ બાકી રહે તો તે પોતાની જીંદગીનો તેમજ મિલકતનો જલદીથી ત્યાગ કરશે." કોઇ પણ સુધરેલી સરકાર ખેડુતોની આવી લાચાર સ્થિતિનો લાભ લઈ શકે નહિ, પણ હિંદમાં બ્રિટિશ અમલદારોનો "શાસ્ત્રીય રાજ્યવહિવટ" આવો છે!

ભોગવટો કરનાર તથા રાજ્ય વચ્ચે કાંઈ પણ ચોક્કસ કરાર હોતો નથી અને જમીનદાર અને ગણો-તીઆના કરાર જેવો સંબંધ હોઇ શકે નહિ. આ કરારી અથવા બીજી રીતનો સંબંધ તદ્દન ખોટો છે અને તે પ્રિવીકાઉન્સિલના સૌથી ઉંચા દરજ્જાના ન્યાયાધિકારીએ બતાવેલું છે. કારણ કે લૉર્ડ રોમિલી, ૧૧ મુરઇન્ડિયન અપીલના ૩૪૫ મા પાને કહે છે કે, "એ જરા પણ પટાની બાબત નથી. થોડી મુદ્દતનો પટો તો હોઈ શકે જ નહિ. તે જમીનની સંપૂર્ણ માલેકીની બાબત છે અને સરકારનો હક જમીન ગણોતે આપનાર તરીકેનો નથી." વળી "આ બાબતમાં સરકાર અને જમીનના માલીક વચ્ચે જમીનદાર અને ગણોતીઆના જેવો સંબંધ નથી. કારણ કે જમીનનો માલીક જમીનદાર (ભોગવટો કરનાર) છે અને (પેટા-ધારણું કરનાર) ગણોતીઓ

નથી. સરકાર ભાડું (કર) અથવા ફરૂકાની માલીક છે. તેને ગમે તે નામે કહો તોપણ તે હક અને દાવો ફરના સંબંધમાં જ છે. તેમાં જમીનના કબજાનો સમાસ થતો નથી; જો કે એવો હક ખાલસા અથવા માલીકી કયાંથી થઈ શકે."

હિન્દમાં જમીનની પદ્ધતિના પ્રશ્ન પર સરકારનો સૌથી ઊંચો અધિકારી બેડન પોવેલ આ વિષયને લગતી સરકારની સ્થિતિ સંક્ષેપમાં બ્યાન કરતાં કહે છેઃ-હું કયારનોએ કહી ચુકયો છું કે સરકાર સઘળી જમીનની તુરતની અથવા તો એકલી માલીક નથી. પણ જો કોઈ બીજો માલીક ન હોય તો છેવટે તેને માલીક થવાનો હક છે, જેમકે બિન ભોગવટાની પડતર જમીનની બાબતમાં અથવા ગુન્હા માટે જપ્તી અથવા ખાલસાની બાબતમાં સરકાર માલીક થાય છે."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સરકાર અને ભોગવટો કરનાર વચ્ચે જમીનદાર અને ગણોતીઆ વચ્ચે હોય છે તેના જેવો કરારનો અથવા બીજો કોઈ સંબંધ નથી. અને તેથી સરકારને જમીનદાર તરીકે જમીનનો કબજો મેળવવાનો હક નથી. અને માત્ર જ્યારે કોઈ માલીક ન હોય ત્યારે લઈ શકે અને ત્યારે પણ મારા ગયા લેખમાં બતાવ્યા પ્રમાણે, લોકોના લાભ માટે જ લઈ શકે.

જમીન મહેસુલ, પટામાં લખેલું ભાડું નથી. એ તો માત્ર જમીનવેરો છે. અને આ વિષે બેડન પોવેલ આમ કહે છેઃ-જમીન મહેસુલ ભાડું તરીકે ગણી શકાય નહિ. રૈયતવારી જમીન કે જેમાં (મુંબઈની માફક) કાયદામાં જમીન ધારણ કરનારને, માલીક નહિ પણ ભોગવટો કરનાર કહેવામાં આવે છે. તેમાં પણ તે ભાડું તરીકે તે ગણી શકાય નહિ. અહીં એટલુંજ કહેવું બસ છે કે ભોગવટો કરનારની ખાસ વ્યાખ્યાથી સરકારને ખરાં ભાડાંનો હક મળતો નથી. કોઈ પણ ઠેકાણે અને કોઈ પણ જમીન મહેસુલની પદ્ધતિમાં મજૂરીનો ખર્ચ અથવા ખેતીનો ખર્ચ અને મુડીનો નફો બાદ કર્યા પછી બાકી રહેતી સઘળી રકમ લેવાનો દાવો સરકાર કરતી નથી." જમીન મહેસુલની બાબતમાં બોલતાં હજુ સંતોષ થાય નહિ અને વધુ વ્યાખ્યાની જરૂર પડે તો હું કહીશ કે તે ખેતીવાડીની આવક પરનો એક કર છે. (પુ. ૧-૨૩૯) વળી જમીન મહેસુલના નાના પુસ્તકમાં ૨૧૫મા પાને બેડન પોવેલ કહે છે "જમીન મહેસુલનો અમલ ખેતીવાડીની આવકના કર તરીકે થાય છે, એટલે કે, જમીનની ખેડના નફામાંથી રાજ્યને અપાતો ફાળો છે અને જેમ બીજા ઉદ્યોગો અને ધંધાના નાણાંમાંથી આવક કરનો ફાળો અપાય છે તેના જેવી જ છે." આ હકીકત મનુએ જણાવેલા જમીનવેરાનાં જેવીજ છે અને તે મેં મારા અગાઉના લેખમાં જણાવેલું છે.

આવકનો કર જેમ ઉદ્યોગ હુન્નર પરનો કર છે તેમ જમીન મહેસુલ માત્ર જમીન પરનોજ કર કહેવાય તો, જમીન સરકારની માલીકીની ગણાય નહિ. કારણ કે તેમ હોત તો, ઉદ્યોગ હુન્નરનો નફો ગણાત,-અથવા તો ઘર અને બીજી મિલકતો, મ્યુનિસિપાલિટી, કે જે પોતાના નિર્દિષ્ટ કરેલાં પ્રદેશોમાં માલની આયાત પર જકાત નાંખે છે તેમજ ઘરવેરો નાંખે છે તે એવાં ગણવાં જોઇએ. આવા વિચારોને કોઈને સ્વપ્ને પણ ખ્યાલ આવે નહિ. જમીન રાજ્યની મિલકત હોવાનો વિચાર પણ એટલો જ ભૂલ અને મૂર્ખાઇ ભરેલો છે.

આપણે ત્રણે વિચાર તપાસ્યા અને માલમ પડયું કે તે સઘળા તદ્દન ખોટા છે. એ વિચારોને આધારે કરેલી દલીલ ચોક્કસપણે ખોટી જ હોવી જોઈએ. સાબિત થયેલી હકીકતો હેઠળ મુજબ છેઃ- (૧) જમીનના માલીક તેનો ભોગવટો કરનારા છે. (૨) સરકાર અને ભોગવટો કરનારા વચ્ચે જમીનદાર અને ગણોતીઆ જેવો કાંઈ સંબંધ નથી. (૩) જમીન મહેસુલ એ માત્ર કર છે અને તે કોઈ કરાર અથવા બીજી રીતનું પટાનું ભાડું નથી. જ્યાં જ્યાં તે ભાડું કહેવામાં આવ્યું છે ત્યાં ત્યાં તે માત્ર અલંકાર રૂપેજ અને જમીનવેરાના સાધારણ અર્થમાં જ વાપરવામાં આવ્યું છે, મુંબઈના જમીન મહેસુલના કાયદા અને તેના વહિવટને લગતી બિનાઓમાંથી સાધારણ થં

અનુમાનો બાંધી શકાય છે તે આપણે આગળ જોઇશું અને ખેડામાં સત્યાગ્રહીઓ મહાત્મા ગાંધીના નેતાપણા હેઠળ ખરેખર શા માટે લડે છે તે પર આપણે વિચાર કરીશું. એ એકતરફી કાયદાના ગેરવાજબી ઠરાવો જે વડે, કારોબારી અમલદારોને ઘણા મુનસફીના હકો આપવામાં આવ્યા છે, કે જેના ગેરઉપયોગથી હજારોનો નાશ થાય છે તે ઠરાવોની ભૂલો પ્રકાશમાં લાવવામાં આવે છે.

જે સંબંધી વિવેચન ચાલે છે તેમાં જણાવેલો છેલ્લો મત એ છે કે મહેસુલની માફી અથવા તહકુબી આપવી એ માત્ર મહેરબાનીની બાબત છે. મેં અગાઉ કહ્યું તેમ આ વિચાર થોડો ઘણો સત્ય છે. હિંદુસ્તાન સરકાર કે જેણે પહેલવહેલાં દુકાળને લગતા કમિશનના રિપોર્ટના આધારે, ચોક્કસ પ્રસંગોમાં લોકોને છુટથી મહેસુલની માફી અથવા તહકુબી આપવાનો ઠરાવ બહાર પાડયો હતો, તે સરકાર આ છુટને, લોકોનો વ્યાજબી હક્ક નહિ પણ મહેરબાની ગણે છે. પણ મુંબઈ સરકાર તો હિન્દુસ્તાન સરકારના આ ઠરાવથી બંધાયલી છે અને જ્યારે તે ઠરાવનો અમલ અહીંયાં (ખેડામાં) કરવાનો છે ત્યારે મારા નમ્રમત પ્રમાણે તો, તે ઠરાવ અસલ હિંદી સરકારે, હક્ક તરીકે નહિ પણ મહેરબાનીની રાહે કાઢયા હોય તો પણ, તેની શરતો બરાબર પળાવવાનો લોકોને હક્ક છે. ખેડામાં આપણને હાલમાં તે ઠરાવના અને તેની રૂયે કરેલી કાનુનોના અમલ સાથે સંબંધ છે. તેથી જો પાક નિષ્ફળ ઉતર્યો હોય અને તે ચાર આનાથી ઓછો હોય તો, કાનુનો મુજબ તહકુબી લેવી એ હકની વાત છે, આ અર્થ પ્રમાણે તો, તહકુબી મહેરબાનીની રૂયે હોવાની વાત ખોટી છે.

વળી હું લોકો તરફથી વધારે એમ કહીશ કે, તહકુબી અને માફી મહેરબાની રાહે આપવામાં હિન્દી સરકારની સ્થિતિ પણ ન્યાય અને ઈન્સાફના નિયમોની રૂયે જળવાઇ શકે એમ નથી. હું ચોક્કસ પૂર્વક જણાવું છું કે જ્યારે જ્યારે લોકોના કાબુ હેઠળ ન હોય એવા કારણોસર પાક નિષ્ફળ જાય ત્યારે માફી અને તહકુબી માગવાનો લોકોને હક છે, અને આ બે કારણોસર હું કહું છું. પહેલું, એ કે, સંકટના સમયમાં માફી અને તહકુબી આપવી સરકારની ફરજ છે અને સરકારની જે ફરજ છે તે સંતોષકારક રીતે સરકાર પાસે અદા કરાવવાનો લોકોને ખરેખર હક્ક છે. બેડન પોવેલ પોતે સરકારની આ ફરજ હેઠળ મુજબ વર્ણવે છેઃ—" જમીનદાર તરીકે સરકારે જે ફરજ બજાવવાની છે તે એ છે કે તેમણે મિલ્કતના સુધારા માટે સામાન્ય રીતે દરકાર રાખવી, ખેડુતોને કુવા ખોદવા માટે અથવા બીજા સુધારાઓ કરવા માટે તગાવી આપવી, સામાન્ય ખેતીવાડીનાં કારણો માટે નાણાં ધીરવાં, અને દુષ્કાળ અથવા સંકટને લીધે મહેસુલ મોકુફ રાખવું-અથવા માફ કરવું." બીજું એ કે, જમીન મહેસુલ એ કર છે અને તે ખેતીના ખરેખર નફા પરજ લઈ શકાય અને તેથી જ્યારે જ્યારે પાક નિષ્ફળ જાય ત્યારે ત્યારે તે વર્ષને માટે કરની માફી માગવાનો લોકોને હક્ક છે. જમીન મહેસુલની જે અસલ પદ્ધતિ પ્રમાણે ચાલવાનો સરકાર દાવો કરે છે તેની રૂએ પણ સરકાર કર તરીકે ખરેખરા ઉત્પન્નના હિસ્સાની જ હકદાર છે અને તેથી ખરેખરૂં ઉત્પન્ન કાંઇજ નહિ અથવા તો સાધારણ કરતાં ઓછું હોય ત્યારે રાજ્યનો હિસ્સો પણ પોતાની મેળે જ ઓછો થઈ જતો. સિદ્ધાંત મુજબ તો સરકાર વ્યાજબી રીતે આ દલીલ લાવી શકે નહિ. છતાં તેઓ એમ કહે છે કે આકારની વ્યવસ્થા ખરાબ વરસોમાં ખેતીના સંકટો ધ્યાનમાં લઈને કરવામાં આવી હતી અને તેથી સરકારના મત પ્રમાણે લોકો વરસ સારૂં હોય ત્યારે ઓછા આકારનો લાભ લેય તો, ખરાબ વરસમાં જ્યારે પાક નિષ્ફળ જાય ત્યારે તે આપવાની તેમણે નાખુશી બતાવવી જોઈએ નહિ. આ કારણસર હિંદી સરકારનો ઠરાવ એમ કહે છે કે મહેસુલ મોકુફ રાખવું એ મહેરબાનીની રાહે છે. મહેસુલના આકારથી અને તેના પરિણામે વર્ષોના વર્ષો થયાં દુઃખી થતા લોકોની આર્થિક સ્થિતિપર થયેલી ખરેખરી અસરોની બારીક

તપાસ કરવાથી સરકારની દેખીતી રીતે ખરી લાગતી આ દલીલ પોકળ માલમ પડશે, "ગુજરાતમાં ખેતીવાડીને લગતી સ્થિતિ" વિષેના, ૧ લી ફેબ્રુઆરી ૧૯૧૮ ના મુંબઇ ક્રોનિકલમાં પ્રસિદ્ધ થયલા મારા ત્રીજા લેખમાં જે નિર્ણયપર હું આવ્યો હતો તે આ અર્થે કાંઈ નહિ તો ખેડાની બાબતમાં, સરકારની દલીલનો પુરેપુરો જવાબ છે. તે નિર્ણય એ હતો કે મહેસુલના સૌથી ઉંચા દરથી અને ગમે તે બહાને દરેક રિવિઝન સેટલમેન્ટ વખતે મહેસુલ વધારવાની પદ્ધતિથી વસ્તીમાં ઘણો જ ઘટાડો થયો છે. (ખેડામાં ૪૦ વર્ષમાં ૫૮ ટકા ઘટાડો થયો છે.) અને તેથી લોકોમાં ગરીબાઈ આવી છે અને તેના પરિણામે રોગોની સામે ટક્કર ઝીલવા જેટલી તેમનામાં જીવનશક્તિ રહેલી નથી, પણ આ વિષયની તદ્દન નિરાળી ચર્ચા કરવાની જરૂર છે.

આ વિચારો જમીન મહેસુલની કોઇપણ પદ્ધતિમાં મુખ્ય કહેવાય છે અને ખેડામાં જમીન વહિવટના ઠરાવોનો વિચાર કરતાં પહેલાં તે બારીકાઈથી સ્પષ્ટ કરવી એ જરૂરની છે અને તે મુંબઈના જમીન મહેસુલના કાયદામાં અથવા તેની રૂએ કરેલી કાનુનોમાં કોઇ પણ ઠરાવો, જે મુખ્ય સિદ્ધાંતોની વિરૂદ્ધ હોય અને બંધબેસ્તા ન હોય તે એકદમ દૂર કરવા જોઇએ કારણ કે તેથી સમાજની અને ખાસ કરીને ખેતીવાડીની પ્રગતિને હાનિ પહોંચે છે. જો હું મી. ગાંધીને બરાબર સમજતો હોઉં તો આ ઇલાકામાં જમીન મહેસુલના વહિવટમાં આવા અન્યાયી અને વાંધા ભરેલા ઠરાવો દૂર કરવાને માટેજ સત્યાગ્રહની લડત શરૂ કરવામાં આવી હતી. થોડા મહિના માટે થોડા હજાર રૂપિયાની તહકુબી મેળવવા માટેનો કાંઈ આ લડતનો હેતુ નહોતો. હાલમાં જમીન મહેસુલના વહિવટની તદ્દન ભૂલ ભરેલી અને અત્યંત અન્યાય ભરેલી પદ્ધતિની સામે વાંધો દર્શાવવા માટે એ લડત ખરેખર રચવામાં આવી હતી, જેથી લોકોને પુષ્કળ નૈતિકબળ મળે અને એક વ્યવસ્થિત રાજ્યમાં ખરી અને છેલ્લવેલ્લી સત્તા, સત્યમાં છે કે બળમાં, પ્રજાને છે કે અધિકારીઓને, એ સ્પષ્ટ રૂપમાં સરકાર સમક્ષ મુકી શકાય. હિન્દી અધિકારી વર્ગને આવા ધડાની ખાસ જરૂર છે.



# વડોદરા રેસીડેંસીની હુકુમતનો વિસ્તાર.

( લેઃ પટેલ હાથીભાઈ અમથાભાઈ એડવોકેટ-વકીલ વરીષ્ઠ કોર્ટ-વડોદરા અને રેવાકાંઠા એજંસી કોર્ટ-કાંપ વડોદરા )

## વડોદરા રેસીડન્સીનો વધેલો વિસ્તાર

વડોદરા રાજ્યના પાટનગર વડોદરાનું મહત્વ તા. ૧ એપ્રીલ ૧૯૩૩ થી ઐતિહાસિક દ્રષ્ટિએ કંઈક વધ્યું છે. વડોદરા રેસીડન્ટનો હોદો તા. ૧–૪–૩૩ થી "એજન્ટ ટુ ધી ગવરનર જનરલ ગુજરાત સ્ટેટસ એન્ડ રેસીડન્ટ એટ બરોડા" અર્થાત "ગુજરાત સંસ્થાનના ગવર્નર જનરલના એજન્ટ અને વડોદરાના રેસીડન્ટ" એ હોદો હિંદુસ્તાન સરકાર તરફથી નમુદ થયો છે. અને તે ધોરણે પત્રવ્યવહાર પણ કરવા ઠર્યું છે.

## વડોદરા રેસીડંસીને સોંપાયલાં સંપુર્ણ સત્તાવાળાં સંસ્થાનો.

મુંબાઈ ઈલાકાનાં પુર્ણ સત્તાવાળાં રાજ્યો અને સંસ્થાનો જે હાલ (૧) રેવાકાંઠા (૨) ખેડા (૩) સુરત અને (૪) થાણા એજંસી નીચેનાં ( ડાંગ સંસ્થાન સિવાયનાં ) છે, તે તમામ "ગુજરાત સંસ્થાનના ગવર્નર જનરલના એજન્ટ અને વડોદરાના રેસીડન્ટ"ના તાબા નીચે રાજકીય કામના માટે મુકવામાં આવ્યાં છે.

## મર્યાદીત સંસ્થાનો સંબંધે.

૧. નાસીક એજંસીમાં સુરગણા, ૨. ભાદરવા, ૩. જાંબુઘોડા, ૪ કડાણા ૫. સંજેલી અને ૬. ઉમેટા

ઉપરનાં મર્યાદીત સત્તાવાળાં છ સંસ્થાનોનો પણ રાજકીય સંબંધ અને વ્યવહાર તા. ૧–૪–૩૩થી વડોદરાના રેસીડંટ અને ગુજરાત સંસ્થાનના ગવર્નર જનરલના એજન્ટના સેક્રેટરી મારફત ચલાવવા ઠર્યું છે. આ સેક્રેટરી હોદાની રૂઈએ આ સંસ્થાનોના પોલીટીકલ એજંટ છે.

## રેવાકાંઠા, સુરત, થાણા અને ખેડા એજન્સિનાં સંસ્થાનો.

ઉપર જણાવેલા ફેરફારથી પુર્ણ સત્તાવાળાં રેવાકાંઠા એજન્સીનાં (૧) બાલાસીનોર (૨) બારીયા (૩) છોટાઉદેપુર (૪) લુણાવાડા (૫) રાજપીપળા અને (૬) સંત–આ ૭ સંસ્થાનોનો વડોદરા સાથે સંબંધ જોડાયો છે. તેવીજ રીતે મુંબાઈ ઈલાકાની સુરત એજન્સીનાં (૧) વાંસદા (૨) ધરમપુર અને (૩) સચીન સંસ્થાનોનો અને થાણા એજન્સીનાં જવહાર અને ખેડા એજન્સીના ખંભાત "સંસ્થાનનો" સંબંધ પણ વડોદરા સાથે થયો છે.

## મર્યાદિત સત્તાવાળાં નાસીક એજન્સિનાં અને રેવાકાંઠા એજન્સિનાં સંસ્થાનો.

મર્યાદિત સત્તાવાળાં સંસ્થાનોમાં નાસીક એજંસીના સુરગાણા, અને રેવાકાંઠા એજંસીના ૫૫ સંસ્થાઓનો સંબંધ હિંદુસ્થાન સરકારની નવી રાજકીય યોજનાથી જોડાયો છે. અર્થાત રેવાકાંઠા એજન્સિનાં તમામ સંસ્થાનોનો સંબધ વડોદરા રેસીડન્સી સાથે પ્રત્યક્ષ જોડાયો છે.

---

વડોદરાના ના. રેસીડન્ટના હોદામાં ફેરફાર કરી "એજન્ટ ટુધી ગવર્નર જનરલ ગુજરાત સ્ટેટસ એન્ડ રેસીડન્ટ એટ બરોડા" એવો હોદો તા૦ ૧ લી એપ્રીલ ૧૯૩૩ થી રાખવામાં આવ્યો છે, અને રેવાકાંઠા એજન્સીનાં તમામ સંસ્થાન ઉપરાંત સુરત, થાણા, ખેડા અને નાસીક એજંસીનાં પણ કેટલાંક સંસ્થાન વડોદરા રેસીડંસીના તાબા નીચે મુકવામાં આવ્યાં છે. આ સંસ્થાનોની સામાન્ય 'માહીતી' જાણવાની જીજ્ઞાસા સંબંધકર્તા લોકોને હોય તે કંઇક અંશે પુરી પાડવાની યોજના 'શ્રી સયાજીવિજય' પેપર મારફતે કરવામાં આવી હતી. અને હવે પછી આ સંસ્થાનો સંબંધે વિશેષ માહેતી આપવામાં આવશે. જે તે સંસ્થાનો તરફથી જોઈતી માહિતી પુરી પાડવામાં આવશે, તો અમો તેમના ઉપકારી થઇશું. આ યોજનાથી સંસ્થાનોની પ્રસિદ્ધિ થવા ઉપરાંત જનસમુદાયને પણ ફાયદો થવા સંભવ છે.

### રેવાકાઠાંનાં સંસ્થાનોનાં થાણાં

રેવાકાંઠા એજન્સીનાં પંચાવન સંસ્થાનોમાં (૧) સંખેડા મેવાસમાં ૨૫ (૨) પાંડુમેવાસમાં ૨૪ અને રેવાકાંઠામાં છુટક ભાદરવા, જાંબુઘોડા, કડાણા, સંજેલી, ઉમેઠા અને વજીરીયા મળીને ૭ છે.

### સંખેડા મેવાસ થાણામાં આવેલાં સંસ્થાનો.

સંખેડા મેવાસ થાણામાં ૨૫ સંસ્થાન નીચે પ્રમાણેનાં છે. અગર, અલવા, બીલોડીઆ, બીહોરા, ચોરંગલા, ચુડેસર, ધમાસીઆ ઉર્ફે વણમાલા, દેરધપુર, ગડબોરીઆદ, જીરાલ, કંસોલી, માંડવા, નલીઆ, નગામ, નસવાડી, પલાસણી, પાન તલાવડી, રામપુરા, રંગણાં, શણોર, સંધીઆપુરા, ઉચાદ, વાસણસેવેડા, વાસણવીરપુર, વીરમપુર, અને વોરા.

### પાંડુ મેવાસ થાણાનાં સંસ્થાન.

પાંડુ મેવાસ થાણાનાં સંસ્થાન ૨૪ છે. અમરપુર, અણગઢ, છાલીયાર, ધારી, દોડકા, ગોટાર્ડો, ગોઠડા, ઈટવડ, જેસર, જુમખા, કનોડા, કસલાપગીનું મુવાડા, મેવલી, મોકાપગીનું મુવાડા, નહારા, પાંડુ, પોઈચા, રાઈકા, રાજપુર, સીહોરા, વખતપુર, વરણોલમલ, વરણોલ મોટી, વરણોલ નાની.

### એકંદરે ૬૭ સંસ્થાનોનો સંબંધ વડોદરા સાથે વધ્યો છે.

હિંદુસ્થાન સરકારે કરેલા નવા ફેરફારથી તા. ૧-૪-૩૩ થી એકંદરે નાનાં મોટાં મળીને ૬૭ સડસઠ સંસ્થાનોનો સંબંધ વડોદરા સાથે થયો છે.

## મોટાં સંસ્થાનોની વિગત,

વડોદરા રેસીડન્સી સાથે જોડાયેલાં સંસ્થાનોનો ચો૦ માઈલમાં વિસ્તાર, વસ્તી, સરેરાશ વાર્ષિક ઉત્પન્ન, સરેરાશ વાર્ષિક ખર્ચ અને કાયમની અને અંગત તોપની સલામી આપવાં ઠરેલું તે સંબંધે હકીકત નીચે પ્રમાણે છેઃ—

| અનુક્રમ નંબર | સંસ્થાનનું નામ | કઈ એજન્સીમાં આવ્યું તે | વિસ્તાર ચો. માઈલમાં | ૧૯૩૨ તા. ૧ જાનેવારી સુધીની વસ્તી | સરેરાશ ઉત્પન્ન | સરેરાશ ખર્ચ | તોપની સલામી | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | કાયમની | અંગત | લોકલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧ | ખંભાત | ખેડા એજન્સી | ૩૫૦ | ૮૭૭૬૧ | ૯૫૧૦૦૦ | ૯૪૦૦૦૦ નવલાખ ચાળીસ હજાર. | ૧૧ | — | — |
| ૨ | વાંસદા | સુરત એજન્સી | ૨૧૫ | ૪૮૮૦૭ | ૭૮૧૦૦૦ | ૮૮૬૦૦૦ | ૯ | — | — |
| ૩ | ધરમપુર | ,, | ૭૦૪ | ૧૧૨૦૫૧ | ૧૧,૭૦,૦૦૦ | ૧૧,૬૧,૦૦૦ | ૯ | ૧૧ | — |
| ૪ | સચીન | ,, | ૪૯ | ૨૨૨૧૨૫ | ૪૦૦૦૯૦ | ૩૯૭૦૦૦ | ૯ | — | — |
| ૫ | જવહાર | થાણા | ૩૧૦ | ૫૭૨૮૮ | ૫૬૩૦૦૦ | ૪૮૬૦૦૦ | ૯ | — | — |
| ૬ | સુરગણા | નાસીક | ૩૬૦ | ૧૫૨૫૮ | ૬૫૦૦૦ | ૫૬૦૦૦ | — | — | — |
| ૭ | બાલાશીનોર | રેવાકાંઠા | ૧૮૯ | ૫૨૫૨૫ | ૨૬૪૦૦૦ | ૨૪૯૦૦૦ | ૯ | — | — |
| ૮ | બારીયા | ,, | ૮૧૩ | ૧૫૯૪૨૯ | ૧૨,૦૬,૦૦૦ | ૧૩૧૦૦૦૦ | ૯ | ૧૧ | — |
| ૯ | છોટાઉદેપુર | ,, | ૮૯૦-૩૪ | ૧૪૪૬૪૦ | ૧૫,૮૫,૦૦૦ | ૧૩,૨૦,૦૦૦ | ૯ | — | — |
| ૧૦ | લુણાવાડા | ,, | ૩૮૮ | ૯૫૧૬૨ | ૫,૩૬,૦૦૦ | ૫.૨૯,૦૦૦ | ૯ | — | — |
| ૧૧ | રાજપીપળા | ,, | ૧૫૧૭૩/૪ | ૨૦૬૧૧૪ | ૨૪૧૧૦૦૦ | ૨૬૦૦૦૦૦ | ૧૩ | — | — |
| ૧૨ | સંત | ,, | ૩૯૪ | ૮૩૫૩૮ | ૫૬૧૦૦૦ | ૫૩૩૦૦૦ | ૯ | — | — |

## રેવાકાંઠા એજન્સીનાં ૫૫ નાનાં સંસ્થાનોની હકીકત નીચે પ્રમાણે છે:—

| અનુક્રમ નંબર | સંસ્થાનનું નામ | વિસ્તાર ચો૦ માંઇલ | વસ્તી | હાલ વા. ઉત્પન્ન | સં. વા. ખર્ચ |
|---|---|---|---|---|---|
| ૧ | અગર | ૧૭ | ૩૫૮૬ | ૩૨૦૦૦ | ૩૩૦૦૦ |
| ૨ | અલવા | ૫ | ૧૭૫૭ | ૭૦૦૦ | ૭૦૦૦ |
| ૩ | અમરપુર (ચારભાગદાર (બારીઆ) | ૨ | ૪૦૭ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૪ | અણુધડ | ૪-૨૫ | ૩૭૯૮ | ૧૩૦૦૦ | ૯૦૦૦ |
| ૫ | ભાદરવા | ૨૭ | ૧૧૦૪૮ | ૮૨૦૦૦ | ૯૧૦૦૦ |
| ૬ | ભીલોડીયા (બે ભાગદાર રજપુત) | ૯ | ૨૫૫૮ | ૨૦૦૦૦ | ૧૮૦૦૦ |
| ૭ | બીહોરા | ૧-૭૫ | ૨૬૬ | ૩૦૦૦ | ૩૦૦૦ |
| ૮ | છાલીયાર | ૧૧ | ૨૯૪૬ | ૨૧૦૦૦ | ૨૦૦૦૦ |
| ૯ | ચોરંગલા | ૧૬ | ૨૭૧૫ | ૧૨૦૦૦ | ૧૨૦૦૦ |
| ૧૦ | મુડેસર | ૨-૫૦ | ૬૪૪ | ૩૦૦૦ | ૩૦૦૦ |
| ૧૧ | ધમાસીયા ઉર્ફે વનમાલા | ૧૦-૫૦ | ૨૩૭૯ | ૩૨૦૦૦ | ૩૦૦૦૦ |
| ૧૨ | ધારી (ચાર ભાગદાર રજપુતો) | ૩-૭૫ | ૧૪૫૪ | ૭૦૦૦ | ૬૦૦૦ |
| ૧૩ | દોડકા (ત્રણ પાટીદાર મતાદાર) (હાલ જપ્તી માં છે.) | ૩ | ૧૦૪૬ | ૫૦૦૦ | ૫૦૦૦ |
| ૧૪ | દુધપુર | ૧-૭૫ | ૧૨૯ | ૬૦૦ | ૬૦૦ |
| ૧૫ | ગઢ-બોરી-આદ | ૧-૭૮ | ૧૧૨૬૩ | ૧૨૦૦૦ | ૩૮૦૦૦ |
| ૧૬ | ગોટાર્ડી | ૩ | ૪૩૦ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૧૭ | ગોઠડા | ૪ | ૧૪૫૯ | ૬૦૦૦ | ૫૦૦૦ |
| ૧૮ | ઇટવડ | ૬ | ૧૫૬૯ | ૨૦૦૦ | ૨૦૦૦ |
| ૧૯ | જાંબુગાડા | ૧૪૩ | ૧૧૩૮૫ | ૧૪૨૦૦૦ | ૧૩૧૦૦૦ |
| ૨૦ | જેસર | ૧-૫ | ૫૧૪ | ૩૦૦૦ | ૨૦૦૦ |
| ૨૧ | જીરાલ કમસોથી | ૫-૫ | ૧૨૫૩ | ૧૦૦૦૦ | ૧૦૦૮૦ |
| ૨૨ | જુમખા | ૧ | ૩૭૨ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૨૩ | કડાણા | ૧૩૦ | ૧૭૫૬૦ | ૧૧૪૦૦૦ | ૧૪૦૦૦૦ |
| ૨૪ | કનોડા | ૩-૭૫ | ૧૩૮૭ | ૬૦૦૦ | ૪૦૦૦ |
| ૨૫ | કસલાપગીનું મુવાડા | ૧ | ૧૩૩ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૨૬ | માંડવા | ૧૬-૫૦ | ૫૫૯૫ | ૮૮૦૦૦ | ૭૭૦૦૦ |
| ૨૭ | મેવલી | ૫ | ૧૭૦૨ | ૯૦૦૦ | ૯૦૦૦ |
| ૨૮ | મોકા પગીનું મુવાડું | ૧ | ૨૦૭ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૨૯ | નહારા | ૩ | ૪૫૩ | ૯૫ | ૭૫ |
| ૩૦ | નલીયા | ૧ | ૧૭૬ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૩૧ | નાનગામ | ૩ | ૬૨૫ | ૪૦૦૦ | ૪૦૦૦ |
| ૩૨ | નસવાડી | ૧૯-૫૦ | ૬૫૩૬ | ૪૮૦૦૦ | ૩૦૦૦૦ |
| ૩૩ | પલાસણી | ૧૨ | ૨૭૫૮ | ૨૬૦૦૦ | ૨૭૦૦૦ |
| ૩૪ | પાંડુ | ૯ | ૨૩૪૧ | ૭૦૦૦ | ૬૦૦૦ |
| ૩૫ | પાનતલાવડી. | ૫ | ૯૩૫ | ૧૨૦૦૦ | ૧૨૦૦૦ |
| ૩૬ | પાઇચા | ૩-૭૫ | ૧૦૧૮ | ૩૦૦૦ | ૩૦૦૦ |
| ૩૭ | રઇકા | ૩ | ૫૫૪ | ૮૦૦૦ | ૫૦૦૦ |
| ૩૮ | રાજપુર | ૧-૫૦ | ૧૯૫ | ૨૦૦૦ | ૨૦૦૦ |
| ૩૯ | રામપુરા | ૪-૫૦ | ૧૯૮૨ | ૧૩૦૦૦ | ૧૦૦૦૦ |
| ૪૦ | રેંગણ | ૪ | ૫૮૭ | ૪૦૦૦ | ૪૦૦૦ |
| ૪૧ | સંજેલી | ૩૪ | ૮૦૮૩ | ૭૦,૦૦૦ | ૭૮૦૮૦ |
| ૪૨ | શણોર | ૧૧-૨૫ | ૧૮૪૦ | ૪૧૦૦૦ | ૫૦૦૦૦ |
| ૪૩ | શીહોર | ૧૫-૫૦ | ૪૫૩૨ | ૩૬૦૦૦ | ૩૪૦૦૦ |
| ૪૪ | સીંધીઆપુરા | ૪ | ૯૬૭ | ૫૦૦૦ | ૬૦૦૦ |
| ૪૫ | ઉચાદ | ૮-૫૦ | ૩૬૬૨ | ૩૬૦૦૦ | ૩૬૦૦૦ |
| ૪૬ | ઉમેઠા. | ૨૪ | ૫૬૨૨ | ૭૧૦૦૦ | ૭૧૦૦૦ |
| ૪૭ | વજીરીયા. | ૨૧ | ૫૯૬૮ | ૬૨૦૦૦ | ૫૪૦૦૦ |
| ૪૮ | વખતપુર | ૧-૫૦ | ૩૯૦ | ૨૦૦૦ | ૨૦૦૦ |
| ૪૯ | વરણોલમલ | ૩-૫ | ૬૮૪ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૫૦ | વરણોલ મોટી | ૨ | ૩૪૨ | ૮૦૦ | . ૭૦૦ |
| ૫૧ | વરણોલ નાની | ૧ | ૮૭ | ૫૦૦ | ૪૦૦ |
| ૫૨ | વાસણ સેવડા | ૧૨-૫૦ | ૧૬૦૪ | ૮૦૦૦ | ૮૦૦૦ |
| ૫૩ | વાસણવીરપુર | ૧૨-૫૦ | ૪૫૭૧ | ૪૬૦૦૦ | ૫૬૦૦૦ |
| ૫૪ | વીરમપુરા | ૧ | ૧૦૭ | ૯૦૦ | ૯૦૦ |
| ૫૫ | વોરા | ૫ | ૧૪૦૭ | ૧૨૦૦૦ | ૧૯૦૦૦ |

(અપૂર્ણ)

# અ. સૌ. લેડી રમાબા પટણી

### ( લેખક : દીવાનબહાદુર ત્રિભુવનદાસ કાલિદાસ ત્રિવેદી )

[ અ. સૌ. લેડી પટ્ટણીના સ્વર્ગવાસ નિમિત્તે શોક પ્રદર્શિત કરવા ભાવનગરના શહેરીઓની એક જાહેર સભા દી. બા. ત્રિભુવનદાસભાઇના પ્રમુખપદે જસોનાથ મહાદેવમાં મળી હતી. આ સભામાં રા. રા. ગુલાબરાય ગોવિંદરાય દેસાઇ અને નગરશેઠ વજલાલભાઇ વગેરે ગૃહસ્થોએ પ્રસંગાનુરૂપ વિવેચનો કર્યાં હતાં. તે પૈકી દી. બા. ત્રિભુવનદાસ ભાઈનું ભાષણ અમે આ નીચે આપીએ છીએ. તંત્રી ]

સદ્‌ગૃહસ્થો,

આજનો પ્રસંગ ખરેખર કરૂણ અને હૃદય દ્રાવક છે. આર્ય સ્ત્રીના ઉચ્ચ સંસ્કારોથી વિભૂષિત, ભગવતી વસુંધરાની પેઠે કોમળ માતૃભાવનાની મીઠી અમીધારા સીંચી પોતાના સંપર્કમાં આવનાર સૌ કોઈના જીવનમાં ઉલ્લાસ રેડનાર, સ્ત્રી જાતિના અભ્યુદય માટે સદોદિત અવિરત પ્રયત્ન કરનાર, અનન્ય ભક્તિભાવથી પતિને સાથ આપી સંસાર ધુરા અને રાજ્ય ધુરાનો તેનો ભાર હળવો કરી અહોનિશ પ્રેરણા આપનાર એક સન્નારી—અ. સૌ. લેડી રમાબા સાહેબનું અવસાન થતાં તેમના આત્માને નિવાપાંજલિ અર્પવાને આપણે આજે અહીં એકત્રિત થયા છીએ.

Death lies on her like a frost upon the sweetest flower of all the field.

સમસ્ત પ્રદેશમાં પોતાના જીવન પુષ્પનો પમરાટ પ્રસારનારનેય મૃત્યુ ઝડપી લે છે એ વિધિની કેવી ક્રૂરતા !

ભાવનગરના શ્રીમાન નગરશેઠ વજલાલભાઈની આગેવાની નીચે આપ સૌ ભાવનગરના ભાવભીના શહેરીઓ આ પ્રસંગે પોતાની હમદર્દી દર્શાવવા આ સભામાં આવ્યા છો તે આપના સ્નેહને અનુરૂપ જ છે, અને સદ્‌ગતના કુટુંબ તરફ આપનો કેવો ભાવ છે તેનું આથી દિગ્દર્શન થાય છે.

સદ્‌ગૃહસ્થો ! હૃદય શોકથી પ્રપૂર્ણ હોય તેવે વખતે વાણીપ્રવાહ સંકોચ પામે છે, તેથી આવા પ્રસંગે લાંબા ભાષણને અવકાશ નથી, તોપણ શાંતિથી આપણી ભાવનાઓ પ્રદર્શિત કરવી તે આપણું કર્તવ્ય છે. તેથી મારી પહેલાં કેટલાક વક્તાઓએ આ પ્રસંગે પોતાના દિલના ઉદ્‌ગારો વ્યક્ત કર્યા છે અને શોકની લાગણી પ્રદર્શિત કરી છે, તેમાં હું તેઓ સાથે સંપૂર્ણ મળતો આવું છું. અને હું પણ આ પ્રસંગે મારા હૃદયની દુ:ખ ભરી લાગણીઓ વ્યક્ત કરવા પ્રેરાયો છું.

અ. સૌ. રમાબા સાહેબ સાથે આપણામાંના ઘણાખરા નિકટ સંબંધમાં આવેલા છે અને તેથી તેમના જીવનની અનેક બાજુઓ નીરખવાની તક સાંપડી છે. તે ઉપરથી આપણે કહી શકીએ કે તેમનું જીવન ઘણું સાદું હતું અને જગતની અનેક સંપત્તિઓ તેમને વરેલી હતી, છતાં એ સંપત્તિઓનો મોહ તેમને ન હતો. આપને સૌને સુવિદિત છે કે કેટલાક સમયથી અ. સૌ. રમાબા સાહેબની તબીયત ઠીક ન હતી, તો પણ તેઓશ્રી મે. સર પ્રભાશંકરભાઇ સાથે વિલાયત જવાનો આગ્રહ રાખતાં હતાં. આ આગ્રહના મૂળમાં તેમની અનન્ય પતિભક્તિ જ હતી. પોતે સાથે જાય તો મે. પટ્ટણી સાહેબનું સ્વાસ્થ્ય સારી રીતે સચવાય એજ આ સદાગ્રહનો હેતુ હતો. પરંતુ તેમના મંદવાડે ગંભીર સ્વરૂપ પકડવાથી તેઓશ્રી,

સાથે જઇ શકયાં ન હતાં. એક વખત તો એવો પણ હતો કે તેઓના મંદવાડને કારણે મે. પટણી સાહેબને વિલાયત જવાનું મુલ્તવી પણ રાખવું પડે. સન્નારી હમેશા પતિની પડખે ઉભાં રહી તેને પ્રેરણા અને પ્રોત્સાહન આપે છે. અને જરૂર પડે તો હસતે મોંએ આત્મભોગ પણ આપે છે. અ. સૌ. રમાબા આ કોટિનાં સ્ત્રી હતાં. તેથી કુટુંબ સેવા કરતાં રાજ્ય સેવા ચઢીયાતી છે એમ માની પોતાની તબીયતની ચિંતા નહિ કરવાનું જણાવી તેઓશ્રીએ મે. પટણી સાહેબને હિંમત અને પ્રોત્સાહનભરી વિદાય આપી. આપણે બધા એમ માનતા હતા કે તેઓની તબીયત ધીમે ધીમે ઠીક થઈ જશે અને થોડો સમય તો તબીયત સુધારાનાં બધાં ચિન્હો પણ જોવામાં આવ્યાં, પરંતુ એટલામાં મંદવાડે ઉથલો માર્યો અને બે દિવસમાં જ તેઓશ્રીનું શોકજનક નિર્વાણ થયું. આ એક ઘણો માઠો બનાવ બન્યો છે અને તેણે આપણા સર્વના હૃદયને દુઃખ અને શોકના વાતાવરણથી છાઈ દીધું છે.

અ. સૌ. લેડી રમાબા સાહેબ સ્વધર્મનિષ્ઠ, ભક્તિ પરાયણ–અને સનાતન ધર્મનાં ચુસ્ત અનુયાયી હતાં. હિંદુ ધર્મના તાત્વિક ભાગના અભ્યાસ ઉપરાંત દેવપૂજા, વૈદિક ક્રિયાઓ, વ્રતો અને સાધુ, સંત તથા બ્રાહ્મણોમાં તેમને અનન્ય શ્રદ્ધા હતી. એક વખત મ્હેં તેમને પૂછ્યું કે તેઓ બે ત્રણ વર્ષ વિલાયત રહ્યાં ત્યારે ત્યાં તેઓ પોતાનો ધર્મ કેવી રીતે સાચવી શકયાં હતાં. તેમણે જે પ્રત્યુત્તર આપ્યો તેથી તેમને ધન્યવાદ દેવાનું મને મન થઈ આવ્યું. તેઓએ કહ્યું કે અમે જે ઘરમાં રહેતાં હતાં ત્યાં મારો ઓરડો તદન જુદો હતો અને તેમાં હું મારા હાથે પાણી ભરતી, રસોઈ કરતી, વાસણ માંજતી અને તેમાંની કોઈ વસ્તુનો કોઈને પણ સ્પર્શ કરવા દેતી નહિ. તેમની ધર્મ ઉપરની આવી અડગ આસ્થા હાલના નાસ્તિક થતા જતા યુગને ધડો લેવા જેવી છે. ધર્મની આવી ઉત્કટ ભાવના, તેમને માટે કોના હૃદયમાં માન અને પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન નહિ કરે! હું તો રહ્યો ચુસ્ત બ્રાહ્મણ, તેથી ધર્મની આવી વિશુદ્ધ ભાવના મારા હૃદયમાં તો તેમને માટે આદર-ભાવ ઉત્પન્ન કરે તેમાં કાંઈ નવાઈ નહિ, પરંતુ ધર્મ માટે યત્કિંચિત પણ મમત્વ ધરાવનાર સૌ કોઇના હૃદયમાં આ વસ્તુ સદ્દગત માટે આદરભાવ ને માનની લાગણી ઉત્પન્ન કરે જ કરે.

તેમની પતિભક્તિ અવર્ણનીય હતી. પતિની સેવા કરવાનો લાભ અહોનિશ મળ્યા કરશે એવા હેતુથી, વનનાં ભયંકર સંકટો સહન કરવા તત્પર થયેલી સતી સીતાની પેઠે, લેડી રમાબા પટણીની અડગ પતિ-ભક્તિએ તેમને પ્રવાસની અનેક મુશીબતો આનંદથી સહન કરી લેતાં શીખવ્યું હતું. આપ સૌ જાણો છો કે બે વર્ષ ઉપર મે. પટણી સાહેબ વિલાયત ગયા ત્યારે માર્ગમાં એડનમાં બિમાર થઇ ગયા હતા, તે વખતે તેઓએ તરતજ ત્યાં જઈ તેમની સાથે વિલાયત જઈ બે ત્રણ મહીના તેમની સેવા ઉઠાવી હતી. હમણાં પણ ગયા માસમાં મે. પટણી સાહેબની તબીયત બરાબર નથી, તેવી હકીકત સાંભળી તેઓશ્રી દિલ્હી ગયાં હતાં અને ત્યાંથી મંદવાડ લઈ પાછા આવ્યાં હતાં. પતિ એજ પરમેશ્વર, પતિ એજ સર્વસ્વ, એવી તેમની દૃઢ માન્યતા હતી મે. પટણી સાહેબ આટલી વૃદ્ધ ઉમરે રાજ્યધુરાનું વહન કરી રહ્યા છે તેનો ભાર હળવો કરવામાં અ. સૌ. રમાબા સાહેબનો ફાળો ન્હાનો સુનો ન હતો એ સૌ કોઇને સુવિદિત છે.

કૌટુંબિક જીવનમાં પણ તેમના સ્નેહવૃક્ષની મીઠી છાયા નીચે બેસીને ઘણાએ શાતા અનુભવેલી છે. બહોળા પરિવારમાં કે સેવક જનમાં કોઈ માંદું પડે તો એક સારી નર્સ ઉજાગરા ન કરે તેવા ઉજાગરા દિવસોના દિવસો સુધી કરતાં મ્હેં તેમને જોયાં છે. તેમનો આ પ્રેમ માત્ર કુટુંબમાં પરિમિત થયો ન હતો, પરંતુ તેનું ક્ષેત્ર બહુ વિશાળ હતું. મે. પટણી સાહેબની પેઠે તેમણે પણ બારી ઉઘાડી રાખી દુઃખી કે દર્દીનાં દુઃખ અને દર્દ કાપ્યાં છે. કોઇ દુઃખી હોય–પછી તે સંબંધી હો કે ઈતર જન હો–તો તેના

દુઃખમાં પોતે ભાગ લેતાં અને ગુપ્તદાનથી એવાઓની શક્ય સેવા કરતાં.

તેમનામાં સ્ત્રીજાતિની ઉન્નતિ કરવાની ખુબ ધગશ હતી. પોતાની બ્હેનો કેળવણી દ્વારા સુસંસ્કાર મેળવે એ જોવાને તેઓ સદા ઇન્તેજાર રહેતાં. પુરૂષના જીવનને ઉજાળનાર સુસંસ્કારવન્તી સ્ત્રી સમાજને ઘડવામાં પોતાનો યોગ્ય ફાળો આપે એવા હેતુથી એ દિશામાં કાંઈ ડોળ કે દંભ વિના અવિરત પ્રયત્નો તેઓ કરતાં એ વાતથી તેમના નિકટ પરિચયમાં આવેલા કોઈ ભાગ્યેજ અજ્ઞાત હશે.

તેમના આવા અનેક ગુણોથી તેમનું અવસાન તેમના કુટુંબીજનોને તથા આપણને બહુ ખેદ આપનારૂં બન્યું છે. વધારે દુઃખદાયક તો એ બીના છે કે તેઓશ્રીની અંતિમ ક્ષણોમાં મે. પટણી સાહેબની ગેરહાજરી હતી.

પરંતુ દૈવની ગતિ જુદી જણાઈ અને તેઓનું પુનર્મીલન ન થઈ શક્યું. આ હકીકત આપણા આઘાતને અસહ્ય બનાવે છે.

અ. સૌ. રમાબા સાહેબનું જીવન જેવું પવિત્ર હતું તેવું પ્રસ્થાન પણ થયું છે. ઉત્તરાયણમાં શુકલ પક્ષની પવિત્ર એકાદશીને દિવસે તેઓ આ નિઃસાર જગત છોડીને પ્રભુના અક્ષર ધામમાં ગયાં. આપણે તો હવે દિલાસોજ આપવાનો રહ્યો. આ ખેદજનક અવસાનથી મે. પટણી સાહેબે પોતાના પ્રિય જીવન-સાથી અને કુટુંબીજનોએ સ્નેહાળ માતાને ગુમાવેલ છે. આ ખોટ બીજા કોઈથી પૂરી શકાય તેવી નથી. અને તેને માટે આપણે તે કુટુંબને હૃદયપૂર્વક દિલસોજી બતાવીએ, તેમજ સદ્દગતના આત્માને શાંતિ ઇચ્છીએ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ।

---

# દેશીરાજ્યોના પ્રશ્નો.

**સંયુક્ત રાજ્યતંત્ર અને દેશી રાજ્યો.**

આ દુનીયા પર વસ્તી આખી મનુષ્ય જાતિના લગભગ પાંચમા ભાગની પ્રજા હીંદુસ્તાનમાં વસે છે. હીંદુસ્તાનની પાંત્રીસ કરોડ પ્રજામાંથી લગભગ સાત કરોડ પ્રજા હીંદુસ્તાનનાં દેશી રાજ્યોમાં વસ છે.

હીંદુસ્તાનની પ્રજાને માટે ઇંગ્લંડ અને હીંદુસ્તાન બન્ને દેશના નેતાઓ તથા રાજદ્વારી પુરૂષો તેવું રાજ્ય બંધારણ (Constitution) નક્કી કરવા હાલ કેટલાક દશકાથી મહેનત કરી રહ્યા છે. આ મહેનતને પરિણામે ઇ. સ. ૧૯૩૫ માં The government of India act પસાર કરવામાં આવ્યો છે.

આ કાયદાના બંધારણ સંબંધમાં ખુદ ઇંગ્લાંડના પણ (Conservatives, liberals, labourites) કોનઝરવેટીવ્ઝ, લીબરલ તથા લેબર પક્ષના આગેવાનો વચ્ચે તીવ્ર મતભેદ છે. આવા સંજોગોમાં આ કાયદાના લાભાલાભ વિષે હીંદુસ્તાનના જુદા જુદા પક્ષ [ Parties ] વચ્ચે મહાન મતભેદ હોય તે સ્વાભાવિક છે.

હીંદુસ્તાનની પાંત્રીસ કરોડની પ્રજાનો લગભગ પાંચમો ભાગ એટલે લગભગ સાત કરોડ માણસો દેશી રાજ્યોમાં વસે છે, આવાં લગભગ ૬૦૦ દેશી રાજ્યો છે. આ રાજ્યોમાંના ત્રાવણકોર, માંઇસોર, વડોદરા વિગેરે રાજ્યો કેટલીએક બાબતમાં આગળ પડતાં છે. જ્યારે બીજાં કેટલાંક રાજ્યો ઘણાં પછાત છે.

જ્યારે સાઈમન કમીશન, બટલર કમીટી

તથા રાઉંડ કોનફરન્સની બેઠકો ચાલતી હતી તે વખતે દેશી રાજ્યના કેટલાએક દીવાનો તથા રાજાઓને આમંત્રણ આપી બોલાવવામાં આવ્યા હતા. આ વખતે દેશી રાજ્યની પ્રજા તરફથી તેમનો અવાજ તથા દૃષ્ટિબીન્દુ રજુ કરવા દેવા સત્તાવાળાઓ પાસે માગણી થઇ હતી; પરંતુ તેનો સ્વીકાર કરવામાં આવ્યો ન હતો.

ગવર્નમેંટ ઓફ ઇંડિયાની કલમ ૫-૬, ની અંદર હીંદુસ્તાનમાં Federation ફેડરેશન કયા સંજોગોમાં તથા કેવી રીતે સ્થાપવામાં આવશે તે જણાવ્યું છે. દેશી રાજ્યમાં વસ્તી પ્રજાના અડધા ભાગની પ્રજા ધરાવતાં અને ધારાસભામાં બાવન સભ્યો મોકલવાના હક ધરાવતાં રાજ્યો ફેડરેશનમાં દાખલ થવા ખુશી જણાવેથી આખા હીંદુસ્તાનમાં ફેડરેશનનું રાજ્યતંત્ર કરવામાં આવશે.

ગવર્નમેંટ ઓફ ઈંડીયાની કલમોના આધારે, હીંદી સરકાર તરફથી સમુહતંત્રમાં દાખલ થવા સંબંધે તેમના અભિપ્રાય આપવા, હીંદી સરકાર તરફથી દરેક દેશી રાજ્યને જણાવવામાં આવ્યું છે.

આવા અગત્યના પ્રશ્નનો શું જવાબ આપવો? બ્રીટીશ હીંદના ફેડરેશનમાં દેશી રાજ્યોએ દાખલ થવું કે નહી? દાખલ થવાથી રાજા પર, રાજ્યની આમદાની પર, આંતર વ્યવસ્થા Internal autonomy પર, રાજ્યના સંચાલકો તથા કારોબારી ખાતા પર કેટલી, કેવા પ્રકારની, ક્યારે અને શું અસર થશે તે બાબતનો વિચાર દરેક દેશી રાજ્યના રાજા સાહેબો, દીવાન સાહેબ અને અગ્રગણ્ય પુરૂષો કરી રહ્યા છે.

આ પ્રમાણે દેશી રાજ્યોની દૃષ્ટિથી ફેડરેશનનો પ્રશ્ન ગરમ દુધના કોગળા જેવો થઇ રહ્યો છે. ફેડરેશનમાં દાખલ થવાથી રાજ્યને પોતાનો સાર્વભૌમ હક [Internal sovereignty] પર અમુક પ્રતિબંધો સ્વીકારવા પડે છે. જ્યારે દેશમાં વધતી જતી આર્થિક અને રાજકીય ચળવળને અંગે, અત્યાર સુધી જેવું તંત્ર ચલાવ્યું તે હવે ચલાવાય તેવું રહ્યું નથી. આવા સંજોગોમાં, હાલની પોતાની આંતર સત્તાના Internal sovereignty ના હક પર થોડું આક્રમણ થતું હોય તો તે પણ સહન કરી ફેડરેશનમાં જોડાઈ પોતાના રાજ્યની સત્તાને નિર્ભય (steady) કરવી તે જો કે Choice of evil તો છે, પરંતુ તેથી ભવિષ્યમાં પોતાના રાજ્યને ફાયદો થશે તેમ કેટલાએક રાજવીઓ માને છે.

આ પ્રશ્ન દેશી રાજ્યને માટે તેના રાજવીઓને માટે દેશી રાજ્યની પ્રજાને માટે અને હીંદી સરકાર તેમજ બ્રીટીશ હીંદમાં વસતી પ્રજાને માટે બહુ અગત્યનો છે.

આ પ્રશ્નની મહત્તા હોવાથી આ પ્રશ્નની પાછળ બધાં દેશી રાજ્યે મળી કરોડો રૂપીઆનું ખર્ચ કરેલ છે. બટલર કમીટી વખતે રાઉન્ડ ટેબલ કોનફરન્સમાં જોઇંટ પાર્લામેન્ટરી કમીટી રૂબરૂ દીલ્હી, સીમલા વગેરે જવામાં, ત્યાં આગળ આગેવાન કાઉન્સલો રોકવામાં તથા બીજી સલાહ, પ્રચારકાર્યાર્થે મુસાફરી વગેરે બધા રાજ્યોના ખર્ચનો કુલ સરવાળો કરવામાં આવે તો કરોડો રૂપીયા થાય તેમ છે. આટલો મોટો ખર્ચ અને મહાન શ્રમ ઉઠાવ્યા છતાં હજી સુધી આ પ્રશ્નનો સામાન્ય સંતોષ થાય તેવો નિર્ણય થયો નથી.

હીંદુસ્તાનની રાજ્યવ્યવસ્થાના પ્રશ્નનો નિકાલ કરવા દુનિયાના ઇતિહાસમાંથી દાખલા(Precedent) લેવા જેવું ઓછું છે. આ બાબતનું સાહિત્ય છુટું છવાયું છે. સામાન્ય માણસને આવા સાહિત્યની રોજના ઉપયોગમાં જરૂર પડતી નહી હોવાથી આ વિષયની અગત્યતાના પ્રમાણમાં તેના અભ્યાસી થોડા છે. જેમને અભ્યાસ કરવાની ઇચ્છા તથા અક્કલ હોય તેવા માણસોને જોઇતો સમય તથા યોગ્ય સાહિત્ય સહેલાઈથી નહીં મળી શકતાં હોવાથી, આ અગત્યના પ્રશ્નની પ્રજાની દૃષ્ટિએ ચર્ચા થઈ નથી.

આવા સંજોગોમાં શ્રીયુત પટવારીજી જેવા વયોવૃદ્ધ અનુભવી મુત્સદીએ આપના તા. ૨૧-૧૧-૩૧ :

ના મુંબઈ સમાચારમાં પાંચમે પાને "સંયુક્ત રાજ્યતંત્ર અને દેશી રાજ્યો" નામનો લેખ લખી, આવી અગત્યની ચર્ચા ઉત્પન્ન કરી, હીંદી સરકાર પર, બ્રીટીશ હીંદની પ્રજા પર અને ખાસ કરીને દેશી રાજ્યો તેના રાજવીઓ અને તેની પ્રજા પર મહાન ઉપકાર કર્યો છે.

શ્રીયુત પટવારીજીના ઉપરના લેખની આટલી મહત્વતા હોવા છતાં તેમણે આપેલી સલાહ હાલને માટે કેટલાંક રાજ્યોને કદાચ ફાયદા કારક હશે પરંતુ એકંદર વસ્તુસ્થિતિનો ખ્યાલ કરતાં, લાંબે સરવાળે તેમની સલાહ માની, ફેડરેશનમાં દાખલ નહી થનાર રાજ્યને આખરે નુકશાન જ છે તેવો અમારો નમ્ર અભીપ્રાય છે.

શ્રીયુત પટવારીજી જેવા મુત્સદ્દી માણસ દેશી રાજ્યોને સમુહતંત્રમાં હાલ દાખલ થવું તેવી સ્પષ્ટ સલાહ આપવાની જોખમદારી લેવા કરતાં પોતાના લેખના છેવટના ભાગમાં જણાવે છે કે "ભવિષ્યમાં આ નુતન રાજ્યતંત્ર [સમુહતંત્ર] આકર્ષક અને હીતકર જણાશે. વીસ વરસની અંદર તેમાં સામીલ થવા દેવાની દરખાસ્ત કરવામાં આવશે." આ સલાહ પ્રથમ દૃષ્ટિએ એવી સુફીયાણી લાગે છે કે તેનો સ્વીકાર કરવા કોઈ પણ રાજવી લલચાય તેમ છે, પરતુ ઉપરના પટવારીજીના મુદ્દાંની સાથે બીજી કેટલીએક હકીકત દરેક દેશી રાજ્યે તથા તેની પ્રજાએ વિચારવાની જરૂર છે.

ફેડરેશનમાં દાખલ થવું કે કેમ ? તે અગત્યના પ્રશ્નનો દેશી રાજ્યની દ્રષ્ટિથી વિચાર કરવાનો છે. દેશી રાજ્ય (Indian State) એ પણ જુદાજુદા હિતનો (Interests) સમુહ (Aggregation) આ પ્રમાણે હોવાથી આ પ્રશ્ન રાજ્યની દ્રષ્ટિથી (Stand--point) રાજાની (Ruller's Stand-point) પ્રજાની (People Stand-point) રાજ્યની ઉપજ (Fiscal stand-point) રાજ્ય વ્યવસ્થા (Administration stand-point) વગેરે ઘણાં દ્રષ્ટિબિંદુથી આ પ્રશ્નનું નિરાકરણ કરવાનું છે. આ ઉપરાંત ફેડરેશનમાં જોડાવાથી હાલ તુરત (Immediate) શું અસર થશે તેમજ જોડાવા અગર નહી જોડાવાથી ભવિષ્યમાં ( In the long run ) શું અસર થશે તે જોવાનું છે. સમય મળ્યે ઉપર જણાવેલા ઘણા ખરા મુદ્દાનો વિચાર કરવામાં આવશે.

હાલ તુરત તો બીજી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સને અંગે, જ્યારે લોર્ડ સાંખે (Lord Sankey)ને દેશી રાજ્યોનું ફેડરેશન પ્રત્યેનું માનસ અચોક્કસ લાગ્યું ત્યારે જે અપીલ કરી હતી તેના શબ્દો અત્યારે પણ દેશી રાજ્યના રાજવીઓએ મનન કરવા જેવા છે, કારણ કે બીજી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ પુર્ણ થતી વખતે તેમની જે મનોદશા હતી, તેવી મનોદશામાં અત્યારે બહુ ફેરફાર પડયો નથી.

"Gentlemen of the States, India is thristing, India is calling You have put the cup to her lips—do not delay her drinking it. You have excited the hopes of India. Hope deferred marks the heart sick, and I very much hope that as soon as possible, you or your rulers will be able to give us definite assurance that you will enter into the federation. It will assist every body; it will gratify the ambitions and aspirations of India, if we can have your positive assurance that, come what may, your entry into the Federation is a fact."

લોર્ડ ચેન્સલર સાંખેએ જણાવ્યું છે કે હિંદના દેશી રાજવીઓએજ ફેડરેશનની આશા લોકમાં જાગૃત કરી છે આ હકીકત પતીયાલા નરેશના નીચે જણાવેલ ભાષણને લઇને કહી હશે.

The main principal of federation stands acceptable, and I echo the confident hope expressed the other

day by His Highness the Maharaja of Bikaner that by far the larger proportion of states will come into federation structure at once and that the remainder will soon follow."

ફેડરેશનમાં દાખલ થવાથી રાજ્યની આંતર વ્યવસ્થા (Internal Autonomy) નો અમુક ભાગ ફેડરેશન સત્તાને (Federal Authority) સોંપવો પડશે. પરંતુ આ પ્રમાણે રાજ્યસત્તાનો અમુક ભાગ "ફેડરલ" સત્તાને સોંપવાથી જે અગવડ પડશે તે કરતાં વિશેષ અગવડ અને જોખમ જુના જમાનાનું તંત્ર ચાલુ રાખવાથી રાજ્યને એકંદરે વિશેષ નુકસાન થવાનો ભય રહે છે.

ટેવનું જોર (Force of Habit) એ તોડવું તે સામાન્ય મનુષ્યને પણ ઘણું મુશ્કેલ છે. આમ હોવાથી એક લાંબા વખતથી ચાલતી આવેલી રાજ્ય પદ્ધતિ ફેરવવી તે રાજા સાહેબોને મુશ્કેલ લાગશે. છતાં બ્રીટીશ હિંદમાં જોખમકારક રાજ્ય વ્યવસ્થા (Responsible Government) ચાલે અને તેને સામે બારણે બીનજોખમકારક આપખુદી (Irresponsible Autocracy) ચાલે તે તેમની પ્રજા નિભાવી લેશે તેમ હવે જણાતું નથી, માટે સમય અને સંજોગો, બળ જબરાઈથી ફેરફાર કરવાની ફરજ પાડે તે પહેલાં જ જમાનાનું દૃષ્ટિબિંદુ પારખી તે પ્રમાણે પોતાનું રાજતંત્ર રાખવાનું દુરંદેશીપણું (Practical Foresight) રાખવું તેજ આપણા નરેંદ્રોને માટે જરૂરનું છે.

અલબત આ પ્રમાણે કરવામાં રાજ્યના હક્કોનું સંપૂર્ણ રક્ષણ થાય અને તે માર્યા ન જાય તેની ખાસ દરકાર રાખવાની છે.

હૈદ્રાબાદ, ત્રાવણકોર, માઇસોર, વડોદરા જેવાં મોટાં રાજ્યોને ફેડરેશનનો ત્રાસ કાઠીઆવાડ તથા ગુજરાતનાં ઘણાં ખરાં રાજ્યો કરતાં બહુ ઓછો છે. તેનું એક એ પણ કારણ છે કે તે રાજ્યોની રાજ્યવ્યવસ્થા ફેડરેશનનો પ્રશ્ન ઉત્પન્ન થયા પહેલાં પ્રમાણમાં સારી છે. આ બાજુની આ રાજ્યોને બીતી નહી હોવાથી ફેડરેશનને અંગે બ્રીટીશ હીંદને પોતાની જરૂર પડશે તેમ જાણી પોતાની માગણીઓ વધારી દીધી છે અને તે રાજ્યના મુત્સદ્દીઓએ ફેડરેશનની પાસેથી પોતાના ટેકાની પુરી કીંમત લીધી છે.

ગુજરાત તથા કાઠીઆવાડના રાજવીઓ પણ પોતાના રાજ્યની આંતરવ્યવસ્થામાં સમયને ઓળખી યોગ્ય સુધારા કરે તો ફેડરેશનથી તેમને કંઇક પણ દુર રહેવાનું કારણ નથી એટલુંજ નહી પરંતુ બંદરી હક્કો કસ્ટમ એકસાઈઝ વીગેરે અગત્યના પ્રશ્નોને પોતાના લાભમાં નીકાલ કરાવી લેવાની તેમને આ ઉત્તમ તક છે. અત્યારે જ્યાં સુધી પચ્ચાસ ટકા પ્રજાવાળાં રાજ્યો દાખલ થયાં નથી. ત્યા સુધી વાઇસરોય તથા બ્રીટીશ હીંદની રાજ્યવ્યવસ્થાને દેશી રાજ્યોના ટેકાની Support જરૂર છે. આ ટેકો હીંદનાં ૬૦૦ રાજ્યોમાંથી ફક્ત દસબાર મોટાં રાજ્યો તરફથી મળી શકે તેમ છે. જો આ પ્રમાણે બને તો પછી આ પણ રાજવીઓએ પોતાના રાજ્યના અગત્યના પ્રશ્નોનો વાઇસરોયના પ્રતીનીધી સાથે વાટાઘાટ કરી નિકાલ લાવવાને બદલે ભવિષ્યમાં જોઈશું તેવો જવાબ આપી ટુંકું પતાવવામાં ઘણું જોખમ હોય તેવું મારા નમ્ર અભિપ્રાયમાં જણાય છે. એક વખતે પોતાને ઘરે આવેલા હીંદી સરકારના પ્રતિનિધિને ઉપર પ્રમાણે જવાબ આપ્યા બાદ ભવિષ્યમાં દેશી રાજાઓ જ્યારે ફેડરેશનમાં જોડાવા જશે ત્યારે તેમને કેવો જવાબ મળશે? અને જે જવાબ હાલ તેઓ હીંદી સરકારને શ્રીયુત પટવારીજીના કહેવા પ્રમાણે આપવાનો ઈરાદો રાખતા હોય તો ભવિષ્યમાં તેમનેજ તેવો જવાબ નહી મળે તેની શી ખાત્રી?

સુભાગ્યે કાઠિયાવાડના કેટલાએક રાજવીઓએ દુરઅંદેશી દેખાડી છે. વાંકાનેરના રાજાસાહેબે તથા પોરબંદરના મહારાજા રાણા સાહેબે પ્રજામત જાણવા પ્રજામંડળ જેવી સંસ્થા સ્થાપવાની શરૂઆત કરી છે. ભાવનગર રાજ્યે પહેલી પ્રજામંડળ જેવી વ્યવસ્થા કરી હતી. પરંતુ હાલ તે વિષે બહુ સંભળાતું

નથી. આ પ્રજામંડળો ઘણે ખરે ભાગે Debating Society જેવાં હોય છે. પરંતુ તેમને સચેત અને પ્રાણવાન બનાવી ચાલુ રાજ્યતંત્રમાં સત્વર સુધારા કરવાથીજ આપણાં દેશી રાજ્યો સુરક્ષિત રહી શકશે. દેશીરાજ્યની પ્રજામાં હજી રાજ્ય-ભક્તિ છે. સારી રાજ્ય વ્યવસ્થા કરવાનું બુદ્ધિબળ છે, વેપાર કરવાની કુનેહ તથા સાહસ છે. આ બધાને એકત્ર કરી કેળવી સંગઠીત કરવાથીજ દેશી રાજ્યોની આબાદી કરી શકાશે. ફેડરેશનમાં દાખલ થવાથી રાજ્યને જે જોખમ વહોરવાનું છે તેથી દસગણું જોખમ પોતાની આંતરવ્યવસ્થા નહી સુધારવાથી દેશી રાજ્યોને છે એ હકીકત દરેક રાજ્યે ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

ચુનીલાલ શામજી ત્રિવેદી

ભાવનગર, હાલ ખભાત

***

## ભાવનગરના બંદરી કરારો

ભાવનગરની બંદરી શમસ્યાઓએ બહુજ ગભીર રૂપ લીધું છે. સરકાર સાથે શ્રી. ગૌરીશંકર ઓઝાએ ભાવનગરના બંદરો સંબંધી જે કરારો કર્યા છે તે ભારે દીર્ઘ દષ્ટિવાળા અને શ્રી. દરબારને બહુ ફાયદા-કારક જણાયા છે. સંક્ષિપ્તમાં.

(૧) ભાવનગર દરબારશ્રીની ઇચ્છા હોય ત્યાં સુધી ભાવનગરના બંદરને અંગ્રેજી બંદર જેટલી અને જેવી દરેક સગવડો હિંદી સરકાર આપવા બંધાય છે.

(૨) જો શ્રી. ભાવનગર દરબાર પોતાના ગામોમાંથી કાઢી નાખેલી સાયર જકાત ઉપર કંઈ બદલો લેવાનો દાવો છોડી દે, તો હિંદી સરકાર તે જકાતમાં કંઈ પણ દાવો કરશે નહિ. બ્રિટિશ સિવાયના બંદરમાં જતા આવતા માલ ઉપર જે કંઈ જકાત ઉત્પન્ન થશે તેમાંથી ૩/૪ ભાગ લેશે.

(૩) હિંદુસ્તાનમાં બ્રિટિશ બંદરો ઉપર જતા આવતા માલ ઉપર દરબાર જે જકાત લેવાનું નક્કી કરશે, તે હિંદી સરકાર સ્વીકારશે.

(૪) ઈ. સ. ૧૯૦૮ માં સુંદરાઈ બંદર જબરં-જસ્તીથી બંધ કરાવેલું તે પરદેશી બંદર તરીકે ઉઘાડવામાં પરવાનગી આપવામાં આવે છે આથી અફીણ દારૂ કે મીઠાબંધીને હરકત પહોંચશે નહિ.

(૫) આ કંપનીના વહાણને, રૈયતને છુટથી વેપાર ધંધા કરવા સારૂ દરબારે પોતાના તમામ બંદરોની સગવડ છુટથી આપવી.

આ કરારોને આધારે ભાવનગર રાજ્યને મોટા હક્કો મળ્યા. સને ૧૯૯૨ થી હિંદી સરકારે જકાતની પદ્ધતિ શરૂ કરી આથી ભાવનગર રાજ્યને પેદાશ ઠીક ઠીક થવા માંડી પરંતુ હિંદી સરકારે સને ૧૯૧૯ પછી પોતાના મોટા ખર્ચને પહોંચી વળવા પરદેશી માલો ઉપર ભારે જકાતો નાખી. આથી બ્રિટિશ બંદરોનો વેપાર ભાવનગર તરફ વળ્યો. રાજ્યે વેપારીઓને અનેક સગવડો કરી આપી. આથી ભાવનગરનો વેપાર દિન પ્રતિદિન વધવા માંડયો. એક વખત લગભગ જકાત એંસી લાખ રૂપીઆ જેટલી ભાવનગરને મળી. આથી હિંદી સરકારને ખુબ ઈર્ષા થઈ છે, તેઓએ હમણાં એવા હુકમ બહાર પાડયા છે કે ભાવનગરથી વિરમગામની લાઈન દોરીમાંથી પસાર થતા માલનું અસલ ભરતીઉં દાખલ કરવું પડશે તે સિવાય રાજ્યને પુરી જકાત ચુકાવી છે એવું ભાવનગરના ચિફ જકાતી અધિકારીનું સર્ટીફી-કેટ પણ હાજર કરવું પડશે. તે સિવાય દરેક પેકે જ અથવા કેસ ઉપર માર્કો અને નંબર ચોખ્ખાં હશે અને તે ઇનવોઇસની સાથે મળશે ત્યારે જ આ માલને પસાર કરવામાં આવશે. એમાં જરા પણ ફેરફાર હશે તો વિરમગામ ખાતે પુરી જકાત વેપારીઓને ચુક-વવી પડશે.

ભાવનગરના વેપારીઓ આથી ભારે મુંઝવણમાં પડયા છે. સર પ્રભાશંકર પટ્ટણી ભાવનગરથી સીમલા ગયા હતા, પણ આ પ્રતિબંધમાં કંઇ ફેરફાર થઈ શકયો નથી, ત્યાં માત્ર થોડા દિવસની વધારે મુદ્દત મેળવવા સિવાય બીજો કંઈ લાભ મળ્યો નથી. ભાવનગર ખાતે આઠ દશ મહીના માલ દરબારી ગોડાઉનોમાં

રાખી દરબારશ્રી પાસેથી લોન લઇને વેપારીઓ સગવડે બ્રિટિશ હિંદમાં માલ મોકલે છે. પરંતુ હવે લોનના નાણા ભરી અને માલના માર્કા તથા નંબરો સાબીત રાખીને જ માલ ભરવો પડશે. ને તેમ કરવામાં વેપારીઓને મોટી પ્રતિકુળતાઓ છે. લાંબા ગાળે માર્કો અને નંબર સચવાતા નથી. ભાવનગર દરબાર આ બાબતમાં બિલકુલ લાઇલાજ બનેલ છે. વેપારીઓએ પોતાને વિશ્વાસમાં નહિ લેવાનો દરબાર ઉપર આરોપ મુકયો છે અને હડતાલ જેવું પડયું છે. સરકાર પણ અણનમ છે. આ રીતે મુંઝવણ વધી છે. ખાંડની લાખો ગુણી ગોદામોમાં પડી છે તેનું શું કરવું તે પ્રશ્ન વેપારીઓ અને દરબારને મુંઝવે છે. રાજ્યે ધીરેલાં નાણા તરત વેપારીઓ ભરી શકે તેમ નથી. આખો સવાલ ભારે ગુંચવણ ભરેલો છે. કયાંય પ્રકાશ સુજતો નથી. વૃદ્ધ અમાત્ય ભારે પ્રયત્નો કરી રહ્યા છે. બીજી તરફ વેપારીઓને નુકશાનીનો પાર નથી શું થાય છે તે જોવાનું છે.

કું. ધ. સંપટ

*_*

## રાજકુમારોનું શિક્ષણ

આપણા રાજાઓ તાલુકદારો અને ગરાસદારો માટે રાજકોટ, વંઢવાણ, અને ગોંડળ એમ ત્રણ સ્થળે શિક્ષણ-સંસ્થાઓ છે. વઢવાણમાં એજન્સીએ તાલુકદારી ગરાસીયા સ્કૂલ ૧૮૭૯ માં શરૂ કર્યા પછી ભાયાતોને જે મુશ્કેલીઓ નડતી તે લક્ષમાં લઇને ૧૮૯૫ માં ગોંડળે કર્નલ હેનકોકના હાથે ગરાસીઆ કોલેજ સ્થાપી બીન-અખત્યારી તાલુકદારોના શિક્ષણના ઉકેલમાં સહાયતા કરી.

હવે લઇએ આજની રાજકોટ રાજકુમાર કોલેજ. ૧૮૭૦ માં રાજા-મહારાજાઓને કેળવણી આપવા એક સંસ્થા સ્થાપવામાં આવી તે શરૂઆતમાં કીટીંજ કોલેજ નામથી ઓળખાતી. રાજસ્થાનોમાંથી ઉઘરાણું કરવામાં આવ્યું. ભાવનગરે ૩ લાખ ૩૭ હજારના ખર્ચે મકાન બંધાવી આપ્યું બનારસથી મી. મેકનોટનને પ્રિન્સિપાલ તરીકે લાવવામાં આવ્યા. નવો યુગ શરૂ થતો હતો એટલે પહેલે વરસે રાજકુમારોની સંખ્યા ૪૩ થઈ.

અત્યારે રાજસંસ્થાનોનાં સ્થાયી ફંડ અને તેના વ્યાજમાંથી આ સંસ્થા ચાલે છે. તેનો વહીવટ ધ્રાંગધ્રા, ધ્રોળ, પોરબંદર અને મોરબીના રાજવીઓના શાસનમંડળ (કાઉન્સીલ) દ્વારા ચાલે છે, જેના પ્રમુખપદે હોદ્દાની રૂએ એ. જી. જી. બેસે છે.

આ સંસ્થાનો સરંજામ, ક્રીડાંગણ અને મકાન ઘણાંજ રોકનદાર અને દબદબા ભરેલાં છે. પણ વાંધો એકજ છે કે પ્રમાણમાં સંખ્યા નજીવી છે. કાંઇક આકરા ખર્ચ-ભારને લીધે અને કાંઇક રાજકીય અકળામણને લીધે રાજસ્થાનોએ આ જ્ઞાનદાત્રીનો ત્યાગ કરી પોતાના કુમારોને મેયો કોલેજ, તો કોઇએ પંચગીની મોકલવા માંડયા. સંખ્યા ઘટીને અતિ અલ્પ બની ગઈ એટલે એજન્સીએ રાજકુમારોને ફરજીયાત રાજકોટ મોકલવા બીનસલાખી રાજ્યો પર સીધાં અને આડકતરાં દબાણ કરવાં માંડયાં, પણ કોઇએ તે તરફ લક્ષ આપ્યુંજ નહિ.

આખરે એજન્સીએ કોઈ પણ ભોગે રાજકુમાર કોલેજનું અસ્તિત્વ ટકાવી રાખવા નવરચના કરવા નિશ્ચય કર્યો, આકરા લવાજમના દર ઘટાડયા બે અંગ્રેજ અમલદારો રખાતા તેમાંથી વાઇસ પ્રિન્સીપાલની જગ્યા તથા ત્રણ અધ્યાપકોની જગ્યા ઓછી કરી. સામાન્ય વ્યવહાર ખર્ચમાં કાપકુપ કરી તથા મુ. સાહેબની પ્રથા સદંતર બંધ કરી. છતાં સંખ્યાબળનો ઘટતું જ ચાલ્યું.

આખરે એજન્સીએ છેલ્લો દાવ આ પ્રમાણે નાખ્યો. સાદરા કોલેજના દર અલગ રાખી તેને રાજકોટ સાથે જોડી દીધી. ઓછું ખર્ચ આવે તે માટે 'ડોર્મીટરી' અને 'કોમન મેસ'ની પ્રથા દાખલ કરી. આ નવા અખતરાથી સંખ્યામાં સારો વધારો થવાની ધારણા રાખવામાં આવેલી. ત્યાંતો માત્ર ૧૦-૧૧ કુમારો સિવાય કાંઈ વિશેષ લાભ થયો નહિ.

મારો પ્રશ્ન એ છે કે શિક્ષાપ્રણાલિ કે પરિપાટી તો કારણભૂત નથીને? છેલ્લે તાજેતરમાં કોટડા

સાંગાણીના યુવરાજ પ્રદ્યુમ્નસિંહજીના કિસ્સા પર અંધાર પછેડો પથરાયો અને તેમને એજન્સીએ પોતાના જાપ્તામાં રાખી સામાન્ય શાળામાં અભ્યાસ કરાવી છેવટે વિલાયતમાં એકાએક મોકલી દીધા ત્યારથી રજવાડાં પોતાના કુમારોને અહીં મોકલતાં વિચાર કરે છે એમ તો નથી? આ બધું મને તો ઠીક પણ ડીપ્લોમાના અભ્યાસમાંથી કોઈ રાજકુમાર મેટ્રીક ઉચ્ચ અભ્યાસમાં નથી જતા તેનું શું કારણ હશે વારૂ? **શ.**

***

## ભાવનગરની ખેડુત કરજ ભરપાઈની યોજના

સર પ્રભાશંકર પટ્ટણીના સૌજન્યથી આ યોજના મને પ્રાપ્ત થઈ છે. ભાવનગરના ઇતિહાસમાં અજોડ એવી મહાન યોજના બહુ જ દીર્ઘદષ્ટિ અને કરકસરથી સંતોષકારક રીતે પુરી પાડી છે. તે માટે સર પ્રભાશંકર અને તેમના અમલદારોને આખી હિંદી પ્રજાના ભારે ધન્યવાદ છે. યોજના સંબંધી વિસ્તારથી પાછળથી સ્વતંત્ર લેખમાં લખીશું. હમણાં તો માત્ર રૂપરેખા આપી છે.

ભાવનગરના ખેડુતો શાહુકારોના ભારે કરજમાં ડુબેલા હતા. ખેડુત કરજમા આવે તો વંશપરંપરા પાછો નિકળવાનો કોઈ માર્ગ નહોતો. શાહુકાર ચોવીશ ટકાથી સાઠ ટકા કે તેથી ઉપર પણ વ્યાજ વસુલ કરતો હતો, એ કાપી સવાઈયું લખાવી લેવું, વ્યાજના વ્યાજ ને ચાર્જ કરવા, આવેલી અને ભરેલી રકમો જમે ન કરવી, વર્ષને અંતે વટાવ અને ખોટા નફા માંડવા, એવી રીતે અનેક રીતે ખેડુતોનાં ખાતાં ભારી જ રહેતાં. શાહુકારોની આ યુક્તિઓનું વર્ણન ખુબી સાથે કરવામાં આવ્યું છે. છેવટે આ સ્થિતિ અસહ્ય થઇ પડવાથી સર પ્રભાશંકરના દયાળુ હૃદયમાં દયાનો સંચાર થયો. તેમણે અનુભવી ગૃહસ્થોની, શ્રી ત્રીભોવનદાસ જેવા નિષ્ણાતના સરનશીનપણા નીચે કમીટી નીમી. સેંકડો શાહુકારોની જુબાની લીધી. તેમની ખાનગી તપાસ પણ કરી ચોપડા બહુ બારીકીથી જોયા. છેવટે આસરે અઠયાસી લાખનું કરજ ભાવનગરના ખેડુતોનું જણાયું શાહુકારોને આ કરજમાંથી મોટી રકમ કદી વસુલ થવાની આશા નહોતી કારણ કે વંશપરંપરા કરજ વધતે વધતે ખેડુતની જમીનથી પણ વધારે કિંમતનું દેવું થઈ ગયું હતું. આ કરજ આસરે બાવીસ લાખની રકમ રોકડી આપી રાજ્યે પતાવ્યું છે. શાહુકારોને રોકડી રકમ મળવાથી તેમને સંતોષ થયો. ખેડુતોને પણ પોતાનું કરજ ઘણું ઓછું થવાથી અને વ્યાજનું મોટું ભારણ બહુ હળવું થવાથી ભારે સધીઆરો મળ્યો છે. હવે થોડા વ્યાજથી રાજ્યનું એ કરજ ધીમે ધીમે ભરાઈ જશે. ખેડુતો હવે કરજનો બોજો દુર થવાથી રાજ્યની મહેસુલનું ભરણું ખુશીથી ભરે છે. ખેડુતના કરજ રક્ષણનો કાયદો તથા ગ્રામ્ય પંચાયતનો કાયદો બાંધી રાજ્યે પોતાના ખેડુતો અપનાવ્યા છે. ગ્રામ્ય પંચાયતના કાયદા પ્રમાણે આખા ગામનો વહીવટ, ગ્રામ્ય અધિકારીઓની નિમણુંક, એ સર્વે પંચાયતને સોંપ્યાં છે. બીજાં દેશી રાજ્યો પણ ભાવનગરને પગલે ચાલી આ સુધારા કરે તો કેવું સારૂં? મેં કચ્છના દિવાનશ્રી પાસે આ યોજના અનુકરણ કરવા જેવી છે એમ પ્રતિપાદન કર્યું છે. અંગ્રેજ સરકારને પણ આ યોજના ઉપાડી લેવા જેવી છે. ખેડુતો એ હિન્દની અણમોલી કિંમતી વસ્તુ છે. તેમને સુખી રાખવાથી રાજ્યમાં સમૃદ્ધિ અને સંતોષ બન્ને વધે છે. હિંદમાં સિત્તેર ટકા પ્રજા ખેતી ઉપર રોકાયલી છે.

**ડું. ધૂ. સંપટ**

***

## નવલખી બંદરનો વેપાર

નવલખી એ મોરબી રાજ્યનું તદ્દન અર્વાચીન બંદર હોવાથી ઘણી વખત તેની પુરી માહિતીથી આમવર્ગ બેનસીબ રહે છે.

નવલખીથી માતેક માઇલ દૂર વવાણીઆનું પ્રાચીન બંદર હતું. તે હાલ પુરાઈ જવાથી બંધ પડયું છે. વવાણીઆ જ્યારે ઝડપથી પુરાઈ જતું હતું. ત્યારે બેડિયાતો (વહાણવટી) એ સદ્ગત સર

વાઘજીને નવલખીની દુધમાં બંદર સારો. વગ હોવાથી વધાઈ આપી.

સર વાઘજીની વણિક બુદ્ધિએ નવલખીને વિકસાવવાની યોજના હાથ ધરી. આ યોજના અમલમાં આવે તે પહેલાં તો ખાડીની માલિકી માટે જામનગર અને મોરબી વચ્ચે કલહ શરૂ થયો. સાત વરસ સુધી બન્ને રાજ્યો લડયાં. આખરે મી. એમ. આર. કેનડીના લવાદે મોરબીની તરફેણમાં ફેંસલો આપ્યો અને નવલખીને બંદર બનાવવાની પ્રવૃત્તિ શરૂ થઇ. દરમ્યાન સર વાઘજીનું અવસાન થયું.

સર લખધીરજીએ ગાદીએ આવ્યા પછી મોડે મોડે નવલખીની ખીલવણીમાં રસ લેવા માંડયો. તે વખતના કાઉન્સીલર મી. ગોરડીઆને તેમણે વેપાર–ઉદ્યોગના અધ્યક્ષ નીમ્યા: દરીઆઈ કાયદા પ્રમાણે નવલખીને રજીસ્ટર કરાવી શેર્ક્ડ કંપનીની પહેલી આગબોટ ૧૯૨૫માં આ બારે ઉતારવામાં આવી. કાલક્રમે વિદેશી આગબોટોએ આવજા કરવા માંડી. મોરબીએ ૭૦ લાખ ખર્ચી કાઠિયાવાડની બંદરી હરિફાઈમાં ઝંપલાવ્યું.

૧૯૨૭ની આણુની કાઠિ.નાં બંદરી રાજસ્થાનોની મસલત વખતે નવલખીની જકાતી આયાત માત્ર ૮ લાખની હતી. તેથી મોરબીએ આ કોન્ફરન્સમાં એવો આગ્રહ રાખેલો કે મોરબીનો બાલ્યકાળ છે, માટે તેનો વિકાસ અને આવક અન્ય ભાઈબંધ બંદરો જેટલાં ન થાય, ત્યાંસુધી તેના ઉપર કોઈપણ જાતનું જકાતી બંધન ન પડવું જોઇએ.

આ પછી નવલખી બંદર વિકસતું ચાલ્યું એટલે રાજ્યે ટ્રામ કાઢી રેલ્વે શરૂ કરી. આથી ઉદ્યોગો જેવા કે મરકન્ટાઇલ બેંક, પરશુરામ પોટરી વર્કસ, સોલ્ટ વર્કસ વગેરે સ્થપાતાં વેપારમાં તેજી આવી અને મોરબી કાઠિ.નું ઔદ્યોગિક બંદર ગણાવા લાગ્યું.

નવલખી બંદરનો માલ બ્રિટીશ હદમાં પ્રવેશે ત્યાંસુધી મોરબીને પોતાની સ્વતંત્ર રેલ્વે હોવાથી નૂરમાં કાઠિ. નાં અન્ય બંદરો કરતાં માલ કિફાયતી મેળવે છે. ઉપરાંત બંદર ઉપરના અન્ય દરો પણ મુકાબલે હળવા હોવાથી ભાવનગર અને બેડીનો વેપાર અહીં આકર્ષાય એ દેખીતું જ છે.

**વેપારી**

* * *

## ફેડરેશન અને રાજ્યોની નાણાં વ્યવસ્થા

"બ્રિટિશ હિન્દ' અને 'દેશી રાજ્યોનું હિન્દ': એ કૃત્રિમ વિભાગો અને તેને અંગે ઉભુ થતું કૃત્રિમ રાષ્ટ્રભાવનાવિરોધક માનસ દેશની પ્રગતિને અંતરાય રૂપ છે એ સ્વીકારવું જ જોઇએ એટલે કોઈ રીતે જો એ ભેદ ઓછો થતો હોય તો તે આવકારલાયક છે. પણ દેશી રાજ્યો બ્રિટિશ શહેનશાહ સાથે ચોક્કસ સંધિઓથી, કરારોથી જોડાયેલાં છે, અને એ સંધિઓ બધી જુદીજુદી જાતની છે, તેથી બધા દેશી રાજ્યો એક જ પંક્તિના નથી. એ બધાને સમવાયમાં લેવા માટે સૌએ ઓછામાં ઓછી કેટલી શરતો કબૂલ કરવી એ નક્કી કરવું જોઈએ. હવે સમવાયમાં જોડાતાં દેશી રાજ્યોની બચતી બાબતોમાં બ્રિટિશ હિન્દની પ્રજાના પ્રતિનિધિઓ કેન્દ્રસ્થાન ધારાસભા મારફતે માથું મારે, એ દેશી રાજ્યો કેમ કબૂલે? એમને તો એમના જરીપુરાણા હક્કોને જાળવી રાખવા છે, રાજ્યકારોબારમાં મધ્યકાલીન સત્તાઓને પકડી રાખી સ્વેચ્છાનુસાર સેવનો છે. અને આવાં તત્ત્વો પોષવાનું બ્રિટિશ સામ્રાજ્યશાહી પસંદ કરે જ. જો કોઈ રીતે દેશી રાજ્યો સમવાયમાં દાખલ થાય તો તેઓ સમવાયતન્ત્રની નીતિ ઘડવામાં સામેલ હોય. આવું સરસ પ્રત્યાઘાતી તત્ત્વ બંધારણમાં હોય તો પછી પ્રાન્તે સ્વતન્ત્ર કે કેન્દ્રે જવાબદાર તન્ત્ર હોય તોયે બ્રિટિશ હક્કો સલામત રહે. આ હેતુથી દેશી રાજ્યોને સમજાવી પટાવી અમુક શરતો પ્રમાણે સમવાયમાં જોડાવા પ્રેરવાનું કામ બ્રિટિશ કાયદાબાજો અને સત્તાધારીઓને માથે આવ્યું. અને કેટલીય વાટાઘાટ પછી દેશી રાજ્યો તરફથી અર્ધી હા મળી શકી. આવાં ભિન્ન તત્ત્વોના સમૂહમાંથી સમવાય રચવાનો આ અખતરો નવો જ છે. અને તેને અંગે

માત્ર રાજ્યપ્રકરણી નહિ પણ નાણાંવિષયક કેટલીક મુશ્કેલીઓ ઊભી થઈ છે. દાખલા તરીકે, અત્યારે દેશી રાજ્યો પોતાને ફાવે તેમ જકાત લે છે, પણ સમવાયતન્ત્ર નીચે સમવાયના એક ભાગમાંથી બીજામાં જતો માલ જકાતમુક્ત હોવો જોઇએ. પણ જકાત રદ કરતાં દેશી રાજ્યોની આવકમાં ઘટાડો થાય તેને કેમ પહોંચી વળવું? બીજું, સમવાયતંત્રનો કેટલોક ખર્ચ 'બ્રિટિશ હિન્દ' માટે જ રહે. એ બોજામાંથી દેશી રાજ્યોને મુક્ત રાખી શકાય કે કેમ? વળી, જો દેશી રાજ્યોમાં કરનો બોજો એકંદર ઓછો હોય તો બ્રિટિશ હિન્દના કેટલાક હુન્નરઉદ્યોગો કાળે કરીને દેશી રાજ્યોમાં જઈ વસે. સમવાયનાં બધાં અંગો આર્થિક અને ઔદ્યોગિક દૃષ્ટિએ લગભગ સરખી સ્થિતિનાં હોય, તો એ વ્યવસ્થા સુગમ થઈ પડે. પણ હિન્દુસ્તાનમાં બિલકુલ એમ નથી."

× × ×

"સમવાયી વ્યવસ્થામાં દેશી રાજ્યોનું સ્થાન શું છે એ હજુ કાંઈ નિશ્ચિત થયું લાગતું નથી. દેશી રાજ્યોની આંતરિક કારોબારી કે કારોબારીની ગેરહાજરીની સ્થિતિ વિવિધ પ્રકારની છે. જેમ મિલકતદાર વર્ગને ધારાસભામાં સ્થાન આપવાથી પ્રજાતત્ત્વને અંકુશમાં રાખી શકાય છે, તેમ જ દેશી રાજ્યોના પ્રતિનિધિઓ (?) પ્રગતિવાદી બળોને અટકાવવામાં સહાયભૂત થઈ શકશે. સમવાયમાં જોડાવાથી દેશી રાજ્યોની તેમજ સમવાયની નાણાંસ્થિતિ પર શી અસર થાય છે તે પણ Instrument of Accession છેવટે કયું સ્વરૂપ લે છે તે જાણીએ ત્યારે નક્કી થાય. દેશી રાજ્યોની કેટલીક જકાતો માત્ર Octroi duties કે Terminal taxes જેવી છે. એવી જકાત સમવાયતન્ત્રના સિદ્ધાંતથી વિરૂદ્ધ નથી, પણ રક્ષણાત્મક જકાતનીતિ અખત્યાર કરવાનો હક્ક હવે દેશી રાજ્યો પાસે રહી શકશે નહિ. બીજું. બંદરવાળાં રાજ્યોએ બ્રિટીશ હિન્દના બંદરો પર લેવાય છે તેટલી જકાત લેવી પડશે અને એ આવકમાંથી પોતાની હદમાં જ વપરાતા માલ પરતી જકાત જેટલો હિસ્સો એમને મળી શકશે. જો દેશી રાજાઓ એ શરત કબૂલ કરે નહિ તો તેમને સમવાયમાં લઈ શકાશે નહિ. આ વાટાઘાટ થયે દેશી રાજ્યની પ્રજાને કંઈ વિશેષ કરભાર સહેવો પડશે કે કેમ એ હજુ વિચારવાનું છે. સમવાયમાં જોડાયેલાં દેશી રાજ્યોનો કારોબાર સમસ્ત હિન્દની પ્રજાની નજર નીચે આવતાં રાજાઓની આપખુદ સત્તાઓ ભયમાં આવી પડે એમ પણ બને. પરિણામે, અમર્યાદ સત્તાથી ટેવાયેલા દેશી રાજાઓ નવી આડકતરી રીતે પ્રજાનું શોષણ કરવા યત્ન કરે તો નવાઈ નહિ. આમ, હિન્દી સમવાયના નાણાતન્ત્રના કેટલાક પ્રશ્નો હજુ અણઉકેલ્યા રહ્યા છે. જો હિન્દી સમવાયની નાણાવ્યવસ્થા ખરેખર સંગીન પાયા પર રચવી હોય તો દેશી રાજ્યોની આંતરિક નાણાસ્થિતિ બરાબર તપાસવી જોઇએ. સમવાયની કેન્દ્રસત્તાએ પસાર કરેલ કાયદાઓનો અમલ Instrument of Accessionમાં ઠરાવેલી મર્યાદામાં દેશી રાજ્યોની હદમાં થવો જોઇશે એ કાર્યને પહોંચી વળવા દેશી રાજ્યોની પ્રજા પર નવો બોજો કેટલો પડશે અને એ બોજો પડતાં દેશી રાજ્યની પ્રજાને સમવાયની કેન્દ્ર ધારાસભામાં પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક્ક શા માટે નહિ મળવો જોઇએ એ પણ વિચારવું જોઇએ. ટૂંકમાં, જો 'બ્રિટિશ હિન્દ' અને 'દેશી રાજાઓનું હિન્દ' એ કૃત્રિમ અને અયોગ્ય વિભાગો છે તો 'હિન્દી સમવાયની નાણાવ્યવસ્થા' અને 'દેશી રાજ્યોની આંતરિક નાણાવ્યવસ્થા' એ પણ એટલાજ કૃત્રિમ અને અશાસ્ત્રીય વિભાગ છે. સમવાયનાં બીજાં અંગોના—એટલે કે બ્રિટિશ હિન્દના પ્રાન્તોની—ધારાવિષયક, કારોબારી અને નાણાવિષયક સત્તાઓ ૧૯૩૫ના ઍક્ટ પ્રમાણે સ્પષ્ટ આલેખાય છે. તેમ જ દેશી રાજ્યો વિષે થવું જોઇએ. નવા બંધારણની સમીક્ષા કરતાં પ્રો. કે. ટી. શાહ કહે છે કે એ બંધારણ નીચે દેશમાં આંતરિક વિગ્રહ (civil war) થાય તેવી પૂરતી સામગ્રી છે. એ વાતાવરણમાં સમસ્ત દેશની નાણાવ્યવસ્થા વિષમ જ રહે એ સ્વાભાવિક છે.

છેવટમાં, આવતાં ચારપાંચ વર્ષો વેપારઉદ્યોગમાં તેજી રહેવાનો સંભવ છે. જો કાંઈ આંતરરાષ્ટ્રીય વિગ્રહ ન જાગે તો પ્રજાની આવકમાં સારો સુધારો થાય, કેન્દ્રસ્થ તેમજ પ્રાન્તિક સરકારોની આવક વધે, અને સમવાય ટકી શકે;—ટકી શકે, એટલે કે નાણાંની મુશ્કેલીથી તૂટી ન પડે; પણ રાજકીય દષ્ટિએ હિન્દી સમવાય કેવળ સ્વાર્થપ્રયોજિત સમાધાનોનો સમૂહ છે તેથી એ રીતે તો એ અસ્થિર રહેશે જ. એટલા માટે જ, ગવર્નરોને અને ગવર્નર જનરલને ખાસ સત્તાઓ આપવામાં આવી છે; એટલા માટે જ, દેશની ચલણનીતિ પ્રજાના પ્રતિનિધિઓના અંકુશથી પર એવી રિઝર્વબેન્કના હાથમાં સુરક્ષિત મુકાઈ છે. પરસ્પર અવિશ્વાસના વાતાવરણમાં ઘડાયેલું અવિશ્વાસ અને વૈમનસ્યને પોષતું આ સમવાયી બંધારણ નાણાવિષયક દષ્ટિએ પણ એજ તત્ત્વોનું મૂર્તિ સ્વરૂપ છે. એ કોનામાં ઉત્સાહ પ્રેરી શકે?

[ પ્રસ્થાન ]

---

# કાઠિયાવાડમાં ગોરક્ષા

## (લેખક: નરહરિ દ્વારકાદાસ પરીખ)

કાઠિયાવાડ ગીર જાતની ગાયોને માટે પ્રસિદ્ધ છે. દક્ષિણ કાઠિયાવાડમાં આવેલી ગીર નામની ટેકરીઓની આસપાસના પ્રદેશ ઉપરથી એ નામ પડેલું છે, પણ આખા કાઠિયાવાડમાં એ જાતની ગાયો છે. કાઠિયાવાડમાં આ ગાયોને દેસાણ કહે છે. બહાર આ ગાયો કાઠિયાવાડી ગાયોને નામે ઓળખાય છે. પ્રમાણમાં ઝીણી આંખો, મોટાં માથાં—હાથીના કુંભસ્થળ જેવાં—અને પાછળ પડતાં કાંઈક ટૂંકાં શિંગડાં તથા લાંબા કાન ઉપરથી એ પરખાય છે. આ ગાયો લાલ રંગની અથવા સફેદ ઉપર લાલ રંગનાં છાંટણાં તથા ધાબાંવાળી હોય છે. એ દૂધ આપવામાં સારી ગણાય છે. તેના બળદ ગુજરાતના કાંકરેજી અથવા વઢિયારા બળદ જેટલા તેજ હોતા નથી. પણ સ્વભાવે ગરીબ તથા ઠંડા છતાં લાંબા વખત સુધી કામ કરી શકે એવા હોય છે; એટલે ખેતીના કામમાં આ બળદ ઠીક ઉપયોગી નીવડે છે. આ ગાય પાસેથી વધુ પ્રમાણમાં દૂધ–ઘી તથા સારા બળદ મળે એમ છે, એટલે એ બન્ને અર્થ સારી શકે એવી છે. એ રીતે તેનું મહત્ત્વ વધારે છે. પરંતુ આજે કાઠિયાવાડમાં સારી ગીર ગાયો થોડી જોવા મળે છે. કેટલાક દરબારો, મહન્તો અથવા ગાયના શોખી કોઈક શેઠિયાઓને ત્યાં જ સારી ગાયો હોય. ખેડૂતો ખેતી માટે ઉત્તર ગુજરાત તરફના વઢિયારા બળદ અથવા સિંધ તરફના સિંધી બળદ વેચાતા લાવે છે; અને દૂધ–ઘી માટે ભેંસો રાખે છે, કેટલાંક ગામોમાં ગાયોનાં મોટાં ધણ હોય છે, પણ તેમાં ગાયો ભૂખે મરતી અને દુબળી દેખાય છે. ગામમાં સારો સાંઢ ન મળે એટલે ગમે તેવા રખડતા સાંઢ વંશવૃદ્ધિ કરે છે. પરિણામે ગાયો ઉત્તરોત્તર કદમાં નાની અને દૂધ ન આપે એવી થતી જાય છે. વળી મોટા ભાગના ખેડૂતો વાછડાને ખસી કરવા અથવા કરાવવામાં પાપ માને છે; જો કે ખસી કરેલા તૈયાર વાછડા તેઓ વેચાતા લે છે અને તેને મોટા કરી બળદ તરીકે વાપરે છે. પણ પોતાના વાછડાને કાંતો રખડતા મૂકી દે છે; અથવા તો આખલા રાખીને જ ખેતીના ઉપયોગમાં લે છે. રખડતા ખૂંટ સીમમાં રંજાડ કરે છે અને ગોવંશ બગાડે છે. ખેતીમાં વપરાતા ખૂંટ પૂરતું કામ આપતા નથી, બળદ કરતાં

વહેલા થાકી જાય છે. અને ચોમાસામાં માતે ત્યારે નાનાં છોકરાં તથા સ્ત્રીઓ તેમને સાચવી શકતાં નથી.

કાઠિયાવાડમાં નાનાં નાનાં ઘણાં દેશી રાજ્યો છે. ત્યાંના ગોબ્રાહ્મણપ્રતિપાળ કહેવાતા રાજાઓ વેળાસર ચેતે અને બહુ ઝપાટાથી નાશ પામતું ગોધન સાચવવા માટે પોતપોતાનાં રાજ્યમાં પ્રયત્ન કરે તો ઘણું કામ થઈ શકે એમ છે. ઘણું ગોધનના બીજરૂપે સારી ગાયો સ્થળે સ્થળે જોવા મળે છે. તેમને સાચવી લઈ તેમાંથી ગોવંશસુધારણાનું કામ ઉપાડી શકાય એમ છે. આ ઉદ્દેશથી ગાંધીજીનો ભલામણપત્ર લઈ હું કાઠિયાવાડનાં રાજ્યોમાં ત્યાંના રાજાઓ તથા અમલદારોની સાથે ગોરક્ષા સંબંધી ચર્ચા કરવા તથા અમલી કાર્ય કરવાની તેમને વિનવણી કરવા તા. ૧૯ મી માર્ચ થી તા. ૨૮ મી માર્ચ સુધી ફર્યો. આ પ્રવાસ દરમ્યાન ચાર રાજ્યોની મુલાકાત થઈ શકી: ભાવનગર, વડિયા, પોરબંદર અને જામનગર.

## ભાવનગર

ભાવનગરમાં ત્યાંની દરબારી ગૌશાળાના સુપરિન્ટેન્ડન્ટ શ્રી. જોશી બહુ ઉત્સાહી ગોસેવક છે, અને તેમના કામમાં ત્યાંના વસૂલાતી અધિકારી (રેવન્યુ કમિશનર) શ્રી. સુરતીની સારી મદદ છે. ખુદ મહારાજા પણ ગોપ્રેમી છે. દરબારી ગૌશાળા ઉપરાંત મહેલમાં પોતાની અંગત દેખરેખ નીચે પણ થોડી ગાયો તેઓ રાખે છે, આ રાજ્યમાં ગોવંશ સુધારણાનું કામ પદ્ધતિસર ઉપાડવામાં આવ્યું છે એમ કહી શકાય. રખડતા ખૂંટને ખસી કરી નાખવા તથા ગામેગામ સારા સાંઢ રાખવા એ ગોવંશસુધારણાનો રાજમાર્ગ છે. એ કામ ભાવનગર રાજ્યમાં સારા પ્રમાણમાં થયું છે. અત્યારસુધીમાં બર્ડિઝો ચીપિયાથી ૮,૦૦૦ ઉપરાંત વાછડા તથા રખડતા ખૂંટને ખસી કરવામાં આવ્યા છે, અને રાજ્યનાં કુલ છસો ગામોમાંથી સો ઉપરાંત ગામે જાતવાન સાંઢ આપવામાં આવ્યા છે. ખસી કરવાના તથા જાતવાન સાંઢ પૂરા પાડવાના કામ પાછળ વાર્ષિક રૂ. ૮,૦૦૦ રાજ્ય તરફથી ખરચવામાં આવે છે.

કાઠિયાવાડનાં લગભગ બધાં રાજ્યોમાં ગામેગામ મરી ગયેલાં ઢોરનાં ચામડાં ઉતરડી લેવાનો ઇજારો આપવામાં આવે છે. એને ભામ કહે છે. ભાવનગર રાજ્યમાં એવો ધારો છે કે ગામેગામ ભામની જેટલી ઉપજ થાય તેટલી રકમ રાજ્ય તરફથી ઉમેરીને એ આખી રકમ તે તે ગામસુધારના કામમાં વપરાય. આ રકમ સાંઢની સાચવણી તથા ખોરાકીના ખર્ચમાં વાપરવામાં આવે તો દરબારે આપેલા સાંઢ બહુ સારી સ્થિતિમાં રાખી શકાય અને સીમમાં પણ તેના તરફનો ઉપદ્રવ ન રહે. આ ઊપજ મરી ગયેલાં ઢોરમાંથી જ થાય છે એટલે તેનો ઉપયોગ ઢોરસુધારણાના કામમાં થાય એ ઉચિત જ છે.

હું ગયો ત્યારે શ્રી. પટ્ટણીજી ભાવનગરમાં નહોતા. તેમના મોટા દીકરા શ્રી. અનન્તરાયભાઈ જેઓ ત્યાંની સ્ટેટ કાઉન્સીલના એક સભ્ય છે તેમને મળ્યો. ગોવંશસુધારની જે પ્રવૃત્તિ રાજ્યમાં ચાલે છે તેમાં તેઓ ખૂબ રસ લે છે. પણ સાથેસાથ એમ માને છે કે અત્યારની પરિસ્થિતિમાં દૂધથી માટે ભેંસ વિના બીજો ઉપાય નથી. જેમ જેમ જમીન વધુ પ્રમાણમાં ખેડાણ થતી જાય છે તેમ તેમ ચરણ માટેની જમીન ઉપર આક્રમણ થાય છે, અને વિશાળ બીડોમાં ગાયોને ચરાવી ગાયોનો અને પોતાનો નિભાવ કરતા રબારીઓની સ્થિતિ દુઃસહ થતી જાય છે. ખેડૂતો મોટે ભાગે ભેંસો જ રાખે છે. એટલે આપણા ગોપૂજક દેશમાં ગોપાલનનો તમામ બોજો જાણે એકલી રબારી કોમ ઉપર આવી પડ્યો છે. એ કોમ અજ્ઞાન અને ગરીબ હોઈ આ બોજો ઉઠાવી શકતી નથી. અને ભૂખે મરતી ગાયો યોગ્ય પ્રમાણમાં દૂધ નથી આપી શકતી તેમ સારા વાછડા પણ નથી આપી શકતી, છતાં ઉત્તરોત્તર ઓછા થતા જતા ચરણમાં ભાગ તો પડાવે જ છે. રબારીઓ પાસે આવી ખાતલ (uneconomic) ગાયોનું પ્રમાણ વધતું જાય છે, અને તેની સાથે કતલખાને જતી ગાયોની સંખ્યા પણ

વધતી જાય છે. ગાયના માલિક પાસે જમીનની સગવડ હોય તો જ ગાય સારી રીતે સચવાય અને કમાતલ (economic) બનાવી શકાય. એટલે જેમની પાસે જમીન છે એવા ખેડૂતો ગાયો રાખતા થાય તો જ ગાયની રક્ષા શક્ય બને એમ છે. તેઓ જેમ ભેંસોને સાચવે છે અને ખવડાવે છે તેમ ગાયોને પણ ખવડાવે તો તેનાં દૂધઘીનું પ્રમાણ ઠીક ઠીક વધારી શકાય. ભેંસના જેટલું પણ વધારી શકાય એમ છે. વળી ગાય પાસેથી દર પાંચ વર્ષે એક બળદની જોડ મળે. આમ ખેડૂતોને ગાય રાખવી લાભકારી છે. પણ શ્રી. અનન્તરાયભાઈનું કહેવું તો એમ હતું કે તમે ભેંસના જેટલું દૂધઘી આપે એવી ગાયો બનાવો પછી જ ખેડૂતને ગાય રાખવાની વાત આપણે કરી શકીએ; ગાય જ્યાંસુધી ખાતલ પ્રાણી છે ત્યાંસુધી આપણે ખેડૂતને તે પાળવાનું કહી તેના ઉપરનો બોજો શા માટે વધારીએ? ગાયોને કમાતલ બનાવવા માટે તેને વિશેષ રક્ષણ અને ઉત્તેજનની જરૂર છે, અને રાજ્યે તે આપવું જોઈએ, એ મારે કહેવાનું હતું. રાજ્યે ઉત્તેજન આપવાની બાબતમાં તેમણે વ્યાવહારિક મુશ્કેલીઓ બતાવી. ગોચર ઓછાં થઈ ગયાં છે એ વાત સાચી, પણ ખેડાણ થઈ ગયેલી જમીન તો ફરી ગોચર ન જ કરી શકાય. મેં સૂચવ્યું કે હવે જેટલાં ગોચર રહ્યાં હોય તેના ઉપર આક્રમણ ન થાય, એ ગોચર એવી સારી સ્થિતિમાં રાખવામાં આવે કે જેથી ત્યાં સારું ઘાસ ચતું રહે, અને જેમાંથી ઢોરને કશું ખાવાનું નથી મળતું એવા બજારું પાકો પાછળ ખેડૂતો પડયા છે તેને બદલે પોતાની જમીનમાં અનાજ અને પૂરતો ઘાસચારો ઉગાડે એમ કરવું જોઈએ. પણ તેનો અમલ કરાવવામાં તેમને ઘણી વ્યાવહારિક મુશ્કેલીઓ દેખાઇ. છેવટે ગાયો રાખનારાઓને પોતાની ગાયોને સારી સ્થિતિમાં રાખવાનું ઉત્તેજન મળે તેટલા માટે તેમણે ઇનામો કાઢવાની તૈયારી બતાવી. જે આસામી પોતાની ગાયને હરીફાઈમાં ઉતારવા માગતો હોય તે સ્થાનિક અમલદારને ખબર આપે, અને એ જ્યારે કહે ત્યારે દસ દિવસ સુધી સ્થાનિક અમલદારની દેખરેખ નીચે જ તેની ગાય દહોવાય. એ દસ દિવસ ખાણનું પ્રમાણ પરિક્ષકની સૂચના મુજબ રાખવામાં આવે. એ પ્રમાણે આખા વર્ષ દરમ્યાન જેટલા માણસોની ગાયોના દૂધની નોંધ રખાય તેમાંથી વધુમાં વધુ દૂધ આપનારી પહેલી ગાયોના માલિકોને સો સો રૂપિયા ઇનામ આપવામાં આવે. ઇનામને પાત્ર થવા માટે ગાયનું દૂધ દસ દિવસ સુધી ઓછામાં ઓછું રોજના બાર શેર કરતાં ઓછું ન હોવું જોઇએ. ઇનામની આ પદ્ધતિની વિશેષતા એ છે કે તેથી રાજ્યની તમામ સારી ગાયો હરીફાઈમાં ઊતરી શકે. મુકરર તારીખોએ ઢોરનું પ્રદર્શન રાખવામાં આવ્યું હોય અને ત્યાં ઇનામો આપવામાં આવે ત્યારે તે વખતે જે ગાયો તાજી વિયાયેલી હોય તે જ હરીફાઇમાં ઊતરી શકે છે. આ ઉપરાંત વર્ષના કોઈ પણ દસ દિવસ ટકે પંદર શેર કરતાં વધુ દૂધ આપનારી ગાયના માલિકને રૂા. ૨૦૦ ઇનામ આપવું. એમ વાર્ષિક રૂા ૧,૨૦૦નાં ઇનામ વહેંચવાની વ્યવસ્થા કરવાનું તેમણે કહ્યું છે.

આ ઉપરાંત ગામડાંના લોકોને પોતાની ગાયોનાં દૂધઘીના સારા ભાવ મળે તે માટે રાજ્ય તરફથી વ્યવસ્થા થઈ શકે કે ગ્રામપંચાયત તરફથી સહકારી ધોરણે સારી વ્યવસ્થા થઈ શકે એ વિષે પણ ચર્ચા થઈ હતી.

### વડિયા

ભાવનગરથી હું વડિયા ગયો. ભાવનગરની ગૌશાળાવાળા શ્રી. જોષીને આ પ્રવાસમાં મારી સાથે ફરવાની રાજ્ય તરફથી રજા મળી હતી; એટલે તેઓ બધે સાથે જ હતા. વડિયા રાજ્યને તાબે ૨૪ ગામો છે. ત્યાંના દરબાર સંસ્કારી છે, અને પોતાના રાજ્યનાં બધાં કામકાજ ઉપર જાતે દેખરેખ રાખે છે. તેઓ ગોપ્રેમી પણ જણાયા. પોતાની એક ગૌશાળા પણ રાખે છે. દરબારની ગાયોને ખાણની તંગી તો હોય જ નહિ, એટલે ગાયો સારી સ્થિતિમાં રહે છે; પણ ગાયોના દૂધની, કયા સાંઢથી ગાય ફળી તેની, તથા

...ને કેટલા દિવસ વસૂકેલી ...ાખવામાં આવતી નથી. ...કરી એટલે એ પ્રમાણે ...ર્યું છે. રખડતા ખૂંટોને ...નામગામ જાતવાન સાંઢ આપવાની, ...ગાયોવાળાને ઈનામ આપવાની તથા ગૌચરો સાચવવાની સૂચનાને પણ તેમણે વધાવી લીધી છે. અને દરબારનો પોતાનો આ કામમાં ઉત્સાહ છે, એટલે તેનો અમલ થશે એવી આશા બંધાય છે.

## પોરબંદર

વડિયાથી અમે પોરબંદર પહોંચ્યા. અહીં રખડતા ખૂંટને ખસી કરવાનું તથા સાંઢ આપવાનું કામ શરૂ કરવામાં આવ્યું છે, એટલે દીવાનસાહેબે અમને કહ્યું કે 'તમે દરબારી મોટર લઈ રાજ્યનાં કેટલાંક ગામડાંમા ફરી આવો, ત્યાં ગાયોની સ્થિતિ જુઓ, ખેડૂતો સાથે એ સંબંધી વાતો કરો, અને પછી રાણાસાહેબને મળી તમારે જે કહેવું હોય તે કહો. અમારાથી થઈ શકે એ બધું અમે જરૂર કરીશું, આ સૂચના અમને બહુ જ ગમી, અને ગામડાંમા અમને ફેરવવાનું કામ ત્યાંના આસિસ્ટન્ટ રેવન્યુ કમિશનર શ્રી. માણેકલાલ ગાંધીને સોંપવામાં આવ્યું હતું. અમે બે દિવસ ફર્યા અને બધાં મળીને બારેક ગામનાં ધણ જોયાં. ત્રણ ગામે ખેડૂતો સાથે નિરાંતે વાતો કરવાનું બની શક્યું. અમે જોયું કે ચારસો ચારસો રૂપિયાનો એક એક સાંઢ ખરીદી ચાર ગામે ચાર સાંઢ દરબાર તરફથી આપવામાં આવ્યા હતા. જે ગામે સાંઢ અપાયા હતા તે ગામના ખેડૂતોને એનાં પરિણામથી સંતોષ થયેલો જણાયો. એ સાંઢથી વાછડા સારા થયા અને તેમને બહાર ગામથી બળદ ઓછા પ્રમાણમાં ખરીદ કરવા પડયા. એક સાંઢ ગામમાં ત્રણ વરસ રહ્યો તેથી ગામને કેટલો ફાયદો થયો તેનો અંદાજ ગામલોક સાથે બેસીને અમે કાઢયો. ત્રણ વર્ષમાં એ સાંઢથી લગભગ બસો વાછડી–વાછડાં થયાં. રખડતા ખૂંટથી જે વાછડી–વાછડા થાય તેના કરતાં આ વાછડી–વાછડા સરેરાશ દસ દસ રૂપિયા કિંમત વધુ ગણીએ તોપણ ગામને ત્રણ વર્ષમાં બે હજાર જેટલો ફાયદો થયો ગણાય. એક સારો જાતવાન સાંઢ ઓછામાં ઓછાં છ વર્ષ કામ આપે તો એક સાંઢથી ઓછામાં ઓછા ચાર હજાર રૂપિયા જેટલો ફાયદો થાય. પોરબંદરના રાણાસાહેબે તો સાંઢના રૂપિયા ચારસો આપ્યા, પણ રૂપિયા બસોમાં સારો સાંઢ મળે અને છ વર્ષની તેની ખોરાકીના રૂપિયા છસો ગણીએ તો રૂપિયા આઠસોના ખરચમાં રૂપિયા ચાર હજાર જેટલો લાભ થાય. એટલે એક સાંઢે ચોખ્ખા રૂા. ૩,૨૦૦ જેટલો લાભ ગણાય.

સારા સાંઢ રાખવાથી બીજો એક મોટો લાભ છે. તેનું દર્શન એક ગામડાંના ખેડૂતો સાથે વાત કરતાં અમને થયું. એ ગામના લોકોએ કહ્યું કે હવે આ દરબારી સાંઢ અમારી ગાયોના ખપનો રહ્યો નથી, કારણ બહુ માતી ગયો છે અને વજનદાર થઈ ગયો છે. તેથી નાના કદની અને નબળી ગાયોના ઉપયોગમાં આવી શકતો નથી. ગાયોની બાબતમાં આપણી સામે એક પ્રશ્ન એ છે કે કદમાં છેક નાની થઈ ગયેલી અને નબળી ગાયો જે કદી દૂધ આપતી નથી એટલે કે વિયાય ત્યારે માંડ પોતાનું વાછડું ધાવી શકે તેટલું દૂધ ત્રણચાર મહિના કાઢી શકે છે અને જેનાં વાછડાં પણ કમતાકાત જ થાય છે એવી ખાતલ ગાયોનું શું કરવું ? કેવળ આર્થિક દૃષ્ટિએ વિચાર કરનાર તો કહે કે એવી ગાયો કતલખાને જ જવી જોઈએ. પરંતુ હજારો વર્ષો થયાં ગાય ઉપર આધાર રાખીને જે દેશ આબાદ થયો છે અને જે દેશે પોતાની ઉપર ગાયે કરેલા અનહદ ઉપકારને કારણે ગાયને એક દેવતા ગણીને પૂજી છે તે દેશમાં ગાયને કતલખાને મોકલવાની વાત વાહિયાત છે. આ કોયડાનો અહિંસક ઉકલ એજ છે કે આવી ગાયોની વંશવૃદ્ધિ થતી જો અટકે તો એટલી નબળી ગાયો પોતાનું જીવિત પૂરું કરે પણ તેનો વધુ બોજો દેશ ઉપર પડતો અટકે. આવી ગાયોને અલગ રાખવી અથવા વંધ્ય બનાવવી એ ઉપાયો માણસને સૂઝે એમ છે પણ તેનો અમલ

કરવો કઠણ છે. પણ રખડતા નાના ખૂંટને ખસી કરી નાખવામાં આવે તો ગાયોની વંશવૃદ્ધિ આપોઆપ અટકે છે. સારા જાતવાન સાંઢ કદમાં પેલી નાની અને નબળી ગાયના પ્રમાણમાં ઘણા મોટા હોય એટલે એવા સાંઢથી એ ગાય ફળી શકે નહિ. ગામેગામ સારા જાતવાન સાંઢ આપવાની અમે વાત કરતા હતા. તેમાં કેવા સાંઢ આપવા જોઇએ તેનો કંઇક ઉકેલ પણ અમને આ વાતોમાંથી સૂઝયો. અત્યારે ખાસ સચવાયેલા સિવાયનાં ગાયનાં ધણ તો એવી નાની ગાયોનાં થઈ ગયાં છે કે તેમાં મોટા કદના સાંઢ કામમાં ન આવી શકે. જે ગાયો તદ્દન જ નાની થઈ ગઈ છે તે તો ન ફળે એ જ ઇષ્ટ છે. પણ મધ્યમ સ્થિતિમાં રહેલી ગયો જેનો વંશ સારા સાંઢથી અને સારું ખાણ આપવાથી સુધરી શકે એમ છે એવી ગાયોને અનુકૂળ આવે એવા મધ્યમ કદના સાંઢની ઘણી જગ્યાએ તો શરૂઆત કરવી પડશે.

પોરબંદરમાં રખડતા ખૂંટને ખસી કરવાની અને સાંઢ આપવાની શરૂઆત કરવામાં આવી છે, પણ અત્યારે કોઈ ખાસ માણસ એ કામ ઉપર નથી અને કામ એટલેથી અટકી પડયું છે. રાણાસાહેબ સાથેની મુલાકાતમાં એ વસ્તુ તરફ તેમનું ધ્યાન ખેંચ્યું અને જેને ગાયનો પ્રેમ હોય અને ગોરક્ષાનું મહત્ત્વ જે સમજેલા હોય એવા એક ખાસ અમલદારની નિમણૂક કરી આ કામ તેને સોંપવા સૂચના કરી. રાણાસાહેબે એવા માણસની માગણી કરી અને મેં તેમને નામ પણ સૂચવ્યું છે. આ ઉપરાંત ભામની (મરી ગયેલાં ઢોરનાં ચામડાના ઇજારાની) ઊપજ સાંઢની સાચવણી અને ખોરાકીમાં વાપરવા વિષે, શાસ્ત્રીય પદ્ધતિએ ચાલતી ગૌશાળા કાઢવા માટે, ગોચરોની સ્થિતિ સુધારવા વિષે, તથા સારી ગાયો અને પોતાને ત્યાં જ ઉછરેલા સારા બળદો રાખનારને ઇનામ આપવા વિષે વાતો કરી. પોરબંદરમાં ભાગબટાઇની પદ્ધતિ છે, પણ ઘાસ માટે વવાતી જુવાર (જેને ત્યાં સેમર કહેવામાં આવે છે) તેના ઉપર વિઘોટી લેવાય છે, અને વિઘોટીના દરમાં પહેલાં કરતાં કંઇક વધારો કર્યો છે, એ તરફ પણ રાણાસાહેબનું ધ્યાન ખેંચ્યું, અને વિઘોટીના વધેલા દરને લીધે લોકો સેમર વાવતા અટકી ગયા છે અને ઘાસચારાની તંગી પડે છે માટે એ દર ઘટાડવા વિનતી કરી. રાણાસાહેબે અમારી વાત લગભગ સવા કલાક સાંભળી હતી, અને અમે કરેલી સૂચનાઓનો અમલ કરવા પણ ખુશી દેખાડી હતી.

### જામનગર

પોરબંદરથી અમે જામનગર ગયા. ત્યાં પણ જામસાહેબ સાથે તો એજ વાત કરવાની હતી, પણ અમારી વાતની પૂર્વતૈયારીરૂપે જ જાણે ત્યાં કેટલુંક કામ થયું હતું. જામનગર રાજ્યના ખેતીવાડી ખાતાના ડાયરેક્ટર શ્રી સુરસિંહજી ગોરક્ષાના કામમાં બહુ ઉત્સાહી છે. તેમણે રાજ્યમાં ઢોરની એક તપાસ (સર્વે) કરીને તે ઉપરથી ગીર ગાયોના વંશની સુધારણા અર્થે એક ગોશાળા કાઢવાની તથા ગામેગામ સાંઢ આપવાની તેમજ રખડતા ખૂંટને ખસી કરવાની એક યોજના તૈયાર કરી જામસાહેબ આગળ રજૂ કરી હતી. અમે જામસાહેબની મુલાકાતે ગયા તેજ વખતે તેમણે એ યોજના હાથમાં લીધી હતી. એટલે અમને કહ્યું કે તમે જેટલી સૂચનાઓ કરી તેમાંની ઘણીખરીનો અમલ કરવાનો તો અમે વિચાર જ કરી રહ્યા છીએ જામસાહેબની મુલાકાતે જતા પહેલાં ઢોરની તપાસનો અહેવાલ તથા ગોરક્ષાની યોજના હું વાંચી ગયો હતો. તપાસના અહેવાલમાં જણાવ્યું હતું કે જામનગર રાજ્યમાં દરવર્ષે વીસ હજાર વઢિયારા બળદ અને વાછડા બહારથી આવે છે. આ વસ્તુ તરફ મારું ધ્યાન ખાસ ખેંચાયું, અને જામસાહેબને મેં જણાવ્યું કે વાછડા તથા બળદ થઇને સરેરાશ આપ એક ઢોરની ૫૦ રૂપિયા કિંમત ગણો, તો પણ દરવર્ષે દશ લાખ રૂપિયા આપના ખેડુતોના ઘરમાંથી જાય છે તેમની પાસે સારી ગાયો રખાવો અને તેમને સાંઢ, ગોચર વગેરેની સગવડો આપી સારા વાછડા ઉછેરાવો તો એ પૈસા બચાવી શકાય.

મુલાકાત વગેરેના કામમાંથી પરવારી જામનગર રાજ્યનું ખેતી ખાતાનું ફાર્મ જોયું. જામનગરમાં પાણીની બહુ તંગી છે. અને ચોમાસુ પાકની આ મોસમ નહિ, એટલે ફાર્મ ઉપર ઝાઝી ખેતી નહોતી, પણ જામનગરમાં પાંચ ૭ ફીટ લાંબા ડૂંડાવાળી બાજરીનો જે સફળ પ્રયોગ થયો છે તે વિષે હકીકત જાણી, તથા વરસાદનું પાણી કોઈ પણ ખેતરમાંથી જરા પણ વહી ન જાય એટલા માટે દરેક ખેતરને માટીની પાળો કરવાની તેમણે યોજના કરી છે તે જોઈ. આ પાળો મજબૂત રહે તેટલા માટે તેના ઉપર તેમણે કેતકીની વાડો કરાવવા માંડી છે. આ કેતકીના રેસાનાં દોરડાં વગેરે બહુ સારાં થાય છે પણ તે માટે તેને કોવડાવવાની વગેરે ક્રિયાઓ કરવાને બદલે શ્રી. સુરસિંહજીએ એક ચીપિયો શોધ્યો છે. કેતકીનાં પાંદડાંના ઊભા ચીરા કરી એ ચીરાને આ ચીપિયામાં પકડી ખેંચવાથી પાંદડાંનો ઉપલો ભાગ નીકળી જાય છે અને એકલા રેસા રહે છે. ચીપિયો તદ્દન સાદો છે એટલે કોઈ પણ લુહાર આના બે આનામાં કરી આપે. કેતકીના રેસા તે વડે સહેલાઇથી કાઢી શકાય છે, તે સડાવવામાં જે વાસ આવતી તે નથી આવતી, ને સડાવ્યા પછી કૂટવાની મહેનત બચી જાય છે. એટલે કેતકીના રેસાનાં દોરડાં ભાંગવાનો તથા તેની સાદડીઓ બનાવવાનો ગૃહઉદ્યોગ આ રીતથી સારો ખીલવી શકાય તેમ છે.

જામનગર શહેરમાં ત્રણ સારી ગૌશાળાઓ પણ જોઈ. એક હવેલીની, બીજી એક ભાટિયા ગૃહસ્થની, અને ત્રીજી એક મહંત રામપ્રસાદજીની. ત્રણે ગૌશાળાના સાંઢ તથા ગાયો સારાં હતાં. તેમને રીતસર પત્રકો રાખીને દૂધની નોંધ રાખવાની તથા તે ઉપરથી ગાયનો વંશ સુધરતો જાય છે કે કેમ તેની તપાસ રાખવાની સૂચનાઓ કરી.

રાજ્યોની સાથે શ્રીમંત શાહુકારો તથા પાંજરાપોળો અને ગૌશાળાના સંચાલકોએ પણ ગોવંશસુધારણાનું કામ તાકીદે ઉપાડવા જેવું છે. હજી સારી ગાયના વેલા નાબૂદ નથી થયા. પણ જે છે તેની સાચવણીની અને સુધારણાની જરૂર બહુ જ છે.

(હરિજનબંધુ)

# નોંધ અને ચર્ચા

### 'ત્રૈમાસિક'

ગયે વર્ષે 'દેશી રાજ્ય'ના નવમા વર્ષના ત્રણ અંકો નીકળ્યા પછી કેટલાક જરૂરી સબબોસર બારે માસના અંકો પ્રસિદ્ધ થઈ શકયા ન હતા. અને ગમે તે કારણે પણ એક વખત આવી ઢીલ થઇ ગયા પછી કેટલીક વખત બને છે તેમ એવી ઢીલને કારણેજ પછી ઉત્તરોત્તર ઢીલ થઈ જાય છે. અને એમજ થયું. એટલે 'દેશી રાજ્ય'ને ત્રૈમાસિક કરવાનો એમાંથી વિચાર થયો. 'દેશી રાજ્ય' સમાચાર પત્ર તો ન હતું જ. પણ ત્રૈમાસિક થયું એટલે તો કાળગતિને કારણે એમાં લગભગ નહીં જેવા જ સમાચાર આવશે. અત્યારે આ હકીકત છે.

ત્રૈમાસિકનો આ પહેલો અંક છે. માસિક હતું ત્યારે બાર માસમાં જેટલું લખાણ આવતું એટલું ત્રૈમાસિકમાં આવશે. ઉલટ, પહેલાં ટપાલખાતા તરફથી રવાનગી ખર્ચમાં જે રાહત મળતી તે નહીં મળે એટલે ટપાલખર્ચ વધશે. એટલે આ વર્ષમાં તો લવાજમ એનું એજ રહેશે.

હું વિનતિ કરૂં છું કે જેમણે આઠ નવ વર્ષ સુધી 'દેશી રાજ્ય'ને સહાનુભુતિ ભર્યું ઉત્તેજન આપ્યું છે તેઓ એ પ્રમાણે મહેરબાનીથી આપ્યા જશે.

કેટલાક ગ્રાહકોનાં પાછલા વર્ષનાં લવાજમ બાકી છે. એ માટે એમને વખતસર યાદી પત્ર લખી શકાયા નથી; તો વિનતિ કે પાછલા વર્ષનું બાકી રહેલું તેમજ ચાલુ ૧૯૩૭ના વર્ષનું લવાજમ તેઓ મહેરબાની કરી મોકલી આપશે. તંત્રી.

---

### અ. સૌ. લેડી રમાબા પટ્ટણીઃ એક આદર્શ સન્નારીનો સ્વર્ગવાસ.

એપ્રિલ માસની ૨૧મી તારીખે મધ્યાહ્નોત્તર, ભાવનગર ખાતે અ. સૌ. લેડી રમાબા પટ્ટણીનું ૬૫ વર્ષની વયે ખેદજનક અવસાન થયું છે. તા. ૩ જી એપ્રિલે સ્ટીમર 'વાઇસરોય ઓફ ઈંડિયા'માં ઓન. સર પ્રભાશંકર પટ્ટણી સાથે, તેમની તબીયતની સંભાળ રાખી શકાય એટલા માટે તેઓ વિલાયત જવાનાં હતાં. અને તે માટે પેસેંજ વગેરેની બધી ગોઠવણ થઈ ચૂકી હતી, પરંતુ પ્રભુની ઇચ્છાનુસાર બધું બને છે.

માર્ચ મહિનામાં દિલ્હીથી ભાવનગર આવ્યા પછી તેઓને ઇન્ફ્લુએન્ઝાની બિમારી થવા પામી હતી. અને તેથી તેમનું વિલાયત જવાનું મુલતવી રહ્યું હતું. તા. ૩ જી એપ્રિલ, શનીવારે સવારે લેડી પટ્ટણીની તબીયત જોઇને ઓન. સર પ્રભાશંકર એરોપ્લેનમાં ભાવનગરથી મુંબઈ ગયા હતા. આ વખતે એમ લાગતું હતું કે પ્રકૃતિ સુધારા પર આવી જશે પરંતુ કમનસીબે છેલ્લાં બે ત્રણ દિવસમાં જ રોગે ફરી ઉથલો ખાધો અને બધા ઉપચારો નિષ્ફળ ગયા.

અ. સૌ. રમાબા પટ્ટણીના અવસાનથી માત્ર એમના વિસ્તૃત કુટુંબને જ નહીં પણ સમગ્ર ગુજરાત કાઠીયાવાડને એક આદર્શ સન્નારીની ખોટ પડી છે. એમની અડગ ધાર્મિકતા, સાદાઈ, વ્યવહારદક્ષતા, દાનવૃત્તિ અને નાનાં મોટાં સર્વ તરફ એમના એક સરખા વર્તાવથી પરિચયમાં આવનાર હરકોઈને એમના વ્યક્તિત્વની છાપ પડયા વિના રહેતી નહીં. આપણી સંસ્કૃતિમાં એમને અટલ શ્રદ્ધા હતી. અને પોતાના કુટુંબનાં દરેક બાળકને એની કેળવણીની શરૂઆતમાં એ પ્રમાણે શિક્ષણ આપવાની એમની પ્રથા હતી.

યુરોપની લડાઇના હંગામમાં ૧૯૧૭ માં જ્યારે ઓન. સર પ્રભાશંકર, હીંદી પ્રધાનની કૌંસીલના સભ્ય નિમાયા ત્યારે તેઓ પતિની સંભાળ માટે પ્રથમ વાર વિલાયત ગયાં હતાં અને ત્યાં લાંબો વખત રહ્યાં

હતાં. ત્યારપછી પણ અવાર નવાર બેત્રણ વખત એમણે પશ્ચિમની મુસાફરી કરી હતી. પરંતુ જ્યાં ત્યાં જોવામાં આવે છે તેવી પશ્ચિમની છાપની અનિચ્છનીય અસર એમનાં સંસ્કૃત જીવન ઉપર પડવા પામી ન હતી. ઉલટ એમના જીવનમાં આપણી સંસ્કૃતિની સાથે પશ્ચિમની સંસ્કૃતિનાં ગ્રાહ્ય તત્વોનો સુમેળ સધાયો હોઈ હાલનાં સંયોગબળો એમણે સરસ રીતે પારખી લીધાં હતાં.

સ્ત્રી-કેળવણીનાં તેઓ હીમાયતી હતાં. આપણા ઈલાકાની કર્વે વિદ્યાપીઠથી માંડીને નાની મોટી ઘણી એવી સંસ્થાઓમાં પોતા તરફથી યોગ્ય હિસ્સો તેઓ વારવાર આપ્યે જતાં. સ્ત્રીઓ, હીંદુ ઘરસંસારને અનુરૂપ કેળવણી પ્રાપ્ત કરી પોતાનો વ્યવહાર શોભાવે એવો એમનો દ્રઢ અભિપ્રાય હતો તથા એ રીતે તેમણે પોતાના જીવનને ઘડયું હતું. ભાવનગરે અત્યારે સ્ત્રી-કેળવણીમાં ખૂબ પ્રગતિ કરી છે, તેના મૂળમાં અ. સૌ. રમાબ્હેન પટ્ટણીનું પરોક્ષ પ્રોત્સાહન હતું,

પટ્ટણીજીના જીવનની દરેક દીશામાં લેડી પટ્ટણીનો હીસ્સો છે, એમની બુદ્ધિ અને શાણપણે ગૃહવ્યવહારની ચિંતાઓમાંથી શ્રીપટ્ટણીજીને હમેશાં મુક્ત રાખ્યા છે. આદર્શ હીંદુ ગૃહિણીને શોભે એવી રીતે, સર પટ્ટણીનાં યોગવાળાં જીવન કાર્યોમાં કશાની પણ દરકાર કર્યા વગર લેડી રમાબ્હેન પટ્ટણીએ અનુકૂળ રહી પોતાના પતિ ઉપરનો ભાર હળવો કરવામાં પોતાની જીંદગીની છેલ્લી પળો સુધી મદદ કરી છે.

ઓન. સર પ્રભાશંકરને તો સદાયની ખોટ પડી છે. સ્ત્રી અને મિત્ર બેય એમણે ગુમાવ્યાં છે. એમના પુત્ર, પૌત્રાદિ અને કુટુંબનાં સંખ્યાબંધ માણસોનું છત્ર ચાલ્યું ગયું છે. પિતૃપક્ષે તેઓ ધન્વંતરીરૂપ સ્વ. ઝંડુભટ્ટજીના કુટુંબનાં હોઇ એ કુટુંબને પણ એમના અવસાનથી અસહ્ય ખોટ પડી છે. તે કરતાં વિશેષ કેટલાંય સાધનહીન માણસોનાં લેડી પટ્ટણી આધાર સ્તંભ હતાં અને દુઃખી માણસો એમની પાસેથી પોતાનું દુઃખ રડી આશ્વાસન મેળવી હસતે ચહેરે નીકળતાં. આ બધાનો વિસામો જતો રહ્યો છે.

સ્વર્ગસ્થના જ્યેષ્ટ પુત્ર રા. રા. અનંતરાય પટ્ટણી પોતાના પિતાની સાથે આ સમયે રાજકાર્ય પ્રસંગે વિલાયતમાં હતા. જ્યારે ન્હાના પુત્ર રા. રા. બટુકરાય પટ્ટણીની ભાવનગરમાં હાજરી હતી.

દેશના જુદા જુદા ભાગોમાંથી, આ દેશના આગેવાનો તરફથી, રાજકર્તાઓ તરફથી આશ્વાસન આપનારા સંખ્યાબંધ તારો અને પત્રો સદ્દગતના પુત્ર શ્રી બટુકરાય પટ્ટણીને મળ્યા હતા. અને નામદાર ભાવનગર નરેશ લેફ. કૃષ્ણકુમારસિંહજી સ્વયં પોતાના બંધુઓ સાથે આશ્વાસન આપવા એમના મકાને પધાર્યા હતા.

---

## દેશી રાજ્યો અને ઈન્સ્ટ્રુમેંટ ઓફ એક્સેશન

'ઇન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશન'ની યોજના પ્રમાણે દેશી રાજ્યોને અમુક મુદતમાં પોતાના નિર્ણયો જાહેર કરી ફેડરેશનમાં જોડાવાની 'હા' કે 'ના'ના ઉત્તરો આપી દેવાના હતા. એ મુદત હવે પૂરી થવા આવી છે. છતાં રાજ્યોના મોટા ભાગે પોતે શું કરવા ઇચ્છે છે તે ચોકકસ કર્યું નથી. કાઠીઆવાડનાં રાજ્યોના પ્રતિનિધિઓ ગયા જાનેવારી માસમાં રાજકોટ ખાતે એકત્ર થયા હતા. એ વખતે એમણે આ વિભાગના તાજના પ્રતિનિધિ ( એ. જી. જી. )ને રાજ્યો તરફથી એક કાગળ મોકલ્યો હતો. આ કાગળમાં 'ઇન્સ્ટ્રુમેન્ટ ઓફ એકસેશન દ્વારા ફેડરેશનમાં દાખલ થવા સંબંધી પોતાની સ્થિતિની ચોખવટ કરી હતી આ કાગળની મતલબ આ નીચે આપવામાં આવી છે.

"આપણા વચ્ચે જે ચર્ચા થયેલી, તેમાં ઘણી બાબતો રાજ્યના હિતો સાથે જીવન મૃત્યુના પ્રશ્ન જેવો સંબંધ ધરાવે છે. એટલે અમારે અતિ વિચારવંત, કાયદાની સલાહની જરૂર છે. એટલે એ મેળવ્યા બાદ અમો તે સંબંધમાં જવાબ આપી શકશું. દરમિયાન આપણા વચ્ચે થયેલી ચર્ચાની નોંધ આપે વાઇસરોય સાહેબ તરફ મોકલી હશે, જે ઉપરથી ચર્ચા દરમિયાન જે સમજૂતી તથા ખુલાસા અત્રે મળ્યા છે તે આપના તરફથી મળી શકે. ઉપરાંત આપ જાણો છો કે નરેન્દ્ર મંડળે, નાણાં વિષયક તથા બંધારણ

સંબધી બાબતોનો વિચાર કરવા, બે કમિટી નીમી છે. આ કમિટીઓના રિપોર્ટ થોડા વખતમાં મંડળ આગળ રજુ થશે. જેથી ગુંચવણ ભરેલી આર્થિક બાબતો ઉપર પ્રકાશ પડશે. અને અમને ચોક્કસ નિર્ણય ઉપર આવવા સહાયરૂપ થશે. ઉપરાંત એજંટ ટુધી ગવર્નર જનરલે અમને ગવર્નમેન્ટ ઓફ ઈંડીયા એક્ટની કલમ ૧૪૭ ને લગતું 'ડેબીટ' અને 'ક્રેડીટ'નું એક નિવેદન પૂરૂં પાડવાનું વચન આપ્યું છે. જે મળ્યા પછી આપના અને વાઈસરોય સાહેબના પત્રોના અમે જવાબ આપશું. ઉપરની હકીકત ઉપરથી આપ જોઇ શકશો કે અમારા રાજ્ય ઉપર કાયદેસર રીતે તથા નાણાં પ્રકરણી બાબતની થનાર અસર એ, ફેડરેશનામાં અમારા પ્રવેશ થવાના નિશ્ચય પરત્વે ઘણી અગત્યની બાબત છે. અને આપને ખાત્રી આપીએ છીએ કે બીન જરૂરી વિલંબ વગર બને ત્યાં સુધી વહેલામાં વહેલી સગવડે આપને જવાબ આપશું. અને અમારો આ જવાબ આપ વાઇસરોય સાહેબને મોકલી આપશો, તો અમે ઘણા આભારી થશું."

"આ પત્રની સાથે શેડયુઅલ ૩( એકસ્ટ્રા ટેરી ટોરીઅલ હકોનું લીસ્ટ ) પણ મોકલવામાં આવેલ છે. જેમા ૨૨ મુદ્દાઓ છે"

અમને લાગે છે કે હજી સુધી જમા ખર્ચના આંકડાઓ બધા રાજ્યોને પૂરા પાડવામાં નહીં આવ્યા હોય. માર્ચ માસમાં વડીધારાસભામાં શ્રીયુત સત્યમૂર્તિએ પૂછેલા પ્રશ્નના જવાબમાં સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કે ' ફેડરેશનમાં જોડાવા સંબંધી હજી દેશી રાજ્યો સાથે વાટાઘાટ ચાલુ છે." અને અમને લાગે છે કે આ સ્થિતિ અદ્યપિ કાયમ છે સમગ્ર હીંદની રાજકીય એકતાનો હેતુ ફીડરેશનમાં છે. એટલે બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોને શોભાસ્પદ રીતે આપ લે ની નીતિ સ્વીકારવી જોઇએ. અને એ સાથે એટલું માન્ય રાખવું જોઈએ કે બ્રિટિશ હીંદના પ્રાંતોની માફક દરેક દેશી રાજ્ય ભવિષ્યના ફીડરલ બંધારણમાં સ્વતંત્ર, સમાન અને માનભર્યું સ્થાન મેળવવાને હકદાર છે.

---

## ગુજરાત સ્ટેટ કૌંસીલની સ્થાપનાનો વિચાર.

ગુજરાતનાં તોપોની સલામી ધરાવનારાં રાજ્યોની એક સભા મુંબઈ ખાતે ખંભાતના નામદાર નવાબ સાહેબના પ્રમુખપણા નીચે મળી હતી, આ સભામાં ગુજરાતનાં સલામી ધરાવનારાં દેશીરાજ્યોની 'ગુજરાત સ્ટેટ્સ. કૌંસીલ" સ્થાપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. ફેડરલ સરકાર સાથેના સંબંધોને અંગે ભવિષ્યમાં ઘણા એવા પણ પ્રશ્નો ઉપસ્થિત થશે કે જે વખતે દેશી રાજ્યોના એકમતી અભિપ્રાય અસરકારક થઈ પડે. એટલે 'ગુજરાત સ્ટેટ્સ કૌંસીલ'ની સ્થાપનાનો વિચાર આવકારપ્રદ છે. ગુજરાતમાં, વડોદરાને બાદ કરતાં સલામી રાજ્યોની સંખ્યા બાર જેટલી છે. અને તેમાં ઇડર વેસ્ટર્ન ઈંડીયા એજન્સિ સાથે અને દાંતા-ભવાનગઢ રાજપુતાના એજન્સિ સાથે રાજદ્વારી સંબંધ ધરાવે છે. એટલે ગુજરાતનાં સલામી ધરાવનારાં રાજ્યોની સંખ્યા એટલી ઓછી છે કે સમગ્ર ૧૨ મા વિભાગનાં રાજ્યોનું એક મંડળ સ્થપાય એ ઇષ્ટ છે. જે પ્રમાણે અત્યાર સુધી થયું છે. જો કે આ વિભાગની બેઠક માટે રાજકોટ સ્થળ ગુજરાતનાં રાજ્યોને વેગળું પડે એ સ્વાભાવિક છે. પરતુ અવાર-નવાર જેમ મુંબઈ પસંદ કરાય છે, તેમ અમદાવાદ કે વડોદરા રેસીડેન્સી પણ પસંદ કરવામાં આવે તો તે સ્થળો અનુકૂળ પડે ખરાં.

ગુજરાતનાં રાજ્યોએ પ્રધાનોનું એક મંડળ સ્થાપવાનો પણ નિર્ણય કર્યો છે આ મંડળ અને કૌંસીલના બંધારણને વિસ્તૃત કરી ગુજરાતનાં નાનાં મોટાં બધાં રાજ્યોને એમાં સામેલ કરવામાં આવે એ ઇચ્છવા જોગ છે. રાજપીપલાના દીવાનસાહેબ ખાં૰ બા૰ કાકાવાળા, બારિયાના દીવાન સાહેબ રા૰ બા૰ પારેખ, ફેડરેશન પરત્વે દેશી રાજ્યોના પ્રશ્નોમાં ખૂબ રસ લે છે. અને અનુભવી પણ છે. એવા ગૃહસ્થો જો આમાં આગેવાની ભર્યો ભાગ લે અને બીજાઓને માર્ગદર્શક થાય તો અમને લાગે છે કે 'ગુજરાત સ્ટેટ્સ કૌંસીલ' જેવી સંસ્થા પગભેર રહી શકે.

× × ×

કૌંસીલની આ સભામાં સચીનના ના૦ નવાબ સાહેબે, છોટાઉદેપુરના ના૦ મહારાજા સાહેબના અનુમોદનથી નીચે પ્રમાણે ઠરાવ મૂકયો હતો.

"ગુજરાત સ્ટેટ્સ કૌંસીલની આ પ્રથમ સભા૦ તાજને વફાદાર રહેવાની પોતાની નીતિ જાહેર કરે છે. તેમજ બંધારણ માર્ફત તાજની અમૂલ્ય સલાહને અનુસરવાનો તેમજ બ્રિટિશહીંદ અને દેશી રાજ્યો વચ્ચે ઉત્તમ સહકારની ભાવના જાળવવાનો પોતાનો નિશ્ચય જાહેર કરે છે."

નરેશોની કૌંસીલે આ ઠરાવ પસાર કર્યો, એ એમના તાજ સાથેના સંબંધને અંગે સ્વાભાવિક છે.

× × ×

આ સંબંધમાં અમને એક વિશેષ સૂચના કરવી યોગ્ય લાગે છે. અત્યાર પહેલાં, ૧૯૩૫ ના કાયદામાં સૂચવેલા દેશી રાજ્યોના ૧૨ મા વિભાગમાં આવેલાં ગુજરાત–કાઠીયાવાડનાં ૨૯ મોટાં રાજ્યોના પ્રતિનિધિઓ ફેડરલ વિષયો અને ઇન્સ્ટ્રુમેંટ ઓફ એક્સેશનની ચર્ચાને અંગે ઘણીવાર એકત્ર થયાં છે. આ રાજ્યોના મીનીસ્ટરોની સ્ટેન્ડીંગ કમિટીએ પણ એક કરતાં વિશેષ વખત મળી કેટલાક સવાલોનો ઉકેલ કર્યો છે. અને આ માટે ૧૨ મા વિભાગનાં રાજ્યોએ ફાળે પડતો ફાળો પણ આપ્યો છે. એટલે આ આખા વિભાગની એક કાયમી કૌંસીલ સ્થાપવામાં આવે તો તે ભવિષ્યના બંધારણમાં, ફેડરલ ધારામંડળોમાં, નરેન્દ્રમંડળમાં અને રાજદ્વારી ખાતાના નિર્ણયોમાં અસરકારક છાપ પાડી શકશે. કારણ કે ગુજરાત અને કાઠીયાવાડમાં આવેલાં દેશી રાજ્યો સંખ્યા, સુધારો, કેળવણી અને રાજ્ય વહીવટની દૃષ્ટિએ હીંદનાં બીજાં રાજ્યો કરતાં પ્રમાણમાં ઠીક પ્રગતિમાન થયેલાં છે. તેમ આ રાજ્યોના રાજકર્તાઓ પણ જમાનાને ઓળખી ગયા છે. રાજાપણાનું મિથ્યાભિમાન, પ્રજા ઉપરની જહાંગીરીવૃત્તિ, 'હમ કરે સો સચ્ચ' એવો દુરાગ્રહ, ઉડાઉગીરી અને પરસ્પરની સ્પર્ધા વગેરે દોષોથી એમાંના ઘણા મુક્ત છે. ઘણા રાજાઓ ચારિત્ર્યદોષ અને દારૂ વગેરે દુર્વ્યસનોનાં માઠાં પરિણામો સમજી ગયા છે. અને એમાંના કેટલાક તો વર્તનથી, નીતિથી અને પ્રજાપ્રીતિથી, પ્રભુએ એમને જે સ્થાન આપ્યું છે એને શોભાવે એવા છે.

---

## ફેડરેશનમાં નાનાં રાજ્યો (તાલુકદારી, ભાગદારો)નું સ્થાન.

ફેડરેશનને અંગે જેમ દરેક મોટા રાજ્યને તેમજ એજન્સિની હકુમતમાં આવેલા તાલુકદારો, ભાગદારી રાજ્યોને પોતાના સ્થાનો માટે વસવસો ઉત્પન્ન થયો છે. કાઠીઆવાડમાં આવેલાં આ વર્ગનાં રાજ્યોને પોતાની હકુમત તળે લાવવા માટે વડોદરા રાજ્ય તરફથી કેટલાક વખત પહેલાં કાંઇક પ્રબળ પ્રયત્ન કરવામાં આવ્યો હતો. અને લીંબડા, જાળીયા, ડેડાણ સોનગઢ વગેરેના બીન અખ્ત્યારી તાલુકદારો સાથે વડોદરા રાજ્યના અમલદારોએ વાટાઘાટ ચલાવી હતી. જ્યારે બીજી બાજુ તાલુકદારોની એસોસીએશન તરફથી કોન્ફીડરેશન માટે યોજના તૈયાર કરી બધા બીન અખ્ત્યારી તાલુકદારોએ એકત્ર રીતે ફીડરેશનમાં ભળવાનો અને પોતે પોતાનો વહીવટ સ્વતત્રપણે અલગ રીતે કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. આ પ્રવૃત્તિના આગેવાન દેવળીઆના તાલુકદાર રાણાશ્રી. જોરાવરસીંહજી છે.

કોઇપણ મોટા રાજ્ય સાથે જોડાવું કે સ્વતંત્ર રીતે ઉભા રહેવું કે જેમ છે તેમ ચાલવા દેવું એ માર્ગમાંથી એક માર્ગ બીનઅખ્ત્યારી તાલુકદારોએ પસંદ કરવાનો છે. આ તાલુકદારો પૈકી કેટલાક કર્નલ વૉકરના સમય પહેલાં સ્વતંત્ર સત્તા ધરાવનારા હતા. જ્યારે કેટલાક મુખ્ય રાજ્યમાંથી લાંબા વખત પહેલાં છુટા થઇ એજન્સિમાં ભળેલા છે. બીજાં મોટાં રાજ્યોમાં ભળવાની પ્રવૃત્તિ સંબંધી એજન્સિ તરફથી તાલુકદારોને *જણાવવામાં આવ્યું* હતું કે *એજન્સિની* પરવાનગી સિવાય કોઇ તાલુકદારોએ આવી બાબતમાં વાટાઘાટ કરવી નહીં. એમ લાગે છે, કે એજન્સિની એ સૂચનાની તાલુકદારોને અસર થઇ છે. કેટલાક

તાલુકદારોમાં મોટાં રાજ્યો સાથે ભળી જવા સંબંધે, એમના મનમાં એવી જાતની શંકા છે કે ભવિષ્યમાં એમના ઉપર ગેરરીતિ ચલાવવામાં આવે. સમય જેમ બદલાતો જાય છે તેમ, જે ઘણા લોકોનું હિત હોય તો રાજ્યના ધારાધોરણમાં પણ ફેરફાર કર્યા વગર છૂટકો રહેતો નથી. એટલા માટે અમને તો લાગે છે કે, તાલુકદારો ગમે તેટલી સલામતીઓ મેળવશે પણ એમને કાળની પરિસ્થિતિને વશ થયા વગર છૂટકો નથી.

મહીકાંઠા રેવાકાંઠાના સોળકલમી કરાર થયા પહેલાં એ વિભાગનાં બધાં રાજ્યો ગાયકવાડ સરકાર સાથેના સીધા સંબંધમાં હતાં. અને ગાયકવાડ સરકારનું વર્ચસ્વ એ બધાં રાજ્યોએ વધતા ઓછા પ્રમાણમાં સ્વીકાર્યું હતું. સરકાર સાથેનો સંબંધ શરૂ થયા પછી કલાસીફીકેશન, તોપોની સલામી અને દીવાની ફોજદારી અખ્ત્યારો જે પ્રમાણમાં આ વિભાગનાં રાજ્યોને મળ્યા તે પ્રમાણમાં એમનું મહત્ત્વ નક્કી થયું. આ રાજ્યો પૈકીનાં કેટલાંક નાનાં રાજ્યોના ઠાકોરોએ વડોદરા રાજ્ય તળે જવાની અમુક શરતોએ ઇચ્છા દર્શાવી છે એવી હકીકત બહાર આવી છે. વળી આ રાજ્યોનો ગાયકવાડ સરકાર સાથેનો રાજદ્વારી ઇતિહાસ કાઠીઆવાડ કરતાં જુદા પ્રકારનો છે. મહીકાંઠા–રેવાકાંઠાનાં રાજ્યો ભૌગોલિક રીતે અને સામાજીક રીતે વડોદરા રાજ્ય સાથે વિશેષ સંબંધ ધરાવે છે. એટલે એ રાજ્યો પૈકી કેટલાંક રાજ્યો વડોદરા સાથે જોડાઈ જાય એ બનવા જોગ છે. વડોદરા રાજ્ય તરફથી આ માટે એક મુસદ્દો પ્રકટ થયો છે અને તેમાં નાનાં રાજ્યોને શું શું સલામતી મળશે એ પણ એમાં જણાવ્યું છે. બનવા જોગ છે કે કેટલાંક રાજ્યો વડોદરા રાજ્ય સાથે જોડાય ખરાં. નાનાં રાજ્યોને માટે તો, એમણે કોઈ પણ મોટી સત્તા સાથે સહકાર કરવો એમાં લાભ છે. નહીં તો ભવિષ્યમાં બંધારણીય દબાણો એમના ઉપર એવાં આવશે કે તેઓ હાલ જે લાભો સહજ મેળવી શકે એમ છે તે લાભો એ વખતે કદાચ નહીં મળે. ભવિષ્યના ખર્ચાળ રાજ્યતંત્રની અસર તાલુકદારો છૂટા રહેશે, કે સંયુક્ત થઈ ફેડરેશનમાં જોડાશે તો પણ એમની ઉપર થશે. તેમ ફીડરલ તંત્ર નીચે રહેલી પ્રજાની પ્રવૃત્તિઓની અસર પણ એમના તાલુકાઓની પ્રજા ઉપર થયા વગર નહીં રહે. આ બધી મુશ્કેલીઓ વચ્ચેથી એમણે ધીરપણે માર્ગ કાઢવાનો છે, જો સ્થાયી પણું જાળવી રાખવું હોય તો!

---

### વાહન વ્યવહાર અને જનતા

ગ્વાલીયર રાજ્યના પોલીસ ઇન્સ્પેકટર જનરલે રસ્તાના વાહનવ્યવહાર સંબંધી એક લેખ લખી, લોકો પોતાની ફરજ નહીં સમજવાના કારણે વાહનવ્યવહારમાં કેટલી મુશ્કેલી નડે છે, એ જણાવ્યું છે. તેઓ કહે છે, કે ટ્રાફિકને લગતા જે કાયદાઓ કરવામાં આવે છે તે કાયદાઓનું પાલન કરવાને બદલે તેનો ભગ કરવા તરફ લોકોનું વિશેષ વલણ રહે છે. આ સ્થિતિ માત્ર ગ્વાલીયર રાજ્યમાં જ છે એવું નથી. દેશી રાજ્યોમાં બધે જ છે. ટ્રાફિકના કાયદાનો જે લોકો ભંગ કરે છે, તેના તરફ કાંતો પોલીસના માણસો બેદરકાર રહે છે, અને જો એવા માણસોને ગુહનાના ભંગ માટે મેજીસ્ટ્રેટ આગળ રજુ કરવામાં આવે છે તો મેજીસ્ટ્રેટો એમને નજીવી સજા કરીને છોડી મૂકે છે. વાહનોની જેમ ઝડપ વધે છે તેમ ટ્રાફિકને અંગે પોલીસની જવાબદારી વધે છે. જો પોલીસ બેદરકાર અને રૂશ્વત ખોર હોય છે તો ટ્રાફિકના કાયદા ભંગને અંગે ગમે તેટલી ભારે સજાનો દાખલો બેસાડવામાં આવે તો પણ તે નિરર્થક નિવડે છે. પણ આ સંબંધમાં લોકોની બેજવાબદારી પણ કાંઈ ઓછી નથી. સાયકલ ચલાવનારાઓ અને ગાડીવાળાઓ, વગર બત્તીએ સાયકલ અને ગાડીઓ ધમધમાટ ચલાવ્યે જાય છે. એટલું જ નહીં પણ રસ્તાની ખોટી બાજુએ ચલાવે છે. પરિણામે જાન માલનું નુકસાન થાય છે. અને જ્યારે તેઓને પકડવામાં આવે છે, ત્યારે ગમે તે રીતે છુટી જાય છે.

ગ્વાલીયર રાજ્યના ઈન્સ્પેક્ટર જનરલ, પોલીસનાં માણસોને ટ્રાફિકનો વ્યવહાર માટે કેટલીક સૂચના કરતાં જણાવે છે, કે "તેમણે હંમેશાં હોશિયાર અને સાવચેત રહેવું જોઇએ, ખરાબ શબ્દો ન બોલવા જોઇએ, દરેક પ્રકારની સવારીઓની સંભાળ રાખવાની એમની ફરજ છે, એટલે દરેક સવારીને વખતસર ઇસારો આપવો જોઇએ, અને ઇશારો આપતાં દરેક સવારીને માફકસર વખત આપવો જોઇએ, તેમ એમણે બીજે ક્યાંઇ ધ્યાન ન રાખવું જોઈએ." આ સાથે તેઓ જાહેર જનતાને પોલીસ સાથેના સંબંધ પરત્વે જણાવે છે કે "કમનસીબીની વાત છે, કે ટ્રાફિકને અંગે જેટલી સખ્ત સજા કરવામાં આવે છે એટલા પ્રમાણમાં લોકો, પોલીસને લાલચમાં નાંખવાનો યત્ન કરે છે. અને પોલીસ પણ એવી બુરાઈમાં ફસાઈ જાય છે. અને પ્રોસીક્યુટ કરવાને અંગે વિશેષ રૂશ્વત માગવા લાગે છે. લોકોની ફરજ છે, કે પોલીસને આવી લાલચમાં પડતા રોકવા. કારણ કે જો લોકો રૂશ્વત આપતા બંધ થાય તો આપોઆપ પોલીસમાંથી આ દુર્ગુણ નાશ પામશે. જો કે પોલીસખાતાની જવાબદારી થી કાંઇ ઓછી થતી નથી." એ વાત ખરી છે કે ટ્રાફિકના વ્યવહારની અવ્યવસ્થામાં મોટે ભાગે જનતાની બેદરકારી છે. ઉપરાંત સાંકડા રસ્તાઓ, વાહનોને જવા આવવાનો એકજ રસ્તો, રસ્તા વચ્ચે દુકાનો આગળ વાહનો ઉભાં રાખવાની અનિષ્ટ પ્રથા, રસ્તા વચ્ચે ટોળાં વળીને વાતો કરવા ઉભા રહેવાની લોકોની ટેવ, રસ્તાની ખરી બાજુએ ચાલવાની લોકોની બેદરકારી તથા ફરજનું અજ્ઞાન એ વગેરે કારણો પણ જવાબદાર છે. જેમ જેમ વાહન વ્યવહાર વધતો જાય તેમ સરકારની અને દેશી રાજ્યોની ફરજ છે, કે એ સંબંધી લોકોમાં શિક્ષણ ફેલાવવું. પોલીસો રૂશ્વતથી દૂર રહે એટલા માટે એમને પેટપૂરતો પગાર આપવો અને કેળવણી પામેલા માણસોને પસંદગી આપવી. ગામમાં અને ગામની બહાર તેમજ ચોકસ રસ્તાઓ ઉપર વાહનોનો વેગ ઓછામાં ઓછો રખાવવો વગેરે સુધારાઓ ઉપર ધ્યાન આપવામાં આવે તો ટ્રાફિકના વ્યવહારમાં સરળતા થાય અને હોનારતો થતી અટકે.

---

## લાઠી ઠાકોર સાહેબનું પ્રશસ્યકાર્ય.

"આ સ્ટેટની ઓફીસોમાં હરિજનો આવે તો તેઓને ઓફીસમાં આવવા માટે કોઈએ અટકાવવાના નથી. અને હરિજનો ઓફીસમાં આવતાં તેને કોઈએ અટકાવવાનું અમારી જાણમાં આવશે તો સખ્ત પગલાં લેવામાં આવશે. હરિજનોની અરજીઓ પણ હાથોહાથ લેવાની છે." એવો એક સરક્યુલર ના. લાઠી ઠાકોર સાહેબે દોઢેક વરસ પહેલાં પોતાના રાજ્યમાં તમામ ખાતાંઓ માટે કાઢયો હતો, અને ત્યાર પછી હમણાંજ તે નામદારે પોતાનું 'અન્નક્ષેત્ર મંદિર' હરિજનોને દર્શન માટે ખુલ્લુ મૂક્યું છે. હરિજનો માટે મંદિરમાં છૂટથી દર્શને આવવાનો ઠરાવ કરવામાં ત્રાવણકોર પછી દેશી રાજ્યોમાં લાઠી આવે છે. પોતાના રાજ્યનો પ્રજામત કેળવી, એની હરિજનો તરફ સહાનુભુતિ વાળવામાં લાઠી નરેશ સફળ થયા છે એ અભિનંદનીય છે. મહાત્મા ગાંધીજીએ આ સંબંધમાં 'હરિજન બંધુ'માં 'લાઠીનું દષ્ટાંત' એ મથાળાથી ઠાકોર સાહેબે હરિજનોને મંદિર પ્રવેશ કરાવવાનું પગલું ભરવા બદલ ધન્યવાદ આપ્યો છે. એ લેખ અમે આ નીચે આપીએ છીએ. અને એમ ઇચ્છીએ છીએ કે જ્યાં જ્યાં અનુકૂળ સંયોગો અને લોકમત સહાનુભુતિ ધરાવનારો હોય ત્યાં હરિજનોને સાર્વજનિક મંદિર પ્રવેશ કરવાની છૂટ આપવામાં આવે.

"લાઠીના ઠાકોર સાહેબે એમનું એક મોટું મંદિર હરિજનોને માટે ખુલ્લું મૂક્યું એની ખબર આ પત્રમાં આવી ગઈ છે, તે ઉપરાંત આજના અંકમાં મહાદેવ દેસાઇના સાપ્તાહિક પત્રમાં એનો ઠીકઠીક ઉલ્લેખ કરેલો વાચક જોશે આ બનાવ કાઠિયાવાડને માટે બહુ અગત્યનો છે. અને ઠાકોર સાહેબ પ્રહલાદસિંહજીને, હિંદુધર્મને અને માનવજાતિને ચાહનાર સૌના તરફથી ધન્યવાદ ઘટે છે. જે અહેવાલો પ્રસિદ્ધ થયા છે તે બતાવે છે કે આ પગલાંની સામે કોઇએ જરા સરખો ગણગણાટ કર્યો નહોતો અને સવર્ણ હિંદુઓએ કશા સંકોચ વિના મંદિર ખુલ્લું મૂકવાના સમા-

ના પસંદગી દર્શાવી છે, 'ઘણા વર્ષો સુધી વ્યાજ અને ઘસારા ફંડ પૂરતી રકમ કરતાં વધારે આવક રેલ્વેમાં થવાનો સંભવ નથી.' એવો એ નિષ્ણાતી અભિપ્રાય જાહેર કરે છે. વેજવુડ સમિતિની આ ભલામણને માન્ય રાખવામાં આવે તો આવક વેરામાંથી પ્રાંતોને હીસ્સો સર ઓટોનેમિયરની ભલામણ પ્રમાણે ન જ આપી શકાય, જે ભલામણને દૃષ્ટિ આગળ રાખી પ્રાંતિક સ્વાતંત્ર્યની નાણાં પ્રકરણી વ્યવસ્થા અંદાજવામાં આવી છે. વેજવુડ કમિટીએ રેલ્વેની આવકને મહેસુલની આવક તરીકે નહીં ગણવી જોઈએ એવો અભિપ્રાય આપ્યો છે. દેશી–રાજ્યોમાં દા. ત. ભાવનગર રાજ્યમાં–તો રેલ્વેના બજેટને રાજ્યના બજેટથી અલગ રાખવામાં આવે છે. આ પ્રથા એક રીતે ઇષ્ટ છે. અને 'ફીડરલ રેલ્વે' othority થયા પછી તો લગભગ બધાં દેશી રાજ્યોની રેલ્વે વ્યવસ્થા, સમગ્ર હીંદની રેલ્વેના સામાન્ય વહીવટને અનુસરતી કરવી પડશે અને એ દૃષ્ટિએ રેલ્વે બજેટ અલગ રાખવાની ફરજ પડશે. વેજવુડ કમિટીએ મોટા હોદ્દેદારના પગારમાં કાપકુપ કરવાની નીતિને યોગ્ય ગણી નથી. પરંતુ મોટર વ્યવહારની સ્પર્ધાને અંગે વાર્ષિક ૪½ કરોડ જેટલું રેલ્વેને જે નુકસાન થાય છે તે સંબંધી વ્યવહારૂ ઉપાયો લઈ આવકની વૃદ્ધિ કરવાની સૂચના કરી છે. જે દેશી રાજ્યો વધારે સંખ્યાના માઈલોમાં રેલ્વે ધરાવે છે, એ રાજ્યો એ પણ મોટર વ્યવહાર પરત્વે રેલ્વે દૃષ્ટિબિંદુથી જોવું જોઇએ. અને દેશના અંદરના વ્યવહારને માટે પણ રેલ્વે સાથે સંબંધ હોય એવી મુસાફરીને જવા આવવાની કોઈ યોજના ઘડી કાઢવી જોઈએ.

---

## રાજકર્તાની કસોટી !

માંગરોલના યુવરાજશ્રીના કુમાર નાસીરૂદ્દીન સાહેબ ઇંગ્લેંડ વિશેષ અભ્યાસ અર્થે જવાના પ્રસંગે એક સમારંભમાં યુવરાજ સાહેબે રાજકર્તાની કસોટી વિષે બોલતાં કહ્યું હતું કે:—" રાજકર્તા બરાબર ન્યાય આપે છે, કે નહીં, એને મન ગરીબો અને શ્રીમંતો સરખા છે કે નહીં ? એ અધિકારીઓ અને શેઠીઆઓને જ સાંભળે છે કે ઢેઢ–ઘાંચી વગેરેને બરાબર ન્યાય આપે છે, પ્રજાએ રાજાને આ કસોટીથી કસવો જોઇએ." રાજકર્તાની, એક રાજકર્તા તરીકેની આ કસોટી બરાબર છે. એ પ્રમાણે જો બધા રાજાસાહેબો વર્તે તો અત્યારે 'રાજા' નામ સામે જે અણગમાની લાગણી છે તે ઓછી થઈ જાય. યુવરાજ સાહેબ કહે છે તેમ રાજકર્તાઓ પણ મનુષ્ય છે. અને મનુષ્ય ભૂલ કરે છે પણ તે ઇરાદા પૂર્વક કરવામાં આવી છે કે કેમ તે જોવું જોઇએ. અમે પણ કહીએ છીએ કે તે જોવું જોઇએ. પણ કમનસીબી એ છે કે કરવામાં આવેલી ભૂલોનો મોટો ભાગ ઇરાદા પૂર્વક–અન્યાયપૂર્વક કરવામાં આવેલો હોય છે. અને એને છાવરવા પછી કુશળ રાજાસાહેબો અને એમના અધિકારીઓ શબ્દજાળો પાથરે છે. દેશી રાજ્યોમાં અસંતોષનું કારણ આ છે.

---

## અલવર મહારાજા.

જન્મ્યા, ભોગવ્યું અને ગયા! 'લેફ્. કર્નલ. હીઝ હાઇનેસ સવાઈ મહારાજશ્રી. જયસીંહજી જી. સી. એસ. આઈ; જી. સી. આઈ. ઈ"—અલવરના મહારાજા–પેરીસમાં ટેનીસ રમી, લપસી જવાથી નિઃસંતાન પરલોક પામ્યા છે. મૃત્યુ સમયે એમનું વય ૫૫ વર્ષનું હતું ૧૯૦૩માં લોર્ડ કર્ઝને એમને ગાદીનશીન કર્યા. ૧૯૨૯માં એમણે પોતાની જ્યુબીલી ઉજવી. ત્રણવાર પરણ્યા. તેમાં બીજી અને ત્રીજીવાર તો કાઠીઆવાડમાં. અલવર 'પ્રભુજી એ પોતાની રહેણી-કરણીથી નરેશ, મંડળમાં અને સર્વત્ર ભાત પાડી હતી. એઓ છટાદાર વક્તા હતા. અંગ્રેજી, સંસ્કૃત અને હીંદી ભાષાના વિદ્વાન હતા. એમની બુદ્ધિની તેજસ્વીતાની મર્હુમ મી. મોન્ટેગ્યુએ પણ ખૂબ પ્રશંસા કરી હતી. આમ છતાં પ્રજાપ્રિય રાજકર્તા તરીકે મર્હુમ અલવર નરેશ કીર્તિસંપાદન કરી શકયા નથી. એમનામાં દોષો હતા, એ સામે ફરીઆદો વારંવાર બહાર આવતી, પરંતુ

એ દોષો છતાં એનામાં સ્વાભિમાન–હુંપદ જેવું લાગે એવા આગ્રહવાળું હતું. અલવર 'પ્રભુજી'ની કારકીર્દીની નિષ્ફળતા એ હુંપદથી જ થઈ. સરકારે જયસીંહજીને એના જ રાજ્યમાંથી ખસેડયા. એમના ખર્ચ ઉપર કાપ મૂકયો. આખરે તેમણે સરકારને વિજ્ઞપ્તિ કરવાના પણ પ્રયત્ન કરી જોયા છતાં એ તરફ કશું લક્ષ આપવામાં ન આવ્યું.

મર્હુમ અલવર મહારાજા સંસ્કૃત વિદ્યાના ઉપાસક હોઇ, એમણે એમના શહેરની ઑફિસોને અને અધિકારીઓને બધાં સંસ્કૃત નામ આપ્યાં હતાં. તુલસીકૃત રામાયણનો એમનો અભ્યાસ હતો. અને નિવૃત્તિ કાળમાં ઘણે ભાગે સવાર સાંજ બન્ને વખત તેઓ રામાયણની કથા કરતા. અને એ સાંભળવા માટે એમની સાથેના, એમના આશ્રિતો અને બીજા મિત્રો એકત્ર થતા. મર્હુમ અલવર નરેશનાં કેટલાંક મંતવ્યો વિચિત્ર પ્રકારનાં હતાં. અને એ વૈચિત્ર્ય પણ એમની પ્રસિદ્ધિમાં કારણભૂત હતું, એમ લાગે છે. રાજ્યમાંથી નિવૃત્તિ મળ્યા પછી પણ પોતે રાજકર્તા છે એવો જ ઠાઠ ચાલુ રાખ્યો હતો. પરિણામે એમને આર્થિક અડચણો ઉભી થઇ હતી. અલવર નરેશની ઉત્તર દશામાં કોઈ રાજકર્તાએ એમને સાથ આપ્યો હોય એમ જણાતું નથી. અને એનું કારણ એ હોય કે એમનું અતડાપણું.

અત્યારે અલવરનો વહીવટ સરકાર હસ્તક છે. અલવર મહારાજે વારસા સંબંધી કાંઇ નિર્ણય કરી રાખ્યો હોય એવું કશું - હજી બહાર આવ્યું નથી. પણ એ તો જમાનો એવો આવે છે કે હક કરતાં પણ જે પ્રજાભક્તિથી રાજ્ય ચલાવશે એ રાજ્યગાદીને માટે વધારે યોગ્ય હકદાર ગણાશે.

---

**રાજકર્ત્તાઓને માનદ લશ્કરી પદવીઓ.**

ના. શહેનશાહે, ના. ભાવનગરના મહારાજાને લેફ્ટેનન્ટ, ધ્રાંગધ્રાના મહારાજાને મેજર, ત્રિપુરાના મહારાજાને અને જુનાગઢના નવાબ સાહેબને કેપ્ટન અને સીરમુરના મહારાજાને લેફ્ટેનન્ટની માનદ પદવી અર્પણ કરી છે. તેમ લુણાવાડાના રાજા સાહેબને લેફ્ટેનન્ટની પદવીમાં એક નંબર rank આગળ લેવાની પણ ના૦ શહેનશાહે મંજુરી આપી છે.

આ બધી લશ્કરી પદવીઓ છે. એટલે લશ્કરી નજરે એનું ઘણું મહત્વ છે.

---

# પુસ્તક સ્વીકાર

(૧) પોરબંદર રાજ્યનો વહીવટી અહેવાલ ૧૯૩૫–૩૬, (૨) લુણાવાડા રાજ્યનો વહીવટી અહેવાલ, (૩) સૌરાષ્ટ્રનો ઇતિહાસ–કર્તા ગોરધનદાસ નાગરદાસ મહેતા, શિહોર, કીંમત રૂા. ૨–૮–૦ (૪) ગુજરાતના ઐતિહાસિક લેખો. ભા. ૧–૨. ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ તરફથી પ્રસિદ્ધ કર્તા શ્રી. અંબાલાલ બુલાખીદાસ જાની. (૫) ખંભાતનો ઇતિહાસ. કર્તા રત્નમણિરાવ ભીમરાવ.

(સમાલોચના 'દેશી રાજ્ય'ના આવતા અંકમાં પ્રસિદ્ધ થશે.)

---o---

પુ. ૧૦ મું ]     જુલાઈ-સપ્ટે. : ૧૯૩૭     [ અંક ૨

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારૂં ત્રૈમાસિક

**The only Journal discussing questions pertaining to Indian States From a Constructive Point of View.**



તંત્રી

**જયંતીલાલ મોરારજી મહેતા**

# અનુક્રમ






મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ.
મુદ્રક મણિલાલ પુરૂષોત્તમ મિસ્ત્રી, બી. એ.
પ્રકાશક : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા : નડિયાદ. તા. ૩૧-૧૦-૩૭

યતો ધર્મસ્તતો જયઃ

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૦ મું] જુલાઈ-સપ્ટે. : ૧૯૩૭ [અંક ૨

## વર્તમાન યુગની કેળવાયેલી પ્રજાઓનાં શાસનોના પ્રકાર.

સને ૧૯૩૫માં ગવર્નમેંટ ઓફ ઇંડિયા-એક્ટ પસાર થયો અને તેમાં ફેડરેશન સ્થાપવાનો માર્ગ દોરવામાં આવ્યો; તો પણ જ્યાં સુધી કોંગ્રેસે મહાત્માજીની સલ્લાહથી સહકાર આપવા ઠરાવ્યું નહીં, ત્યાં સુધી હીંદના તેમજ વિલાયતના રાજનીતિજ્ઞ પુરુષોમાં આપણા દેશના ભવિષ્ય માટે ઘણી ચિંતાતુર અનિશ્ચિતતા હતી. પાર્લામેંટે પસાર કરેલા એક્ટ પ્રમાણે પ્રાંતોની ધારાસભાઓની ચુંટણીમાં કોંગ્રેસ પક્ષના ઉમેદવારો ઉભા તો રહ્યા અને તેમને ચુંટનારાઓએ વધુમતો આપ્યા. પણ જ્યારે આ પ્રમાણે ચુંટાયલા સભ્યોએ, એજ એક્ટ પ્રમાણે જવાબદારી માથે લેવા ના પાડી કે તુરત જ એક મહત્વનો વિરોધ ઉભો થયો. પાર્લામેંટે જે એક્ટ પસાર કર્યો છે, તેમાં હીંદી પ્રજાના મતને મોટું વજન આપ્યું છે. પરંતુ તે મત પ્રમાણે ચુંટાયેલા દેશના પ્રતિનિધિયોએ તુરત જ કહ્યું કે અમુક શરતો સિવાય અમે, તે સત્તાની જવાબદારી લેવા તૈયાર નથી.

આ ઉભા થયેલા મોટા વિરોધનું મહત્વ, આપણે એક કુટુંબનો દાખલો લઇએ તો તે સરલતાથી સમજી શકાશે. ધારો કે એક પિતાને બહોળો વ્યવહાર છે. છોકરાઓ નાના હતા ત્યારે, પિતા પોતે જ એકલે હાથે બધું ચલાવતા. જેમ છોકરાઓ ભણવા માંડ્યા અને તેઓ ઉમર લાયક થતા ગયા, તેમ ઘરના કામમાં અને બાપદાદાની મીલકતની વ્યવસ્થામાં ભાગ લેવાની તેમને સ્વાભાવિક પ્રેરણા થઈ. આ પ્રમાણે લગભગ દરેક કુટુંબમાં થાય છે, તે આપણે જોઈએ છીએ. અને આપણા સંયુક્ત કુટુંબની પદ્ધતિના ક્લેશ અને કંકાસનું મૂળ પણ આ જ છે. વખત જતાં પિતાનો વ્યવહાર, એટલો બહોળો થઈ જાય છે, કે પોતે બધે પહોંચી શકતા નથી. અને છોકરાઓ મોટા થયા હોવાથી એમ માને છે કે પોતે વધારે સારી રીતે બધો વ્યવહાર-જેના ખરા વારસો તો પોતે જ છે તે-ચલાવી શકે એમ છે. આ ક્લેશ મટાડવા પિતા કેટલાંક કામો છોકરાઓને સોંપે છે. અને કહે છે, કે અમુક બાબતોમાં ગૃહવ્યવહાર બગડે નહીં તે માટે, પોતાની રજા લઈ આજ્ઞા પ્રમાણે જ કામ કરવું. છોકરાઓ છાના માના કામ તો હાથમાં લે છે—એટલે કૌંસીલોમાં નિયમસર ચુંટાય છે તો ખરા-પણ એ સત્તા હાથમાં લીધા પછી પિતાને કહે છે. કે "તમે કહેતા હતા તેમ તમારે આડા આવવું હોય તો અમે કામ કરવાના નથી."

પિતા, જેઓ હંમેશાં કામ કરતા આવ્યા છે અને પોતાની ગમે તેટલી ભૂલો કે ખામીઓ હોય (ભૂલો અને ખામીને પાત્ર કોણ નથી?) છતાં પોતે તો હંમેશાં એમ જ માને છે, કે અનુભવ ન હોવાથી છોકરાંઓ કામ બગાડશે. જ્યારે છોકરાંઓ એમ માને છે, કે કામની બધી જવાબદારી અમારા ઉપર, લોકોના પરિચયમાં આવવાનું પણ અમારે, મીલકતનાં ભાડાં, વેરા ઉઘરાવવાનું પણ અમારે અને તે છતાં બધું જ કામ કરવાને અંગે 'હા' કે 'ના' કહેવાની તમામ સત્તા ડોસા પાસે, એ કેમ બની શકે? કામ કરવાનું છોકરાઓને કાયદેસર રીતે સોંપાઈ ગયું છે. છોકરાઓએ, તે કાયદેસર રીતે કરવા હાથમાં પણ લઈ લીધું છે. પરંતુ પછી કહે છે, કે 'જો તમે આડા આવવાના હો તો સોંપેલું કામ અમે કરવાના નથી.'

કાયદા વગેરેની બધી બાબતો એક તરફ રાખીએ તો સરકાર અને કોંગ્રેસ વચ્ચેના મતભેદનું ખરૂં સ્વરૂપ આ હતું.

આ મહત્વના વિરોધમાં દરેક પક્ષ, જો 'સો તુમેરી રામદુવાઈ પણ એક અમારૂં ઉહું' એ પ્રમાણે પોતાના મતને વળગી રહ્યો હોત તો શું પરિણામ આવત, તે કહી શકાય નહીં. પરંતુ એક વાત તો ચોક્કસ છે કે રાજદ્વારી બાબતોમાં સમજુ અને અનુભવી માણસોએ, આપ લે ન કરવાથી બધી પ્રજાઓને જે હાનિ થાય છે, તે થયા વિના રહેત નહીં.

ઉપલી હકીકત તો માત્ર ઇતિહાસની પ્રસ્તાવના તરીકે જ આપવામાં આવી છે. કારણકે જે રાજ નીતિને અમલમાં મૂકવાની કોંગ્રેસે જવાબદારી સ્વીકારી છે, તેને સરળ રૂપમાં મૂકવાના હેતુથી જ આ લખવામાં આવે છે.

સર્વના જાણવામાં છે, કે હીંદુ સમાજના કૌટુંબિક તેમ જ પ્રાચીન રાજનીતિના કાયદાઓ, એક હથ્થુ સત્તા (autocracy) ની પદ્ધતિ ઉપર જ ઘડાયેલા છે. હીંદુસ્તાનમાં ભૂતકાળમાં અનેક પ્રકારનાં રાજ્યો અને સામ્રાજ્યો થઈ ગયેલાં, તે બધાંની-રાજ્યનીતિ, આ એક હથ્થુ સત્તા (autocracy) ના ધ્યેય ઉપર ઘડાયેલી હતી. આપણા મનનું વલણ જ એ તરફ હતું. ગામડાંઓમાં પંચોથી કામ ચાલતું હતું ખરૂં, પરંતુ જ્યાં સુધી મોટી સડકો અને રેલગાડીઓ થઈ નહીં, અને સમાજને અંગે માત્ર થોડી બાબતોની જ જવાબદારીઓ નહીં, પરંતુ ઘણી જાતની જવાબદારીઓ છે, એ વિચાર ફેલાયો નહીં ત્યાં સુધી, ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડઝ કે મ્યુનિસિપાલીટીઓ જેવી સંસ્થાઓ હીંદમાં સ્થાપવામાં આવી ન હતી. આનો અર્થ એમ નથી કે તે વખતે સારાં અને સ્વચ્છ શહેરો ન હતાં કે ડીસ્ટ્રીકટનાં કામો સારી રીતે ચાલતાં ન હતાં. પરંતુ તે સ્વચ્છતા કે સુવ્યવસ્થા એક હથ્થુ સત્તાની જમાવટ અને બુદ્ધિને આધીન હતાં. ગામડાંઓની જેમ પંચ જેવાં લોકમતને આધીન ન હતું.

જૂના વખતમાં તો મુખ્ય એક રાજ્યસત્તા, જુદા જુદા પ્રાંતોમાં પોતાના અધિકારીઓની નીમણૂક કરતી. અને જ્યારે મુખ્ય પાટનગરની શક્તિ ઓછી થઈ જતી ત્યારે કાં તો એ અધિકારીઓ પોતે જ રાજાઓ થઈ બેસતા અથવા તો કોઈ બીજું રાજ્ય તે તે વિભાગને સર કરી લેતું. અત્યારનાં આપણાં ઘણા ખરાં જે મોટાં રાજ્યો છે, તે જૂના વખતનાં સામ્રાજ્યો જેવી સત્તાઓના રહી ગયેલા અવશેષો છે. આ બધાનો અભ્યાસ કરવાથી જણાશે કે લોક શાસન (democracy) ની વૃતિ, હીંદુ કે મુસલમાન રાજ્યનીતિમાં ન હતી.

રાજ્યનીતિનું ધોરણ એકમતથી ઘડાવું જોઈએ કે બહુમતથી, તે વિષે અત્યારે પણ દુનિયાની જુદી જુદી કેળવાયેલી પ્રજા અને દેશોમાં પરસ્પર ઘણો વિરોધ મત છે. દાખલા તરીકે રશિયા, જર્મની અને ઇટલી જેવા દેશોમાં અત્યારે 'એકમત' (Totalitarianism)માં માનનારાઓને હાથે રાજ્યતંત્ર ચાલે છે. જે પક્ષ તે દેશોમાં અત્યારે સત્તામાં છે, તે પક્ષ પોતાના સિવાય બીજા કોઈ પણ મતને સાંભળવા કે પ્રજાને તેની ચર્ચા કરવા દેવા તૈયાર નથી. ઉપરાંત

તે 'એકમત'ની અંદર પણ અમુક બાબતો પરત્વે અંદરો અંદર વિરોધ પડે તો વધારે સત્તાવાન, પોતાના બીજા સાથીઓનો વિનાશ કરે છે. આવા દાખલાઓ વર્તમાન પત્રોમાં રશિયા, જર્મની અને ઈટલીના વારંવાર આવે છે. લોકશાસન (democracy) અને 'એકમત' (Totalitarianism) માં મૂળ તફાવત એ છે, કે એક, મનુષ્યને બધા વિષયો ઉપર ચર્ચા કરી મત બાંધવાની અહિંસક રીતે છૂટ આપે છે. અને બીજો, જુદા જુદા મતોથી રાજ્ય નબળું બને છે, માટે 'એકમત'થી એ ચલાવવું જોઈએ અને તેમાં હિંસાની જરૂર છે એમ માને છે. લોકશાસનમાં ચર્ચાને પરિણામે, ચુંટણીથી–ધારાસભાઓમાં પક્ષો બદલી–બીજી રીતે રાજ્ય ચલવી શકાય છે. નરેશતંત્રમાં પણ પ્રજામત ફરે ત્યારે, રાજા દીવાનને બદલી રાજ્યતંત્રમાં ફેરફાર કરી શકે છે. પરંતુ 'એકમત'તંત્રમાં તો બીજો મત પ્રજામાં થવા દેવો જોઈએ જ નહીં, એ ધ્યેયથી કામ થાય છે.

જપાનમાં લશ્કરી મતને પ્રાધાન્ય છે. વિલાયત અને તેમાંથી ઉત્પન્ન થયેલાં સંસ્થાનો, જેવાં કે કેનેડા ઓસ્ટ્રેલિઆ, ન્યુઝીલેંડ વગેરેમાં તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં લોકશાસનની પદ્ધતિ મૂળથી જ છે. આ દેશોની પ્રજા એમ માને છે, કે ઘરનું કામ ઘરનાં માણસોએ કરવું, ગામનું કામ ગામનાં માણસોએ કરવું, પ્રાંતનું કામ પ્રાંતનાં માણસોએ કરવું અને દેશનું કામ દેશનાં માણસોએ કરવું. અને એ કામ કરવું એટલે સમિતિઓમાં અથવા સભાઓમાં ખુલ્લી રીતે ચર્ચા થવી જોઈએ. અને તે ચર્ચાને પરિણામે બહુમતિ પ્રમાણે કામ થાય. જ્યારે લઘુમતિવાળાને, પ્રજાવર્ગમાં જઈ, તેને પોતાના મત તરફ વાળવા માટે મનગમતી પ્રવૃત્તિ કરવાની કાયદેસર છૂટ છે.

આપણામાં જેમ મુત્સદ્દી અને સીબંદીના કામને અંગે ભાવામાં અને તેઓના કામ તરફના માનમાં ભેદ છે, તેજ જાતનો ભેદ ઉપર કહ્યા તે લોકશાસન વાળા દેશોમાં પણ છે. મુત્સદ્દી કામ (civil) તે, સીબંદી કામ (military) કરતાં વધારે સારૂં ગણાય છે, પરંતુ આપણામાં અને તેઓમાં આને અંગે મૂળ તફાવત તો એ છે, કે એમનામાં કોઈ પણ સિપાઈ (soldier) સીબંદી કામ છોડી મુત્સદ્દીમાં દાખલ થઈ શકે છે. અને દેશને જરૂર પડે ત્યારે, સંખ્યાબંધ મુત્સદ્દીઓ સિપાઈ બની જાય છે. આ હકીકત કહેવાનું કારણ એ છે, કે તેઓ સીબંદીઓને પ્રજાના નોકર માને છે. જ્યારે લોકમતથી ચુંટાયેલા મુત્સદ્દીઓને તેઓ પ્રજાના પ્રતિનિધિઓ માને છે. એટલે જો કાલ સવારે યુનાઈટેડ સ્ટેટ્સના પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ કે વિલાયતના માજી પ્રધાન બોલ્ડવીન, તે તે દેશોના લશ્કરના ઉપરી બની જાય, તો તેઓ એમ જ કહે કે અમે તો અમારા દેશની પાર્લામેંટના ચાકર છીએ.

આ ઉપરથી સમજી શકાયું હશે કે જ્યાં લોકશાસનથી દેશનો અને સમાજનો વ્યવહાર ચાલે છે, ત્યાં રાજ્યમાં એવું વાતાવરણ છે કે લોકોને બધા પ્રશ્નો ઉપર છૂટથી ચર્ચા કરવાનો તથા ચર્ચા કરી કાયદાઓ ઘડવાનો હક હોવો જોઈએ. અને જે કાયદાઓ ઘડાયા હોય તે પ્રમાણે અમલ પણ બરાબર થવો જોઈએ. પણ એકમતી પક્ષવાળાઓ તો એમ જ માને છે કે હિંસા (Force)થી પોતે સત્તા હાથમાં લઈ લેવી જોઈએ. રશિયા, ઈટલી અને જર્મનીમાં આમ જ થયું છે. આવા એકમતી રાજ્યતંત્રવાળા દેશોમાં પ્રજાને આવી ચર્ચા કરવાની છૂટ નથી. ત્યાં જે પક્ષના હાથમાં સત્તા છે, તે પક્ષના સિદ્ધાંતોથી વિરૂદ્ધ હોય એવો કોઈ પણ મત કે સિદ્ધાંત ધારણ કરવાની પણ છૂટ નથી.

જ્યારે આપણે લોકશાસન અને એકમતી શાસનનો વિચાર કરીએ છીએ, ત્યારે સાથે સાથે રાજ્યને અંગેની એક બીજી બાબત પણ વિચારી લઈએ. આ જુદાં જુદાં રાજ્ય તંત્રોનું કાર્ય તો કાયદા કાનુનો કેવી રીતે ઘડાવાં જોઈએ એટલું જ માત્ર દર્શાવે છે. એટલે કે સ્ત્રી પુરુષને પરસ્પર કાયદેસર હકો શું હોવા જોઈએ, મનુષ્યને પોતાની મીલકત ઉપર શું હક હોવો જોઈએ, વેપારી અને ખેડુતને પોતાના ધંધામાંથી થતા નફા ઉપર કેટલો હક હોવો જોઈએ

વગેરે બાબતોના કાયદાઓ ઘડવા એ રાજ્ય તંત્રોનાં ધારા મંડળનું કાર્ય છે. પરંતુ બીજી એટલી જ અગત્યની વાત એ છે, કે તે કાયદા–કાનુનોનો અમલ થાય તેવું વહીવટી બંધારણ હોવું જોઈએ. એક કાયદો ઘડાયો એટલે કામ થઈ ગયું એમ સમજવાનું નથી. શબ્દ અને કાર્યમાં ઘણો ફેર છે. જેમ સામાન્ય પ્રકારના માણસોના આશીર્વાદ કે શાપ ફળતા નથી— એ તો સિદ્ધિ મેળવેલા ઋષિમુનિયોના જ ફળે છે— તે પ્રમાણે સામાન્ય કોટિનો રાજ્યવહીવટ, ગમે તેવા ઉત્તમ પ્રકારે ઘડાયેલા કાયદાઓને અમલમાં મૂકવા શક્તિમાન્ થતો નથી. દાખલા તરીકે મેકિસકો રાજ્યનું બંધારણ ઉત્તમમાં ઉત્તમ પ્રકારનું છે એમ રાજ્ય બંધારણોના નિષ્ણાત વિદ્વાનો કહે છે, છતાં પણ જોશો તો દુનિયાના વહીવટી અંધકારવાળા દેશોની સંખ્યામાં મેકિસકોનું સ્થાન છે. ત્યાં બળવા અને ખુનખરાબી સામાન્ય રીતે થાય છે અને પ્રધાનોનાં ખુનો પણ ઘણી વખત થાય છે. ખરૂં પૂછો તો જેમ સંગીતમાં "બે સુરા ચલેગા મગર બે તાલા નહીં ચલે" એમ છે, તેમ રાજ્યમાં પણ કાયદા ઘડનારી સભાઓ બેસુરી હોય તો ચાલી શકે છે, પરંતુ જો રાજ્ય વહીવટ બેતાલો હોય તો તે રાજ્ય કોઈ રીતે ચાલી શકતુંજ નથી. આ હકીકત એટલે રાજ્ય વહીવટની- સંપૂર્ણતા (*efficiency*)ની અગત્યતા જો વાંચનાર સમજશે નહીં તો રાજ્ય એટલે શું તેનો ખરો ભાવાર્થ સમજી શકાશે નહીં.

છેવટમાં એકજ હકીકત કહેવાની રહે છે. આપણી એક જુની કહેવત છે, કે 'સુતારનું મન બાવળીએ' અંગ્રેજ લોકો ગમે તેવા હોય તો પણ તેઓના હાડમાં તો વિલાયતની જે રાજ્યનીતિમાં તેઓ ઉછર્યાં છે, તે રાજ્યનીતિ છે. એટલે ગવર્નમેંટ ઓફ ઇંડિયા એકટ બ્રિટિશ પાર્લામેંટે ઘડયો હોવાથી, જે સુંદર મકાનમાં તે સભા બિરાજે છે, તેનું વાતાવરણ એકટમાં આવ્યા વિના રહ્યું નથી. તેમાં ખામીઓ ભલે હોય, તેમાં વાડા–આડશ ભલે હોય, પણ મૂળ બીજ જે છે, તે લોક શાસન (democracy)નું છે. તે એકહથ્થુ કે 'એકમત' શાસનનું નથી. બાકી તો હીંદી પ્રજામાંજ લોકશાસનનું બળ કેટલું છે, તે જોવાનું રહે છે. જો આપણે તે બળ ભેગું કરી, તેને ગતિમાં મૂકી શકીએ અને આપણાં વહીવટી ખાતાઓની પ્રામાણિકતા તથા સંપૂર્ણતા (efficiency)ને લોકમત બરાબર કાબૂમાં રાખી શકે તો, લોકશાસનમાં મૂળથી જ માનનારી અંગ્રેજ પ્રજામાં એટલું તો ડહાપણ છે, કે રસ્તો મોકળો કરી આપે. અને દુનિયાને કહે કે 'અમે અમારા લોકશાસનના કાયદાઓ હીંદુસ્તાનની પછાત પ્રજાને શીખવી દીધા!' અંગ્રેજ પ્રજાને આમ કહેવાનો વખત આવે તો હું પોતે તો દીલગીર થાઉં નહીં.

પરંતુ અહીં આપણે એકાંતમાં હૃદય ઉપર હાથ મૂકી એ પૂછવાનું છે કે શાસન પદ્ધતિયોમાં, લોક શાસનની પદ્ધતિ એ, સૌથી ઉત્તમ પદ્ધતિ છે એમ આપણે માનીએ છીએ કે નહીં? જો માનતા હોઇએ તો એક વાત તો સ્પષ્ટ છે, કે તે પદ્ધતિને સફળ બનાવવામાં આપણને બધાયને, પ્રત્યેક વ્યક્તિ તરીકે અને સમગ્ર પ્રજા તરીકે ચારિત્ર્ય તથા ઈશ્વર કૃપાની જેટલી જરૂર રહેશે તેટલી જરૂર બીજી કોઈ પણ પ્રકારની રાજ્યનીતિમાં રહેશે નહીં.

'विदुर'



# ફેડરેશન: એના પ્રકારો

ફેડરલ બંધારણ પરત્વેનાં વિચારણા અને ચર્ચા ઘણાં અગત્યનાં છે. આ પ્રકારના રાજ્યબંધારણનું મૂળ અને તેનું હાલનું સ્વરૂપ, એ ખરેખર, ઇતિહાસના અભ્યાસક માટે રસપ્રદ વિષય છે. હાલમાં ચર્ચાતા રાજકીય વિષયોમાં જો અભ્યાસ કરવા યોગ્ય કોઈ રસિક વિષય હોય તો તે ફેડરલ બંધારણમાં મધ્યસ્થ તંત્ર અને પ્રાંતિક તંત્રો વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઈએ એ છે. અત્યારનાં હયાતિ ધરાવનારાં રાજ્યતંત્રોમા ફેડરેશનના સિદ્ધાંતને ઘણું અગત્યનું સ્થાન છે. આ સિદ્ધાંતથી, યુનાઇટેડ સ્ટેટસનાં જુદાં જુદાં સંસ્થાનોને અને જર્મન મહારાજ્યમાં આવેલાં સ્વતંત્ર રાજ્યોને તથા ત્યાંના અસમાન કોટિના રાજાઓને એકત્ર થવામાં અસાધારણ બળ મળ્યું છે. મેક્સિકો, બ્રાઝિલ અને સ્વીટ્ઝરલેંડ, આ જાતનાં પ્રજાતંત્રવાળાં ફેડરલ રાજ્યો છે. અને રાજકીય દષ્ટિબિંદુથી જોતાં જો જગતનું મહારાજ્ય સ્થાપવાના સાચા દીલના શકય પ્રયત્નો કરવા હોય તો, તે ફેડરેશનના ધોરણ ઉપર જ થવા ઘટે એમ લાગે છે. અત્યારે જે જે સ્થળે ફેડરલ ધોરણ ઉપર રાજ્ય વ્યવસ્થા તથા બંધારણ રચવામાં આવે છે તથા તેમાંથી જે અનુભવ પ્રાપ્ત થાય છે, તે અનુભવે, ભવિષ્યમાં ફેડરલ ધોરણ ઉપર જગતનું મહારાજ્ય સ્થાપવાની હાલની સુધરેલી પ્રજાને કેળવણી આપે છે એ નિઃસંશયછે.

રાજદ્વારી ઇતિહાસ અને તેના વિકાસમાં ફેડરેશનનું જે સ્થાન છે તે અસાધારણ મહત્વનું છે. ખરૂં જોતાં અત્યારનાં સુધરેલાં તંત્રોનો, ફેડરેશનના ધોરણ ઉપર વિકાસ થઈ રહ્યો છે. અને જેમ બને તેમ વધારે રાજ્યોને એકજ પ્રકારની રાજ્ય વ્યવસ્થા તળે મૂકવાનો પ્રયત્ન—જો કે આ જાતનો પ્રયત્ન સતત ચાલુ રહી શક્યો નથી છતાં પણ—થાય છે. રોમન સામ્રાજ્યની સરખામણીમાં સ્વીટ્ઝરલૅંડ તો ઘણું નાનું રાજ્ય ગણાય, પણ એટલું તો ચોક્કસ જણાય છે, કે એ દેશના રાજકીય વિકાસમાં જે સિદ્ધાંતને મહત્વ આપવામાં આવ્યું છે તે તો એજ છે, કે જેમ બને તેમ વધારે પ્રદેશ અથવા વિસ્તારને એકજ સત્તા અથવા એક રાજ્ય નીચે મૂકવાં. આ કાર્ય સાધવા માટે ભૂતકાળમાં બે પ્રકારનાં ઐતિહાસિક બળોએ કામ કર્યું છે. (૧) જીત મેળવી, પ્રદેશો ખાલસા કરી નાંખવા કે પડાવી લેવા અને રાજ્ય વિસ્તાર વધારવો. ફ્રાંસ અને બ્રિટિશ રાજ્યનો આ ધોરણે વિસ્તાર વધ્યો છે. જ્યારે (૨) બીજો માર્ગ ફેડરેશનનો છે. ફેડરેશનના સિદ્ધાંત પ્રમાણે ભાષા, રીતરિવાજ અને ભૌગોલિક રીતે એક બીજાની સ્થિતિને અનુકુળ હોય એવાં રાજ્યો, પરસ્પર જોડાઈ સર્વને સામાન્ય બાબતો ઉપર પોતાનું સંયુક્ત બંધારણ ઘડે છે. ઉપર્યુક્ત બે બળો પૈકી એક બળ એ શાંતિનો માર્ગ છે. તો બીજું હીંસાનો માર્ગ છે. અત્યારે યુદ્ધ કરી રાજ્યોની એકસંપી કરવામાં આવે છે, તે એકસંપી કાયમ ટકી રહેશે એમ કહી શકાય નહી. એકસંપીમાં જોડાયેલા દેશોની રાષ્ટ્રીય અસ્મિતા અને સ્વાતંત્ર્ય જળવાઈ રહેવાં જોઈએ. તે યુદ્ધથી થયેલા રાજ્યોનાં જોડાણમાં જળવાતાં નથી. એટલે આ બન્ને ગુણો જળવાઈ રહે તે રીતેજ એકસંપીનું બંધારણ રચાવું જોઈએ.

ફેડરેશનનો વિસ્તૃત અર્થ એ થાય છે કે બે અથવા વધારે સ્વતંત્ર રાજ્યોનું જોડાણ. ફેડરેશનના આ અર્થને અસંખ્ય ઐતિહાસિક દાખલાથી ટેકો મળે છે. પ્રાચીન ગ્રીસમાં એકીયન લીગ નામક સંસ્થા હતી, અને તેમાં 'પેલોપોનીસીસ' પ્રદેશનાં બાર શહેરો પરસ્પર રક્ષણ કરવાના હેતુથી બંધારણ પૂર્વક

એકઠાં થયાં હતાં. પાછળથી ઈ. સ. પૂ. બીજા અને ત્રીજા સૈકામાં એકીયન લીગનું સ્વરૂપ વિસ્તૃત થયું. અને તેમાં કોરીન્થ, મેગ્રા તથા દક્ષિણ ગ્રીસનાં બીજાં મોટાં શહેરો ભળ્યાં. આ જોડાણમાં દરેક શહેરે પોતાની આંતરિક વ્યવસ્થા અને તેને લગતા નિયમોનો કાબૂ પોત પોતાના હસ્તક રાખ્યો હતો. પણ યુદ્ધને લગતી તથા પરદેશો સાથેના સંબંધોની બાબતો લીગને સુપ્રત કરી હતી. પ્રો. ફ્રીમેન કહે છે કે "એકીયન પ્રજાને પોતાની રાષ્ટ્રીય સભા હતી. અને કોઈ પણ વ્યક્તિગત શહેર રાજ્ય–પોતાની મેળે યુદ્ધ કે સુલેહ જાહેર કરી શકતું નહીં". જો રોમન સામ્રાજ્યની ઉપસ્થિતિ ન થઈ હોત તો આ સંસ્થા, ગ્રીસનાં નગર રાજ્યોને એક સંયુક્ત રાષ્ટ્રમાં ફેરવી નાખવા શક્તિમાન્ થાત. આ પછીના ઈતિહાસમાં ઈ. સ. ની ૧૩મી અને ૧૪મી સદીમાં, ઇટલીનાં રાજ્યોના થયેલા જોડાણને પણ ફેડરેશન કહી શકાય. આ જોડાણ લાંબો વખત ટકી શક્યું નહીં. પરંતુ ફેડરેશનનો તાજો દાખલો તો સ્વીટઝરલૅંડના હાલના બંધારણમાંથી મળે છે. ઈ. સ. ૧૨૯૧માં યુરી વગેરે ત્રણ જંગલ પ્રદેશો પાદશાહની સત્તા કબૂલ રાખી પરસ્પરના રક્ષણ માટે એકત્ર થયા. થયેલું આ જોડાણ આગળ જતાં સત્તા અને વિસ્તારમાં વધવા લાગ્યું. અને સ્વીટ્ઝરલૅંડના બીજા દેશો તેમજ બર્ન, ઝ્યુરીચ વગેરે સ્વતંત્ર શહેરો પણ એમાં જોડાયાં. ૧૪મી સદીના પાછલા ભાગમાં ઓસ્ટ્રીઆના પરાજયને લીધે આ રાજ્યો લગભગ સ્વતંત્ર થઈ ગયાં અને એમનાં એ સ્વાતંત્ર્યને, ૧૬૪૮માં 'વેસ્ટફેલીઆના કરાર'થી માન્ય રાખવામાં આવ્યું. આ પ્રકારના જોડાણમાં દરેક શહેર પોતાનું સ્વાતંત્ર્ય જાળવી શકાય એ રીતે માત્ર પરસ્પર સ્વરક્ષણના હેતુથી જ જોડાયું હતું. પણ ૧૯મી સદીમાં (સને ૧૮૪૮ અને સને ૧૮૭૪માં) સ્વીટઝરલૅંડના રાજ્ય બંધારણમાં થયેલા ફેરફારને લીધે જુદાં જુદાં રાજ્યોના એકઠા મળવાથી માત્ર બચાવ પૂરતીજ થયેલી આ જૂની સંસ્થાનું બંધારણ ફેરવાયું.

ઈ. સ. ૧૭૮૧–૮૯ના અરસામાં, કોન્ફીડરેશનના નિયમાનુસાર રચાયેલી ઉત્તર અમેરિકાનાં સ્વતંત્ર રાજ્યોની એક લીગ અસ્તિત્વ ધરાવતી હતી. આમાં પ્રત્યેક રાજ્ય રાજકીય દષ્ટિએ સ્વતંત્રતા ભોગવતું હતું. એના ઉપર સામાન્ય કાબૂ પ્રતિનિધિઓની બનેલી કોંગ્રેસનો હતો. પણ કોંગ્રેસને લીગમાં જોડાયેલાં તેર રાજ્યો પૈકી કોઈના ઉપર કશી જાતનું દબાણ લાવવાની સત્તા નહતી. તેમ કોઈ પણ રાજ્યની પ્રજા ઉપર કર નાંખવાની સત્તા નહતી, કે અંકુશ મૂકવાનો કશો અધિકાર ન હતો. પરંતુ ૧૭૮૭માં રચાયેલું નવું ફેડરલ બંધારણ, ૧૭૮૯માં અમલમાં આવ્યું, તેમાં એક મહત્વનો ફેરફાર એ થયો કે જેના પરિણામે ચાલુ બંધારણને સ્થાને એક ફેડરલ સ્ટેટ અસ્તિત્વમાં આવ્યું અને બધાં રાજ્યોના શહેરીઓ, મધ્યસ્થ સરકાર સાથે સીધા સંબંધમાં આવ્યા. આ રીતે ૧૯ મી સદીમાં ઐતિહાસિક મહત્વ ધરાવનારાં ઘણાં ફેડરેશનો થયાં. આમાંના કેટલાંકનાં નામ આ પ્રમાણે છે. (૧) ૧૮૪૮ અને ૧૮૭૪ નું સ્વીસ ફેડરલ બંધારણ. (૨) કૅનેડાના પ્રાંતોનું ફેડરેશન, ૧૮૬૭. (૩) ઉત્તર જર્મન કોન્ફીડરેશન ૧૮૬૭. (૪) જર્મન ફેડરેશન ૧૮૭૧ (૫) ઓસ્ટ્રેલીયાનું કોમનવેલ્થ ૧૯૦૦. ઉપરાંત બ્રાઝિલ અને મેક્સિકોએ પણ ફેડરલ રાજ્ય બંધારણનો સ્વીકાર કર્યો હતો. પરંતુ તે સ્વીકાર, રાજ્ય વિસ્તાર માટે નહીં પણ પ્રાંતિક અને સમગ્રરાષ્ટ્રના હિતની એકતા કરવાના ઉપાય માટે.

આવા જુદા જુદા રાજકીય વિભાગોની એકરૂપી સંબંધી વિચાર કરીએ છીએ ત્યારે છૂટાં છૂટાં રાજ્યો ધીમે ધીમે કેવી રીતે એક બીજાના વિશેષ સંપર્કમાં આવ્યાં તેનો ખ્યાલ આવે છે. શરૂમાં તો માત્ર બચાવ અને યુદ્ધને માટેજ બધાં રાજ્યો એકઠાં થયેલાં હોય એમ જણાય છે. ૧૮મા સૈકામાં ફ્રાન્સ અને સ્પેનનું બોર્બોન રાજકર્તાઓનું કૌટુંબિક જોડાણ આ પ્રકારનું હતું. આવા પ્રકારનું જોડાણ કેવળ ભ્રામક ગણાય. કારણ કે તેની પાછળ કોઈ પ્રકારનું સંયોજીત બંધારણીય રાજ્યતંત્રનું બળ ન હતું. આથી આગળ વધતાં એકીયનલીગ, ૧૮૧૫નું જર્મન કોન્ફીડરેશન.

વગેરે બંધારણોને કોન્ફીડરેશનમાં ગણી શકાય. આ બંધારણમાં જોડાયેલું દરેક રાજ્ય પોતાની કુલસત્તા (sovereignty) પોતાના હસ્તક રાખે છે. પછી ભલે તે નામની રહેતી હોય. એમ પણ બને છે, કે આ રીતે એક સંપીથી જોડાયેલાં રાજ્યો સંબંધી થયેલા નિયમો, જ્યારે કાયદાનું સ્વરૂપ લે છે, ત્યારે દરેક રાજ્ય પોતાની રાજત્વની સત્તા અખંડિત પણ રાખી શકે છે, પણ આ જાતની બંધારણીય રચના બહુ અસંબદ્ધ લાગે છે. કારણ કે તેમાંથી એવો પણ અર્થ નીકળી શકે કે જેમ દરેક રાજ્ય આ બંધારણમાં સ્વતંત્ર રીતે જોડાઈ શકે છે તેમ જ્યારે ઈચ્છામાં આવે ત્યારે એ બંધારણમાંથી છૂટું પણ થઈ શકે છે ૧૭૮૧ થી ૧૭૮૯ સુધી અમેરિકામાં "અમેરિકન આર્ટીકલ્સ ઓફ કોન્ફીડરેશન" અમલમાં રહ્યું તે આ પ્રકારનું બંધારણ હતું. આવી જાતનાં બધાં બંધારણોથી જુદી જાતનું બંધારણ, એ ફેડરલ બંધારણ છે. એક ફેડરલ સ્ટેટ એટલે, જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યોનું બનેલું એક રાજકીય અંગ. આ અંગને વિશિષ્ટ પ્રકારની સાર્વભૌમપણાની ખાસ સત્તા બંધારણમાં સુપ્રત કરવામાં આવે છે. અને ફેડરેશનમાં જોડાયેલું દરેક રાજ્ય, ન્યાય સત્તાથી અસ્પૃશ્ય એવી–મધ્યસ્થ સત્તાની કુલકુલાં સત્તા કબૂલ રાખે છે. યુનાઈટેડ સ્ટેટ્સનું હાલનું બંધારણ આ રીતનું છે. આથી બીજી રીતનું ફેડરેશન તે, કરારને ધોરણે થયેલું ફીડરેશન છે. એમાં રાજ્યો રાજ્યોનું કરારથી જોડાણ થાય છે. આવા જોડાણમાં પ્રદેશ વિસ્તારવાનો કે રાજ્ય વધારવાનો હેતુ હોતો નથી. પણ કેવળ સ્વતંત્ર ઈચ્છાથી જ રાજ્યો એક બીજાની સાથે જોડાય છે. ૧૭૦૭ ના કાયદાથી ઈંગ્લેંડ અને સ્કોટલેંડનું જોડાણ થઈ યુનાઈટેડ કીંગડમ બન્યું. અને એજ રીતે ૧૮૦૦માં ઇંગ્લેંડ અને આયર્લેંડનું જોડાણ થયું. આવા પ્રકારનાં જોડાણ દરેક દેશની પાર્લામેંટે અમુક શરતો પ્રમાણે પસાર કરેલા કાયદા પ્રમાણે બને છે. અને તેથી બંધારણમાં એક પ્રકારનો સૈદ્ધાંતિક ફેરફાર થાય છે. અને એટલે અંશે એ બંધારણ ફેડરેશનના સ્વરૂપથી જુદું પડે છે. અર્થાત્ કે જે પાર્લામેન્ટોએ આવા આવા જોડાણ માટે કાયદાઓ પસાર કર્યા તે પાર્લામેંટોનું અસ્તિત્વ એ કાયદાઓ થયા પછી બંધ પડી અને તેને બદલે નવા કાયદામાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે અપર કુલસત્તા (Sovereignty) ધરાવનારી નવી પાર્લામેંટો હયાતિમાં આવી ઈ. સ. ૧૮૦૦ની શરતોમાં આયર્લેંડનું એપીસ્કોપલ ચર્ચ નાબૂદ ન કરવાની બાહેંધરી આપવામાં આવી હતી છતાં ૧૮૬૯માં બ્રિટિશ પાર્લામેંટે એ ચર્ચ નાબૂદ કર્યું. ત્યાર પછી ૧૮૫૯–૬૦માં ઈટલીનાં જુદાં જુદાં રાજ્યોએ એકત્ર થઈ ઈટલીનું સામ્રાજ્ય ઊભું કર્યું. જોડાણના આ બધા પ્રકારોને એકતંત્રી (unitary) કહી શકાય પણ 'ફેડરલ' ન કહી શકાય.

રાજ્યોનાં જે જુદા જુદા પ્રકારનાં જોડાણનો ઉપર ઊલ્લેખ કરવામાં આવ્યો છે એ ઉપરથી એક વાત સ્પષ્ટ થાય છે કે 'કોન્ફીડેટરી' સ્ટેટ અને 'ફેડરેટેડ' સ્ટેટ બંધારણની દૃષ્ટિએ એક બીજાથી જુદાં પડે છે. આ સંબંધી વર્ગીકરણ કરવું અગત્યનું છે. જર્મન લેખકોએ આ વિષયમાં ખાસ રસ લીધો છે. અને લેબલેંડ, જેલીંક વગેરેએ, ફીડરલ બંધારણના જુદા જુદા પ્રકારો તથા તેનું સ્વરૂપ નિર્દિષ્ટ કરી, એનું વર્ગીકરણ કર્યું છે. રાજ્યો રાજ્યો વચ્ચે કાયદાથી થયેલા જોડાણ અને કેનેડા તથા ઓસ્ટ્રેલીઆ (જે એકતંત્રી બ્રિટિશ સામ્રાજ્યના ભાગ છે) એ દરેકનાં રાજ્યો વચ્ચે થયેલા જોડાણમાં જેલીંક અમુક પ્રકારનો તફાવત માને છે. કાયદાથી જે રાજ્યો પરસ્પર જોડાય છે તેને આ લેખક નીચે પ્રમાણે વિભક્ત કરે છે, (૧) સંરક્ષણ સત્તાક રાજ્યો. (૨) નાનાં અનેમોટાં રાજ્યોનું જોડાણ. દા. ત. તુર્કી અને ઈજીપ્ત. (૩) રાજાઓની એકસંપી. જેમાં જુદા જુદા બે સ્વતંત્ર રાજકર્તાઓ એક જ સામાન્ય સત્તા માન્ય રાખે છે. કેટલીક વખત આવું જોડાણ સંપૂર્ણ વિચારણા પૂર્વક કાયદાના ઘડતરથી કરવામાં આવે છે. દા. ત. ૧૯૦૫ પહેલાં સ્વીડન અને નોર્વેનું એકત્ર થયું. કેટલીક વખત ઈંગ્લેંડ અને હેનોવરની એક

કંપીની માફક ફક્ત, સંયોગવશાત્ જ એક બીજાં રાજ્યોનું જોડાણ કરવામાં આવ્યું હોય છે. (૪) કોન્ફીડરેશન, (૫) કાયદા અન્વયે થયેલું ફેડરલ સ્ટેટ.

આ ઉપરાંત બીજા પણ ઘણા પ્રકાર છે. પણ તે નજીવા છે. અમેરિકન અને અંગ્રેજ લેખકો ઉપરના ૪ અને ૫ મા વર્ગ સિવાય બીજાને મહત્વ આપતા નથી. અત્ર 'કોન્ફીડરેશન' અને 'ફીડરેશન'માં શું તફાવત છે તેનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. 'કોન્ફીડરેશન' એ એક રાજ્ય નથી પરંતુ અમુક ધ્યેયને માટે અમુક શરતોથી કેટલાંક સ્વતંત્ર રાજ્યો એક બીજાની સાથે જોડાય છે, એને કોન્ફીડરેશન કહેવાય છે. આમાં દરેક રાજ્ય, જ્યારે પોતાની ઇચ્છામાં આવે ત્યારે કોન્ફીડરેશનમાંથી છૂટું પડી શકે છે. એટલે ખરું જોતાં કોન્ફીડરેશન હંમેશને માટે સ્થાયી રહી શકે એવું હોતું નથી. અને જો એ કોન્ફીડરેશન સ્થાયી સ્વરૂપ લે તો તેમાં જોડાયેલાં રાજ્યોની સ્વતંત્ર સત્તા નાશ પામે છે. જ્યારે ફેડરલ સ્ટેટ એ એક જ રાજ્ય છે. ફીડરેશનમાં જોડાયેલાં રાજ્યો, ફીડરેશન હયાતિમાં આવ્યા પહેલાં કદાચ સ્વતંત્ર હોય યા ન હોય પણ ફીડરેશનમાં જોડાયા પછી તો તે સ્વતંત્ર રહી શકેજ નહીં. તેમ ફીડરેશનમાં જોડાયેલાં કોઈ એક રાજાની સત્તાના કાર્યથી અથવા મધ્યસ્થ ફેડરલ સરકારના કાયદાથી ફેડરલ બંધારણમાં કશો ફેરફાર થઈ શકતો નથી. સિવાય કે ફેરફારની એવી કોઈ સત્તા, એ બંધારણના કાયદામાં આપવામાં આવી હોય ! યુનાઈટેડ સ્ટેટસના બંધારણમાંથી છુટાં પડેલાં દક્ષિણનાં રાજ્યોએ બંધારણના કાયદાનો જે અર્થ કર્યો તે ઉપરથી એ બંધારણ કોન્ફીડરેશનમાં મૂકી શકાય, જ્યારે ઉત્તરનાં રાજ્યોએ કરેલા અર્થ પ્રમાણે તે ફેડરલ બંધારણ પણ ગણાય.

આ ઉપરથી ફેડરલ સ્ટેટની સાર્વભૌમસત્તા (sovereignty) પરત્વે સહજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અમેરિકાનાં ઉત્તર તેમજ દક્ષિણ સંસ્થાનો વચ્ચે જે તકરાર ઉપસ્થિત થઈ હતી તે આ સત્તા સંબંધી જ હતી. એક ભાગની માન્યતા એવી હતી કે જે રાજ્ય ફીડરેશનમાં જોડાય તેને અમુક અંશે પોતાની કુલસત્તા રાખવા દેવામાં આવે છે. અર્થાત્ કે એ રાજ્યને ફીડરેશનમાંથી છૂટાં પડી જવાનો પણ અધિકાર છે. જ્યારે બીજા ભાગની માન્યતા તે કરતાં જુદી હતી. તદ્દન સ્વતંત્ર રીતે આ પ્રશ્નની વિચારણા કરીએ તો એમ લાગે છે કે ફેડરલ સ્ટેટ ઉત્પન્ન થયું એટલે તેમાં જોડાયેલાં દરેક રાજ્યની સાર્વભૌમ સત્તા નષ્ટ થાય છે. તેમ તેમાંથી એવો અર્થ પણ ન નીકળી શકે કે એ સત્તા અમુક અંશે મર્યાદિત થાય છે કે વિભાજ્ય બને છે. વસ્તુત વ્યક્તિગત રાજ્યનું સાર્વભૌમપણું તો ફીડરલ સ્ટેટમ નષ્ટ જ થાય છે. ફેડરલ બંધારણમાં સર્વોપરિ સત્ત મધ્યસ્થ સરકારના હાથમાં નહીં પણ એક મંડળના હસ્તક એ સત્તા જાય છે,કે જે મંડળને બંધારણમાં સુધારો કરવાનો અધિકાર છે. સર્વોપરિ સત્તા ધરાવતું આવું મંડળ જો એને એમ લાગે કે ફેડરેશન સફળ નથી તો તે દરેક રાજ્યને એનું અસલનું સ્વાતંત્ર્ય પાછું પણ સોંપી શકે છે. તેમ થતાં એ રાજ્ય ફેડરેશનમાંથી યથેચ્છ છૂટું થયું છે એમ ન ગણી શકાય. કેમકે કાયદાની દૃષ્ટિએ ફેડરેશનનું સ્વરૂપ અવિચ્છિન્ન છે. કોન્ફીડરેશનમાં પ્રત્યેક રાજ્ય એક સ્વતંત્ર રાજ્ય છે. એ કાયદાથી થયેલું બંધારણ નથી. પરંતુ કોન્ફીડરેશનના મધ્યસ્થ મંડળે જે સામાન્ય નિયમો ઘડ્યા હોય છે તે નિયમો, એ બંધારણમાં જોડાયેલાં રાજ્યોએ સ્વીકારેલા હોઈ, તે તે રાજ્યોના શહેરીઓને લાગુ પડે છે. જ્યાં કાયદો છે ત્યાં સ્ટેટ છે અને જ્યાં સ્ટેટ ત્યાં સર્વોપરિ સત્તા છે. પણ કોન્ફીડરેશન એ એક સ્ટેટ નથી. એમાં જોડાવું કે એમાંથી છુટા પડવું એમાં કાયદાની દૃષ્ટિએ કશો ફેર નથી. ફક્ત છુટા પડવામાં કોઈવાર બળનો પ્રશ્ન આવે ખરો ! ઇ. સ. ૧૮૧૫ થી ૧૮૪૮ સુધી સ્વીટ્ઝરલેંડમાં કોન્ફીડરેશન હતું. પણ જ્યારે સાત રોમન કેથોલીક પ્રગણાંઓએ તેમાથી છૂટાં પડવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેમને તરવારના બળથી અટકાવવામાં આવ્યાં.

યુનાઇટેડ સ્ટેટસમાં મતભેદ ફેડરેશન અને કોન્ફીડરેશન પરત્વે ન હતો. ત્યાં તો મુખ્ય પ્રશ્ન એ હતો કે યુનાઇટેડ સ્ટેટ્સ એક કે બે ? ૧૭૮૧–૮૯ના કોન્ફીડરેશન પછીના ઇતિહાસને લક્ષમાં રાખી ત્યાંના બંધારણમાં વાપરેલી ભાષાનો અર્થ કરવામાં આવે તો તેમાંથી સંદિગ્ધ અર્થ નીકળે છે. રાજ્યોના છુટા પડી જવાના પ્રશ્નને અલગ રાખી ઘણા અમેરિકન લેખકોએ કબૂલ રાખ્યું છે કે અમેરિકાનું ફેડરલ બંધારણ કાયમી છે. પણ સાથે સાથે આ લેખકોએ સાર્વભૌમસત્તાનો અર્થ જુદો કર્યો છે. સાર્વભૌમપણાના આ સિદ્ધાંતને દ્વિમુખી અથવા વિભાજ્ય સર્વોપરિસત્તાના સિદ્ધાંતથી ઓળખવામાં આવે છે. આ લેખકોના વિધાન પ્રમાણે સાર્વભૌમસત્તા, ફેડરલસ્ટેટ અને તેમાં જોડાયેલાં રાજ્યોની સરકાર વચ્ચે વહેંચાયેલી હોય. પણ આવી રીતે–જો સાર્વભૌમત્વના વિભાગ થાય તો તે સાર્વભૌમત્વ એ, ખરૂં સાવર્ભૌમત્વ ન કહી શકાય. એથી તો ઉલટું સાર્વભૌમપણા પરત્વે સંદિગ્ધતા ઉત્પન્ન થાય છે. કારણકે સાર્વભૌમપણું એ બંધારણ પૂર્વકની સંપૂર્ણ સ્વતંત્ર-સત્તા છે. જો એ સત્તાને ફેડરલ સ્ટેટ અને બીજાં રાજ્યો વચ્ચે વહેંચી નાંખવામાં આવે તો તે સત્તાની સાથે સંબંધ ધરાવતી બીજી કારોબારી, ધારાવિષયક અને ન્યાયવિષયક સત્તાઓના પણ વિભાગ થઈ જાય. આ રીતે સાર્વભૌમપણાનું દ્વિધાપણું સાવ અસંગત છે. છતાં પણ ઘણા લેખકો એને ટેકો આપે છે. પ્રેસીડેન્ટ મેડીસન માનતો હતો કે સાર્વભૌમપણું વિભાગ છે અને તેનો સ્વીકાર કર્યા વગર યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર સબંધી વિચારણા થઈ શકે નહીં. એ વખતની અમેરિકન કોર્ટોએ પણ કબૂલ કર્યું હતું કે યુનાઇટેડ સ્ટેટ્સને જે સત્તાઓ સુપ્રત કરવામાં આવી છે તે પરત્વે એ સ્વતંત્ર છે અને તેમાં જોડાયેલાં રાજ્યો માટે જે સત્તાઓ અનામત રાખવામાં આવી છે તે પરત્વે એ રાજ્યો સ્વતંત્ર છે.

ફેડરલ સ્ટેટના સામાન્ય સ્વરૂપનો અને તેના સિદ્ધાંતનો વિચાર કરીએ તો આપણને જણાય છે, કે એ સ્વરૂપ અને સિદ્ધાંત રાજ્ય બંધારણના પ્રશ્નોમાં આપલેનો માર્ગ કાઢે છે. ખરૂં જોતા ફેડરેશનના સિદ્ધાંતમાંજ બાંધછોડની ભાવના રહેલી છે. જોકે અલ્પ સંખ્યાંક કોઈ એક પ્રજાના ભાગને કોઈ બીજી મોટી પ્રજા સાથે કે નાના રાજ્યોને બીજા મોટા રાજ્યો સાથે પોતાના રક્ષણ માટે જોડાવાની અગત્ય લાગે છે, પરંતુ એ પ્રકારના જોડાણથી જો પોતાના સ્વાતંત્ર્યનો કે સ્વતંત્ર રીતે રાજ્ય વહીવટ ચલાવવાની રૂઢિનો નાશ થતો હોય તો એવું જોડાણ એ પ્રજા કે નાનું રાજ્ય ભાગ્યે જ આવકારદાયક લેખે છે.જ્યારે અસમાન વિસ્તારવાળાં રાજ્યોનું જોડાણ થાય છે ત્યારે મોટાં રાજ્યો નાનાં રાજ્યોને ગળી જવાનો ભય રહે છે અમેરિકામાં જ્યારે નવું બંધારણ ઘડાતું હતું ત્યારે ન્યુજર્સી ડેલેવેર વગેરેની આવી સ્થિતિ હતી. આ કરતાં પણ વધારે અસમાનતા જ્યારે જર્મનીનાં રાજ્યોનું ફેડરેશન થયું ત્યારે ઉભી થઈ હતી. ૧૮૭૧માં જર્મન શહેનશાહત ઉભી થઈ ત્યારે એમાં જોડાયેલાં રાજ્યો પૈકી સ્કેમબર્ગની વસ્તી ૩૧,૧૮૬ની અને ક્ષેત્રફળ ૨૧૨ ચો. મા. હતું. જ્યારે પ્રશિયાની વસ્તી ૨૪,૧૦૬,૮૪૭ની અને ક્ષેત્રફળ ૧૩૭,૦૬૬ ચો. મા.નું હતું. આમ છતાં પણ ફેડરેશનના સિદ્ધાંતના સ્વીકારથી એક એવું રાજ્ય અસ્તિત્વમાં આવે છે કે જેને પરિણામે એમાં જોડાયેલાં દરેક રાજ્યના સામાન્યહિત માટે અને એમના આંતરરાષ્ટ્રીય રક્ષણ અર્થે એમાં જોડાયેલાં બધા અંગોની સત્તા એકત્ર થાય છે. વળી ફેડરેશનમાં જોડાયા છતાં રાજ્યોની સ્થાનિક રાજકીય બાબતો કે લોકોના વ્યક્તિગત જીવનને કશી અસર થતી નથી. ગમે તેવું સામાન્ય કોટિનું રાજ્ય હોય તો પણ એ રાજ્યના સ્થાનિક રીત રિવાજો, આબો હવા તથા, કોમીહિતોને અંગે એ રાજ્યને સંયોગાનુસાર કાયદા ઘડવાની છૂટ મળે છે. અને યુનાઇટેડ સ્ટેટ્સના ફીડરેશનમાં આ છૂટનો પૂરેપૂરો ઉપયોગ થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સનો ઇતિહાસ એ ખરૂં જોતાં ફીડરેશનનો જ ઇતિહાસ છે. સાંસ્થાનિક ઇતિહાસની શરૂઆતમાં જુદાં જુદાં શહેરો એક બીજાની સાથે સંપર્કમાં આવ્યાં તથા પરસ્પરના રક્ષણની દષ્ટિએ

૧૬૪૩માં એ બધાં શહેરોનું "ન્યુ ઈંગ્લેંડ ફીડરેશન" હયાતિમાં આવ્યું. ૧૮મા સૈકામાં ગ્રેટબ્રિટન સાથેના યુદ્ધને પરિણામે અમેરિકાનાં બીજાં ૧૩ સંસ્થાનો ન્યુ ઈંગ્લેંડ ફીડરેશનના એક સંપીના મંડળમાં જોડાયાં અને ત્યાર પછી 'કોન્ટીનેન્ટલ કોંગ્રેસ'ના રૂપમાં એ સંસ્થાનોના બંધારણના નિયમો રચાયા. ૧૭૮૧માં કોન્ફીડરેશન થયું અને ત્યાર પછી હાલનું ફેડરલ પ્રજાસત્તાક રાજ્ય બન્યું. ૧૯મા સૈકામાં યુનાઇટેડ સ્ટેટ્સનો જે બંધારણીય વિકાસ થયો તેમાં૧૭૮૯ના ત્યાંના કોન્ફીડરેશનના બંધારણે તથા તે સમયનાં રાજકીય વિચાર બળોએ ખૂબ અસર કરી છે.

ફેડરલ બંધારણમાં, મુખ્ય ફેડરલ સત્તા અને તેની નીચેનાં બીજાં રાજ્યો વચ્ચે, સર્વોપરિ પણાની વહેંચણી કેવી રીતે થવી જોઈએ એ પ્રશ્ન વિશેષ મહત્વનો છે. યુનાઇટેડ સ્ટેટ્સનું હાલનું બંધારણ હયાતિમાં આવ્યું તે પહેલાંના કોન્ફીડરેશનની એકસપીમાં કેટલીક પ્રાથમિક અને આવશ્યક રાજકીય સત્તા, મધ્યસ્થ તંત્રને સુપ્રત કરવામાં આવી હતી. પરંતુ ૧૭૮૯ના ફેડરેશનમાં અને ત્યાર પછી ૧૯મી સદીમાં એ દેશના વિકસિત થયેલા બંધારણમાં, મધ્યસ્થ તંત્ર અને તેનાં અંગોની વચ્ચે થયેલી-સત્તાની વહેંચણીમાં, ભૂતકાળના અનુભવે ઠીક અસર કરી છે. ફેડરેશન રચવાનો પ્રધાન ઐતિહાસિક હેતુ દેશના રક્ષણનો છે. એટલે એ તો સ્પષ્ટ છે કે જમીન અને દરીઆ ઉપરની સૈનિકસત્તા ઉપર, ફેડરલ-સરકારનો કાબૂ હોવો જોઈએ. પરદેશો સાથેનાં રાજદ્વારી કાર્યોસંબંધી પણ ફીડરલ સરકારની ઉપર જવાબદારી છે, એટલે પરદેશો સંબંધી નીતિ પરત્વે પણ ફેડરલ સરકારનો જ કાબૂ આવશ્યક છે. પણ પરદેશો સાથેનાં બધાં કામો અથવા લડાઈ નાણાં વગર થઈ શકતાં નથી. એટલા માટે ફેડરલ સરકારને દેશના દરેક નાગરિક ઉપર કર નાંખવાની સત્તા હોવી જોઈએ. ફેડરેશનમાં જોડાયેલાં બીજાં રાજ્યો પાસેથી પણ જરૂરને પ્રસંગે નાણાં મેળવવાનો તથા બીજેથી નાણાં ઉછીનાં લેવાનો મધ્યવર્તી ફેડરલ તંત્રનો અધિકાર હોવો જોઈએ. અર્થાત્ કે (૧) રક્ષણ અને યુદ્ધનીતિ, (૨) પરદેશો સાથેના સંબંધો ઉપર સંપૂર્ણ કાબૂ, અને (૩) નાણાં મેળવવાનો કાબૂ: આ ત્રણ બાબતો ઉપરની સંપૂર્ણ સત્તા વિના કોઈ પણ ફેડરલ સ્ટેટનું અસ્તિત્વ ટકી શકે નહીં.

આ ઉપરાંત કેટલીક બીજી સામાન્ય જવાબદારી પણ ફેડરલ સરકાર ઉપર હોવી જરૂરની છે. જેમાં ટંકશાળ, કોપીરાઈટ, પેટંટ સંબંધીના નિયમો, પોસ્ટને લગતી નીતિ વગેરેનો સમાવેશ થાય છે. ત્રીજું એ કે પ્રજાહિતની ઘણી બાબતો એવી છે કે રાષ્ટ્રીય હિતની ખાતર જેના ઉપર ફેડરલ સરકારનો કાબૂ આવશ્યક છે. આવી બાબતોમાં રેલ્વે રસ્તાઓ, નહેરો, તાર વ્યવહાર વગેરેનો સમાવેશ થાય છે. બેંકીંગ પદ્ધતિ તેમજ ટેરીફને લગતી બાબતો ઉપર પણ આર્થિક કારણોને અંગે ફેડરલ સરકારની સત્તા હોવી જોઇએ. ટેરીફ જગાત ઉપરનો કાબૂ આર્થિક કારણોને અંગે મધ્યસ્થ ફેડરલ સરકારની સત્તામાં અગત્યનું સ્થાન ધરાવે છે. ટેરીફ એ, એક પ્રકારનો કર છે. મધ્યસ્થ સરકારને આ વિષય ઉપર કાબૂ હોવો જોઈએ એવું જો કે સિદ્ધાંતમાં સ્વીકારવામાં આવ્યું નથી છતાં વસ્તુતઃ એ પ્રમાણે નથી. આમને સામને જગાતની દીવાલો ઉભી કરવી એ દેશના રાષ્ટ્રીય ઘડતરમાં અને તેના વિકાસમાં અડચણ કરનારૂં છે, અને કોન્ફીડરેશનના નિયમો તજી અમેરિકાનાં જે તેર સંસ્થાનોએ એકી કર્યો હતો, તેમાં વારંવાર કરવામાં આવેલા ટેરીફને લગતા ફેરફારો ઉપરથી આ વાતનું સમર્થન થઈ શકે છે. ૧૮૧૫ના જર્મન સ્ટેટોના કોન્ફીડરેશનમાં પ્રશિયા, એક રાજકીય વિભાગ હતો, પણ તેમાં ટેરીફના કારણે ૬૭ ભાગ પડી ગયા હતા, આ બીજા દાખલામાં તો પ્રત્યેક રાજ્ય પૂરતી જ જગાતની કાંઈ નોખી લાઇનદોરી નહતી પરંતુ એકજ રાજ્યમાં જગાતની ઘણી દિવાલો ઉભી કરવામાં આવી હતી.

ઉપર કહ્યા તે સિવાય પણ બીજા કેટલાક એવા વિષયો છે કે જેનો કાબૂ ફેડરલ સરકારના હાથમાં રહેવો જોઇએ, કે પ્રાંતિક સરકારના હાથમાં, તે તત્કાલિન સંયોગો ઉપરથી નક્કી કરવામાં આવે છે.

દાખલા તરીકે લગ્નને લગતી બાબતો, લગ્ન વિચ્છેદ (છુટાછેડા)ને લગતી બાબતો અને કેળવણી વિષયક પ્રશ્નો વગેરે. સ્થાનિક બાંધકામોની બાબતો, પ્રજાકીય ફંડોનો વહીવટ અને દારૂ સંબંધી નિયમો ઉપરની સત્તા પ્રાંતિક સરકારના અંકુશ તળે સામાન્યરીતે મૂકાવાં જોઇએ. જો કે કેટલીક જગ્યાએ આ સંબંધી પણ મતભેદ છે.

ફેડરેશનની સર્વોપરિ સત્તાની વહેંચણી પરત્વે આટલી સામાન્ય રૂપરેખા દોર્યા પછી યુનાઇટેડસ્ટેટસના બંધારણમાં ત્યાંની કોંગ્રેસને આ સત્તા જે જે બાબતો માટે આપવામાં આવી છે તે આ પ્રમાણે છેઃ—

(૧) કોંગ્રેસને કરવેરા અને આબકારી જગાત વગેરે નાંખવાની અને ઉઘરાવવાની સત્તા રહેશે. યુનાઇટેડ સ્ટેટ્સના બચાવ માટે અને તેના સામાન્ય હિતની ખાતર બધા પ્રકારની ગોઠવણ કરવાની અને દેવું આપવાની સત્તા રહેશે. પણ આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં કરવેરા વગેરેની રાજનીતિ સામાન્ય અને એક સરખી રહેશે.

(૨) યુનાઇટેડ સ્ટેટ્સ, પોતાની શાખ ઉપર નાણાં ઉછીતાં મેળવશે.

(૩) બીજાં રાજ્યો તથા પરદેશો સાથે વેપારનું નિયમન કરવાની સત્તા રહેશે.

(૪) વતનીપણાની બાબતમાં એક સરખો કાયદો કરવાની સત્તા રહેશે. અને યુનાઇટેડસ્ટેટ્સમાં સર્વત્ર નાદારીની બાબતમાં એક સરખા કાયદા કરવાની કોંગ્રેસની સત્તા રહેશે.

(૫) નાણું પાડવું, એની કીંમત આંકવી અને પરદેશી સીક્કાની કીંમત નક્કી કરવાની તથા તોલ માપનું ધોરણ નક્કી કરવાની સત્તા રહેશે.

(૬) યુનાઇટેડસ્ટેટ્સના સીક્કાઓ તથા જામીનગીરીઓનાં ખોટાં ચલણ માટે શિક્ષા કરવાનો હક રહેશે.

(૭) પોસ્ટ ઑફીસો અને પોસ્ટના રસ્તાઓ ઉપર સત્તા રહેશે.

(૮) થોડા સમયને માટે અમુક લેખકો અને શોધખોળો કરનારને એમનાં પ્રકાશનો તથા શોધખોળો માટે સ્વામીત્વ આપીને વિજ્ઞાન તેમજ બીજી ઉપયોગી કળાઓનો વિકાસ કરવાનો હક રહેશે.

(૯) સુપ્રિમ અદાલતથી ઉતરતા દરજ્જાની ટ્રિબ્યુનલ્સ નિમવાનો હક રહેશે.

(૧૦) રાષ્ટ્રને લગતા કાયદાઓની વિરૂદ્ધના ગુન્હાઓ માટે અને દરીયાઈ ચાંચીયાઓ માટે શિક્ષાનું ધોરણ નક્કી કરવાની અને શિક્ષા કરવાની સત્તા રહેશે.

(૧૧) દરીઆ ઉપર અને જમીન ઉપર પકડાયેલા ગુન્હેગારો માટે નિયમો નક્કી કરવાની સત્તા રહેશે.

(૧૨) યુદ્ધ જાહેર કરવાની સત્તા રહેશે. લશ્કર ભેગું કરવાની સત્તા રહેશે. પણ લશ્કરના ઉપયોગ માટે બે વર્ષ કરતાં વધારે સમય માટે નાણાં વિષયક ગોઠવણ કરવામાં નહીં આવે.

(૧૩) નૌકાસૈન્ય માટે વ્યવસ્થા કરવાની અને તેને નિભાવવાની સત્તા રહેશે.

(૧૪) યુનીયનના કાયદાઓના અમલ માટે લશ્કર બોલાવવાનો, હુલ્લડો દાબી દેવાનો અને બહારનાં આક્રમણોનો સામનો કરવાનો અધિકાર રહેશે.

(૧૫) સૈનિક તાલીમ આપવાનો, લશ્કરને વ્યવસ્થિત કરવાનો અને યુનાઇટેડસ્ટેટ્સની નોકરીમાં હોય તેઓના ઉપર અમલ ચલાવવાનો હક રહેશે. કોંગ્રેસે શીસ્ત પાલનના જે નિયમો નક્કી કર્યા હોય તે નિયમો પ્રમાણે દરેક રાજ્યને લશ્કરી અધિકારીઓ નિમવાનો અને લશ્કરી તાલીમ આપવાનો હક રહેશે.

(૧૬) જે જીલ્લાનું દસ માઈલ કરતાં વધારે ક્ષેત્રફળ ન હોય અને જે જીલ્લાની બેઠકનો સ્વીકાર યુનાઇટેડસ્ટેટસની સરકારે કરેલો હોય તે જીલ્લાની બધી બાબતો માટે ધારા ઘડવાનો કોંગ્રેસનો હક છે. તેમ કોઈ સ્ટેટની ધારાસભાની અનુમતિથી જે જગ્યાઓ ખરીદાયેલી હોય, તેમાં સામયિકોના પ્રકાશન સંબંધી, કીલ્લો ઉભો કરવા સંબંધી, બંદરી હદ સંબંધી, જરૂરીઆત પ્રમાણે મકાનો બાંધવાની કોંગ્રેસની સત્તા રહેશે. તથા તેના ઉપર તેનો અમલ ચાલશે.

(૧૭) યુનાઇટેડસ્ટેટ્સના બંધારણ પ્રમાણે જે સત્તાઓ સરકારને સુપ્રત કરવામાં આવી છે તેનો અમલ કરવા માટે યોગ્ય અને આવશ્યક કાયદાઓ રચવાની કોંગ્રેસને સત્તા રહેશે.

કોલમ્બીયા પ્રાંત અને ત્યાંના હોદ્દાઓ સંબંધી યુનાઇટેડસ્ટેટ્સના કાયદામાં જે ખાસ ગોઠવણ કરવામાં આવી છે ને માત્ર અપવાદ રૂપ છે. બીજા કોઈ ફેડરેશનમાં આવા જાતનો અપવાદ રાખવામાં આવ્યો નથી. એટલે ખરૂં જોતાં રાજ્ય ચલાવવા માટે જોઈતી બધી સત્તાઓ મધ્યસ્થ સરકારને આપવાની જરૂર છે.

કેનેડા સંસ્થાનની ફેડરલ સરકાર અને ત્યાંના પ્રાંતો વચ્ચે સત્તાની જે વહેંચણી કરવામાં આવી છે, તે ૧૮૬૭માં ઘડાયેલા 'બ્રિટિશ નોર્થ અમેરિકા'ના કાયદા અન્વયે રચાયેલા બંધારણને અનુસરીને છે. આ કાયદાના ૯૧, ૯૨ અને ૯૩મા ધારામાં મધ્યસ્થ સરકાર અને પ્રાંતો વચ્ચે આ વહેંચણી નિર્દિષ્ટ કરવામાં આવી છે. અને તે યુનાઇટેડસ્ટેટ્સના નવા બંધારણને અનુસરીને છે. કેનેડામાં કોંગ્રેસને જેટલી જેટલી સત્તાઓ છે તે ઉપરાંત કેનેડાની સાંસ્થાનિક પાર્લામેંટને ફોજદારી કાયદો, લગ્ન, છુટાછેડા, બ્યાજ અને યથેચ્છ કર નાંખીને પૈસા ઉઘરાવવાની સત્તા આપવામા આવી છે. આ ઉપરાંત બેંકીંગ વગેરેને લગતી બાબતોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. જ્યારે યુનાઇટેડસ્ટેટ્સમાં એ વિષય ઉપરની સત્તા કોંગ્રેસ હસ્તક નથી. કેનેડાના બંધારણના કાયદામાં એવું જણાવ્યું છે, કે પ્રાંતિક ધારાસભાઓને કાયદાની રૂએ જે વિષયો સુપ્રત કરવામાં આવ્યા છે તે વિષયોમાં પણ કાયદા કરવાની ફેડરલ સરકારની સત્તા રહેશે. અર્થાત્ કે કેનેડામાં મધ્યવર્તી સરકારને જે પ્રમાણમાં સત્તાની સોંપણી કરવામાં આવી છે તે યુનાઇટેડસ્ટેટ્સ કરતાં ઘણી વિશેષ પ્રમાણમાં છે.

આ ઉપરાંત બીજાં બે અગત્યનાં ફેડરલબંધારણ છે, એક જર્મનીનું ૧૮૭૧નું અને બીજું સ્વીટ્ઝરલેંડનું ૧૮૭૪નું. આ બંને દેશોના ફીડરલ બંધારણમાં પણ મધ્યવર્તી સરકારને યુનાઇટેડસ્ટેટ્સ કરતાં કાયદામાં સવિશેષ સત્તા સુપ્રત કરવામાં આવી છે. જર્મનીના ૨૦મી ડીસેંબર ૧૮૭૩ના સુધારેલા બંધારણમાં ફેડરલ મધ્યવર્તી સરકારને—યુનાઇટેડસ્ટેટ્સની કોંગ્રેસને જે વિષયોમાં સત્તા આપવામાં આવી છે તે ઉપરાંત—ફોજદારી કાયદો, દીવાની કાયદો, મેડીકલ પ્રેક્ટીસ, રેલ રસ્તાઓ (બવેરિયા સિવાય) છાપખાનાનો કાયદો, વેપારનો કાયદો, વીમાને લગતો કાયદો (મજુરોનો વીમો, અને પેન્શનના નિયમો) અને એવી બીજી બાબતોમાં સત્તા આપવામાં આવી છે. તથા અમેરિકામાં છે તેના કરતાં કાયદા ઘડવાની સવિશેષ સત્તા જર્મનીની મધ્યસ્થ ફેડરલ સરકારને છે. પણ વહીવટી બાબતોમાં અમલ કરવા માટે ત્યાં વહેંચણીનો સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો હોવાથી વહીવટી કામોને અંગે ફેડરલ સરકારની સત્તા સંકુચિત રાખવામાં આવી છે. અને તેથી મધ્યસ્થ તંત્રને આધીન હોવી જોઈતી ટેરીફ વગેરે બાબતો ઉપરની સત્તા જર્મનીમાં પ્રાંતિક વહીવટ હેઠળ છે. અને આ કારણે જર્મનીમાં મધ્યવર્તી તંત્રની એક સરખી હકુમત હોવી જોઇએ એ સિદ્ધાંત, કાયદાઓનો અમલ કરાવવા પરત્વેની વહીવટી સત્તાને અંગે સંકુચિત બની જાય છે. વળી ઉપર દર્શાવેલી બધી બાબતોમાં ફેડરલ તંત્રને હંમેશા સત્તા હોવીજ જોઇએ એવું જર્મનીમાં નથી. જ્યાં ફેડરલ સરકારને ધારો ઘડવાનું યોગ્ય નથી લાગતું ત્યાં વ્યક્તિગત રીતે દરેક પ્રાંત ધારો ઘડવા માટે સ્વતંત્ર છે. રેલના રસ્તાઓ ઉપરનો કાબૂ, મેડીકલ પ્રેક્ટીસ, ફોજદારી કાયદો અને દીવાની કાયદો વગેરે બાબતોમાં ઉપર્યુક્ત ધોરણને અનુસરવામાં આવે છે. અમુક વિષયોનું મહત્વ ધ્યાનમાં લઇનેજ તે વિષયો પૂરતો હક જર્મનીમાં ફેડરલ સરકારને સુપ્રત કરવામાં આવ્યો છે. દા. ત. દેશની શાખ ઉપર નાણાં લેવાં તેમજ કાયદામાં જે જે બાબતો પરત્વે સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો હોય તે તે બાબતો પૂરતોજ કાબૂ. ભવિષ્યમાં તકરાર થતી અટકાવવા ખાતર એટલું પણ જર્મન બંધારણના કાયદામાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે ફેડરલ સરકારનો

કોઈ પણ કાયદો, તેના ભાગોના કોઈ પણ કાયદા કરતાં વિશેષ માન્ય છે. એક સરખી હકુમતનો આ સિદ્ધાંત (Concurrent Jurisdiction) યુનાઇટેડ-સ્ટેટ્સના બંધારણમાં પણ કેટલેક અંશે છે. બેશક અલ્પ પ્રમાણમાં. યુનાઈટેડસ્ટેટ્સના બંધારણમાં જે સત્તાઓ કોંગ્રેસને આપવામાં આવી છે તે તેના પ્રાંતોને નથી. પણ નાદારીને લગતા કાયદા જેવી બાબતોમાં જો ફેડરલ ધારાસભાએ કોઈ કાયદો ન કર્યો હોય તો તેમાં પ્રાંતો સ્વતંત્ર રીતે વર્તી શકે છે.

સ્વીટ્ઝરલેંડનું હાલનું ફેડરલ બંધારણ સુધારા વધારાથી ૧૮૭૪માં ઘડાયું છે. આ બંધારણમાં પણ ફેડરલ સરકારના હસ્તક ઘણી સત્તા મૂકવામાં આવી છે. પ્રો. એ. લોરેન્સ લોવેલ કહે છે કે સ્વીટ્ઝરલૅંડમાં રાષ્ટ્રીય સરકારને જે જે સત્તા આપવામા આવી છે તે ઘણી વધારે છે. અને યુનાઇટેડ સ્ટેટ્સની કોંગ્રેસને જે વિષયો સંબંધી સત્તા આપવામાં આવી છે, તે ઉપરાંત ધાર્મિક મંડળો માટેના કાયદાઓ, દારૂ બનાવવાની બંધી, અને તેનું વેચાણું, ચેપી રોગોની અટકાયત સંબંધી નિયમો, રમતગમત વગેરેના નિયમો, રેલ્વે રસ્તાઓ, કારખાનાઓના મજુરો સંબંધી નિયમો, કામદાર વર્ગનો વીમો, દેવું ઉઘરાવવાનું અને વેપારી કાયદાઓ વગેરે બાબતો સ્વીટ્ઝરલેંડમા રાષ્ટ્રીય સરકારને હસ્તક છે. આ ઉપરાત બંધારણ પ્રમાણે કેન્ટનોની અથવા નાનાં રાજ્યોની પ્રાથમિક શાળાઓમાં ફરજીયાત ધાર્મિક કેળવણી આપવાનું દબાણ કરવાનો પણ સ્વીટ્ઝરલેંડની ફેડરલ સરકારને હક છે. આમ છતાં સ્વીસ સરકારને લોકો ઉપર સીધા કરો નાંખવાની સત્તા નથી.

ઈ. સ. ૧૯૦૦માં બ્રિટિશ પાર્લામેન્ટે કરેલો કાયદો (Common wealth of Australia Act) અન્વયે ઓસ્ટ્રેલીયાના ફેડરેશનનું બંધારણ રચાયેલું છે. ઓસ્ટ્રેલીયાનું ફેડરેશન ૭ પ્રાંતોનું બનેલું છે. એ બંધારણમા ફેડરલ પાર્લામેંટની કાયદા ઘડવાની સત્તાને વિસ્તારપૂર્વક આલેખવામાં આવી છે. અને તેમાં પાર્લામેંટને, બધી બાબતો જેવી કે રક્ષણ, કરવેરા, પોસ્ટલ સર્વિસ, ટેરીફ, આંતરવ્યાપાર વગેરે સંબંધી ધારાઓ ઘડવાની સત્તા આપવામાં આવી છે. સિવાય ફેડરલ સરકારને નિકાસ, વીમો, લગ્ન વિચ્છેદ, અશક્તો તથા વૃદ્ધોને પેન્શન, ફોરીન કોરપોરેશન, સ્ટેટોની સંમતિથી રેલ્વે લઈ લેવી અને રેલ્વે બાંધવી, સ્ટેટોની સંમતિ વગર લશ્કરી કામો માટે રેલ રસ્તાઓ ઉપરનો અંકુશ, સ્ટેટોની અંદર અંદરના ઔદ્યોગિક કજીયાઓનું સમાધાન અને એવી બીજી નાની બાબતોમાં પણ ઑસ્ટ્રેલીઆની ફેડરલ સરકારને સત્તા આપવામાં આવી છે. પણ આપવામાં આવેલી આ સત્તાઓનો ઉપયોગ ઓસ્ટ્રેલીઆમાં ફેડરલ સરકાર અને પ્રાંતો વચ્ચે સમાન હકુમતના સિદ્ધાંતને અનુસરીને થાય છે, એ ખાસ નોંધવા જેવું છે. ૧૮૭૧ના જર્મન બંધારણમાં આ ધોરણ દાખલ કરવામાં આવ્યું હતું. જ્યારે બીજી બાજુ 'બ્રિટિશ નોર્થ અમેરિકા ઍક્ટ' થી કેનેડા સંસ્થાનની મધ્યસ્થ સરકાર અને પ્રાંતિક સરકાર વચ્ચે ચોક્કસ સત્તાઓની વહેંચણી કરવામાં આવી છે. જેના પરિણામે ત્યાં વારંવાર સત્તાના વપરાશ પરત્વે સંઘર્ષણ થાય છે. જ્યારે ઑસ્ટ્રેલીયામાં ઘણી ઓછી સત્તા સ્વતંત્ર રીતે એકજ સરકાર ભોગવી શકે છે. કારણ કે ફેડરલ સરકાર અને પ્રાંતિક સરકાર વચ્ચે સમાન હકુમતના સિદ્ધાંતને અંગે ઘણી સત્તાઓ, એ બને સરકાર ભોગવે છે. એટલે કે જે બાબતો સંબંધી ત્યાં ફેડરલ સરકારે કાંઈ પગલાં લીધાં નથી હોતાં, ત્યાં પ્રાંતિક સરકારને કાયદા કરવાની છૂટ છે. પણ જર્મનીની માફક ઑસ્ટ્રેલીઆમાં પણ "જો પ્રાંતિક સરકારનો કાયદો ઑસ્ટ્રેલીયાના કૉમન વેલ્થની સરકારના કાયદા સાથે બંધબેસતો ન હોય તો કૉમન વેલ્થની ફીડરલ સરકારનો કાયદો વધારે પ્રબળ ગણાય છે." પરંતુ આ સંબંધી ખોટો અર્થ ન થવો જોઈએ, કૉમનવેલ્થની કોઈ પણ પ્રાંતિક સરકારનો કાયદો એવો ન હોવો જોઈએ કે જેથી ફેડરલ સરકારને બંધારણ નીચે જે સત્તા આપવામાં આવી છે, તે સત્તાની ઉપરવટ એ કાયદો જતો હોય. અને જો તે પ્રમાણે થાય તો જેમ અમેરિકામાં થાય છે તેમ કાયદાની ન્યાયકોર્ટો એવા કાયદાને ગેરકાયદેસર ઠરાવે છે.

ઓગણીસમી સદીનાં ઉપર દર્શાવેલાં, જુદા જુદા દેશોનાં ફેડરેશનની સરખામણી કરતાં એક વાત સ્પષ્ટ જણાય છે કે મધ્યવર્તી અથવા રાષ્ટ્રીય સરકારના હાથમાં જેમ બને તેમ વિશેષ સત્તા હોવી જોઈએ. આનાં ઘણાં કારણો છે. પહેલું તો એ કે એ પ્રમાણે હોવું સ્વાભાવિક છે, કારણકે ફેડરેશનનાં જુદાંજુદાં અંગો એક-વાર સંબંધમાં આવે છે, ત્યારે એકઠાં મળી એક સંયુક્ત સંસ્થા તરીકે વધારે નિકટ પરિચયમાં આવે છે. અને વ્યક્તિગત્ વિભાગો વચ્ચે રહેલી અયોગ્ય સ્પર્ધા અને સ્વાર્થ દૂર થઈને, સમગ્ર રાષ્ટ્રના જીવનના ઉત્કર્ષમાં તેઓ એકબીજાને મદદ કરે છે. પ્રત્યેક વ્યક્તિ જીવન સાથે રાષ્ટ્રીય સરકારનો સંબંધ રહે છે, અને તેથી દરેક વિભાગ પોતાના સમૂહના સ્વાર્થોને અળગા રાખી રાષ્ટ્રના ઘડતરમાં સહાયરૂપ બને છે. જ્યારે કુદરતી વિસ્તારનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, ત્યારે પ્રજાની સંમતિથી બંધારણીય મર્યાદાઓનું ઉલ્લંઘન થઈ શકે છે, યુનાઈટેડ સ્ટેટસમાં લુસીયાનાનું આ રીતે થયું છે. મનુષ્ય જીવનના અનેકવિધ સંયોગોનું ફેડરલ સત્તાના વિસ્તારમાં અગત્યનું સ્થાન છે. શીઘ્ર ગતિવાળાં જવા આવવાનાં સાધનો, તાર, મોટા પાયા ઉપર વેપાર, વગેરેએ, પહેલાંની આર્થિક મર્યાદાઓને તોડી નાંખી છે. પરસ્પર આર્થિક અને સામાજીક રીતે પ્રજા જે એકબીજાથી જુદી હતી તેમાં અત્યારે ઘણો ફેરફાર થયો છે. પ્રજાઓમાં ઔદ્યોગિક સંબધો જોડાયા છે. તે એક બીજાની જરૂરીઆતો પૂરી પાડે છે. અને બદલામાં લાભ પણ મેળવે છે. ખેતીવાડી અને શહેરોમાં ચાલતાં કારખાનાઓ અત્યારે એક બીજાના આધારે ટકે છે. જ્યારે આ પ્રમાણે વેપાર અને ઉદ્યોગ એકજ આર્થિક ધોરણે સંકળાયેલાં હોય ત્યારે પ્રદેશોના જુદા જુદા ભાગો કરીને તે ઉપરનો અંકુશ-વિભક્ત કરી દેવો એ અશક્ય છે. અર્થાત્ કે એ તો ખાસ જરૂરનું છે કે ફેડરલ સરકારની સત્તાઓ એવી ચોક્કસ રીતે નિયત થયેલી હોવી જોઈએ અને તેનો કાયદામાં એવી રીતે સ્પષ્ટ નિર્દેશ કરેલો હોવો જોઈએ કે જેથી તેમાં રાષ્ટ્રના-ભાગોના આર્થિક જીવન સાથે સંબંધ ધરાવતી બધી બાબતોનો સમાવેશ થઈ જતો હોય, અને એ રીતે ફેડરલ સરકાર એ સાચી રાષ્ટ્રીય સરકાર બની હોય. આ કારણથી ભવિષ્યને માટે પણ એમ આશા રાખી શકાય કે દુનિયાની હાલની ફેડરલ સરકારને જે સત્તાઓ છે તેનાં કરતાં પણ વિશેષ સત્તાઓનો ઉમેરો ભવિષ્યમાં થતો જશે. દેશના ઔદ્યોગિક જીવનની બધી નીતિમાં ફેડરલ સરકારને સત્તા હોવી જોઈએ. આ બાબતમાં દરેક ફેડરલ સ્ટેટની વ્યક્તિગત અને જુદી રાજ્યનીતિ રાખવી એ નકામી અને અર્થ વગરની છે. આ સિવાય એક બીજો માર્ગ છે. અને તે જર્મનીના તથા ઑસ્ટ્રેલીયાના ફેડરલ બંધારણમાંથી સુચિત થાય છે. તે કાયદા ઘડવાની સમાન હકુમતનો માર્ગ. એથી સમગ્ર રાષ્ટ્રની પ્રગતિ માટે આવશ્યક હોય તેટલા પૂરતું ક્ષેત્ર ફેડરલ અથવા મધ્યસ્થ સત્તાને સોંપી દઈ પ્રાંતોના ચાલુ વિકાસનો માર્ગ ખુલ્લો રહે છે. અને કાયદાનું અર્થી-કરણ કરવાની કે તેમાં સુધારા વધારા કરવાની બહુ આવશ્યકતા રહેતી નથી.

અમેરિકામાં જ્યારે સ્થાનિક સ્વાર્થોને લીધે સરકારની સત્તા મર્યાદિત થતી હતી ત્યારે અમેરિકન બંધારણ, તે વખતના સંયોગો અને સ્થિતિને અનુકુળ થઈ ગયું હતું. પણ મૂળ કાયદામાં સુધારા વધારા કરવાથી એ પ્રમાણે થયું નહતું. કારણકે બંધારણમાં સુધારો,વધારો કે ફેરફાર કરવો એ ત્યાં એટલું મુશ્કેલ છે, કે જે સહેલાઇથી થઈ શકતું નથી. એટલે એવો કોઈ ફેરફાર કરવાને બદલે અમેરિકાની કોર્ટોએ બંધારણની કલમોનો વારંવાર જે કાયદેસર અર્થ કર્યો તે પ્રમાણે ૧૯મી સદીમાં ત્યાંના કાયદામાં ફેરફાર થઈ ગયો. જો કે આ બંધારણ, જડ છે. પણ એ બંધારણનો કાયદો, એ એક એવો દસ્તાવેજ છે કે જેમાંથી સંયોગો અને સ્થિતિ પ્રમાણે તેમાં વપરાયેલી ભાષામાંથી અર્થ નીકળી શકે છે. અને અમેરિકાની કોર્ટોએ, એ દૃષ્ટિ રાખી વારંવાર બંધારણના કાયદાનો અર્થ કર્યો છે. તથા બંધારણમાંથી અર્થ નીકળતો ન હોય એવી ઘણી બાબ-તોનો સમાવેશ પણ આ કોર્ટોએ બંધારણમાં કરી દીધો છે. ચીફ જસ્ટીસ માર્શલ કહે છે, કે " અમુક સત્તા આપવામાં આવે છે, તેની સાથે સાથે તે સત્તાને'

સારો અને સંપૂર્ણ અમલ કરવા માટે તેની સાથે બીજી સત્તાઓ આપવાની પણ જરૂર રહે છે" લુસીયાનાની ખરીદી, ૧૮૦૭નો એમ્બાર્ગો ઍક્ટ, નહેરો અને રેલ્વે માટે જમીન આપવી ખેતીવાડીની કોલેજ માટે જમીન આપવી વગેરે બાબતો એવી છે કે જે માટે ફેડરલ સરકારને સત્તા નથી છતાં બંધારણના કાયદામાંથી અર્થીકરણ દ્વારા ફેડરલ સરકારની એ સત્તા માન્ય રાખવામાં આવી છે. બંધારણના કાયદામાં જો કે નથી પરંતુ તેમાંથી નીકળતા અર્થથીજ કોંગ્રેસને નોટો પાડવાની સત્તા છે. એ નોટોનું ચલણ સર્વમાન્ય બનાવવાની પણ સત્તા છે. નેશનલ-બેંકો ઉપર નિયમન કરવાની સત્તા છે. પોસ્ટલ–સર્વિસ માટે મોનોપોલીની સત્તા છે. અને એટલું પણ સંભવિત છે, કે જો ભવિષ્યમાં જરૂરીયાતો ઉભી થાય તો રાષ્ટ્રીય સરકારને રેલ્વેઓને ખરીદવાની, બાંધવાની અને તારખાતાની મોનોપોલી કરવાની સત્તા બંધારણના એના એ કાયદાથી પ્રાપ્ત થાય.

આ પ્રમાણે બંધારણનો વિસ્તૃત અર્થ કરવાની કરવાની જે રીત છે, તે ઘણી ઉપયોગી છે. એંગ્લો-સેક્સન સ્વભાવમાંથી આ ઉતરી આવ્યું છે. અને આવા જડ બંધારણમાં ભૂલને અંગે જો મુશ્કેલી ઉભી થઈ હોય તો તે મુશ્કેલી દૂર કરવા માટે સાદો અને સરળ ઉપાય આ એકજ છે. જો કે ભૂલ તે ભૂલ રૂપે તો રહે છે જ.

'દેશીરાજ્ય' ઓફીસ

---

# દેશીરાજ્યો અને ફેડરેશન

ભૌગોલિક રીતે હીંદુસ્તાન એક અને અવિભાજ્ય ખંડ છે, પરંતુ રાજકીય ધોરણે બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો એવા એના બે વિભાગ છે. નહેરૂ રિપોર્ટમાં હીંદુસ્તાન માટે ફેડરલ બંધારણની યોજના ૧૯૨૬માં સૂચવવામાં આવી હતી પરંતુ જ્યાં સુધી હીંદુસ્તાનનાં દેશીરાજ્યો ફેડરેશનમાં જોડાવાને સંમત ન થાય ત્યાં સુધી આવી જાતની કોઈ ફેડરલ યોજનાનો સ્વીકાર ન કરી શકાય એમ કહી સરકારે નેહરૂ રિપોર્ટની ફેડરલ યોજનાને માન્ય રાખી ન હતી. હીંદુસ્તાનનાં દેશી રાજ્યો પ્રથમ તો આવા પ્રકારની ફેડરલ યોજનાની સામે હતાં. સને ૧૯૨૮માં 'ઇંડીયન સ્ટેટ્સ તપાસ સમિતિ' એ કહ્યું હતું કે "રાજકર્તાઓને ખરેખરી રીતે જે ગંભીર ભય છે, તે તરફ લક્ષ ખેંચવાની અમને જરૂર જણાય છે. અને અત્યારે રાજકર્તાઓ તથા સાર્વભૌમસત્તા વચ્ચે જે ઐતિહાસિક સંબંધ છે, તે ધ્યાનમાં લેતાં તેઓના અભિપ્રાયનો ઉલ્લેખ કરવાની અમને જરૂર લાગે છે. અને તે એ કે નરેશો જ્યાં સુધી સંમત ન થાય ત્યાં સુધી તેમનો રાજદ્વારી સંબંધ, બ્રિટિશ હીંદની ભવિષ્યની સરકાર, જે ધારાસભાઓને જવાબદાર હશે તેની સાથે જોડવો ન જોઈએ."

ત્યાર પછી સરકારને આશ્ચર્ય થાય તેવી રીતે અમુક શરતોએ દેશી રાજ્યોએ ફેડરેશનમાં જોડાવાનું કબૂલ કર્યું. આ પ્રમાણે વ્હાઈટ પેપરમાં અને જોઈન્ટ પાર્લામેંટરી કમિટીના રિપોર્ટમાં ફેડરેશનની એવી યોજના ઘડી કાઢવાનું નક્કી કરવામાં આવ્યું. હીંદી સરકારનો ૧૯૩૫નો કાયદો દરેક પક્ષને અસ્વીકાર્ય છે, તેમ હીંદુસ્તાનના કોઈ પણ રાજદ્વારી પક્ષને એ તરફ માન થતું નથી. છતાં પણ ફેડરશન દ્વારા હીંદુસ્તાન એક થાય એવી કોઈ પણ યોજનાની ઉપયોગિતા સ્વીકારવામાં આવી હતી. જેમણે રાઉન્ડટેબલ કોન્ફરંસોમાં ભાગ લીધો અને જેઓ, એ કોન્ફરંસોમાં ચાલેલી ચર્ચાની કાં તો પ્રશંસા કરે છે કે અથવા તો અવગણના કરે છે, તે સર્વ એક મતે એટલું તો જરૂર ઇચ્છે છે, કે ફેડરેશનની કોઇ પણ યોજનાથી હીંદુસ્તાનનું ઐક્ય

થાય એ સારી વાત છે. પરંતુ કોઇએ એમ તો ન હતું ધાર્યું કે રાજનીતિશાસ્ત્રના સિદ્ધાંતોથી વિપરીત રીતનું, આવા પ્રકારનું ફેડરેશન થશે!

જે કાયદાથી તાજ અને દેશી રાજ્યો વચ્ચેનો સંબંધ જળવાય છે, તે કાયદો એવો છે કે દુનિયાના કોઈ પણ દેશના બંધારણીય ઇતિહાસમાં એનો જોટો મળવો મુશ્કેલ છે. જો કે દેશી રાજ્યો તાજની સાર્વભૌમસત્તાને અધીન છે. છતાં અમુક અંશે દેશી રાજ્યોને પણ પોતાનું સાર્વભૌમપણું છે. જુદી જુદી જાતના કરારો, સનદો, કબૂલતખતો વગેરેથી દેશી રાજ્યોનો તાજ સાથે સંબધ જોડાયેલો છે. અને એ બધાનું પાલન કરવાને તાજ બંધાયેલ છે. અને તાજ સાર્વભૌમ સત્તા ધરાવે છે છતાં, એ વાત બ્રિટિશ સરકારે માન્ય રાખી છે.

ઉપર કહી તેવી સાર્વભૌમ સત્તા, કોઇ લેખિત કાયદાથી ઉત્પન્ન થઈ નથી. અર્થાત્ કે રાજકર્તાઓ અને તાજનો સંબંધ ચાલી આવેલી રૂઢિ અનુસાર યોજાયેલો છે. અને સરકારથી પણ એમ જાહેર કરવામાં આવ્યું છે કે ફેડરેશનમાં જોડાવું કે નહીં તે દરેક રાજ્યની મરજીની વાત છે. કોઇ રાજ્યના રાજાને એ માટે ફરજ પાડી શકાય નહીં. અને એટલા માટે ૧૯૩૫ના હીંદી સરકારના કાયદામાં કોઈ પણ રાજ્યને ફેડરેશનના સભ્ય તરીકે ગણવામાં નથી આવ્યું. એ કાયદામાં માત્ર, કોઈ પણ રાજ્યને ફેડરેશનમાં જોડાવું હોય તો તે કયે ધોરણે જોડાઈ શકે એનોજ માત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

હીંદી સરકારના કાયદાની ૫મી કલમમાં ચોકખું કહેવામાં આવ્યું છે કે ના૦ શહેનશાહ જાહેરનામું કરશે, પછી ફેડરેશન અમલમાં આવશે. પણ ફેડરેશન માટે નીચે પ્રમાણે જ્યાં સુધી નહીં થાય ત્યાં સુધી ના૦ શહેનશાહ એ પ્રકારનું જાહેરનામું કરશે નહીં.

(૧) ઉમરાવની સભા અને આપની સભા (પાર્લામેંટ) તરફથી નરેશને ફેડરેશનમાં ભળવાનું કહેવામાં આવે.

(૨) દેશી રાજ્યોની એકંદર વસતી પૈકી અર્ધી. અર્ધ કરતાં ઓછી વસતી ન થતી હોય એટલાં દેશી રાજ્યો, અને ઉપલી સભામાં દેશી રાજ્યોને ફાળે આવેલી કુલ બેઠકો પૈકી અર્ધી કરતાં ઓછી બેઠકો ન થાય એટલાં દેશી રાજ્યોની સંખ્યા ફેડરેશનમાં જોડાય.

૧૯૩૫ના હીંદી સરકારના કાયદામાં દેશીરાજ્ય માટે ફેડરેશનમાં જોડાવાની શરતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એ શરતો પ્રમાણે કોઈ પણ રાજ્ય, જો ફેડરલ તંત્રમાં જોડાવા માગતું હશે તો તે ઇન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશનથી જોડાઈ શકશે. ઇન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશનમાં અનિર્દિષ્ટ બાબતો સિવાયની જે બાબતો ફેડરલ વિષય તરીકે ગણવામાં આવી હોય તે બાબતો ઉપરની દેશીરાજ્યોની સત્તા અને હકુમત, ફેડરલ સરકાર ભોગવશે. આ પ્રમાણે ઇન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશનનો મુસદ્દો ઘડી કાઢવામાં આવ્યો છે. જો કે દરેક રાજ્યે કબૂલ રાખેલા ફેડરલ વિષયો એક સરખા ન હોય છતાં બને ત્યાં સુધી એ-મુસદ્દો સ્વીકારવાની દેશી રાજ્યોને ભલામણ કરવામાં આવી છે. દેશી રાજ્યોને લગતી અમુક બાબતોમાં, અમુક કાર્યકરવા અથવા અમુક કાયદો કરવા ફેડરલ સરકાર કાયદેસર રીતે વાજબી છે, કે નહીં એવા પ્રશ્નો ઉપસ્થિત થશે અને એવા પ્રશ્નોનો નિકાલ ફેડરલ કોર્ટ કરવો પડશે. જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટી, આ સંબંધમાં એક મુશ્કેલી દર્શાવે છે અને તે એકે દરેક રાજ્યના ઇન્સ્ટ્રુમેન્ટ ઓફ એકસેશનની શબ્દ રચનાના આધારે ફેડરલ કોર્ટને પોતાના ચુકાદા આપવા પડશે. કારણકે દરેક રાજ્યનાં ઇન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશન ભિન્ન ભિન્ન પ્રકારનાં હોય અને જો તે પ્રમાણે કરવું પડે તો તે એક કમનસીબીજ ગણાય. કોઇ રાજ્ય પોતાના ઇન્સ્ટ્રુમેંટ ઑફ એકસેશનમાં ચોકસ પ્રકારની સલામતીઓ અને અપવાદો રાખી ફેડરેશનમાં જોડાવા માગતું હોય તો તેની તે માગણી તાજ સ્વીકારવાને બંધાયેલ નથી. આ પ્રશ્ન પરત્વે આમની સભામાં સર સેમ્યુઅલ હોર અને મી.

મીન્સેંટ ચર્ચીલ વચ્ચે જે ચર્ચા થઇ હતી તે જાણવા જેવી છે.

**સર સેમ્યુઅલ હોર**.—અમે એવી આશા રાખીએ છીએ કે ફેડરલ લીસ્ટમાં જે ૧ થી ૪૫ વિષયો છે તે સામાન્યતઃ એવા છે કે જે સંબંધી રાજ્યો પોતાથી સત્તા ફેડરલ સરકારને આપી દેશે. જો કે રાજ્ય, રાજા વચ્ચે આવા વિભાગોની સંખ્યામાં અથવા તો આવા વિષયો સ્વીકાર્ય થાય તે માટે જે અપવાદો રાખવામાં આવશે. તેમાં થોડો ઘણો તફાવત રહેશે.

**મી. ચર્ચીલ**—૪૫ વિષયોમાં ?

**સર સેમ્યુઅલ હોર**.—હા, આ ૪૫ વિષયોમાં. તેમાંનો ફેરફાર દેશી રાજ્યોની ભિન્ન ભિન્ન પ્રકારની સ્થિતિ અને પોતાના કરારી હકો જાળવી રાખવાને અંગે રહેશે. અને તે એકે અમુક રાજ્યની ફેડરેશનમાં જોડાવાની દરખાસ્ત સ્વીકારવી કે નહીં.

સર આર્થર મીટલેંડે એક સવાલ પૂછ્યો હતો તેના જવાબમાં સર સેમ્યુઅલ હોરે જણાવ્યું હતું કે એક વાર તાજને જે સત્તાઓ સુપ્રત કરી દીધી તે સત્તા ફરીવાર દેશી રાજ્યને પાછી સોંપવામાં નહીં આવે. રાજાઓ, પોતાની બીજી સત્તાઓ જો સુપ્રત કરવા ઇચ્છે તો તે હીંદી સરકારના કાયદાની કલમ ૬ (૨) પ્રમાણે આપી શકે છે.

ફેડરેશન અમલમાં આવ્યા પછી જો કોઈ રાજાની ફેડરેશનમાં જોડાવાની ઇચ્છા હશે તો ગવર્નર જનરલ દ્વારા તે રાજા ના. શહેનશાહને વિનતિ કરશે. તેમ ફેડરેશન અમલમાં આવ્યા પછી વીસ વરસ પછી જો કોઇ રાજ્યને ફેડરેશનમાં જોડાવું હશે તો તે રાજ્યે બંને ફેડરલ ધારામંડળોદ્વારા એ વિનંતિ કરવી પડશે. જેથી ફેડરલ ધારામંડળો ગવર્નરને એ રાજ્યની વિનંતિ ના. શહેનશાહ આગળ મૂકવાની ભલામણ કરે.

ઈન્સ્ટ્રુમેંટ ઓફ્ એકસેશન અનુસાર દરેક દેશી રાજ્યની સત્તાની જે પ્રકારની મર્યાદા આંકવામાં આવી હશે તે મર્યાદાની બહારના તાજ સાથેના એ રાજ્યના સંબંધોને આ અંશથી કોઇ પણ પ્રકારનો બાધ આવશે નહિ. ઇન્સ્ટ્રુમેંટ ઓફ્ એકસેશનના મુસદ્દામાં આ મતલબનું સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે "હું અને હું આથી જાહેર કરે છે કે ઇન્સ્ટ્રુમેંટમાં જણાવવામાં આવ્યું છે તે સિવાયની બાકીની બાબતો ઉપર એની સાર્વભૌમસત્તા રહેલી છે."

હીંદી સરકારના ૧૯૩૫ના કાયદાની ૩જી કલમમાં દેશી રાજ્યો પ્રત્યેની અને ફેડરેશન પ્રત્યેની તાજની જવાબદારીઓનો નિર્દેષ કરવામાં આવ્યો છે. ફેડરેશન પરત્વેની ફરજો ગવર્નર જનરલ અદા કરશે અને દેશી રાજ્યો તરફની ફરજો "તાજના પ્રતિનિધિ" અદા કરશે આ કાયદાની ૨૮૬ (અ) કલમમાં ઉપરોક્ત બને જાતની ફરજોનો પરસ્પર સંબંધ દર્શાવવામાં આવ્યો છે, અને એટલા માટે કાયદામાં એવા પ્રકારની ગોઠવણ કરવામાં આવી છે. કે આ બન્ને પ્રકારની ફરજો અદા કરવા માટે તાજ એક જ માણસને નીમશે. બંધારણના કાયદાનો ટુંકમાં સાર આટલો છે.

ફેડરેશનમાં કોઇ રાજ્યે જોડાવું કે નહિ તેને અંગે નિર્ણય કરવાનું રાજ્યની ઇચ્છા ઉપર રાખવામાં આવ્યું છે. સંયુક્ત પાર્લામેન્ટરી કમિટીના અભિપ્રાય પ્રમાણે બ્રિટિશ પ્રાંતોને અને દેશી રાજ્યોને તાજ તરફથી સીધી સત્તા મળવી જોઈએ. અર્થાત્ કે હિંદુસ્તાનના નવા બંધારણ અનુસાર કાયદેસર રીતે બ્રિટિશ હીંદના બધા પ્રદેશની હકુમતી સત્તા તાજના હાથમાં હોવી જોઈએ અને કાયદામાં નિર્દેષ કરવામાં આવ્યું છે તે પ્રમાણે સત્તાની વહેંચણી મધ્યવર્તી સરકાર અને પ્રાંતિક સરકારો વચ્ચે થવી જોઇએ. પરંતુ સંયુક્ત કમિટીની આ ભલામણને પાર્લામેંટે ધ્યાનમાં લીધી નહીં. કારણ કે તેનો અમલ એકપક્ષી થયો અને દેશી રાજ્યોએ ફેડરેશનમાં જોડાવું યા નહિ તે તેમની ઇચ્છા ઉપર રાખવામાં આવ્યું. આ રીતે બ્રિટિશ સરકારે દેશી રાજ્યો પરત્વે ઉદાર નીતિ રાખવા પ્રયત્ન કર્યો છે. છતાં પણ એમ લાગ્યા વગર રહેતું નથી કે સરકારની આ ઉદારતા કયાં સુધી રહેશે ? જ્યારે સરકાર અને દેશી રાજ્યો નવા સંબંધોથી જોડાશે ત્યારે શું એ ઉદારતા ચાલુ રહેશે ?

અને શું એ સંબંધ ખરેખર રીતે દેશી રાજ્યોની મરજી ઉપર અવલંબે છે ?

દેશી રાજ્યો અર્ધ-સાર્વભૌમ સત્તા ધરાવે છે. સાર્વભૌમ સત્તાને તેઓ આધીન છે. ૧૮૬૪માં હેનરી મેઈને કાઠિયાવાડ સંબંધે પોતાની નોંધમાં કહ્યું છે કે:- "પ્રકાશકોની અમુક ભાષામાં કહ્યું છે તે ઉપરથી એમ માલમ પડે છે કે રાજસત્તા અવિભાજ્ય છે પણ સ્વતંત્ર નથી. જો કે 'અર્ધ સ્વાતંત્ર્ય' એ પ્રકારનો શબ્દ વાપરવામાં આવ્યો છે પરતુ તે બરાબર નથી. અને આ મુજબ હિંદુસ્તાનમાં જુદા જુદા પ્રકારની રાજ્યસત્તા જોવામાં આવે છે, પણ સ્વતંત્ર સાર્વભૌમ-સત્તા તો બ્રિટિશ તાજમાં જ રહેલી છે." કાયદેસર થયેલા ચુકાદાઓમાં પણ દેશી રાજ્યો ઉપર તાજની સાર્વભૌમ સત્તા નિશ્ચિત થયેલી છે. comity ના સિદ્ધાંત પ્રમાણે એક સોવરીનસ્ટેટ સામે બીજા સ્ટેટની કોર્ટમાં કાયદેસર કામ ચાલી શકે નહિ, અને આ સિદ્ધાંત દેશી રાજ્યો પરત્વે પણ લાગુ થાય છે. દેશી રાજ્યોને આંતર રાષ્ટ્રીય સંબંધ જેવું કશું નથી. એટલું જ નહિ પણ સેક્રેટરી ઓફ સ્ટેટ વિરૂદ્ધ કામાચી બોસી સાહેબાના કેસમાં એ પ્રમાણે નિર્ણય થયો છે કે દેશી રાજ્યોમાં રહેલી સત્તાની રૂએ સાર્વભૌમ સત્તા વિરૂદ્ધ-બધાં કામો એ એવાં કામો છે કે જે સંબંધી-બ્રિટિશ હીંદની કોર્ટમાં અથવા ગ્રેટબ્રિટનની કોર્ટમાં કાંઈ અપીલ થઈ શકે નહિ. એટલે સાર્વભૌમસત્તાએ અર્થાત્ તાજે, સમાન રાજ્યવ્યવસ્થા હેઠળ દેશી રાજ્યોને લાવવા માટે કોઈ પ્રકારની ઉતાવળ કરવાની જરૂર નથી.

બ્રિટિશ રાજ્યનીતિજ્ઞ પુરુષો, દેશી રાજ્યો સાથેના કોલકરારો, સનદો વગેરે ઉપર ખૂબ ભાર મૂકે છે. પણ સમગ્ર હિંદુસ્તાનની સુવ્યવસ્થા ટકાવી રાખવા માટે અને શાંતિ જાળવી રાખવા માટે કરારોની મર્યાદાઓ ઓળંગીને સાર્વભૌમ સત્તાએ કેટલીકવાર પોતાના નિર્ણયો અને કાર્યો કર્યાં છે. આ સંબંધી ઘણા દાખલા આપી શકાય એમ છે. સાર્વભૌમ સત્તા ગેરવ્યવસ્થા અને અંધાધુધી તરફ દુર્લક્ષ ન રાખી શકે એ દલીલ નીચે હિંદી સરકારે નિઝામ રાજ્યની આંતર વ્યવસ્થામાં દરમિયાનગીરી કરી હતી. ૧૮૭૫માં મલ્હારરાવને ખરાબ રાજ્ય વ્યવસ્થાને કારણે રાજગાદી ઉપરથી ઉઠાડી મૂકયા હતા, અને તા. ૧૯મી એપ્રિલ ૧૮૭૫ના જાહેરનામાથી જણાવ્યું હતું કે :-"વડોદરા રાજ્યની રાજ્યસત્તા ઉપરથી મહારાજા મલ્હારરાવને ઉઠાડી મૂકવામાં આવે છે અને તેની રાજસત્તા તેની પછીના ગાદી વારસને સોંપવામાં આવે છે."

દરેક જાણે છે કે હમણાં હમણાં દેશી રાજ્યોની આંતરિક વ્યવસ્થામાં હીંદી સરકારે દરમિયાનગીરી કર્યાના ઘણા બનાવો બન્યા છે. લગભગ દસકા પહેલાં તાજ અને દેશી રાજ્યોના સંબંધની ચર્ચા ઉપસ્થિત થઈ હતી, પણ ૧૯૨૬માં લોર્ડ રેડીંગે આ સંબંધો પરત્વે કરેલી વ્યાખ્યાને અંગે એ બધી ચર્ચા બંધ પડી હતી નિઝામ સરકારને લખેલા એક પત્રમાં લોર્ડ રીડીંગે લખ્યું હતું કે બ્રિટિશ તાજની સત્તા હિંદુસ્તાનમાં સર્વોપરિ છે, અને તેથી દેશી રાજ્યનો કોઈપણ રાજકર્તા બ્રિટિશ સરકાર સાથે સંદેશા ચલાવવાનો અધિકાર ધરાવતો નથી. બ્રિટિશ તાજની સર્વોપરિ સત્તા કાંઈ કોલકરારોને આધારે રચાયેલી નથી પરંતુ તે કરતાં સ્વાતંત્ર રીતે રચાયેલી છે. અને તે સંસ્થાનો તથા પરદેશો પરત્વેની રાજનીતિ અને સત્તા સંબંધી તાજને જે વિશિષ્ટ અધિકાર છે, તેનાથી ભિન્ન છે. કરારો તથા બંધન ખતોને માન આપવાની સાથે બ્રિટિશ સરકારની ફરજ છે, કે હીંદુસ્તાનમાં શાંતિ તથા વ્યવસ્થા જાળવી રાખવાં."

આ ઉપરથી એટલું ચોકસ જણાય છે કે તાજની સાર્વભૌમ સત્તા, આ કરારો, સનદો અને બંધન ખતોથી સ્વતંત્ર છે. અને કરારો વગેરેથી દેશી રાજ્યોને જે હક્કો આપવામાં આવ્યા છે હક્કો સાર્વભૌમ સત્તાની આધીન છે. અર્થાત્ કે આ કરારો વગેરેને કાયદાનું સ્વરૂપ ન આપી શકાય. બ્રિટિશ રાજદ્વારી પુરૂષો સમાધાનકળામાં ટેવાયેલા છે. પણ દુનિયા, દિવસે દિવસે વધારે કુશળ થતી જાય છે. અને ઇંગ્લેંડના રાજદ્વારી પુરૂષો ઉપર એકદમ બહુ વિશ્વાસ મૂકી શકાતો નથી.

# દેશી રાજ્યો અને ફેડરેશન

ફેડરેશન ફરજીઆત અમલમાં આવશે એવું જાહેર નથી થયું તેનું કારણ શોધવા જવું પડે એમ નથી. પહેલું એકે હીંદુસ્તાન આખું એકજ પ્રકારની રાજ્ય-વ્યવસ્થા તળે મૂકાય એ કેટલાકને જોઈતું નથી. અને બીજું કટોકટીના પ્રસંગે દેશી રાજ્યોના સહકારની સરકાર કીંમત જાણે છે. ૧૮૫૭ના બળવાએ આ વાત સાબીત કરી હતી કે જો દેશી રાજ્યોએ સરકારને મદદ ન કરી હોત તો સંભવ છે કે કદાચ બ્રિટિશ રાજ્યની હયાતિ ન હોત! અને તેથી જ ૧૮૫૭ના ઢંઢેરામાં દેશી રાજ્યો કાયમ રાખવાની ખાત્રી આપવામાં આવી હતી. ત્યાર પછી પ્રસંગાનુસાર દેશી-રાજ્યો સાથે બાંધ છોડની નીતિ અખત્યાર કરવામાં આવી હતી. અને એટલા કારણસર, જ્યારે દેશીરાજ્યોએ એવી માગણી કરી કે ફેડરેશનમાં જોડાવું કે નહીં તે એમની ઈચ્છા ઉપર રહેવું જોઈએ ત્યારે સરકારે એ વાત માન્ય રાખી.

જે રાજદ્વારી એકમો સ્વરૂપમાં અને સ્થિતિમાં અસમાન છે તેનું ફેડરેશન થઈ શકેજ નહીં. રાજાઓનો ફેડરેશનમાં જોડાવાનો હક સ્વીકારવાથી હીંદને નુકસાન થયું છે. કારણ કે બ્રિટિશપ્રાંતોને સ્વાભાવિક રીતે એમ લાગે કે ફેડરેશનમાં તેઓનો દરજ્જો, દેશીરાજ્યો કરતાં ઉતરતી પંકિતનો છે સિવાય બીજી ઘણી બાબતોમાં દેશીરાજ્યો તરફ સહાનુભુતિ બતાવવામાં આવી છે. કાઉન્સીલ ઓફ સ્ટેટની ૨૬૦ બેઠકોમાંથી દેશીરાજ્યોને ૧૦૪ બેઠકો આપવામાં આવી છે. અને ફેડરલ એસેમ્બ્લીની ૩૭૫ બેઠકોમાંથી ૧૨૫ બેઠકો રાજ્યોને આપવામાં આવી છે. હિંદુસ્તાનની વસ્તીના ¼ ભાગથી વધારે દેશી રાજ્યોની વસ્તી નથી. છતાં પણ ફેડરલ ધારાસભાની નીચલી સભામાં અને ઉપલી સભામાં અનુક્રમે ⅓ અને ⅖ બેઠકો દેશીરાજ્યોના ભાગમાં જાય છે. કૌંસીલ ઑફ સ્ટેટમાં દેશી-રાજ્યોની બેઠકો નક્કી કરતી વખતે જોઈન્ટ પાર્લામેંટરી કમિટીએ એમ કહ્યું હતું કે "દેશી રાજ્યોનું સ્થાન અને ઉપયોગિતા નક્કી કરતી વખતે તેની વંશપરંપરાની તોપોની સલામી તેમજ બીજાં કારણો ગણતરીમાં લેવાં જોઈએ."
આ પ્રમાણે બ્રિટિશ હીંદની પ્રજાને અસમાનના તથા અન્યાયની લાગણી થાય એવું કરવામાં આવ્યું છે, અને તેથી એ પ્રજા ફેડરેશનની સઘળી યોજના તરફ અવિશ્વાસ અને શંકાની નજરથી જુએ છે. ફેડરેશનની સફળતા માટે શું આવું વાતાવરણ હોઈ શકે?

ફેડરલ ધારાસભાઓમાં બેઠકોની ચુટણી કરવાની પદ્ધતિ પણ આશ્ચર્ય પમાડે એવી છે. બ્રિટિશ હીંદની બાબતમાં, તે પ્રજાકીય ધોરણે ચુટણી કરવામાં આવશે. જ્યારે દેશી રાજ્યોના પ્રતિનિધિઓ રાજ્યકર્તાઓના નીમેલા હશે. નીમવાની આ પદ્ધતિને લીધે સરકારને લાભ છે. આથી રાજાઓને પોતાના પ્રતિનિધિઓ ચુટવાનો હક મળે છે. અને ફેડરલ ધારાસભાઓના ક્ષેત્રની બહાર રાજાઓ સાર્વભૌમસત્તા નીચે હોવાને લીધે, દેશીરાજ્યોના પ્રતિનિધિઓદ્વારા-રાજકર્તાઓની માર્ફતે-હીંદી સરકાર ધારામંડળો ઉપર ચોક્કસ પ્રકારની અસર કરવા શક્તિમાન્ થશે. એથી બન્ને ધારામંડળોમાં સરકારને સારા પ્રમાણમાં ટેકો મળશે. રાજ્યબંધારણના અભ્યાસીઓને માટે હીંદનું ફેડરેશન એ એક એવું તંત્ર છે કે જેમાં એક જ સરકારની નીચે પરસ્પર વિરોધી સિદ્ધાંતો કામ કરે છે,

ફેડરલ ફાઈનેન્સની યોજનામાં પણ અસમાનતા રહી છે. સર સેમ્યુઅલ હોરે એવી ધારણા રાખી હતી કે ફેડરલ લીસ્ટની ૧ થી ૪૫ બાબતો પરત્વે દરેક દેશીરાજ્ય પોતાની સત્તા ફેડરલ સરકારને સુપ્રત કરશે. આ બાબતોમાં આવકવેરાનો સમાવેશ થતો નથી. સીધા કરોની બાબતમાં દેશી રાજ્યો સખત અણગમો દર્શાવે છે. અને તેથી ફેડરલ વિષયોમાં આવકવેરાનો સ્વીકાર કરવા માટે સરકાર દેશી રાજ્યો ઉપર દબાણ કરી શકી નહીં. અર્થાત ફેડરેશનના હિતને માટે બ્રિટિશ પ્રાંતની આવકવેરાની રકમ આપવી પડશે જ્યારે દેશી રાજ્યો તેમાંથી મુક્ત રહેશે, નાણાં પ્રકરણી બાબતોનો કોઈ પણ અભ્યાસી આવા પ્રકારની યોજના તરફ હસશે. છતાં પણ બ્રિટીશ રાજદ્વારી પુરૂષો ઉપર એની કાંઈ અસર થવા પામી નથી. સર સેમ્યુઅલ હોરના કહેવા પ્રમાણે "કારપોરેશન

ટેક્સ, સક્સેશન ટેક્સ, મીઠા વેરો એ વગેરે કેટલીક બાબતો એવી છે કે જે દેશી રાજ્યોને લાગુ નહીં પડે." આ રીતની ફેડરલ ફાઈનેન્સની યોજના એ બરાબર નજ કહેવાય.

બધા કરતા મુશ્કેલ સવાલ તો બંદરો ધરાવતાં દેશી રાજ્યોનો છે. સર સેમ્યુઅલ હોરે જે ૪૫ બાબતો ગણાવી છે તે પૈકી કસ્ટમ્સ ડયુટી એક છે. પણ દેશી રાજ્યોને પોતાના હકો સાચવી રાખવાના હોઈ આ ૪૫ વિષયોમા ફેરફાર થશે. પોતાના કરારી હકો સુરક્ષિત રહે એ ઈરાદાથી દેશી રાજ્યો ઈન્સ્ટ્રુમેન્ટ ઑફ અકસેશનમા આ વિષયોમાંથી કસ્ટમ્સ ડયુટીને બાદ રાખશે. સિદ્ધાત પ્રમાણે તો બંદરી રાજ્યોને પોતાના રાજ્યની હદમા જે જરૂરી માલ વપરાયો ...ય તે ઉપર જ જકાત રાખવા દેવો જોઈએ. તેથી ...ધારે નહીં. એમ કેટલાક કહે છે, "છતા પણ કોઈ ...ણ એક કેસમાં કરારી હકો જાળવી રાખવાના આગ્રહને ...ધે આવી વ્યવસ્થા શક્ય ન હોય ત્યાં દેશી રાજ્યને ...ડરેશનમાં દાખલ કરવું કે નહીં તે સંબધી ગંભીર ...ચારણા થશે" એ પ્રમાણે જોઈન્ટ પાર્લામેંટરી કમિટીમાં ...હેવામા આવ્યું હતું. પણ કોઈ દેશીરાજ્યને ...ડરેશનમા દાખલ કરવુ કે નહીં તે વિચાર લોકોએ કરવાનો નથી પણ બ્રિટિશ સરકારે કરવાનો છે. છતાં પણ અત્યારે બ્રિટિશ સરકાર દેશી રાજ્યો તરફ જે સહાનુભૂતિભર્યું વર્તન બતાવી રહી છે તે જોતા દેશી રાજ્યોની કોઈ પણ પ્રકારની માગણીનો સરકાર સ્વીકાર કરશે. અને ફેડરેશનમાં એમનું જોડાવું માત્ર નામનું જ હશે તો પણ તેમને ફેડરેશનમા લાવવા પ્રયત્ન કરશે.

ટુંકામા દરેક પગલે ફેડરેશનની હાલની યોજના, બ્રિટિશ હીંદના પ્રાંતોને હાનકારક અને દેશી રાજ્યો તરફ પક્ષપાતવાળા છે. આ બંધારણ જોતાં એમ લાગે છે, કે કેનડાના ફેડરલ બંધારણ કરતાં આ બંધારણ ઘણું ગુંચવાડાવાળું છે. કેનેડીઅન બંધારણની આંટીઘુંટીઓથી લોર્ડ ડી. વીયર્સ, એ બંધારણનો કટ્ટો વિરોધી થયો હતો. અને સાઉથ આફ્રિકન કોન્ફરંસના પ્રમુખ તરીકે સાઉથ આફ્રિકાની એકતાની ચળવળમાં એણે પોતાની લાગવગ વાપરી હતી. આમ કહેવાનો આશય એવો નથી કે આપણે ફેડરેશનની વિરુદ્ધ અને યુનીટરી બંધારણની તરફેણમાં છીએ. યુનીટરી બંધારણના લાભમાં ગમે તેટલું કહેવામાં આવે છતાં પણ એટલું તો ચોક્સ છે કે હીંદની એકતા ફેડરલ બંધારણમાં રહેલી છે. પણ હીંદી સરકારના ૧૯૩૫ના કાયદામાં જે બંધારણ નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે તેને તો ભાગ્યેજ ફેડરલ બંધારણ કહી શકાય. કારણ કે આ બંધારણમાં ફેડરેશનના મૂળભૂત સિદ્ધાંતો સચવાયા નથી. જેમાં દેશી રાજ્યો અને બ્રિટિશ પ્રાંતો એક સરખી ભાગીદારીથી જોડાયાં હોય એજ ફેડરેશનની સાચી યોજના છે. તેમ પ્રતિનિધિત્વનું ધોરણ પણ વસ્તીના પ્રમાણમાં હોવું જોઈએ. પ્રતિનિધિઓ ચુંટણીના ધોરણે ચુંટાવા જોઈએ. અને નિશ્ચિત થયેલા બધા ફેડરલ વિષયો દેશી રાજ્યોએ માન્ય રાખવા જોઈએ. નાણાંપ્રકરણી બાબતમાં દેશી રાજ્યોએ સીધા કરોની સામે ન પડવું જોઈએ. આ પ્રમાણે અસમાનતાની લાગણી દૂર થઈ શકે તથા શંકા અને અવિશ્વાસ પણ દૂર થાય. એ પ્રમાણે થાય એટલે જે રાજકીય એકતાનો આદર્શ હીંદુસ્તાન લાંબા કાળથી ઈચ્છી રહ્યું છે તે પાર પડે. +

નોંધ:—

૧૯૩૫ના કાયદા પ્રમાણે હીંદુસ્તાનનું જે ફેડરેશન થાય છે તે યુનાઈટેડસ્ટેટ્સ, કેનેડા અને ઑસ્ટ્રેલીઆના કોમનવેલ્થ કરતાં ભિન્ન પ્રકારનું છે. અત્યાર સુધી બ્રિટિશ હીંદના પ્રાંતોને સ્વાતંત્ર્ય ન હતું. ત્યારે દેશી રાજ્યોને સ્વાતંત્ર્ય (સોવરીન રાઈટ્સ) હતું. પાર્લામેંટ સમક્ષ મૂળ પ્રશ્ન એજ હતો કે કેવા પ્રકારનું ફેડરેશન કરવું કે જેથી 'સોવરીન' અધિકાર ધરાવનારાં રાજ્યો, જેમનો તાજ સાથે મૈત્રી સંબંધ છે તેનું અને એ

---

+ અંગ્રેજીના આધારે.

અધિકાર વગરના બ્રિટિશ હીંદના પ્રાંતોનું વહીવટી ધોરણ એક સરખી રીતે ચાલે. બ્રિટિશ હીંદના પ્રાંતો પર પાર્લામેંટની કાયદેસર સત્તા હતી. પણ એવી સત્તા દેશી રાજ્યો ઉપર ન હતી. અર્થાત્ દેશી રાજ્યોએ તો સ્વેચ્છાપૂર્વક ફીડરેશનમાં જોડાવાનું હતું. એમના પર પાર્લામેંટ કાયદાનું બંધન નાંખી શકે એમ ન હતું. સામાન્યતઃ ૧૯૩૫નાં વહીવટી કાયદામાં પણ એવી નીતિ અખ્ત્યાર કરવામાં આવી છે. આખા વહીવટી તંત્રમાં તાજને કેન્દ્ર ગણી બ્રિટિશ પ્રાંતોએ પોતાની બધી સત્તાઓ તાજના હાથમાં સુપ્રત કરી છે અને દેશી રાજ્યોએ પોતાની ઈચ્છાનુસાર અમુક અંશે એ સત્તા તાજને સોંપી છે કે સોંપાશે. તાજના હાથમાં એકત્ર થયેલી આ સત્તા, ફીડરેશનની રચના કરવા માટે સરકારનાં ભિન્ન ભિન્ન ખાતાંઓ—ધારામંડળો, કારોબારીમંડળો, ન્યાયખાતાંઓ વગેરેમાં વિભક્ત કરી છે. કાયદાની ૫મી કલમમાં, આ સત્તાની વહેંચણી 'under the crown' કરી છે, એમ જાહેર કર્યું છે. એનો અર્થ એ કે આખા બંધારણમાં તાજ સર્વોપરિ છે. અને તે બંધારણનો અગત્યનો ભાગ છે. ૧૯૩૧ના વેસ્ટમીનીસ્ટરના કાયદા પ્રમાણે સંસ્થાનો તેના હાલના સામ્રાજ્ય સામેના સંબંધથી છૂટાં થઈ શકે છે. પણ જો દેશી રાજ્યો ૧૯૩૫ના કાયદા પ્રમાણે રચાયેલા ફેડરેશનમાંથી છૂટાં થઈ જાય તો આખું ફેડરલ તંત્ર સ્વયમેવ તૂટી જાય. દેશી રાજ્યોને બંધારણના કાયદા અન્વયે ફેડરેશનમાં દાખલ થવાની ફરજ પાડવામાં નથી આવી. પરંતુ તેમને પોતાની ઈચ્છા પ્રમાણે 'ઇન્સ્ટ્રુમેંટ ઑફ એક્સેસન'થી દાખલ થવાનું છે. 'ઈન્સ્ટ્રુમેંટ ઑફ એક્સેસન' એ તાજ સાથેનો એક પ્રકારનો કરાર છે. છતાં તેને 'કરાર' એ નામ નથી આપવામાં આવ્યું તેનું કારણ તો એ છે કે સંયોગો અનુસાર જો બન્ને પક્ષો સામાન્યતઃ સંમત થાય તો કરારોમાં ફેરફાર થવાનો સંભવ છે, જ્યારે ઇન્સ્ટ્રુમેંટ ઑફ એક્સેસનમાં તો જ્યાં સુધી ફેડરેશન હયાતિ ધરાવે ત્યાં સુધી કશોજ ફેરફાર થઈ શકે નહિ. એટલે એક વખત ફેડરેશનમાં દાખલ થયા પછી કોઇ રાજ્ય એમાંથી અલગ થઈ જવા ઇચ્છે તો તે માટે કાયદામાં ક્યાંય છૂટ નથી. કાયદાની ૪૫મી કલમમાં પણ ફીડરલ બંધારણ અટકી પડે તો એમણે શું માર્ગ સ્વીકારવો ? એમણે પણ છુટાં પડવું કે નહિ ? એ સંબંધી કાંઈ ઉલ્લેખ કર્યો નથી. પણ ધારો કે એવી સ્થિતિ ઉત્પન્ન થાય તો રાજ્યોનો તાજ સાથેનો સંબંધ તો જેમનો તેમજ રહે છે, અર્થાત્ કે અત્યારે હવે છૂટા પડવાની માગણી ઉપર ભાર મૂકવામાં આવે એ નિરર્થક છે. કારણ કે કાયદામાં એ સંબંધી ફેરફાર કરવાની સ્થિતિ ઉભી થાય અને તે ફેરફાર પાર્લામેંટની સંમતિ સિવાય થઈ શકે નહિ. કાયદાની કલમ ૧૨૪. ૧૨૫ અને ૬ (૨) માં દેશી રાજ્યોને આંતરિક વહીવટમાં સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું છે, પણ રાજા સાહેબોએ ફેડરેશનમાં જોડાણ સંબંધી કાયદાના સલાહકાર મી. મોરગનની સલાહ લીધી છે. મી. મોરગનના અભિપ્રાય પ્રમાણે ફેડરેશનમાં જોડાવું એ એક પ્રકારનું જોખમ વહોરવા જેવું છે. એથી દેશી રાજ્યોના 'સોવરીન' હકોને હાનિ પહોંચે છે, રાજ્યોને એ સલાહ માન્ય રહી નહિ. પરંતુ એટલું ખરૂં કે દેશી રાજ્યો અત્યારે ફેડરેશનમાં જે સલામતીઓ પ્રાપ્ત કરે તેને જો કાયદાનું સ્વરૂપ આપવામાં આવે તો તેઓને સંતોષ થાય ખરો. ઇન્સ્ટ્રુમેંટ ઓફ એક્સેસનમાં નિર્દિષ્ટ બાબતો પરત્વે જ્યારે પ્રીવી કૌંસીલ સમક્ષ મતભેદ ઉપસ્થિત થશે ત્યારે પ્રીવી કૌંસીલ, કાયદાના હેતુ અને એ વખતે અપાયેલાં વચનો કરતાં એની ચાલી આવેલી પ્રથા પ્રમાણે કાયદાના શબ્દો તરફ નજર રાખશે, એમ બંધારણના અનુભવીઓની માન્યતા છે. એટલે ફીડરેશનમાં જોડાવા પહેલાં ઉપર કહ્યું તેમ સરકાર અને રાજ્યો વચ્ચે પરસ્પરની સંમતિથી જે નિર્ણયો કરવામાં આવે તેને અને ઇન્સ્ટ્રુમેંટ ઓફ એક્સેસન દ્વારા દેશી રાજ્યોના જે હકો અનામત રાખવામાં આવે તેને, કાયદાનું સ્વરૂપ આપવામાં આવે તો ભવિષ્યમાં કોઈ પ્રકારના મતભેદને ઓછું સ્થાન રહેશે એમ અમને લાગે છે.

દેશી રાજ્યોએ કેટલાક કાલ્પનિક ભયો ઉભા કર્યા છે, એ હકીકત ખરી છે. અને કોઈપણ નવા બંધારણ પરત્વે હમેશાં એવા ભયોને સ્થાન મળે છે. પરંતુ કેટલાક નાણાં પ્રકરણી સવાલો પરત્વે એમનો ભય-સમૂળો કાલ્પનિક નથી. એટલે જો તે સંબંધે દેશી રાજ્યો અગાઉથી કંઈ યોજના નહિં કરે તો કાયદાની ૧૩૭ અને ૧૩૮ કલમો હેઠળ બ્રિટિશ પ્રાંતોએ જે કરવેરા સ્વીકાર્યા છે તેનો ભાર કદાચ દેશી રાજ્યો ઉપર પણ આવશે. બ્રિટિશ પ્રાંતોની ઔદ્યોગિક અને બીજી નાણાંવિષયક પરિસ્થિતિને મુકાબલે દેશીરાજ્યોની પ્રજા કેટલી ગરીબ છે તેનો ખ્યાલ નજરે જોયા વગર આવી શકે એમ નથી. એટલે દેશી રાજ્યોએ, ફેડરલ સરકારના તાજના પ્રતિનિધિ સાથે પોતાના જમા-ઉધાર પાસાંની નિશ્ચયાત્મક ગોઠવણ કાયદેસર રીતે પ્રથમથી કરી નાંખવી જોઇએ. જોકે કાયદાની ૧૪૦મી કલમમાં ભરણાંની પદ્ધતિ કે ખંડણીની માફી આપવાનું ના. શહેનશાહની મુન્સફી ઉપર રાખવામાં આવ્યું છે. પરંતુ એવા પ્રકારની આશા રાખવી એ અમને સુસંગત લાગતું નથી. કારણકે દેશી રાજ્યોના પ્રશ્ન કરતાં ના. શહેનશાહની સરકાર સ્વાભાવિક રીતે સમગ્ર હિંદના હિતની દૃષ્ટિએ આવી બાબતોનો પ્રથમ વિચાર કરશે. એટલે જો કોઈ પણ દેશી રાજ્યને એમ લાગતું હોય કે ફીડરેશનમાં જોડાવાથી તેના ઉપરનું ભારણ વધશે અને એટલે અંશે તે પોતાની પ્રજાની જરૂરીઆતને નહીં પહોંચી વળી શકે તો તે રાજ્ય અલગ રહી શકે છે. પણ તે સાથે સાથે એટલું પણ જોવું જોઈએ કે જો વધારે રાજ્યો ફેડરેશનમાં જોડાશે તો ચોક્કસ પ્રકારના લાભો મેળવી બહાર રહેનારાં ઓછાં રાજ્યો ઉપર જોખમ વધશે. એટલુંજ નહીં એ રાજ્યો સામે બ્રિટિશ પ્રાંતો અને જોડાએલાં રાજ્યોનો સામો પક્ષ ઉભો થશે. એટલે હજી પણ દેશી રાજ્યોને વિચારણાનો સમય છે. બ્રિટિશ સરકાર પાસેથી તેઓ કાયદાથી અબાધિત એવા યોગ્ય લાભો મેળવી શકે છે. અને એ પ્રમાણે કરાવવામાં રાજ્યો કંઈક અંશે સફળ પણ થયાં છે. બેશક, આ માત્ર સાવચેતી છે. તે હમેશાં ટકી રહેશે એમ કહેવાય એમ નથી. કારણકે રાજ્યબંધારણ કયા માર્ગે પ્રગતિ કરશે, એવું નિશ્ચય પૂર્વક કોઈ કહી શકે એમ નથી. પરંતુ એટલું ખરૂં કે હરકોઈ રાજ્ય બંધારણને પ્રજાલક્ષી બન્યા વગર છૂટકો નથી. દરેક દેશી રાજ્ય પણ આ બાબત નજર આગળ રાખી ફેડરેશનમાં જોડાશે તો તેને નિરાશ થવાનું કારણ નહીં રહે. રાજ્યોએ, જેમ અત્યારે જોઈ રહ્યાં છે તેમ ટુંકી મર્યાદામાં ન જોતાં દીર્ઘદૃષ્ટિથી જોવું જોઈએ. અને પોતાના-વંશવારસોના વિચાર કરતાં પ્રજાનો વિચાર કરવો જોઇએ, કારણકે વંશ વારસો પણ આખરે પ્રજામાંજ ભળે છે.

તંત્રીઃ દેશી રાજ્ય.

---

# મહીકાંઠા એજન્સીમાં આવેલા અહમદનગર સંસ્થાનના રાજકર્તાની જોધપુરની ગાદી ઉપર, રાજા તરીકે પસંદગી થયા પછી અહમદનગર સંસ્થાન કોને સોંપવું એ વિષયને લગતા કાગળો ઈ. સ. ૧૮૪૭ થી ૧૮૪૯

—o—

## મુંબઈની કાઉન્સીલના મેંબર ઓનરેબલ મી. વીલોબીની તા. ૬ સપ્ટેમ્બર ૧૮૪૭ની મીનીટ

—o—

( ગતાંકથી ચાલુ )

૮. ઈડરના વર્તમાન રાજવંશની સ્થાપના મૂળ કેવી રીતે થઈ તેનો નિર્ણય કરવા માટે મેં આ પ્રમાણે ખાસ વિશેષ પ્રયત્ન કર્યો છે. કારણ કે આ બાબતના અનુસંધાનમાં કર્નલ સધરલેંડે* જે એક મુદ્દો ઉપસ્થિત કર્યો છે તેનો આધાર અને જેનો ઉલ્લેખ હવે પછી કરવાનો છે,× ને પ્રશ્નનો ઘણો આધાર મુખ્યત્વે ઈડરનું રાજ્ય તેના વર્તમાન મુખ્ય રાજવંશના હાથમાં જે રીતથી આવ્યું હોય તે રીત ઉપર રહે છે. પોતાના મોટાભાઈ અભેસીંગનો, દીલ્હી શહેનશાહના ગુજરાતના સુબેદાર તરીકે ઈડરના રાજ્ય ઉપર જે કહેવા પુરતો નામનો હક હતો, તે હક આણંદસીંગને તથા રામસીંગને ઈડર પોતાને કબજે કરવામાં મદદરૂપ થયો હોય એ ઘણું સંભવિત છે. પણ બાકી તો જે પ્રમાણે જોધપુરના મહારાજાઓ મારવાડ ઉપર વિજેતા તરીકેના હકથી રાજ્ય ભોગવે છે તેજ પ્રમાણે ઈડરનો વર્તમાન રાજ્યવંશ વિજેતા તરીકેના હકથીજ હમેશાં ઈડરનું રાજ્ય સ્વતંત્રપણે ભોગવતો આવ્યો છે. જોધપુરનું રાજ્યકુટુંબ અને ઈડરનું રાજ્યકુટુંબ એ બન્ને એકજ વંશનાં છે અને મૂળ એકજ મૂળ પુરૂષમાંથી ઉતરી આવેલાં છે. પણ બાકી બધી રીતે એ બે રાજ્યકુટુંબોએ સ્થાપેલાં રાજ્યો પરસ્પર તદ્દન જુદાં છે અને એક બીજાથી તદ્દન સ્વતંત્ર રાજ્યો છે.

૯. હવે પાછું વૃત્તાંત આગળ ચલાવીએ. આણંદસીંગ અને રામસીંગને ત્યાંના ભુમિયાઓ સાથે એટલે ત્યાંની જમીનની મૂળ માલેકી ધરાવનાર રજપૂતો સાથે ઘણીવાર લડાઈઓ થની.+ ત્યાંના ભુમિયાઓ

* જુઓ કર્નલ સધરલેંડનો ગવર્નમેંટ ઑફ ઈંડીયા ઉપરનો તા. ૨૭ ઑકટોબર ૧૮૪૩નો કાગળ.

× જુઓ આ યાદીના પેરેગ્રાફ ૧૩૦, ૧૩૧, ૧૩૨.

+ કેપ્ટન લેંગના કાગળો તા. ૨૭ જુલાઈ ૧૮૪૨ તથા ૧૮મી ડીસેમ્બર ૧૮૪૩. કર્નલ માઈલ્સ તેના આગળ જણાવેલા હીસ્ટોરીકલ સંગ્રહમાં આ સમયના બનાવોનું વૃત્તાંત જુદી રીતે આપે છે. તે જણાવે છે કે આણંદસીંગ અને રામસીંગ એ બે ભાઈઓએ ઈડરનો કબજો લીધો ત્યાર પછી થોડાંક વર્ષો બાદ દામાજીરાવ ગાયકવાડની નોકરીમાંના એક અમલદારે જુના વખતના ઈડરના 'રાવ'ના અનુયાયી કેટલાક હૈયાર રજપુતોની મદદથી ઈડર જીતી લીધું. અને સંવત ૧૮૦૯ ઈ. સ. ૧૭૫૨માં એ ઈડર પોતાને કબજે કરવાના પ્રયત્નમાં આણંદસીંગ માર્યો ગયો. રાયસીંગ વિશેષ પ્રારબ્ધી નીવડયો. અને તેણે ઈડર પાછું સર કર્યું. તેના મરણ બાદ સંવત ૧૮૨૨માં તેનો ભત્રીજો અને આણંદસીંગનો દીકરો શીવસીંગ

સાથેની એવી એક લડાઈમાં રામસીંગ મરાયો. તેની પાછળ કાંઈ સંતાન ન હતું. બે ભાઈઓમાંથી બાકી રહેલા આણંદસીંગે લગભગ ૨૦ વર્ષ રાજ્ય કર્યું. અને તે દરમિયાન અત્યારનાં ઈડર તથા અમનગર સંસ્થાનોમાં જે પ્રદેશનો સમાવેશ થાય છે તે બધા પ્રદેશ ઉપર પોતાની સત્તા સ્થાપી. ત્યારબાદ તેના મરણ પછી તેનો દીકરો શીવસીંગ ગાદીએ આવ્યો. આ રાજકર્તા ૪૦ વરસ રાજ્ય કરી, પાછળ પાંચ પુત્રોને મૂકી સવત ૧૮૪૮ ઈ. સ. ૧૭૯૧-૯૨ની સાલમાં મરણ પામ્યો. તેના પછી પાંચ દીકરાઓમાંથી મોટા ભવાનસીંગ ગાદીએ આવ્યો.

૧૦. શીવસીંગના મરણને લીધે ઈડર રાજ્ય છિન્નભિન્ન થવા લાગ્યું. અને રાજ્ય કુટુંબમાં આંતર કલહ શરૂ થયો. જે વચમાં લેશમાત્ર અટકયા સિવાય આજસુધી ચાલુ રહ્યો. શીવસીંહના મરણ પછી તેનો દીકરો ભુવનસીંગ પણ થોડા દિવસોમાં મરણ પામ્યો. તેની પાછળ તેનો દીકરો ગંભીરસીંગ જે માત્ર દસ અગિયાર વર્ષનો સગીર હતો તે આવ્યો§ તેથી કુટુંબ કલહમાં ઘણો વધારો થયો. આ રાજકર્તા ૪૦ ઉપરાંત વરસ રાજ્ય કરી બાર મહીનાના બાળક જુવાનસીંગ નામના પોતાના એકના એક દીકરાને પાછળ મુકી ઈ. સ. ૧૮૩૩માં મરણ પામ્યો. એ જુવાનસીંગ ઈડરના અત્યારના વર્તમાન રાજ્યકર્તા છે * જ્યારે ગંભીરસીંગ પોતાની મરણ શય્યા ઉપર હતા ત્યારે તેણે પોતાના બાળપુત્રને પોલીટીકલ એજંટ મી. અર્સકીનના ખોળામાં મૂકયો. અર્થાત્ યથાવિધિ તેને બ્રિટિશ ગવર્નમેંટના વાલીપણામાં સોંપ્યો. ત્યારપછી તરતમાંજ એ ગાદીએ આવનાર બાળક જુવાનસીંગની માતા ઈડરની રાણીની અરજ ઉપરથી ઈડરનો રાજ્યવહીવટ સરકારે પોતાના હાથમાં લીધો × અને અને ત્યારથી એ બાળરાજાની વતી ઈડરનો રાજ્ય કારોબાર આપણે આજસુધી ચાલુ રાખ્યો છે.

૧૧. અહમદનગર, મોડાસા અને બાયડ ઇડરમાંથી કેવી રીતે છૂટાં પડી ગયાં તે વાત હવે આપું છું. ઇડર રાજ્ય તેના વર્તમાન રાજ્યકર્તાના કુટુંબના હાથમાં આવ્યું. ત્યાર પછી ઓછામાં-ઓછાં પચાસ વર્ષ પર્યંત અથવા લગભગ ઈ. સ. ૧૭૮૪ની સાલ સુધી અહમદનગર, મોડાસા અને બાયડ એ ઈડર રાજ્યના અંતરગત વિભાગો હતા. કેપ્ટન લેંગ જણાવે છે કે÷ અહમદનગર, મોડાસા અને બાયડ સાથે ઇડરના એકત્ર સસ્થાન ઉપર રાજ્ય ભોગવનાર મહારાજા શીવસિંગ ગુજરી ગયાને આજે પચાસેક વર્ષ થયાં છે. પોતાના મૃત્યુ પહેલાં થોડાં વર્ષ અગાઉ તેણે અહમદનગર પોતાના બીજા દીકરા સગ્રામસીંગને જીવાઇ તરીકે આપ્યું. તેના મરણ પછી તરતજ રાજકુટુંબમાં કલહ ઉભો થયો અને ત્યારથી અહમદનગર એક રાજ્ય તરીકે લેખાતું આવ્યું છે. " જોકે મને પોતાને એ બાબતમાં○ લેશ પણ શંકા નથી કે અહમદનગર

ગાદીએ આવ્યો અને તેણે ચાળીસ વર્ષ રાજ્ય કર્યું. બીજી બાબતોમાં, ઉપર મૂળમાં જેઓના અભિપ્રાયોનો આધાર લેવામાં આવ્યો છે, તેમના મત સાથે કર્નલ માઈલ્સનો મત મળતો આવે છે.

§ તેના ગાદીએ આવવાની ચોક્કસ તારીખ સંબંધે થોડો મતભેદ છે. સર આર. આરણુથનોટ પોતાના ૧૦-૧૨-૧૮૩૮ના કાગળમાં જણાવે છે. કે, તે સંવત્ ૧૮૪૦, ઈ. સ. ૧૭૮૩માં બન્યું. કર્નલ માઇલ્સ પોતાની ઇડર રાજ્ય કુટુંબની ઐતિહાસિક રૂપરેખામાં તે સમય સંવત ૧૮૪૯, ઈ. સ. ૧૭૯૨ ઠરાવે છે.

* આ લખાણ જ્યારે લખાયું હોય ત્યારે.

× કેપ્ટન લેંગના કાગળો તા. ૧૮-૧૨-૧૮૪૩ તથા તા. ૨૦-૬-૧૮૪૫.

+ અંગ્રેજ સરકારે.

÷ કેપ્ટન લેંગના કાગળો તા. ૨-૭-૧૮૪૨ અને તા. ૨૦-૬-૧૮૪૫ના.

○ કર્નલ માઈલ્સ પોતે ૧૮૨૧માં તૈયાર કરેલા 'હીસ્ટોરીકલ સ્કેચ'માં તેમજ કેપ્ટનકીલી, તેના 'રિપોર્ટ ઑન ધી પ્રીન્સીસ એન્ડ ચીફ્સ ઑફ ગુજરાત'માં અહમદનગરને એક 'પુર' તરીકે અથવા વરીષ્ટ રાજકર્તાએ પોતાના તાબાના સરદારને લડાઈના પ્રસંગમાં મદદ કરવાની શરતે આપેલી જાગીર તરીકે ઓળખાવે છે.

સગ્રામસીંગને પટામાં આપવામાં આવ્યું હતું. અને જ્યારે મૂળ અહમદનગર તેને એમ પટામાં આપવામાં આવ્યું ત્યારે સગ્રામસીંગ ઈડરના રાજકર્તાનો એક પટાવત અથવા તેના તાબાનો એક સરદાર બન્યો. તોપણ એટલું તો તુરત માન્ય કરી શકાય એવું છે કે ગંભીરસીંગની સગીર વયનો લાભ લઈ અહમદનગરનો રાજા ઈડરના રાજ્યથી તુરતજ વસ્તુતઃ સ્વતંત્ર બની ગયો. જે વાતનો વધારે વિગતપૂર્વક ઉલ્લેખ કરવાનો પ્રસંગ અમારી યાદીના પાછલા ભાગમાં આવશે. ઈ. સ. ૧૮૨૧માં મી. એલ્ફીન્સ્ટન જણાવે છે કે +"ઈડરના રાજા અને રાઓના પટાવત ઉપરાંત બીજા ત્રણ સરદારો એવા છે, કે જેના પ્રદેશનો સમાવેશ ઈડર સંસ્થાનમાં થાય છે. જો કે વસ્તુતઃ તેઓ ઈડર રાજ્યથી લગભગ તદ્દન સ્વતંત્ર છે. એ ત્રણ તે અહમદનગર, મોડાસા અને બાયડ. જેની ત્રીશ હજારની વાર્ષિક ઉપજ છે. અહમદનગરનો રાજા, મુળ રાજ્ય વંશના મુખ્ય પુરૂષ ઈડરના રાજાનો મદદગાર રહેવા કરતાં વધારે અંશે તેના સમોવડીઆ હરીફ તરીકે જ હમેશાં રહ્યો છે. અને મોડાસાનો સરદાર તેમજ ઘણાખરા પટાવતો પણ ઈડરના રાજાની સગીર ઉમર દરમિયાન સ્વતંત્ર બની ગયા.

૧૭. ગંભીરસીંગ ગાદી ઉપર આવતાં પરિસ્થિતિ અને સંયોગો એવા ઉપસ્થિત થયા કે જેમાં મૂળ રાજ્ય ઈડરની સત્તાનો અતિક્રમ કરવાનું અને તેની સામે આક્રમણ કરવાનું સહેલું બની ગયું. સગ્રામસીંગને ત્રણ ભાઈઓ હતા. (જાલીમસીંગ, અમીરસીંગ અને ઈન્દરસીંગ) રાજપુત રૂઢિ પ્રમાણે અમુક યોગ્ય પ્રમાણમાં જીવાઈના પ્રબંધ માટે તેઓ એગ્ય હકદાર હતા. પણ તેમને માટે જમીન જાગીરનો કાંઈ પણ પ્રબંધ કરવામાં આવ્યો ન હતો. તેથી તેઓના મનમાં અસંતોષ પ્રસર્યો. ગંભીરસીંગની જિંદગી સામે તેઓ કાવત્રું કરે છે એવી શંકા‡ આવવાથી ઈડર રાજ્યના સરદારો અને પટાવતોએ તેમને ઈડરમાંથી કાઢી મૂક્યા અને તેઓએ અહમદનગરનો આશ્રય શોધ્યો. અહીં આવી તેઓએ સાથે મળી પોતાના ભત્રીજા ગંભીરસીંગ પાસેથી કાંઈ પણ રીતે પોતાની જીવાઈ માટે અમુક પ્રદેશ પરાણે લેવા પ્રયત્ન આરંભ્યો અને સગ્રામસીંગની મદદથી તેમના એક ભાઈ જાલીમસીંગે, અમુક અંશે બળજોરાથી અને અમુક અંશે ઈડર રાજ્યે નમતું મુકવાથી મોડાસામાં હકુમત સ્થાપી* અને બીજા ભાઈ અમીરસીંગે એજ પ્રમાણે બાયડ પોતાને કબજે કર્યું. પણ મોડાસા

---

+ મુંબઈના ગવર્નર તરીકે કરેલી મીનીટ તા. ૨૮-૧૨-૧૮૨૧.

‡ કેપ્ટન ફીલ્ડ જણાવે છે, કે "સગ્રામસીંગની ઉશ્કેરણીથી તેઓએ, તેઓના ભત્રીજા (ઈડરના રાજ્યકર્તા ગંભીરસીંગને) ને મરાવી નાખવા માટે કાવત્રુ રચ્યું. પણ એક ગુલામ બાળાએ આપેલી માહેતી ઉપરથી તેઓના કાવત્રાની ખબર પડી ગઈ. અને તેમને ઈડરમાંથી કાઢી મૂકવામાં આવ્યા. (તા. ૯મી મે ૧૮૪૫નો રિપોર્ટ).

* કેપ્ટન લેંગ પોતાના તા. ૨૦મી જૂન ૧૮૪૫નાં કાગળમાં જણાવે છે કે, "હાલના ઈડરના રાજ્યકર્તાના પ્રપિતામહે (બાપના દાદાએ) અહમદનગર પોતાના બીજા દીકરાને જીવાઈ તરીકે આપ્યું હતું, અને મોડાસા તથા બાયડ તો, અત્યારના ઈડરના રાજ્યકર્તાઓના બાપ (ગંભીરસીંગ)ની સગીર ઉમર દરમિયાન તેના કાકાઓ પૈકી બે કાકાઓએ અહમદનગરની મદદથી, ઈડરમાંથી પરાણે ખુંચવી લીધાં હતાં. અને પાછળથી મોડાસાના રાજ્યકર્તાની વિધવાને અહમદનગરના રાજ્યકુટુંબમાંથી એક પુત્રને દત્તક લેવા દેવામાં આવ્યો તેથી તે અહમદનગરમાં ભળી ગયાં. સર આર આરબથનોટ પોતાના તા. ૧૦મી ડીસેંબર ૧૮૩૮ના રિપોર્ટમાં જણાવે છે, કે "અહમદનગર શહેર અને ખર્ચ માટે વાર્ષિક રૂા. ૧૨૦૦૦ એટલું સગ્રામસીંગ માટે મુકરર કરી તેને આપવામાં આવ્યું હતું. પોતાના બાપના મરણપર્યંત સગ્રામસીંગે

અને બાયડ કબજે કરવાનું આ કામ વિના વિરોધે થયું ન હતું. એ બાબતમાં ગંભીરસીંગ અને તેના કાકાઓ વચ્ચે ઘણા લાંબા વખતથી વિરોધ ચાલ્યા હતા. અને ગંભીરસીંગે એ પ્રગણાંઓ પાછાં મેળવવા માટે વારંવાર પ્રયત્નો પણ કર્યા હતા. પણ છેવટે પરસ્પર સમજુતી થઈ હતી. એ સમજુતીની શરતો ગંભીરસીંગ માટે ઘણી જ ગેરલાભવાળી હતી. અને ઈડર સસ્થાન ત્યારથી ઈડર, અહમદનગર, મોડાસા અને બાયડ એવા ચાર વિભાગોમાં વહેંચાઈ ગયેલું છે. મોડાસા અને બાયડના રાજાઓ શા માટે હંમેશાં મૂળ રાજ્ય ઈડરની વિરૂદ્ધ અને અહમદનગરના પક્ષમાં રહ્યા છે તે આ હકીકતથી સ્પષ્ટ કલ્પનામાં આવી શકશે. આ પ્રમાણે હોવાથી એ ત્રણ ભાઈઓ વચ્ચે પરસ્પર ઘણો ગાઢ સબંધ જામેલો હતો. અને તે એટલો બધો ગાઢ હતો કે જ્યારે સગ્રામસીંગ મરણ પામ્યો ત્યારે તેના દીકરા કરણસીંગનું વાલીપણું જાલીમસીંગે લીધું અને જ્યારે કરણસીંગ યોગ્ય ઉમરનો થયો ત્યારે તેને અહમદનગરનો રાજ્યવહીવટ સુપ્રત કર્યો ×.

૧૩. ત્રીજો ભાઈ ઈન્દરસીંગ જે જન્મથી જ આંધળો હતો. તે પોતાને માટે આવું કોઈ સ્વતંત્ર જુદું પ્રગણું મેળવી શક્યો નહીં. તે ઈડર પાછો આવ્યો. ત્યાં પ્રથમ તો તેને જીવાઈ માટે વસાઈ ગામ મળ્યું. પાછળથી તે ગામને બદલે સુઅર અને બીજાં ત્રણ ગામો આપવામાં આવ્યાં હતાં. અમુક વખત પછી ગોરવાડા પટાનો ઈડરનો ભાગ તેને સોંપવામાં આવ્યો. આથી ગોરવાડાનો ઠાકોર બારવટે નીકળ્યો. એટલે ઈન્દરસીંગ પાસેથી એ ભાગ પાછો લઈ તેને બદલે તેને આમલીઆરા ગામ આપવામાં આવ્યું. આ કુટુંબ હજુ ઈડર રાજ્યને આશ્રયે છે. તેને કુંવરો છે÷ પણ તેમની આવક વાર્ષિક ત્રણ ચાર હજાર રૂપીઆથી વધારે નથી, જેથી તેઓને ઘણો જ અસંતોષ છે. વસ્તુતઃ તખ્તસીંગ અહમદનગરથી જોધપુરની ગાદી ઉપર ગયા તે અરસાની લગભગમાં એ કુટુંબના બે સહુથી નાના કુંવરો બહારવટે નીકળવાની તૈયારીમાં હતા. પણ પોતાને માટે હવે કાંઈક યોગ્ય વ્યવસ્થા થઈ શકશે એવી આશા અને શકયના દેખાવાથી તેમ કરતાં તેઓ અટકી ગયા. તેઓની આર્થિક સ્થિતિ ઘણી નબળી હોવા છતાં તેઓ 'મહારાજા'ના માનવંતા પદથી સંબોધાવાનો હક ધરાવે છે. હમેશાં તેઓ ઈડર કરતાં અહમદનગરના જ પક્ષમાં વધારે રહ્યા છે. અને જ્યારે તખ્તસીંગ મારવાડના મહારાજા બન્યા ત્યારે હમીરસીંગે અહમદનગર દરબાર પાસેથી નોકરી સ્વીકારી, જેને અંગે ઈડરના રાજ્યાધિકારીઓનો એ કુટુંબ તરફનો ચાલુ અવિશ્વાસમાં વધારો થયો છે.

૧૪. અહમદનગરનો રાજા સગ્રામસીંગ ઈ. સ. ૧૭૯૮માં મરણ પામ્યો.+ અને તેના પછી તેનો સૌથી મોટો દીકરો કરણસીંગ ગાદી ઉપર આવ્યો. એની ઉમર એના બાપના મરણ વખતે માત્ર અગીઆર

---

ઈડરમાં જ રહેવાનું ચાલુ રાખ્યું હતું. પણ સગ્રામસીંગનો બાપ મરણ પામતાં ઉથલપાથલ શરૂ થઈ અને એમ ધારવામાં આવ્યું કે સગ્રામસીંગ તથા તેના ભાઈઓ પોતાના ભત્રીજાને મરાવી નાંખવાનો અને ઈડર પોતાને કબજે કરવાનો ઇરાદો રાખે છે. તેઓને ઈડરમાંથી કાઢી મૂકવામાં આવ્યા. અને તેઓ ત્યાંથી અમમદનગર ગયા. ત્યાં રહી ગંભીરસીંગની સગીર વયનો લાભ લઇ જાલીમસીંગે મોડાસા કબજે કર્યું અને અમીરસીંગે બાયડ લીધું.

× પ્રીન્સીસ એન્ડ ચીફ્સ ઓફ ગુજરાત ઉપરનો કેપ્ટન ફ્રીલીનો રિપોર્ટ તા. ૯-૫-૧૮૪૫.

÷ હમીરસીંગ, નારસીંગ, સરદારસીંગ અને ભીમસીંગ.

+ કેપ્ટન ફ્રીલીનો રિપોર્ટ ઓન પ્રિન્સીસ એન્ડ ચીફ્સ ઓફ ગુજરાત તા. ૯મી મે ૧૮૪૫.

વર્ષની હતી. તેનો કાકો જાલીમસીંગ તેનો વાલી બન્યો. અને તેણે પોતાની લાગવગથી મરાઠાઓની મદદ મેળવી. અને ગંભીરસીંગે કરણસીંગની સગીરવય દરમિયાન અહમદનગરને પાછું છતી ઇડરના તાબામાં લાવવા માટે જે પ્રયત્નો કર્યા તે બધાની સામે કરણસીંગની હકુમતને ટકાવી રાખી. કરણસીંગ ઇ. સ. ૧૮૩૫માં મરણ પામ્યો. તે પાછળ બે પુત્રો મૂકી ગયો. તેમાં એક પૃથીસીંગ અને બીજા ઇડરના વર્તમાન મહારાજા તખ્તસીંગ. કરણસીંગના મરણ પછી પૃથીસીંગ ગાદી ઉપર આવ્યો. પણ તે ઇ. સ. ૧૮૩૯માં મરણ પામ્યો. જ્યારે તે મરણ પામ્યો ત્યારે તેની વિધવા રાણીઓમાં એક ગર્ભવંતી હતી. આથી તખ્તસીંગ વસ્તુતઃ અહમદનગરનો ગાદીપતિ બન્યો. પણ પૃથીસીંગની ગર્ભવંતી વિધવા રાણીએ પૃથીસીંગના મરણ બાદ થોડા માસ પછી એક પુત્રને + જન્મ આપ્યો. તેથી અહમદનગરની ગાદીનો કાયદેસરનો પ્રથમ હકદાર તખ્તસીંગને બદલે તે પૃથીસીંગનો પુત્ર બન્યો. પૃથીસીંગના આ પુત્રને ગવર્નમેંટે, પૃથીસીંગના ગાદીના વારસદાર તરીકે સ્વીકાર્યો. અને તેની સગીર વય દરમિયાન તખ્તસીંગને તેનો રીજંટ વાલી નીમવામાં આવ્યો. પરંતુ આ બાળક ઇ. સ. ૧૮૪૧માં મરણ પામતાં તેના સહુથી નજીકના કુટુંબી તરીકે તખ્તસીંગ અહમદનગરની ગાદીનો કાયદેસર હકદાર તેમજ ખરેખરો વારસદાર ગાદીપતિ બન્યો. અને અહમદનગરની ગાદી ઉપરથી તે જોધપુરની ગાદી ઉપર આવ્યો, ત્યાંસુધી બ્રિટિશ સરકારે તેને એ પ્રમાણે માન્ય રાખ્યો.

૧૫. આ પ્રમાણે એ રાજ્યવંશની અહમદનગરની શાખાનો ટુંકો અહેવાલ આપી હવે હું મોડાસાના અહેવાલ ઉપર આવું છું. આમલીયારાના બળવાન કોળી ઠાકોરે, જેણે ગાયકવાડ સામે બળવો કર્યો હતો, તેની સામે સંવત ૧૮૬૩, ઇ. સ. ૧૮૦૬–૭માં ગાયકવાડ તરફથી જે લશ્કર મોકલવામાં આવ્યું હતું તે લશ્કર સાથે જાલીમસીંગ પણ જોડાયો હતો. અને આમલીયારા ઉપરની ચડાઈના પ્રસંગમાં મરાયો હતો. તેને પાછળ કાંઈ સંતાન ન હતું એટલે રૂઢિ પ્રમાણે સીધા વારસને અભાવે મોડાસા પાછું મૂળ રાજ્ય ઇડર રાજ્ય સાથે ભળી જવું જોઇતું હતું. પરંતુ મોડાસાના વારસા સંબંધીનો આ કેસ ખાસ વિશિષ્ટ પ્રકારનો હતો. મોડાસાના ગુજરનાર ગાદીપતિ ગાયકવાડ સરકારની સેવા કરતાં મરણ પામ્યો હતો. અને તેની વિધવા રાણી ચાવડીજીને સગ્રામસીંગના બીજા દીકરા અને અહમદનગરના ગાદીપતિ, કરણસીંગના નાના ભાઈ પરતાપસીંગને દત્તક લેવાની પરવાનગી આપવામાં આવી હતી. અને "દત્તકવિધાનની ક્રિયા તેમજ ગાદી સોંપવાની ક્રિયા, ઉપરી રાજસત્તા તરીકે હીઝ હાઇનેસ નામદાર ગાયકવાડ સરકાર વતી તેમના એક અધિકારી નામે બાપુ કાશીએ કરી હતી." ઇડરના ગાદીપતિની સગીર ઉંમરને લીધે આ દત્તકવિધાનનું કામ વિના વિરોધે થવાની સરલતા થઈ હતી. તો પણ એ દત્તક લેવાની ક્રિયા આમ થવા દેવામાં આવી એ ઇડરના ગાદીપતિ ઉપર એક જબરી મુશ્કેલીરૂપ હતું. તેમ છતાં ગંભીરસીંગે તેની સામે સખત વિરોધ કર્યો હતો. તેનો દાવો એવો હતો × કે જાલમસીંગનો મોડાસામાં હિતાધિકાર માત્ર તેના જીવન પુરતો જ હતો. અને તેના મરણબાદ મોડાસા આપોઆપ એ રાજ્યવંશના

---

+ પૃથીસીંગનો આ પુત્ર તા. ૨૩મીએ ૧૮૪૦ને રોજ જન્મ્યો હતો. અને તા. ૨૩મી સપ્ટેંબર ૧૮૪૧ને રોજ મરણ પામ્યો હતો. જુઓ મી. વેલટનો તા. ૧૭મી જૂન ૧૮૪૦નો કાગળ તથા ચીફ સેક્રેટરી મી. રીડનો બરોડા રેસીડેન્સી ઉપરનો તા. ૩૧મી ઓગસ્ટ ૧૮૪૦નો કાગળ.

× ઇડરના ગાદીપતિએ વધારામાં એમ પણ જણાવ્યું હતું કે આવા પ્રસંગમાં દત્તકવિધાનની ક્રિયા બાજબી રીતે કરી શકાય જ નહિ. અને છતાં કદાચ કરી શકાય એમ માનીએ તો કોઇપણ રીતે પટાવત તરીકે તેનો પોતાનો મત તેમાં જરૂર લેવો જોઇતો હતો.

મુખ્ય પુરુષ અથવા પટાવત તરીકે તેની પોતાની (ગંભીરસીંગની) હકુમતમાં જ પાછું આવી જવું જોઇએ. શરૂઆતમાં ગંભીરસીંગે કરેલો આ વિરોધ અને તેની દલીલ સફળ થયાં હતાં એમ લાગે છે. કારણ કે સંવત ૧૮૭૨ અથવા ઈ. સ. ૧૮૨૫-૨૬ની સાલમાં એટલે જાલીમસીંગના મરણ પછી આઠ વર્ષે પ્રતાપસીંગના દત્તકવિધાનને રદ કરવામાં આવ્યું હતું અને ગંભીરસીંગ, ગાયકવાડને તથા તેના અમલદારને અમુક મોટી રકમ નજરાણા તરીકે આપે એટલે મોડાસા, બાયડ અને મેઘરજ ગંભીરસીંગને પાછાં સોંપી દેવાં. એવા ખરેખર હુકમો પણ કાઢવામાં આવ્યા હતા.

૧૬. ત્યારપછીના વર્ષમાં ગુજરાતની અંદર પેશ્વાના જે જે હકો અને પેશ્વાના તાબામાં જે જે મુલકો હતા તે બધા વિજેતા તરીકેના હકની રૂએ બ્રિટિશ ગવર્નમેંટને પ્રાપ્ત થયા. અને આમાં મોડાસા, બાયડમાંના અર્ધભાગનો પણ સમાવેશ થતો હતો. આપણા સ્થાનિક અમલદારોને પાકી તપાસ કરતાં ખાત્રીબંધ જાણવામાં આવ્યું હતું કે ગાયકવાડે પ્રતાપસીંગ પાસેથી પાછું ખુંચાવી લઇને પોતાની જમીનમાં રાખેલ મોડાસાનો કબજો પાછો મેળવવા માટે પ્રતાપસીંગ બહારવટે નીકળવાની લગભગ અણી ઉપર હતો. આ રીતે દેશમાં સ્થાપિત થયેલી શાંતિને જાળવી રાખવા માટે ગવર્નમેંટ વચમાં પડી. પ્રતાપસીંગના દત્તકવિધાનના પ્રશ્ન ઉપર શાસ્ત્રીઓનો મત લેવામાં આવ્યો અને એ દત્તકવિધાન કાયદેસર છે એમ જાહેર કરવામાં આવ્યું. અને પછી બરોડાના રેસીડેન્ટ * તથા અમદાવાદના કલેકટરની દરમિયાનગીરી દ્વારા ગાયકવાડ સરકાર પાસેથી પ્રતાપસીંગના દત્તકવિધાનને ટેકો આપનારા અને તેનો મોડાસા ઉપરનો હક પાછો સ્થાપિત કરવો જોઇએ એવી મતલબના હુકમો પાછા મોકલવામાં આવ્યા. સં. ૧૮૭૮ ઈ. સ. ૧૮૨૧-૨૨માં આ બન્યું. પણ પ્રતાપસીંગ પાછો મોડાસા પહોંચે તે પહેલાં તો તે મરણ પામ્યો. અને તેને પરિણામે મોડાસા, એ પ્રતાપસીંગના મોટા ભાઈ અહમદનગરના ગાદીપતિ કરણસીંગને મળ્યું. પ્રતાપસીંગનું દત્તકવિધાન કાયદેસર વ્યાજબી છે એવો મત જોધપુરના મહારાજ માનસીંગે પણ જાહેર કર્યો હતો એમ કહેવામાં આવ્યું છે. તે જ પ્રમાણે કરણસીંગે પણ પોતાના સંવત ૧૮૬૪ના ભાદરવા શુદ પાંચમ ઇ. સ. તા. ૨૬મી ઑગસ્ટ ૧૮૦૮ના જાલીમસીંગની વિધવા ઉપર લખેલા કાગળમાં × એ દત્તકવિધાનના કામનું વ્યાજબીપણું સ્વીકાર્યું છે. પ્રતાપસીંગના આ દત્તકવિધાનનો ઉલ્લેખ આગળ ફરીવાર કરવો પડશે કારણકે એ જ દાખલા અનુસાર અહમદનગર પોતાના કબજામાં રહેવા દેવું જોઇએ એવો જે તખ્તસીંગનો દાવો છે તેના ટેકામાં મારવાડના પોલીટીકલ અમલદારો ÷ પ્રતાપસીંગના દત્તકવિધાનના મુદ્દા ઉપર ઘણો ભાર મૂકે છે.

૧૭. ઇ. સ. ૧૮૩૯ના ડીસેંબરની ૬ઠ્ઠી તારીખે પૃથીસીંગ મરણ પામતા એક એવી ચર્ચા ઉભી થઈ કે + ચર્ચામાથી આ પ્રશ્નને લાગુ પડતી ઘણી કીંમતી માહિતી પ્રકાશમાં આવી. એ ચર્ચા અને તેમાંથી મળેલી માહિતી આ પ્રશ્ન ઉપસ્થિત થતાં પહેલાંઈ

* અમદાવાદના કલેકટર મી. ડનલોપનો જૂન ૧૮૧૮નો રિપોર્ટ. કર્નલ બેલેનટાઇનનો તા. ૬ઠ્ઠી સપ્ટેંબર ૧૮૨૪ના રીપોર્ટ. અને કેપ્ટન લેંગનો જુલાઇ ૧૮૪૦નો કાગળ.

× જુઓ આથેડનો તા. ૨૪મા ઓક્ટો. ૧૮૪૫નો રિપોર્ટ.

÷ આ વિગત ઉપર જણાવેલા રિપોર્ટમાં જોવામાં આવશે.

+ જુઓ ઉપરનો મો. આથેડનો રિપોર્ટ તથા કર્નલ સધરલેંડનો રિપોર્ટ.

§ આ હક પ્રથમ ૧૮૩૯ના ડીસેંબર માસમાં રજુ કરવામાં આવ્યો હતો. ગવર્નમેંટે, કલેકટરે રજુ કરેલા તે હક વિરુદ્ધ ચુકાદો આપ્યો તે ઇ. સ. ૧૮૪૩ના જૂન માસમાં અને ચાલુ ચર્ચા શરૂ થઇ ૧૮૪૩ના ઓક્ટોબરમાં.

નોંધાયેલી છે. એટલે કોઇપણ પક્ષનાં દષ્ટિબિંદુને અનુકુળ થાય એ જાતની વિકૃતિ અને ઉલ્લેખ કરવામાં આવ્યાં હોય એવી શંકાથી એ મુક્ત છે. આ ચર્ચા ઉભી થવાનો મૂળ પ્રસંગ નીચે પ્રમાણે છે. ' દત્તકવિધાનથી મોડાસાની ગાદી ઉપર આવેલ રાજ્ય-કુટુંબમાં કોઈ સીધો વારસ અવશેષ ન રહેતાં એ વંશનો અંત આવેલો હોવાથી એ પરિસ્થિતિમાં મોડાસા ઉપર બ્રિટિશ ગવર્નમેંટનો હક છે એવો જે દાવો અમદાવાદના કલેકટરે રજુ કર્યો તેમાંથી મૂળ આ ચર્ચા ઉદ્‌ભવી. એણે એવો દાવો કર્યો કે ચાલુ રાજવંશમાં સીધો વારસ ન હોવાથી મોડાસા પાછું મૂળ વરિષ્ટ રાજસત્તાના હકની રૂએ બ્રિટિશ ગવર્ન-મેંટની હકુમતમાં ભળી જવું જોઇએ. અમદાવાદના કલેકટરે રજુ કરેલા આ હક સામે અહમદનગરના રાજકુટુંબ તરફથી કેપ્ટન લેંગે સખત વિરોધ કર્યો. પૃથીસીંગના મરણ પછી થોડા માસમાં તેના પુત્રનો જન્મ થતાં સ્વાભાવિક રીતે આ ચર્ચાનો અંત આવ્યો. પણ એ પુત્ર પાછળથી મરી જતાં અમદાવાદના કલેકટરે ફરી એ પ્રશ્ન ઉભો કર્યો. અને ઘણા પત્ર-વ્યવહારના અંતે જો કે અમદાવાદના કલેકટરે રજુ કરેલો એ હક ગેરવાજબી છે એમ તદ્દન નિઃશંકપણે સિદ્ધ થતું નથી એટલું તો જો કે ગવર્નમેંટે કબૂલ કર્યું તોપણ તેણે એ હકને માન્ય ન રાખ્યો. અને એવો ચુકાદો આપ્યો કે× તખ્તસીંગને અહમદનગરની ગાદી સાથે મોડાસાનો મારવાડી ભાગ રાખવા દેવો. આ વિષય ઉપરના પત્ર-વ્યવહાર સંબંધે ફરી આગળ ઉલ્લેખ કરવામાં આવશે.

૧૮. ચાલુ ચર્ચા સાથે સંબંધ ધરાવતી એક ઘણી મહત્ત્વની હકીકતનો આ સ્થળે ઉલ્લેખ કરવો એ, આ વિચારણા માટે સગવડભર્યું થશે એમ લાગે છે. હકીકત મારવાડના પોલીટીકલ અમલદારોને તદ્દન નજર બહાર રહી ગઈ હોય એમ લાગે છે. અને ગુજરાતના પોલીટીકલ અમલદારોએ પણ એનો ઉલ્લેખ ઘણા ઓછા પ્રમાણમાં માન નહિ જેટલો જ કરેલો જણાય છે. હું જે હકીકત સંબંધે આ ઉલ્લેખ કરું છું તે હકીકત એ છે કે આ કેસમાં સામસામા દાવા રજુ કરનાર જે બે પક્ષો છે તે બન્ને પક્ષ કાં તો ગાયકવાડના અથવા તો બ્રિટિશ ગવર્નમેંટના તાબાના ખંડિયા રાજ્યકર્તાઓ છે. આના અનુસંધાનમાં આગળ હું એ સ્પષ્ટ કરીશ કે પોતાના પુત્રના કહેવાતા દત્તકવિધાનને આધારે અહમદનગર પોતાની હકુમતમાં રહેવું જોઈએ એવો જે તખ્તસીંગનો દાવો છે તે આટલી માત્ર એક જ હકીકતથી પણ સંપૂર્ણપણે તૂટી જાય છે.

૧૯. મેં આગળ જણાવ્યું છે તે પ્રમાણે જ્યારે અભેસીંગ મરાઠાઓના હુમલા સામે પોતાની રાજ-ધાની જોધપુરનું રક્ષણ કરવા માટે ગુજરાત છોડી પાછો ચાલી ગયો અને તેના પ્રતિનિધિ ડેપ્યુટીને પણ ગુજરાતમાંથી કાઢી મૂકવામાં આવ્યો ત્યારે અભેસીંગના એ બે ભાઇઓએ ઈડર રાજ્ય તથા તેના તાબાનાં અહમદનગર, મોડાસા, હરસોલ અને બાયડ પ્રગણાંઓ પોતાની હકુમતમાં જાળવી રાખ્યાં. ઇ. સ. ૧૭૩૫થી ૧૭૫૫ના સમય દરમિયાન જ્યારે પેશ્વા અને ગાયકવાડના લશ્કરોએ સાથે મળી ગુજરાત જીતી લીધો હતો તે સમયે પણ આ રાજવીઓએ પોતાના સ્વાતંત્ર્ય માટેની સતત ઝુંબેશ ઘણી બહાદુરીથી ચાલુ રાખી હતી. અને માત્ર સામા દુશ્મન પક્ષની ઘણી વધારે પ્રબળતા આગળ તેમને છેવટ પરાણે તાબે થવું પડયું હતું. પેશ્વા (રઘુનાથ) અને ગાયકવાડ વચ્ચે પુનામાં પરસ્પર કોલકરાર થયા. તેને અંગે ઇડરનો મુલક એ બે વચ્ચે વિભાગ પાડીને વહેંચી લેવામાં આવ્યો. અને એ રીતે દરેકને–પેશ્વાને અને ગાયકવાડને–મોડાસા, બાયડ અને હરસોલનાં

× જુઓ કર્નલ લેંગનો રિપોર્ટ તા. ૨૮મી જાન્યુઆરી ૧૮૪૦, તા. ૨૭ જુલાઈ ૧૮૪૨, અને તા. ૧૮મી ડીસેંબર ૧૮૪૩. અને ગવર્નમેંટના છેવટના ચુકાદા માટે જુઓ ચીફ સેક્રેટરી મી. રીડનો તા. ૧–૬–૧૮૪૩નો કાગળ.

ગામડાંઓમાં સરખો ભાગ મળ્યો. અને એ પ્રદેશના કસ્બાનાં મોટાં શહેરો પણ સરખે ભાગે વહેંચી લેવામાં આવ્યાં. પણ એ બંનેએ જીતાયેલા તરફ જુદી જુદી વહીવટી પદ્ધતિ અખત્યાર કરી. પેશ્વાએ પોતાના ભાગમાં આવેલો બધો મુલક તુરત જ પોતાના કબજામાં લીધો અને પોતાની સત્તા દૃઢ જાળવી રાખવાને મુખ્ય મુખ્ય શહેરોમાં થાણાં સ્થાપ્યાં. જ્યારે ગાયકવાડે જુદી પદ્ધતિ અખત્યાર કરીને મુલક ઉપરનો સીધો કબજા હક જતો કરીને ઈડરના ગાદીપતિએ ગાયકવાડને વાર્ષિક પેશકશી ભરવી એ શરતે પોતાના ભાગનો ભોગવટો ઈડરના ગાદીપતિને રહેવા દીધો. શરૂઆતમાં ભરવાની આ પેશકશીની રકમમાં વધઘટ થતી હતી. પણ ઈ. સ. ૧૮૧૨માં બ્રિટીશ ગવર્નમેંટની દરમિયાનગીરીથી અને તેની બાંયધરીથી આ રકમ હંમેશને માટે અફર નક્કી કરીને વાર્ષિક રૂા. ૨૪૦૦૧ ઠરાવવામાં આવી.× પણ ભરણું કરતી વખતે અમુક રકમ શીરપાવ તરીકે આપવામાં આવતી. અને બીજી પણ કેટલીક નાની રકમો પળત મળતી. એ બધી બાદ જતાં મૂળ બાંધેલી રકમમાં ઘટાડો થઈને ગાયકવાડને નક્કી રૂા. ૨૧૯૬૬ મળતા. આ રકમનો એક ચતુર્થાંશ ભાગ ઈડરનો ગાદીપતિ ભરતો. અને ત્રણ ચતુર્થાંશ ભરણું તેના પટાવતો અથવા જમીનદાર સરદારો તરફથી થતું. ઈડરની અત્યારની વાર્ષિક ઉપજ+ એક લાખ રૂપીઆથી ઓછી રહે

× કેપ્ટન ફીલી જણાવે છે, કે પેશકશીની રકમને વધારીને રૂા. ૨૪૦૦૧ જેટલી ઠરાવવામાં આવી. અને તે પ્રમાણે લેવામાં આવી. તે પ્રથમ ઈ. સ. ૧૮૦૨ની સાલમાં બન્યું, અને ગાયકવાડે ઇડરને પાલણપુર રાજ્ય સામે જે મદદ આપી હતી તે બદલ એ રકમ એમ વધારવામાં આવી હતી. (હ્યુમી મે ૧૮૪૫નો રિપોર્ટ) અગાઉ જ્યારે દામાજીરાવ ગાયકવાડની સરદારી નીચે એક મોટું લશ્કર ઈડર ઉપર ચઢી આવ્યું હતું ત્યારે શીવસીંગ તેનો સામનો કરી શકે એવું ન હતું. તેથી શીવસીંગ પાસેથી ઇડરની ઉપજમાથી અર્ધ ભાગ મરાઠાએ લીધો હતો. શીવસીંગ ઈ. સ. ૧૭૯૧માં મરણ પામ્યા.

+ ઓન. મી. એલ્ફીન્સ્ટન તા. ૨૮–૨–૧૮૨૧ની યાદીમા આ રકમ વધારે મોટી હોવાથી ગણના કરે છે. અને જણાવે છે કે "ઈડરનાં પેટાં રાજ્યો અહમદનગર અને મોડાસાનો ગણત્રીમાં સમાવેશ ન કરતાં ઈડર રાજ્યની આમદાની લગભગ ૪ લાખ જેટલા થવા જાય છે. પણ રાજાને પોતાને ભાગે રૂા. લાખ દોઢ લાખ રૂપીઆ કરતાં વધારે આવતા નથી. બાકીની રકમ તેના સરદારો વચ્ચે વહેંચાઇ જાય છે. સરદારો પટાવત કહેવાય છે. તેઓ લશ્કરી સેવા અને નાની જેવી રકમ ભરવાની શરતે રાજ્ય તરફથી મળેલા જમીન ઉપરના હકો ભોગવે છે. આ આઠ સરદારો કે જેઓ બધા રાઠોડ વંશના છે. અને જેઓના વડવાઓ, ઈડર રાજ્યના સ્થાપક મૂળ પુરૂષ સાથે જોધપુરથી ઉતરી આવેલા છે, તે સરદારો ઉપરાંત રાઓના પોતાના બીજા વીશથી ત્રીશ જેટલા પટાવતો છે. જેઓ જરૂરની વખતે લશ્કરી સેવા કરવા બદલ રાઓ તરફથી આપવામાં આવેલા જમીનના હક ભોગવતા પણ હવે તેઓ લશ્કરી સેવાને બદલે રાજાને વાર્ષિક બાંધી ખંડણી આપે છે. આ લોકો જાતે રજપુત અને કોળી છે.

એજ યાદીમાં ઓન. મી. એલ્ફીન્સ્ટન ઈડર, અહમદનગર અને મોડાસા એ ત્રણ સ્થળોની આમદાનીની વિગત નીચે પ્રમાણે આપે છેઃ—

| | | | |
|---|---|---|---|
| ઇડર | ૧,૭૫,૦૦૦ ઉપજ | ૨૪૦૦૧ ખંડણી | ૬૦૦ હથિયારબંધ નોકરો |
| અહમદનગર | ૫૦,૦૦૦ ,, | ૫૦૦૧ ,, | ૧૫૦૦ ,, |
| મોડાસા | — | ૭૩૦૧ ,, | ૨૫૦૦ ,, |

મોડાસા પ્રગણું પણ મોડાસા ઉપરાંત ગાબટ અને વણયાદ નામનાં બે ગામો મળી બનેલું છે. આ પ્રગણામાં વાર્ષિક રૂ. ૪૦૦૫ની આવક જેટલો ભાગ બ્રિટિશ સરકારનો છે. અને તે પ્રગણાની

છે. અહમદનગરની વાર્ષિક ઉપજ રા. ૪૦ હજારથી વધારે નથી. જેમાંથી ૮,૯૫૨ ખંડણી તરીકે ભરાય છે. આ ખંડણી તરીકે ભરવાની રકમમાં મોડાસા તથા બાયડ તરફથી ખંડણી તરીકે ભરવાની રકમોનો પણ સમાવેશ થઈ જાય છે. આ બે પ્રગણાં, પેશ્વા અને ગાયકવાડે ગુજરાતના વિભાગ પાડી તેને આપસ આપસમાં વહેંચી લેવા સંબંધે ઈ. સ. ૧૮૫૫માં કરેલા કોલકરારની રૂએ પેશ્વાના ભાગમાં આવ્યાં હતાં. એટલે મોડાસા અને બાયડ પાસેથી ખંડણી લેવાનો ગાયકવાડનો કોઈ હક ન હતો. પણ પેશ્વાએ પોતાના ભાગે આવેલો ગુજરાતનો પ્રદેશ અમુક બાંધી રકમ લેવાની શરતે ગાયકવાડને અમુક વર્ષને પટ્ટે આપ્યો હતો. અને તેથી એ પટ્ટાની મુદત દરમિયાન ગાયકવાડે મોડાસા અને બાયડ પાસેથી ખંડણી લેવાનો પોતાનો હક સ્થાપિત કર્યો અથવા ખરૂં જોતાં એમ કરવાનો હક પરાણે પચાવી પાડ્યો. અને ત્યારે પેશ્વાના પ્રદેશો પરની હકુમત, પેશ્વાના હાથમાંથી આપણા હાથમાં આવી ત્યારે આ વ્યવસ્થા આપણા અમલદારોની નજર બહાર જ ચાલી ગઈ. અને આવી રીતે ખંડણી ઉઘરાવવાનો હક ગાયકવાડે ગેરવ્યાજબી રીતે પચાવી પાડ્યો છે. એ વાત જાણવામાં આવી તે પહેલાં તો આપણે ગાયકવાડના આ ગેરવાજબી દાવાને વાજબી હક તરીકે માન્ય કરી સ્વીકારી લીધો હતો. જો કે પાછળથી, ગાયકવાડને એવો કોઈ હક નથી અને હોય તો તેણે સાબીત કરવો એ જાતની ચર્ચા ઉભી થઈ હતી. તોપણ એ બાબતમાં હવે તો ગાયકવાડને એ ખંડણી મળવી ચાલુ રહે તેમ કરવા આપણે પ્રમાણિકપણે બંધાયેલા છીએ, એવો ડહાપણ ભરેલો નિર્ણય અંખત્યાર કરવામાં આવ્યો હતો.

૨૦. આગળ બારમા પેરેગ્રાફમાં કહેવાઇ ગયું છે, કે અજીતસીંગના દીકરાઓ પૈકીના એક અમીરસીંગે બાયડમાં પોતાની ગાદી સ્થાપી આ ગાદીપતિ સંવત ૧૮૭૯ ઈ. સ. ૧૮૨૩માં મરણ પામ્યો. તેને પાછળ સંતાનમાં એકે દીકરો ન હતો. માત્ર બે દીકરીઓ હતી. આ બનાવ બનતાં ઇડર તથા અહમદનગર બન્ને રાજ્યોએ બાયડ પાછું પોતાની હકુમતમાં ભળી જવું જોઈએ એવો દાવો કર્યો. ઇડરે એવો દાવો રજુ કર્યો તેનું કારણ એવું આપ્યું કે બાયડ, પહેલાં ઇડર રાજ્યના એક અંદરના ભાગરૂપ હતું અને તેથી વારસદારને અભાવે તે પાછું ઇડર રાજ્યમાં ભળી જવું જોઇએ. અહમદનગરે દાવો કર્યો તે એવા કારણસર કે બાયડ, એ ઇડર તરફથી જીવાઇ તરીકે પટ્ટામા અપાયેલ નહતું પણ જીતથી મેળવેલું હતું. આ તકરારની તપાસ મહીકાંઠા પોલિટીકલ એજંટે ચલાવી હતી અને સંવત ૧૮૮૩ ઈ. સ. ૧૮૨૭ની સાલમાં ઇડર અને અહમદનગર વચ્ચે સમાધાનનો ઠરાવ + કરવામાં આવ્યો હતો. જેમાં એ બે સંસ્થાનો વચ્ચેની સર્વ તકરારોનો નિવેડો કરવામાં આવ્યો હતો. આ ઠરાવથી ઇડરે મોડાસા ઉપરનો પોતાનો સર્વ હક છોડી દીધો અને તેનો કુલ ભોગવટો સંપૂર્ણપણે અહમદનગરને સોંપી દેવાનું નક્કી થયું. અને બાયડના ભાગ પાડી તેમાંથી ⅔ ભાગ ઇડરને મળે અને ⅓ ભાગ અહમદનગરને મળે એ પ્રમાણે તેને વહેંચી લેવું એમ ઠરાવવામાં આવ્યું. અને તેની સાથે અમીરસીંગની બે દીકરીઓના વિવાહનો ખર્ચ આપવાની તેમજ તેઓની માતાને

---

દીવાની ફોજદારી હકુમત પણ બ્રિટીશ સરકારની છે. પરંતુ રાજા પોતાના ભાગની ઉપજ પોતે જ સીધી રીતે વસુલ કરે છે. અને એ વ્યવસ્થા વારંવાર વિક્ષેપો ઉત્પન્ન કરતી રહી છે., જુઓ કલેક્ટર ફ્રેમેનનો તા. ૨૧મી જુન ૧૮૪૨નો કાગળ તથા ચીફ સેક્રેટરી મી. વીલોબીની તા. ૨૧મી ફેબ્રુઆરી ૧૮૪૧ની સમરી બુક નોંધ.

+ જુઓ કર્નલ લૅંગનો તા. ૬ ફેબ્રુઆરી ૧૮૪૧નો કાગળ. જેની સાથે આ સમાધાનીના દસ્તાવેજની નકલ. અહમદનગર તરફથી રાજા કરણસીંગે અને તેના બે દીકરા પ્રથીસીંગ તથા તખ્તસીંગે સહી કરી છે.

(અમીરસીંગની વિધવાને) ખર્ચ માટે વાર્ષિક રકમ બાંધી આપવાની એ બન્ને પક્ષોએ કબુલત આપી. આ પ્રમાણે સમાધાનીના ઠરાવો થયા પણ વસ્તુતઃ આ ઠરાવો કદીપણ અમલમાં ન મૂકાયા. અને ઇ સ. ૧૮૩૩માં, અમરસીંગની વિધવા રાણીએ પોતાની દીકરીઓના ભરણપોષણનો પ્રબંધ ઇડરના રાજાએ કરવો એટલી એક જ શરતના બદલામાં આખું બાયડ ઈડરના રાજાને લખી આપ્યું. પરંતુ ત્યારપછી અમુક સમયમાં એક દીકરી ગુજરી ગઈ અને ઈડરના રાજાએ પોતાનો ઠરાવ પાળ્યો નહિ તેથી અમીરસીંગની વિધવા રાણી પોતાની એક દીકરી હતી તેને લઈ અહમદનગર ગઈ, અને જે શરતે તેણે ઈડરના રાજાને બાયડ લખી આપ્યું હતું તે જ શરતે અહમદનગરના રાજાને પણ બાયડ લખી આપ્યું. ત્યારપછી અમીરસીંગની એ વિધવા રાણી ગુજરી ગઈ અને બાયડનો કબજો મેળવવા માટે ઈડર તથા અહમદનગર એ બન્ને પ્રતિપક્ષીઓએ પોતપોતાના હકો રજુ કર્યા અને તકરાર ઉઠાવી તેથી ઇ. સ. ૧૮૩૭માં બ્રિટિશ ગવર્નમેંટે બાયડ ઉપર પોતાની જપ્તી મૂકી,* અને ત્યારથી સરેરાશ વાર્ષિક લગભગ રૂ. ૫૦૦૦ જેટલી રકમની બાયડના મારવાડ ભાગની આમદાની × અમીરસીંગની દીકરી બાઈ કુંદજીને અપાય છે અને તેની હયાતી સુધી તેને તે મળ્યા કરશે.

૨૧. મોડાસાના ગાદીપતિ તેમજ બાયડના ગાદીપતિ બંને અપુત્ર મરણ પામવાથી આ બંને પ્રગણાના કબજા તથા હકુમત માટે ઇડર તથા અહમદનગરના રાજ્યકર્તાઓ વચ્ચે આજસુધી તકરાર ચાલી આવે છે. ઇડર પોતે મૂળ રાજ્ય છે. અને તેથી લેપ્સની પદ્ધતિ પ્રમાણે મોડાસા અને બાયડ પાછાં ઇડરની હકુમતમાં ભળી જવાં જોઈએ એવો ઇડરનો દાવો છે. અહમદનગર પોતાના દાવાના સમર્થનમાં બે કારણો રજુ કરે છે; તે એ કે મોડાસાના ગાદીપતિની વિધવા રાણીએ અહમદનગરના રાજ્ય કુટુંબના એક કુંવરને દત્તક લીધો હતો; જે બાબત વિષે આમાં આગળ જતાં ઉલ્લેખ + કરવામાં આવશે. એ દત્તક વિધાનની રૂએ મોડાસા ઉપર અહમદનગરનો હક લાગે છે એવી અહમદનગરની એક દલીલ છે. અને બીજું અહમદનગરની સહાયથી મોડાસા ઈડર પાસેથી પરાણે હસ્તગત કરવામાં આવ્યું હતું. તેથી પણ મોડાસા ઉપર અહમદનગરનો હક છે એમ જણાવે છે.= અમીરસીંગની દીકરીએ પણ બાયડની હકુમત પોતાને મરજીમાં આવે તેને આપવા પોતે મુખત્યાર છે એવો દાવો રજુ કર્યો છે. પણ રાજ્યસ્થાનોની પ્રચલિત રૂઢિ પ્રમાણે એકે દાવો માન્ય રહી શકે એવો નથી. કેમકે રજપુત રિવાજ મુજબ કોઇ પણ સ્ત્રી પોતાના અંગત હકથી કોઈ પણ જાગીરની

---

* જુઓ કેપ્ટન લેંગનો તા. ૧૮મી ડીસેંબર ૧૮૪૩નો કાગળ.

× પોલીટીકલ એજંટના તા. ૨૯મી એપ્રીલ ૧૮૪૭ના છેલ્લા વાર્ષિક રિપોર્ટ પ્રમાણે બાયડના છેલ્લા ચાર વરસના ઉપજ ખર્ચના આંકડા નીચે પ્રમાણે છે.

| | આવક | ખર્ચ |
|---|---|---|
| ૧૮૪૨–૪૩ | ૩૭૯૩—૮—૧૦ | ૨૭૭૬—૮—૨ |
| ૧૮૪૩–૪૪ | ૬૭૮૪—૦—૪ | ૬૫૫૩—૦—૫ |
| | ૪૨૭૪—૪—૩ | ૪૧૭૦—૧૪—૨ |
| | ૫૭૭૭—૬—૧૦ | ૫૬૩૦—૫—૫ |

+ જુઓ આ મીનીટનાં પારા ૬૯, ૮૪ અને ૮૫.

= જુઓ કેપ્ટન લેંગના કાગળો, તા. ૨ જુલાઈ ૧૮૪૩, અને તા. ૧૮ ડીસેમ્બર ૧૮૪૩.

વારસદાર બની શકતી નથી. ઉદેપુરના રાણા તથા પ્રતાપગઢના રાજા એ બન્નેએ, તે કુટુંબના વડા તરીકે ઇડરના રાજ્યકર્તાના પક્ષમાં પોતાનો નિર્ણય આપ્યો છે. પણ મારવાડના મહારાજા માનસીંગનું મરણ થતાં, તે કુટુંબની મૂળ મોટી શાખાના પ્રતિનિધિ ઇડરના રાજાનો હક ડુબાવીને જોધપુરની ગાદી ઉપર મહારાજા માનસીંગના વારસ તરીકે તખ્તસીંગની વરણી તથા દત્તક વિધાનની ક્રિયા કરવામાં આવતાં આ મોડાસા અને બાયડના વારસા સંબંધેની તકરારનો અંત આવ્યો. અને તખ્તસીંગ જોધપુરની ગાદી ઉપર જતાં અહમદનગરની ગાદી ખાલી પડવાથી આખું અહમદનગર સંસ્થાન પોતાને મળવું જોઈએ એવો ઇડરના રાજ્યકર્તાએ જે દાવો રજુ કર્યો તેમાં મોડાસા અને બાયડના વારસા સંબંધીના પ્રશ્નના ઉકેલના નિકાલનો સમાવેશ થઇ ગયો, કેમકે જો અહમદનગર ઇડરને સોંપવામાં આવે તો મોડાસા અને બાયડનો વારસો, એ બાબતના ખાસ જુદા નિર્ણય વિના પણ, આપોઆપ ઉકેલ ઇડરને જ મળે.

૨૨. આ ઐતિહાસિક ટુંકી રૂપરેખાઓ જો કે સંપૂર્ણ નથી તોપણ આ પ્રશ્ન સંબંધે નિર્ણય બાંધવાનું કામ એથી સરલ થશે. આ તકરાર ઉભી થયા પહેલાં જે હકીકતો અને માહિતી નોંધાયેલ છે તેના ઉપરથી આ ઐતિહાસિક નોંધ તૈયાર કરવામાં આવી છે. વળી, તખ્તસીંગે પોતે સરકારને માહિતી પૂરી પાડી છે તે પણ ઘણી બાબતોમાં આ ઐતિહાસિક હકીકતને ટેકો આપે છે. તેના પહેલા ખરીતામાં × તે કહે છે કેઃ— ' આણંદસીંગને એક પુત્ર હતો જેનું નામ શીવસીંગ હતું. તે શીવસીંગને પાંચ દીકરા હતા–(૧) ભવાનસીંગ, (૨) સંગ્રામસીંગ, (૩) જાલીમસીંગ, (૪) અમીરસીંગ, (૫) ઇન્દરસીંગ. આ પૈકીના બીજા દીકરા સંગ્રામસીંગને બે દીકરા હતા, કરણસીંગ અને પ્રતાપસીંગ. તેમાંથી સંગ્રામસીંગ પછી તેનો પહેલો દીકરો કરણસીંગ અહમદનગરની ગાદી ઉપર આવ્યો. શી[illegible]સીંગના ત્રીજા દીકરા જાલીમસીંગે મોડાસામાં પોતાની ગાદી સ્થાપી અને પોતાને દીકરો ન હોવાથી (અહમદનગરના સંગ્રામસીંગના બીજા દીકરા) પ્રતાપસીંગને દત્તક લીધો. આથી વખત જતાં પાછળથી કરણસીંગ એ, અહમદનગર, મોડાસા અને બાયડ, એ ત્રણેનો રાજા થયો એ કરણસીંગને બે દીકરા હતા એક પ્રથીસીંગ અને બીજો હું પોતે (તખ્તસીંગ).'' એ જ રીતે અહમદનગર ઇડરના મૂળ રાજ્યથી કેવી રીતે છૂટું પડયું એ બાબતમાં કેપ્ટન લેંગે જે બ્યાન આપ્યું છે તેને પણ તખ્તસીંગે પૂરી પાડેલી હકીકતથી ÷ ટેકો મળે છે. માત્ર એક જ બાબતમાં તખ્તસીંગે આપેલી માહિતી કેપ્ટન લેંગના બ્યાનથી જૂદી પડે છે અને તે એ કે તખ્તસીંગ આ બનાવ કેપ્ટન લેંગે જણાવ્યું છે તે કરતાં અમુક વર્ષ વહેલો બન્યો હતો એમ જણાવે છે. "આણંદસીંગના દીકરા શીવસીંગે અહમદનગર પ્રગણું પોતાના બીજા દીકરા અને મારા (તખ્તસીંગના) દાદાના બાપ (પ્રપિતામહ) સંગ્રામસીંગને પોતાના અવસાન પહેલાં ૧૭ વર્ષે, સંવત ૧૮૩૦. ઈ. સ. ૧૭૭૩–૭૪માં આપ્યું." પણ તેની સાથે તે ઉમેરે છે કે "શીવસીંગના બધા (રાજ્યકર્તા) દીકરાઓ પોતપોતાની હકુમતના પ્રદેશમાં પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે કોઇ પણ જાતની દખલગીરી કે અંકુશ વિના કુલ મુખત્યારીથી રાજ્ય કરતા હતા. અને એક બીજાથી તદ્દન સ્વતંત્ર હતા."

૨૩. હવે હું, અહમદનગરના માજી રાજ્યકર્તા તખ્તસીંગ, ઇડરના વર્તમાન રાજકર્તા જુવાનસીંગના હકની ઉપરવટ થઇને, સામાન્ય પ્રચલિત ધોરણોથી વિરૂદ્ધ અને અને મને લાગે છે તે પ્રમાણે રાજ-

× જુઓ કેપ્ટન લાડલોનો તા. ૨૩મી ડીસેમ્બર, ૧૮૪૩નો કાગળ.

÷ તખ્તસીંગનો બીજો ખરીતો, તા. ૬ ઑક્ટોબર-૧૮૪૫નો, જે મી. મૅલેટના તા. ૨૪ ઑક્ટોબર ૧૮૪૫ના રીપોર્ટ સાથે પરિશિષ્ટ બી. તરીકે છે.



૫

રેથાનના કાયદાઓ અને રૂઢી તથા રીતરીવાજોથી પણ વિરૂદ્ધ રીતે, (સરદારોએ કરેલી વરણીથી) મહારાજાની ગાદી ઉપર જે રીતે આવ્યો તેને લગતા સંજોગો સંબંધી વિવેચન કરૂં છું.

૨૪. જોધપુરના મહારાજા માનસીંગ તા. ૯મી સપ્ટેમ્બર.૧૮૪૩ × ના રોજ મરણ પામ્યા.એની પાંછળ કાંઈ સંતાન હયાત ન હતું, અને કર્નલ ટોડનો મત પ્રમાણે પોતાનો વારસ નીમી જવાની દરેક રજપુત રાજ્યકર્તાની જે પ્રથમ ફરજ છે તે ફરજ મુજબ તેમણે પોતાની પાછળ પોતાની ગાદીએ આવવા માટે કોઈ વારસદાર નક્કી કર્યો ન હતો. આ અગત્યનું કામ તેમણે કેમ નહિ કર્યું હોય તેનો ખુલાસો તેમની માનસિક સ્થિતિખ્યાલમાં + લેતાં સંપૂર્ણ પણે મળી રહે છે. એમની લાંબા સમયની કારકીર્દી દરમીયાન

× કેપ્ટન લડલોનો આ તારીખનો કાગળ.

+ કર્નલ ટોડનો રાજસ્થાનનો ઈતિહાસ ( વોલ્યુમ ૨ પાનું ૧૫૦, )માંથી ટાંકેલા નીચેના ફકરાઓ માનસીંગની વિશિષ્ટ પ્રકારની માનસિક સ્થિતિનો ખ્યાલ આપે છે.

"દેવનાથના અવસાને રાજા માનની મગજશક્તિ ઉપર ઘણી ખરાબ અસર કરી હોય એમ જણાયું. તે પોતાના રહેવાના ખંડોમાંજ એકલો પુરાઈ રહેવા લાગ્યો, કોઈની પણ સાથે કંઈ પણ વાતચીત કરવાની તેણે ના પાડી અને રાજકીય કે ધાર્મિક કોઈ પણ પ્રકારનું કંઈ પણ કામ કરવાનું કે કર્તવ્ય બજાવવાનું તેણે બંધ કર્યું. આખરે છેવટ જ્યારે તેના એકના એક દીકરા છત્રસીંગને તેના ઉત્તરાધિકારી તરીકે નીમવાની તેને ભલામણ કરવામાં આવી ત્યારે તેણે તેમ કરવાની હા પાડી અને તેને એ પદે સ્થાપવાના ચિહ્ન તરીકે પોતાને સ્વહસ્તે તેના ભાલમાં રાજતિલક કર્યું. પણ યુવાનીએ અને તેની વાસનાઓ પોષનાર હલકા ખુશામત ખોરોએ છત્રસીંગને તેની ફરજો અને કર્તવ્યોમાંથી ભ્રષ્ટ કરી ઉંધે માર્ગે વાળી દીધો અને તેથી તે થોડા વખતમાં મરણ પામ્યો.

પોતાનો એકનો એક દીકરો, હજુ તો રાજ્યની લગામ હાથમાં લેવા જેટલી પુખ્ત ઉમ્મરે પહોંચ્યો નહતો તે પહેલાં મરણ પામવાને લીધે રાજા માનનું મન રાજકાજમાંથી વધારે વિમુખ બની ગયું અને પોતાની જાતને માટે પણ, પોતાને મારી નાખવા દગાભર્યા પ્રયત્નો કરવામાં આવે છે એવો વહેમ તેના મનમાં એટલો વધી ગયો કે પોતાની રાણી સુધાંને માટે પણ તેના મનમાં એ વહેમ રહેતો. પોતાનો એકજ વફાદાર માણસ જે લાવી—આપે તે સિવાય બીજો કંઈ પણ ખોરાક ન લેતો. તેણે સ્વચ્છ અને પવિત્ર થવા માટે નહાવા ધોવાનું પણ છોડી દીધું, અને પોતાના વાળ પોતાના ચહેરા આડા પથરાઈ રહે તેમ તેને પડયા રહેવા દેવા લાગ્યો અને આખરે કાંતો ખરેખર ગાંડો બની ગયો અથવા તો ગાંડો હોય એવો દેખાવ કરવા લાગ્યો. એ કોઈ સાથે બોલતો નહિ અને પોતાના રાજ્યના મંત્રીઓ જે કાંઈ નિવેદન કરે તે જાણે પોતાને કંઈ તેમાં લેવા દેવા નહોય એમ કોઈ જડમુઢ માણસની માફક શૂન્ય મનસ્ક પણે સાંભળી રહેતો અને તે મંત્રીઓને રાજ્યનાં કામો પોતાની મેળે જેમ બની શકે તેમ ચલાવ્યે જવાની ફરજ પડતી, ઘણા એમ ખાત્રી પૂર્વક માને છે કે તે ગાંડા જેવી જે ચેષ્ટા કરતો તે માત્ર પોતાનો જાન લેવા માટે જે કાવત્રાં રચાતાં હતાં તેમાંથી બચવા માટે ઇરાદા પૂર્વક કરેલો બાહ્ય દેખાવ હતો, જ્યારે બીજાઓ એમ ધારે છે કે ઈન્દુરાજને મારી નાખવાના કામમાં જે પોતે સમ્મતિ આપી હતી અને જેને અંગે સાથેસાથે પોતાના ગુરૂનું પણ મરણ ઉપસ્થિત થયું હતું, તેને લીધે થતા પશ્ચાતાપને પરિણામે અતિ ઉદાસીજન્ય ગાંડપણ તેને થયું હતું."

માનસીંગના જીવન સંબંધેની વધારે વિગતો અને માહિતી માટે કર્નલ સધરલેન્ડે લખેલ "સ્કેચીસ

અનેક વખત તેમના મનની સ્થિતિ અત્યંત ઉદાસીનતાવાળી, લગભગ ગાંડપણને મળતી થઈ ગઈ હતી. રાજ્યનાં કામકાજ કરવામાં તે લક્ષ આપતા નહતા, અને છેવટ ધાર્મિક એકાન્તવાસી સાધુ કે ભક્ત જેવું એનું જીવન થઈ ગયું હતું. ઈ. સ. ૧૮૧૭–૧૮માં તેના એકનાએક દીકરા ચતુરસીંગનું મરણ થતાં તેના આઘાતથી તેનાં માનસિક દર્દમાં ઘણો વધારો વધારો થયો અને એ દુઃખદ પ્રસંગની થયેલી અસરમાંથી તેનું મન કદી પાછું સ્વસ્થ થયું નહિ. એની કારકીર્દીના સમયના અંતિમ ભાગમાં તેના મનની અવ્યવસ્થિત સ્થિતિ–(ગાંડપણ) ઘણી રીતે જોવામાં આવતી હતી.

ઈ. સ. ૧૮૪૩ ના જૂન માસમાં તે પોતાની રાજધાની છોડીને ચાલ્યો ગયો અને વસ્તુતઃ ગાદીનો પોતે ત્યાગ કર્યો જેવી સ્થિતિ ઉભી કરી જેથી બ્રીટીશ ગવર્મેંટે એવી પરિસ્થિતિમાં શું પગલાં લેવાં એ વિચારવા જેવું ગુચવાડા ભરેલુ બની ગયું. આ પ્રસંગે ગવર્મેન્ટના સેક્રેટરી મી. થોમસને સરકારના રજપુતાનાના એજંટને લખી જણાવ્યું કે :— "ગવર્નર જનરલ લાંબા વખતથી એવા નિર્ણય ઉપર આવ્યા છે કે મહારાજાનાં આવાં વિચિત્ર વર્તનનું કારણ માત્ર ઘેલછા જ હોઈ શકે, અને જ્યારે મહારાજા પોતે પણ પોતાની માનસિક સ્થિતિ સંબંધમાં એજ નિર્ણય ઉપર આવ્યા છે એમ ખુલ્લી રીતે કબુલ કરે છે ત્યારે એમ આશા રાખી શકાય કે રાજ્યના ઠાકોરો હવે તત્કાલ એ મહારાજાની ગાદી ઉપર તેના હકદાર વારસને બેસારવાની ગોઠવણ કરશે અને એ નવા ગાદીપતિની સગીર ઉમ્મર દરમીઆન રાજ્ય વહિવટ ચલાવવા માટેનો પ્રબંધ કરવાનું હાથમાં લેશે; જેને માટે ચિત્તભ્રમિત મહારાજાને સમજાવીને જેટલા પ્રમાણમાં પોતાના મોભા અનુસાર અને સુખ સગવડમાં રહેવાનું તેની પાસે સ્વીકારાવી શકાય તેટલા પ્રમાણમાં સંપૂર્ણ મોભા સહિત તથા સુખ સગવડમાં તેનો નિર્વાહ કરવા માટે દરેક પ્રકારનો ઘટતો બંદોબસ્ત જરૂર થઈ જવો જોઈશે.

[અપૂર્ણ]

---

# બંધારણ પરત્વે મતભેદ

## (એક અવલોકન)

આપણા દેશના રાજદ્વારી ઈતિહાસમાં પહેલી એપ્રિલ ૧૯૩૭ ચિરસ્મરણીય રહેશે. કારણ કે એ દિવસથી ૧૯૩૫ નો ગવર્નમેંટ ઇંડીયા એક્ટ, જેના ઘડતર માટે છેલ્લાં દસ વર્ષથી હીંદુસ્તાન અને ઈંગ્લેંડના રાજદ્વારી પુરૂષો પરિશ્રમ કરી રહ્યા હતા, તે કાયદાનો અમલ કેટલાક પ્રાંતોમાં ચાલુ થયો છે. અને તે દિવસથી કંઈક અંશે પ્રાંતિક સ્વરાજ્યનો પાયો નંખાયો છે. આ પ્રસંગે સંદેશો આપતાં ના. શહેનશાહે કહ્યું છે કે "એક નવું પ્રકરણ ઉઘડયું છે. અને હું આશા રાખું છું કે નવા વિધાનથી જે પ્રસંગ પ્રાપ્ત થયો છે તેનો ઉપયોગ મારી હીંદી પ્રજાના હિતને માટે, બુદ્ધિપૂર્વક કરવામાં આવશે." અહીં પ્રાંતિક સ્વાતંત્ર્યનો સ્પષ્ટ અર્થ કરવાની જરૂર છે. અંગ્રેજીના Provincial autonomy એ શબ્દનો અર્થ, પ્રાંતિક સ્વાતંત્ર્ય કરવામાં આવે છે. અર્થાત્ કે પ્રાંતોની–ધારાસભાઓમાં બધા સભ્યો ચુંટાયેલા હોય અને તે પૈકી જે પક્ષના સભ્યોની બહુમતિ હોય, એ પક્ષના નેતાને ગવર્નર પ્રધાન મંડળની રચના કરવાનું આમં-

---

ઑફધી રીલેશન્સ સબસિસ્ટીંગ બીટવીન ધ બ્રિટિશ ગવર્મેંટ ઑફ ઇન્ડીઆ ઍન્ડ ડીફરન્ટ નેટિવ સ્ટેટ્સ" (હિન્દની બ્રિટિશ ગવર્મેંટ અને જૂદાં જૂદાં દેશી રાજ્યો વચ્ચે હયાતિ ધરાવતા સંબંધોની રૂપરેખાઓ) એ નામનો ચિત્તાકર્ષક અને સમર્થ ગ્રંથ જોવો.

ત્રણ આપે. અને એ પ્રધાનમંડળ બહુમતિની મદદથી પ્રાંતોનો વહીવટ કરે. ૧૯૩૫ના નવા કાયદામાં ગવર્નરોને વિશિષ્ટ અધિકાર આપવામાં આવ્યા છે. જો કે એ અધિકાર પ્રાંતીય સ્વાતંત્ર્યમાં ક્ષતિકારક છે પણ હીંદુસ્તાનના વિશિષ્ટ સંયોગાનુસાર એ અધિકાર આપવાનુ યોગ્ય લેખવામાં આવ્યું છે. વિલાયતમાં સામાન્ય રીતે એવો નિયમ છે કે પ્રધાનમંડળ બહુમતિ પક્ષનું હોવું જોઇએ. તેમ તેઓની જવાબદારી પણ સમાન અને સંયુક્ત હોવી જોઈએ. અર્થાત્ કે પ્રધાનમંડળ સામે આમની સભામાં જો અવિશ્વાસનો ઠરાવ પસાર કરવામાં આવે તો એક સામટા બધા પ્રધાનોએ રાજીનામું આપવાની ફરજ છે. ૧૯૩૫ના હીંદી કાયદામાં પ્રધાનમંડળના વહીવટમાં ગવર્નરને તેના વિશિષ્ટ અધિકાર આપવામાં આવ્યા છે. અને કાયદાની કલમ ૫૦ તથા ૫૧માં એ અધિકારનો નિર્દેષ કર્યો છે. આ બે કલમો નીચે પ્રમાણે છે.

**કલમ ૫૦**—ગવર્નરને તેની ફરજો બજાવવા માટે તેને સલાહ અને મદદ આપવા એક પ્રધાન મંડળ હશે. કાંઇ વિષયો એવા હશે કે જેમાં ગવર્નર પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરશે. પ્રધાનમંડળને રચવામા આવશે તેનો અર્થ એવો નથી કે ગવર્નરને આ કલમ અન્વયે પોતાની વ્યક્તિગત ખાસ વિવેકબુદ્ધિ વાપરવાનો અધિકાર નથી. જે બાબતો માટે તેની ખાસ જવાબદારી છે તેમા પ્રધાનમંડળ ગવર્નરને સલાહ આપી શકશે નહીં.

જો ગવર્નરને વ્યક્તિગત રીતે જરૂરનું લાગે તો તે પ્રધાન મંડળની સભાઓનું પ્રમુખ સ્થાન લઈ શકશે.

**કલમ ૫૨**—એ પ્રધાનોને ગવર્નર બોલાવશે અને કૌંસીલના સભ્ય તરીકે તેમની પાસે સોગન લેવરાવવામાં આવશે. તેમની પ્રધાનપણાની મુદત, ગવર્નરની ઇચ્છા ઉપર રહેશે.

ગવર્નરનો સંબંધ પ્રધાન મંડળ સાથે કયા પ્રકારનો છે અને પ્રધાનમંડળની સ્થિરતાનો આધાર શા ઉપર છે તે ઉપરની કલમોમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે. ૧૯૩૫ના કાયદામાં ઇંગ્લાંડના વહીવટી ધોરણનું અનુકરણ કરવામાં આવ્યું છે. છતાં જવાબદારીનો લગભગ બધો ભાર ગવર્નર ઉપર લાદવામાં આવ્યો છે. એટલે જો ગવર્નરને પ્રધાનમંડળનું કાંઈ કામ ગેરમુનાસબ લાગે તો તે કાયદા અન્વયે હસ્તક્ષેપ કરી શકે છે. આ મૂળગત ભેદ ઉપર ભંગાણ પડયું હતું. અને તે એ પ્રકારનું કે જો પ્રધાન-મંડળનાં કામોમાં ગવર્નર હસ્તક્ષેપ કરી શકે અથવા પ્રધાનમંડળની ઉપર વટ થઇ-એને બરતરફ કર્યા વિના પોતાના વિશિષ્ટ અધિકાર વાપરે તો તેથી પ્રાંતિક સ્વાતંત્ર્યના સિદ્ધાંતનો ભંગ થાય છે.

પ્રાંતોમાં પ્રધાનપદાના સ્વીકારનો પ્રશ્ન ઘણો મહત્વનો છે. અને ધારાસભાઓમાં જે પક્ષની બહુમતિ હોય, તે પક્ષ જ્યાં સુધી પ્રધાનપદાનો સ્વીકાર ન કરે, ત્યાં સુધી ખરૂં પ્રાંતિક સ્વરાજ્ય કહી શકાય નહીં. નવા કાયદા પ્રમાણે બંગાળા, પંજાબ, સીંધ, સરહદના પ્રાંત, આસામ, મુંબઇ, મદ્રાસ, સંયુક્ત પ્રાંત, બિહાર, મધ્ય પ્રાંત અને ઓરિસાઃ એ પ્રમાણે ધારાસભાઓ ધરાવનારા અગીયાર પ્રાંતો બનાવવામાં આવ્યા છે. ગયા ફેબ્રુઆરી મહીનામાં આ બધા પ્રાંતોની ધારાસભાઓ માટે જે ચુંટણી થઇ તેમાં મુંબઇ, મદ્રાસ, સંયુક્ત પ્રાંતો, બિહાર, મધ્યપ્રાંત અને ઓરિસા એ પ્રમાણે ૭ પ્રાંતોમાં કોંગ્રેસ પક્ષના સભ્યોની નીચલી પ્રાંતિક ધારાસભાઓમાં બહુમતિ આવી છે. આ બહુમતિની સંખ્યા નીચે આપી છે.

| મુંબઇ પ્રાંત (૧૭૫ બેઠકો) | |
|---|---|
| કોંગ્રેસ પક્ષ | ૮૭ |
| બાકીના પક્ષો | ૮૮ |

| સંયુક્ત પ્રાંત (૨૨૮ બેઠકો) | |
|---|---|
| કોંગ્રેસ પક્ષ | ૧૩૩ |
| બાકીના પક્ષો | ૯૫ |

| મદ્રાસ પ્રાંત (૨૧૫ બેઠકો) | |
|---|---|
| કોંગ્રેસ પક્ષ | ૧૫૯ |
| બાકીના પક્ષો | ૫૬ |

| મધ્ય પ્રાંત (૧૧૨ બેઠકો) | |
|---|---|
| કોંગ્રેસ | ૭૧ |
| બીજા પક્ષો | ૪૧ |

| બિહાર પ્રાંત (૧૫૨ બેઠકો) | |
|---|---|
| કોંગ્રેસ પક્ષ | ૯૫ |
| બાકીના પક્ષો | ૫૭ |

| ઓરીસા, (૬૦ બેઠકો) | |
|---|---|
| કોંગ્રેસ પક્ષ | ૩૯ |
| બાકીના પક્ષો | ૨૧ |

હવે કોંગ્રેસ સમક્ષ એ પ્રશ્ન આવી ઉભો રહ્યો કે જે પ્રાંતોની નીચેની ધારાસભાઓમાં કોંગ્રેસપક્ષની બહુમતિ છે, તે પ્રાંતોમાં પ્રધાનપદાનો સ્વીકાર કરવો કે નહીં? છેલ્લાં બે ત્રણ વર્ષથી આ પ્રશ્ન કોંગ્રેસના મંડળોમાં ચર્ચાતો હતો. અને છેલ્લા દસકામાં લોકોએ જે અનુભવ લીધો તેના પરિણામે કે ગમે તે કારણે પણ કોંગ્રેસમંડળમાં એક વજનદાર પક્ષ ધારાસભા પ્રવેશ તરફ સહાનુભુતિવાળો બંધાતો જતો હતો. દીલ્હીમાં ભરાયેલી ઑલ ઇંડિયા કોંગ્રેસ કમિટીમાં ૧૮મી માર્ચે મહાત્મા ગાંધીજીની સૂચનાથી એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો કે જે પ્રાંતોમાં કોંગ્રેસ પક્ષની બહુમતિ છે, એ પ્રાંતોમાં પ્રધાનપદાનો સ્વીકાર કરવો, પણ તે એ શરતે કે એ પ્રાંતોના ગવર્નર એવી ખાત્રી આપે કે પ્રધાનોનાં બંધારણીય કાર્યોમાં પોતે હસ્તક્ષેપ નહીં કરે. આ ઠરાવનો આ બાબતને લગતો ભાગ નીચે પ્રમાણે છે.

"ધારાસભાની અંદરના તેમજ બહારના તમામ મહાસભાવાદીઓને આ સભા ફરમાએશ કરે છે કે જનતા–સંપર્કની તેમજ ધારાસભાની જે કાર્યનીતિ, વર્ધા મુકામે કાર્યવાહક સમિતિએ ઠરાવમાં મૂકી છે, તેની સુચના અનુસાર જ સર્વેએ વર્તવાનું છે.

ઉપલા ફકરાઓમાં સમાયેલી નીતિને આગળ ધપાવવાની પ્રવૃત્તિ રૂપે આ સભા મહાસભાની બહુમતીવાળા તમામ પ્રાંતોમાં હોદ્દાસ્વીકારની પરવાનગી તેમજ સત્તા આપે છે, પણ તે આટલી શરતે કે પ્રધાનમંડળ જ્યાં સુધી બંધારણની અંદર રહી કામ કરે ત્યાં સુધી ગવર્નર પોતાની દરમ્યાનગીરીની સત્તાઓ નહિ વાપરતાં પ્રધાનોની સલાહને અનુસરશે, એવી પ્રકટ તસલ્લી પ્રજાને આપવાની સ્થિતિમાં મહાસભાપક્ષનો આગેવાન હોય."

પરંતુ આ આખો ઠરાવ જોતાં એમ લાગે કે કોંગ્રેસ, બંધારણને નષ્ટ કરવા માટે ધારાસભા પ્રવેશ અને પ્રધાનપદાંના સ્વીકારને અગત્ય આપે છે. સ્વાભાવિક રીતે આથી વિરોધાભાસ લાગે, પરંતુ રાજનીતિના કૌશલ્યના એ પ્રયોગે તત્કાલ તો સમગ્ર બંધારણને ક્ષતિ પહોંચાડી એમ માન્યા વગર છૂટકો નથી. અને પ્રજાતંત્રવાદી ઈંગ્લેંડના રાજદ્વારી પુરૂષો ઉપર પણ તેની અસર થઈ છે. નરેશોની એકહથ્થુ સત્તાથી દેશ ટેવાયેલો છતાં પણ, હવે હીંદુસ્તાનમાં લઘુમતિનું તંત્ર ચાલીજ નહીં શકે એવી માન્યતાને પરિણામે, ત્યાંના રાજ્યનીતિજ્ઞો પણ આ ભંગાણમાં સમાધાની ભર્યું સંધાણ કરવા કેટલા ઇંતેજાર હતા એ છેલ્લા બે ત્રણ માસના બનાવો ઉપરથી સૂચિત થાય છે.

માર્ચ મહીનાના છેલ્લા સપ્તાહમાં પ્રાંતોના ગવર્નરે દરેક પ્રાંતમાં ધારાસભાઓના બહુમતિ સભ્યોના આગેવાનોને પ્રધાનમંડળની રચના કરવા માટે આમંત્રણ આપ્યું. પહેલાં ઉલ્લેખ કર્યો છે એ રીતે ૭ પ્રાંતોની ધારાસભાઓમાં કોંગ્રેસપક્ષની બહુમતિ હોવાથી એ પ્રાંતોના આગેવાનોએ ગવર્નરો સાથેની મુલાકાતમાં, તેની પાસે બંધારણીય કામોમાં હસ્તક્ષેપ નહીં કરવાની ખાત્રી માગી. છએ પ્રાંતોના ગવર્નરોએ આવી ખાત્રી પરત્વે લગભગ એક સરખો ઉત્તર આપ્યો કે "હીંદી સરકારના નવા કાયદામાં તેઓના ઉપર જે વિશિષ્ટ જવાબદારીઓ નાંખવામાં આવી છે તે પ્રમાણે હસ્તક્ષેપ નહીં કરવાની ખાત્રી આપવાને તેઓ અસમર્થ છે." પરંતુ સમાધાનીનો માર્ગ સરળ કરવા માટે તે સાથે ગવર્નરોએ એટલું પણ કહ્યું કે તેઓ પ્રધાનમંડળને તેમના કાર્યમાં 'સહકાર, મદદ અને સહાનુભુતિ' આપવા તત્પર છે. કોંગ્રેસના આગેવાનોને આટલાથી સંતોષ ન થયો. પરિણામ એ આવ્યું કે આ છએ પ્રાંતોમાં બહુમતિના પીઠબળવાળું પ્રધાનમંડળ સ્થાપી શકાયું નહીં અને ગવર્નરોને અહીં તહીંથી લગભગ પરાણે લઘુમતિવાળું પ્રધાનમંડળ રચવાની ફરજ પડી.

કોંગ્રેસપક્ષની બહુમતિ ધરાવનારા પ્રાંતોમાં એ પક્ષનું પ્રધાનમંડળ ન થવાથી એક વિચિત્ર પ્રકારનો બંધારણીય સવાલ ઉભો થયો, કારણ કે જે પ્રધાનો પાછળ લોકોની સહાનુભુતિ ન હોય કિંવા જેઓ ધારાસભાઓમાં બહુમતિ પ્રાપ્ત કરવાને શક્તિમાન ન હોય તેઓ ગમે તેટલા યોગ્ય હોય છતાં નવા કાયદા પ્રમાણે વહીવટી તંત્ર તેઓ સારધાર ચલાવી શકે નહીં એ સ્વાભાવિક છે. આ બાબતમાં કેટલાક,

પ્રાંતોના ગવર્નરોનો દોષ કાઢે છે, તો કેટલાક કોંગ્રેસ આગેવાનોને દોષિત ગણે છે. આ સંબંધમાં ગાંધીજીએ લખ્યું કે "હસ્તક્ષેપ નહીં કરવાની કોંગ્રેસે માગેલી ખાત્રીમાં કાંઈ અસંભવ જેવું ન હતું. એવી ખાત્રી માગવામાં બંધારણના કાયદાની એક પણ કલમ રદ કરાવવાનો કે એનો ભંગ કરવાનો લેશમાત્ર હેતુ ન હતો. તેમ આવા પ્રકારની ખાત્રી આપવામાં કાંઈ એવું ન હતું કે જે ગેરકાયદેસર હોય. વળી જ્યારે બ્રિટિશ સરકાર તરફથી એમ દાવો કરવામાં આવે છે કે નવા કાયદામાં પ્રાંતિક સ્વરાજ્ય આપવામાં આવ્યું છે ત્યારે જો એ વાત ખરી હોય તો પ્રાંતિક વહીવટની બધી જવાબદારી પ્રધાનો ઉપર છે. અને જે પ્રધાનોને પોતાના કર્તવ્યનું ભાન હશે તે પોતાના ચાલુ વહીવટમાં સંઘર્ષણ ઓછું થાય એ રીતે વર્તશે." કોંગ્રેસપક્ષ તરફથી પંડિત જવાહરલાલ નહેરૂ, પંડિત ગોવિંદવલ્લભ પંત, સત્યમૂર્તિ, ભુલાભાઈ દેસાઈ, રાજગોપાલાચાર્ય, બાબુ પુરૂષોત્તમદાસ ટંડન વગેરેએ પોતાના અભિપ્રાયો દર્શાવો આ સંબંધી સરકારની નીતિરીતિ સામે તેમજ નવા કાયદાના સ્વરૂપ પરત્વે અણગમો પ્રકટ કર્યો અને તે, એ દર્શાવવા માટે કે નવા કાયદામાં વહીવટની તત્વતઃ જવાબદારી લોકોના હસ્તક મૂકવામાં નથી આવી.

સરકાર પક્ષે નાયબ હિંદી વજીર મી. બટલરે તા. ૬ઠ્ઠી એપ્રિલે આમની સભામાં કહ્યું કે પ્રાંતિક ગવર્નરોએ કોંગ્રેસ પક્ષના આગેવાનોને જે પ્રત્યુત્તર આપ્યા છે તે વાઈસરોય અને હિંદી પ્રધાનની સલાહ અન્વયે અપાયા છે. અને તેઓની તેમાં અનુમતિ છે. લોર્ડ લોધીઅન જે આ પ્રશ્નની ચર્ચામાં પ્રથમથી અગ્રણી છે, તેણે એક બ્રોડકાસ્ટ ભાષણ કરતાં કહ્યું કે "ગવર્નરો એવું વચન ન આપી શકે કે તે પોતાના વિશિષ્ટ અધિકારોનો ઉપયોગ નહીં કરે."

આ બધાનો સાર એટલો કે દરેક પક્ષે એક બીજા ઉપર આ ભંગાણની જવાબદારી નાખી દીધી. એટલુંજ નહીં પણ વર્તમાનપત્રોમાં પણ આવી પક્ષગત ચર્ચા આવવા લાગી. અને તેથી કેટલેક અંશે સમાધાની મુશ્કેલ બની. કોંગ્રેસ પક્ષનાં છાપાંઓ, ગવર્નરોએ પ્રધાનોનાં બંધારણીય કામોમાં હસ્તક્ષેપ નહીં કરવાના કરેલા ઇન્કારને અયોગ્ય ગણે. જ્યારે બીજા પ્રકારનાં છાપાંઓએ કોંગ્રેસ પક્ષે કરેલી માગણીને અયોગ્ય જાહેર કરી. પરંતુ આવી બાબતોમાંથી સત્ય શું છે તે જડવું મુશ્કેલ છે. ગવર્નરોનું કહેવું એવું હતું, કે "તેઓ ૧૯૩૫ના હીંદી કાયદાની મર્યાદા બહાર" બીલકુલ જઈ શકે નહીં. આ વાત બંધારણની દૃષ્ટિએ બરાબર છે. પરંતુ કોંગ્રેસની માગણીનો સ્વીકાર કરવો એટલે એ કાયદાની મર્યાદાને ઓળંગી જવી, એ વિધાન બરાબર નથી. અને તેમાંય ખાસ કરીને ગાંધીજી જ્યારે એમ કહે છે, કે "આવા પ્રકારની માગણી કરવામાં કોંગ્રેસનો હેતુ ૧૯૩૫ના કાયદાનો કે તેના કોઈ ધારાનો ભંગ કરવાનો કે તેમાં ફેરફાર કરવાનો નથી" ત્યારે. બીજે પક્ષે એ પણ ઉપેક્ષા કરવા જેવું નથી કે જો કોંગ્રેસપક્ષ સુધારાના કાયદાની મર્યાદામાં રહેવા ઇચ્છે છે અને કોઈ પ્રકારનો કાનુન ભંગ કરવાનો તેનો ઇરાદો નથી તો પછી ગવર્નરો પાસે ખાત્રી માગવાની જરૂર શું છે? અને તેમાંય જ્યારે જે તે પ્રાંતના બધા ગવર્નરો કાયદાની મર્યાદામાં રહી પ્રધાનમંડળને બધા પ્રકારની મદદ અને સહકાર આપવાનું વચન આપે છે અને કોંગ્રેસપક્ષ બંધારણની મર્યાદામાં રહી કામ કરવાનો છે, ત્યારે. ના. વાઈસરોયે કૌંસીલ ઑફ સ્ટેટના એક સમારંભ પ્રસંગે કહ્યું હતું કે "ગવર્નરો તેમજ ગવર્નરજનરલ પોતપોતાની ધારીત ક્ષેત્ર મર્યાદામાં પ્રધાનોની જોડે સહાનુભૂતિ, સહાયવૃત્તિ અને સહકારભાવે સહકારી બનશે. એવી મને ખાત્રી છે." એટલે પહેલું તો એ લાગે છે કે જ્યારે બંધારણનો ઉપયોગ ધારાસભામાં પ્રવેશ, એ માટે કાયદેસર કાયકાત મેળવી કરવામાં આવ્યો છે ત્યારે આવા પ્રકારની માગણી કરવાની જેમ ખાસ આવશ્યકતા ન હતી, તેમ એનો ઇન્કાર કરવાની પણ જરૂર ન હતી. અને પછીથી ગાંધીજીએ જાહેર કર્યું તે પ્રમાણે "ગૃહસ્થાઈની ખાત્રી" આપી હોત તો કોંગ્રેસપક્ષ ઉપર વહીવટની ગંભીર જવાબદારી આવી પડત અને એ પક્ષની

યોગ્યતાની કસોટી થાત એમાં શંકા નથી. અને એટલે અંશે જે તે પ્રાંતોના વહીવટ પરત્વે ગવર્નરો નચિંત રહેત. તેમ છતાં જો બહુમતિ પક્ષવાળાં પ્રધાનમંડળો ભૂલ કરત તો ખાત્રી માગવાની માગણી કેવી અપ્રસ્તુત હતી તે દર્શાવી શકાત. એટલે ખાત્રી મેળવવાની માંગણીનો વાત નજીવી હતી છતાં આટલો બધો ઘટાટોપ કેમ થયો ! એમ થવાનું ખરૂં કારણ એ લાગે છે, કે ભૂતકાળના અનુભવે સરકાર અને કોંગ્રેસ-પક્ષને પરસ્પર અવિશ્વાસ અને કેટલેક અંશે કોંગ્રેસના ઠરાવના જે ભાગમાં ગવર્નરો પાસેથી ખાત્રી મેળવવાની માગણી કરવામાં આવી છે તેમાં રહેલી શાબ્દિક અસ્પષ્ટતા છે. એટલુંજ નહીં પણ એ ઠરાવનો પૂર્વભાગ એ અવિશ્વાસને દૃઢ કરે એવો છે. જો કોંગ્રેસ-પક્ષે તુરત પ્રધાનપદાનો સ્વીકાર કર્યો હોત તો અમને લાગે છે, કે ભવિષ્યમાં કોંગ્રેસ અને સરકાર વચ્ચે કદાચ વિશ્વાસ દૃઢિભૂત થાત. રાઇટ ઓન. શ્રીનિવાસ શાસ્ત્રીએ આ ચર્ચાચર્ચાના સંબંધમાં કહ્યું હતું કે "કોંગ્રેસે ગવર્નરો પાસે માગેલી ખાત્રીના સંબંધમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે, એ ઉપરથી મને તો લાગે છે કે એવી ખાત્રી માગવાની કશી આવશ્યકતા ન હતી. જ્યારે બીજી બાજુએ પણ અફસોસકારક વાત છે, કે હીંદીસરકાર અને હીંદીપ્રધાન પોતાના જૂના વિચારોને એટલેઅંશે અંશે ચોંટી રહે છે કે એને એ નથી લાગતું કે હીંદુસ્તાન બંધારણને મુંગે મોઢે નહીં સ્વીકારી લે. કોંગ્રેસના ઉપર વહીવટી જવાબદારી નાંખી એની શક્તિ અને નીતિને અંગે રહેલા સારા નરસા પણાનો અનુભવ કરવા દેવાની તક નહીં દેવાની સરકારે ભૂલ કરવી જોઈતી નહતી. અને તેથી સરકારના માર્ગમાં વિશેષ મુશ્કેલીઓ ઉભી થશે." કોંગ્રેસ પક્ષના પ્રધાનો વહીવટી સુકાન હાથમાં લેત અને અમલી કામ કરત એટલે એમને સામાન્યતઃ ગવર્નરોની વિશિષ્ટ સત્તાની આવશ્યકતા જણાઈ આવત. અને જવાબદારીના ભાનને અંગે તેઓ એવી રીતે બંધારણીય કામો કરત કે ગવર્નરને ડખલગીરી ન કરવી પડત. અને જ્યારે એવો પ્રસંગ આવત-ત્યારે લોકો કયા પક્ષની દાંડાઈ છે એ સહેલાઈથી સમજી શકત. સર તેજબહાદુર સપ્રુએ કહ્યું કે "કોંગ્રેસ પક્ષની ખાત્રી-મેળવવાની માગણી ભલે ન્યાય સંગત નહીં હોય પણ એટલું ન ભુલવું જોઈએ કે તેના ઇન્કારથી ફરીથી પરસ્પર સંઘર્ષણ અને તોફાનનું વાતાવરણ ઉભું થયું છે. તે સાથે કોંગ્રેસ પક્ષની આટલી બહુમતિ છતાં એ પક્ષે બીન જરૂરી ખાત્રી મેળવવાની માગણી કરી એ આશ્ચર્યકારક છે." સર તેજબહાદુરે એક વિશિષ્ટ સૂચના કરી. અને તે એ કે આ સવાલના સંતોષકારક નિર્ણય માટે એક બંધારણીય કોન્ફરંસ ભરવી. આ સૂચના ઉપરથી કોંગ્રેસ અને સરકાર વચ્ચે બંધારણના આ પ્રશ્ન પરત્વે સમાધાન થશે એવી આશા બંધાણી અને એવી માન્યતા રાજદ્વારી મંડળોમાં પ્રસરી કે સર સપ્રુ અને મી. જયકર બન્ને જણ વાઇસરોય સાહેબને મળી આ સંબંધી સમાધાન કરવા પ્રયત્ન કરશે, લોકો માને છે તે પ્રમાણે જેવો પ્રયત્ન તેમણે ગાંધી-અરવીન કરાર વખતે કર્યો હતો. એટલું જ નહીં પણ કેટલાક એમ પણ ધારતા હતા કે દેશના જુદા જુદા રાજદ્વારી પક્ષના નેતાઓ ના. વાઇસરોય સાહેબને એક નિવેદન કરી, વિનતિ કરે કે તે નામદારે ગાંધીજીને મુલાકાત માટે આમંત્રણ આપવું. જેથી આ આંટીઘુંટીમાંથી માર્ગ નીકળે. આ આખા સવાલમાં કોંગ્રેસ પક્ષે ગાંધીજી અગ્રણી હતા. કારણકે ધારાસભા પ્રવેશના ઠરાવના પ્રણેતા તેઓ હતા. અને કોંગ્રેસની કારોબારી સમિતિ એમની છાયા તળે હતી. એટલે તેમનું અને વાઇસરોયનું જો મીલન થાય તો સત્વર સમાધાન થશે એમ લોકો ધારે એ સ્વાભાવિક હતું. પરંતુ આ આખી ઘટના પાર્લામેંટે પસાર કરેલા કાયદાને વિકૃત કરનારી હતી, એટલે હીંદી સરકાર કેટલેક અંશે નિરૂપાય હતી.

હીંદી પ્રધાન લોર્ડ ઝેટલેંડે તા. ૮મી એપ્રિલે ઉમરાવોની સભામાં જે ભાષણ આપ્યું, તેથી સમાધાનની બધી આશા નષ્ટ થઈ. લોર્ડ ઝેટલેંડે કહ્યું કે "કાયદામાં ફેરફાર કર્યા વિના કોંગ્રેસ પક્ષની માગણી માન્ય રહી શકે એમ નથી. ગવર્નરોની ખાસ સત્તા

તો કાયદાનું એક અંગ છે. પાર્લામેંટ સિવાય બીજું કોઇ એમાં ફેરફાર કરી શકે નહીં, ગવર્નર, કોંગ્રેસ પક્ષની સાથે એવી સમજુતી નજ કરી શકે કે કાયદાની અમુક કલમો એ પક્ષને લાગુ નહીં થાય." હીંદી પ્રધાને વધારામાં એ પણ કહ્યું કે "વાઇસરોય અને ગાંધીજીની મુલાકાતથી કશો લાભ નથી? કારણકે આ પ્રશ્ન તો પ્રાંતિક સરકારને લગતો છે. ગવર્નરોએ કાયદાના અન્વયે તો કોંગ્રેસ પક્ષના નેતાઓને બોલાવી, પ્રધાન મંડળ રચવાનું કહ્યું પરંતુ એ નેતાઓએ એનો અસ્વીકાર કર્યો. એટલે જ્યાં સુધી કોંગ્રેસ પક્ષ પોતાની માગણી શિથીલ ન કરે ત્યાં સુધી આ બાબતમાં કાંઇ વિશેષ કહેવું નકામું છે. પણ ગાંધીજી અથવા કોઇ કોંગ્રેસ આગેવાન ગવર્નરોની બંધારણીય સ્થિતિ બરાબર સમજવા માટે, વાઇસરોયને મળવાની માગણી કરશે તો મને આશા છે કે વાઇસરોય, એ માગણીને સ્વીકારી, પ્રાંતોની ધારાસભાઓમાં કોંગ્રેસ પક્ષના સભ્યોનું ખરું સ્થાન શું છે, તે સમજવા જરૂર પ્રયત્ન કરશે."

હીંદી પ્રધાનનું ભાષણ જોકે સ્પષ્ટ હતું પરતુ બધાને એમ લાગ્યું કે એ ભાષણ એમના જેવા મોટા દરજ્જાના તાજના પ્રતિનિધિને શોભે એવું ન હતું. કારણ કે એ ભાષણની જોરદાર શબ્દરચના એ વિષયના જાણકારોને અરૂચિકાર થઇ. આશ્વાસનની ગંધ કરતાં સત્તાની ગંધ એમાં વિશેષ હતી. પણ ત્યારપછી લૉર્ડ ઝેટલેંડે બીજી વખત નિવેદન કર્યું તેમાં સાવચેતી પૂર્વક સહાનુભુતિની વૃત્તિ જાળવી હતી. અને બંધારણની મર્યાદામાં રહી સમાધાનની આશા દર્શાવી હતી. પણ રાજદ્વારી ક્ષેત્રમાં એમના પહેલાના ભાષણથી ઘણી નિરાશા ઉત્પન્ન થઇ. અને એવી માન્યતા પ્રસરી કે એ ભાષણથી સમાધાનનો માર્ગ બંધ થઇ જાય છે. પરિણામે પરિસ્થિતિ ખેદકારક ઉભી થઇ. આવી સ્થિતિ કોઇપણ દેશ અને તેની સરકાર માટે હિતકર નથી. એટલે જેમ બને તેમ તેનો સંતોષકારક રીતે જલદી ફડચો આવે એ ઇચ્છવા જોગ હતું. અત્યારે માત્ર એટલો સંતોષ આમાંથી મળે છે કે વિકૃત-સ્વરૂપમાં પણ આ ૭ પ્રાંતોમાં લઘુમતિ પ્રધાન મંડળો દ્વારા પ્રાંતિક સ્વાતંત્ર્યની શરૂઆત થઇ ચૂકી છે. એટલે કોઇ વખત એવો આવશે કે જ્યારે પ્રાંતિક સ્વાતંત્ર્યનું શુદ્ધ અને વાસ્તવિક સ્વરૂપ-જેવું બીજા પાંચ પ્રાંતોમાં છે તેવું સ્થપાશે.

કોંગ્રેસ પક્ષના અગેવાનોએ પ્રધાનપદાં ગ્રહણ કરવાનો અસ્વીકાર કરવાથી ૭ પ્રાંતોના ગવર્નરોએ બીજા પક્ષોની મદદથી મંત્રીમંડળ બનાવી લીધાં. અને એ પક્ષોનાં નવાં મંત્રી મંડળ બનાવવામાં ગવર્નરોને ઠીક માનસિક તકલીફ ઉઠાવવી પડી. સંયુકત પ્રાંતોમાં તો નવું મંત્રી મંડળ તા. ૧ લી એપ્રિલ પછી રચાયું. આ ૭એ મંત્રી મંડળોને બહુમતિનો ટેકો નહતો. અને તેથી કોંગ્રેસપક્ષે કહ્યું કે એ મંત્રી મંડળો ગેરકાયદેસર છે. કારણ કે ઇન્સ્ટ્રુમેંટ ઓફ઼ ઇન્સ્ટ્રકશનના ૭મા ધારા પ્રમાણે ગવર્નરોએ બહુમતિવાળા પક્ષની મદદથી મંત્રી મંડળ રચવું જોઇએ. આવા સંયોગો જ્યારે ઉપસ્થિત થાય છે, ત્યારે હીંદી કાયદાની ૯૩ મી કલમના આધારે પ્રાંતનો વહીવટ પોતાના એકલા હાથમાં લેવાની ગવર્નર સત્તા ધરાવે છે, પરંતુ એ કલમનો આશ્રય લઇ લઘુમતિવાળું પ્રધાન મંડળ બનાવવાની ગવર્નરોને સત્તા નથી. આ સંબંધમાં આંઉધના માજી ચીફ઼ જજ સર વઝીર હુસેન કહે છે, કે ગવર્નરોનું, લઘુમતિ પ્રધાનમંડળ નીમવાનું આ પગલું ન્યાય સંગત નથી, જ્યારે સર તેજબહાદુર સપ્રુનો અભિપ્રાય એ કરતાં વિપરીત છે. ગમે તેમ હોય પણ આ પ્રકારના પ્રધાન મંડળની હયાતિનો આધાર પોતાની શક્તિ ઉપર નહીં પરંતુ ગવર્નરોની મહેરબાની ઉપર હોય એ સ્વાભાવિક છે.

જે પ્રાંતોમાં ગવર્નરોએ લઘુમતિ પ્રધાનમંડળો રચ્યાં છે. એ પ્રધાનોની યોગ્યતા વિષે બે મત નથી. એમાંના કેટલાક તો ઘણા લાંબા વખતથી બ્રિટિશ પ્રાંતોના વહીવટથી માહીતગાર છે. અને જો તેઓ કોંગ્રેસપક્ષમાં હોત તો એ પક્ષ પણ એમનેજ પસંદગી આપત. પરંતુ આ આખો પ્રશ્ન, પ્રધાનમંડળની રચના કરતાં નવા કાયદાની અપૂર્ણતા જાણે દર્શાવનારો

છે, અને એ કાયદાના સૌંદર્ય વિષે જે માન્યતા બંધાઇ હોય તે કેટલી બીનપાયાદાર છે તથા ખરેખરી રીતે એથી પ્રાંતિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત થતું નથી એમ દર્શાવવા ઉપસ્થિત થયો હોય એમ લાગે છે.

એવી માન્યતા ઘણી જગાએ હતી કે સરકાર અને કોંગ્રેસ પક્ષ વચ્ચે સમાધાની થશે, પરંતુ લોર્ડ ઝેટલેંડના ભાષણે ઉલટ એ સમાધાનીના માર્ગમાં મુશ્કેલી ઉભી થઈ. સર સપ્રુએ કહ્યું કે "હીંદી પ્રધાને રાજદ્વારી સંજોગો ધ્યાનમાં લઈ કાંઈક બીજો માર્ગ અખત્યાર કરવાની જરૂર હતી." ગાંધીજીએ સ્પષ્ટ કહી દીધું કે "લોર્ડ ઝેટલેંડે નવા કાયદાનો જે અર્થ કર્યો છે તે અયોગ્ય, મનસ્વી, અને સ્વાર્થપૂર્ણ છે. અને તે અર્થમાં તરવારથી હિંદનું શાસન ચલાવવાનો આભાસ થાય છે. ન્યાયથી નહીં." ગાંધીજીએ વધારામાં એ પણ માર્ગ દર્શાવ્યો કે સરકાર ત્રણ જડજોનું પંચ નીમે. જેમાં એક જડજ કોંગ્રેસ નીમે, બીજો સરકાર નીમે અને એ બન્ને જડજ મળીને ત્રીજાને નિયુક્ત કરે. બંધારણના આ ઝઘડા પરત્વે આ પંચ જે નિર્ણય આપે તે બન્ને પક્ષોને માન્ય રહે. હિંદી પ્રધાનના ભાષણના સંબંધમાં પંડિત જવાહરલાલે પણ જાહેર કર્યું કે 'સૂર્યના પ્રકાશની માફક સાફ સાફ જણાઈ આવે છે કે અમારા માર્ગો એક બીજાથી ઉલટા છે. હીંદ અને બ્રિટનના હિતોમાં કાંઈ સમજુતી થઈ શકે એમ નથી.' અંગ્રેજી વર્તમાનપત્રોએ પણ ભિન્ન ભિન્ન વિચારો પ્રકટ કર્યા. તે બધાનો સાર એ હતો કે કોંગ્રેસ પક્ષે હવે પોતાની માગણી છોડી દેવી જોઈએ. અને પ્રાંતોમાં પ્રધાનમંડળોની રચના કરવી જોઈએ.

આ બધી ચર્ચા થયા પછી તા. ૧૩મી એપ્રિલે લોર્ડ લોધીઅને 'લંડન ટાઇમ્સ'ને એક પત્ર લખ્યો. તેમાં તેણે કહ્યું કે "ગાંધીજીની પંચ નીમવાની સૂચના વિચાર કરવા યોગ્ય છે. જો કે આવી બાબતોમાં છેવટનો નિર્ણય તો મતદારોનો જ હોવો જોઇએ. "કોંગ્રેસ પક્ષને લોર્ડ લોધીઅનનો આ વિચાર પસંદ પડયો. અને જવાહરલાલ નહેરૂએ "કોંગ્રેસને આ વાત કબૂલ છે, કારણ કે તેની નીતિનો ખરો આધાર મતદારો ઉપર જ છે." એમ કહ્યું. તેમ સરદાર વલ્લભભાઈ પટેલ વગેરે આગેવાન કોંગ્રેસ ગૃહસ્થોએ મતદારો સમક્ષ પ્રસંગોપાત એવી ઉદ્ઘોષણા પણ કરી કે અલ્પ સમયમાં પુનઃ ચુંટણી થવાનો પ્રસંગ આવશે એટલે મતદારોએ તૈયાર થઇ રહેવું.

આ બાજુ હીંદી નાયબ પ્રધાન મી. બટલરે, એક પ્રશ્નના ઉત્તરમાં આમની સભામાં જણાવ્યું કે 'સરકાર, ગાંધીજીની પંચ નીમવાની દરખાસ્ત ઉપર વિચાર ચલાવી રહી છે.' પરિણામે કોંગ્રેસ પક્ષ, પ્રધાનપદનો સ્વીકાર કરશે એવી આશા ફરીથી સર્વત્ર બંધાઈ. પરંતુ ત્યાર પછી સરકાર પક્ષે મૌન જાળવી રાખ્યું તા. ૧૫મી એપ્રિલે ગાંધીજીએ લંડન ટાઇમ્સ ઉપર એક તાર મોકલ્યો તેમાં જણાવ્યું કે "ગવર્નરો તરફની ખાત્રી મેળવ્યા વગર પ્રધાનપદનો સ્વીકાર કરવો એ ભારી ભૂલ છે. ગવર્નરો અને કોંગ્રેસ પક્ષમાં એથી હમેશાં ઝઘડા થશે એટલે એ કરતાં તો હાલ જે સ્થિતિ છે તે વધારે ઇષ્ટ છે."

ત્યાર પછી મદ્રાસ પ્રાંતના કેટલાક આગેવાનોએ એક નિવેદનપત્ર પ્રકટ કર્યો. તેમણે લોર્ડ ઝેટલેંડના ભાષણને સહાનુભૂતિ વગરનું કહી ઉભી થયેલી બંધારણની મુશ્કેલીમાંથી નીકળવાને માટે ગાંધીજીની પંચ નીમવાની સૂચનાનો સ્વીકાર કરતાં જણાવ્યું કે 'ફેડરલ કોર્ટના જડજોનો પંચ તરીકે સ્વીકાર કરવામાં આવે, અને એમનો નિર્ણય બન્ને પક્ષો માન્ય રાખે. કારણ કે હિંદી કાયદાના ૨૧૩મા ધારામાં ફીડરલ કોર્ટને બંધારણીય પ્રશ્નો પરત્વે પણ નિર્ણય આપવાની સત્તા આપવામાં આવી છે." ના. વાઇસરોય અને હિંદી પ્રધાનને, આ મદ્રાસી આગેવાનોએ આ ઝઘડાનો જલદી અંત લાવવા માટે પોતાના નિવેદનમાં વિનતિ કરી હતી. અને સાથે સાથે જણાવ્યું હતું કે જો એનો સંતોષપ્રદ નિર્ણય લાવવામાં નહી આવે તો સ્થિતિ કદાચ ગંભીર બનશે. પણ ફીડરલ કોર્ટ પાસે આ સવાલ મૂકવાની એમાંથી એકેય પક્ષે તત્પરતા દર્શાવી નહિ. આના કારણમાં એમ પણ

હોય કે આવા સવાલનો ફેંસલ આ કોર્ટના કાર્યક્ષેત્રની બહાર હોય. અર્થાત્ કાયદામાં પાર્લામેંટ સિવાય કોઇને ફેરફાર કરવાની સત્તા ન હોય.

આગ્રહ ન રાખવો એ બુદ્ધિનું લક્ષણ છે. એટલે કાયદાના શબ્દોને સદંતર વળગી ન રહેતાં સંયોગોને અનુસરી વર્તવામાં આવે એ કોંગ્રેસ અને સરકારપક્ષે ઉચિત છે. પરંતુ બન્ને પક્ષ સંદિગ્ધતામાં છે. ઇંગ્લેંડ અને હીંદુસ્તાનમાં આ પ્રશ્ન પરત્વે નિવેદનો થયા કરે છે. પરસ્પર એના ઉત્તરો અપાય છે. એ ઉપરથી એટલું સૂચિત થાય છે કે ઉભયપક્ષ ઇચ્છે છે કે પ્રધાનમંડળો, બહુમતિના ટેકાવાળાં રચાવાં જોઈએ. કારણ કે તેમાં ઇલાકાઓની પ્રજાના હિતનો સવાલ છે. જે ૭ પ્રાંતોમાં લઘુમતિ પ્રધાનમંડળો રચાયાં છે. ત્યાં ધારાસભાઓની બેઠકો ધાર્યા પ્રમાણે ભરવામાં આવી નહીં. ધારાસભાના કોંગ્રેસ આગેવાનોએ એ પ્રાંતોના ગવર્નરોને તાકીદે એસેંબ્લીની બેઠકો બોલાવવાનું જણાવ્યું છે. મધ્યપ્રાંતના આગેવાન ડૉ. ખરેએ તો ગવર્નરને, એસેંબ્લીની મીટીંગ બોલાવવા માટે લખેલા પત્રમાં જણાવ્યું કે જો તાકીદે એસેંબ્લીની સભા નહીં બોલાવવામાં આવે, તો પોતે બહુમતિ પક્ષના આગેવાન તરીકે એસેંબ્લી બોલાવશે. જે માટે એસેંબ્લી હોલ વાપરવાની એમણે માગણી પણ કરી. મદ્રાસ, સંયુક્તપ્રાંત વગેરે પ્રાંતોના આગેવાનોએ પણ ગવર્નરોને એસેંબ્લીની સભાઓ બોલાવવા પત્રો લખ્યા પરંતુ તે સંબંધમાં જે પ્રકારનું સરકારી વલણ છે એ ઉપરથી જણાય છે કે ૭ મહીના કરતાં વહેલી એસેંબ્લીની સભાઓ, કોંગ્રેસની બહુમતિવાળા આ પ્રાંતોમાં, અત્યારના સંયોગો જ્યાં સુધી હયાત છે, ત્યાં સુધી નહીં બોલાવવામાં આવે, અને લઘુમતિ પ્રધાનમંડળોની મદદથી આ દરમિયાન એ પ્રાંતોમાં વહીવટ ચલાવવામાં આવશે.

બંધારણની બાબતોમાં પ્રમાણભૂત ગણાતા પ્રો. કીથે 'સ્કોટમેન' નામના એક પત્રમાં આ બંધારણીય સવાલ સંબંધી પોતાનો મત પ્રદર્શિત કર્યો હતો. તે કહે છે કે "ગવર્નરને લઘુમતિપક્ષમાંથી પ્રધાનમંડળ રચવાનો અધિકાર છે, પરંતુ ત્યાર પછી તુરતજ તેણે એસેંબ્લીની સભા બોલાવવી જોઇએ. નવા કાયદાનો એવો હેતુ તો છે જ નહીં કે લઘુમતિ પ્રધાનમંડળ વહીવટ ચલાવે." કોંગ્રેસપક્ષની માન્યતાને આથી વિશેષ પુષ્ટિ મળી છતાં એટલું તો કહેવું જોઈએ કે બંધારણમાં (૧) લોકો અને (૨) એમનો મત. એ બે અગત્યનાં અંગો છે. હાલનાં બંધારણોનો જન્મ આ બે તત્વોમાંથી થયો છે. લોકોને રાજ્ય ચલાવવાનો અધિકાર છે. અને રાજ્ય પોતાના મત પ્રમાણે ચાલે એવી એમની ઇચ્છા હોય છે. એમાંથી બહુમતિ અને લઘુમતિનાં ધોરણો ઉદ્ભવ્યાં છે. એટલે ડેમોક્રસીના સિદ્ધાંત પ્રમાણે જો કોઈ રાજ્યતંત્ર ચાલવાનો દાવો કરતું હોય તો તેણે વહીવટમાં બહુમતિના વિચારને પ્રો. કીથ કહે છે, તેમ અવશ્ય માન આપવું જોઇએ.

પાંચ પ્રાંતો કે જ્યાં કોંગ્રેસપક્ષની બહુમતિ નથી ત્યાં, એ પ્રાંતોનો વહીવટ તો બહુમતિના ધોરણે ચાલે છે. પરંતુ કોંગ્રેસપક્ષની બહુમતીવાળા બાકીના પ્રાંતોમાં ઉપર કહ્યું તેમ કામચલાઉ પ્રધાનમંડળો જે તે પ્રાંતોના ગવર્નરોએ રચ્યાં છે અને તેતે પ્રાંતોના પ્રધાનો કામ કરતા થઈ ગયા છે. એ પ્રધાનો એમના કામને માટે અયોગ્ય છે, અથવા તો તેઓના કરતાં કોંગ્રેસ પક્ષના પ્રધાનો વધારે લોકહિતવાદી આવશે એમ કહેવું યથાર્થ નથી. આ આખી વાટાઘાટમાં, વહીવટી સત્તા અને જવાબદારી, બંધારણના નિયમો પ્રમાણે લઘુમતિની હોવી જોઈએ કે બહુમતિની, એ પ્રશ્ન મહત્વનો છે. કારણ કે ગવર્નરોના નીમાયલા પ્રધાનો—જેમ રાજાઓ પોતે નીમેલા દીવાનો દ્વારા કારભાર ચલાવે છે તેમ—વહીવટ ચલાવે તો લોકશાસનવાળા બંધારણનો શુભ હેતુ નષ્ટ થાય છે.

કામ ચલાઉ પ્રધાનમંડળોને પીઠબળ ઓછું છે એ તો નિર્વિવાદ છે. અને એટલે અંશે એ પ્રધાનો વહીવટી તંત્રમાં લોકોના નામે જોર ઓછું કરી શકે અને સરકારી મંડળો ઉપર આધાર રાખવો પડે, એ સ્વાભાવિક છે. બ્રિટિશ રાજ્યનીતિજ્ઞોને આ સ્થિતિ પસંદ નથી. લોર્ડ લોધીઅને એકવાર ફરીથી

ન્યુસક્રોનીકલમાં લખ્યું હતું કે "કોંગ્રેસ પક્ષને માટે સારામાં સારો ઉપાય એ છે કે કોઈપણ પ્રકારની ગવર્નરો પાસેથી ખાત્રી મેળવ્યા વગર પ્રધાનપદાનો સ્વીકાર કરી કોંગ્રેસના કાર્યક્રમનો વહીવટમાં અમલ શરૂ કરવો અને ગવર્નરો જો હસ્તક્ષેપ કરે તો નવી ચુંટણી કરાવવી." આ વાત બંધારણ પ્રમાણે બરાબર છે. પણ નવી ચુંટણી કરવા પાછળ, લાખો મતદારોને પોલીંગ સ્ટેશને આવવા જવામાં ખર્ચ અને હાડમારી કેટલી થાય એ બાબતનો પણ વિચાર કરવો જોઇએ. એટલે આ સવાલને એટલું ઉગ્ર સ્વરૂપ આપવું જોઈતું નથી કે જેમાંથી નવી ચુંટણીનું વાવાઝોડું જન્મ પામે.'

આ આખા સવાલને અંગે સરકારની સ્થિતિ જેમ વિચિત્ર થઈ પડી છે તેમ કોંગ્રેસના રચનાત્મક કાર્યને તેથી હાનિ પહોંચી છે. 'સામાન્યતઃ ગવર્નરો હસ્તક્ષેપ કરવાના પોતાના અધિકારનો ઉપયોગ નહીં કરે.' એ ગાંધીજીએ ટાંકેલા સર સેમ્યુઅલ હોરનાં વચનોદ્વારા કોંગ્રેસ પક્ષને જો ખાત્રી આપવામાં આવી હોત તો ગાંધીજી જેને 'ગૃહસ્થાઈના કરાર' કહે છે તેનો અર્થ બરાબર સરી જાત એમ લાગે છે. એને બદલે સામસામી ચર્ચા કરવામાં સવાલને વિશેષ મુશ્કેલ બનાવવામાં આવ્યો છે. થોડા દિવસો પહેલાં આમની સભામાં નાયબ હિંદી પ્રધાન મી. બટલરે, પ્રશ્નોત્તરી વેળા ફરીથી કહ્યું હતું કે સરકારે ગાંધીજીની પંચ નીમવાની વાત ઉપર વિચાર કરી જોયો છે ને તે સૂચના સ્વીકારવા અશક્ત છે. પણ તેણે સાથે સાથે એમ પણ કહ્યું કે આ સંબંધમાં વાઇસરોયની મુલાકાતની માગણી કરવામાં આવશે તો તેનો સ્વીકાર થશે. નાયબ હિંદી વજીરનું વલણ સમાધાનના વિઘ્ન રૂપ નહીં પણ તેના ઉકેલ રૂપ થઈ પડે એવું હતું. પણ માગણી કોણ કરે? ગાંધીજી કહે છે કે બહુમતિ ધરાવનાર પક્ષે શા માટે વાઈસરોય પાસે અરજદારો રૂપે જવું જોઈએ? અર્થાત્ કે વાઈસરોય સાહેબે આગેવાનોને આમંત્રણ આપવું જોઈએ. કોંગ્રેસની કારોબારી કમિટીની બેઠક એપ્રિલના છેલ્લા સપ્તાહમાં અલ્લાહાબાદ ખાતે મળી હતી, તેમાં ઘણા કલાકોની ચર્ચા પછી નીચે પ્રમાણે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

"મહાસમિતિના ઠરાવનો આશય જોઇતી ખાત્રીઓ મેળવવા માટે કાયદામાં કોઈપણ પ્રકારનો સુધારો કરાવવાનો નથી.

સમિતિ માને છે કે હિંદી વજીર લોર્ડ ઝેટલેંડે અને મી. બટલરે બ્રિટિશ સરકારની નીતિ વિષે કરેલી જાહેરાતો અધૂરી અને ગેરરસ્તે દોરવનારી છે.

ગવર્નરો પાસેથી ખાત્રી માગવાનો હેતુ ગવર્નર અને એના પ્રધાનો વચ્ચે ગંભીર મતભેદ ઉભો થાય એ વખતે પ્રાંતિક ધારાસભા વિસર્જન કરવાના અગર તો પ્રધાનમંડળ બરતરફ કરવાના ગવર્નરના હક્કને નાબુદ કરવાનો નથી. પરંતુ ગવર્નરો પ્રધાનોને બરતરફ કરવાનું પગલું ભરે એને બદલે પ્રધાનો ગવર્નરોની દરમિયાનગીરીને તાબે થાય અને પરિણામે એમને રાજીનામું આપવું પડે એ સામે સમિતિનો સખ્ત વાંધો છે."

આ ઠરાવમાં કોંગ્રેસની માગણી વિશેષ સ્પષ્ટ કરવામાં આવી છે. એટલું જ નહી પણ નાયબ હીંદી વજીરની વિચારણા અને કારોબારી કમિટીના આ ઠરાવ વચ્ચે ઝાઝું અંતર નથી. એટલે હવે તો કોંગ્રેસ અને સરકાર, આ બે પક્ષમાં કોઈ મધ્યસ્થ રહી સમાધાનીનો રસ્તો કાઢવા પ્રયત્ન કરે તો આ ધમાધમીમાંથી અને તેના પરિણામમાંથી દેશ ઉગરી જાય. સર સપ્રુએ વિલાયત જતાં જતાં કહ્યું છે કે તેઓ બ્રિટિશ રાજ્યનીતિજ્ઞોને મળી આ સંબંધી ઉકેલ લાવવા પ્રયત્ન કરશે. વિલાયતમાં પણ ત્યાંના રાજ્યનીતિજ્ઞોની આ સવાલનો સંતોષકારક રીતે ઉકેલ થાય એવી વૃત્તિ છે. લોર્ડ જ્યોર્જે કહ્યું છે, કે "હીંદુસ્તાનની સૌથી બળવાન રાજદ્વારી સંસ્થાનું દીલ જીતી લેવા જેવું નવા કાયદામાં કશું જ નથી અપાયું, એથી ઉલટું અસંતુષ્ટ માણસો શત્રુ ભાવે ઉભા ઉભા ભાંગફોડ કર્યા કરે એવું એમાં ઘણું આપવામાં આવ્યું છે. બંધારણ ફોકી બેસાડવાનો નહીં પણ સમાધાનીના સંદેશા ચલાવવાનો આ પ્રસંગ હતો." તા. ૫ મી મે એ ઉમરાવોની સભામાં લોર્ડ સ્નેલે, કોંગ્રેસ સાથેના બંધારણીય ઝઘડાની ચર્ચા

ઉપસ્થિત કરી હતી. તેણે કહ્યું કે "હું સરકારને અરજ કરૂં છું કે જે કાંઇ ગેરસમજુતી ઉભી થઇ હોય તે દૂર કરીને શુભેચ્છાની લાગણી દર્શાવવી અને ગવર્નરની સત્તાનો બીન જરૂરી ઉપયોગ કરવામાં આવશે નહીં, તથા નવા બંધારણની રૂએ જે જે બાબતો પરત્વે ધારાસભા અને પ્રધાનોની સત્તામાં હોય તેમાં તેઓની ઇચ્છાને માન આપવામાં આવશે, એવી શકય ખાત્રી કોંગ્રેસ આગેવાનોને આપવી. વિલંબથી પરિસ્થિતિ વિશેષ મુશ્કેલ અને ગંભીર બનતી જાય છે." સાથે સાથે લાર્ડ સ્નેલે કોંગ્રેસના આગેવાનોને પણ વિનતિ કરી કે તેમણે "પ્રજાને ગેરરસ્તે દોરવવી નહીં. હું હીંદની પ્રજાને ખાત્રી આપવા ઇચ્છું છું અને મારી દૃઢ માન્યતા છે કે પ્રધાનોની ઇચ્છાને ગવર્નરો નિરર્થક અવગણે તે બ્રિટિશ પ્રજા સહન કરી લેશે નહીં." ઉમરાવોની સભામાં લોર્ડ સ્નેલ વગેરેએ ઉપસ્થિત કરેલી ચર્ચાનો હીંદી પ્રધાન લોર્ડ ઝેટલેન્ડે જે પ્રત્યુત્તર આપ્યો એ એમના અગાઉના કરેલા ભાષણ કરતાં ઘણી સહાનુભૂતિવાળો હતો. એમણે કહ્યું કે "કોંગ્રેસે ગવર્નરોની ખાસ સત્તા પરત્વે જે વિરોધ ઉઠાવ્યો છે તે ખાસ સત્તાઓનો સાધારણ રીતે ઉપયોગ કરવામાં આવશે નહીં. ગાંધીજીએ એક પગલું આગળ આવી. "પ્રધાનોને અને ગવર્નરોને મતભેદ પડે ત્યારે ગવર્નરોએ પ્રધાનોને બરતરફ કરવા અને તેમ નહીં તો એમને રાજીનામું આપવાની ફરજ પાડવી." એમ કહ્યું. ગવર્નરો જો પ્રધાનોને રાજીનામું આપવાની ફરજ પાડે કે પ્રધાનોને બરતરફ કરવાનું પગલું ભરે તો તેનો અર્થ એ થાય કે પ્રાંતિક વહીવટની સત્તા, ખરેખરી રીતે ગવર્નરોના હાથમાં, એક હથ્થુ રીતે રાખવામાં આવી છે. અર્થાત્ કે લોકતંત્રવાદ કે પ્રાંતિક સ્વાતંત્ર્ય જેવું એમાં કશું જ નથી. આવા પ્રકારના આક્ષેપમાંથી સરકાર મુકત રહેવા ઇચ્છે છે. વળી પાછું ગાંધીજીએ ફરી જાહેર કર્યું છે કે "કોંગ્રેસ હોદ્દાઓ સ્વીકારે એ માટે હું આતુર છું." ત્યાર પછી લોર્ડ ઝેટલેન્ડે ત્રીજી વખત આ બંધારણીય પ્રશ્ન ઉપર પોતાનું મંતવ્ય દર્શાવ્યું. અને નવા નાયબ હીંદી વજીર લોર્ડ સ્ટેન્લીએ તો બહુમતિ પક્ષ સાથે અર્ધે રસ્તે મળવાની ખરેખર તત્પરતા દર્શાવી. જ્યાં સુધી કોઇ કાર્યનો અમલ ન થાય ત્યાં સુધી એ કાર્ય સંબંધી પ્રસિદ્ધ થતા અભિપ્રાયો ઉપર ભરૂસો રાખવો એ ડહાપણ ભરેલો માર્ગ નથી. વચન મેળવ્યા પછી કે આપ્યા પછી એના પાલન વિષે શંકાશીલ રહેવા કરતાં એવા સંયોગો ઉભા થાય એવું પગલું ભરવું જ મુનાસીબ નથી એમ એમને લાગે છે.

આ ચર્ચા ત્રણ માસ કરતાં વધારે ચાલી ત્યાં સુધી જેણે કાંઇ કહેવું જોઇએ એવા એક મૂક ગૃહસ્થે આખરે આ પરત્વે પોતાના વિગતેસર વિચારો જણાવ્યા છે. આ ગૃહસ્થ લોર્ડ લીન્લીથગો. હીંદુસ્તાનની પ્રજાને લોર્ડ લીન્લીથગોની સહૃદયતામાં ભરૂસો છે. એમનું નિવેદન કોંગ્રેસપક્ષને જે જોઈએ છીએ તે આપે છે કે નહીં એ અલગ પ્રશ્ન છે. પણ એ નિવેદનમાં સહૃદયતા તો અવશ્ય તરી આવે છે. કશું છૂપાવ્યા વિના વાઇસરાય સાહેબે પોતાના મનની વાતને કહી નાંખી છે. અને આખું એમનું નિવેદન વાંચનારને એમ પણ લાગ્યા વગર નહીં રહે કે વાઇસરાય સાહેબ ગવર્નરો વતી જાણે ખાત્રી પણ આપતા હોય નહીં!

પરિણામ સારૂં આવશે એ સંબંધી શંકા નથી.

તા. ૨૩-૬-૩૭ **એક અભ્યાસી.**

———o———

# ભાવનગરનો ઈતિહાસ

(ગતાંકથી ચાલુ)

વખતસીંહજીએ સ્વર્ગવાસ કર્યો. તેમની ઉત્તર ક્રિયા પછી ઠાકોર પદ ધારણ કરીને વિજયસીંહજી પોતાની ૩૬ વરસની ઉમરે ગાદી નશીન થયા. અને વખતસીંહજીએ જે પોતાના બીજા બે ફટાયા કુંવરોને માટે ગ્રાસમાં આપવાનાં ગામો મુકરર કરી રાખેલાં તેનો વહીવટ નીચે પ્રમાણે વિજયસિંહજીએ પોતાના ભાઇઓને સુપરત કર્યો. બાપજીરાજને (૧) મોજે તરસરા, (૨) મોજે વાવડી (૩) મોજે રોહલ. રાવસિંહજીને એક ગામ મોજે ભાલવાર આપ્યું અને બીજાં બે ગામોનો વહીવટ આપતાં પહેલાં તેઓ દેવશરણ થવાથી એ ગામો મળ્યાં નહીં.

સં. ૧૮૭૩ની આખરમાં વિજયસીંહજીને રાજદ્વારી પ્રસંગને લીધે જેતીઆ મુકામે બ્રિટિશ સરકારના પોલીટીકલ એજંટ બાલેનટાઇન સાહેબની પાસે જુનાગઢ જોરતલબીની ચડેલી રકમનો ફડચો કરાવવા વગેરેના કામ સારૂ જવાની જરૂર પડી તેથી તેઓ ત્યાં ગયા. તે વેળા દીવાનગીરીના કામ ઉપર નાગર જ્ઞાતિનો જીભાઈ રાઘવજી કરીને એક ગૃહસ્થ હતો. તે પણ સાથે ગયો હતો. ત્યાં સાહેબ મોસુફે ઘણા સન્માનથી મુલાકાત કરી અને જોરતલબી વગેરે જે જે કામો બાબતમાં સાહેબે સલાહ આપી તે પ્રમાણે પરતા નીકાલો કર્યા. બાદ નવાનગરમાં જામસાહેબ જસાજી વેરે પોતાની બ્હેન કેસાબાને પરણાવેલાં તેમને મળી પછી દ્વારકાનાથજીની યાત્રા કરવા જવા સારૂ તેડવા માટે નગરના મુખ્ય દીવાન મોતી મહેતો વિજયસીંહજી પાસે જેતીએ આવેલા તે સુધાં ઠાકોર સાહેબ નવાનગર ગયા. તે વેળાએ જસા જામ ગુજરી ગએલા અને જામ રણમલ નાની ઉમરના હતા. તેથી ત્યાંનો સર્વ કારબાર ધ્રાંગધ્રાના રાજ સાહેબનાં દીકરી આછુબા જે જસા જામનાં વિધવા થાય તેમના હાથમાં આવેલો હતો. તેમણે પોતાના આગ્રહ પ્રમાણે આગળના જુના જમાનાની રસમને મજબૂત રીતે વળગી રહી એકલા વિજયસીંહજી સિવાય તેમના બીજા કોઇ કુટુંબીને કેશાબાની મુલાકાત લેવાની ના કહી. એથી વિજયસીંહજીને માઠું લાગ્યું અને તેઓ કેસાબાને મળવાનું છોડી દઇ તુરત દ્વારકાનાથજી જવાને માટે નીકળ્યા. ત્યાં યથાવિધિ યાત્રા કરી, ઘણું દાન પુણ્ય કરી ત્યાંથી પાછા વળતી વખતે રસ્તે જુનાગઢમાં ગિરનારનો ડુંગર જોઇ, પ્રાચી, પાટણ, સોમનાથ આદિનાં દર્શન કરી મહુવા ઉપર થઇને ભાવનગર આવ્યા.

ઉપર કહી ગયા કે કુંડલા પરગણાના ખુમાણ હાદા વગેરે આલા પેટ જેમણે દરબારની સામે બારવટે નીકળી કેટલુંક નુકસાન કરેલું હતું. તે પછી પાછા ઠાકોરશ્રી વખતસીંહજીને શરણ આવી કસુંબો પીધાથી તેને બરબટાણા, બાબરીવાધાર વગેરે ગામો જીવાઈમાં આપી સુલેહથી રહેવા સારૂ ત્યાં મોકલેલા. તે લોકોએ વિજયસીંહજીની કારકીર્દીને નબળી સમજીને તેઓ ગાદીએ બેઠાં પછી થોડી મુદતે એટલે સંવત ૧૮૭૬ની સાલમાં એ ખુમાણોએ પછી પોતાની જાતી ખસલતી ચાલ ઉપર લૂંટ ચોરીનો ધંધો કરવાનો આરંભ કર્યો. અને જાણે પોતાની ઉપર કોઇની સત્તા છે જ નહીં એવી સ્વચ્છંદી વર્તણૂંક બતાવા લાગ્યા. તે બાબત ઠાકોરે ગુગળ ગઢવી વગેરેને એ ખુમાણોને સમજાવવા સારૂ મોકલી તેમની સાથે ઘણી રીતે વીષ્ટી ચલાવી, પણ તેના દીલમાં ઠાકોરના તાબામાં નહીં રહેવાનું હોઇને તેમણે ઠાકોરની વીષ્ટીને સ્વીકારી નહીં અને આખરે પાછા ફરીથી ઠાકોરથી વિજયસીંહજીની ઉપર એ સર્વે ભાઇઓ તેના રહે-

વાના ગામ આંબરીયાધાર તથા અરગટાણાથી બહારવટે નીકળ્યા અને પહેલ વહેલું કુંડલા પરગણાનું મીતીયાળા ગામ તેઓએ માર્યું ( સં. ૧૮૭૬માં ) ને તુરત પાછું નેસડી ગામ માર્યું. તેની ખબર કુંડલા થાણામાં પડવાથી ત્યાંના કેટલાક સવારો તેની પાછળ થયા. તેમ એ ગામ મરાવાની અમરેલી, લાઠી જાણ થવાને લીધે ત્યાંના સવારો પણ તેની સામા થવા નીકળી પડયા. અને કુંડલાના સવારોએ એ હાદા વગેરે ગીરમાં નાસી જવા પામે નહીં તેટલા સારૂ તેની સરહદ ઉપર તેમાંના કેટલાક સવારોને આડ બાંધી ઉભા રાખેલા તેને મારી કાઢી, હાદા વગેરે ગીરમાં આવી ભરાઇ ગયા. પણ હાદાના વડા દીકરા ઘેલા ખુમાણથી તેમ બની શક્યું નહીં. એટલે તે ફક્ત ાંચ સવારથી રહી જતાં ત્યાંથી નાશી છુટયો અને ીલીઆ પ્રગણાના આંબા ગામમાં ગયો છે એવી ંડલાના સવારોને બાનમી મળ્યાથી તેઓ ત્યાં ગયા મને તે જ વેળાએ લાઠીના સવારો પણ આવી હોંચ્યા એટલે ઘેલો ખુમાણ ભાગવા સારૂ ગામ હાર નીકળતાં જ તેને લાઠીના સવારોયે બંદુકનો ાંભો છોડી ઠેર કર્યો. *

તે પછી તે વરસે એટલે સ. ૧૮૭૭ની સાલની શિયાળા તથા ઉન્હાળાની સંયુક્ત મોસમમાં, ઘેલો ખુમાણ મરાણાની દાઝે તેના ભાઇઓ જોગીદાસ-ભાણ, હાદો તથા જસો, જોગીદાસના દીકરા માણસુર તથા લાખો, જોગીદાસનો કાકો વીગે ખુમાણ તથા તેના દીકરા ભીમ અને વીસામણ અને મરનાર ઘેલા ખુમાણના દીકરા ચાંપો તથા ગામ, જેઓ ગીરમાં છુપાઇ રહ્યા હતા તેઓ સર્વે પાછા કુડલા પ્રગણામાં ફેરો દેવા સારૂ નીકળી પડયા. અને વડા ગામમાં ઢોર વગેરે માલ લઇ ગીર તરફ ભાગતાં તેની પાછળ કુંડલાની બહારના સ્વાર કાણુભટી તથા સંધીયો વગેરે થયા. અને ખુમાણો, ડેડાણ નજીકમાંની એક ધાર પાસે ઢોરને આગળ ગાલતાં રાખી વીસામો ઉતરેલા ત્યાં આગળ આ વાર એકઠી થઇ ગઇ, એટલે તેને જોઇ તેમનાથી ઘોડાં નહીં લેવાયાં અને પાસેના નહેરામાં પેદલ જઇ પડયા. તે જ વેળાએ તેની ઉપર બહારનાં માણસોએ બંદુકનો તાસીરો કર્યો. તેમાં જોગીદાસના દીકરા માણસુરને પડખામાં ગોળી વાગવાથી તે તે જ જગોએ ઠાર રહ્યો. અને લાખાને ભાગતાં ભાગતાં હાથના કાંડામાં ગોળી લાગી. અને તેઓ ઉભે નહેરે નાસી ગીરમાં અલોપ થઇ ગયા. તથા વહાર પાછી કુંડલે આવી. ત્યાર પછી માણસુરની લાસને એ લોકોએ પગમાં પહેરેલા ત્રોડા ઉપરથી વેજલ કાંઠા નજીક ઓળખી. ત્યાં તેની દહનક્રિયા કરી. તેનો પાળીયો હજી તે કાંઠા ઉપર છે. ને તેને તેના વારસો વરસમાં એક વાર સીંદુર ચડાવા જાય છે.

ખુમાણો તરફથી આ મુજબ રીતના ઉડયો. અને તેઓએ વખતે વખતે ગામો મારી માણસોનાં ખુનખરાબા તથા લુંટો કરવા માંડી તેમજ બીજા પ્રાંતોમાં પણ બહારવટાં જારી હતાં તેથી તેનો અંત આણવાને ચાંપતા ઉપાય લેવા તરફ રાજકોટના પોલીટીકલ એજન્ટ કપ્તાન બારનવેલ સાહેબનું લક્ષ ખેંચાયું. અને તે કામ સારૂ પોતે જાતે દેશી પ્યાદલની રેજીમેંટો તથા ટ્રુપ સવારોનું લશ્કર લઇ સંવત ૧૮૭૮ની સાલમાં અમરેલી મુકામે આવી છાવણી કરી અને કાઠીઆવાડના સર્વે રાજાઓને પોતાની છાવણીમાં આવવાનું આમંત્રણ કરી, જેની ઉપરનાં જે જે બારવટાં હોય તેનું જલદીથી પારિપત્ય કરવાને સલાહ આપી. અને તે કામમાં પોતાથી જોઇએ તેટલી મદદ આપવાને વચન આપ્યું. આ ઉપરથી અમરેલી મુકામે ગાયકવાડ સરકારના સુબા ગોવીંદરાવ દેવાજી અને બીજા કાઠીઆવાડના ઘણા રાજાઓ, તાલુકદારો અને ભોમીઆ એકઠા થયા. તે જ પ્રમાણે પોલીટીકલ એજન્ટ સાહેબના આમંત્રણ મુજબ ઠાકોરશ્રી વિજયસિંહજી પણ તે વેળાના પોતાના મુખ્ય દીવાન

* આ બાબત હજી સુધી એ ખુમાણોને લાઠી સાથે અણબનાવ છે.

નરસીંહદાસ લાધારામ સહિત પ્રથમ અમરેલી ગયા. ત્યારપછી સાહેબનો મુકામ ત્યાંથી ઉપડી બગસરે ગયો, ત્યારે તેમના ફરમાવ્યા મુજબ ખુમાણોનું પારિપત્ય થતાં સુધી વિજયસીંહજી પોતાના મહાલ કુંડલે રહેવા સારૂ ગયા. અને કારભારી દેશાઇ સેવકરામ રાજારામને સાહેબ મોસુફની સવારીમાં મોકલ્યા. તેમણે ભાવનગરના મુલક ઉપર આલા ખુમાણના જે વંશજો બહારવટે નીકળીને નુકસાન કરે છે તેને જેતપુરના મુળુવાળા મદદ આપે છે અને એ હરામખોરોને આશ્રય આપે છે તેથી એ ખુમાણોનું પારિપત્ય બરાબર થઇ શકતું નથી. માટે મુળુવાળા વગેરેને તાકીદ કરી મજકુર હરામખોરોને તે લાવી સોંપે એમ થવું જોઇએ, ઇત્યાદિ હકીકત બારનવેલ સાહેબને જાહેર કરી. સાહેબે તે બાબત મુળુવાળા વગેરેને પૂછયું ત્યારે તેમણે સઘળી વાતનો ઇન્કાર કરી તેના મુલકમાં કયાંઇ યે ખુમાણો છતા થાય તો સરકાર ફરમાવે તે ગુન્હેગારી ભોગવવી એવી રીતનો મુચરકો લખી આપ્યો.

આણી કોર ઠાકોરશ્રી વિજયસીંહજીએ કુંડલેથી આલા ખુમાણના વંશજો હાદા તથા જોગીદાસ વગેરેને છતા કરી તેના ઉપર જય મેળવવાને ચોતરફ બાતમીદારો મોકલી કોશીશ ચલાવી હતી એવામાં ધારી ગુંદાળી મુકામે બારનવેલ સાહેબની છાવણી હતી ત્યાં સેવકરામ દેસાઇ પાસે જુનાગઢનો રહેનાર મેઘ રાઠોડ, જેની ભેંસો જોગીદાસ વગેરે ખુમાણો પ્રથમ એ ગામે ફેરો કરી લઇ ગયેલા, તેની શોધ માટે આવ્યો. તેણે બાતમીદાર તરીકે ખુમાણોના રહેઠાણ વગેરેની તપસીલથી બીના જાહેર કરી. એ ઉપરથી સેવકરામ દેસાઇના નજરમાં આવ્યું કે આ વાત દરબાર તરફથી જ ખરી કરી આપવી. તથા તેનું પારિપત્ય પણ દરબાર તરફથી કર્યા બાદ પોલીટીકલ એજન્ટને જાહેર કરવું. આથી તેમણે એ બાતમીદારને કાગળ લખી આપી કુંડલે ઠાકોર પાસે મોકલ્યો. તેણે જો કે રસ્તામાં એ કાગળ પાડયો તોપણ તેણે કુંડલે જઇ ઠાકોરનો કામદાર જેઠો મહેતો જેઓ ભેળા હતા, તેને વિગતથી વર્તમાન કહ્યું, એટલે ઠાકોરે જેઠા મહેતા, તથા ઠાકોરના સાળા પરમાર વજુભાઇ તથા ભાયાત જેઠીભાઇ અને ૧૫૦ સવાર સહિત જમાદાર અબદુલ હબીબ એટલાને મોરાપીની સાથે મોકલ્યા. તેઓ બીજે દિવસે સૂર્યોદય થયાની લગભગ અઢાર ગાઉ ઉપર જેતપુરના ગામ વલારડી પહોંચ્યા. ત્યાં એક ઘરમાં ગોશરીએ બેઠેલ જોગીદાસના દીકરા હરસુર તથા ગોલણ અને તેની દીકરી કમરીબાઇ જેઓ છેક નાની ઉમરનાં હતાં તેમને તથા ઘેલા ખુમાણનાં છોકરાંને પકડી લાધાં. પછી તે ગામથી આગળ ચાલતાં ત્રણ ગાઉ ઉપરના એક જેતપુરના ગામ ધુધગઢે આવ્યા. ત્યાં પાદરમાં એક રબારણ અડવા હાથે મળી. (આ લોકો સુવાસણ હોય છે તોપણ કેટલાંક હાથમાં બલૈયાં પહેરતાં નથી) તેને જોઇ ગીસ્તમાનો એક બારીગર બોલ્યો કે શુકન ઘણા ખરાબ થાય છે. તે સાંભળી એ બાઇ બોલી કે કાંઇ શુકન ખરાબ થતા નથી. તમે જે કામે જાઓ છો તે ગામમાં છે. તે સાંભળી મોરાપી આગળ અને બીજા પાછળ એમ સર્વે ગામમાં પેઠા. ત્યાં ચોરામાં બેઠેલ એક બે સીપાઇ આડા ફર્યા તેથી ગીસ્તને ચાલતાં જરા અટકવું પડયું. તે પણ તે ચોકીદારોને બંદુકના કુંદા મારી દૂર ખેસવ્યા, તેની હુકળ થઇને એમને એમ એ મોરાપીની સાથે એક ઘર નજીક ગયા. આ વેળાએ અસુર થઇ જવાથી જોગીદાસ વગેરે તમામ ખુમાણો છાશ પીને ફેરો દેવા સારૂ બહાર નીકળી ગયેલા હતા. ને માત્ર એકલો હાદો ખુમાણ આ ઘરમાં રહેલો હતો. તે હુકળ સાંભળી તેની સાથેના ચારણ હીપા સુદ્ધાં તરત તે ઘરનું છાપરૂં ખુલ્લું કરી તેની પાછળની પછીતે ખેડ કરવાનું હળ મૂકી નીચે ગયા. ને તેની પાસે જ એક પાણ કાઢેલ ઘઉંની વાડી હતી તેમાં જતા રહ્યા. ગીસ્તના સવારોએ ઘરની આસપાસ ફરી વળી ઘરમાં જોયું પણ ત્યાં કોઇ માણસ દીઠામાં આવ્યું નહીં. અને પછી છાપરા લગતું હળ મૂકેલું ને નીચે બે માણસના સગડ ઘઉંની વાડીમાં ગયેલા હોઇ નક્કી કર્યું કે કોઇ

-ખુમાણ હાલમાં જ આ વાડીમાં જતો રહ્યો જણાય છે. તે ઉપરથી તુરત એ સઘળા સવારે વાડીએ આવી ફરતો ઘેરો ઘાલ્યો ને બુમ કરી એટલે હાદો ખુમાણ તથા હીમો ચારણ ઉભા થયેલા દેખાયા. તેને જેઠા મહેતાએ પોકારી કહ્યું કે "સાસરે જતાં વહુને કોઇ ખરાબ કહે નહીં" અને વિજયસીંહજી ઠાકોર તો તમારાં માવતર છે તેની પાસે શરણ થઇ આવવામાં તને મહેણું નથી. માટે ચાલ્યો આવ. પણ એ વાત તેની નજરમાં ન ઉતરી અને જવાબ દીધો કે હવે ઘરડે ઘડપણે બેડી પહેરવા હું આબરૂ ખોવા સારૂ નહીં આવું. જેનામાં જોર હોય તે આગળ આવો એમ કહી ખુલ્લી તરવારથી સામો થયો. આ વખતે હાદા ખુમાણે હીમા ચારણને જતા રહેવા કહ્યું. પણ તેણે તેની ભેળા જ મરવાનો નિશ્ચય બતાવ્યો. આ ઉપરથી ગીસ્તના સવારોની તેની ઉપર બંદુકો છુટી. તેમાં આરબ માજીતની ગોળી હાદા ખુમાણને પેટમાં લાગી ને તુરત તે જમીન ઉપર પડી મરણ પામ્યો. તે મુજબ હીપો પણ મરાયો. એટલે માજીતે હાદા ખુમાણનું માથું કાપી લઇ ઘુઘરાળામાં જે બીજા કાઠીઓ હતા તેમને આ બનાવ તેજ ગામમાં બન્યાનું જાહેર કરી ત્યાંથી આ સર્વ બીનાનો જેઠા મહેતાએ લશ્કર મુકામ ધારી ગુંદાળીએ સેવકરામ દેસાઇ ઉપર કાગળ લખી સવાર મોકલ્યો ને હાદા ખુમાણના માથા સહિત જોગીદાસનાં છોકરાંને લઇ ગયેલી ગીસ્ત પાછી કુંડલે ઠાકોરશ્રી વિજયસીંહજી પાસે આવી.

સેવકરામ દેસાઇને ઉપરનો પત્ર પહોંચ્યો કે તુરત તે લઇ બારનવેલ સાહેબ પાસે ગયા. અને જેતપુરના મુળુવાળાએ પોતે ભાવનગર ઉપરના બારવટીયાને આશ્રય તથા મદદ આપવાની ઇન્કારી કરી મુચરકો લખી આપેલ તેજ જેતપુરના ઘુઘરાળા ગામમાં હાદો ખુમાણ રહ્યો હતો. ને ત્યાં મરાણો, તથા તેના બીજા ગામ વઘારડીમાં રહેલાં જોગીદાસનાં છોકરાં પકડાણાં તે સર્વ બીના કાગળ વંચાવી કહી દેખાડી તે ઉપરથી બારનવેલ સાહેબે જેતપુરના મુળુવાળા વગેરેને બોલાવી તેના ઉપર અત્યંત નાખુશી બતાવી અને મુળુવાળા વગેરે જેતપુરના ઘરડેરાઓને ત્યાં જ સંત્રીના પહેરા નીચે કેદ કરી લીધા. અને જેતપુર ગામ ઉપર દેસાઇ સેવકરામ ભવાનીશંકરને ૫૦૦ પાયદળના લશ્કર સહિત જમીયે મોકલી એવો હુકમ કર્યો કે જેતપુરના દરબારમાં કોઇને જવા દેવા નહીં.

આ પછી થોડા દિવસ વીત્યા બાદ મુળુવાળાએ બારનવેલ સાહેબને અરજ કરાવી ત્યારે તેને ફરમાવ્યું કે તમે એ તમામ ખુમાણોને લાવી સોંપો તથા તેઓ ભાવનગર જઈ તેણે કરેલી નુકસાની વગેરેની ઠાકોર સાથે સમજણ કરીને ઠાકોર પાછા તેની તરફનું ફેલ નહીં થવાની મારી ઉપર કાગળ લખી ખાત્રી કરે ત્યાં સુધીના તમે પક્કા જમાન આપો તો તે પછી તમારો ખુલાસો થાય. આ ઉપરથી બારનવેલ સાહેબની સવારી રાજકોટ ગઈ એટલે તેણે તાલુકે જેતપુરના વાળા મુળુ તથા વીકમસી તથા જસદણના ચેલા ખાચર તથા ભાડલીના ભાણ ખાચર તથા બગસરા વાળા હરસુર અને કેડાણાના કોટીલા હતાને જમાન આપ્યા. તથા નીચે મુજબના ખુમાણોને પોતે લાવી પોલીટીકલ એજંટ સાહેબને સોંપ્યા.

(૧) ખુમાણ જોગીદાસ હાદા, (૨) ખુમાણ ભાણ, જોગીદાસનો ભાઈ, (૩) ખુમાણ પીઠો જોગીદાસનો કાકાઈ ભાઈ, (૪) ખુમાણવીરો, જોગીદાસનો કાકો, (૫) પ્રમાણ ભીલ, જોગીદાસનો કાકાઈ ભાઈ, (૬) ખુમાણ લાખો, જોગીદાસનો દીકરો, (૭) ખુમાણ રામ, જોગીદાસનો ભત્રીજો, (૮) ખુમાણ હીપો, જોગીદાસનો ભાઈ. આ બધાને સાહેબ મોસફે સંભાળી લઈ જેલમાં મોકલ્યા.

થોડા દિવસ પછી એક કેદખાનામાં વીરો તથા પીઠો ખુમાણ મોતથી ગુજરી ગયા. અને બારનવેલ સાહેબે એ લોકો ઠાકોર પાસે જઈ સમજણ કરે એ માટે તો પ્રથમથી જ જામીન લીધેલા હતા. એટલે તેમને કેદમાં રાખી મૂકવાનું તે વખતે વાજબી નહીં વિચારી સદરહુ ખુમાણોને જેતપુર વગેરે જમાનીદારોને સોંપી દીધા.

ત્યાર પછી સંવત્ ૧૮૭૯નું આખું વરસ ચાલ્યું. ગયું પણ એ ખુમાણો ભાવનગર સમાધાની કરવા સારૂ આવ્યા નહીં. અને સંવત ૧૮૮૦ ની સાલની શરૂઆતમાં સદરહુ પંચે જમાનીદારો મજકુર ખુમાણોને લઈ ઠાકોર પાસે આવ્યા. અને પરસ્પર, એ ખુમાણોએ કરેલી નુકસાનીની સમજણ કરવા વગેરેની વાત ચલાવી. પણ તે આખરે બંધ બેઠી નહીં. એટલે ખુમાણો સુધાં જમાનીદારો પોતપોતાને ગામ ચાલ્યા ગયા.

આટલું થવા છતાં પણ હજી મજકુર ખુમાણોનો ઈરાદો નરમ પડયો નહીં. અને પાછું એમણે એજ સાલની આખરે બારવટું કરવું જારી કર્યું. અને રાજુલા ગામ માર્યું. તેમાં ભોળો ધાંખડો તેનાથી મરણ પામ્યો. તથા કેટલીક લુંટ કરી ખુમાણો ગીરમાં ચાલ્યા ગયા. પછી એજ વરસમાં મજકુર ખુમાણોએ એકત્ર થઈ એકદમ જેસર ઉપર આવી તે ગામ માર્યું, અને કેટલાકને જખમી કેતી કરી ઘણી કીંમતનો માલ લઈ તેઓ પાછા ગીર તરફ જવા રવાના થયા. આ વાતની કુંડલે તથા મહુવે ખબર પડવાથી ત્યાંની વહારો, ઘણી ઝડપથી પાછળ આવી પહોંચી. અને મીતીયાળા ગામની લગભગ આગળ ખુમાણો અને પાછળ વહારના સવાર દોડયા જાય છે. એવામાં દરબારી સવારોમાંથી એક જણે પોકારીને કહ્યું કે "નાગીનાં ઢોર ભાગ્યાં જાય છે." એ સાંભળી બીજું તો કોઈ પાછું વળ્યું નહીં. પણ મરણ થનાર ઘેલા ખુમાણનો દીકરો ચાંપો પાછો વળ્યો. તેને જોગીદાસે ઘણી ના પાડી પણ ઉપરનું વેણ સાંભળી તેને અતીશય ચડી ગયેલી ઝાંઝથી તે બંધ રહ્યો નહીં. અને એકદમ વહારના સવારોની સામો થઈ જેવો ઘા કરવા જાય છે તેવીજ કાઠી ભદીની બંદુકમાંથી ગોળી છુટી ને તેના પેટમાં લાગતાં તે ઘોડી ઉપરથી નીચે પડી મરણ પામ્યો. તે જોઇને તેનો ભાઈ રામ નજીક આવતાં ઘોડી ઉપરથી પડી ગયો. તેને દરબારી સવાર અચાએલીએ પોતાના રક્ષણમાં લઈ, તેને બીજા મારવા આવતા હતા તેને મના કરી. તથા પાછો તેને તેના સાથમાં જવા દીધો. પછી પાછળ ગયેલી વહાર ઢોરો વગેરે માલ પડયો મૂકાવી પાછા કુંડલે ચાલ્યા આવ્યા.

પહેલાં કહેવામાં આવ્યું છે કે ઠાકોરશ્રી ભાવસીંહજીએ ભાવનગર શહેર વસાવી તેનું બંદર આબાદ કરવાના હેતુથી ગોઘાના બાબી અને સુરતના કીલ્લેદારની સાથે ટ્રીટી કરી. તેની પૂરતી મદદ રહેવા ખાતર એ બંદરમાં તેમને હક્ક કરી આપ્યા. તથા ચાંચીયા કોળીઓનો પરાજય કરી દરીઆની લુંટને બંધ પાડી વ્યાપારીઓના માલનું રક્ષણ કર્યું. જેને લીધે ઘણાંજ સુખ અને શાંતિ ભરેલી રીતે ભાવનગરના બંદરનો વેપાર સુરત, ભરૂચ, મલબારકાંઠો અને આફ્રિકાના કિનારાના મસ્કત, જંજીબાર, મોઝાંબીક, પીનાંગ વગેરેનાં બંદરોએ ભર યુવાવસ્થામાં ચાલતો હતો. તેનો લાભ ભાવસીંહજીના વંશજ વિજયસીંહજીને લેવાનું દીલ થતાં પોતાની કુંવરપદાંની યુવાન અવસ્થામાં જુલીઆ, રણછોડપાસા, ભવાનીપાસા, કારેલી, હારશણગાર, આડીઓ, મકલાઇ, કાથેરી, પ્રેમબોટ, રેશમબોટ, તાજબોટ વગેરે મોટાં ઝાંઝો રાખી ઉપરનાં બંદરોએ વેપાર ચલાવવો જારી કરેલો. જેથી તેમની ખાનગી નાણાં પ્રકરણી હાલત ઘણીજ સારી અવસ્થાએ પહોંચી. અને તેમણે પોતાના પિતા વખતસીંહજીને તેમના વેરાન અને વગર સુલેહવાળા મુલકના રક્ષણને માટે, ફોજ રાખવામાં જે ભારે ખર્ચ થતો તેમાં વખતો વખત મદદ આપી હતી. વિજયસીંહજી આવી સારી સ્થિતિમાં હોઇને ૧૮૮૧ની સાલમાં વૃષ્ટિ નહીં થવાને લીધે કાઠીયાવાડના મુલકમાં દુષ્કાળ પડયો અને અનાજનું ઉત્પન્ન થયું નહીં તેથી કેટલાક લોકો તે વગર ભુખમરાથી મરણ પામ્યા. આ પ્રસંગે વિજયસીંહજીએ પોતાનાં સદરહુ વહાણો માર્ફત સામા બંદરોમાંથી કેટલુંક અનાજ મંગાવી રાંક લોકોમાં મફત વહેંચ્યું. અને તવંગર માણસોને વગર નફે આપ્યું. એથી લોકોનો નાશ થતો અટકયો. અને વિજયસીંહજીનું આ કામ કીર્તિકર ગણાયું.

૩૫૬

વરસ્યો ન મેહ મલક હક વાગી લડથડ માનવ હે કંપ લાગી,
ભુખે અન્ન વણ દુનિયા ભાગી સધન દીયે વજમાલ સુવાગી.
વાહાણુ હલાયાં સમુદ્ર વચાળે ખલક નભાડી ભાવનગ્ર ખાળે,
ટંક ટંક રાંકાં ભુખ ત્રપ ટાળે કીધો નામ એકાશીયે કાળે.
ધરમી ધરમ કીયો તપ ધારી ભુપત દાણું દીયો બહુ ભારી,
એવી દુનિયા પાર ઉતારી કાળ તણી નહ લાગી કારી.
વસવે કીરત એમ વખાણી અન્ન દઈ કીયો સગાળ આતાણી,
જામ નવા ને વાતો જાણી પેરમ તણે ચઢાયો પાણી.

(અપૂર્ણ)

---

# રાજશાસન અને પ્રજા

## (૨)

આ ઉપરથી સહજ વાચકો જોઈ શકે એમ છે કે દેશી રાજ્યો સામેના લોકોના વિરોધનું મૂળ તેના અંગતપણામાં અને તેના લીધે તન્ત્રમાં જે ઘાલમેલ થાય છે તેમાં રહેલું છે. રાજ્યતંત્રની ભાવના, વિશાળ કુટુંબ ભાવનામાંથી ઉત્પન્ન થયેલી છે, અને જો એ ભાવના અનુસાર નરેશો રાજ્યતંત્રમાં અનુસરે તો દેશી રાજ્યો સામેનો ભુમાટો ઓછો થઇ જાય. નીચેનાં સુત્રો અનુભવનાં છે.

(૧) પોતાની 'પ્રજા' પ્રમાણે નરેશે પ્રજાનું પાલન કરવું જોઈએ. ગરીબોનાં છોકરાઓ દૂધ વગર મરતાં હોય અને રાજમહેલમાં પાણીની માફક દુધ ઢોળાતું હોય, પાંચને બદલે પાંચસોની રસોઇ થતી હોય, દરબારી કોઠારો અને ભંડારોનો ઉપયોગ સ્વચ્છંદતા પૂર્વક થતો હોય ત્યાં કોઈ રાજા પોતાની પ્રજાને "મારી વ્હાલી પ્રજા" એમ કહે તો તે શબ્દ છલ છે. જ્યારથી ભાષણોનો જમાનો આવ્યો ત્યારથી શબ્દ છલ વધતું ચાલ્યું છે. વર્તન અને વાણી વચ્ચે મેળ ન હોય તો પણ ચાલ્યું જાય એમ ભાષણ કરનારાઓ પૈકી ઘણાની જાણે સમજણ હોય એમ જોવામાં અનુભવ્યું છે. અને તેમાં દેશી રાજ્યોના અધિકારીઓથી માંડીને જેઓની દેશ સેવકોમાં ગણના થાય છે એવા બધા આવી જાય છે. દુષ્કાળના સમયમાં અધિકારીઓ અને આ લોકસેવકો ચોરામાં કે ધર્મશાળામાં આનંદથી મીજબાનીઓ ઉડાવતા હોય છે. અને વ્યાસપીઠ ઉપરથી કહેતા ફરે છે કે "ભુખમરાથી થયેલાં હાડપીંજરો અમારાથી જોયાં જતાં નથી." માટે નરેશોએ અને એમના અધિકારીઓએ જો સારૂં રાજ્ય ચલાવવું હોય તો રાજ્યની પ્રજાને પોતાની સંતતિની નજરથી જોતાં રહેવું જોઈએ. પ્રજાનો જે સામાન્ય ખોરાક હોય તે ખાવાની ટેવ પાડવી જોઇએ, લોકોના જેવાં સાદાં કપડાંથી ચલાવતાં શિખવું જોઇએ. આ પ્રમાણે થાય તોજ લોકો અને અધિકારી વર્ગ વચ્ચે હાર્દિક એકતા બંધાય. લોકોને પણ એમ લાગે કે રાજ્યની નજર આપણા તરફ સહાનુભુતિવાળી છે. આ બધું બહારના દેખાવ માટે નહીં પણ અંતરની ઈચ્છાથી થવું જોઇએ. અને વર્તન માત્રથી લોકોની ખાત્રી કરી આપવી જોઈએ કે રાજશાસકોનો આપણા ઉપર સારો પ્રેમ છે. અધિકારીઓનું વર્તન એવું હોવું જોઇએ કે પ્રજાના મનમાં ખરેખરી એવી લાગણી સ્વયં જાગ્રત થાય. ગામડામાં અધિકારીઓ જાય ત્યારે

લોકોને એમ થાય કે "આ પાછી વેઠ આવી," એમ ન થવું જોઈએ. અધિકારીઓએ સાથે દમામ ન રાખવો જોઇએ. કેટલાક અધિકારીઓ જાણે જાન જોડીને નીકળ્યા હોય એમ આખા કુટુંબ કબીલા સાથે મુકામો નાંખે છે. એવા સ્થળે દિવસોના દિવસો રહે છે. પ્રજાને બોજારૂપ થઈ પડે છે. અને રાજ્યને પણ હાનિ કરે છે. કારણ આવા અધિકારીઓનો બધો વખત, પ્રજાની ફરીયાદો સાંભળી તેને દૂર કરવાને બદલે પોતાના ઘર ખટલાનો વ્યવહાર કરવામાં જતો રહે છે. દેશી રાજ્યો ભૂતકાળમાં સુખરૂપ ચાલતાં હશે તેનું મુખ્ય કારણ તો એ હતું કે નરેશ અને લોકો વચ્ચે કશો ભેદભાવ ન હતો. ખોરાક, પહેરવેશ રહેણી કરણી એ બધું સમાન હતું. રાજાના દીકરાઓ ગામની નિશાળમાં સૌની સાથે બેસી ભણતા. આ રીતે પ્રથમથીજ પ્રજામાં, ભવિષ્યના નરેશ સંબંધી એવા સંસ્કાર પડતા કે "આ આપણામાંના એક છે" એમ પ્રજા માનતી. આ પ્રમાણે રાજા-પ્રજા સૌ સરખી રીતે લગભગ રહેતાં હતાં. રાજ્યને નાણાંની તંગી રહેતી નહીં. અને કોઇક રાજકાજ દૈવક થાય તો પ્રજા રાજી ખુશીથી રાજાને છૂટે હાથે નાણાંની મદદ કરતી. એનાં કાંઇ દર દસ્તાવેજો થતા નહીં, રાજ્યમાં આજ છે, એટલાં બધાં ખાતાં, ઢગલાબંધ ખાતાના ઉપરીઓ અને પાછા એની નીચેના ઉપાધિકારીઓ, એમના ભારે ભારે પગારો, એ ઉપરાંત ભત્થાની મોટી કાયમી રકમો, મુસાફરીઓ, આટલાં બધાં દફતરો અને પાર ન આવે એવી લખાપટ્ટીઓ વગેરેમાંથી જૂજ જાજ હતું. બધી મોઢાની વાતો-પણ લખાણ કરતાં સોગણી ભરોસાપાત્ર-થી રાજ્ય વહીવટ ચાલતો. લખાણ નામનુજ થતું, આવા સ્થિતિ-સંયોગોમાં દેશી રાજ્યો એ શબ્દજ ઉદ્ભવ્યો નહોતો. અંગ્રેજી રાજ્યની સ્થાપનાને પરિણામે "નેટીવ સ્ટેટ્સ" એ નામ જુદું પડ્યું. રાજ્ય તંત્રની સરખામણી થવા માંડી, અંગ્રેજી રાજ્યનીતિ, એમનો રીતરિવાજ, એમના સંબંધો, એમની ટેવો એ બધું રાજાઓને સ્પર્શવા લાગ્યું. પરિણામ એ આવ્યું કે નરેશોના દીકરા દીકરીઓના પરણાવાના વ્યવહારમાં પણ સરકારનો હસ્તક્ષેપ દાખલ થયો. સરકારી ઓફીસરો સાથે નરેશો અને એમના દીવાનોને જેમ જેમ ભાઈબંધી વધતી ગઇ તેમ તેમ તેઓ પ્રજાથી વિમુખ થવા માંડયા. કેટલાક દેશી રાજ્યના અધિકારીઓ-દીવાનો સુધાં-માત્ર સરકારી અમલદારના ઓળખાણને લીધેજ રાજાઓને દબાવા લાગ્યા. સરકારની હસ્તક્ષેપની નીતિ પણ જોર કરવા લાગી. આ રીતે નવો પુલ બાંધતા ગયા તેમ જૂનો પુલ તુટતો ગયો. હવે એમ લાગવા માંડ્યું છે કે આ નવો પુલ કયાંક તુટી પડશે તો શું કરશું? એટલે પાછું જુના પુલમાં સમારકામ શરૂ થતું જોવામાં આવે છે. જુના પુલને જો ફરી ઉપયુક્ત બનાવવો હોય તો તેનો અચુક ઉપાય એ છે કે દરેક રાજાએ અને એના અધિકારીએ, પ્રજાને પોતાની ન્યાયવૃત્તિની ખાત્રી કરી આપવી જોઈએ.

રાજાની રહેણીકરણીમાં એના દરજ્જાને યોગ્ય વિશિષ્ટતા તો જોઇએ. પણ તે એવી નહીં કે પ્રજાથી તે સાવ અલગ થઇ જાય. પહેરવા વાપરવાને બદલે હજારો રૂપીઆનું કાપડ પરદેશમાંથી મંગાવવાને બદલે તેણે પોતાના દેશમાંથી ખરીદ કરવું જોઇએ. અને બને તો પોતાના રાજ્યનું. વપરાશની દેશી ચીજો ખરીદ કરી, વાપરવાથી પ્રજાને નરેશ તરફ એની સ્વદેશભક્તિ માટે માન રહ્યા કરે છે. રાજ્યમાં બનતી ચીજોને ઉત્તેજન આપવું. રાજ્યના કારીગર વર્ગના પરિચયમાં આવી એમને એમની કલાનો વિકાસ કરવા ઉત્તેજવા. નરેશે પોશાક પણ દેશી ઢબનો પહેરવો કે પ્રજાને લાગે કે તેઓ આપણામાંના એક છે. વિદેશી પોશાક મોંઘો છે. ખરચાળ છે. અને તેમાં કશું આકર્ષણ નથી. કાપડ, રમકડાં, વધારે મોટરો વગેરે બીન ઉપયોગી થઇ પડે એવી વસ્તુઓ ખરીદ કરી દ્રવ્યનો અનુત્પાદક વ્યય ન કરવો. ઝવેરાત પણ પ્રસંગોપાત દરબાર વખતે કે કોઈ એવા બીજા રાજદ્વારી પ્રસંગ વખતે જ જરૂર પુરતો ઉપયોગ થઇ શકે એટલુંજ ખરીદવું. વીંટીઓ, વેઢ, સીરપેચ, હીરા મોતીની માળાઓ વગેરે વારંવાર અમસ્તુંત

પહેરી રાજાઓએ ઝાકઝમાળ ન થવું જોઇએ. કારણ કે રાજાઓનું ભુષણ ઝવેરાત નથી પણ તરવાર એટલે પ્રજારક્ષણ છે. રાજાની આસપાસ ભમરીઓની માફક ફરનારા કેટલાક માણસો પોતાના સ્વાર્થને અંગે તેમને ઝવેરાતના શોખને રવાડે ચડાવી દે છે. ખરીદ વેચાણ કરાવે છે અને તેમાંથી પોતે ખાનગી રીતે દલાલી લે છે. એમાંથી એવું પણ બનવાનો સંભવ છે કે ઝવેરાતને બદલે જામદાર ખાનામાં કાચનાં ઠીકરાં જ નીકળે. હીરા, મોતી, માણેક, નીલમ વગેરે ચીજોના પારખુ કરતાં લેભાગુ માણસો જ્યાં ત્યાં વધારે જોવામાં આવે છે. અને અત્યારે તો ઝવેરાતની સાચી ચીજોનું હુબહુ એવું અનુકરણ કારીગરો કરે છે કે સાચી ચીજ કઇ અને ખોટી કઇ તેની પારખ કરવી બહુ મુશ્કેલ થઇ પડે છે. દ્રવ્ય વધારે હોય, તો સોના ચાંદીમાં એને સંઘરી રાખવું એ વધારે સલામત માર્ગ છે. પરંતુ ઝવેરાત નહીં. વળી રાજ્ય દરબારના ઠાઠ પ્રમાણે ઝવેરાત વગેરેની જરૂર પડે એ સ્વાભાવિક છે. તો જોઇએ તે પ્રમાણમાં ખાત્રી ભરી રીતે એકવાર ખરીદ કર્યા પછી તેમાં ભાંગફોડ ન કરવી. તેમજ લેવેચાણ કે અદલોબદલો ન કરવો. તેથી આખરે સોના સાઠ થાય છે. ટુંકામાં રાજાનું વર્તન અને તેની રહેણી-કરણી એવાં હોવાં જોઇએ કે પ્રજાને એમ ન થાય કે તે રાજ્ય બહારના કોઈ પરદેશી જેવા છે.

રાજ્યકર્તાની પ્રજા ઉપર અંતઃકરણની પ્રીતિ હોવી જોઇએ. "મારી વહાલી પ્રજા" 'મારાં બાળકો' વગેરે મોટા મોટા શબ્દો વાપરવા કરતાં તેનો અમલ કરવો. વચન કરતાં ક્રિયા અસરકારક છે, એ સૂત્ર ધ્યાનમાં રાખવું. પ્રજાનો અદનામાં અદનો મનુષ્ય પોતાના ધણીને મળી શકે, તેની સાથે ખુલ્લા દીલથી પોતાના સુખદુઃખની વાત કરી શકે અને સલ્લાહ લઈ શકે એવી વ્યવસ્થા જોઇએ. લાગવગવાળા અને મોટાઇના દાવવાળા માણસો રાજદરબારે સહેલાઇથી જઈ શકે અને ગરીબાને કે બેડુંનાને ધક્કા ચડવું પડે અને ટાઢ તાપમાં કલાકોના કલાકો ઉભા રહેવું પડે એવી સ્થિતિ જે રાજ્યમાં હોય તે રાજ્ય ખરૂં રાજ્ય નથી. મળવા આવવાનારાઓની સગવડ માટે કેટલાક મોટા સરકારી અમલદારો રાખે છે એવી 'વીઝીટર્સ બુક' જો રાખવામાં આવે અને જેને મળવાની ઇચ્છા હોય તેઓ તેમાં પોતાની હકીકત, નામ, ઠામ, કામની વિગત વગેરે લખે એવી ગોઠવણ કરવામાં આવે અને પછી તે હંમેશાં નિયત વખતે નરેશ આગળ જાહેર કરવામાં આવે તો તેથી ઘણાને સંતોષ મળે. અર્થાત્ કે ધનાઢ્ય, ગરીબ, અભણ કે ભણેલા અને બાળક કે વૃદ્ધ એ બધાં રાજ્યની પ્રજા છે અને તે દરેક તરફ રાજા તરીકે રાજાનું ભેદભાવ વગરનું વર્તન જોઇએ.

કોઇના ઉપર રાજાની અંગત કૃપા હોય અથવા તો કોઇ રાજાનો કે એના કૃપા પાત્રનો મહેરબાનીનો માણસ હોય, સગો સંબંધી હોય, મહારાણી કે રાજ-કુટુંબમાંના નજીકના માણસનો કોઈ કૃપાપાત્ર હોય, એવાઓને અંગત લાભ અપાવો જોઇએ. પણ રાજ્યની વ્યવસ્થામાં રાજાની મહેરબાની પ્રત્યવાયરૂપ ન થવી જોઇએ. જો એમ થશે તો એવા કૃપાપાત્ર માણસો રાજાને નામે ગમે તેમ હુકમો કરશે. અને બેકાયદા-રીતે વર્તન ચલાવશે. આવાં માણસોને રાજાની મહેરબાનીને અંગે વખત જતા રાજ્ય વહીવટમાં માથું મારવાની, સલ્લાહ આપવાની લાલચ થઈ આવે છે. નરેશે પોતાની કૃપાનાં પાત્રોને ખાવે પીવે અને પૈસે ટકે સુખી રાખવાં. એમને પ્રસંગોપાત યોગ્ય મદદ કરવી. એમને દુઃખી થવા ન દેવાં પણ સાથે સાથે એમને સાવચેત રાખવાં જોઇએ કે રાજ્ય વહીવટમાં એમની ડખલગીરી સાંખી શકાશે નહીં.

રાજાઓએ અહરનિશ પોતાના સુખનો નહીં પણ પ્રજાના સુખનો વિચાર કરવો જોઇએ. પ્રજાની જરૂરીઆતો શું શું છે. અને કયા કયા પ્રકારની હાડમારી છે. અધિકારીઓનું વર્તન પ્રજા તરફ કેવી રીતનું છે. પ્રજાના જાનમાલની સલામતી બરાબર જળવાય છે કે નહીં અને રાજ્યનાં જે ખાતાંઓ છે તે બધા ખાતાના અધિકારીઓ પ્રજાની સુખ સગવડ માટે કામ કરે છે કે નહીં એની સતત

સંભાળ રાખવી જોઇએ. અધિકારીઓ અને બીજા નોકરો બરાબર હાજરી આપે છે કે નહીં એ બધાં ખાતાની ઓફીસોમાં કોઇ કોઈ વખત જઈ ચાનક આપતા રહેવું જોઇએ. રાજાને લીધે રાજ્ય નથી પણ પ્રજાને લીધે રાજ્ય છે. અને પ્રજા છે તો રાજા છે. પ્રજાવગર કોઇથી રાજ્ય થઇ શકતું નથી. રાજ્ય પણ પ્રજાવગર બની શકે નહીં! આખા રાજ્યમાં વરિષ્ટ સ્થાનકે બીરાજવાને યોગ્ય પ્રજા છે. એટલે જે રાજાને પોતાનું રાજાપણું સાચવવું હોય તેણે શરીરના અંગની માફક પ્રજાનો વિચાર કરવો જોઇએ. પ્રજાને કોઇ દિવસ રાજ્ય નથી જોઇતું. પણ પ્રજાની જીંદગાની સુખમાં વ્યતિત થાય માટે સારૂં રાજ્ય ચલાવનાર તો એને અવશ્ય જોઇએ છે. કેટલાક રાજાઓ અને અધિકારીઓ જવાબદારીના ભાનના અભાવે પ્રજાનાં માણસો સાથે વિચિત્ર રીતે વર્તે છે. અને તેથી પ્રજામાં અસંતોષ ફેલાય છે. એ અસંતોષનો જો ઉપાય લેવામાં નથી આવતો તો બહાર ધુમાટો થાય છે. અને હાલના જમાના પ્રમાણે જ્યારે સરકારના કાન સુધી વાત પહોંચે છે ત્યારે મુશ્કેલી તો એકલા નરેશને જ રહે છે. અને બીજા બધા આઘા પાછા થઇ જાય છે. સરકાર માને છે કે દેશી રાજ્યોમાં સારૂં તંત્ર ચાલે તેની જવાબદારી પોતાના ઉપર છે એટલે સરકારને જરૂર લાગે ત્યારે દરમિયાનગીરી કરવાનો હક છે એમ મનાઇ ગયું છે અને રાજાઓ મને હમને પણ એ વાત માન્ય રાખે છે.

"મારી વ્હાલી પ્રજા, મારાં વ્હાલાં બાળકો" એવા એવા શબ્દો રાજા સાહેબો વારંવાર ઉચ્ચારે છે. પણ અત્યાર સુધીના ઇતિહાસમાં એક પણ પ્રસંગ એવો નથી નોંધાયો કે જ્યારે સરકારે, કોઇ દેશી રાજ્યના વહીવટમાં હસ્તક્ષેપ કર્યો હોય ત્યારે પ્રજાએ સ્વયંસ્ફુરણાથી એવા હસ્તક્ષેપ સામે અમલી વિરોધ ઉઠાવ્યો હોય, કે "મારી વ્હાલી પ્રજા" કહેનાર નરેશોની પછવાડે ચાલી નીકળી હોય! મતલબ કે રાજાએ નિરૂપદ્રવી વહીવટ ચલાવવો હોય તો દંભ છોડી દઈ પ્રજાને હૃદયપૂર્વક ચાહતાં શીખવું જોઈએ. પોતાનું જીવન પ્રજા માટે છે એવું પ્રજાને ભાન કરાવી દેવું જોઇએ.

નરેશોએ ન્યાયના કામમાં બીલકુલ ડખલગીરી ન કરવી જોઈએ. ન્યાયાધીશ પોતાનો નોકર છે માટે પોતાની ઈચ્છા પ્રમાણે તેણે ન્યાય કરવો જોઈએ એવી માન્યતા કેટલાક નરેશોની બંધાઈ ગઈ છે. "આપ તો ધણી છો." "અન્નદાતા છો." "રાજ્ય તો આપનું જ છે માટે આપની ઈચ્છા પ્રમાણે થવું જોઇએ." એવાં એવાં ખુશામદનાં વાક્યો સાંભળી કેટલાક નરેશો ઉંધું સમજી બેઠા હોય છે. ઘણાં રાજ્યોમાં ન્યાયખાતામાં અધિકારીઓ ટકતા નથી તેનું કારણ આ સિવાય બીજું નથી. ગુન્હેગાર, લાગવગથી રાજા કે વરિષ્ટ અધિકારી સુધી પહોંચી જાય અને ગુન્હાની માફી મેળવી આવે એટલે બિચારા ન્યાયાધીશની સ્થિતિ કફોડી થઈ જાય. અને પોતે ન્યાયાધીશ નથી પણ ગુન્હેગાર છે એવું એને લાગ્યા કરે. લોકોમાં પણ તેનાં કાંઈ માન આબરૂ રહે નહીં. કેટલાક નાનાં રાજાઓ તો ગુન્હેગાર પાસેથી રૂશ્વત લઈને તેને છોડી મૂકે છે. કેટલાક વાદી પ્રતિવાદી બન્નેને દંડે છે. અને તે ન્યાયના રક્ષણ માટે નહીં પણ પૈસા એકઠા કરી રંગરાગમાં ઉડાવવા માટે.

દેશી રાજ્યોમાં ન્યાયાધીશની પસંદગી બહુ સાવચેતીથી કરવી જોઈએ. સ્થાનિક ન્યાયાધીશો જો પસંદ કરવા તો સ્થાનિક સંબંધોની અને પક્ષપાતની જેમના ઉપર બીલકુલ અસર ન થાય એવા સ્વભાવવાળા પસંદ કરવા. ન્યાયના કામમાં પોતે સ્વતંત્ર છે એમ એમને લાગે એવા પ્રકારનું એમના તરફ નરેશનું વર્તન જોઈએ. રાજકુટુંબને અને ગરીબ પ્રજાજનને એક સરખું કાયદાનું બંધન છે અને કાયદો સર્વને માટે સરખો છે એવું વાતાવરણ રાજ્યમાં હોવું જોઈએ. કાયદાના અમલમાં શિથિલતા ન જોઈએ. કારણ કે એથી પ્રજામાં આંતર અવ્યવસ્થા અને ગુન્હેગારી માનસ પેદા થાય છે. ન્યાયાધીશોને ન્યાયના કામ સિવાય બીજાં કામો ન સોંપવાં જોઈએ. વળી તેઓએ માત્ર કાયદાની એકાદ બે પરીક્ષા પસાર કરી છે માટે ન્યાયના કામને માટે યોગ્ય છે એમ ન હોવું જોઈએ. તેઓ અભ્યાસક વૃત્તિના, ધીરજવાળા, સભ્ય રીતભાતવાળા, લાગણીઓ

સુધારણાની તાલીમ માટે પણ તેટલોજ પ્રયાસ થઈ રહ્યો છે. આ હકીકત તમે સાતમ આઠમની મયદાની રમતોના મેળાવડા, ઉપરથી જોઈ શકયાં હશો. એક આખો બપોર, પોરબંદર સ્ટેટની સમસ્ત પ્રજાને અર્થે યોજાયેલ મયદાની રમતગમતના મેળાવડા માટે રોકવામાં આવેલ હતો તેમજ આ વર્ષે આ રમતોને માટે અપાયેલ ઇનામો ભૂતકાળની સરખામણીમાં ઘણાંજ ભારે અને વિશેષ આકર્ષક હતાં તે તમોને સુવિદિત છે. પોરબંદર સ્ટેટની સમસ્ત પ્રજા માટે રમતગમતના આ મેળાવડાઓ હવેથી દર વર્ષે થશે એમ જાહેર કરતાં મને ઘણોજ આનંદ થાય છે. કારણ કે એથી કરીને પોરબંદર સ્ટેટની અંદર રહેનાર દરેક સખ્સને વ્યાયામ અને શરીર સુધારણા તરફ વાળવા અર્થે સ્ટેટ પોતા તરફથી સંપૂર્ણ પ્રોત્સાહન આપી શકશે.

મિ. માંકડ, ચિફ એજ્યુકેશનલ ઓફિસર તરીકેનો હોદ્દો તમે સંભાળ્યા પછી તમારા ખાતામાં કેટલીએ તદ્દન નૂતન પ્રવૃત્તિઓ તમોએ દાખલ કરેલી છે. અને તે સર્વે યોગ્ય રીતે વિકાસ પામતી જાય છે એ જોઇને મને ખૂબ હર્ષ થાય છે; એટલુંજ નહિ પરંતુ તમારા પોતાના અંગત ઉત્સાહથી કેળવણીખાતાની જુદી જુદી શાખાઓમાં એક સરખી પ્રગતિ જોવામાં આવે છે તે પણ કંઇ ઓછા સંતોષની વાત નથી હું આશા રાખું છું કે તમારો આ ઉત્સાહ ભવિષ્યમાં ખૂબ લાંબો વખત સુધી કાયમ રહેશે અને તમારા ખાતાની જુદી જુદી શાખા પ્રશાખાઓમાં અને તેને લગતી વિવિધ પ્રવૃત્તિઓમાં તમને તમારા સાથીઓ તરફથી સંપૂર્ણ સાથ મળતો રહેશે.

અને હવે સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, મારા ભાષણમાં હું જે કંઈ કહેવા ઇચ્છું છું તે તમો સર્વને રસમય લાગશે એમ ઉમેદ રાખું છું તેથી હું જે કંઈ કહું તે તરફ ખાસ લક્ષ આપશો અને તે પછી તેની ઉપર પૂરતું મનન કરશો એમ હું માગું છું.

ઉત્તરનાં કેટલાક વર્ષો થયાં હું જોઇ શકયો છું કે સૌ કોઇને માટે દિવસે દિવસે "જીવન સંગ્રામ" વધારે ને વધારે કઠીન થતો જાય છે. આ મુશ્કેલીઓનાં કારણો શું હોઇ શકે તે તપાસવાને માટે મેં ખૂબ પરિશ્રમ લીધો છે, અને તેને પરિણામે હું મારા અમુક સ્વતંત્ર વિચારો તથા મંતવ્યો ઘડી શકયો છું. મને એમ લાગ્યું છે કે કેળવણીનો અર્થ બરાબર સમજાયો નથી, તેમજ જે દષ્ટિથી તે સમજાવો જોઇએ તે દષ્ટિ આપણામાં કેળવાયેલ નથી. પહેલી વખત સાંભળતાં મારા વિચારો કદાચ તમને વધારે પડતાં ઉદ્દામ લાગશે, છતાં પણ એ વિચારોને વ્યક્ત કરવા માટે હું હિંમત ધરૂં છું અને તેમ કરતાં વિદ્યાર્થીઓ કે જેઓ ટુંક સમયમાં હવે આ નિશાળ છોડીને "જીવન સંગ્રામ"માં દાખલ થશે તેઓને સંબોધીને કેળવણી એટલે શું તે વિષે કંઇક કહેવાની હું તક લઉં છું. તમારામાંના ઘણાખરા એમ માને છે કે છેવટની પરીક્ષા પસાર કરતાં તમારી કેળવણી પુરી થાય છે અથવા તો તમારી છેવટની કસોટી પુરી થાય છે. પરંતુ ખરી રીતે તો નિશાળની એ છેવટની પરીક્ષા પૂરી કર્યા પછીજ તમારી જીવન સંગ્રામની પહેલી પરીક્ષા શરૂ થશે અને ત્યારથી જ તમારૂં જીવનયુદ્ધ શરૂ થશે. આ વાત નજરમાં રાખીને હવે આપણે કેળવણીનો અર્થ સમજીએ. કેટલીએ વખત કેળવણી શબ્દની વ્યાખ્યા કરતાં લોકો કહે છે કે કેળવણી એટલે, કે અ. પ્રત્યેક વ્યક્તિને મળેલી કુદરતી બક્ષિસોનો વિકાસ, બ. દરેકની અંદર સુષુપ્ત સ્વરૂપમાં રહેલી શક્તિનું જ્ઞાન અને તેનો વિકાસ, ક. પોતાના આદર્શોને કાર્યમાં મૂકવા માટેની શક્તિઓની ખિલવણી, ડ. સત્યપરાયણતા, ઈ. શિસ્ત, વગેરે વગેરે. આ સર્વ વ્યાખ્યાઓનો અર્થ હું બરાબર સ્વીકારૂં છું અને આવા વિશાળ શબ્દની અનેક વ્યાખ્યાઓ થઇ શકે એ હું કબુલ કરૂં છું. છતાં કેળવણી તરફ એક તદ્દન નવા દષ્ટિકોણથી જોવાને માટે હું તમોને નિર્દેશ કરૂં છું. આ દષ્ટિકોણ કેવળ સિદ્ધાંત ઉપરજ રચાયેલ નથી પરંતુ વ્યવહારથી પણ સમર્થિત છે, અને આ દષ્ટિએ કેળવણીનો અર્થ થશે તે કદાચ તમારે માટે અપરિચિત હશે. દુનિયાના ગમે તે ભાગની

અંદર કેળવણીનું જે સ્વરૂપ પ્રચલિત હશે તેના ઉદ્દેશ પાછળ વ્યક્તિ તેમજ સમષ્ટિના સુખનો ખ્યાલ જરૂર હસ્તિ ધરાવતો હશે. પરંતુ "સુખ" એટલે શું? એ શબ્દનો અર્થ કરવા છતાં એની પાછળ વિચાર અને કલ્પનાનો એક વિશાળ મહાસાગર આપણે ઉછળતો જોઇ શકીશું. માટે ચાલો એ વિચારમહાસાગરને આપણે ઘટાવીએ અને બની શકે તેટલો તે શબ્દનો અર્થ સરળ બનાવીએ. મને લાગે છે કે સુખ શબ્દનો અર્થ સમજવાને માટે તેને ઉલટી બાજુએથી નિહાળી સુખથી ઉલટું દુ:ખ એટલે શું અને તેના મૂળમાં કિયાં કારણો રહેલાં છે તે સમજવાને માટે આપણે વિચાર કરીએ. આ શબ્દના અર્થને ઘટાડવા માટે ગમે તેટલો પ્રયાસ કરીએ તો પણ તેનો અર્થ બહુજ વિશાળ છે એમ આપણે જરૂર કબુલ કરવું પડશે. માટે સુખ શબ્દની પાછળ ફિલસુફીનો જે વાઘો ઓઢાડવામાં આવે છે તે દૂર કરીને જે કેટલાક તેના વ્યવહારૂ અર્થ આપણી સમજમાં આપણે કરતા આવ્યા છીએ તે ઉપરજ હું વિશેષ લક્ષ આપીશ. સુખ કે દુ:ખને હું માત્ર માનસિક સ્થિતિજ સમજું છું કે તમો સર્વે પણ એ વાત ચોક્કસ સ્વિકારશો કે માનસિક સુખ એજ ખરૂં અને દીર્ઘજીવી સુખ છે.

આ બાબતની ચર્ચા કરતા હું એકજ વસ્તુ ઉપર આપનું લક્ષ દોરવા માંગુ છું અને તે વસ્તુ તે નમ્રતા. એ મારી સમજ પ્રમાણે કાયિક, વાચિક અને માનસિક હોવી જોઈએ નમ્રતાનો અભાવ એટલે જ " ગર્વ અને અહંકાર " કે જે વડે માણસ પોતાની જાતને હોય તે કરતાં વિશેષ ઉંચી અને મહત્વની લેખે છે. દુનિયા અને જીવનનાં સકળ અસંતોષમાં અહંકાર મુખ્ય ભાગ ભજવે છે. મારા વ્હાલા વિદ્યાર્થીઓ, વિદ્યાર્થી તરીકેની ભૂતકાળની તમારી કારકીર્દી તરફ જરા નજર કરો અને તે દરમ્યાન કોઇ વખતે શિક્ષા કે ઠપકા થકી તમોને થયેલ દુ:ખના સંજોગો યાદ કરશો તો મને ખાત્રી છે કે આ સંજોગોની પાછળ ઘણે ભાગે તમારા પોતાનાજ વર્તનની કે વાચાની ઉદ્ધતાઈ અથવા તો અનાજ્ઞાંકિતપણું જ જવાબદાર હશે. એટલે કે નમ્રતાનો અભાવ, વિનયનો અભાવ, એ જ તેના મુળમાં હશે જો તમે નમ્ર હો તો તમારૂં વર્તન તેમજ વાચા કોઈને પણ દુ:ખદાયક ન બની શકે અને તમારૂં વર્તન જરૂર સભ્ય અને વિનયશીલ બને. અને મારી દષ્ટિમાં તો 'શિસ્ત'નો પણ આજ અર્થ છે. હું તો તમોને જરૂર સૂચન કરૂં કે તમારા મુરબ્બીઓ તરફ આ પ્રકારની શિસ્ત જાળવવાનો તમે બને તેટલો પ્રચાર કરો તો જ હંમેશના જીવનમાં જે કલેશ અને કલહ આપમ આપસમાં થયા કરે છે તે અવશ્ય બંધ થશે, અને તો જ તમને માનસિક શાંતિ પ્રાપ્ત થશે.

અત્યારસુધી વિદ્યાર્થી અવસ્થા કે જે મનુષ્ય જીવનમાં જવાબદારીની દષ્ટિએ સૌથી વિશેષ સુખી અવસ્થા છે, જ્યારે તમારા નિર્વાહનો બોજો તમારાં માબાપો ઉઠાવે છે અને તમારા કુટુંબના નિર્વાહ માટે તમારે કશી પણ ચિંતા કરવી પડતી નથી તેજ અવસ્થા પુરતી મેં વાત કરી છે. પરંતુ તે પછી તમારામાંના ઘણાખરા જીવનના એ કાળમાં દાખલ થશે કે જ્યારે તમારી ઉપર તમારા વૃદ્ધ માબાપો અને કુટુંબનાં અન્ય સગાંઓની, પોતાના ગુજરાન માટે મીટ મંડાશે. ત્યારે પણ તમને એ ખાત્રી થશે કે વિચારની નમ્રતા કે જે થકી તમે તમારી શક્તિ અને કિંમતનો હદમાં રહીને આંક કાઢતા રહેશો તે તમારા તેમજ કૌટુમ્બિક જીવનના સુખને માટે અતિ ઉપયોગી વસ્તુ નીવડશે. જો તમે નમ્ર હશો તોજ જીવનમાં આગળ વધવાને માટે, કે શારીરિક, માનસિક અને આત્મિક દષ્ટિએ પ્રગતિ કરવાને માટે, તમને કુદરતી રીતે પ્રેરણા થશે. પરંતુ જો તમારામાં અહંકાર, ઉદ્ધતાઈ અને આત્મશ્લાઘા હશે તો તે તત્ત્વો તમારા વિકાસપંથમાં હંમેશને માટે અવરોધક નીવડશે અને પરિણામે નિરાશા અને અસંતોષ, જેણે અત્યારે સમગ્ર જગતમાં એક ભયંકર રોગનું સ્વરૂપ પકડયું છે, તેજ તમને પ્રાપ્ત થશે. મારા વ્હાલાં વિદ્યાર્થીઓ, હું એમ નથી ઈચ્છતો કે તમારા જીવનની

અંદર તમારે કંઈ મહત્વાકાંક્ષા ન કરવી. જરૂરી, એ મારો ઉદ્દેશ નથી, તેમજ "સ્વમાન"ને ભોગે તમે નમ્ર બનો એમ પણ હું ઇચ્છતો નથી. કારણકે નમ્ર હોવા છતાં માણસ પોતાનું સ્વમાન સાચવી શકે છે. પરંતુ હું તમને ભારપૂર્વક અને દૃઢતાથી એમ સલાહ આપું છું-કે **'પહેલાં લાયક બનો અને પછી જ વાંછના કરો'** જો તમારા જીવનમાં આ સૂચનને તમે ધ્યાનપૂર્વક અને ખૂબ દૃઢતાપૂર્વક અજમાયશ કરશો તો સૃષ્ટિ જીવનના સુંદર ચિત્રમાં તમે તમારૂં સ્થાન યોગ્ય રીતે પ્રાપ્ત કરી શકશો અને તો જ જીવનની ભવાટવિની કુંચી સરળતાથી મેળવી શકશો. નહિ તો તમે પોતે જ સર્જેલા મિથ્યા કલ્પનાના સમુદ્રની અંદર (તમે) નિરાધાર અહીં-તહીં ફેંકાશો અને પરિણામે અનહદ દુઃખના ભોક્તા બનશો. તમારી દૃષ્ટિ સમક્ષ એવા કેટલાયે કિસ્સા તમે જોઈ શકશો જેમાં કેટલાયે ખૂબ કેળવાએલ ખૂબ ભણેલ માણસો જીવનસંગ્રહમાં અહીં તહીં હેરાન થતા હશે જ્યારે તેઓના કરતાં થોડું ભણેલા અરે! કેવળ અબુઝ (અનભિજ્ઞ) લોકો પણ બિલકુલ સુખી અને સંતોષી જીવન ગાળતા હશે. આમ શા માટે બને છે એમ જો કોઇ પૂછે તો એનો એક જ જવાબ સાચો આવે છે કે આ ખોટી બડાઇ અને અહંકાર તેમજ પોતાની જાત વિષે જોઈએ તે કરતાં બહુ ઉંચો ખ્યાલ એજ બધાં દુઃખનું કારણ છે. આપણા દેશના યુવાનોમાં આ અહંકારના ભાવનાની સાથે જોડાએલ ખાસ કરીને એક વસ્તુ બહુ જોવામાં આવે છે અને તે હાથ મહેનત તરફ અભાવ. આજનો ભણેલ યુવાન એમ માને છે કે હાથમહેનતનું કામ કરવું એ તેને, શરમભરેલું છે. ઓફિસમાં ટેબલ ખુરશી ઉપર બેસીને કામ કરવુ એજ તેને માટે યોગ્ય છે, અને પોતાના બાપદાદાનો ધંધો કરવો એની અંદર ઘણીજ શરમ માને છે.

જ્યારે હું આ વાત કરૂં છું ત્યારે મેં કેટલાક રમુજી કિસ્સાઓ જોયા છે તે મારી દૃષ્ટિ સમક્ષ ખડા થાય છે, જેમાંનો એક હું અત્યારે તમોને કહીશ. આજથી વીશ વર્ષ પહેલાં જ્યારે હું સગીર હતો ત્યારે એક વખત મોટરમાં હું પૂનાથી મહાબળેશ્વર જતો હતો. રસ્તાની બાજુમાં એક સુંદર વૃક્ષની છાયામાં એક ફળ વેચનારને વિવિધ ફલફલાદિ અને બહુજ સ્વાદિષ્ટ દેખાતાં સ્ટ્રોબેરીઝથી ભરેલી ટોપલીઓ પોતાની પાસે રાખીને બેઠેલો જોયો. આ જોઈને થોડાં ફળ ખરીદવાને હું અટક્યો. થોડાજ વખતમાં મેં જોયું કે ફળ વેચનાર કાંઇક અંગ્રેજી બોલી શકતો હતો અને તેણે કહ્યું, કે તે પૂનાનો એક ગ્રેજ્યુએટ હતો, અને એક વર્ષ સુધી મુંબાઈ અને પૂનાની ઓફિસોમાં તેણે નોકરી શોધવાને અહીં તહીં રખડપટ્ટી કરી હતી, જ્યારે તેનો પિતા તેની ખેતી પાછળ લક્ષ આપતો હતો. મુંબાઈ અને પૂનામાં માસિક રૂા. ૩૫ના પગારથી તેને વિશેષ કોઇ પણ મોટી નોકરી મળી નહિ અને આટલી નાની રકમથી આવાં મોટાં શહેરોમાં પોતાનું કુટુંબનું ગુજરાન કેવી રીતે કરવું તેનો ખ્યાલ તેને મુશ્કેલ થઇ પડયો. આટલી ઉમરે અને આટલી કેળવણી પછી જ્યારે તેણે પોતે પોતાના માબાપનું ગુજરાન કરવું જોઇએ, ત્યારે તેનું પોતાનું ગુજરાન હજુ તેનાં માબાપો કરે તે ખ્યાલ શરમભરેલો લાગ્યો અને તેથી તેણે કહ્યું કે પોતાના બાપદાદાની ખેતી તરફ વળવાનો અને ખેતીનો ધંધો શરૂ કરવાનો તેણે નિશ્ચય કર્યો, અને તે કાર્યમાં બની શકે તેટલી સુંદર રીતે પોતાની કેળવણીનો ઉપયોગ કરવો એમ તેણે નિર્ધાર કર્યો. બાગકામ અને કૃષિવિદ્યાને લગતાં પુસ્તકો ખરીદ કરી તેણે તેનો અભ્યાસ શરૂ કર્યો અને પોતાની જમીનની પેદાશ ટુંક સમયમાં તેણે એટલી સુધારી દીધી કે તેનું આખુ કુટુંબ તેમાંથી બહુજ સારી રીતે રળીને પોતાનું ગુજરાન કરી શકતું.

હવે હું તમને એટલુંજ પૂછું છું કે એ યુવાન ગ્રેજ્યુએટ થયા પછી ફરી પાછો પોતાના બાપદાદાના ખેતીના કામમાં લાગુ થયો એમાં કંઈ શરમભરેલું હતું ખરૂં? ઓફિસના ટેબલ ખુરશીથી દૂર રહી આવી રીતે સુખરૂપ ગુજરાન મેળવવું એમાં કંઈ શરમ ખરી! નહી. શરમભરેલું તો એ કે પોતે કમાઈ શકે એવી

સ્થિતિમાં હોવા છતાં પણ પોતાનાં માબાપની કમાણી ઉપર આધાર રાખે.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, જીવનની બાબતમાં તેમજ ધંધા અને કમાણીની બાબતમાં જે ખ્યાલ આજે પ્રવર્તે છે તે થકી જીવનની સમગ્ર પ્રવૃત્તિઓમાં બિલકુલ ઉથલપાથલ થઈ રહી છે અને તેથીજ જીવન વિષેનો ખ્યાલ સમાજમાં યોગ્ય રીતે પુનઃસ્થાપિત કરવાની ઉતાવળેથી જરૂર છે. મારા વ્હાલા વિદ્યાર્થીઓ, તમે કે જેઓ ભવિષ્યમાં અમારા સમૃદ્ધ શહેરીઓ બનશો એમ અમે આશા રાખીએ છીએ તેઓએ જીવન તરફના પોતાના દૃષ્ટિકોણમાં વિશાળ અને મહત્વનો પલટો કરવાની જરૂર છે. અને કદાચ તેમ નહિ થાય તો મને બીતી છે કે ભવિષ્યમાં દિનપ્રતિદિન બહુજ વિકટ પરિસ્થિતિ ઉત્પન્ન થશે. એક સુંદર ખુરશી બનાવવી એ સુથારકળાની દૃષ્ટિએ કેળવણીનું કર્તવ્ય નથી? અને એવીજ રીતે એક સુંદર શિલ્પકૃતિ બનાવવી એ શિલ્પકળાની દૃષ્ટિએ કેળવણીનું કર્તવ્ય નથી? અને એવીજ રીતે એક સુંદર ચિત્ર આલેખવું અગર તો કોઈ સ્વાદિષ્ટ ભોજન વાની બનાવવી એ ચિત્રકળા અથવા તો પાકશાસ્ત્રની દૃષ્ટિએ શું કેળવણીનું અંગ નથી?

એક પળ પહેલાંજ હું કહી ગયેલો કે જીવન અને રહેણીકરણીને અંગે આપણામાં પ્રચલિત ખ્યાલ એટલો ખોટો છે કે તેથી કરીને મનુષ્ય જીવનની સર્વ પ્રવૃત્તિઓ અસ્તવ્યસ્ત થઈ ગઈ છે.

તેમાં મારા વક્તવ્યનું તાત્પર્ય એજ છે. અને હું જે કંઈ કહેવા માગું છું તે આજ છે. અને તેથી એમાં આપણે કઇ રીતે સુધારો કરાવી શકીએ, ફેરફાર કરી શકીએ તે સમજાવવા હું પ્રયાસ કરીશ. આપણું જીવન સમાજનાં કેટલાંક અંગ ઉપગોની સાથે સંયોજિત અને અવલંબિત છે તેનો આજે અહીં એકત્ર થયેલા આપણામાંથી બરાબર ખ્યાલ કેટલાએ કર્યો હશે?

આ રીતે જો વિચાર કરીએ તો આપણને સ્પષ્ટ થશે કે ગામડામાં કે શહેરમાં રહેનાર હરકોઈ વ્યક્તિ હર એક દેશમાં, અરે, સમસ્ત દુનિયામાં એક બીજા સાથે જીવનની દૃષ્ટિએ ખૂબ સંકળાએલ છે. આપણે આપણાં રાંધવાનાં વાસણો તેમજ જલપાત્રો માટે કુંભાર ઉપર આધાર રાખવો પડે છે, અનાજ અને શાકપાન માટે ખેડુત ઉપર આધાર રાખવો પડે છે, કપડાં અને પગરખાં માટે દરજી અને મોચી ઉપર આધાર રાખવો પડે છે, હરવા ફરવા માટે ગાડી કે મોટર હાંકનાર ઉપર આધાર રાખવો પડે છે, હરવા ફરવાનો આનંદ યોગ્ય રીતે લઈ શકીએ તે માટે મહેનત મજુરી કરનારા રસ્તા ઉપરના મજુરો ઉપર આધાર રાખવો પડે છે, મકાનો માટે કડીઆઓ ઉપર આધાર રાખવો પડે છે, અને આવી રીતે આપણું જીવન સુખમય બનાવવા માટે સમાજના અનેક ધંધાદારીઓ ઉપર આપણે આધાર રાખવો પડે છે. હવે એમ માનો કે એજ લોકો તેઓનાં છોકરાંઓને પોતાના વંશપરંપરાના ધંધાઓમાંથી વછોડી કંઇક બીજું કરવાને માટે નિર્ણય કરે, તો તેના પરિણામે સમાજમાં કેટલી અંધાધુંધી અવ્યવસ્થા પ્રવર્તે? પણ સદ્‌ગૃહસ્થો, તેજ અત્યારે બની રહ્યું છે, અને તેથીજ અત્યારે આપણા દેશની અંદર અવ્યવસ્થા અને અસંતોષ પ્રવર્તી રહ્યાં છે. અત્યારનાં અસંતોષ, અંધાધુંધી અને રોજીની અસ્તવ્યસ્તતાની પાછળ જો કોઇ પણ તત્ત્વ જવાબદાર હોય તો જીવનના ચિત્રવર્તુલમાં અથવા જીવનની વ્યુહરચનામાં જે અયોગ્ય ગોઠવણ થઇ રહી છે તેજ છે. જ્યારે માત્ર એકજ વાઘ, દીપડો કે સિંહ પોતાનું કોતર છોડીને પરાયા સ્થાનમાં પોતાની આજીવિકા માટે કોઈક વખત ફરવા નીકળેથી કેવો શોરબકોર અને ગભરામણ થઈ રહે છે, ત્યારે પોતાનું સ્થાન છોડી અન્ય સ્થાન મેળવવાના આપણામાંનાં હજારો મનુષ્યોના વર્ષ પ્રતિવર્ષના પ્રયાસોનું પરિણામ "અવ્યવસ્થા અને ક્લેશ"માં આવે, તેમાં તમને કાંઈ આશ્ચર્ય લાગે છે? સમાજવ્યવસ્થાને અંગે જે નિયમન થયેલ છે તેનું

સમતોલપણું આમ થવાથી તદ્દન ઉલટપાલટ થઈ ગયું છે એ તદ્દન સ્પષ્ટ છે. અત્યારે આપણે જોઇએ છીએ કે સમાજના કેટલાક કાર્યક્ષેત્રો ભરપુર થઈ ગયેલાં છે. જ્યારે બીજા ક્ષેત્રોમાં તંગી જોવામાં આવે છે. આનું પરિણામે સ્વભાવિક રીતે બહુજ અસતોષકાર આવે અને જો આનો ઇલાજ તુરતાતુરત નહીં થાય તો પરિસ્થિતિમાં કશો પણ સુધારો થવાનો સંભવ નથી.

હવે આનો દોષ ક્યાં છે? એ દોષ કેળવણીમાં નથી. પરંતુ જો એ દોષ ક્યાંય હોય તો કેળવણીનો જે અર્થ આપણે કરીએ છીએ તેમાંજ (તે રહેલો) છે. પિતા અને પુત્ર, શિક્ષક અને વિદ્યાર્થી કેળવણીને ખોટી રીતે સમજી હંમેશાં આ દોષ કરે છે. વિદ્યાર્થીગણ, હું એમ નથી કહેતો કે ૧૫૮૮ની સાલમાં 'આરમેડા'નું યુદ્ધ થયું. તેમજ પૃથ્વીનો વ્યાસ ૮૦૦૦ માઈલ છે. તેમજ બે સમાંતર લીટીઓ ગમે તેટલી લંબાવીએ તો એ મળતી નથી એવી એવી બાબતો ભણવી એ તમારે માટે અનાવશ્યક છે. પણ ભણતરનું ઇતિવૃત આમાં સમાઈ જતું નથી. નિશાળની અંદર તમને જે કેળવણી મળે છે અથવા તો વર્ગમાં તમને જે શિખવવામાં આવે છે, એમાં બધી કેળવણીનો સમાવેશ થઈ જાય છે એમ તમે માનશો નહીં. તમારી આખી જીંદગી એક સતત અભ્યાસક્રમ છે તે દૃષ્ટિએ તમારૂં બાકીનું જીવન ગાળજો. કેળવણી પરત્વેની તમારી દૃષ્ટિ વિશાળ બનાવો. વિચાર અને વર્તનમાં નમ્ર બની મિથ્યા અભિમાનનો ત્યાગ કરી, કુટુમ્બ તરફની તમારી પ્રાથમિક ફરજનો ખ્યાલ એક પળભર પણ છોડયા વગર જીવનમાં બની શકે તેટલી રીતે અને જેટલાઓને બને તેટલાઓને ઉપયોગી થવા માટે તત્પરતા દાખવીને તમારા કુટુમ્બના ઉપયોગી અંગ બનવા ઉપરાંત સમાજ તેમજ સમસ્ત દેશના ઉપયોગી અંગ બનો. તેવા ઉપયોગી તથા સેવાપરાયણ પ્રજાજન તરીકેનું સુખ, જીવનમાં આપ સૌને પ્રાપ્ત થાઓ.



# વડોદરા રેસીડેંસીની હુકુમતનો વિસ્તાર

(લેખકઃ પટેલ હાથીભાઇ અમથાભાઇ એડવોકેટ, વકીલ વરીષ્ઠ કોર્ટ વડોદરા અને રેવાકાંઠા એજન્સિ કોર્ટ-કાંપવરોદરા)

( ગતાંકથી ચાલુ )

### રેવાકાંઠા એટલે કયો પ્રદેશ ?

વડોદરા રેસીડન્સી સાથે જોડાયલાં સંસ્થાનોમાં ૬૧ સંસ્થાનો તો રેવાકાંઠા એજન્સીનાંજ છે. જેથી રેવાકાંઠા એજન્સી સંબંધે પ્રથમ માહીતી આપવી આવશ્યક છે. પુરાણા વખતમાં ભારતવર્ષમાં જે નદી રેવા નામે ઓળખાતી તેને હાલ નર્મદા કહે છે. પુરાણા વખતમાં '**भारतवर्षे रेवाखंडे**' આ શબ્દો પુરાણોમાં ઘણી વખત વપરાયલા છે. તે વખતમાં ભારતવર્ષમાં હિંદુસ્થાનમાં-રેવાખંડ એ જાણીતો હિંદુસ્થાનનો ભાગ હતો. હવે સમજાશે કે નર્મદા નદીના કાંઠા ઉપર અને આજુબાજુ આવેલો પ્રદેશ તે રેવાકાંઠાના નામથી આધુનિક વખતમાં ઓળખાય છે.

### રેવાકાંઠા એજંસીની શરૂઆત કયારથી થઈ?

મુંબાઈ સરકારના તાબા નીચે સને ૧૮૨૧-૨૬ ના અરસામાં ૬૧ સંસ્થાનોની એક એજન્સી રાજકીય કારણોને માટે બનાવવામાં આવેલી, તે રેવાકાંઠા એજન્સીના નામે ઓળખાય છે. નવીન યોજનામાં રેવાકાંઠા એજન્સી ઉપરનો મુંબાઈ સરકારનો તાબો લેઇ લઈ મુંબાઈ સરકારને બદલે વડોદરા રેસીડન્સીનો તાબો રાખવામાં આવ્યો છે. રેવાકાંઠા એજન્સીનો પ્રદેશ ૨૧°૨૩′ અને ૨૩° ૩૩′ અક્ષાંસ (N) અને ૭૩° ૩′ અને ૭૪° ૨૦′ રેખાંશ (E) વચ્ચે આવેલો છે. રેવાકાંઠા એજન્સીનું કુલ ક્ષેત્રફળ ૪૯૭૨ ચો૦ માઈલ છે. નર્મદા નદીના દક્ષિણ ભાગને લગતા ૫૦ માઈલના પ્રદેશની જમીન ઉપરાંત રેવાકાંઠામાં મહી નદીની સામી પારનો ૧૨ માઈલ જેટલો અને નર્મદાની ઉત્તર તરફનો ૧૦ થી ૫૦ માઈલની પહોળાઈનો અનિયમીત પ્રદેશ આવેલો છે.

### રેવાકાંઠાની ચતુઃસીમા.

રેવાકાંઠાની ઉત્તરે રજપુતાના રાજ્યનાં ડુંગરપુર અને વાંસવાડા સસ્થાનો આવેલાં છે પુર્વમાં પંચમહાલ જીલ્લાના દાહોદ, ભોપાલ એજન્સીનાં અલીરાજપુર અને બીજાં નાનાં સંસ્થાનો અને ખાનદેશ જીલ્લાનો કેટલોક ભાગ આવેલો છે. દક્ષિણે વડોદરા રાજ્ય અને સુરત જીલ્લો; અને પશ્ચિમે ભરૂચ જીલ્લો, વડોદરા રાજ્ય, પચમહાલ, ખેડા, અને અમદાવાદ જીલ્લો આવેલા છે. ઉત્તરદક્ષિણની લંબાઈ ૧૪૦ માઈલ અને પૂર્વથી પશ્ચિમ પહોળાઈ ૧૦ થી ૫૦ માઇલ સુધીની છે.

### સંસ્થાનોનાં ગામો વગેરે સંબંધી હકીકત.

રેવાકાંઠાનાં સંસ્થાનોના રાજાઓની જાત, રાજ્યમાં ગામની સંખ્યા અને ખંડણી કોને કેટલી ભરે છે તે હકીકત નીચે પ્રમાણે છે;—

| અનુક્રમ નંબર | સંસ્થાનનું નામ | રાજકર્તા જ્ઞાતિ | ગામોની સંખ્યા | ખંડણી | | મીલીટરી ફોર્સ | પોલીસ ફોર્સ |
|---|---|---|---|---|---|---|---|
| | | | | કેટલી | કોને | | |
| ૧ | રાજપીપળા | રજપુત | ૯૨૭ | ૫૦૦૦૧ | ગાયકવાડ | ૧૯૦ | ૨૮૦ |
| ૨ | છોટાઉદેપુર | ,, | ૫૪૬ | ૭૮૦૬ | ,, | ૧૦૫ | ૧૭૯ |
| ૩ | બારીયા | ,, | ૪૯૫ | — | — | ૧૨૭ | ૨૧૧ |
| ૪ | લુણાવાડા | ,, | ૩૪૮ | ૫૦૦૧<br>૯૨૩૧ | ગાયકવાડ<br>બ્રીટીશ | ૮૫ | ૧૩૧ |

## દેશી રાજ્ય

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૫ | બાલાસીનોર | મુસલમાન | ૧૦૨ | ૩૧૭૮<br>૯૭૬૬ | ગાયકવાડ<br>બ્રીટીશ | — | ૧૧૩ |
| ૬ | સંત | રજપુત | ૨૯૧ | ૫૩૮૫ | બ્રીટીશ | — | ૨૬૬ |

## નાનાં સંસ્થાનો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૭ | કડાણા | રજપુત | ૧૦૬ | — | — | — | ૪૨ |
| ૮ | ભાદરવા | " | ૧૫ | ૧૪૬૭૪ | ગાયકવાડ | — | ૨૫ |
| ૯ | ઉમેઠા | " | ૧૪ | ૫૯૬૮<br>૩૨૯૩ | ગાયકવાડ<br>બ્રીટીશ | — | ૧૫ |
| ૧૦ | સંજેલી. | " | ૫૨ | — | — | | ૩૧ |
| ૧૧ | (નારૂકોટ) જાંબુઘોડા | પરમાર રજપુત | ૫૭ | ૩૨ | ગાયકવાડ | | ૩૧ |
| ૧૨ | વજીરીયા | મુસલમાન | ૨૧ | ૩૮૫૨ | ગાયકવાડ | | |

## સંખેડા મેવાસ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩ | માંડવા | રજપુત | ૮ | ૧૭૦૪ | ગાયકવાડ | | |
| ૧૪ | ગડબોરીઆદ | " | ૧૨૮ | ૩૬૫ | છોટાઉદેપુર | | |
| ૧૫ | શણોર | " | ૭ | ૧૨૧૪ | ગાયકવાડ | | |
| ૧૬ | નસવાડી | " | ૨૭ | ૧૩૦૧ | " | | |
| ૧૭ | પલાસણી | " | ૧૩ | ૧૬૩૯ | " | | |
| ૧૮ | ભીલોડીઆ | " | ૮ | ૧૮૬૬ | " | | |
| ૧૯ | ઉચાદ | મુસલમાન | ૧૩ | ૬૭૧ | " | | |
| ૨૦ | નાનગામ | " | ૪ | ૯૯૫ | " | | |
| ૨૧ | વાસણવીરપુર | " | ૨૨ | ૩૩૨ | " | | |
| ૨૨ | અગર | " | ૨૮ | ૧૪૩ | " | | |
| ૨૩ | વોરા | " | ૨ | ૬૫૫ | " | | |
| ૨૪ | અલવા | " | ૮ | ૫૨ | " | | |
| ૨૫ | વાસણસેવડા | " | ૬ | ૮૮૫ | " | | |
| ૨૬ | ચોરંગલા | રજપુત | ૧૬ | ૭૩ | " | | |
| ૨૭ | વણગાલા | મુસલમાન | ૧૦ | ૧૦૨ | " | | |
| ૨૮ | સીંદીઆપુર | " | ૬ | ૪૪ | " | | |
| ૨૯ | બીહોરા | " | ૨ | ૩૯ | " | | |
| ૩૦ | વડીયા વીરમપુર | " | ૧ | ૭૯ | " | | |
| ૩૧ | દુધપુર | " | ૧ | ૨૭ | " | | |
| ૩૨ | રામપુરા | રજપુત | ૪ | ૧૦૯૪ | " | | |
| ૩૩ | જીરાલ કંસોલી | મુસલમાન | ૧૦ | ૨૫૬ | " | | |
| ૩૪ | સુડેસર | " | ૪ | ૨૩૯ | " | | |
| ૩૫ | રેંગણ | " | ૨ | ૩૫૫ | " | | |
| ૩૬ | નલીઆ | " | ૧ | ૨૮ | " | | |
| ૩૭ | પાન તલાવડી | " | ૬ | ૧૭૧ | રાજપીપલા | | |

પાંડુ મેવાસ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩૮ | પાંડુ | મુસલમાન | ૧૭ | ૩૪૬૨ | ગાયકવાડ | | |
| ૩૯ | શીહોરા | બારીયા | ૨૩ | ૩૬૯૩ | ,, | | |
| ૪૦ | છાલીયાર | રજપુત | ૧૭ | ૨૬૧૬ | ,, | | |
| ૪૧ | નરા | બારીયા | ૧ | ૧૯ | ,, | | |
| ૪૨ | વરણોલમલ | ,, | ૨ | ૬૫ | ,, | | |
| ૪૩ | જુમખા | ,, | ૧ | ૩૯ | ,, | | |
| ૪૪ | ઈટવડ | રજપુત | ૧૦ | ૪૬૨ | ,, | | |
| ૪૫ | વખતપુર | રજપુત | ૧ | ૧૧૬ | ,, | | |
| ૪૬ | મેવલી | પગી | ૨ | ૧૧૫૫ | ,, | | |
| ૪૭ | કસલા પગીનું મુવાડા | પગી | ૧ | ૫૦ | ,, | | |
| ૪૮ | કનોરા | બારીઆ | ૬ | ૧૨૩૨ | ,, | | |
| ૪૯ | પોઈચા | રજપુત | ૬ | ૧૧૫૫ | ,, | | |
| ૫૦ | ગોટાર્ડો | પગી | ૧ | ૩૨૭ | ગાયકવાડ | | |
| ૫૧ | મોખાપગીનું મુવાડા | પગી | ૧ | ૯૬ | ,, | | |
| ૫૨ | જેસર | ,, | ૨ | ૧૧૬ | ,, | | |
| ૫૩ | વર્ણોલી નાની | રજપુત | ૧ | ૧૯ | ,, | | |
| ૫૪ | ધારી | ,, | ૫ | ૭૨૧ | ,, | | |
| ૫૫ | વર્ણોલી મોટી | ,, | ૧ | ૭૮ | ,, | | |
| ૫૬ | રાજપુર | ,, | ૧ | ૩૯ | ,, | | |
| ૫૭ | ગોઠડા | કોલી | ૧ | ૧૫૫ | ,, | | |
| ૫૮ | અમરાપુર | બારીયા | ૨ | ૧૫૫ | ,, | | |
| ૫૯ | દોડકા | પાટીદાર | ૧ | ૮૫૦ | ,, | | |
| ૬૦ | અણુધંડ | કોલી | ૧ | ૧૩૪૩ | ,, | | |
| ૬૧ | રાયકા | રજપુત | ૧ | ૪૪૩ | ,, | | |

**રેવાકાંઠાનાં મોટાં સંસ્થાનો ૬ અને નાનાં ૫૫ છે.**

રેવાકાંઠાનાં ૬૧ સંસ્થાનોમાં ૬ મોટાં અને ૫૫ નાનાં છે. મોટાં સંસ્થાનોમાં દક્ષિણમાં આવેલું રાજપીપલા ( ફર્સ્ટ કલાસ ) પહેલા વર્ગનું અને પાંચ–છોટાઉદેપુર અને બારીયા મધ્યમાં અને સંત, લુણાવાડા અને બાલાશીનોર ઉત્તર અને (ઉત્તર પશ્ચિમ) વાયવ્યમાં આવેલાં ( સેકન્ડ કલાસ ) બીજા વર્ગનાં સંસ્થાનો છે.

**દોડકા મેવાસ મહી નદીના કિનારા ઉપર છે.**

પંચાવન નાનાં સંસ્થાનોમાં ઉતરમાં કડાણાં અને સંજેલી, પશ્ચિમમાં ભાદરવા અને ઉમેટા, ( દક્ષિણ પુર્વ ) અગ્નિમાં નારૂકોટ ( જાંબુઘોડા ) અને મેવાસ અગર તોફાની ગામોના ત્રણ જથા આવેલા છે. નર્મદા નદીના જમણા કિનારા ઉપર સંખેડા મેવાસ આવેલો છે. જ્યારે દોડકા, અણુગઢ, અને રાઈકા સુદ્ધાંત પાંડુ મેવાસનાં નાનાં સંસ્થાનો દોડકા મેવાસ સાથે મહી નદીના કિનારા ઉપર આવેલાં છે.

**રેવાકાંઠાનો પ્રદેશ**

મહી નદી ઉપર પશ્ચિમ ભાગે આવેલાં ગામો અને ઉત્તર અને દક્ષિણનો રેવાકાંઠાનો જે ભાગ ગુજરાતને લાગુ થાય છે, તે પ્રદેશ સપાટ અને ખુલ્લો છે. પણ સામાન્ય રીતે એજંસીનો ભાગ

ખાડાટેકરાવાળો છે. રાજપીપળાના ડુંગરા, સાતપુડા અને વીંધ્યા પર્વતોની હાર રેવાકાંઠામાં છે. રેવાકાંઠામાં મહી નદીનું વહેણુ ૧૨૦ માઈલ જેટલું છે. મહી નદી ઉપરનો પૂર્વ તરફનો ભાગ જંગલ, ઝાડી, ડુંગરાવાળો હોઈ, તે જેમ જેમ પશ્ચિમ તરફ જાય છે તેમ તેમ સપાટ મેદાન જેવો થતો જાય છે તેનો ઉંડાણવાળો કીનારો વાવેતર માટે પાણી લેવા નકામો છે. વળી, વહેણુ છાછરૂં અને પટ ખાડાટેકરાવાળો હોવાથી વહાણ ફેરવવા નકામો છે. નર્મદા નદી એજન્સીના ડુંગરા અને જંગલવાળા ભાગમાં થઈ દાખલ થાય છે. તેના છેવટના ૪૦ માઈલના વહેણુમાં પ્રદેશ ઘટાવાળો અને ખુલ્લો થાય છે, કીનારો નીચાણુમાં આવતો જાય છે, તથા પટ પહોળો થતો જાય છે. વહેણુ ઉંડું અને શાંત જણાય છે.

### ઝાડ.

રેવાકાંઠાના મોટા ભાગમાં જંગલ છે. છોટા-ઉદેપુર અને બારીયા સંસ્થાનોમાં મહુઆ (મહુડો) નાં ઝાડ ઘણા પ્રમાણમાં જણાય છે. સાગ પુષ્કળ છે. સીસમ, આમલી, આંબો, રાવણુ, સાદડો, ટીમરુ, બીલી, ખેર વગેરે ઝાડ પણ ઘણાં છે. જંગલમાં વનસ્પતિ અને દવાની ઔષધિ પણ ઘણી છે ઘાસમાં ખીરણુ અગર ખસખસ મોટા પ્રમાણમાં થાય છે; જેમાંથી સાદડી બનાવવામાં આવે છે.

### જાનવર.

વાઘ જવલ્લે જ જણાય છે; પણ ચીત્તા-દીપડા ઘણા છે. રીંછ અને જંગલી ભુંડ સામાન્ય છે. સાબર, મૃગ, અને નીલગાય ('રોઝ) એજન્સીના ઘણાં ભાગમાં હોય છે.

### હવામાન.

પૂર્વ રેવાકાંઠાના જંગલવાળા પ્રદેશમાં જાન્યુઆરી માસમાં ઠંડી સખ્ત હોય છે. તળાવડાં ઉપર બરફ જામી જાય છે, અને હીમથી પાકને નુકશાન થાય છે. કેટલીક વખત ગરમી પણ સખ્ત પડે છે. લુણાવાડા અને બારીયામાં ૧૦૮° થી ૧૧૦° ડીગ્રી હોય છે, હવામાન ખુલ્લા પ્રદેશમાં સારાં હોય છે. પરંતુ પૂર્વ તરફનાં ડુંગરા અને જંગલ પ્રદેશનાં, ખાસ કરીને બારીયા અને રાજપીપલાનાં, શરીરને માફક ન આવે તેવાં હોય છે.

### વરસાદ.

એજન્સીમાં સરેરાશ વરસાદ ૩૮ થી ૪૮ ઈંચ હોય છે. લુણાવાડા, રાજપીપલા અને બાલાસીનોરમાં સરેરાશ ૩૮ ઈંચ અને બારીયા અને છોટાઉદેપુરમાં ૪૮ ઈંચ હોય છે.

### રેવાકાંઠાના પહેલાંના રાજા.

અણહીલવાડના શરૂઆતના રાજાઓના વખતમાં (૭૪૬-૯૬૧) ચાંપાનેર શિવાયની રેવાકાંઠાની લગભગ તમામ જમીન બારીયાની સરકારના હાથ નીચે હતી. બાળીયામાં કોળી અને ભીલનો સમાવેશ છે. ૧૧, ૧૨ અને ૧૩મી સદીમાં રજપુતોના આગેવાનો મુસલમાનોના હુમલાથી ત્રાસી દક્ષિણ અને પૂર્વ તરફ નાઠા અને આ રીતે રાજપીપલાના રાજાના વડીલોએ પ્રથમ રજપૂત રાજ્ય રેવાકાંઠામાં સ્થાપ્યું. તેરમી સદીના અરસામાં પંચમહાલના ઝાલોદ કસ્બાના સ્થાપનાર જાલમસિંહના નાના ભાઈ લીમદેવજીએ કડાણાના રાજ્યની જુદી સત્તા સ્થાપી. તેજ અરસામાં જાલમસીંહના છોકરાએ ભીલના બ્રહ્મપુરી નામના ગામનું નામ બદલી સંત નવું નામ આપી સંત સંસ્થાન સ્થાપ્યું સોળમી સદીમાં અમદાવાદના સુલતાનના તાબા નીચે આખું રેવાકાંઠા લાવવામાં આવ્યું હતું. સત્તરમી સદીમાં બાબી કુટુંબના રાજ્યે બાલાસીનોર વસાવ્યું. તે વખતે ગુજરાતના સુલતાનોની સત્તા અસ્ત પામવાની શરૂઆત થઈ હતી. આ અરસામાં મરાઠાની સત્તા આ પ્રદેશ ઉપર જામવા લાગી અને (મીલીટરી ફોર્સ) સૈન્યથી સહાયથી તેઓ ખંડણી ઉઘરાવવા લાગ્યા.

### રેવાકાંઠા એજન્સીનાં સંસ્થાનો કેવી રીતે અસ્તિત્વમાં આવ્યાં ?

આ વખતમાં ઘણી વખતે આગેવાન કુટુંબના કેટલાકને ઘરબાર છોડવાં પડતાં અને તે નવી સત્તા

નવા સંસ્થાન જમાવતા. આ અને અસલી કેટલાક આગેવાનોના વારસોનાં તે હાલનાં રેવાકાંઠા એજન્સીનાં સંસ્થાનો મરાઠાની તાબેદારી નીચે તે લુંટ ચલાવતા. શ્રી ગાયકવાડ સરકાર જ્યારે બંદોબસ્ત રાખી શક્યા નહિ ત્યારે બ્રિટીશ સરકારે તે કામ ઉઠાવ્યું.

ઇ. સ. ૧૮૨૨માં 'શ્રીમંત ગાયકવાડ સરકાર' સાથે તહનામું થયું. જેમાં ગાયકવાડ સરકારના ખંડણીઆ રાજાઓનો તાબો મુંબાઈ સરકારને સોંપવામાં આવ્યો. આ વર્ષમાં મી. વીલોબીને એ પ્રદેશની વ્યવસ્થા કરવા માટે નીમવામાં આવ્યા. ઇ. સ. ૧૮૨૩માં સંખેડા મેવાસના રાજા રજવાડાઓની ખંડણી વગેરેની મુકરરતા કરી. ઇ. સ. ૧૮૨૫માં પાંડુમેવાસ બ્રિટીશ સત્તાના તાબા નીચે મુકવામાં આવ્યો. ઇ. સ. ૧૮૨૬માં રેવાકાંઠાનો તાબો લેવા માટે રેવાકાંઠા એજન્સી સ્થાપવામાં આવી.

લુણાવાડા અને સંત જે બ્રિટિશ સત્તા નીચે સને ૧૮૧૯થી હતાં તે મહીકાંઠા એજન્સીમાંથી રેવાકાંઠામાં લાવવામાં આવ્યાં. ઇ. સ. ૧૮૨૯માં રેવાકાંઠા એજન્સીના પોલીટીકલ એજન્ટની જગો કમી કરવામાં આવી અને થોડાં વર્ષો સુધી આગેવાનોને સ્વતંત્ર રાખવામાં આવ્યા. સને ૧૮૪૨માં રેવાકાંઠામાં પોલીટીકલ એજન્ટની ફરીથી નીમણુંક કરવામાં આવી અને દરેક રાજ્યની, ફોજદારી ગુન્હાઓના કામમાં, મર્યાદા ઠરાવી. સને ૧૮૫૩માં ખેડાના કલેકટરના તાબામાંથી બાલાસીનોર લઈ રેવાકાંઠા એજન્સીના તાબામાં મુકવામાં આવ્યું.

### રેવાકાંઠામાં હુલ્લડ

સને ૧૮૨૫ પછી રેવાકાંઠામાં હુલ્લડ ત્રણ વખત થયું. ૧૮૩૮માં બારીયા, છોટાઉદેપુર અને નારૂકોટના નાયકડાનો બળવો થયો. ઉત્તર હિંદુસ્તાનમાં જાગેલો સને ૧૮૫૭નો બળવો જેની અસર આખા હિંદુસ્તાનમાં થઈ હતી તે બીજો બળવો ગણાયો. અને સને ૧૮૬૮માં નારૂકોટના નાયકડાઓએ કરેલું તોફાન એ ત્રીજું હતું.

### જમીન સંબંધે માહીતી

રેવાકાંઠામાં જમીનની ઘણી જાત છે. ઉત્તરમાં મહી નજીક અને દક્ષિણમાં નર્મદા નજીકની ભાઠાની જમીન ઉત્તમ પ્રકારની છે. ઉત્તરમાં લુણાવાડા અને બાલાસીનોરની જમીન જરા ભુરાશ પડતી ગોરાડુ છે પણ તે મધ્ય ગુજરાતના જેવી ફળદ્રુપ નથી. કાળી બેસર જમીન પણ કેટલીક છે અને તેમાં ડાંગર થાય છે. શેઢી નદીની નજીક જમીનનો કેટલોક ભાગ છે, તેને ભેજવાળી જમીન કહે છે અને તેમાં ઘઉં અને કઠોળ થાય છે પણ કપાસ થતો નથી. સંત સંસ્થાન (સુંથ)માં કાળી જમીન હોઈ ભેજવાળી છે અને તેમાં પાણી પાયા સિવાય બે પાક વર્ષમાં થાય છે.

બારીયાની જમીન સ્હેજ ભુરાશ પડતી ગોરાડુ, વધારે કાળી, અને રેતાળ પણ છે. અને તેમાં તંબાકુ સિવાય કોઈ પણ પ્રકારનો પાક થઈ શકે છે. સંખેડા અને પાંડુ મેવાસની કાળી જમીન ભરૂચના આમોદ અને જંબુસરની જમીન માફક કપાસને માટે વધારે માફક આવે છે. રાજપીપળાનો નર્મદાના કિનારાનો ભાગ ઘણો જ ફળદ્રુપ છે. પથ્થર ખાડાટેકરાવાળી અને થોડી હલકા પ્રકારની કાળી જમીન સિવાય રેવાકાંઠાની જમીન એકંદરે ફળદ્રુપ છે.

### પાક

રેવાકાંઠાના મુખ્ય પાક મકાઈ, ચોખા જુવાર, બાજરો, કોદરા છે. કઠોળમાં તુવેર, મઠ અને ચણા છે. તેલી બીમાં દીવેલા, આદુ અને તલ છે. રેસાવાળા પાકમાં કપાસ અને શણ થાય છે. એજન્સીમાં વાજીઆ અને કાઠા બે પ્રકારના ઘઉં થાય છે. વારી જાતના હલકા પ્રકારની ડાંગેર થાય છે. મરચાં. કેળાં વગેરે પણ લોકો કરે છે.

### રેવાકાંઠાની બહાર જતો અને અંદર આવતો માલ

સાગ, બળતણ, મહુડાં રેવાકાંઠામાંથી બહાર જાય છે. જ્યારે કાપડ, મીઠું, ખાંડ અને લોખંડી સામાન રેવાકાંઠામાં આવે છે.

### રેલવે અને રસ્તા

સને ૧૮૯૦ સુધી રેવાકાંઠાના કોઇ સંસ્થાન તરફથી રેલવે ગાડીનો વ્યવહાર ન હતો. બોમ્બે એન્ડ સેંટ્રલ ઈન્ડીયા રેલવેની આણંદ–ગોધરા શાખાના સને



૯

૧૮૯૩માં રતલામ સુધીના વધારાથી મુખ્ય લાઈન સાથે બારીયા સ્ટેટનું જોડાણ થયું છે. તેવીજ રીતે ડભોઈ અને વડોદરા–ગોધરા લાઈનથી છોટાઉદેપુર, રાજપીપલા અને બારીયા સંસ્થાનોનો વહેવાર વડોદરાના પ્રદેશ સાથે બંધાયો છે. સને ૧૮૯૯માં રાજપીપલા રેલવેથી ભરૂચ જીલ્લા અને બોમ્બે, બરોડા અને સેન્ટ્રલ ઇન્ડીયાના મોટા કસ્બાઓ સાથે સંબંધ થયો છે.

સને ૧૮૯૯થી ૧૯૦૨ સુધીમાં એટલે છપ્પનીયા કાળમાં ઘણા નવીન રસ્તા કરવામાં આવ્યા છે અને ઘણા સુધારવામાં આવ્યા છે. રેવાકાંઠામાં ૪૫૦ માઈલ જેટલા પાકા રસ્તા છે.

## ફોજદારી અને દીવાની કોર્ટની સ્થાપના હમણાંનીજ છે

રેવાકાંઠામાં દીવાની કોર્ટની સ્થાપના હમણાંનીજ છે. પ્રથમ લહેણદારોનું લહેણું પંચથી નક્કી થઈ વસુલ થતું. સને ૧૯૦૮માં એજન્સીમાં ૩૨ દીવાની કોર્ટ હતી, જેમાંથી ૧૭ બ્રિટિશ સરકારના પ્રત્યક્ષ તાબા નીચે હતી અને ૧૫ સંસ્થાનોમાં હતી. ફોજદારી ગુન્હાના નિકાલ માટે રેવાકાંઠાની વ્યવસ્થા પાંચ ભાગમાં વહેંચાયલી છે. નાના મેવાસ ઠાકોરોના થાણદારો બીજા અને ત્રીજા વર્ગના અધિકારથી કામ ચલાવે છે. કડાણા, સંજેલી, ભાદરવા અને ઉમેડાના ઠાકોરોને બીજા વર્ગના અધિકાર મળેલા છે. બારીયા, બાલાશીનોર, રાજપીપળા, લુણાવાડા, સંત અને છોટાઉદેપુર સંસ્થાનોને તેમની રૈયત ઉપર ફોજદારી ગુન્હા માટે સંપૂર્ણ અધિકાર છે.

## મહેસુલ માટે રાજવહીવટ.

જમીન મહેસુલની વસુલ માટે મોટા સંસ્થાનોમાં તાલુકા પાડવામાં આવ્યા છે. દરેક તાલુકામાં થાણદાર હોઈ મુલકી વસુલ ઉપરાંત પોલિસ અને મેજિસ્ટ્રેટનું કામ પણ તેમને કરવાનું હોય છે. કેટલીક જગાએ વસુલાત માટે ઇજારદાર (middle men) પણ રાખવામાં આવે છે. થાણદારના હાથ નીચે એક કે બે જરૂર પ્રમાણે તલાટી રાખવામાં આવે છે. નાનાં મેવાસ સંસ્થાનોમાં માલિક જાતેજ થાણદાર અને તલાટીનું કામ કરે છે. જે સંસ્થાનો જોતીમાં હોય છે ત્યાં જોતીદાર વહીવટ કરે છે.

## ગામોના પ્રકાર

રેવાકાંઠાનાં ગામડાંના બે મુખ્ય ભાગ થઈ શકે. (૧) સંસ્થાનનાં ગામો જેનો વહીવટ ઠાકોર અગર રાજાઓ કરે છે અને (૨) ખાનગી ગામો જે ખાસ કરારથી આપવામાં આવ્યાં હોય તે. ખાનગી ગામોના ૭ પ્રકાર છેઃ (૧) ઇનામ (૨) પટાવત (કરારથી આપેલાં) (૩) જીવરાખ, જીવાઇ અગર નિર્વાહ માટે આપેલાં ગામો (૪) દેવસ્થાન (૫) ધર્માદા (૬) ઉધડ ચોક્કસ આંકડો નક્કી કરી આપેલાં.

## જમીન મહેસુલની પદ્ધતિ

જમીન મહેસુલની પદ્ધતિ જુના વખતના હળવેરાથી શરૂ કરી હાલ બ્રિટીશમાં ચાલતી પદ્ધતિ પ્રમાણેની પણ છે. હળવેરો ચાર આનાથી ૨૦ રૂપીઆ સુધીનો છે. જ્યારે રૈયતવારી પદ્ધતિ દર એકરે સવા ચાર આનાથી પચીસ રૂપીઆ સુધીનો દર છે. ભાગબટાઇ વહીવટ બાલાશીનોર, સંત, મુડેસર અને સંખેડા મેવાસના માંડવાની ભાડાની જમીનમાં છે. ધારો જમીન ન ખેડતા હોય તેવા ભીલ કોળીથી પણ લેવામાં આવે છે અને દાતરડી, પાણી, કોદાળી, વિગેરે વેરાના નામે ઓળખાય છે. તેમના કરતાં જે સારી સ્થિતિના બળદ અને હળ રાખે તેવા હોય તેમની પાસેથી હળવેરો લેવાય છે. તેમના કરતાં વધારે બુદ્ધિમાન ખેડુતોની જાત હોય તેમની પાસેથી ખાતાબંદી (એકંદર ખાતા ઉપર ઠરેલી રકમ) લેવામાં આવે છે. જ્યારે કેટલાકની પાસેથી વીઘોટી વહીવટના ધોરણે પણ દર લેવામાં આવે છે. આવા પ્રકારમાં જમીનની અંદાજ માપણી કરવામાં આવે છે.

રેવાકાંઠામાં નાંદોદ, રાજપુર, લુણાવાડા ને બાલાસીનોર ચાર સુધરાઇ છે. [ સંપૂર્ણ ]

# હાથબ, કાઠિયાવાડનું એક પ્રાચીન બંદર

( લેખક: શાન્તિલાલ છગનલાલ ઉપાધ્યાય એમ. એ. )

કાઠિયાવાડ દ્વીપકલ્પમાં અદ્યાપિ વિદ્યમાન એવાં અનેક સ્થળો છે, કે જે અતિપ્રાચીન કાળથી આપણા સાહિત્યમાં પ્રસિદ્ધિ પામેલાં છે. મહાભારત, ભાગવત, સ્કંદપુરાણ, વિષ્ણુપુરાણ તથા બીજાં કાવ્યોમાં પણ દ્વારકા, પ્રભાસતીર્થ વગેરે સ્થળોના અનેક ઉલ્લેખો છે. જૈનોના સાહિત્યમાં રૈવતક અને શત્રુંજય વગેરે પર્વતો અને દ્વારવતી પણ ખાસ જાણીતાં છે. બૌદ્ધોના સાહિત્યમાં પણ કાઠિયાવાડ દ્વીપકલ્પનાં અમુક સ્થળોના ઉલ્લેખો છે.

કાઠિયાવાડ દ્વીપકલ્પ ઉપર જે અનેક રાજા મહારાજાઓએ શાસન કર્યું છે તેમાંના ઘણાખરાના શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ વગેરે આપણને પ્રાપ્ત થયા છે. મૌર્યવંશી સમ્રાટ અશોક, મહાક્ષત્રપ રુદ્રદામન્, ક્ષત્રપ જયદામનનો પૌત્ર, સ્વામી રુદ્રસિંહ રજો, ગુપ્તવંશી સ્કંદગુપ્ત વગેરેના જુનાગઢ પાસેના લેખો જાણીતા છે. વલ્લભીવંશના દ્રોણસિંહ, ધ્રુવસેન ૧લો, ગુહસેન, ધરસેન રજો, શિલાદિત્ય ૧લો, ખરગ્રહ ૧લો, ધરસેન ૩જો, ધ્રુવસેન રજો, ધરસેન ૪થો, ધ્રુવસેન ૩જો, શિલાદિત્ય ૪થો અને ૫મો વગેરે રાજાઓનાં તામ્રપત્રો કાઠિયાવાડ દ્વીપકલ્પના અમુક પ્રાચીન ગામોમાંથી પ્રાપ્ત થએલાં જાણીતાં છે. વળી સિદ્ધરાજ, કુમારપાળ, ભીમદેવ રજો વગેરેના લેખો પણ કાઠિયાવાડમાંથી મળેલા જાણીતા છે.

આ ઉપરથી એટલું તો ચોક્કસ છે કે કાઠિયાવાડ દ્વીપકલ્પ પ્રાચીન કાળથી જ સંસ્કૃતિપુનિત પ્રદેશ હતો અને તેથીજ અનેક રાજાઓનાં મન આકર્ષ્યાં હતાં. પ્રાચીનકાળમાં ઇ. સ. પૂર્વે આશરે બીજી સદીમાં કાઠિયાવાડને પૂર્વ કિનારે હસ્તવપ્ર–હસ્તકવપ્ર–હસ્તકપ્ર નામનું એક અતિપ્રખ્યાત બંદર હતું. હાલમાં તે જગ્યાએ હાથબ નામનું ગામ છે. તે ભાવનગર સ્ટેટને તાબે છે. ભાવનગરથી આશરે ૧૫-૧૬ માઈલ દૂર છે. ત્યાં આગળ ભાવનગરના મહારાજા સાહેબનો એક બંગલો છે, કે જે હવાખાવાના સ્થળ માટે વપરાય છે. ભાવનગરથી હાથબ સુધીની એક સડક છે. હાલમાં ત્યાં હલકા લોકોની જ વસ્તીનું વધારે પ્રમાણ છે. ત્યાંથી ખાડી નજીક છે.

પ્લીની, સ્ટ્રેબો, મેગેસ્થીનીસ, ટોલેમી વગેરે ગ્રીક લેખકોએ તેમના ગ્રંથોમાં હિંદ વિષે થોડુંઘણું લખ્યું છે. ગ્રીક ભાષામાં પેરિપ્લસ નામનો એક ગ્રંથ છે. તેનો કર્તા અજ્ઞાત છે. તેનું અંગ્રેજી ભાષાંતર થયું છે. તેમાં હસ્તકપ્ર–હસ્તવપ્ર–હસ્તકવપ્રનો ઉલ્લેખ થયો છે. ઉપર્યુક્ત ગ્રીક લેખકોમાંના ઘણાએ ભૃગુકચ્છ એક મોટું બંદર હતું એમ ઉલ્લેખ કર્યો છે અને "અષ્ટકપ્ર"નો પણ તેવોજ ઉલ્લેખ થયો છે. આ પેરિપ્લસ નામનો ગ્રંથ પણ ટોલેમીએ લખેલા ગ્રંથ જેટલોજ પ્રાચીન છે. પેરિપ્લસનું આ કથન અસ્ટકપ્ર–હસ્તવપ્રની પ્રાચીનતા અને ખ્યાતિના પુરાવા માટે પૂરતું છે. પેરિપ્લસમાં એક જગ્યાએ લખ્યું છે કે ઇન્ડોબેક્ટ્રીઅન રાજાઓ એપોલોડોટસ અને મીનેન્ડર કે જે ઇ. સ. પૂર્વે ૧૫૦ના અરસામાં થઈ ગયા. તેમના સિક્કાઓ ઇ. સ. પછીની પહેલી સદીમાં પણ ભરૂચમાં જડતા હતા. આ વાત એ બતાવી આપે છે કે તે રાજાઓનું આ બંદર તરફ ધ્યાન અચુક ખેંચાયું હતું. ઇતિહાસવેત્તાઓ એમ કહે છે કે એપોલોડોટસ અને મીનેન્ડરનું રાજ્ય ઉત્તરમાં પંજાબથી માંડી યમુના તટ સુધી પહોંચ્યું હતું. આ લેખમાં એ બતાવવાનું છે કે એપોલોડોટસ પણ અષ્ટકપ્રથી આકર્ષાયો હોવો જોઈએ.

તેજ પ્રદેશમાંથી પ્રાપ્ત થયેલો એક રૂપાનો નાનો ગોળ પાવલી જેવો સિક્કો છે. તેનું વજન આશરે ૩૦ ગ્રેન હશે. તેના આગળના ભાગમાં જમણી બાજુ તરફ જોતી એપોલેડોટસની સુંદર અડધી આકૃતિ છે. આ આકૃતિ કલામય છે. તે રાજા પ્રતિભાશાળી પુરૂષ હશે એમ અનુમાન કરી શકાય છે. આકૃતિની આજુબાજુ ગોળાકારમાં ગ્રીક અક્ષરો છે. પાછળના ભાગમાં વચ્ચે પેલાસે જમણા હાથમાં વજ્ર લીધું છે, ડાબા હાથમાં ઢાલ છે. જમણા હાથની નીચે ટંકશાળની નિશાની છે. પેલાસની આજુબાજુ ગોળાકારમાં જમણી બાજુથી શરૂ થતી ખરોષ્ટી લિપિમાં પ્રાકૃતમાં લખ્યું છે. "મહારાજસ ત્રાતારસ અપલદતસ."

કાઠિયાવાડ દ્વીપકલ્પમાંથી ક્ષત્રપો અને મહાક્ષત્રપોના સિક્કાઓ પ્રાપ્ત થયા છે. ભાવનગરની આજુબાજુમાંથી પણ મળેલા છે. મારા જાણવા પ્રમાણે ગુપ્તરાજાઓના સિક્કાઓ પણ ભાવનગરની આજુબાજુમાંથી મળેલા છે. સ્વયં લેખકે તેજ સ્થળના બે સિક્કાઓ કુમારગુપ્ત ૧લાના સમયના હમણાં જોયા છે. કુમારગુપ્ત ૧લો ઇ. સ. પછી ૪૧૩–૪૫૫ના અરસામાં થઈ ગયો. તેણે સમુદ્રગુપ્તના જેવાજ "અશ્વમેધ સિક્કાઓ!" પડાવ્યા હતા. તેણે બીજી અનેક આકૃતિવાળા સિક્કાઓ પણ પડાવ્યા હતા. ઉપર્યુક્ત બે સિક્કાઓ તાંબાની મિશ્ર ધાતુના હોય તેમ લાગે છે. કદમાં બહુજ નાના છે. વજનમાં પણ બહુજ હલકા છે. આ બધું એજ સાબિત કરે છે કે જેમ ક્ષત્રપો અને મહાક્ષત્રપો આ સમૃદ્ધિશાળી પ્રદેશવડે આકર્ષાયા હતા તેમ ગુપ્તરાજાઓ પણ આકર્ષાયા હતા. સંભવ છે કે હસ્તવપ્ર બંદર સંપૂર્ણ જાહોજલાલીમાં તે સમયે પણ ચાલુ હોય અને તેથી તેઓ આકર્ષાયા હોય.

વલ્લભીવંશના રાજાઓના સમયમાં તે એક પ્રખ્યાત શહેર હતું, તે વાત ચોક્કસ છે. હસ્તવપ્ર તે સમયે હસ્તવપ્ર–આહરણી (જીલ્લો)નું મુખ્ય શહેર હતું. તેમાં એક પ્રખ્યાત શિવાલય હતું કે જે નીલકંઠ મહાદેવ તરીકે અદ્યપિ વિદ્યમાન છે. હાલમાં તે શિવાલયમા જે લિંગ છે તેના ઉપર અલ્લાઉદ્દીન ખીલજીએ ઘુંચો મારી હતી એમ ત્યાંના લોકો વાતો કરે છે, અને તેની સાબિતી તરીકે તે લિંગ ઉપર નિશાનીઓ બતાવે છે. આ શિવાલયની સામે અને બાજુમાં જરાક છેટે બે મોટાં લિંગો છે. નીલકંઠ મહાદેવથી આશરે એકાદ માઇલ દૂર 'પણજલીયાપણજણીયા' (પર્જન્ય?) મહાદેવનું આશરે તેવડુંજ ઉંચું અને કદમાં પણ પેલાં બે લિંગો જેટલુંજ એક લિંગ છે. આ ગામની આજુબાજુ બીજા અવશેષો માલમ પડતા નથી. 'ભૂખી દેવીની વાવ' તરીકે એક દટાઈ ગએલી મોટી વાવને લોકો ઓળખાવે છે. બીજી એક 'કાળી વાવ' અને 'કાળી હાટડી' છે પણ તે તો એક વિશ્રામસ્થાન જેવુંજ લાગે છે. 'કાળી વાવ' અને 'કાળી હાટડી' તો પથ્થરના રંગ ઉપરથીજ કહેવાય છે. તેનો બીજો કોઈ અર્થ હું મેળવી શકયો નથી.

વલ્લભી સંવત્ ૧૮૩ એટલે ઇ. સ. પછી ૫૦૨માં દ્રોણસિંહે હસ્તપ્રાહરણીમાં આવેલું ત્રિસંગમક ગા' દાનમાં આપ્યું હતું. મહાસામન્ત મહારાજા ધ્રુવસેન પહેલાએ હસ્તવપ્રાહરણીમાં આવેલાં અમુક ગા' વલ્લભી સંવત્ ૨૦૬માં દાનમાં આપ્યાં હતાં. વલ્લ સંવત્ ૨૦૭, ૨૧૦, ૨૫૯ વગેરેમાં આવેલાં તા' પત્રોમાં હસ્તપ્રાહરણીનાં અમુક ગામો દાનમાં અપાયાં છે.

ગુજરાત ચાલુકયવંશ, ગુર્જરવંશ, રાષ્ટ્રકુટવંશ, ચૌલુકયવંશ વગેરે વંશોના રાજાઓના સમયમાં હસ્તવપ્રની શું સ્થિતિ હતી તે વિષે હું કંઈ પણ માહિતી મેળવી શકયો નથી. સંભવ છે કે બીજા પ્રવાસે માહિતી મળે કારણ કે આ લઘુ લેખમાં તો પ્રથમ પ્રવાસનુંજ ફળ આલેખાયું છે.

આ શહેર માટે ગુજરાતના સ્વતંત્ર સુલતાનોના સમયની, તેમના તે સ્થળની, આજુબાજુથી પ્રાપ્ત થએલા સિક્કાઓ ઉપરથી માહિતી મળે છે. જાફરખાનના પિતાએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો અને તેને ફીરોઝ તઘલખ તરફથી સારૂં માન મળ્યું હતું. ઇ. સ. ૧૩૯૧માં જાફરખાનને ગુજરાતનો સુબો બનાવવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૩૯૮માં તૈમૂરલંગની ચડાઈ

પછી દિલ્હીના બાદશાહો સુબાઓને કાબુમાં રાખી શકયા નહિ. ઈ. સ. ૧૪૦૩ સુધી જાફરખાને બાદશાહની સાર્વભૌમ સત્તા માન્ય રાખી, પણ ઈ. સ. ૧૪૦૭માં 'સુલતાન મુજફ્ફરશાહ' એવું નામ ધારણ કરીને સ્વતંત્ર સુલતાન થયો. તેના મૃત્યુ પછી તેનો પૌત્ર અહમદશાહ સલ્તનતનો માલિક થયો. જાફરખાન સ્વતંત્ર થયો ત્યાર પહેલાં ગુજરાતમાં દિલ્હીના બાદશાહોના સિક્કાઓ પ્રચલિત હતા. ગુજરાતમાં સ્વતંત્ર સુલતાન થયા પછી નવા સિક્કાઓ પાડવાની અને ચલણી નાણા તરીકે ચલાવવાની જાફરખાન (મુજફ્ફરના દિકરા તાતારખાને મુહમ્મદશાહ તરીકે પ્રખ્યાત થએલાએ) પહેલ કરી હતી. થોડા સમય પછી હી. સં. ૮૧૦ (ઈ. સ ૧૪૦૭)ના અરસામાં તેના પિતા જાફરખાને (મુજફ્ફરશાહે) પોતાના નામના સિક્કાઓ પડાવ્યા. અહમદશાહ અને ત્યારપછીના સુલતાનોએ (અકબરે હી. સં. ૯૮૦, ઈ. સ. ૧૫૭૨માં ગુજરાત જીત્યું ત્યાં સુધી) ગુજરાતમાં તાંબાના સિક્કાઓ પડાવવાનું ચાલુ રાખ્યું હતું. જાફરખાન અને તાતારખાનના સિક્કાઓ આ લેખકના જોવામાં આવ્યા નથી. આ લેખકે સુલતાન અહમદશાહ (૧૪૧૧–૧૪૪૩)ના સિક્કાઓ તે સ્થળની આસપાસથી મળેલા જોયા છે. અહમદશાહ પછી મહમુદ બેગડાના સિક્કાઓ મળેલા છે. તેનો સમય ૧૪૫૮થી ૧૫૧૧નો છે. તેની મુસ્તફાબાદ અને મુહમ્મદાબાદની ટંકશાળોના સિક્કાઓ જાણીતા છે, પણ આ સિક્કાઓ દીવની ટંકશાળના છે. હાથબ અને દીવની વચ્ચે બહુજ મોટું અંતર નથી. બન્ને દરીઆકાંઠે છે એટલે તે સમયમાં પણ હાથબ જાણીતું હશે જ. અને તેનો વેપાર દરીઆમાર્ગે દીવ અને બીજા બંદરો સાથે હશેજ. મહમુદ બેગડા પછી મુજફ્ફરશાહ (હી. સં. ૯૧૭થી ૯૩૨)નો રૂપાનો સિક્કો એક જોવામાં આવ્યો છે. તેમાં ટંકશાળનું નામ "બુરહાનપુર" છે કે કંઇ બીજું છે તે હું ચોક્કસ કહી શકતો નથી. વળી બીજો એક સિક્કો પણ મહમદશાહ (બીજો કે ત્રીજો)નો જોવામાં આવ્યો છે. આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે હાથબ ગામની એક સુંદર બંદર અને શહેર તરીકે ખ્યાતિ ઘણાં વર્ષો સુધી ટકી રહી હતી. સંભવ છે કે તે ખ્યાતિ એકધારી ટકી શકી નહિ હોય, પણ ગુજરાતના સ્વતંત્ર સુલતાનોના સમય સુધી તે જાણીતું હતું. એ વાત ઉપરનાં પ્રમાણોથી જાણી શકાય છે.



"દેશી રાજ્ય"ને લગતો બધો પત્ર વ્યવહાર નીચેના સરનામે કરવો. તેમજ દેશી રાજ્યનું લવાજમ સમાલોચનાર્થે પુસ્તકો, બદલાનાં પત્રો વગેરે પણ એજ સરનામે મોકલવા મે. કરવી.

સરનામું

જયંતીલાલ મોરારજી મહેતા

ઘોઘાગેટ, ભાવનગર

# નોંધ અને ચર્ચા.

## નરેંદ્રમંડળના બંધારણમાં ફેરફારની અગત્ય.

પ્રાંતિક વહીવટને જો સફળતા મળશે તો સંભવ છે કે થોડા સમયમાં ફેડરલતંત્રની સ્થાપના કરવામાં આવશે. અને એમ બનશે એટલે દેશીરાજ્યોનું હાલનું જે પ્રકારનું અસ્તિત્વ છે તે ફેરવાઈ ફેડરેશનના એક ભાગ જેવાં તે થઈ રહેશે. ફેડરલ ધારા મંડળોમાં જો કે રાજ્યોને સુયોગ્ય પ્રમાણમાં પ્રતિનિધિત્વ-મળ્યું છે પરંતુ રાજ્યોના પ્રતિનિધિઓ પરત્વે જો એક સરખું નિયમન નહીં હોય તો તે પ્રતિનિધિત્વ ઉલટું રાજ્યોને ગળેફાંસા જેવું થઇ પડશે. આ નિયમન જાળવવાનો ઉપાય એ છે, કે નરેંદ્ર મંડળના અત્યારના બંધારણમાં ફેરફાર કરવો, અને તેમાં જે નીતિ (Policy) નક્કી કરવામાં આવે તે પ્રમાણે રાજ્યોના પ્રતિનિધિઓએ ફેડરલ ધારામંડળોમાં પ્રતિનિધિત્વ જાળવવું.

નરેંદ્રમંડળની સ્થાપના કરવામાં આવી ત્યારે તેના બંધારણ અન્વયે ૧૦૮ સભ્યોને તેમાં સ્થાન મળ્યું હતું. બંધારણની બીજી કલમ આ પ્રમાણે છે.

(1) Rulers of States who enjoyed permanent dynastic salutes of 11 guns or over on the 1st of January 1920 and

(2) Rulers of States who exercised such full or practically full internal powers as in the opinion of the Viceroy qualify them for admission to the Chamber, are entitled to be permanent members of the Chamber.

ઉપરના નિયમ (૧) પ્રમાણે ૮૫ અને નિયમ (૨) પ્રમાણે ૨૩ રાજ્યો નરેંદ્રમંડળના કાયમી સભ્ય તરીકે થયા હતાં. અને ત્યાર પછી માત્ર એક જ રાજ્ય મયુરભંજને ૧૯૩૧માં નરેંદ્રમંડળના સભ્ય તરીકે સ્વીકારવામાં આવ્યું હતું. ત્યાર પછી દક્ષિણનાં કેટલાંક રાજ્યો કે જે મરાઠા કાળથી પોતાની જાગીરોમાં સ્વતંત્ર વહીવટી સત્તા ધરાવે છે એ રાજ્યોએ નરેંદ્રમંડળના કાયમી સભ્ય થવા માટે માગણી કરી હતી. ગુજરાતનાં અને કાઠિયાવાડનાં કેટલાંક રાજ્યો એવાં છે કે જે આંતરિક વહીવટમાં સ્વતંત્રતા ધરાવે છે. તેમ તેમના હસ્તકનો પ્રદેશ, અને વાર્ષિક આવક પણ એટલી છે કે એવાં રાજ્યો નરેન્દ્રમંડળના સભ્ય થવા માટે યોગ્ય છે. અને ના૦ વાઇસરોય ઉપર (૨)માં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે આવાં રાજ્યોને નરેન્દ્ર મંડળના સભ્ય તરીકે માન્ય રાખી શકે છે, પરંતુ અમને લાગે છે, કે જે હાલ યોગ્યતાનું ધોરણ છે તેમાં ફેરફાર કરી નરેન્દ્રમંડળમાં જેમ બને તેમ વધારે રાજ્યોનું પ્રતિનિધિત્વ સંયુક્ત થાય એમ કરવાની જરૂર છે. કારણ કે એથી દેશી રાજ્યોની એક સમૂહ તરીકેની કાર્યનીતિનું સંગઠન થશે, અને તેની છાપ ફેડરલ ધારામંડળો ઉપર પણ પડશે. વળી એથી નરેશો, નરેશો વચ્ચેનો સહકાર વધશે અને અત્યારે જે સંપ કરતાં કુસંપ, મતએકતા કરતાં, મતભેદ અને નમ્રતા કરતાં દંભ નજરે પડે છે તે દૂર થશે.

નરેંદ્રમંડળની આવતી બેઠકમાં કોઈ નરેશ સભ્યે આ સંબંધી કાંઇ પ્રવૃત્તિ ઉપાડવી જોઈએ. અથવા તો જે રાજ્યો નરેન્દ્ર મંડળનાં સભ્ય ન હોય-તે રાજ્યોના નરેશોએ એકત્ર મળી એક સંયુક્ત નિવેદન દ્વારા ના. વાઇસરોયનું ધ્યાન ખેંચવું જોઈએ. અને મંડળની હાલના સભ્યોની સંખ્યામાં વધારો કરી ૧૫૦ જેટલી કરવી જોઈએ.

---

### "૧૯૩૪-૩૫ નું હીંદ."

હીંદી સરકારના પ્રકાશન ખાતા તરફથી "૧૯૩૪-૩૫નું હીંદ" એ નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું છે. તેમાં દેશી રાજ્યો અને ફેડરેશન" સબંધી નીચે પ્રમાણે માહેતી આપવામાં આવી છે. અગર જો આ માહિતી ઘણી જુની જેવી લાગે એવી છે છતાં તેમાંથી હીંદી સરકારનું દષ્ટિબિંદુ સમજાય છે.

"નરેંદ્રમંડળની સભામાં નામદાર વાઇસરૉયે ભાષણ કરતાં નવા બંધારણ સંબંધી વિવેચન કરતાં એવી આશા દેખાડી હતી કે બ્રિટીશ હીંદ અને દેશી રાજ્યોના સામાન્ય હિત માટે બંધારણીય પ્રગતિને આગળ વધારવામાં દેશી રાજ્યો પોતાનો યોગ્ય હીસ્સો આપશે. નરેંદ્રમંડળમાં એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. જેમા જોઈંટ પાર્લામેંટરી કમિટીના રિપોર્ટ તરફ દેશી રાજ્યોની વલણ જાહેર કરવામાં આવી હતી.

જોઇંટ પાર્લામેંટરી કમિટીની, ફેડરેશનને લગતી દરખાસ્તો ઉપર દેશી રાજકર્તાઓના પ્રધાનોની કમિટીએ વિચાર ચલાવ્યો હતો. અને પોતાની તપાસનું પરિણામ હીંદી સરકારને જણાવ્યું હતું. દેશી રાજાઓએ ગવર્નમેંટ ઑફ ઈંડિયા બિલને તેના હાલના સ્વરૂપમાં સ્વીકારવાની પોતાની અશક્તિ જાહેર કરી હતી, અને ફેડરેશનમાં તેઓએ જોડાવા માટે વધુ સગવડોની માગણી કરી હતી. જેમાંની કેટલીક માગણીઓ બિલના ક્ષેત્રની બહારની હતી. બાકીની મુશ્કેલીઓની ચોખવટ તા. ૧૯ મી માર્ચના શ્વેતપત્રમાં કરવામાં આવી હતી. આ શ્વેતપત્રના ખરડાને સામટી રીતે લેતાં અસ્વીકાર્ય ગણવામાં આવ્યો નહતો; જો કે રાષ્ટ્રવાદી મંડળોમાં એવી ટીકા કરવામાં આવી હતી કે દેશી રાજાઓને ખુશી કરવા માટે જોઇએ તે કરતાં વધુ છુટછાટો આપવામાં આવી હતી."

---

### નરેશોને સલામતીની આકાંક્ષા

ફેડરેશનમાં 'ઇન્સ્ટ્રુમેન્ટ ઑફ એકસેશન' દ્વારા દાખલ થવા સંબંધી અને તેના સ્વરૂપ સંબંધી નરેશોમાં હજી પણ ગડભાંજ ચાલ્યા કરે છે. આ પ્રવેશ પત્રના હેતુ પરત્વે કેટલાક નરેશોને મતભેદ છે અને તે એકે એક કાયદાના ખરડામાં રાજદ્વારી આદર્શને દાખલ કરવાથી ભવિષ્યમાં કેટલીક મુશ્કેલીઓ ઉભી થવાનો સંભવ છે. વળી તેઓ "પ્રવેશ પત્રના પહેલા પરિશિષ્ટમાં જણાવેલી અથવા એ પ્રવેશ પત્રની રૂએ રાજ્યોને લાગુ પડતી કાયદાની કોઇ પણ કલમ પરત્વેની, કોઈ પણ બાબતના સંબંધમાં ફેડરલ સત્તા સિવાયની બીજી કોઈ સત્તા હસ્તક્ષેપ કરી શકે નહીં, અને ફેડરલ સત્તા પણ પ્રવેશપત્રમાં દર્શાવેલા ધોરણે જ હસ્તક્ષેપ કરી શકે." આવા પ્રકારનો આગ્રહ રાખવાનો હેતુ રાજ્યોનો એવો લાગે છે, કે ફેડરલ સત્તા સિવાયની બીજી સત્તા, દા. ત. રેલ્વે ટ્રીબ્યુનલ જેવી સત્તા, રાજ્યની આંતરિક સત્તામાં દરમિયાનગીરી કરી શકે નહીં. કાયદાની કલમ ૨૯૪ (૨) માં જો કે આ સંબંધી ગોઠવણ છે પણ રાજ્યોને એથી સંતોષ હોય એમ જણાતું નથી. વધારામાં ફેડરેશનમાં દાખલ થવા પહેલાં નરેશો એવું ઇચ્છે છે, કે "ઇન્સ્ટ્રુમેન્ટ ઑફ એકસેશનના નિયમે અથવા ફેડરેશન કે તેની કોઈ સત્તા અન્વયે જે કાર્યો થવાનાં હોય તેમાં, રાજ્યોના તાજ સાથેના સંબંધને અંગે જે તે નરેશના હકો અને અધિકારો હોય તેને કાંઇ અડચણ ન આવવી જોઇએ. તેમજ કોઇ પણ ફેડરલ સત્તાને રાજ્યના આ હકો અને અધિકાર પરત્વે કોઇ પણ પ્રકારની હકુમત ન રહેવી જોઇએ." જો કે કાયદાની કલમ ૨૮૫માં આ સબંધી વિધાન કરવામાં આવ્યું છે. પણ રાજા સાહેબો તેથી સંતુષ્ટ નથી. રાજકર્તાઓના અધિકાર પરત્વે અને તેમના સ્વાતંત્ર્ય પરત્વે સલામતી રાખવા હીંદી કાયદાની કલમ ૧૦૧માં નિર્દેષ કરવામાં આવ્યો છે તે છતાં ઇન્સ્ટ્રુમેંટ ઑફ એકસેશનમાં નરેશો ચોકખું કરવા ઇચ્છે છે. અને તે નાના મોટા દરેક રાજ્ય, કે "ઇન્સ્ટ્રુમેંટ ઑફ એકસેશનથી, મારા રાજ્યમાં અને રાજ્યની અંદરની મારી સર્વોપરિ સત્તાને કોઈ પણ રીતે અસલલ આવતી નથી. તેમ ફેડરલ ધારામંડળો, નિશ્ચિત કરવામાં આવ્યું હોય તે સિવાય રાજ્યના હકો અને સત્તાધિકાર સ્થાયી રહે છે."

બેશક એટલું ખરૂં કે જે રાજ્યોની સાથે સાર્વભૌમ સત્તા કરારોથી બંધાએલ હોય તે કરારોનું પાલન કરવું એ તેનો ધર્મ, ફરજ અને જવાબદારી

છે. કારણકે ફેડરેશનનું સ્થાયીત્વ કરારોના પાલનમાં છે. પરંતુ ફેડરલ બંધારણમાં પ્રવેશ કર્યા પછી ઇન્સ્ટ્રુમેન્ટ ઓફ એકસેશનમાં એવી ગોઠવણ થાય એમ ઇચ્છું કે જેથી એ આખું બંધારણ લૂલું થઈ જાય, તે કરતાં તેનો અસ્વીકાર કરી રાજ્યોએ અલગ રહેવું અને બ્રિટિશ હીંદના પૂરતો જ એ બંધારણનો અમલ થાય એમ ઇચ્છવું, અને એવી પ્રવૃત્તિ કરવી એ ઇચ્છવા જોગ છે. કારણકે જો અશકય એવી સલામતીઓની માગણીનો આગ્રહ કરવામાં આવશે તો તેથી ભવિષ્યમાં દેશી રાજ્યોને નુકસાન છે એમ અમે માનીયે છીએ.

---

**કચ્છના ના૦ મહારાવશ્રી**

પરદેશ ખાતેની મુસાફરી કરી કચ્છના ના૦ મહારાવશ્રીનું તાજેતરમાં સ્વદેશાગમન થયું છે. મહારાવશ્રીએ છેલ્લાં બે ત્રણ વર્ષોમાં ગુજરાત-કાઠીઆવાડના નરેશોમાં ફેડરેશનના પ્રશ્ન પરત્વે વિચારણાની એકતા કરવામાં જે પ્રયત્ન કર્યો છે તે હકીકત જેઓ જાણે છે તેઓજ જાણે છે. તેઓએ આ પ્રશ્ન પરત્વે પશ્ચિમ હીંદના બધા રાજકર્તાઓને ફેડરેશનને લગતી સર્વ સામાન્ય બાબતોમાં, એકત્ર કરવામાં અને ઇન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશન પરત્વે કાઠીઆવાડ અને ગુજરાતનાં નાનાં મોટાં રાજ્યોની એકમતિ સાધવામાં દેશીરાજ્યોની અમુલ્ય સેવા કરી છે, એમ કબુલ કરવું પડશે. ૧૯૩૬ના ઑગસ્ટ અને ઑકટોબર મહીનામાં મુંબઇમાં સર પ્રભાશંકર પટ્ટણીના પ્રમુખપદે સમગ્ર હીંદના પ્રધાનોની અને ધોલપુર મહારાજાના પ્રમુખપદે નરેશોની તથા સ્ટેન્ડીંગ કમિટીઓની જે કૉન્ફરંસ ભરાઈ હતી તે પરોક્ષ રીતે કચ્છના મહારાવશ્રીના પ્રયત્નને આભારી હતું. આ કૉન્ફરંસોમાં, પશ્ચિમ હીંદનાં રાજ્યોએ ફેડરલ વિષયો પરત્વે જે અભિપ્રાયો માન્ય રાખ્યા હતા તે સ્વીકારવામાં આવ્યા હતા. અને એ રીતે આખા હીંદના નરેશ મંડળમાં દેશી રાજ્યો સાથે સંબંધ ધરાવતા ગવર્નમેન્ટ ઓફ ઇંડિયા એકટના ચોકસ ભાગ સંબંધી એક અભિપ્રાય વ્યકત થવા પામ્યો હતો. ત્યાર પછી લગભગ એક વર્ષના ગાળા પછી કમનસીબે અત્યારે નરેશમંડળમાં મતભેદ થતો જોવામાં આવે છે. અને જ્યારે પ્રાંતોમાં નવા કાયદા પ્રમાણે તંત્ર રચના થઈ છે, ત્યારે પણ ફેડરેશનમાં દાખલ થવાના પ્રવેશપત્ર ઉપર સઘળા નરેશો એકમત ઉપર આવી શકયા નથી. અત્યારે કચ્છના મહારાવશ્રી હીંદમાં છે. એમનો રાજદ્વારી અનુભવ, દીર્ઘદર્શિતા અને નરેશમંડળ ઉપરની એમની લાગવગ જાણીતી છે એટલે જો તેઓશ્રી એકવાર ફરીથી આ અપૂર્ણ રહેલી વિચારણાને હાથમાં લે તો તેનું અવશ્ય વ્યવહારૂ પરિણામ આવશે એમ અમને લાગે છે.

---

**મુંબઇથી સીંધ સુધી રેલવે.**

આ રેલવે બાંધવાની ચર્ચા ઘણાં વર્ષોથી થાય છે. પરંતુ હજી તેનું કશું વ્યવહારૂ પરિણામ આવ્યું નથી. ૧૯૦૬માં લૉર્ડ લેમિંગટને આ રેલવે બાંધવાની યોજના ઘડી હતી અને રેલવેબોર્ડની પણ તે માટે સહાનુભુતિ મેળવી હતી. પરંતુ કશુંજ પરિણામ આવ્યું નહતું. અત્યારે હવે કચ્છ સ્ટેટ, કચ્છમાંથી રાજપુતાનાના કોઈ ભાગની સાથે પોતાની રેલવે જોડાય તો જોડવી એવી ઇચ્છા ધરાવે છે. જ્યારે બી. બી. સી. આઈ. કંપની પણ એ માટે પ્રયત્ન કરે છે, એમ પહેલાં વાત બહાર આવી હતી. ધ્રાંગધ્રા રાજ્ય જો પોતાની રેલવે હળવદથી આગળ લઇ જાય તો સીંધ સાથેનો રેલવેનો વ્યવહાર વધારે સરલ બને એમ પણ લાગે છે. જો કે તેમાં કરોડો રૂપિયાનું ખર્ચ છે. પણ અત્યારે જે સીંધનો માર્ગ છે તેને બદલે ઓછો ખરચાળ અને ઓછી તકલીફ વાળો માર્ગ તૈયાર થાય. પરંતુ આ સવાલને અંગે મૂળ મુશ્કેલી રેલવેના માર્ગની છે. અને ભૂતકાળમાં આ રેલવે બાંધવાની યોજના ઘણા લાંબા વખતથી ચાલ્યા પછી જુદી જુદી વખતે જુદા જુદા રસ્તેથી લઈ જવાની યોજના થયેલી હતી. પરંતુ એક અથવા બીજા કારણોથી તે યોજનાઓ પડતી મૂકાઈ હતી. આ રેલવે માટે મુંબઈના ભૂતપૂર્વ ગવર્નર લૉર્ડ લેમિંગ્ટન

સાહેબે જાતે પાટણથી રાધનપુર થઈ સૂઈગામ નગાસેર થઈને ઠેઠ નગરપારકર સુધી પગ રસ્તે મુસાફરી કરીને, સને ૧૯૦૬ની સાલમાં તે રસ્તો નજરે જોયો હતો અને તે રસ્તો પણ છેવટે પડતો મૂકાયો હતો. છેવટે ૧૯૧૬માં રેલવે બોર્ડ તરફથી એક નવી યોજના આગળ મૂકવામાં આવી હતી. તે પ્રમાણે વિરમગામથી બ્રોડ ગેજ લાઈન આગળ વધારવી. અને તે રાધનપુર, થરાદ થઈ બાડમેર અથવા બાલોતરા આગળ મેળવવી. આ યોજના ઉપર મુંબઈ સરકારે જુદા જુદા અધિકારીઓ તથા રાજ્યો અને વેપારી સંસ્થાઓના અભિપ્રાય મંગાવેલા હતા. પાલણપુર, રાધનપુર, થરાદ અને વાવ રાજ્ય તરફથી તેમજ પાલણપુરના પોલિટીકલ એજન્ટ સાહેબ અને બીજા અધિકારીઓએ આ યોજનાને ટેકો આપી, તેના લાભમાં પોતાના અભિપ્રાયો અનેક સબળ કારણો બતાવીને આપેલાં હતાં. આજથી વીશ વર્ષ પહેલાં આ યોજનાની જ્યારે પૂર્ણ ચર્ચા ચાલતી હતી ત્યારે મુંબઈની ચેમ્બર ઓફ કોમર્સે એ સંબંધમાં પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો કે "વિરમગામથી રાધનપુરવાળો રસ્તો ફાયદાકારક થઈ પડશે." ચેમ્બર્સના અભિપ્રાય પ્રમાણે સાબરમતીથી પાલણપુર સુધી હાલ મીટરગેજ લાઈન છે. તેનો ભવિષ્યમાં વેપાર વધે ત્યારે ડબલ લાઈન કરવી પડે, તેને બદલે હાલજ સાબરમતીથી પાલણપુર થઈ વડગામને રસ્તે બ્રોડ ગેજ લાઈન કરવી, અને તે બાલોતરા મેળવવી. આ પ્રમાણે કરવાથી કેટલા ફાયદા અગર ગેરફાયદા છે. તેનો બધી બાજુથી ચેમ્બર્સે તે વખતે લંબાણથી વિચાર કરેલો જણાતો નથી. કારણકે રેલવે બાંધવામાં ઘણી જુદી જુદી બાબતોનો વિચાર કરવાનો છે.

મુંબઈથી સિંધ સુધીની રેલવે ખાસ કરીને લશ્કરી અને રાજકીય કારણસર બાંધવામાં આવે છે. એ અભિપ્રાય કેટલેક અંશે ખરો છે. પણ હવે સંયોગો બદલાયા છે. અને લશ્કરી કારણ કરતાં વેપારી કારણ વધારે અગત્યનું છે. વિરમગામથી રાધનપુરવાળો રસ્તો ૪૦ માઈલ ટુંકો છે. વળી વિરમગામ, રાધનપુર, વઢીયાર, અને કાંકરેજના ફળદ્રુપ અને ખેતીવાડીવાળા પ્રદેશમાંથી તે પસાર થાય છે. વિરમગામથી રાધનપુર, ભાભર, થરાદ થઈને જવાનો આખો પ્રદેશ વસ્તીથી આબાદ છે, તેથી કરીને ગુડ્ઝ અને પેસેન્જરની કમાણી સારી થવાનો સંભવ છે. વળી એક બીજો રસ્તો સાબરમતીથી છે. પણ તે રસ્તે આ પૈકી કાંઈ નથી. વડગામ, બાલોતરાનો ભાગ બહુ ઓછી વસ્તીવાળો છે, અને ખેતીની પણ તેવી આબાદી નથી. તેની સાથે લાંબો રસ્તો અને નદીઓ તથા નાળાં વધારે, એટલે રેલવે બાંધવાનું ખર્ચ પણ વધારે થાય.

હવે સાબરમતીથી પાલણપુર સુધી આગળ ઉપર મીટર ગેજ લાઈન બેવડી કરવી પડશે કે કેમ? તે સવાલનો વિચાર કરતાં ચોક્કસ રીતે જણાય છે કે જ્યારે રેલવે બોર્ડની યોજના પ્રમાણે વિરમગામથી રાધનપુર, થરાદ થઈ બાડમેર અગર બાલોતરા સુધી બ્રોડ ગેજ લાઈન થશે, ત્યારે રજપુતાના રેલવે ઉપરથી ઘણો બોજો ઓછો થઈ જશે. અને હાલમાં જે મીટર ગેજ લાઈન બેવડી કરવાની જરા પણ જરૂર દેખાતી હશે, તે તદ્દન મટી જશે. ટુંકો રસ્તો અને ઝડપી મુસાફરીનું સાધન મળવાથી રાધનપુર કાંકરેજ, થરાદ, વાવ અને જોધપુર રાજ્યના સાચોર, અને બીજા ઘણા ભાગના મુસાફરો અને માલ વિરમગામને રસ્તેથી જશે અને તે તમામ બોજો રજપુતાના માળવા રેલવે ઉપરથી ઓછો થશે. એટલે હાલની મીટર ગેજ લાઈન બેવડી કરવાનો સવાલ રહેશે જ નહિ."

---

## રાજાઓના રૌપ્ય મહોત્સવો

નરેશોમાં હમણાં હમણાં રૌપ્ય મહોત્સવો ઉજવાતા જોવામાં આવે છે. એમ થાય એ ભલે થાય. પણ એ નિમિત્તે લોકો પાસેથી કેટલીક વખત બળાત્કારપૂર્વક દ્રવ્ય એકત્ર કરી એવા સમારંભો ઉજવવામાં આવે છે એ ઇચ્છવા જોગ નથી કારણ કે એથી ઉલટું લોકોમાં ગુપ્ત રીતે રોષની લાગણી પ્રકટે છે. ખરે જોતાં

આવા ઉત્સવો માટે આગ્રહ કે પ્રચારકાર્ય ન હોવું જોઈએ. પણ રાજા તરફની પ્રજાની કેટલી પ્રેમાળ વૃત્તિ છે તે આપોઆપ માલુમ પડી આવે એવી રીતે એ ઉત્સવો થવા જોઇએ.

થોડા મહીનાઓ પહેલાં વાંસદાના ના૦ મહારાજાની રાજ્ય કારકીર્દિને પચીશ વર્ષ થયાં તે માટે એ રાજ્યની પ્રજા તરફથી રૌપ્ય મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. વાંસદા એ નાનું રાજ્ય છે. પણ વાંસદા નરેશની રાજ્યની પ્રજા તરફની પ્રેમાળ વૃત્તિ અને એમનામાં સ્વભાવજન્ય રહેલી કોમળતાને પરિણામે એ રાજ્યની પ્રજાએ કેવળ સ્વયં સ્ફુરણાથી આ મહોત્સવ ઉજવ્યો હતો એવી અમને માહેતી છે. અને એ પણ માહેતી છે, કે આ માટે નરેશની પોતાની અનિચ્છા હતી. અત્યારે રાજાસાહેબોમાં આવા ઉત્સવો ઉજવવાની પ્રવૃત્તિ ચાલે છે. પણ આવા ઉત્સવોનો ઉદ્દેશ તો લોકોનું હિત સધાય અને આવા પ્રસંગોએ તેઓને વહીવટી દૃષ્ટિએ લાભ મળે એવો હોવો જોઇએ અને તે પ્રજાની સ્વયં સ્ફુરણાથી ઉજવાવા જોઇએ.

---

## પ્રધાનપદાંનો સ્વીકાર

આ અંકમાં અન્યત્ર બંધારણ સંબંધે એક લેખ પ્રકટ કરવામાં આવ્યો છે. પરંતુ ત્યાર પછી કોંગ્રેસ પક્ષે પ્રધાનપદાંનો સ્વીકાર કર્યો છે. અને એ પક્ષ તરફથી ગવર્નરોની દરમિયાનગીરીનો જે ભય રાખવામાં આવતો હતો તેવું હજી સુધી કશું બનવા પામ્યું નથી. નાની નાની બાબતોમાં કોંગ્રેસ સભ્યો લાગણી વશ થયા વગર જો નવા બંધારણનો લોકહિત અર્થે ઉપયોગ કરવાનું ચાલુ રાખશે તો ઘણી બાબતોમાં તેઓ દાખલો બેસાડવા યોગ્ય દેશસેવા કરી શકશે, અમલી કામો ઉપરની ટીકા અને એ કાર્યની જવાબદારી, એ બે વસ્તુઓ જુદી છે. અને જ્યારે હવે કોંગ્રેસ પક્ષે જવાબદારી સ્વીકારી છે ત્યારે એ જવાબદારીને પાર ઉતારવામાં કેટલા પ્રત્યવાયો નડે છે એનો પણ એમને સહજ ખ્યાલ આવી શકશે. આ પક્ષમાં સેવા, ત્યાગ અને લોકહિતની સબળ વૃત્તિ રહેલાં છે. એટલે જો રાજકીય બાબતોમાં જે કેટલીક વાર નિરર્થક દુરાગ્રહ બંધાઈ જાય છે, એવા દુરાગ્રહને વશ ન થતાં કોંગ્રેસ પક્ષના પ્રધાનો પોતાના સદ્વર્તનથી રાજ્ય કારોબારમાં સારી છાપ પાડશે તો તેઓ આ દેશની અત્યુત્તમ સેવા કરી શકશે એ વિષે શંકા નથી.

---

## હીંદી બનાવટની ખાંડ ઉપર પ્રતિબંધ

હીંદી બનાવટની ખાંડનો પાંચ વરસ સુધી નિકાસ ન કરવો એવો પ્રતિબંધ મૂકયો છે. ખાંડનું ઉત્પન્ન અને તેના વેચાણના સંબંધમાં જે કરારો લંડનખાતે ખાંડની આંતરરાષ્ટ્રીય કોન્ફરસમાં કરવામાં આવ્યા છે તેને અંગે ઉપર્યુક્ત સ્થિતિ ઉભી થવા પામી છે. પરંતુ આ પ્રતિબધ માત્ર બ્રિટિશ હીંદ પૂરતો નહીં પણ દેશી રાજ્યો પુરતો પણ મૂકાયો છે. હીંદુસ્તાનમાં છેલ્લાં પાંચેક વરસથી ખાંડના ઉત્પન્નમાં વધારો થતો ગયો છે અને એ ખાંડ પરદેશો ખાતે પણ નિકાસ થઈ શકે એવા સંયોગો છે. પણ ઉપરના પ્રતિબંધના કારણે હીંદુસ્તાનની ખાંડ એના વધારા છતાં નિકાસ થઈ શકે એમ નથી. એકલું ઇંગ્લંડ જ દર વરસે ૨૦ લાખ ટન કરતાં વધારે ખાંડ આયાત કરે છે અને ઓછામાં ઓછું ઇગ્લંડને તો હીંદુસ્તાન ખાંડ પૂરી પાડી શકે એમ છે. વળી દેશી રાજ્યોને માટે તો ખાંડના ઉદ્યોગનો વિકાસ કરવાની આ સારામાં સારી તક છે. મ્હૈસોર રાજ્યે આ તકનો ઉપયોગ કરવાનો નિર્ધાર કર્યો છે. કાઠીઆવાડ અને ગુજરાતનાં રાજ્યોમાં ખેડવાણને યોગ્ય છતાં માત્ર ખેડૂતોના અભાવે ઘણી પડતર જમીન છે, તેનો ઉપયોગ શેરડીના વાવેતરને માટે કરવામાં આવે એ હિતાવહ છે. હીંદની વડી-ધારાસભાએ આ કરારને નાકબૂલ કર્યો છે, અને જાહેર કર્યું છે કે હીંદી પ્રજાને પૂછ્યા સિવાય સરકાર બીજી સંસ્થાનો કે રાજ્યો સામે કરારમાં ઉતરી શકે નહીં. જો કે નિકાસના પ્રતિબંધને લીધે ખાંડના ભાવો જોઇએ તેવા સારા નહીં ઉપજે, પરંતુ કાયમને માટે આ ઉદ્યોગ પગભર કરી દેવાની આ સારામાં સારી તક છે કે જ્યારે પરદેશમાં જાવા અને મોરશીયસની ખાંડનું અત્રે પોષાણ થતું નથી.

---

# સમાલોચના

**ચિત્રમય જગત** ( યુરોપ અંક ) જૂન અને જુલાઈ ૧૯૩૭. સંપાદક તુળજાશંકર ગૌવરીશંકર માસિક.

ચિત્રમય જગતનો આ અંક યુરોપનું રાજકારણ જાણનાર માટે ઘણો ઉપયોગી છે. યુરોપના નાના મોટા દરેક દેશના આંતરિક અને આન્તરરાષ્ટ્રીય રાજકારણનો એમાં પૂર્વાપર સંબંધવાળો ઇતિહાસ આપવામાં આવ્યો છે. અને એ વાંચતાં યુરોપનાં રાજ્યોમાં અત્યારે હિંસકવૃત્તિ વાળી કેવી ચડસા ચડસી ચાલી રહી છે તેનો સહજ ખ્યાલ આવી જાય છે. અંકમાં દેશોના નકશાઓ પણ આપવામાં આવ્યા છે જે વાચકોને મદદરૂપ થઈ પડે એવા છે. યુરોપના રાજકીય સંયોગો સંબંધી જાણવા ઇચ્છનારાઓ માટે આ અંક ઉપયોગી છે. અને એ ચિત્રશાળા પ્રેસ, પૂનાથી મળે છે.

---

ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૧-૨. કીંમત પ્રત્યેકની રૂા. ૪-૮-૦

મુંબઇની ફાર્બસ ગુજરાતી સભા તરફથી ગુજરાત અને કાઠિયાવાડના ઐતિહાસિક અન્વેષણ સંબંધી જે પ્રયત્નો થાય છે તે પ્રશસ્ય છે. છેલ્લા ત્રણ ચાર વર્ષમાં સભા તરફથી મહત્વનાં જે પ્રકાશનો થયાં છે તે પૈકી ગુજરાતના ઐતિહાસિક લેખોના બે ભાગ છે. બન્ને ભાગોમાં મૌર્ય, ક્ષત્રપ, ત્રૈકૂટક, ગુપ્ત, વલ્લભી, ચાલુક્ય, ચૌલુક્ય, ગુર્જર અને રાષ્ટ્રકૂટ રાજ્યોના અને પ્રસિદ્ધ રાજપુરૂષોના સઘળા મળીને ૨૦૬ લેખો, શિલાલેખો, દાનપત્રો, તામ્રપત્રો, લેષ્ટ-નો સંગ્રહ કરવામાં આવ્યો છે. અસલ લેખો અને તેનું ભાષાન્તર આપવામાં આવ્યું હોઈ ઉભયગ્રંથોની વિશેષ ઉપયોગિતા સિદ્ધ છે. જ્યાં જ્યાં ટીપ્પણી કે વિવેચનની જરૂર પડી છે ત્યાં તે પ્રમાણે આપવામાં આવ્યાં છે. ફાર્બસ-સભાએ આવા બે બૃહદ્ગ્રંથો પ્રસિદ્ધ કરી ગુજરાતના ઇતિહાસ માટે ખરેખર ઉપયોગી સાહિત્ય પૂરૂં પાડયું છે. અને તેનો યશ જેમ સભાને છે તેમ તેના હાલના સંચાલક સાક્ષર શ્રી. અંબાલાલ જાનીને પણ આપવો ઘટે છે કે જેઓએ પોતાની ઉત્તર વયમાં સભાને પોતાની સેવા અર્પી આવાં પ્રકાશનો પ્રસિદ્ધ કરવાની પ્રવૃત્તિ હાથ ધરી છે. દરેક દેશી રાજ્યની લાયબ્રેરીમાં આ લેખસંગ્રહ હોવો જોઇએ એમ અમે માનીએ છીએ. હજી ઘણાં દેશી રાજ્યોમાં કુવા,વાવો,પાળીઆઓ અને દેવસ્થાનોના લેખો અણઉકેલી સ્થિતિમાં છે, એ બધાનો જો સંગ્રહ કરવામાં આવે તો અમને લાગે છે, કે ગુજરાતનો સીલસીલા ઇતિહાસ કરવામાં એ એ બધાથી પૂરવણી થાય. ફાર્બસ સભાએ આવાં કામો ઉપાડી લેવાં જોઇએ અને તે તે વિષયના નિષ્ણાતોને રાખી ઐતિહાસિક લેખોનો વિશેષ-સંગ્રહ કરવો જોઇએ. જો કે આમાં દ્રવ્યની જરૂર છે પણ અમને લાગે છે કે જો તદ્વિષયક કામ કરનારાં માણસો હશે તો આર્થિક મુશ્કેલી, મુશ્કેલી રૂપે નહીં રહે.

---

**સૌરાષ્ટ્ર ઇતિહાસ દર્શન** ( ભાવનગર રાજ્યના સામાજીક અને આર્થિક પરિચય સહિત ) રોયલ આઠ પેજી ૧૬૪ પૃષ્ટનું આ પુસ્તક તૈયાર કરવામાં એના કર્ત્તાએ પોતાની વ્યાપારી-પ્રવૃત્તિમાંથી સમય મેળવી ઠીક પરિશ્રમ લીધો છે. પુસ્તકનું નામ જો કે 'સૌરાષ્ટ્ર ઇતિહાસ દર્શન' છે. પરંતુ ભાવનગર રાજ્યના ઇતિહાસ તરફ લેખકે વિશેષ લક્ષ આપ્યું છે અને બની શકે એટલી કાળજીથી પ્રમાણિક હકીકતો એકત્ર કરી છે. શહેરનું મહેતા કુટુંબ કે જેણે ભૂતકાળમાં ભાવનગર રાજ્યના વહીવટમાં અગ્રણી ભાગ લીધો હતો એ

# 'દેશીરાજ્ય' ત્રૈમાસિક જાહેર ખબરના દર અને નિયમો



| જગા "૮×૬"નું આખું પૃષ્ઠ | વાર્ષિક | છ માસિક | ત્રૈમાસિક |
|---|---|---|---|
| આખું પૃષ્ટ અથવા બે કોલમ | ૬૦ | ૩૦ | ૧૬-૮-૦ |
| અર્ધું પૃષ્ટ અથવા એક કોલમ | ૩૨-૮-૦ | ૧૬-૮-૦ | ૯-૮-૦ |
| ¼ પૃષ્ટ અથવા અર્ધું કોલમ | ૧૮-૮-૦ | ૧૦-૮-૦ | ૬-૦-૦ |
| કવરની ચોથી, બીજી અને આખી બાજુ | ૭૨ | ૩૬ | ૧૮ |

૧. જાહેર ખબરનાં નાણાં હપ્તાથી પણ અગાઉથી લેવામાં આવશે. તે સિવાય જાહેર ખબર લેવામાં કે ચાલુ રાખવામાં આવશે નહિ.

૨. બાર માસના કોન્ટ્રાક્ટની જાહેરખબરની એક સામટી અગાઉથી રકમ ભરપાઈ થશે, તો તેમાંથી ૧૫ ટકા અને છ માસની જાહેરખબરની અગાઉથી ભરપાઈ થએલી રકમમાંથી ૬¼ ટકા વળતર આપવામાં આવશે.

૩. બાર માસના કોન્ટ્રાક્ટની જાહેર ખબર, દર ત્રણ માસે ફેરવી શકાશે; પરંતુ દરેક માસે ફેરવવા માટે ભાવમાં ૧૦ ટકા વધારે ગણવામાં આવશે.

૪. હેન્ડબીલની વહેંચામણી રૂપીઆ વીશ.

૫. કોઈ પણ કારણે અમુક મુદત સુધી અમે બંધ રાખેલી જાહેરખબર મજરે આપીશું.

૬. વધુ ખબર આપવામાં ન આવે ત્યાં સુધી ઉપર જણાવેલા દર છેવટના જ સમજવા.

પુ. ૧૦ મું ] ઑક્ટોબર–ડીસેમ્બર : ૧૯૩૭ [ અંક ૩

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની રચનાત્મક દષ્ટિએ ચર્ચા કરનારૂં ત્રૈમાસિક

**The only Journal discussing questions pertaining to Indian States From a Constructive Point of View.**



તંત્રી

જયંતીલાલ મોરારજી મહેતા

# અનુક્રમ






મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ.

મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.

પ્રકાશક : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા : નડિયાદ. તા. ૨૫-૧-૩૮

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૦ મું ] ઑક્ટોબર-ડીસેમ્બર : ૧૯૩૭ [ અંક ૩

# ABHISARIKA

( Sir Manubhai N. Mehta, KT., C. S. I. )

On my visit the other day to the Scindia School on the top of the celebrated hill fort at Gwalior I was particularly struck with the grace, the elegance and the finesse of touch with which a young follower of the celebrated Bengali painter, Nandlal Bose, had delineated the pose of a young girl forging out her way half unobserved to her lover. The girl was dubbed an Abhisarika. She sought out her cherished lord instead of her awaiting attentions from him as was her due. "Ease, like a coy maiden, is supposed to retire furthest when courted most." The Abhisarika was neither at ease; nor was she coy. She was rushing to her beloved and had brushed aside all her cold reserve, all her dissembled frigidity. This striking picture was reminiscent of the position the question of Federation in our country has been reduced to. Spurned by every suitor on whom she has been thrust, kicked from pillar to post, the maid of Federation is not wanted by the Congressmen in India : it is not wanted by the Muslim League. It is not wanted by the reactionary Imperialist in the English Parliament and it is not wanted by the Indian States Rulers to whom it has been offered, as a boon flowing with the stream of Manna that is trickling down from the Round Table Conference. Before the Federal idea sprung from the heads of a few Indian Rulers helped by a small band of liberal statesmen

from this country who believed in one combined Fatherland, the idea was considered a mere remote ideal not within the range of immediate possibility even by the highest authority in the Government. Before it was accepted by the liberal statesmen in England under Lord Reading as a happy device to secure some progressive form of responsible self-government and Dominion Status for India and then adopted as their own child by the National Government of Mr. Ramsay MacDonald and Sir Samuel Hoare, it has been a foundling and castaway; until its very name became an anathema to the *Morning Post* and was denounced bell, book and candle by Mr. Winston Churchill. Once adopted by the Government as their own child, Federation had to be fondled and nursed as their pet by the Government of India and even the priests of the Political Department began to look up to her as the coming Saviour. Federation was expected to furnish the one firm rock of friendship with the Rulers of India whose loyal adherence to their Treaty obligations might prove once again a breakwater for the popular fury of freedom to break against. The idea of Federation had seen the light of day in 1917; it had oozed out from the prolific pen of the Ruler of Baroda who had actually worked out a scheme of Federation and presented it to Mr. Montague on his visit to India in 1917–18. Federation has now entered her twentieth year and the British Government had finally accepted her as their favourite child by enthroning her in the Government of India Act of 1935. As the child had attained its marriageable age, the Viceroy sent round three of his special emissaries to the Courts of Indian Princes last year in order to forge the chains of the new alliances. In medieval tales we read of rulers sending out priests with the cocoanut emblem on an expedition for search of suitable bridegrooms for their daughters. The Viceroy's three Representatives like the three priests moved from one Court to another urging the claims of the bride and her varied accomplishments and excellencies upon the attention of the Royal Suitor. Results of the negotiations are being now hatched and matured and are awaited with keen anxiety by the Rulers of Indian States. It has been only a rare experience of the bride to secure a keen and gushing suitor anywhere in the land.

Meanwhile we read of public repudiation, with scorn and contumely flung at the idea from all sides. The Muslim League has been the latest

insult with which Federation has been denounced. Political motives of a cunning texture lie hidden beneath the so-called love of liberalism that has shaped this policy of the League from the very first. By the appearance of the Indian States on the scene, the representatives of the Indian States would bring in a large and preponderating force of Hindu Legislators, so as to swamp Muslim influence. A large majority of Indian States is Hindu by religion and this influx of Hindu Representatives would leave the Mohamedans in either Legislature at the Centre woefully outnumbered. It was seriously proposed at the Round Table Conference that of the 40% seats promised to the Indian States in the Council of State one-third that number should be the guaranteed reserve for representatives of the Muslim Faith. The idea had only to be enunciated for being summarily rejected. Then once again it was seriously brought on to the anvil before the Consultative Committee at Delhi in 1932, when in the presence of His Excellency the Viceroy Minister after Minister from the Indian States rose in dignified protest and denounced the idea. It was at this meeting that that remarkable and never-to-be-forgotten episode occurred. Three Muslim Ministers, two of them representing Hindu States, like Sir Mirza Ismail from Mysore, Sir Liaqat Hayat Khan of Patiala and even Sir Akbar Hydari from the Premier Muslim State of Hyderabad rose to disclaim the proposal and it was there that the idea received its final rites of burial at the hands of Lord Willingdon. Since then Mahomedan statesmen have seen in Federation the danger spot for their communal aspirations. Their astute leader Jinnah had from the very outset seen this fatal potentiality in Federation and he from the very start had hurled his deadly challenge to the Federal India which he swore ever to oppose and run down since his exclusion from the Round Table Conference in 1932. The plea that Federation would only result in diluting the Federal ideals by bringing in a large autocratic element in the form of representives, not elected by the people from the States, but nominated by their autocratic Rulers is only a camouflage to screen their fear about the failure of their communal or pan-Islamic dream.

Our Hindu Leaders have unfortunately played the part of scapegoats and unwitting tools into the hands of astute Muslim Leaders. According to a common adage prevalent in the country, the Brahmin or Hindu is slow-witted and only wakes up after

the bus has departed. His Muslim brother is ready-witted; he strikes while the iron is hot and gets what he wants. While the Hindu delights to live and glory in the past, the Muslim lives and acts in the living present. The spectacle of the Congress leaders playing in the hands of Jinnah's Unionists at the sessions of the Legislative Assembly in 1936 and denouncing Federation is too well known to need recounting. The plea of the Congress leaders that their dose of democracy has been too much diluted by adding the milk and water representation from the States in the Federal Legislatures is not un-answerable. Their fear that the representatives nominated by the Indian Rulers would be only another substitute for the official block, now being chased away, and that the States Members would only ally themselves with the English upholders of Imperialism has no solid ground for support. They ought to remember that at the very first sitting of the Round Table Conference progressive and liberal Rulers had held out the promise that they would consult their own Legislative Assemblies in choosing a panel of representatives from whom they could nominate their States Members. Assemblies broad-based on an elective basis were being adopted by an increasing number of States. The Legislative Assemblies of Mysore, Travancore, Kashmir and Baroda were not bodies of yes, yes politicians who shaped their votes according to the patronising nod they received from their presiding bureaucrat. It was in the hands of the States subjects to get their Legislative Assemblies broad-bottomed and really effective. Instead of helping the young idea of responsible Government grow in the Indian States the President of the Congress has anathematised the States as anachronisms which he has waged a holy war to destroy. This is not an ideal way for consolidating a camaradarie among the Hindu Statesmen and providing a buttress against pan-Islamism. The Congress has only to bear in mind that in opposing Federation tooth and nail it does not again pull the chestnuts out of fire *for the benefit of his Muslim brethren.* He has also to remember that there is something like Divide and Rule in Imperial politics. Let the Congress Hindu beware of where his country is being unwittingly led and of the drift his aimless leadership is subjecting his country to. The British Statesmen however, are wide awake. The Muslim League has openly accepted the goal of Independence. The only support for the permanence of the British

connection is the much abused Treaty obligation of the Indian States; and alliance with the Indian States is the one pivot of Federal Constitution.

The new Government of India Act has two fundamental policies to implement. The first is Provincial Autonomy and the second, Federation; the two are inter-dependent and complementary to each other. Already the inconvenience and anomalies of having independent Provincial Governments with a weak Government at the Centre are flashing upon the eagle eyes of the British Statesmen. Let the Congress Hindu not close his eyes to the danger of allowing the Provinces, now made autonomous to wax strong year after year in virtual independence until they become too powerful to be brought under control of a responsible Government at the Centre. The pan-Islamic propaganda only howled out for such a march of their provinces with Muslim majorities so as to enable them to defy Federation in the near future.

The British Government can not be expected to sleep over this possibility that can never be in the true interests of the country. Their endeavour ought to be to secure the speedy accession of the Indian Rulers to the Federal Constitution so as to enable the whole constitution of 1935 to be successfully launched. They have vast resources at their command; and their armoury is replete with devices to bring about such an accession to Federation. The Abhisarika has been sent out and she is merrily visiting Ruler after Ruler, offering remission of tribute to one, and restoration of ceded territory to another. To the third she promises a return of his acknowledged suzerainty over effete principalities that have become too powerless to hold up their heads in the flood and swim with the others to the goal of Safety. They are bound to sink unless they are taken up within the fold of their old sovereign, from whom they have been torn aside by the pax Brittanica. Compensation for salt revenues foregone and restoration of jurisdiction over lands ceded for Railways are only a few of the blandishments the Abhisarika has been charged to employ by way of decoy and the result has not yet been despaired of.

The Congress opposition to Federation need not be unduly feared or magnified. The Congress was determined to wreck the constitution. It had resolved not to accept responsibility as Ministers but while swearing they would never accept, they accepted. We may not take their crusade against Federation too seriously. What is wanted at this juncture is a level head and a keen vision. Opportunism though morally looked down upon has been always held up as a successful political lever in diplomacy.

---

Jayaji Pratap

# Theory & Practice of State.

( Contributed )

A State aims at perfoming mainly three functions viz, Protection, Legislation and Benefection. and has devised certain sources of revenue to fulfill them.

The functions of 'the State taken piecemeal require the organization of army and Police for the protection of the people as well as individual. There are certain rules of conduct imposed upon the people by Religion, Society, Ethics and Community which an individual is bound to observe and the state is bound to see that he does so. All offences against religion, society, ethics and community are punishable and State prescribes and enforces penalties for such offences and frames Rules, Laws and Acts for this purpose. Maintains courts for the safety of life and property. This may be termed legislation. There are some corporate functions which an individual cannot perform singly, and the state therefore undertakes to do it for him. They are medical aid, education and sanitation. These being matters solely for the benefit of the people fall in the category of benefection.

In order that the State may b enabled to perform these function adequately it has devised ways an means and created sources of revenu by which it can meet the demand made upon its exchequer for perform ing its functions. Where the source of revenue yield more income thar what is required for the expenses the State is solvent, but more often than not the revenue falls short of the demand and has to be augmented by tapping other sources of revenue.

Viewed in the light of the above mentioned standpoint the task of administrating the State by conducting two or three dozen departments from the revenues derived from about a dozen sources looks to be very simple yet it is not so since the complexity lies not only in the proper apportionment of the proceeds but also in finding out an equitable medium for the collection of revenues.

There it would be simpler to examine the incoming sources of the State's exchequer. The main source

of revenue of the State is the land revenue. The State derives its right to take a portion from the proceeds of the soil from time immemorial because the land belongs to the State and the cultivator only possesses it on a perpetual lease from generation to generation. Since land revenue is one of the most ancient methods of taxation an elaborate political machinery has possibly been framed for its levy. Of late the more popular system of land revenue has been what is commonly known as Vighoti and the obsolete Bhagbatai system has been done away with. From purely academic point of view the system purely of paying a fixed portion of the total produce had an advantage that it gave a cultivator a real interest in the improvement of the soil. The system of annavari requires the cultivator or land holder to pay a fixed sum in money according to the assessment of the holding. This assessment is fixed generally for a period of from 30 to 50 years and its technical—and more or less imaginary advantage to the land holder is that while he takes all the produce that the land yields he has to pay only that amount to the State which is fixed for his holding and retain the surplus himself for 29 to 49 years. In actual practice, however, this is hardly the case; because the cupidity of small authorities of the State has viciated this system into one of extortion. The reason is that the State has the right to fix the amount of assessment every thirty years and every time a revision survey is made the rates of assessment are generally increased. The consequence has been that the more the farmer tries to get the most out of his land by manures and physical labour the higher goes the amount of assessment often quite out of proportion to the producing capacity of the holding. Getting poorer and poorer at every turn of the wheel of Revision Survey the farmer is at last driven to relinquish the soil and become a labourer in a mill or work-house. This increase of gain in land revenue is apparent only and necessarily of a short duration because the land remains fallow for some time after the evacuation by the farmer and the succeeding incumbent does not necessarily take possession the next year nor does its amount of assessment remain at the same high figure. Thus there is no real gain on one hand while there is considerable loss in the accruable revenue from indirect taxations which depend upon the general prosperity of the people. Bhagbatai on the other hand is not a better system because, as the state can only

claim a share of the produce it obviously encourages farmers to indolence. If the produce is more the State takes away its legitimate proportion and if the produce is less then the State share remains at the same ratio. Bhagbatai is bad because it fixes no limit to the maximum that a farmer should pay nor to the minimum that the state must take. Thus both industry and indolence bring precisely the same amount of gain or loss to the farmer and give him no insentive to the betterment of soil nor inflicts penalty for its neglect which latter affects the State more than the farmer. The solution does not lie in supplanting another system but in maintaining a generous and elastic policy towards the farmer whatever the system of Revenue collection may be. Because a prosperous farmer is an asset to the state in more ways than one.

Oliver Goldsmith, who had not even an elementary knowledge of economics but a wonderful poetic insight was very right in condemning that state of affairs "Where wealth accumulates and men decay." It is especially true of an entirely agricultural country like India because the breaking of peasantry strikes at the every root of the mainstay of a state and jeopardizes its common wealth and therefore its prosperity. In a country which erratic seasons, and without perennial rivers the State should be particularly careful to keep its peasantry in a flourishing condition.

There is another form of taxation which is indirect and therefore less burdensome to the people. It is levied by way of duty on all the produce of the State going out or that of other States coming in either by sea or rail. As these duties are collected from traders on the goods they export or import the consumer is not aware of it and as the total amount is distributed over several consumers the taxation does not become conspicuous even when its rate is increased. Thus cloth, cotton, sugar and such articles are taxed with duties which yield to the State a good amount of revenue but as the retail price of these articles remain almost stationary the people are content and they do not feel the pinch. Of late owing to the unprecedented development of ports in some of the Indian States the customs revenue on imports of foreign produce have begun to yield considerable customs revenue and these States are therefore naturally anxious to exploit this particular source above others. But as trade follows the natural course only like the river the result of competition between rival martitime States can only be in favour of the State

હજીનો હક છે. આ ધોરણ ઉપર ન્યાય આપ્યો, અને તે સાથેના સુઅર વગેરેના વાંધાઓ બાજુ ઉપર મુકયા. બીજો રાજ્યનીતી–તેમાં સર પ્રતાપની લશ્કરી કુનેહની ગણના કરી છે. કારણ ઈડરની વસ્તીનો ઘણો ભાગ ભીલ–ગરાસીયા જેવી તોફાની જાતનો હોવાથી તેને વશ કરી શકે એવા પુરુષની આવશ્યક્તા છે. તેવોજ રાજા "ડંડો" વાપરીને આ ડુંગરી મુલકમાં સુલેહશાન્તી રાખી શકશે. ત્રીજુ પોઈન્ટ "મહેરબાની" તેમાં સર પ્રતાપની અડગપણેની વફાદાર રાજ્યસેવા છે. તેનો સરકારે, ઈડરની ખાલી પડેલી ગાદી તેઓને સોંપી દેઇ વાળ્યો છે. આ સંબંધી જનસમાજ ગમે તેવી વાતો ચલાવે, પણ તે પાયાદાર કહેવાય નહીં.

સર પ્રતાપને ગાદીનશીન કરતી વખતે સરકારના પ્રતાધીધીએ, ખરીતો આપીને જે શુભેચ્છાઓ જણાવી, તેના ઉત્તરમાં આભાર દર્શાવી સર પ્રતાપ એ ઓચર્યા કે "ગાદી ઉપર બેસી વૈભવ ભોગવવો નથી, તેમજ માંદગીની પથારી ભોગવી મરવાની ઈચ્છા નથી. પણ પ્રભુકૃપા તો, સરકાર સેવા બજાવી તથા મર્હુમ મહારાજા કેસરીસીહજીએ ગાદી ખાલી મુકી હોવાથી, મારા માથા પર આવી પડેલો બોજો અને જવાબદારીઓ અદા કરવામાં, મારી આ જીંદગી સમર્પણ હો! એજ પ્રાર્થના અને એજ અભ્યર્થના!" (તાળીઓના અવાજ). એ. મતલબનું છે.

પાટવી–ફટાયાના હક સંબંધી હીંદુઓ અને તેમનામાં પરંપરાથી ચાલતી આવતી રૂઢીને આધીન છે. મોટો ગાદીનો ધણી અને નાના ભાઇઓને, મોટાએ ભાઈએ આપેલુ ખાય. ઇડરમાં પણ આ પ્રમાણેનો વહીવટ ખરો. તેમાં ઈડરની ગાદી ઉપર ગંભીરસીંહજી મહારાજા પછી–મોટા ગાદીના ધણી જુવાનસીંહજી, અને ચાર ફટાયા, તેમાં એકે અમનગર, બીજાએ બાયડ, ત્રીજાએ મોડાસા, બળજેરાઈથી, ચોથા ઈંદ્રસીંહજી આંખે આંધળા હોવાથી, તેઓને રાજ્યમાંથી જીવક બાંધી આપ્યો. આ સુઅર મહારાજા. ઈડરની ખાલી પડેલી ગાદીના હકદાર સુઅરના મહારાજા જગતસીંહજી છે, એવી સામાન્ય માન્યતા હોવાથી, તે પ્રમાણે વાતો થવા લાગી. સરકારમાં પણ આ ધોરણે સુઅર તરફથી માગણી થઇ. સરકારે તો નજીકના સર પ્રતાપને ગણી ગાદી સોંપી ન્યાય આપ્યો. રાજ્યનીતીમાં તેઓની હોંશીયારી આગળ પડી. મહેરબાનીમાં સરકાર પ્રત્યે વફાદારીપણે બજાવેલી લશ્કરી સેવા ધ્યાનમાં લેવામાં આવી.

ઇડરના મહારાજા તરીકે સર પ્રતાપે આ ત્રણે બાબતો સીદ્ધ કરી આપી. ટુકડા થઇ છીન્ન ભીન્નતાને પામેલા ઈડર રાજ્યમાં, "ખાતુ ખાય અને ભરતુ ભરે" એ ધોરણને પલટો ખવરાવી દીધો. સર્વોપરી રાજ્યસત્તાની છીન્ન ભીન્નતા મટાડવા સારૂ, સરદારો અને ભાયાતો વગેરેની ફોજદારી દીવાની, કલાલભઠ્ઠીઓ, દાણ જગાત ઉપર હાથ નાખ્યા. ઇનામીઓના ઘણા ગામો જપ્ત કર્યાં. ધર્માદા સંસ્થાઓ યાને મંદીરોના "નેગો" ઉપર અંકુશ નાખ્યો રાજ્ય કુટુમ્બની નીમણુકોને મર્યાદીત કરી તેમાં પોતાના જ ખાનગી ખર્ચમાં કાપકુપ કરી. ઠાઠમાઠ બંધ કર્યો. દરબાર ભરાય ત્યારે ચોબદાર છડીદાર પોતાની આગળ ચાલી છડી પોકારે–"ધીમે કદમ". તેને કહેવામાં આવે કે કયા હમ અંધા હૈ! દરબારમાં રાજ્ય આસને બેઠા પછી, સલામી–નજર–નોછાવર શરૂ થાય. તે વખતે ચોબદાર પોકારે–"નજર રખો મહેરબાન સલામ". તેને કહેવામાં આવે કે, કયા હમનીંદમે પડે હૈ! મતલબ કે તેઓને રાજાનો જુનો ઠાઠમાઠ ગમતો નહીં. કવીઓની અને ગવૈયાઓની અતીશયોકતી વાળી પ્રસંશા પણ પસંદ નહોતી. ઘણી વખત આવા ભાટ, ચારણો અને ગવૈયાઓને કહેવામાં આવતું કે, "હમ રાજા લોકકુ બીગાડનાર તુમ બદમાસ હો, તુમારા કાલા કરો!" આમ કહી હાંકી કાઢવામાં આવતા. નીશાળો, લાઇબ્રેરીઓ અને દવાખાનાની મુલાકાત વખતે પણ ટીકા કરવામાં આવે કે, હાલની શાળાઓ અને આ "થોથાંપોથાં" હાલની પ્રજાને બીકણ અને બાયલી બનાવનાર છે. ફેંક દો એ સબ કુવેમેં! દવાખાનાની મુલાકાત વખતે

દરદીઓમાં ઘણા ટાંકીના દરદવાળા હોય. તેઓ માટે દાક્તરને કહેવામાં આવે કે, એ સબકુ સલ્ફરીક એસીડ લગાઓ, કે સડેલા ભાગ જલ જાવે, અગર કાટદો! કે દુસરેકુ એ બીમારી લગ જાવે નહીં.

મંદીરો તેમજ સાધુઓના અખાડામાં જઇ ચઢે ત્યારે પણ ટીકા થાય. આ શીવ, વીશ્નુ, રામ, ઉનકુ જુદે જુદે કયું હોના! સબકુ એક ઠેકાને પધરાઓ કે, ખાતાં તો કરે! દારોકુ બંધ કરી કેદ કરના ઠીક નહીં. ઓર ભોગમેં લડુ વીગેરે બના કે ધરતે હો! લેકીન ઓ સબ ખાતે નહીં. તુમારે સેવકોકે વાસ્તે સબ હે! દેખુગા! પરીણામે નેક ભોગ માટેનાં ગામો જપ્ત કરી થોડી થોડી રોકડ રકમો બાંધી આપવામાં આવી.

કચેરીયો, કોર્ટો, ચોરાઓની મુલાકાત લેવામાં આવે ત્યારે ત્યાં પણ એજ હાલ! ગાદી તકયા કાયકુ હોના? સબ અફસર લોક, ઓર કારકુન નીંદમે ઘોરતે હે! સાદી ખુરસી, ટેબલો, ઓર કારકુનોકે લીયે સ્ટુલ, પાટલીઓ. ધોતી, પાઘડી નહીં હોના! અડધે નંગે-ઓર ગંધાતી પઘડીમે માકણુ! પ્રીચીસ-સાદા પેનકે કચેરીમેં આવે! આ ઓર્ડરોનો પણ અમલ થયો. ગલતી કરે તેનો દંડ કરવામાં આવે. ચોરાઓમાં પણ ગામ ખરચમાં સુધારા કર્યા તેને નામે ફેરણી ઓફીસર વગેરે મીજાન, પાર્ટી ઉડાવતા અને તેવો બીજો દુરૂપયોગ થતો બંધ કર્યો. તલાટીની રેવન્યુ ઉઘરાતમાં ખાતા દીઠ એક રૂપૈયો લેતા, તે પણ બંધ કર્યો.

ઉપર પ્રમાણેની સર પ્રતાપની કાર્યવાહી સર્વેને આકરી પડી, તેથી ઉશ્કેરાઇ, સરકારમાં ફરીઆદોનું ઉભરાણુ થયું. ગવર્નર, સેક્રેટરીઓ અને પો. એજંટોને કંટાળો આવ્યો. " એ કયા નયા મકાનમે ધુમાડા!" ઈન્ડીઆ સરકારને તેઓએ જણાવ્યું. બીજો રાજા આ પ્રમાણે કરે, તો પહેલો જપ્તીનો હુકમ! પણ આ તો " મારતા મીંયાંની તલવાર." તેથી ખાનગી રીતે મહારાજાને પો. એજંટે સમજાવીને, વાત સમાધાની પર આણી. પો. એજંટ કર્નલ ફીટઝરાલ્ડ હતા. તે પણ મહારાજાના સ્વભાવના ડંગેરીઆ સ્વભાવના હતા.

પો. એજંટની સવારી અમનગર મુકામે થશે, એવી ખાનગી સુચના કરવામાં આવી. સવારી પધારવાને દીવસે સર પ્રતાપ અને તેમના પાટવી દત્તપુત્ર દોલતસીંહજી વગેરે ગણ્યાગાંઠયા—સ્ટેશન ઉપર લેવા ગયા, પણ આ તો ચાંલ્લો કરવા આવ્યા નહોતા. તે જગોએ કંઇ ઉલટું નીશાન થવાનો પ્રસંગ હતો. તેથી ચુપચાપ સ્ટેશન ઉપરથી સ્વારી ગામ તરફ વળી. મહારાજાએ પોતાના મહેલમાં મુકામ કરવાની વિનંતી કરી. પણ તે માન્ય નહીં રાખતાં અલગ ગામબહાર મુકામ ઠોકયો. મહારાજાને કહેવરાવ્યું કે સાંજનું ખાણું પો. એજંટને મુકામે લેશો. સર પ્રતાપ તે પ્રમાણે ખાણુ લેવા ગયા, ખાણુ અડધું થયા બાદ વાત છેડવામાં આવી. "Your Highness! wha is this now for? a wrong step! I hav come here, at Govt order, to 'સમજાઓ you 'to mend your' mistake." In reply Sir Pratep rather irritated, saic where is your Idar? Please take it back, I cannot tolerate such interference, in my way of putting my things in order. If you are putting things, fallen here & there topsy—turvy, in your own Bunglow and I interfere with! will you tolerate?" આ મતલબની બોલચાલ પહેલે દીવસે જ થઈ. બીજે દીવસે પણ તેજ પ્રમાણે. આવી રીતે એક પખવાડીયું વીતી ગયું. સાહેબે કંટાળી સરકારમાં જણાવ્યું, પણ ત્યાંથી—No, hurry! this is quite diplomatic please go on! patiently and steadily. આ સાહેબ બહાદુરના ઉતાવળા લશ્કરી સ્વભાવને તો, આ કામ ધીરેથી લેવાની વાત કેવી રીતે પસંદ પડે! પણ આ તો સરકારનો હુકમ, અને તે પ્રમાણે વર્તે નહીં તો, ખામી ગણાય. તેથી રાજ્ય પ્રકરણમાં

જુના અને અનુભવીની સલાહ લેવા ખાનગી રીતે એક બે અમલદારને બોલાવ્યા. તેમાં પ્રથમના એક ઈડર ખાતાના સ્ટેટ વકીલ જેમની સાથે, એ સાહેબ બહાદુરને પરીચય હતો, તેને પૂછવામાં આવ્યું. તેમણે સલાહ આપી કે, સાહેબ બહાદુર, એકદમ મહારાજાના ઓર્ડરો પાછા ખેંચી લેવા મથે છે. પણ તે બર આવશે નહીં. માટે બીજો હુકમ થતાં સુધી ઓર્ડર મોકુફ રાખી, આ હક્ક સંબંધો વગેરે માટે એક કમીટી નીમી તપાસણી શરૂ કરો. દાખલા પુરાવા માગો, અને ગુણદોષ જુઓ. આ સલાહ કંઈક સાહેબને ગમી. તે પ્રમાણે ખાણા વખતે સર પ્રતાપને સમજુત કરી. ચોકઠુ બંધ બેઠુ! મોકુફીના હુકમો થઈ, સરદાર વગેરેના હકો ચાલુ કર્યા. આ પ્રમાણે રાજીપો થયો. સરકારમાં સાહેબનો રીપોર્ટ ગયો. સરકારે સર પ્રતાપ અને સાહેબ બહાદુરનાં વખાણ કર્યા.

ગુણદોષ તપાસી ઉપર મુજબ કમીટી નીમી ઠરાવો કરવાનું કામ શરૂ થયું. તેમાં પણ સામ, દામ, ભેદ, દંડની નીતી વાપરી કેટલાક—સરદારોને હયાતી સુધી પુરા હક ભોગવવાનું ઠરાવવામાં આવ્યું. કેટલાકને અડધુ—પડધુ પાણ મળ્યું. અને થોડાકે સંપુર્ણ વંશપરમપરા હકો ભોગવવા સારૂ ઠરાવ થવાની જીકર પકડી સરકારનો આશ્રય લીધો. પેહેલા વગનુ રાજ્ય, તેથી સરકારે હસ્તક્ષેપ કરવાની ના પાડી પણ સલાહ તરીકે મહારાજાને લખ્યું. કારણ એક જુના દસ્તાવેજની નકલ રજુ થઇ. તેમાં ઇડરની કબુલત થએલી નીકળી. પરમપરાના હકો સંબધી રાજ્ય અને સરદારો વચ્ચેની તકરાર ઉભી થાય ત્યારે તેનો નીવેડો કરે. તે આધાર ઉપર અવલંબી, મુડેટી, ઉડણી, ટીંટોઈવાળાઓ સરકારમાં આગળ વધ્યા. સરકારે એકદમ તેઓની અરજીની તપાસણી નહીં કરતાં, તે વખતના પો. એજન્ટોને ઇડર મુકામ જઇ સમજુત કરવાને હુકમ કર્યા. પણ મહારાજાએ માન્યું નહીં. મુડેટી, ઉડણી, ટીંટોઇ સાથે કચવાટ વધ્યો. રાજ્ય તરફથી પજવણી શરૂ થઈ. છેવટે તેઓને રાજ્યની હદ છોડી, પર હદમાં જઇ રહેવું પડ્યું. સરદારને પોતાનો તાલુકો છોડી બહાર જવું હોય ત્યારે રાજ્યની મંજુરી મેળવી જવા ઠરાવ હતો. જેઓ મંજુરી શીવાય ગયા તેમનાં શાસન તરીકે ગામો જપ્ત કરવામાં આવ્યાં, રાજ્યનાં પોલીસ થાણાં મુકયાં. રાજદ્રોહી ગણી આખા તાલુકા ખાલસે કરવા ધમકીના હુકમો નીકળ્યા. ઉડણી અને મુડેટીએ નમતુ આપ્યું. ફક્ત ટીંટોઈ ઠાકાર દીપસીંહજીએ જીકર પકડી રાખી સે. ઓફ. સ્ટેટ સુધી સુધી આગળ પગલાં લંબાવ્યાં, પણ વાત સમાધાની પર આવી નહીં. ટીંટોઇએ બહારવટું જન્મ પર્યંત ભોગવ્યું. સર પ્રતાપ બીજાં જોધપુરનાં કાર્યોમાં રોકાયા. ઇડરમાં દત્તપુત્ર મહારાજા દોલતસીંહજીને રાજ્યની સત્તા આપવામાં આવી, ને પોતે વાનપ્રસ્થ જેવા છુટા થઈ ફરવા લાગ્યા. દોલતસીંહજીના ઉપરનો સર પ્રતાપનો અંકુશ દુર થયો. જેમ એક જબરા ઘોડાને ઘણો વખત બાંધી રાખી છોડવામાં આવે, તેમ દોલતસીંહજી મહારાજાનું વર્તન શરૂ થયું, ભોગ—વીલાસ અને ગાનતાનમાં ચકચુર રહેવા લાગ્યા. જે અધીકારીયો તેમને રોકવા લાગ્યા, તેમને નોકરીથી ખસતા કર્યા. ભાંડ ભવૈયા અને ગાનાર વારાંગનાઓને છુટે હાથે ઇનામ ઇકરામો મળ્યાં. બાધેલી નીમનોક ખલાસ થવા લાગી. હવે પૈસા જોઇએ. ઇડરના રહીશ એક બ્રાહ્મણ વર્ણના લલ્લુભાઈ જ પ્રથમ એક કારકુન જેવી નોકરીમાં હતા. તેઓને દીવાન પદ આપવામાં આવ્યું. રાજ્યના પૈસાપાત્ર આગેવાન શેઠીયાઓ વગેરે ઉપર જુલ્મ આભ આંભાં થયાં. આબરૂ બચાવવા સારૂ ત્યાંથી પૈસા એકઠા થવા લાગ્યા. બોબાટ સરકારને કાને ગયો. સર પ્રતાપને સુચનાઓ થઈ. ત્યાંથી પેગામો છુટયા. પણ સત્તા હાથમાંથી સોંપી દીધા પછી મહારાજા દોલતસીંહજીએ તેમની વીટી તરફ અખાડા કર્યા. મહારાજ કુંવર હીંમતસીંહજી પણ ઉમરે પોહોચેલા છતાં ચાંચુ કરી શકે નહીં, એવી તેઓની આસપાસ ગુપ્તચરોની ફાલ્લે બંધી થઈ સર પ્રતાપે રાજ્ય સેવા, સરકારની ઠેઠ સુધી કરી. રાજકુમાર કોલેજોની સુધારણા, "કેડટકોર" ટેરી-

ટેરીયલ ફોર્સ વૉર સર્વીસ, વીગેરે યોજનાઓમાં સરકારે તેમને જોડયા. છેવટે તેમાંજ જીંદગી ખતમ થઈ, હવે દોલતસીંહજી પણ રાજધીરાજ પુરેપુરા થયા. ત્યાં તો પછી હદ મુકયા જેવું થયું. મહારાજ કુંવરને પો. એજંટોએ ખાનગી બોલાવી, તેમના પિતાને સમજુત કરવા કહ્યું. મહારાજકુંવરે સાફ સાફ કહી દીધું, કે મારા હાથમાં બાજી નથી. સરકારે આગળ લખી મંજુરીનો દીવાન મુકયો. એક થાકયા પછી બીજો, અને પછી ત્રીજો એમ ચાલવા માંડયું. છેવટે મહારાજા દોલતસીંહજીને મુંબાઈ સરકારે, તબીયતની સુધારણાને બહાને મુંબાઈમાં રાખ્યા. ત્યાં વોટસન હોટલ નીવાસી થયા. મહારાજા દોલતસીંહજી બહુ બાહોશ, રાજ્ય કારવાઇમાં કેળવાએલા ગુજરાતના રાજાઓમાં અગ્રણી હતા. પણ "કુસંગ સંગદોષેણ કાષ્ટ ઘંટા વીટમણા" તેમ થવાથી આ દશાની પ્રાપ્તી થઇ, એમ મુંબાઈમાં વોટસન હોટલમાં તેઓને ભાન થયું, તેના પસ્તાવામાંજ પ્રાણ છુટયા કહેવાય છે. મહારાજ કુંવર હીમત્તસીંહજીને ગાદી મળી. તેઓએ દીવાનોની સત્તામાં ડખલ કરી નહીં. ગાડું ઠીક ઠીક ચાલવા લાગ્યું. હાલ તેઓના દીવાન ભંડારી જગન્નાથજી છે.

---

# ભાગ્ય પલટાય છે ત્યારે—

[ એક જૂની પ્રચલિત દંતકથા ઉપરથી ]

( મળેલું )

શિરાઝના રાજમાર્ગને એક છેડે એક આલીશાન મહેલ હતો. એ મહેલને બીજે મજલે આવેલાં દિવાનખાનામાં, મખમલના તકીઆઓને અઢેલી એ મુલ્કમશહુર સોદાગર આરામથી પડયો હતો. હીરા-જડીત હુક્કો તૈયાર કરીને બાંદી હમણાં જ આપી ગઇ હતી. એક બીજી બાંદી ત્યાં ચોવીસે કલાક બળ્યા કરતી ધૂપદાનીમાં ધૂપ નાંખી ગઇ હતી. ધીમે ધીમે હુક્કો ગગડાવતાં સોદાગર બારી બહાર આસમાન તરફ જોઈ કાંઈક વિચારમાં મશ્કુલ બની ગયો. પાસેજ લાકડાંની ઘોડી પર કુરાને શરીફ ખુલ્લું કરેલું પડયું હતું.

'ગરીબ પરવર, દિલ્હીથી બાદશાહ સલામતના મુખ્ય વઝીર આપને મળવા આવ્યા છે." નોકરે આવી કહ્યું.

"દિલ્હીના મુખ્ય વઝીર...જા...જા...એકદમ માન સાથે અહીં તેડી લાવ ને એમની સાથેના રસાલા માટે યોગ્ય બંદોબસ્ત કરી દે."

"જી હુજૂર" કહી નોકર ગયો. સોદાગરે ધીમેથી બે તાળી પાડી. એક બાંદી હાજર થઈ.

"કુલસુમ, જલદી જા. મહેમાનો માટે શરબત, મેવા મીઠાઈ લઈ આવ." બાંદી રવાના થઈ.

તરત જ એ દીવાનખાનામાં ચારપાંચ માણસો દાખલ થયાં. સોદાગરે ઉભા થઇ મુખ્ય વઝીરને પોતાની પાસે હેતથી બેસાર્યા. સાથેનાં માણસો નીચે જાજમ પર બેઠાં.

"ઓહો વઝીર સાહબ! આપણે ઘણે વખતે મળ્યા. કેમ દિલ્હીના શું ખબર છે? હું તો ત્રણેક મહીનાથી એ તરફ આવી જ શકયો નથી. બાદશાહ

સલામત તો ખુશ છે ને? બેગમ સાહીબા ઝીનત મહાલ તથા શાહજાદા અશરફ મંઝામાં છે ને?"

સોદાગરે આ પ્રમાણે પ્રશ્નો ઉપરાઉપરી પૂછવા માંડ્યા. ત્યાં તો મેવા મીઠાઈ ને શરબત વિગેરે બે બાંદીઓ લઈ આવી. એ બધી સામગ્રી યોગ્ય રીતે ગોઠવી લઈને તેઓ પછી હુકમની વાટ જોતી જરા છેટે જઈ ઉભી રહી.

"મારા પર મોટો અહેશાન કર્યો આપ સૌએ. લાંબી મજલ પછી આપ સૌ થાકી ગયા હશો. થાક ઉતારનાર અમારો શિરાઝી શરાબ આપ પીઓ.

આમ સોદાગર મહેમાનોની આગતાસ્વાગતામાં ગુંથાયો. કલાકેક ગયો હશે ત્યાં સોદાગરે અહીં આવવાનું કારણ પૂછ્યું.

"બાદશાહ સલામતે પોતાની શાહી ટૂકડી માટે ખાસ હજાર અરબ્બી ઘોડાં તાકીદે મંગાવ્યાં છે. તે લેવા માટે અમે આવ્યા છીએ."

તરતજ સોદાગરે સામે ઉભેલી બાંદીઓમાંથી એકને બોલાવી કહ્યું "મરીયમ, જા મકશુદને કહે કે અમે ઘોડાં જોવા આવીએ છીએ."

જે મહેલમાં રાજવંશી ઠાઠથી સોદાગર રહેતો હતો. તેની જોડેજ એક મોટું ઘણુંજ વિશાળ ચોગાન હતું. તેની ચારે તરફ એકઢાળીયાં નાનાં નાનાં મકાનો બાંધી દીધાં હતાં. તે દરેક મકાનમાં એક ઘોડો બાંધેલો હતો.

થોડીજ વારમાં સોદાગર પોતાના મહેમાનોને લઈ આ ચોગાનમાં આવી પહોંચ્યો. તેણે જાતે પરીક્ષા કરીને ત્યાં રહેલા હજારો ઘોડાઓમાંથી એક હજાર ઉમદામાં ઉમદા તોખમના ઘોડા એક બાજુપર તારવ્યા.

"વઝીર સાહબ, આ બધાં અસલી અરબ્બી ઓલાદનાં છે. કયરોની બાઝારમાંથી એ મેં વીણી વીણીને લીધા છે. આ ઘોડાઓનો ઉપયોગ કરી સદાને માટે બાદશાહ સલામત આ સોદાગર અમીર ઈલાહીને યાદ કર્યા કરશે."

આ પ્રમાણે સોદાગરે કહ્યું. એ વખતની દુનિયામાં સારા પાણીદાર ને પવનવેગી ઘોડા ખરીદવાનો કોઈ પણ સુલતાન કે બાદશાહને વિચાર થતો કે તરતજ તેઓની નજર ઘોડાના વેપારમાં અઢળક દૌલત મેળવનાર શાહ સોદાગર અમીર ઈલાહી તરફજ જતી. તોપના ભડાકાથી પણ ન હઠે એવો જો કોઈ ઘોડો દેખાય તો સૌ કોઈ કહેતું કે એ અમીર ઈલાહીનો દીધેલો હોવો જોઈએ. ઘોડાની પરીક્ષા અમીરે કરી લીધી એટલે છેવટનો શબ્દ બોલાઈ ગયો એમ મનાતું.

પાંચ સાત દીવસ અમીરે આગ્રહ કરી પોતાના આ માનવંત પરોણાઓને પોતાને ત્યાં રોક્યા. તેઓનાં મનરંજનને માટે જાતજાતની મહેફીલો ગોઠવી.

નવમે દિવસે મહેમાનો દિલ્હી જવા માટે તૈયાર થયા. વઝીરે અમીરને પોતાની સાથે આવવા કહ્યું. સામાન્ય રીતે અમીર, શિરાઝમાંજ સોદા પતાવી દેતો ને વેચેલા ઘોડાનાં નાણાં પણ તેને ત્યાંજ મળી જતાં. પણ દિલ્હી ઘણા વખતથી જોએલું ન હોવાથી વઝીરના આગ્રહથી અમીર પણ સાથે જવા તૈયાર થયો નવમે દિવસે તો સોએક માણસોનો રસાલો આફતાબ ક્ષિતિજમાં ડૂબે તે પહેલાં તો દિલ્હી જવા માટે ઉપડી ગયો.

× × ×

આજ મહેલમાં ધમાલ મચી રહી હતી. જગમશહુર અમીર ઈલાહી સોદાગર બાદશાહ સલામત માટે ખાસ હજાર ઘોડા લાવ્યો હતો. બાદશાહને ઘોડાનો કેટલો શોખ હતો તે સૌ કોઈ જાણતું. અમીર ને તેની મંડળીને મહેલમાં ઉતારો અપાયો.

સાંજના બલબલા ઉસ્તાદ પરીક્ષકોની હાજરીમાં એ ઘોડાઓની પરીક્ષા લેવામાં આવી. સૌ કોઈ એ ઘોડાઓનો ખૂબસુરત દેખાવ ચપળતા વિગેરે જોઈ આફરીન પોકારવા લાગ્યા.

રાત્રે બાદશાહ સલામતની હજૂરમાં અમીર હાજર થયો. મુખ્ય વઝીર પણ પાસેજ બેઠા હતા.

"અમીર તેં મને આગળ આપ્યા હતા તેથી પણ આ ઘોડાઓ ખરેખર સરસ છે. હું ખુશ થયો છું. બોલ એની જે કાંઈ કિંમત લેવી હોય તે."

"પાક પરવરદિગાર અલ્લાહતાલાની એવી ખ્વાહીશ છે કે મારે તેની કીંમત ન લેવી." અમીરે જવાબ દીધો.

"નહીં નહીં. આ ભેટ હું સ્વીકારવાનો નથી. જે કીંમત હોય તે કહી દે."

"ગરીબ પરવર, આપની દિલાવરી હું જાણું છું. પણ મારી એવી ઈચ્છા છે કે આપ પહેલાં તેઓનો ઉપયોગ કરી જુઓ. કિંમત કોઇક વખત લેવા આવી ચડીશ."

બાદશાહે અને વઝીરે અમીરને ખૂબ સમજાવ્યો પણ તે એકનો બે ન જ થયો. બાદશાહ સારી પેઠે જાણતા હતા કે કોઇ પણ સુલતાન એ ઘોડાઓ માટે પચાસથી સાઠ હજાર સોનામહોર કુરબાન કરી દેત.

અમીર ઈલાહી પોતાનાં માણસો સાથે એ પછી વળતે દીવસેજ શિરાઝ જવા ઉપડી ગયો. દિલ્હીના માલેતુજાર સોદાગરો આ વાત સાંભળી ઉદ્ગાર કહાડવા લાગ્યા. "અમીર તદન ગાંડો લાગે છે. એ મોકો ચૂક્યો. આ વખતેજ માગણી કરી હોત તો બાદશાહ તેને જરૂર પચાસ હજાર સોનામહોર આપી દેત."

× × ×

ઉપરની હકીકતો બની ગયા પછી દશ વર્ષ વહી ગયાં. ભાગ્યચક્રના એક બે અણધાર્યા આંટા ફરી ગયા. એક વખતના શાહ સોદાગર અમીર ઈલાહી પર આસમાની કોપ ઉતર્યો. તેનો મહેલ ગયો. દૌલત ગઇ. બધું જ ગયું. પોતાના પરિવારને લઈ એ શિરાઝથી એક માઈલ છેટે ઝુંપડી બાંધી રહ્યો. આટલી બધી વિપત્તિઓ વચ્ચે પીસાવા છતાં—અને હડહડતી મુફલીસી છતાં તેના ચહેરા પર ગમગીનીની છાંય સરખી આવી શકતી નહોતી. આગળની જેમ જ એ સવાર સાંજ નમાજ પઢવાનું ભૂલતો નહીં. બાલબચ્ચાં રોઈ રોઈને ભૂખ્યાં સુઇ ગયા પછી એ ધાસલેટના ઝાંખા પ્રકાશમાં કુરાને શરીફ વાંચવાનું ચુકતો નહિં. અમીર ઇલાહિની ખ્યાતિ સાંભળી હોય તેવાં ઘણાં એને દિલસોજી બતાવવા આવતાં ને મદદ આપવા પણ તૈયાર થતાં છતાં એ કોઈની પણ મદદ લેતો નહીં. એના સૌમ્ય ચહેરા પર મીટ માંડી જોનારા મિત્રો પાસે એ એકની એક જ વાત કર્યા કરતો. "ખુદાની એમજ મરજી છે." બસ આ ઉદગાર કરી એ પાછો હાથમાં તસબી લઇ અલ્લાહના નામોચ્ચાર સાથે એના મણકા ફેરવવા માંડતો. એની બીબી એને હંમેશાં કહ્યા કરતી કે બાદશાહ સલામત પાસે લેણા રહેતા પૈસા લેવા જાઓ. અમીર ગંભીર થઇ એક જ રીતે જવાબ દેતો "તને ખબર નથી. આજ અલ્લાહ રૂઠયો છે. મને કોઈ જ પૈસા નહીં આપે અને કદીકને આ ચિથરેહાલ દશામાં જાઉં તો પણ મારી વાત કોણ સાંભળે ? નહીં...નહીં...તે ન બને."

આમને આમ છ મહીના વીતી ગયા. આખરે બીબીનાં મેણાંટોણાંથી—અને બાલકોનાં રૂદનથી કંટાળીને અમીર દિલ્હી જવા તૈયાર થયો.

બહાર નીકળવા પહેલાં તે ઘૂંટણ પર પડયો ને આસમાન તરફ જોઈ બંદગી કરવા લાગ્યો. "એ ખુદા—કાંઇક અણધાર્યાં—અજાણતાં થઇ ગએલાં પાપ માટે અમારી આ સ્થિતિ તેં થવા દીધી. ભલે, તને એમજ ગમ્યું તો અમને સજા કર ને પાપ ધોઈ નાંખ......હે અલ્લાહ હું દિલ્હી જાઉં તે દરમીઆન આ મારા પરિવારને તારી પનાહમાં છોડી જાઉં છું." આમ બંદગી કરતાં કરતાં એનાં ચશ્મોમાંથી આંસુની ધારા ચાલી. બીબી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. સૌની માફક તે પણ જાણતીજ હતી કે પોતાનો ખાવિંદ એ ખુદાનોજ બંદો છે. એના સ્ત્રી હૃદયમાં એક પ્રશ્ન ઘણી વખત પૂછાયા કરતો "અમીર—મારો પ્યારો શૌહર આટલો પાક હોવા છતાં આ દુઃખ કેમ ?"

અમીર તે પછી કુરાને શરીફ ને તસબી લઇ દિલ્હી જવા માટે એ ઝુંપડી છોડી ગયો.

× × ×

દિલ્હીમાં આવી રહેલ વઝીરના મહેલને મુખ્ય

દરવાજે પહેરેગીરો પાસે આવીને એક ચીંથરેહાલ ભિખારીએ કહ્યું "ભાઈ જઇને વઝીર સાહેબને કહો કે શિરાઝનો સોદાગર અમીર મળવા માંગે છે." આ સાંભળી પહેરેગીરો ખડખડાટ હસી પડયા. મુખ્ય પહેરેગીરે શાંત થઈ ને કહ્યું.

"કેમ અમીર સોદાગરનું નામ લઈ કાંઇ ચોરી લૂંટ કે છેતરપીંડી કરવી છે? તું છે કોણ? ચાલ્યો જા."

"ભાઈ હું ખરૂં કહું છું. હું જ અમીર સોદાગર. તમે ખબર તો આપો. એ મને કદાચ ઓળખશે."

પહેરેગીરો એની વાત પર ધ્યાન આપવાને બદલે પોતપોતાનાં કામમાં મંડી પડયા. એક જણે આગળ આવી તેનો હાથ પકડી તેને ધક્કો માર્યો. અશક્ત ભિખારી પડી ગયો.

"હાય મુફલીસી" એટલું એ બબડયો. ઉભો થઈ પારાવાર નિરાશામાં પાછો ફરી એ ભિખારીએ ત્યાંથી જતા રહેવા માટે પાંચેક કદમ ભર્યાં કે તરત ઉપરનાં ઝરૂખામાં અચાનક આવી ચડેલા વઝીર સાહેબની નજર તેના પર પડી. તે ચોંકી ઉઠયો. એ તે સ્વપ્નું કે સાચું? ચહેરો તો અમીરનોજ. પણ ચિંથરેહાલ! એ થયું શું? એકદમ નિશ્ચય કરી વઝીરે ઉપરથીજ રાડ પાડી એ ભિખારીને પોતાની પાસે બોલાવ્યો.

એ માણસો એ ભિખારીને વઝીર સાહેબ પાસે લઈ આવ્યા. પછી તેઓ વિદાય થયા.

"કાં વઝીર સાહેબ ઓળખાણ પડે છે? અલ્લાહની મરજીથી આ દશામાં છું. મને બાદશાહ સલામતની મુલાકાત કરાવો તો મારી લેણી રકમ માગી લઉં." આવું કાંઇક એ ભિખારી બોલ્યો.

પોતાના હૃદયમાં આવેલો કોઇક ઉભરો એકદમ શમાવી દઈ વઝીર ગંભીર થઈ ગયો.

"તમે શું કહો છો તે હું સમજી શકતો નથી. તમારો ચહેરો જરૂર સોદાગર અમીર જેવો છે. તેથી તમે મને છેતરી નહીં શકો."

આ સાંભળી એ ભિખારી–અમીરને તમ્મર આવ્યાં. તે આંખે હાથ દઈ ઘડીભર ચૂપ થઈ ગયો.

"વઝીર સાહેબ, તમે પણ પલટાયા. ફીકર નહીં. માલીકની એજ મરજી છે." એમ કહી અમીર ઉભો થયો ને જ્યાં બહાર જવા માંડે છે ત્યાં વઝીરે કહ્યું.

"સબૂર, કયાં જાય છે. સોદાગર–અમીરના ચહેરાનો માણસ છુટ્ટો રાખવો સલામત નથી. અરે કોઈ છે કે?"

બે ત્રણ નોકરો દોડી આવ્યા. "આ માણસને કેદખાને લઈ જાઓ. છેતરપીંડી કરવા માટે એને શું સજા કરવી તે પછી હું કહેવરાવીશ"

અમીરને એ નોકરો તે બાદ મહેલમાંથી કેદખાને લઈ ગયા. એ થોડાજ શબ્દો ગણગણ્યા કરતો. "એ અલ્લાહ આ શું થાય છે?"

બીજે દિવસે કેદખાનામાં હુકમ પહોંચી ગયો કે પોતાને અમીર નામથી ઓળખાવતા કેદીએ રોજ સાંજે સો બકરાં ચારી આવીને બધાં બકરાં પાછાં સલામત કેદખાનામાં પહોંચાડી દેવાં, આ માટે વઝીરને ત્યાંથી સો બકરાં તુરત તુરત કેદખાનામાં પહોંચાડી દેવામાં આવ્યાં.

પહેલીજ સાંજે અમીર–કેદી સો બકરાં લઈ એક સિપાહીની સાથે એને ચરાવવા નીકળ્યો.

સોદાગર ભરવાડ કેવી રીતે થઈ શકે? પાછાં ફરતાં રાત પડી ગઈ. કેદખાનાના દારોગાએ પાછાં આવેલાં બકરાં ગણી જોયાં તો એક ઓછું માલમ પડયું. આ વાત તરતજ વઝીરને જાહેર કરવામાં આવી.

ગાડીમાં બેસી વઝીર એક કોરડો લઈ કેદખાનામાં પહોંચ્યો. તેણે કેદીને પોતાની પાસે બોલાવી સખ્તાઇથી કહ્યું "કેમ બંધવા બકરૂં એક ઓછું કેમ થયું? આજ હું તને જવા દઉં છું પણ જો કાલે એક પણ ઓછું થશે તો આ કોરડાના ચાર ફટકા તને મારવા પડશે."

બસ આટલું કહી વઝીર રવાના થયો. અમીર વિચારમાં પડયો. કયાં પોતાનો પરિવાર? કયાં અમીરી સોદાગીરી? કયાં શાહી સન્માનો અને કયાં આ સંકટો? એક ઉન્હો નિશ્વાસ નાંખી કેદી પોતાની કોટડી તરફ રવાના થયો.

ખોવાએલાં બકરાંની જગ્યા પૂરવા એક નવું બકરૂં

કેદખાને વઝીરને ત્યાંથી મોકલી દેવામાં આવ્યું. બીજી સાંજ થઈ કે કેદી અમીરને સો બકરાં અગાઉની માફકજ લઇને ચરાવવા માટે જવાનું કહેવામાં આવ્યું. બકરાં ચરાવીને પાછાં ફરતાં બીજી રાત્રે પણ એક બકરૂં ઓછું થયું. આની ખબર પડતાંજ તાબડતોબ વઝીર કેદખાને આવ્યો ને તેણે પેલા કોરડાના ચાર સપાટા કેદીને લગાવી દીધા. આ પ્રમાણે રોજ એક એક બકરૂં ખોવાય અને વઝીર કોરડાના ચાર ચાર સપાટા કેદીને લગાવે એવો લગભગ હંમેશનો ક્રમ થઇ ગયો.

બીજા કેદીઓ અમીરની કોટડીમાંથી કોઈ કોઈ વખત આવા શબ્દો સાંભળવા લાગ્યા "અય માલીક આ દુઃખ હવે સહેવાતું નથી, હવે તું મને ત્યાં ખેંચી લે."

બીજા કેદીઓની પણ આ સજા જોઈ માણસાઈ—ઇનસાનીયત જાગૃત થઈ. તેઓ સર્વે વઝીરને આ ત્રાસ ગુજારવો બંધ કરવા આજીજી કરવા લાગ્યા. એક વખત તો દારોગાએ પણ આ સજાનો અન્યાય સહન ન થતાં વિનવણી કરી જોઈ. પણ વઝીર કોઇનું પણ સાંભળ્યા વિના રોજેરોજ એકજ રીતે કોરડાના સપાટા લગાવતોજ રહ્યો.

આમને આમ ૭ મહીના પસાર થઇ ગયા. સાતમા મહીનાને પહેલે દિવસે જ્યારે રાત પડી ત્યારે દારોગાએ પાછાં ફરેલાં બકરાં ગણી જોતાં એક નવી વાત તેણે જાણી. તે રાતે એક પણ બકરૂં ખોવાયું નહીં. એટલુંજ નહીં પણ એક બકરી ખેતરમાંજ વિયાએલી હોવાથી ઉલટાનો એક જીવનો વધારો થયો. આ નવીજ જાતના ખબર આપવા દારોગો વઝીર સાહેબને ત્યાં જવા ઉપડયો.

× × ×

દારોગાની વાત સાંભળતાંજ ધરનાં માણસોને ઝડપથી કાંઇક હુકમો આપી વઝીર સાહેબ પોતાની ગાડીમાં કેદખાને આવી પહોંચ્યા. સૌને મનમાં ધ્રાસ્કો હતો કે આજ વળી નવા ખબર સાંભળી વઝીર સાહેબ શું કાંઈ નવો ત્રાસ તો બિચારા પર નહીં વરતાવેને ?

વઝીર સાહેબ પાસે કેદી-અમીરને હાઝર કરવામાં આવ્યો.

હાજર રહેલા સૌ આશ્ચર્યથી એ જોઈ રહ્યા કે ફટકા મારવા માટેનો પેલો કોરડો વઝીરે હાથમાં લીધો ને એકદમ તેના કટકે કટકા કરી ખૂણામાં ફગાવી દીધો.

"કેદી-અમીર-તારે મારી સાથે મારે ઘર આવવાનું છે.

આ સાંભળી પોતાને થએલી અજાયબીથી દારોગો લગભગ જ્યાં તે ઉભો હતો ત્યાંથી માંડ માંડ સમતોલપણું ગુમાવતાં બચ્યો.

ને કેદી-અમીર, તેના ચહેરા પર કાંઇજ ભાવ નહોતો. એ ૭ મહીનાના ત્રાસ પછી પશુ જેવો બની ગયો હતો. વઝીરે તે બાદ તેનો હાથ પકડી પોતાની ગાડીમાં તેને પોતાની પાસે બેસાર્યો.

ગાડી મહેલે પહોંચી. નોકરો આમતેમ દોડવા લાગ્યા. બે બાંદીઓએ અમીરનો કબજો લીધો. કોણ જાણે કેમ હાજર થઈ ગયેલા નાયી પાસે તેની હજામત કરાવી લેવામાં આવી. તે બાદ તેને ગરમ પાણીએ નવરાવવામાં આવ્યો. પછી તેને સરસ કપડાં પહેરાવવામાં આવ્યાં. આટલો વિધિ થઈ રહ્યા બાદ તે કેદી-અમીરને તદન નવાજ લેબાસમાં વઝીર સાહેબ પાસે લે જવામાં આવ્યો.

તેને આવતો જોઈ વઝીર ઉભો થયો ને તેનો હાથ પકડી તેને પોતાની ગાદી પર બેસાડી દીધો. હવે અમીરે કહ્યું.

"વઝીર સાહેબ, મારા જેવા ગરીબની હાંસી મજાક પૂરી થઈ રહી હોય તો પાછો હવે મને જવા દો. મારે ઘોડાના પૈસાએ નથી જોઇતા ને બાદશાહને પણ તેથી નથી મળવું. મને મારાં બાળબચ્ચાં પાસે જવા દો."

"નહીં, તમે એમ મારી પાસેથી નહીં જઈ શકો"

"ભાઈ હજુએ ધરાણા નહિ, હવે મારા પર શું વિતાવવું છે?"

"મારે કેટલીક વાત કરવી છે. તે પછી કરીશ,

પણ હમણા તમે જમી લ્યો. અરધા કલાકમાં તો આપણે બાદશાહ સલામતની હજૂરમાં જવાનું છે."

પોતે ઊંઘે છે કે જાગે છે તેનું પણ ભાન અમીરને ન રહ્યું. હવે તે કાંઈ વધારે બોલશે તો વળી નવી સજા ખમવી પડશે તેની દહેશતથી એ મુંગોજ રહ્યો.

ત્યાં તો ભાતભાતના પકવાનોથી ભરેલા બે ખુમચા બાંદીઓ ત્યાં લઈ આવી. બંનેએ જમી લીધું કે તરત ગાડી હાજર થઈ.

આજ આખો મહેલ અમીરને વધાવવા માટે જાણે ઉત્સુક થઈ રહ્યો હતો. દરવાજામાંથી પસાર થતાંજ સૈનિકો નીચા વળીવળીને ઝુકીને સલામ કરવા લાગ્યા. નોકરોમાં ચારે તરફ એમજ બોલાઈ રહ્યું કે "શિરાઝના પ્રખ્યાત શાહસોદાગર પધાર્યા છે."

ખૂદ બાદશાહ સલામતે વ્હાલસોયો આવકાર આપી તેની ખબર અંતર પૂછી, અમીર તો ચુપ જ થઈ રહ્યો, પણ બાદશાહના પ્રશ્નોના જવાબો વઝીર જ આપવા મંડયો.

શાહી હુકમ છૂટયો, કે તરત જ ખજાનચી ત્યાં હાજર થઈ ગયો."

"ખજાનચી હજાર ઘોડાની કિંમત પેટે એક લાખ સોના મહોરો સોદાગર અમીર ઈલાહીને સોંપી દેજો."

"જી હુજૂર" કરી ખજાનચી રવાના થયો.

હવે વજ્રપાત થયો. અમીરે એટલું બધું દુઃખ સહન કર્યું હતું કે આ શાહી નવાજેશની વાત સાંભળીને તે રોઈ પડયો, વઝીર તે બાદ તેને ત્યાંથી લઈ જઈ પોતાને ઘેર લાવ્યો.

"વઝીર સાહેબ આ બધું શું છે? મને સુઝ નથી પડતી. મારા પર દયા લાવી મને સમજાવો કે આ બધું શું થયું?"

હવે વઝીર ગળગળો થઈ ગયો. તેણે અમીરને પોતાની પાસે બોલાવી ધીમેધીમે વાત કહેવા માંડી.

"જે દિવસે ભિખારી દશામાં તમે મારે ત્યાં આવ્યા હતા તેજ વખતે હું તો તમને ખરેખર ઓળખી જ ગયો હતો, મારાં મનમાં તો આંચકો જ લાગી ગયો ને વિમાસણ થઈ પડી કે ખુદાના પાક બંદા અને આવા લાયક માણસ પર આ દુઃખ કેવી રીતે હોઈ શકે? પછી મને લાગ્યું કે અજાણતાં કોઈક સમયે થઈ ગએલાં પાપ માટે તમારૂં ભાગ્ય રૂઠયું છે. જ્યારે ભાગ્ય રૂઠે ત્યારે માણસનો કોઈ પાસો સવળો પડતો નથી. તે વખતે તમારા હિતનું કોઈ પણ કામ હું કરવા જાત તો તેનું પરિણામ શુભ આવત જ નહિ એટલે મને એ જાણવાની ઈચ્છા થઈ કે તમારાં ભાગ્યમાં પલટો કયારે છે? આ જાણવા માટે મારે બકરાં ચરાવવાનો પ્રયોગ કરવો પડયો. જ્યાં સુધી તમારૂં ભાગ્ય અવળું હતું ત્યાં સુધી એક એક બકરૂં હમેશાં ખોવાયાં જ કરતું......અને કોરડાના ફટકા મારવાની સજા આ હાથે કરવી પડી. હા તે વખતે એ સજા કરવી પડે તેમજ હતું. પણ તમારા જેવાના પવિત્ર શરીર પર કોરડા મારનાર આ હાથને મારે નશીયત આપવી જોઇએ......"

એમ કહી "સીદી" એમ વઝીરે બૂમ મારી. સીદી હાજર થયો. "જા બળતી દીવી લઈ આવ."

દીવી આવી ગઈ. આ શું થાય છે તે સ્પષ્ટ સમજાય તે પહેલાં વઝીરે પોતાનો જમણો હાથ એ બળતી જ્યોત પર ધર્યો.

"શું કરો છો?" અમીરે વઝીરનો હાથ પાછો ખેંચી લેતાં રાડ પાડી.

"તમને કરવી પડેલી ક્રૂર સજાનું પ્રાયશ્ચિત. તમે મને માફ ન કરો ત્યાં સુધી એ હાથ બાળ્યેજ છૂટકો."

"આમ બોલી વઝીરે ફરી પાછો પોતાનો હાથ દીવી પર ધર્યો. ચામડી થોડીક બળી ત્યાં તો અમીરે રાડ પાડી "કોઈ છે કે?"

પણ નોકરો દોડી આવે તે પહેલાં અમીરે એ દીવી ઠારી નાખી ખૂણામાં ફેંકી દીધી હતી.

જરાક સ્વસ્થ થઈ પોતાના દાઝેલા હાથે કપડું વીંટાળી વઝીરે આગળ ચલાવ્યું.

"હા જે રાતે બકરી વિયાવાની ખબર મને મળી ત્યારે મેં જાણ્યું કે હવે તમારાં ભાગ્યે નવો પલટો લીધો છે. હવે બાદશાહની મુલાકાત કરાવવામાં વાંધોજ

નથી. પણ જો એ મુલાકાત મેં ૭ મહીના પહેલાં કરાવી હોત તો આટલી કીંમત તમને કદાચ મળીજ ન હોત અને કદાચ મળી હોત તો પણ તે તમે ભોગવી શકત નહીં."

હવે અમીર વઝીરને સાચ્ચાં દીલથી ભેટી પડયો. પછી પૂછ્યું.

"પણ શિરાઝમાં મારા પરિવારનું શું થયું તેની મને ચિંતા રહે છે."

વઝીરે માણસ મોકલી ગાડી મંગાવી. ગાડીમાં વઝીરે પોતાની પાસે અમીરને બેસાડી દીધો. ગાડી ચાલી. આસમાન સાથે કાંઈ કાંઈ ગુફતગુ કરનાર મહેલાતોવાળો ધોરી માર્ગ વટાવી ગાડી શહેરની બહાર નીકળી. એકાદ ગાઉ છેટે પહોંચ્યા બાદ એક મહેલ નજરે પડયો. આ મહેલમાં ગાડી દાખલ થઇ.

બારણે એક છોકરો રમતો હતો. અમીરે તે ચહેરો ઓળખ્યો. છોકરો અંદર દોડી ગયો. અંદરથી એક બાનુ બહાર આવ્યાં.

"કોણ અમીર!! યા પરવર દિગાર!" કહી બીબી અમીરને ભેટી પડી. વઝીરે આડું જોયું ને આંખમાંથી ખરતાં આંસુ માંડ માંડ રોકયાં.

"શાહ સોદાગર અમીર ઇલાહી! ૭ મહીનાથી તમારો પરિવાર અહીં આજ રીતે રહે છે. તેને હું ભૂલ્યો નહોતો. બસ હવે હું જઇશ. અલ્લાહને ચાહનારાંઓને અલ્લાહ કદી ભૂલતો નથી, ખુશ રહો, સલ્લામ આલેકુમ"

"આલેકુમ સલ્લામ" અમીર દંપતીએ કહ્યું.

---o---

# રાજનીતિનું શિક્ષણ

( ગયાના આગલા અંકથી ચાલુ )

આગળના અંકોમાં રાજાની પોતાની પ્રજા પ્રત્યેની તેમને સુખી કરવાની પવિત્ર ફરજ અને તેનાં સાધનો સંબંધી વિવેચન કરવામાં આવ્યું છે. પ્રથમ દરજ્જે પ્રજાના જાન–માલના રક્ષણ અર્થે પોલીસ–લશ્કર અને ન્યાયતંત્રની ગોઠવણીનું વર્ણન સારી રીતે કરવામાં આવ્યું છે.

હવે ન્યાય કયા ધારા–ધોરણ પ્રમાણે થવો જોઇએ તે બતાવવું જરૂરનું છે. જનસમાજની એવી વિચિત્રતા છે કે દરેક વ્યક્તિ પોતાના સુખને ઇચ્છે છે, તે પ્રાપ્ત કરવા સારૂ અનેક પ્રકારનાં સાધનો મેળવવાને પુરૂષાર્થ કરે છે. મેળવેલાં સાધનો તેમજ પોતાની જાતનું રક્ષણ તેઓના ઉપર રાજા તરીકેની સત્તા ભોગવનાર તરફથી ઇચ્છે છે. રાજા તેટલા માટે શાસન–પધ્ધતિ બાંધે છે, અને પોતાની પ્રજાને ન્યાય આપે છે. આ પદ્ધતિમાં દેશ–કાળને અનુસરીને ફેરફારો થયા કરે છે. એક સમયનાં ધારા–ધોરણો બીજા સમયને અનુકુળ થતા નથી, તેમજ એક દેશનાં બીજા દેશને બંધબેસતાં હોતાં નથી. છતાં ધર્મશાસ્ત્રો અને ન્યાય–નીતિશાસ્ત્રોના મુખ્ય મુખ્ય સિદ્ધાન્તો સર્વ દેશ અને સર્વ કાળમાં ગ્રાહ્ય થાય એવા છે.

મનુસ્મૃતિ અને બીજાં હિંદુ શાસ્ત્રોના આધારે, રાજ્યતંત્રીઓના લાંબા વખતના અનુભવ તેમજ બુદ્ધિ બળના આધારે ચાલતા રીત–રિવાજો, અને શિષ્ટાચારોના આધારે તેમજ બીજી સુધરેલી પ્રજાના ધોરણ ધારાને આધારે કાયદાઓ રચાય છે. તે રાજાની પોતાની કલ્પના પ્રમાણે ઘડાતા નથી.

બ્રિટીશ હીંદમાં હાલ જે કાયદાઓ અને ધારા-

ધોરણો અમલમાં છે, તે ઘણાં વરસ સુધીની ધારા શાસ્ત્રીઓની મહેનત અને અનુભવનું પરિણામ છે. દેશી રાજ્યો આ સરકારની સર્વોપરી સત્તા નીચે છે. દરેક રાજ્યનાં ધારા-ધોરણો જુદાં જુદાં હોવાનો સંભવ છે. પણ બ્રિટીશ હીંદમાં ચાલતા કાયદા-કાનુનોના આશય ઉપર તે કાયદા ઘડાએલા માલમ પડે છે. દાખલા તરીકે ઇન્ડીયન પીનલકોડ, અને ક્રીમીનલ પ્રોસીજરકોડ એવા સારા રચાએલા છે કે, તે થોડા ફેરફારો સાથે દરેક દેશી રાજ્યમાં દાખલ કરવામાં આવ્યા છે. કેટલાંક રાજ્યોમાં તો તેનો પુરેપુરો અમલ થાય છે.

કેટલાંક દેશી રાજ્યોને ઇંગ્રેજી કાયદાઓની નકલ કરવાનો અભાવ જણાય છે. પણ શુદ્ધ ન્યાયના સિદ્ધાન્તો જે પોતાના દેશ અને પ્રજાને બંધ બેસતા જણાય તે દાખલ કરવામાં કંઈ હાની નથી. એમ તો નહીંજ કે જેટલું ઇંગ્રેજી તેટલું બધુંએ સારૂં છે. એવી એક અન્યોક્તિ છે કે "એક દેશમાં મોચી લોકો અમુક માપના અને અમુક નંબરના સુંદર જોડાઓ બનાવતા હતા. ગ્રાહકો તે જોડાઓ લેવા આવે ત્યારે બંધબેસતા કરવા સારૂ ગ્રાહકોના પગને છોલ-છાલ કરી તે પહેરાવવામાં આવતા હતા. નહીં કે જોડાઓને કાલબુટ વિગેરે ઠોકી સરખા કરવામાં આવે. કારણ મોચી લોકો ગ્રાહકોને એમ સમજાવતા હતા કે તેમ કરવાથી જોડાની સુંદરતા બગડે." રાજ્યના કાયદા ઘડનારાઓ આ મોચીની ઢબ જેવા હોવા જોઈએ નહીં. અર્થાત્ પોતાની કલ્પના-પ્રમાણે કાયદા ઘડી પ્રજાની જરૂરીયાત અને વૃત્તિને અનુસરતા ન હોય છતાં ઠોકી બેસાડાય નહીં.

તેટલા સારૂ કાયદા ઘડવામાં હંમેશાં પ્રજાનો મત રાજાએ મેળવવો જોઈએ. કાયદા પસાર થઈ તેને અમલમાં મુકવામાં આવે, ત્યારબાદ તેમાં સુધારા વધારાની જરૂર હોય તે કરવા જોઈએ. નવા કાયદાઓ ઘડતી વખતે પ્રથમના જુના કાયદા, જાહેરનામાં, રાજ્યવહીવટ અને લોકોની અને દેશની તે સમયની પરિસ્થિતિ વિગેરે ધ્યાનમાં લેવાં જોઈએ.

ન્યાયની કોર્ટો પસાર થયેલા ધારા-ધોરણોને અનુસરીને લોકોને ઇનસાફ આપે. તેમાં કોઈ પણ પ્રકારની ખાનગી ડખલ અગર ભલામણને અવકાશ હોવો જોઈએ નહીં. કેટલાક સ્વાર્થી માણસો રાજાઓને એમ કહી તેઓનાં મન ભંભેરે છે કે; 'રાજાને પોતાની જીભનો કાયદો." પણ આવા ખુશામતીયાઓથી સાવધ રહેવાની જરૂર છે. તેઓ રાજાઓની પાસે અન્યાય કરાવે છે અને તેમને અને રાજ્યને બન્નેને જોખમમાં નાખે છે.

હીંદુશાસ્ત્રો કહે છે કે રાજા એ 'ન્યાયમૂર્તિ' છે. તાત્પર્ય એ છે કે ન્યાયનો દાતા રાજા છે. માટે કાયદા અને ન્યાયના નિયમોને અનુસરીને તેણે વર્તવાનું છે. મનસ્વીપણે વર્તવાનું નથી. અને મનસ્વીપણે વર્તે તે રાજા નથી.

આ રાજનીતિને લગતાં પ્રબોધ વચનો, ઘણાં વરસ સુધી રાજ્યસેવા બજાવવાને મળેલી તકને લીધે જે અનુભવ પ્રાપ્ત થયો છે તેનું પરિણામ છે. રાજ્યના પ્રધાનોને પણ રાજ્યનીતિને માર્ગે વહન કરવું પડે છે. નિયમોની એકલી ગોખણપટીથી કંઈ વળે નહીં, પણ એ નિયમો અમલમાં મુકી રાજ્યમાં સારૂં પરિણામ આણવું જોઈએ. ઘણા જીવોનું કલ્યાણ જેના હાથમાં છે, તેવા રાજાઓ અને પ્રધાનો પોતાની પવિત્ર ફરજો બજાવી જે સુખ-શાંતિ અનુભવે છે, તેનું અત્રે વર્ણન કરી શકાય એમ નથી. કહેવત છે કે "Virtuo is its own reward" તેવીજ રીતે રાજાઓને માટે "The happiness of the people is the happiness of the King" છે. મતલબ કે "રૈયતનું સુખ એજ રાજાનું સુખ છે." માટે રાજાઓનું ધ્યેય પોતાની પ્રજાને સુખી કરવાનું હોવું જોઈએ. તેજ તેમની કીર્તિ અને તેજ તેમની મહત્વતા।

રાજનીતિજ્ઞ પુરૂષોનાં વચનામૃતો પણ તેજ બોધ આપે છે કે "રાજાઓની પદવી અને સત્તા પોતાની પ્રજાનાં સુખ વધારવા સારૂ છે, પણ તે રાજાને

પોતાને જ સુખી થવા માટે અને મોજશોખ ભોગવવા માટે નથી."

હાલના સમયમાં કેટલાંક દેશી રાજ્યોમાં ખુશામતખોર મંડળ રાજાઓને એવો અવળો બોધ આપી રહ્યા છે કે, રાજ્ય તેમજ પ્રજા રાજાના સુખને માટેજ છે, તેથી તેમાંથી જેટલો પૈસો કઢાય તેટલો કાઢી રાજાએ તો પુર મોજશોખ કરવો, ફંડજ બાકી રાખવું નહીં. જ્યાં આવી રીતે રાજાઓ અવળે રસ્તે દોરાઈ રહેલા છે, ત્યાંની પ્રજાને સુખની આશા ક્યાંથી? અવ્યવસ્થા, અંધેર અને દુઃખ સિવાય બીજું શું હોય?

સર્વોપરી સત્તાવાળાઓ તરફથી વખતો વખત સલાહો અને સુચનાઓ મળ્યા છતાં રાજાઓ અખાડા કરી અંધેર જારી રાખે છે. પરિણામે ગાદી ત્યાગનો બહુજ કડવો સમય આવી પડે છે. અયોધ્યાના નવાબ સાહેબ અને વડોદરાના મહારાજા મલ્લારરાવ ગાયકવાડ આવી રીતે ભોગ થઈ પડયા હતા. બીજા પણ ઘણા દાખલા બન્યા છે.

ડાહ્યા અને સમજુ રાજાઓ ખુશામતીયાઓથી ભોળવાતા નથી. તેઓ રાજ્ય બંધારણ મુજબ સઘળું સુવ્યવસ્થિત રાખે છે, અને પ્રજાનાં સુખનાં મુખ્ય સાધન પોલીસ અને ન્યાયતંત્ર-બન્ને સબળ રાખી જાન-માલ સુરક્ષિત રાખે છે. ત્યાં લોકો બધા સુખી અને સંતોષી રહે છે. એ રાજાઓ કોઈપણ રીતે ખામી આવવા દેતા નથી. કાયદાઓ પોતે પાળે છે અને પ્રજા પાસે પળાવે છે. તેઓ જાતે કાયદાનું ઉલ્લંઘન કરતા નથી. આવી તેઓની રાજ્યનીતિ છે. ધર્મ અને નીતિશાસ્ત્રોમાં વર્ણવ્યા પ્રમાણે પોતાની પ્રજાનું પિતાતુલ્ય પાલન કરે છે. સદગુણીને બદલો આપે છે. અને તકસીરવાનને શિક્ષા કરે છે.

આ પડતીના જમાનામાં રાજાઓએ રાજ્ય કરવું એ કંઈ સહેલી વાત નથી. તેમાં બહુજ વિચક્ષણતા, સુશિક્ષિતપણું અને દીર્ઘદષ્ટિપણું જોઇએ છીએ. રાજ્યબંધારણ એ પણ એક કળા છે. રાજ્યનૌકા ચલાવનાર રાજાને તેની સુવ્યવસ્થિત ઘટના ઉપર હંમેશાં લક્ષ આપવું પડે છે. જો તે પ્રમાણે લક્ષ રહે નહીં, તો જેવી રીતે હોકાયંત્ર અને નકશા ઉપર ધ્યાન રાખ્યા સિવાય નૌકાને હાંકનાર દીશાચુક થઈ તેને જોખમમાં નાખે છે, તેમ આ રાજ્ય-નૌકા પણ જોખમમાં આવે છે.

માટે રાજતંત્રની સુવ્યવસ્થિત ઘટનાનો મુખ્ય આધાર જે પોલીસ અને ન્યાયખાતું છે, તેને કદી વિસારે પડવા દેવાં જોઇએ નહીં. પ્રજાનું સુરક્ષિતપણું આ બન્ને ખાતાં ઉપર વધારે અવલંબી રહેલ છે આ બન્ને ખાતાં માટે આગળ બહુ કહેવામાં આવ છે. પોતાના રાજ્યની આબાદી અને સફળતા ઇચ્છનાર રાજ્યકર્તાએ આ બન્ને વાત બહુજ લક્ષમાં રાખ જોઈએ. તેઓના ગાદીવારસોને પણ બરાબર શિક્ષ આપવું જોઇએ કે વંશપરંપરા આ સુવ્યવસ્થા જારી ર

પ્રજાના સુખનું પહેલું સાધન તેઓના જાનમા રક્ષણ છે. તેને માટે રાજ્યમાં પોલીસ, લશ્કર ન્યાયની કોર્ટોની સુવ્યવસ્થા વિષે આગળના બે પાઠમાં યથાસ્થિત વર્ણન કરવામાં આવ્યું છે.

લોકોની તન્દુરસ્તી એ પ્રજાનું બીજું સુખ છે. અને તેનાં સાધનો રાજ્યમાં પુરાં પાડવાં જોઈએ. દરેકે પોતાની તન્દુરસ્તી સારો ખોરાક, પુરતાં કપડાં, કસરત, વિગેરે સાધનોથી સંભાળવી જોઈએ. આ દરેક માણસની જાતની ફરજ ગણાય. પણ કેટલીક બાબતો એવી છે કે લોકોની તન્દુરસ્તીના રક્ષણ અર્થે સરકારે તેનો બંદોબસ્ત કરવો જોઇએ. સરકાર સિવાય બીજી રીતે તેનો બંદોબસ્ત થવો મુશ્કેલ છે.

શહેરો તેમજ ગામોની સ્વચ્છતા રહેવા સારુ યોગ્ય ગોઠવણ થવી જોઈએ. દરરોજનો કચરો વિગેરે ઉઠાવી લેવાને સારૂ પુરતાં સાધનો રાખવાં જોઈએ. સારા રસ્તાઓ બાંધવા જોઈએ. પાણીનો છંટકાવ થવો જોઇએ. રોશની અજવાળા માટે યોગ્ય બંદોબસ્ત રાખવો જોઇએ. આગના અકસ્માત સારૂ જોઈતા બંબા-પાણી વિગેરે સાધનો તૈયાર રહેવાં જોઇએ.

બીજુ અગત્યનું સાધન લોકોને પીવાના પાણી

પુરતી સગવડ હોવી જોઈએ. જે રાજ્યમાં પાણીની સારી સગવડ હોય છે, તે રાજ્ય પ્રજાનો સારો આર્શીર્વાદ મેળવે છે, અને અવિચળ કીર્તિ પ્રાપ્ત કરે છે.

લોકોને હવા ખાવા સારૂ બાગ બગીચાઓ, કસરત વિગેરે માટે ખુલ્લાં મેદાનો, અખાડા આદિ સાધનો હોવાં જોઇએ, જ્યાં તેઓ ફુરસદનો વખત સુખમય રીતે નિર્ગમન કરે.

ચેપી રોગોથી રક્ષણ થવા માટે શીતળા ખાતું અને એવાં બીજાં સાધનો પુરાં પાડવાં જોઇએ, કે લોકો તેનાથી નિર્ભયતા ભોગવે.

દરદીઓ સારૂ પુરતાં દવાખાનાં બંધાવવાં જોઇએ, અને તેમાં જોઇએ તે પ્રમાણે ઓજારો, દવા, દરદીઓને રહેવા સારૂ વોર્ડ વિગેરે તમામ સગવડ પુરી પાડવી જોઈએ.

એક કુટુંબમાં પિતા જેવી રીતે સર્વની સુખાકારીને માટે કાળજી રાખે છે, તેવીજ રીતે-રાજાએ પોતાની પ્રજાના પિતા તરીકે તેઓની સંભાળ રાખવી જોઈએ. લોકોની તન્દુરસ્તીની ખાતર રાજાએ ઉદાર દીલ રાખવાની જરૂર છે. તે ખાતે વપરાએલો પૈસો પરમાર્થરૂપ હોઈ આલોક તેમજ પરલોક બન્ને રીતે ઉપકારક છે.

આગળ કહેવામાં આવ્યું છે કે–બાળકોને પીવાનું સ્વચ્છ પાણી એ તેઓની તંદુરસ્તી માટે પ્રથમ જરૂરની બાબત છે. દરેક રાજાએ આ તરફ લક્ષ આપવું જોઇએ, અને તે ખામી પુરી પાડવા સારૂ યોગ્ય ઇલાજો લેવા જોઇએ. ગમે તેવું મોટું રાજ્ય હોય, પણ જો તે રાજ્યની પ્રજાને પાણીનું દુઃખ હોય તો તે રાજ્યની મોટપ કશા કામની નથી.

રાજાએ પોતાની જાતનું સુખ પણ બાજુ ઉપર રાખી, તેણે પાણીની સગવડતા પ્રજાને કરી આપવા સારૂ સર્વ રીતે પ્રયત્ન કરવો જોઇએ. તે બાબતમાં કાંઈ પણ ઢીલ થવી ઉચિત ગણાય નહીં.

લોકોની તંદુરસ્તીના સંબંધમાં–રાજ્યને જે જે કરવાનું યોગ્ય હોય તે બધું જનસમાજની લાગણી દુભાય નહીં, તેમજ સુખ આપવાને બદલે દુઃખનું કારણ થઈ પડે નહીં એવી સંભાળ પૂર્વક થવું જોઇએ.

પ્રજાના સુખની અગત્યની બાબત તેઓનો ખોરાક છે. ખોરાક એ દરેક પ્રાણીનું જીવન છે, અને તે મેળવવા સારૂ દરેક પ્રાણી સ્વાભાવિક રીતે પ્રયત્ન કરે છે. કારણ તેના વગર જીવન ટકી શકે એમ નથી આ બાબતમાં પ્રજાની જાત મહેનત મુખ્ય ગણાય છે.

સરકારની ફરજ એટલી કે જે જે માણસ પોતાની જાત મહેનતથી કાંઈ પેદા કરે, તેનો તે નિર્ભયપણે ઉપયોગ કરી શકે. શાહુકાર, તેણે કમાએલા પૈસાનો, ખેડુત તેના પકવેલા અનાજનો, અને ગરીબ સ્ત્રી તેણે બજારમાં વેચવા આણેલી શાક ભાજીની પેટ પુરતી કમાણીનો સહીસલામતીથી ઉપભોગ કરી શકે. અને આગળ કહેવામાં આવ્યું છે તે રીતે સારી પોલીસ, ન્યાયખાતું અને કાયદાકાનુંનોથી સુવ્યવસ્થિત થએલા રાજ્યમાં પ્રજા ઉપર પ્રમાણે સુખથી રહી શકે છે.

પ્રજાનો મુખ્ય અને અગત્યનો ભાગ ખેડુનો છે. તેઓ ખેતી કરી જે અનાજ પકવે છે, તે દેશનો ખોરાક છે. માટે ખેડુતોને હંમેશા સારા, તાજા અને સુખી રાખવા એ રાજાની પ્રથમ ફરજ છે. તેઓનું ધન તેમની જમીન અને ઢોર છે. તે બન્નેના સંબંધમાં ખેડુતોને કાયમની સહીસલામતી અને નિર્ભયતા આપવી જોઇએ. જમીન તથા ઝાડનો કબજો તેઓને કાયમનો મળવાથી, જે રાજ્યમાં તેઓ વસ્તા હોય ત્યાં તેમની કાયમની સ્થિતિ અને આબાદી થાય છે.

ખેડુતો પોતાની મહેનત અને પૈસાથી જમીનમાં સુધારો કરે અને તે ફળદ્રુપ બનાવે, તેનો લાભ સરકારે ખેંચી લેવાના ઇલાજો કોઈ પણ રીતે વાપરવા જોઇએ નહીં. જે રાજ્યમાં ખેડુતોને સારી રીતે રાખવામાં આવે છે, તે રાજ્ય બહુજ આબાદ અને સુખી હોય છે, અને ત્યાંના રાજા પણ ધર્મરાજાજ લેખાય છે.

ઘણાં રાજ્યોમાં આથી વિરૂદ્ધની નીતિ ચાલી રહેલી નજરે પડે છે. ખેડુતોએ પોતાની જાત મહેનત અને પૈસાથી જમીનને સુધારી ફળદ્રુપ બનાવી હોય તેનો લાભ સરકાર " Revision Survey " નામથી ઓળખાતી પદ્ધતિ દાખલ કરી અસર બીજા કરવેરા

નાંખી ખેંચી લે છે, અને ખેડુતને તો ભિખારીનો ભિખારીજ રાખે છે.

જ્યાં સુધી ખેડુતોને તેમની જમીન અને ઝાડ વગેરેનું કાયમપણું કરી આપવામાં આવે નહીં ત્યાં સુધી કોઈ પણ રાજ્યની પુરી આબાદી અને અભિવૃદ્ધિ થઈ શકે નહીં. આ બાબતમાં રાજાઓએ ખાસ લક્ષ આપવાની આવશ્યકતા છે.

રાજાઓએ પોતાનાં ગામો ઇજારદારોને આપવાં જોઇએ નહીં. ઈજારદારો તેઓને ભરવાની રકમ કરતાં દોઢી બમણી રકમ રૈયત પાસેથી કઢાવે છે, અને છેવટે ગામો બરબાદ કરી સોંપે છે. આ ઇજારા પદ્ધતિ તદ્દન ધિક્કારવા જોગ છે, તેને રાજાઓએ નાબુદ કરી નાખવી જોઇએ.

બીજી બાબત ભાગ બટાઇની છે. તે પણ મોટાં રાજ્યો માટે પસંદ કરવા જેવી નથી. રીતીસર સર્વે-સીસ્ટમ દાખલ કરી દેવી જોઇએ. અલબત તેને માટે રાજ્યને પ્રથમ ખરચમાં ઉતરવું પડે છે. પણ પરિણામે લાભ થાય છે. જેને "રૈયતવારી-સીસ્ટમ" કહે છે તે સારી છે, અને તે દાખલ કરવી જોઇએ. સરકાર-મહેસુલ વસુલ કરવા સારૂ મહેસુલી ખાતાની બરોબર રચના થવી જોઇએ.

કેટલાક જુના રીવાજના ગાદી નજરાણાં, હાથ-ગરણાં, દરબાર નજરાણાં વિગેરે કરો કાઢી નાખવા જોઈએ. રૈયત ઉપર ગજા ઉપરાંત કરનો બોજો વધી જવાથી રાજ્યની આબાદીને ધોકો પહોંચે છે તે ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ.

સાધુઓ અગર મંદીરના મહંતો, કેટલીક-વખત રાજાઓની પાસેથી ગામો ઉપર અમુક લાગો અગર ઉઘરાણુ કરવાના ચંદા અને પરવાના કરાવી લેછે. આ રીવાજ લોકોને બહુજ પીડા આપનારો છે. માટે તે તદ્દન બંધ થવો જોઈએ. લોકોની ખુશી હોય તો ભલે ધર્માદા આપે, પણ તેઓના ઉપર ફરજીયાત તરીકે કંઈપણ હુકમ થવો જોઈએ નહીં.

ખેડુતોએ પકવેલી પેદાશ બહારગામ જાય, તે ઉપર રાજ્યે કંઈપણ જકાત લેવી જોઇએ નહીં, અને કદી જરૂર પડે તો ફક્ત હલકા દરની જકાત નાંખવી જોઇએ.

સામાન્ય ખોરાક તરીકે વપરાતી ચીજો ઉપર જકાત નાંખવી નહીં. તેમાં ખાસ કરીને ગરીબ લોકોના વપરાસની ખોરાકની ચીજો ઉપર તો કંઈ પણ લેવું જોઇએ નહીં. અલબત અફીણ અને એવી કેફી ચીજો ઉપર અંકુશ તરીકે જકાત લેવાય તો વાંધો નથી.

જમીનની પેદાશ ખેડુતોને વધતી જાય એવા ઈલાજો લેવા જોઇએ. ખેડ, ખાતર, પાણી વિગેરેની પુરતી સગવડો તેઓને કરી આપવી જોઇએ. જે જમીનમાં એકરે રૂ. ૨૦) ની પેદાશ થતી હોય તેમાં રૂ. ૨૦૦)ની પેદાશ, પાણીની સગવડતા કરી આપવાથી થાય છે. માટે કુવા ઇરીગેશન વિગેરેની તજવીજ થવી જોઈએ.

ખેતીની પેદાશને વેચાણ માટે નજીકના વ્યાપારી મથકે લઈ જવા સારૂ પુરતી સવડ કરી દેવી જોઇએ. જ્યાં રસ્તાઓ નથી ત્યાં મજુરોને માથે લઇ જવામાં ઘણું ખરચ થાય છે. તેમજ વણજારી પોઠો મારફતે પણ ઘણું ખરચ પડે છે. માટે રાજાઓએ તેને સારૂ પાકા રસ્તા બાંધી આપવા જોઇએ. વધારે સગવડતા રેલ્વેથી થાય છે.

પડતર જમીનમાં ખેડાણ થવા સારૂ અમુક શરતોએ જમીન રાહતવાળા દરથી કે પટે આપવાની તજવીજ કરવી જોઈએ.

ખેડુત સિવાયની બીજી પરચુરણ વસ્તી માટે ઉદ્યોગ પુરો પાડે એવાં કારખાનાં કાઢવા માટે યોગ્ય ઉત્તેજન આપવું જોઈએ, કે જેથી તેઓને પુરતી મજુરીનું સાધન મળે. કપાસ લોઢવાનાં જીન, મીલો વિગેરે મજુરોને રોજી મળવાનાં સાધનો છે. વળી રાજ્યમાં પેદા થતો કાચો માલ તે કારખાનામાં વપરાઈ રૂ, સુતર, કાપડ વગેરે તૈયાર થાય તેથી આબાદી વધે છે. કાચામાલ ઉપર જકાત નાંખવી જોઇએ નહીં, અને નાંખવી પડે તો બહુજ હલકો દર રાખવો જોઇએ. કારખાના માટે જે મશીનરી વગેરે આવે તેના પર પણ ઉત્તેજન ખાતર પ્રથમ હકસાઈ માફ થવી જોઇએ.

આ બાબતમાં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે રાજાએ પોતે આવાં કારખાનાં કાઢવાં નહીં. તેનો લાભ રૈયત વર્ગનેજ લેવા દેવો જોઈએ. રાજાએ વ્યાપારી તરીકે કંઇ પણ પ્રવૃત્તિ પોતે જાતે કરવી નહીં. રાજનીતિથી, તેમ કરવું, એ તદ્દન વખોડવા લાયક છે. માટે રાજાઓએ ખાનગી વ્યાપારમાં પડવું નહીં.

રાજ્યની આબાદી અને સુખની વૃદ્ધિ માટે જે જે સાધનો આગળના બોધપાઠોમાં વર્ણવવામાં આવ્યાં તેનું ટુંક દીગદર્શન નીચે મુજબ છે:—

(૧) પ્રજાના જાન-માલનું બરોબર રક્ષણ કરવું.
(૨) લોકો જે જે કમાય અને પેદા કરે તેનો ઉપભોગ તે સ્વતંત્રપણે અને નિર્ભયપણે કરી શકે એવો પ્રબંધ હોવો જોઈએ.
(૩) પ્રજાની કમાણીનું મુખ્ય સાધન જમીન છે. માટે તેના ઉપરના મેહેસુલ વિગેરે દર હલકા હોવા જોઇએ.
(૪) ખેડુતોનો જમીન ઉપરનો કબજાહક કાયમનો હોવો જોઇએ.
(૫) ખેડુતો જમીનમાં પોતાની મહેનત અને પૈસાથી સુધારો કરી તે ફળદ્રુપ બનાવે, તેના ઉપર દરમાં વધારો કરી સરકારે તે ખેંચી લેવો જોઈએ નહીં.
(૬) રૈયતવારી સીસ્ટમ બહુ સારી હોવાથી તે દાખલ કરવી. ઈજારા સીસ્ટમ કાઢી નાખવી. કારણ કે તે ઘણી જ નુકસાનકારક છે.
(૭) ભાગ બટાઇની સીસ્ટમ મોટાં રાજ્યો માટે સારી નથી. માટે કાઢી નાખવી.
(૮) રીતીસર જમીનની સર્વે સેટલમેન્ટ થઇ વર્ગવાર મહેસુલ દાખલ થવું જોઇએ.
(૯) ગાદી નજરાણા અને બીજા તેવા જુના કરો લેવા બંધ કરવા જોઈએ.
(૧૦) સાધુઓ અગર મહંતો વિગેરેને ધરમાદા એવા પરવાના વિગેરે કરી આપવા નહીં.
(૧૧) જમીનની પેદાસ બહાર વેચવા લઈ જાય તેના ઉપર જકાત હોવી જોઈએ નહીં, છતાં હોય તો દર હલકા ઠરાવવા જોઈએ.
(૧૨) લોકોની સામાન્ય ખોરાકની ચીજો ઉપર જકાત લેવી જોઇએ નહીં.
(૧૩) ખેડુતોની જમીન સુધારાને માટે ખેડ, ખાતર પાણી વિગેરેની પુરતી સગવડો થવી જોઇએ.
(૧૪) કુવા અને ઇરીગેશનનાં કામો ખોલવાં જોઇએ.
(૧૫) ખેતરોની પેદાશ, વેચાણ માટે લેઇ જવા સારૂ રસ્તા, રેલ્વે વિગેરેનાં સાધનો પુરાં પાડવાં જોઇએ.
(૧૬) પડતર જમીનો રાહત આપી અમુક મુદ્દતને પટે ખેડવા આપવા તજવીજ કરવી.
(૧૭) મીલો, જીન વિગેરે કારખાનાં કાઢવા સારૂ યોગ્ય ઉત્તેજન આપવું જોઇએ.
(૧૮) તેમાં મશીનરી વિગેરે વપરાય તેના ઉપર અમુક મુદ્દત સુધી જકાત માફ થવી જોઇએ.
(૧૯) તેમાં વપરાતા કાચા માલ ઉપર જકાત હોવી જોઇએ નહીં.
(૨૦) રાજાએ પોતે આવાં કારખાનાં કાઢવાં નહીં, અગર જાતે કંઈ પણ વ્યાપાર કરવો નહીં.

ઉપર પ્રમાણેના મુખ્ય નિયમો રાજાઓએ ધ્યાનમાં રાખી પોતાનાં રાજ્યો આબાદ કરવાં જોઇએ, અને રૈયતને સુખી કરવી જોઇએ. આ સિવાયનાં ઘણાં સાધનો છે. છતાં જો આ મુખ્ય સિદ્ધાન્તોનું પાલન કરવામાં આવશે તો બીજાં સ્વાભાવિક રીતે અમલમાં મુકાઈ જશે.

---

# અહમદનગર સંસ્થાન કોને સોંપવું એ વિષયને લગતા કાગળો
## ઇ. સ. ૧૮૪૭ થી ૧૮૪૯

## (ઓન. મી. વીલોબીની મીનીટ)

(ગતાંકથી ચાલુ)

૨૫. માનસીંગ ગુજરી જતાં, મારવાડની ગાદીના વારસા માટે ઈડરના રાજા અને અહમદનગરના રાજા વચ્ચે સામસામી સ્પર્ધા અને તકરાર ચાલી. આ બન્ને કુટુમ્બો જોધપુરથી ઉતરી આવેલાં છે. પણ આ નિવેદનની સાથે પેશ કરેલાં વંશવૃક્ષો જોવાથી જણાશે કેઃ—માનસીંગના મરણથી જોધપુરનું રાજ્યકુટુમ્બ સદંતર નાબુદ થઈ ગયું. તે કુટુમ્બમાં કોઇ ન રહ્યું. અને માનસીંગે પોતાનો કોઈ વારસદાર પણ નીમ્યો નહોતો, એટલે જોધપુરની ગાદી ઉપર ઇડરનો રાજ્યકર્તા, જે તે વંશની જ્યેષ્ટ શાખાનો પ્રતિનિધિ હતો, તેનો હક તખ્તસીંગ કે જે નાની શાખાનો પ્રતિનિધિ હતો, તેના કરતાં વધારે વ્યાજબી હતો. વસ્તુતઃ જુવાનસીંગ એ માનસીંગનો સહુથી વધારે નજીકનો કુટુમ્બી હતો અને તેથી હિંદુ ધારા અને રૂઢી પ્રમાણે માનસીંગનો વારસો તેનેજ મળવો જોઇતો હતો, તેમ છતાં પણ માનસીંગના મરણબાદ થોડાજ દિવસોમાં જોધપુરની રાણીઓ તથા ત્યાંના સરદારોએ સર્વાનુમતે તખ્તસીંગની પોતાના રાજા તરીકે વરણી કરી અને તેની સાથે તેના મોટા દીકરાને યુવરાજ (ઉત્તરાધિકારી) તરીકે સાથે લેતા આવવાનું તેને આમંત્રણ મોકલ્યું.

૨૬. હવે હું, આ અણધાર્યું પરિણામ કેમ આવ્યું તે બતાવીશ અને તે માટે આરંભમાં, માનસીંગની હયાતી દરમીઆન, જોધપુરના વારસાના નિર્ણય માટે હિન્દી સરકારે લીધેલાં પગલાં એની નોંધનો ટુંકમાં ઉલ્લેખ કરીશ. જોધપુરના પોલીટીકલ એજન્ટ કેપ્ટન લડલોએ, એ રાજ્યના સામાન્ય રાજ્યવહિવટ સંબંધીના રીપોર્ટમાં [1]એવો ઉલ્લેખ કર્યો છે કે માનસીંગના મનમાં એવો ખ્યાલ છે કે બ્રીટીશ સરકાર મારવાડની ગાદી ઉપર "અહમદનગર રાજ્યકુટુમ્બનો એક ત્રણ વર્ષનો બાળક, જેનું નામ મહારાજાએ પોતે, પોતાના વારસ તરીકે આપેલું છે તેને બેસાડે એવો સંભવ છે.

અહમદનગરના રાજકુટુમ્બમાંથી વારસ પસંદ કરવાનો ઇરાદો હોય એવું બતાવનાર ઉલ્લેખ હું મેળવી શક્યો છું ત્યાં સુધી આ પહેલો જ છે. એની અગાઉ એવો કોઈ ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી. જે બાળક સબંધે તેમાં ઉલ્લેખ છે તે બાળક તો બેશક તખ્તસીંગનો પુત્ર જ છે, અને આ પ્રથમ ઉલ્લેખ વખતે તેને વિષે કેમ કશો વિચાર કરવામાં નહોતો આવ્યો તેનું કારણ સમજવું મુશ્કેલ નથી; કારણ કે તેજ રીપોર્ટમાંથી આપણને માહેતી મળે છે કે માનસીંગ પછી જોધપુરની ગાદી ઉપર ઇડરના રાજ્યકર્તાનો જે પ્રથમ હક હતો તે હકને આદર આપવામાં ન આવે અને તે હકની ઉપરવટ થઇને અહમદનગરના રાજ્યવંશને જોધપુરની ગાદીના વારસા માટે પસંદ કરવામાં આવે એ માટે પ્રયત્ન કરવા તખ્તસીંગે મોકલેલો તેનો એક માણસ ઇ. સ. ૧૮૪૩ની સાલમાં જોધપુર આવી પહોંચ્યો હતો, તે માનસીંગને મળ્યો હતો અને માનસીંગ તરફથી તેને સારો આવકાર આપવામાં આવ્યો હતો. આ રીપોર્ટ મળતાં સરકાર

[1] તા. ૧૪ મે, ૧૮૪૩, નો.

તરફથી, ગવર્નર જનરલના રજપુતાનાના એજન્ટ ને, ઇડરની અને અહમદનગરના હકોની તુલના કરી, તે સંબંધે પોતાનો અભિપ્રાય જણાવવાનું લખવામાં આવ્યું હતું, અને એની સાથે એવો ઉલ્લેખ[1] કરવામાં આવ્યો હતો કે:–"ગવર્નર જનરલને એવો ખ્યાલ છે કે ઇડરના રાજ્યવંશનો હક સર્વ પક્ષોને માન્ય છે." કર્નલ સધરલેન્ડે આ ઇડરના હક સંબંધીના ઉલ્લેખના જવાબમાં એવો રીપોર્ટ[2] કર્યો કે જ્યારે કેટલાંક વર્ષો પહેલાં માનસીંગ ગાદી છોડી દેવા તૈયાર થયો હતો અને તેને પોતાનો વારસ નીમવા માટે આગ્રહ કરવામાં આવ્યો હતો ત્યારે તેણે એમ કહ્યું હતું કે:– "વારસાનો હક બે છોકરાઓને છે જે બન્ને નાગોરની નજીક રહે છે. અને બીજાઓ કરતાં પ્રમાણમાં ઘણા ઓછા જાણીતા છે."

જસવંતસીંગ કે જેનું નામ ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે તેણે પોતાના મોટા ભાઈ ગજરાજને પદભ્રષ્ટ કરી તેની ગાદી પચાવી પાડી હતી. આ બે છોકરાઓ તે, સુપ્રસિદ્ધ જસવતસીંગ જેને ગાદી પચાવી પાડી હતી તે જસવતસીંગના મોટાભાઈ ગજરાજના દીકરા અમૃતસીંગના વંશજ થાય. આ ઉલ્લેખ કરવામાં કર્નલ સધરલેંડનો કહેવાનો અન્તરગત આશય એવો હતો કે માનસીંગ એમ કહેવા માગતો હતો કે આ બેમાંથી ગમે તે એક છોકરાને દત્તક લઈ શકાય, જો કે તે વખત સુધી તેની પોતાની (કર્નલ સધરલેન્ડની) સમજણ તો એવીજ હતી કે વારસાનો હક ઇડરના રાજ્યકુટુમ્બનેજ છે. પરન્તુ, ત્યાર પછી એક પ્રસંગે, અથવા ઇ. સ. ૧૮૪૨ના માર્ચ મહિનામાં માનસીંગે આપણા એજન્ટ કેપટન લડલો[3] ને જણાવ્યું હતું કે–"વારસાનો હક ઇડરના રાજ્ય કુટુમ્બને છે" અને ગવર્નર જનરલ ઉપર લખેલા એક ખરીતામાં[4] તો મહારાજા માનસીંગે પોતાનો ગાદીત્યાગ "ઇડરના રાજ્ય કુટુંબના વંશજની તરફેણમાં" વસ્તુતઃ સ્પષ્ટ જાહેર કર્યો હતો. આ સમય સુધી કર્નલ સધરલેન્ડે "અહમદનગર રાજ્ય કુટુમ્બના ત્રણ વર્ષની ઉમ્મરના બાળક"ને જોધપુરના વારસ તરીકે ને તેનો કંઇક હક કે દાવો હોવા સંબંધે કશું સાંભળ્યું ન હતું. અને તે પોતે આવા નિર્ણય ઉપર આવ્યો હતો કે અહમદનગર રાજ્ય કુટુંબના ત્રણ વર્ષના બાળકને જોધપુરનો વારસ બનાવવાનો વિચાર રજુ કરવામાં માનસિંગનો ઇરાદો માત્ર ઘણા લાંબા વખત સુધીના સગીર રાજ્યવહિવટની પરિસ્થિતિ ઉભી થવાના ખ્યાલથી આપણને (સરકારને) ભડકાવી દેવાનો હતો. ત્યાર પછી થોડાજ સમયમાં માનસીંગનું વર્તન એવું અસાધારણ અને વિચિત્ર બની ગયું કે એકંદરે તેને ચિત્તભ્રમજ કહેવાય, જેને વિષે આ નિવેદનના પેરેગ્રાફ ૨૪માં ઉલ્લેખ કરેલો છે; અને તેથી જોધપુરના વારસાનો પ્રશ્ન પાછો તુરત જ ઉદ્દભવ્યો અને કેપ્ટન લડલોએ એક રિપોર્ટ[5] ઘડયો જેમાં એવું બતાવવામાં આવ્યું હતું કે:–"ઇડરનો રાજા અમૃતસિંગના વંશજો કરતાં, મહારાજા માનસીંગનો વધારે નજીકનો કુટુંબી છે." આ રિપોર્ટ સરકાર તરફ મોકલતાં કર્નલ સધરલેન્ડે તેને વિષે એવો ઉલ્લેખ કર્યો છે કે આ રિપોર્ટમાં "મેળવી શકાય એવી વધારેમાં વધારે પ્રમાણભૂત માહિતી" છે; અને આ રીપોર્ટ "બતાવે છે કે વારસાનો હક ઇડરના રાજ્ય કુટુંબને છે." આ રિપોર્ટો ઉપર હિંદી સરકારે એવો ઉલ્લેખ કર્યો કે–આ રિપોર્ટો ઉપરથી, એવું જણાય છે કે "મહારાજાનું મન તેની ધર્માંધતાથી સાવ એવું ભ્રમિત થઇ ગયું છે કે તેથી હવે સ્પષ્ટજ થાય છે કે રાજ્યના સરદારોએ હવે તુરતમાંજ તેના વિના રાજ્યકારભાર ચલાવવા માટે પ્રબંધ કરવો પડશે અને

---

૧ સેક્રેટરી મી. થૉમસનનો કર્નલ સધરલેન્ડ ઉપરનો તા. ૨૯ મે, ૧૮૪૩, નો કાગળ.
૨ તા. ૪ જુન, ૧૮૪૩.
૩ જુઓ આ ઑફીસરનો તા. ૨૧ માર્ચ, ૧૮૪૨નો કાગળ.
૪ તા. ૭ માર્ચ ૧૮૪૨.
૫ તા. ૧૨ જુન, ૧૮૪૩નો કાગળ.

પોતાની ગાદીનો ત્યાગ કરનાર રાજા તરીકે તેની સાથેનો વ્યવહારક્રમ ગોઠવવો પડશે. આ પ્રસંગ માટે અગાઉથી એ નક્કી કરી લેવાની જરૂર છે કે મહારાજાનો ખરેખર અને વ્યાજબી વારસ કોણ છે. માત્ર મહારાજા પોતે એકલા જેને પોતાના વારસદાર તરીકે કબૂલ કરે તેને ખરેખરો વારસ ગણી શકાય એવું નથી. કારણ કે મહારાજાએ તો પોતાનો વિચાર બદલાવ્યો હોય એમ લાગે છે, અથવા એટલું તો સ્પષ્ટજ છે કે તેમણે પોતાના વારસદાર તરીકે બે જૂદી જૂદી વ્યક્તિઓનાં નામ આપ્યાં છે. એટલે જોધપુરની ગાદીનો વારસદાર માત્ર મહારાજાને પોતાને માન્ય હોય એવો નહિ પણ ત્યાંના સરદારોના વિશાળ[1] સમૂહને પણ માન્ય હોય એવો જોઈએ."

પરન્તુ ત્યાર પછી બે દિવસ પછી કર્નલ સધરલેન્ડને એમ લખી[2] જણાવવામાં આવ્યું હતું કે "ઇડરના રાજ્યકુટુંબનો હક્ક પ્રથમ છે એમ લાગે છે અને પ્રથમ હક્ક તરીકે તેને ટેકો આપવાનો છે."

૨૭. આ અવતરણો ઉપરથી મને તો એમ સ્પષ્ટ લાગે છે કે ખરેખરા હકદાર વારસને બાદ રાખીને ચૂંટણી અને દત્તક વિધાનથી કોઇ બીજાને ગાદી ઉપર સ્થાપવાનો ગવર્નર જનરલનો વિચાર ન હતો, તેમજ માત્ર ગવર્નર જનરલે પોતે જ નહિ પણ કર્નલ સધરલેંડે અને કેપ્ટન લડલોએ પણ ઇડરના બાળ મહારાજાનો સૌથી નજીકના કુટુંબી તરીકે માનસીંગના ગાદી વારસ તરીકેનો હક્ક અનેક વખત સ્પષ્ટ નિર્ણયાત્મક કરીને સ્વીકાર્યો હતો. તે ઉપરાંત એમ પણ જણાય છે કે તા. ૧૪મી ઓકટોમ્બર ૧૮૪૩ના રોજ સુધી એટલે કે માનસીંગના મરણ પછી ૭ અઠવાડિયાં સુધી ગવર્નર જનરલનો વિચાર જોધપુરની ગાદી ઉપર વંશપરંપરાના અનુક્રમ પ્રમાણે જે હક્કદાર વારસ હોય તેનેજ બેસાડવાનો હતો, કારણ કે એ તારીખે જોધપુરની ગાદી ઉપર પોતાનો હક છે એવો ખોટો પાયા વિનાનો દાવો કરનાર ઢોકળસીંગ સંબંધે લખતાં તેઓ નામદાર જણાવે છે કે "એની હાજરી જરૂર મારવાડ પ્રદેશના ગાદી વારસના પ્રશ્નના નિકાલને લંબાણે પાડશે અને વ્યાજબી હકદાર વારસને શાન્તિપૂર્વક ગાદી ઉપર સ્થાપવાના કામમાં વિઘ્નરૂપ થશે એ નિઃશંક છે." કર્નલ સધરલેન્ડે પણ માનસીંગના મૃત્યુ પછી બે દિવસે લખેલા કાગળમાં[3] ઇડરના હકને બીજા બધા કરતાં સ્પષ્ટપણે, વધારે વ્યાજબી ગણ્યો છે. તે જણાવે છે કેઃ—"જો કે મહારાજા માનસીંગને તેની હૈયાતીમાં દત્તકપુત્ર લેવા માટે વારંવાર આગ્રહપૂર્વક કહેવામાં તથા સમજાવવામાં આવ્યું હતું છતાં તેણે તેમ કર્યું નહિ, અને થોડાજ વખત પહેલાં ઉદેપુરના મહારાણાએ દત્તકપુત્ર લીધો હતો તેના દાખલાને ન અનુસરતાં એ જાતની કંઇ વ્યવસ્થા ન કરી અને એનું અવસાન થયું તેથી અત્યારે મારવાડનો કોઇ રાજા નથી. પોતાની પાછળ વારસા હક ધરાવનાર તરીકે મહારાજાએ જુદા જુદા પ્રસંગોએ ત્રણ રાજ્ય કુટુંબોનાં નામ આપ્યાં છે. (૧) મહારાજા ગજસિંગનું કુટુંબ; (૨) ઇડરનું રાજ્યકુટુંબ; (૩) અહમદનગરનું રાજ્યકુટુંબ; બેશક ખરેખરો વારસા હક્ક તો ઇડરના રાજ્યકુટુંબને જ છે; અને આ વાતને, તમને પ્રાપ્ત એવાં માહિતી માટેનાં વધારેમાં વધારે ભરોસાપાત્ર સ્થાનોમાંથી મેળવેલી જે માહિતી તમે તમારા તા. ૧૨મી જૂનના કાગળદ્વારા પૂરી પાડી છે તે સંપૂર્ણપણે સિદ્ધ કરે છે. એક વ્યાજબી હકની અગત્યની વાત સિવાય બીજી બધી બાબતોમાં પ્રત્યેક રાજ્યકુટુંબનાં વંશજો, અમારી તુલના પ્રમાણે સમાન છે કારણ કે કોણ વધારે સારો રાજા નીવડશે એ કહેવું અસંભવિત છે, કેમકે એ ત્રણે કુટુંબના બાળકોમાંથી જે મોટામાં મોટો છે તે ઇડરનો કુંવર હું માનું છું કે હજુ તેના ચૌદમા વર્ષમાં છે."

---

૧ જુઓ સેક્રેટરી મી: થોમસનનો તા. ૨૧ જુન; ૧૮૪૩, નો કાગળ.

૨ તેનોજ તા. ૨૩ જુન, ૧૮૪૩, નો કાગળ.

૩ કર્નલ સધરલેન્ડનો, કેપ્ટન લડલો ઉપરનો, તા. ૭ સપ્ટેમ્બર, ૧૮૪૩ નો કાગળ.

૨૮. આવા સ્પષ્ટ જોરદાર શબ્દોમાં અને વારંવાર ઇડરના હકનો સ્વીકાર થયેલો છે અને તે ઉપરાંત વધારેમાં પણ ખ્યાલમાં લેવું ઘટે કે, કર્નલ ટૉડ જે ઘણાં વર્ષો સુધી આપણો રજપુતાનાનો પોલીટીકલ એજંટ હતો તેણે હમેશાં અચૂકપણે "માનસીંગની પાછળ ગાદીએ આવનાર વારસ તરીકે ઇડરના રાજ્યકર્તાના જ હક"ની હિમાયત કરી છે. "ઇ. સ. ૧૭૫૦માં કરવામાં આવેલા રાજા અજીતસીંગના ખૂનના નીચ અને રાક્ષસી કામ તથા એ પિતૃઘાતક કામના પરિણામે મારવાડ જે આપત્તિઓમાં ઘેરાઈ ગયું તે આપત્તિઓ" વિષે ઉલ્લેખ કરતાં રાજસ્થાનનો એ ઇતિહાસકાર લાગણીભર્યા શબ્દોમાં એવી આગાહી કરે છે કે "જો ગુન્હાના સ્પર્શથી મુક્ત, નિષ્કલંક ઈડર શાખાના કોઈ વંશજને ગાદી ઉપર સ્થાપવામાં નહિ આવે તો" રાઠોડ વંશની પાયમાલી થઈ જશે, અને તે સાથે એક [1]ટિપ્પણમાં ઉમેરે છે કેઃ— "ઈડરનો વારસ એ મારવાડની ગાદીનો સહુથી નજીકનો વર્તમાન વારસ છે." એક બીજે સ્થળે, ભવિષ્યમાં માનસીંગના મરણથી ઉભી થનારી પરિસ્થિતિનો અગાઉથી વિચાર કરતાં તે જણાવે છે કેઃ— "આવા ખ્યાલો આપણને જે જાતની નીતિ અખત્યાર કરવાનું સૂચવે છે તે એ છે કે રાઠોડોની વિશાળ બહુમતીના મતને આપણે ટેકો આપવો અને જોધપુરની ગાદી માટે રાઠોડવંશની ઇડરશાખા કે જે માત્ર નિષ્કલંક છે એટલું જ નહિ પણ જોધાજીના વંશના હાલના વધારેમાં વધારે નજીકના વારસ તરીકે સહુથી અગ્ર હક ધરાવે છે. તે ઈડર શાખામાંથી દત્તક લેવા માટે વધારે નહિ તો આપણી મંજુરી આપવા માટે આપણને જે વહેલામાં વહેલી પહેલી તક મળી શકે તેનો આપણે તત્કાલ લાભ લેવો, અને પિતૃઘાતક શાખા કે જે દેશ ઉપર હમેશાં આપત્તિ જ લાવવાનું ચાલુ રાખશે, તેને જોધપુરના વારસામાંથી દૂર રાખવી. * * * ઈર્ષા, ઝઘડા, ખૂન, ખરાબી, એ તેનું પરિણામ થશે કે જે પરિણામ ઈડર રાજ્યકુટુમ્બમાંથી જોધપુરની ગાદી માટે વારસ દત્તક લેવાથી, તત્કાલ આપોઆપ અટકી જશે. આ પ્રશ્નનો સરખો નિકાલ લાવવા માટે જો બધા રજપૂતોની સામાન્ય સમિતિ બોલાવવામાં આવે તો તેમાંથી નવ દશાંશ ભાગ આમાં જે સૂચન કર્યું છે તે પ્રમાણે નિર્ણય આપે."[2]

૨૯. જેના ગાદીવારસા માટે આ પ્રશ્ન ઉપસ્થિત થયો છે તે જોધપુરનો રાજ્યપ્રદેશ મારવાડમાં છે તેને બદલે જો ઈડરની માફક ગુજરાતમાં હોત તો એ પ્રશ્નનો નિકાલ વંશપરંપરાગત વારસાહકની રૂઇએ જ લાવવામાં આવત એમાં કંઈ શંકાને સ્થાન હોઈ શકે નહિં પરન્તુ વસ્તુસ્થિતિ એવી છે કે રજપુતાનામાં તેથી જૂદા પ્રકારની એવી રૂઢી પ્રવર્તે છે કે જ્યારે કોઈ રાજ્યકર્તા કે ગાદીપતિ, પોતાની પાછળ કંઇ પણ સંતતિ મૂકી ગયા વિના, અને પોતાના ઉત્તરાધિકારી તરીકે કોઇને પણ નીમી ગયા સિવાય મરણ પામે ત્યારે ત્યારે ગાદીવારસાનો નિર્ણય તે રાજ્યના સરદારોના મત દ્વારા અને ગુજરી જનાર ગાદીપતિની વિધવા રાણીઓની પસંદગી દ્વારા કરવામાં આવે છે. બીજા શબ્દોમાં કહીએ તો સરદારો વારસદાર ચુંટે છે અને વિધવારાણીઓ વારસદારને દત્તક લે છે. એટલા માટે ખાલી પડેલી ગાદીઓ કયા સામાન્ય નિયમો અનુસાર પૂરવામાં આવે છે તે હું અહીં બતાવીશ, અને એ સાબીત કરીશ કે જે માણસ વારસદાર તરીકે ચુંટાયો હોય તેને દત્તક લેવાની ક્રિયા

---

૧ રાજસ્થાનનો ઇતિહાસ; (એનલ્સ ઑફ રાજસ્થાન વૉલ્યુ. ૨ પૃ. ૨૧૪).

૨ રાજસ્થાનનો ઇતિહાસ વૉ. ૨ પૃ. ૬૧. આ ગ્રંથમાં એક બીજે સ્થળે (વૉ. ૨, પૃ. ૧૩૬) લખ્યું છે કે માનસીંગના મૃત્યુ વખતે અભેસીંગના બધાયે વંશજો મરી ખૂટ્યા હશે. અને તેની રાખ પણ પવનમાં ઉડી ગઈ હશે. અને સીધા વારસનું નામ નિશાન નહીં હોય ત્યારે ઇડરે, જોધપુરને ગાદીવારસ આપેલો હોવો જોઇશે.

થવી જ જોઇએ, અને જો ચુંટણી થવા છતાં તેની સાથે દત્તક વિધાનની ક્રિયા ન થઈ હોય તો, રાજસ્થાનનાં રૂઢી રીવાજો અનુસાર એ આખી ક્રિયા રદ જાય છે, જે મુદ્દો આના અનુસંધાનમાં આગળ જોવામાં આવશે જે મૌલિક રીતે ઘણો અગત્યનો છે.

૩૦. 'રાજસ્થાનના ઇતિહાસ'ના લેખક જણાવે છે કેઃ—"મારવાડનો ગાદીપતિ, તેના અધિરાજ (Sovereign)ની માફક કદી પણ મરી જતો નથી; તે માત્ર એક સ્વરૂપે અદશ્ય થઈ બીજાં નવાં સ્વરૂપે પ્રાપ્ત થાય છે. મારવાડની રાજ્યગાદી અથવા તો મારવાડમાંની મોટી જાગીરો કદી બીનવારસ હોતી નથી. દત્તક વિધાન એ ગાદીપતિના માન મરતબાને હક તથા હોદ્દાને યથાસ્થિત જાળવી રાખે છે. એટલે જ રાજસ્થાનની મોટી જાગીરો કદી પણ નિર્વંશ જતી નથી."[૧] એક બીજે સ્થળે એજ ગ્રન્થકર્તા જણાવે છે કેઃ[૨]—કોઈ પણ ગાદીપતિ કે જાગીરદારને જ્યારે સંતાન થવાનો સંભવ દેખાતો ન હોય ત્યારે તેવા ગાદીપતિ કે જાગીરદારની હયાતીમાં જ ઘણે ભાગે દત્તક વિધાન કરી લેવામાં આવે છે. પ્રથમ તો ગાદીપતિ અને તેની રાણી અંદર અંદર પરસ્પર ખાનગીમાં એ બાબતની મસલત ચલાવે છે. ત્યાર પછી એ બાબતમાં (સામંતોની) જાગીરદારોની બહુ નાની સમિતિને વિશ્વાસમાં લેવામાં આવે છે અને એમને એ વાત ખાનગીમાં જણાવવામાં આવે છે. અને જ્યારે આવા પ્રસંગોમાં કૌટુમ્બિક સગપણની નિકટતા સાથે યોગ્યતાનો મેળ હોય છે ત્યારે એ લોકો તુરત જ (એવી પસંદગી કરી) પોતે કરેલી પસંદગીમાં સમ્મતિ આપવા રાજ્યકર્તાને વિનંતિ કરે છે અને ઘણે ભાગે એ પસંદગી માન્ય રાખવામાં આવે છે, એમાં એટલાં બધાં હિતોને ધ્યાનમાં લેવાનાં હોય છે કે રાજકર્તાનો જો કોઈ અમુક વ્યક્તિ તરફ આંધળો પક્ષપાત હોય તો કોમના વડેરાઓનું એ પસંદગીમાં જે વજન પડે છે તેને અંગે તે અણઘટતા પક્ષપાતનો પ્રતિકાર થઈ સમતોલ પણું જળવાઈ રહે છે, કારણ કે પોતાના ઉપર શાસકરાજા તરીકે સ્થાન ભોગવનાર ઠાકોર, યોગ્યતા વાળો રાજ્યકર્તા હોવો જોઇએ એ જાતનું તેમને સ્વાભિમાન, સ્વાભાવિક રીતેજ હોય છે, અને ઉત્તરાધિકારી, પસંદ કરવામાં વંશપરંપરાના અનુક્રમથી પ્રાપ્ત થતા વારસાહકની ઉપેક્ષા કરવાથી જે ઝગડાઓ ઉત્પન્ન થાય તે થતા અટકાવવા માટે તેઓ સહુથી પ્રથમ નિકટના સંબંધીને પસંદગી આપે છે. ગાદીપતિના જીવન કાળમાં આવો પ્રબંધ ઘણે ભાગે થઈ ગયેલોજ હોય છે. જો કોઈ અપુત્ર રાજ્યકર્તા પોતાના જીવન દરમીઆન પોતાનો ઉત્તરાધિકારી નીમી ગયા સિવાય અચાનક મરણ પામે અને તેથી ગાદી એકાએક ખાલી પડે તો તેવે પ્રસંગે, એ ગુજરીજનાર રાજ્યકર્તાની વિધવા રાણી એવા ઉત્તરાધિકારીની પસંદગી કરવામાં જેમને મનાધિકાર હોય તેમની સાથે મળીને, એ ખાલી પડેલી ગાદી માટે ઉત્તરાધિકારી નીમી શકે છે. જો કે રાજ્યકર્તાની હયાતીમાં ઉત્તરાધિકારી માટે પ્રબંધ ન થઈ ગયો હોય એવું કોઇક વારજ બને છે. આ રાજ્યોની નાનામાં નાની પેટા જાગીરો માટે હમેશાં અગ્રહક ધરાવનાર ઉત્તરાધિકારી સ્પષ્ટ હોયજ છે. ગુજરીજનારની વિધવા રાણી જેને દત્તક લેવામાં આવે તેની સગીર વય દરમીઆનની વ્યવસ્થામાં રક્ષક વાલી તરીકેનું સ્થાન ભોગવે છે.

૩૧. ઉત્તરાધિકારને લગતા સામાન્ય નિયમો નીચેનાં અવતરણોમાં ઘણા વધારે પ્રબલપણે દૃષ્ટાન્તોદ્વારા સ્પષ્ટ થાય છે.[૩] રાજા જગતસીંગ પોતાની પાછળ કાયદેસરનું કે ગેરકાયદેસરનું કોઈ પણ સંતાન મૂકી

૧ 'રાજસ્થાનનો ઇતિહાસ' વૉલ્યુમ ૧ પાનું ૧૯૦.

૨ 'રાજસ્થાનનો ઇતિહાસ' વૉલ્યુમ, ૧. પાનું ૧૯૨.

૩ રાજસ્થાન વૉલ્યુમ ૨, પાનું ૩૭૬

ગયો નહતો, અને તેના જીવન દરમીઆન તેને ઉત્તરાધિકારી કરવાનો પ્રબંધ પણ થયો નહતો. પણ રજપૂતાનાના રાજકીય કે ધાર્મિક નિયમોમાં, એક રાજા ગુજરી ગયો હોય અને તેને સ્થાને બીજો તેનો ઉત્તરાધિકારી રાજા ન આવ્યો હોય એમ રાજ્યકર્તાનું સ્થાન સાવ ખાલી હોય એવી સ્થિતિને ક્યાંઈ અવકાશજ નથી, અને મૃતરાજાને અગ્નિસંસ્કાર કરવા માટે તેની ચિતામાં અગ્નિ મૂકવાની ક્રિયા, જો એ ગુજરી જનારને કોઈ ઔરસ સંતાન ન હોય તો દત્તક પુત્રેજ કરવી જોઇએ, એટલે રાજા અજીતસીંગ ગુજરી જતાં તત્કાલ તેના ઉત્તરાધિકારની સ્થાપના કરવાનું જરૂરનું હતું, અને એ પદ માટેની પસંદગી નરવરના પદભ્રષ્ટ રાજ્યકર્તાના દીકરા મોહનસીંગ ઉપર ઉતરી. આ પસંદગી ઉત્તરાધિકારને લગતા સ્થાપિત, પ્રચલિત નિયમોથી વિરૂદ્ધ હતી અને જો રાજા અજીતસીંગના મરણબાદ તેના પુત્રનો જન્મ થયો તે ન થયો હોત તો આ પસંદગીને અંગે આન્તર કલહ અને અંદર અંદર ઝગડા ઊભા થયા હોત, એક જાતની આ ચુંટણી હતી. એટલે રજપુતાનામાં રાજકર્તાના ઉત્તરાધિકારી તરીકે વારસાનો અગ્રહક ધરાવનાર કોણ ગણાય એ વિષય સંબંધે અહીં જરા ટુંકમાં ઉલ્લેખ કરવો યોગ્ય લાગે છે. કોઈ પણ રાજ્યકર્તા મરણ પામે અને તેની પાછળ જો કોઈ તેનું આત્મજ ઔરસ સંતાન નહોય તેમજ કોઈ નજીકના કુટુમ્બીઓ, ભાઇઓ અથવા ભત્રિજાઓ ન હોય તો એવે પ્રસંગે ઉત્તરાધિકારીનો નિર્ણય કરવા માટે રાજવાડાના દરેક સંસ્થાનમાં અમુક કુટુમ્બો એવાં હોય છે કે આવા પ્રસંગે ઉત્તરાધિકારી માટેની પસંદગીમાં અગ્રહક એ કુટુમ્બોનોજ ગણાય. ઉત્તરાધિકાર માટે હક ધરાવનાર કે દાવો કરનારની સંખ્યાને મર્યાદિત કરવા માટે પ્રત્યેક સંસ્થાનમાં ધારાઓ સ્થાપિત થયેલા હોય છે, જે ધારાઓથી પ્રત્યેક સંસ્થાનમાં અમુક એકજ કુટુમ્બના બાળકોને આવા પ્રકારના ઉત્તરાધિકારનો પ્રથમ હક રહે છે એવી મર્યાદા ચોક્કસ કરેલી હોય છે. એ રીતે, મેવાડમાં રાણાવત કુટુમ્બની જ્યેષ્ઠ શાખાનાં સંતાનો જેઓ "બાબા" (અથવા બાળકો) કહેવાય છે, તેઓમાં, આવા પ્રસંગે ઉપસ્થિત થતો ઉત્તરાધિકાર માટેનો અગ્રહક સહજ ગૂઢ અનામત દશામાં રહેલો છે. મારવાડમાં, ઇડરનાં સ્વતંત્ર રાજ્યનાં રાજ્યકુટુમ્બમાં જોધાના વંશમાં એ હક રહ્યો છે" *

"પોંકમની જાગીર જે ચંપાવત કુળની એક નાની (કનિષ્ઠ) પણ સહુથી વધારે બળવાન શાખાની માલેકીની હતી તેને માટે રાજા અજીતસીંગના એક દીકરાને દત્તક લઈ પોકમની ગાદી ઉપર સ્થાપવામાં આવ્યો હતો. એનું નામ દેવીસીંગ હતું. દત્તક લેવાનો અધિકાર આગળ સ્પષ્ટ કરવામાં આવ્યું છે તે પ્રમાણે ગુજરી જનાર ગાદીપતિની વિધવા રાણી તથા એ કુટુંબના વડેરાઓના હાથમાં રહે છે. એ અધિકારની રૂઇએ, તેમણે જે જાતની પસંદગી કરી તેવી પસંદગી કરવાનું તેમને શું કારણ હશે તે સ્પષ્ટ થતું નથી પણ કદાચ ગુજરી જનાર ગાદીપતિને કશું સંતાન ન હોવાથી પોતાના અધીશ્વરનાં વિશાળ કુટુંબ માટે પ્રબંધ કરવાની ઈચ્છા હોય, અને તેથી એ ગુજરી જનારની સૂચના ઉપરથી તેની વિધવા રાણીએ તથા કુટુંબના વડેરાઓએ એ પસંદગી કરી હોય તો એ પણ બનવાજોગ છે, અથવા નજીકના કુટુંબીઓમાં, મરૂની એક જાતિના નેતાપદ માટે જોઇતા જરૂરી ગુણોની પાત્રતા ન હોય તેથી દેવીસીંગની પસંદગી કરી હોય તો એ પણ અશક્ય નથી. જો કે જ્યારે આવું દત્તકવિધાન થાય અને ગુજરી જનાર જાગીરદારની પાગ, "પોકમના નવા ધણીના મસ્તક ઉપર ધરવામાં આવે ત્યારે તત્કાળ તેજ ક્ષણે પોતે જેની ગાદી ઉપર આવ્યો તેના સિવાય પોતાને કોઈ પિતા હોવાનું તેણે ભૂલી જ જવું જોઇએ; તો પણ, આ કિસ્સામાં તો આપણને એ સહેલાઇથી કલ્પનામાં આવી શકે એવું છે કે પોતાના પિતૃઘાતક ભાઈઓ તથા તે ભાઇઓના વંશજો મારવાડની ગાદી ઉપર

* રાજસ્થાનનો ઇતિહાસ, વોલ્યુમ ૨, પાનું ૧૨૬.

જે હક દાવાઓ લગાવતા હતા તેને અંગે, પોતે (અજીતસીંગના પુત્ર તરીકે) એ ગાદીને માટે કેટલો નજીકનો હક્દાર વારસ છે તે તેની સ્મૃતિમાં પરાણે વારંવાર ચાલુ અથડાયાં કરતું હશે. આ વાત રજપૂત બંધારણ, એક બીજી વિશિષ્ટતાનો દાખલો પૂરો પાડે છે કે જે વિશિષ્ટતાને અંગે અજીતસિંગનો આ પુત્ર (જે પિતૃહત્યાના એ દ્રોહમય કર્મમાં લેશ પણ ભાગ હોવાના દોષથી તદ્દન મુક્ત હતો તે) એક જાગીરદારનો દત્તક પુત્ર થવાથી એ કક્ષાની ગણત્રીમાં આવી જવાથી મારવાડની ગાદીના વારસા હકમાંથી હંમેશ માટે નીકળી ગયો. જ્યારે તેનો એક બીજો અને તેનાથી નાનોભાઈ જેને તેજ અરસામાં ઇડરના સ્વતંત્ર રાજ્ય કુટુંબમાં દત્તક લેવામાં આવ્યો હતો તેનાં સંતાનોને મારવાડની ગાદી સીધા વારસને અભાવે ખાલી પડે ત્યારે તેના ઉપર ઉત્તરાધિકારનો અગ્ર હક રહ્યો; અને એટલુંજ નહિ પણ મારવાડની ગાદી જો સીધા વારસને અભાવે ખાલી પડે તો એવે પ્રસંગે ઇડરને એકજ કુંવર હોય અને એ કુંવરને મારવાડની ગાદી ઉપર મોકલવામાં આવે તો ઇડર માટે બીજા કોઇને દત્તક લેવો પડે એવી સ્થિતિ હોય તો પણ ઇડરે મારવાડની ગાદી માટે ઉત્તરાધિકારી પૂરો પાડવો જ જોઇએ એ ફરજીઆત બન્યું."

૩૨. કર્નલ ટોડ એક બીજા એવા પ્રસંગનો ઉલ્લેખ કરે છે કે જે પ્રસંગે, દત્તક વિધાન માટે પસંદગી કરવામાં સૌથી નજીકના કુટુંબીને પસંદ કરવાના સામાન્ય નિયમનું પાલન કરવામાં આવ્યું નહતું; અને એ ઉલ્લેખ તે એવા શબ્દોમાં કરે છે કે જેથી એમ સાબીત થાય છે કે એ અપવાદ સામાન્ય નિયમને સિદ્ધ કરે છે. "મેવાડના સોળ સામંતો પૈકીનો એક દેવગઢનો ગાદીપતિ અપુત્ર મરણ પામ્યો. જ્યારે તે મરણ પથારીએ હતો, ત્યારે તેણે પોતાની રાણીને અને પોતાના સરદારોને, નહારસિંગને દત્તક લેવાની ભલામણ કરી. આ નહારસીંગ તે સંગ્રામગઢના સ્વતંત્ર રાજકર્તાનો પુત્ર હતો. નહારસીંગ કરતાં વધારે નજીક કૌટુંબિક સંબંધ ધરાવનાર સાતમી આઠમી પેઢીના કુટુંબીઓ હતા અને બાળક નહારસીંગ અગિયારમી પેઢીએ કુટુંબી હતો, પણ સૌથી નજીકનો કૌટુંબિક સંબંધ ધરાવનારાઓ ગાદી ઉપર આવવા માટેની યોગ્યતાવાળા ન હતા; તેમાંના બે તો સાવ અભણ ગામડીઆ બની ગયા હતા, અને બીજા બે જેઓ દેશાવરમાં નોકરી કરવા ચાલ્યા ગયા હતા તેમાંનો એક રાજકુમારના અનુયાયી વર્ગમાં એક ઘોડેસ્વાર હતો અને બીજો રાજદરબારનો ઉપજીવી હતો અને તે બન્ને ચારિત્ર્યભ્રષ્ટ હતા તથા બે હજાર રજપૂતો કે જેઓ મૂળ એકજ પિતાના વંશજો હતા તેમના શિરતાજ બનવાની યોગ્યતા રહિત તેઓ બની ગયા હતા. આમાંના એકને માટે ઘણી પક્ષાપક્ષી અને યુક્તિઓ અજમાવવામાં આવી હતી પણ પટાવતો મક્કમ હતા અને તે લોકોએ (નહારસીંગને પસંદ કરી) તેના મસ્તક ઉપર ગુજરી ગયેલા રાજ્યકર્તાની પાગ બંધાવી. રાણો આથી ઘણો ગુસ્સે થયો અને તેનો ગુસ્સો વ્યાજબી હતો, પરતુ છેવટ તે શાન્ત થયો, નહારને રાજદરબારમાં લાવવામાં આવ્યો અને ત્યાં રાજકર્તાને હાથે તેને તલવાર સમર્પવાનો વિધિ કરવામાં આવ્યો અને અત્યારે તે દેવગઢ કે જે મારવાડમાં સહુથી વધારે સમૃદ્ધિશાલી અને પ્રભાવશાલી જાગીરો પૈકીની એક જાગીર છે તેનો ધણી છે." *

૩૩. આ પ્રશ્ન જ્યારે પ્રથમ ઉપસ્થિત થયો ત્યારે, આ તકરારની શરૂઆતના સમયમાં, રાજ્યસ્થાનમાં પ્રચલિત ગાદીવારસાના નિયમોના સંબંધમાં કર્નલ સધરલેંડના અભિપ્રાયો ઘણા અગત્યના મુદ્દાઓમાં, કર્નલ ટોડના અભિપ્રાયો સાથે મળતા હતા. ઇ. સ. ૧૮૪૩માં ગવર્નર જનરલના એજન્ટે નીચેના પ્રશ્નો

* રા૦ ઇ. વો. ૧ પૃ. ૧૯૨મે ઉપરની હકીકત લંબાણથી આપી છે. કારણકે તખ્તસીંગના, અહમદનગરની ગાદી ઉપરથી જોધપુરની ગાદી ઉપર ગયા પછી અહમદનગર પોતાના હાથમાં રાખવાના તખ્તસીંગના હક સંબંધીનો જે પ્રશ્ન, હવે પછી તુરતમાં ચર્ચવામાં આવશે, તેની સાથે એ હકીકત ઘણો અગત્યનો મુદ્દાસર સંબંધ ધરાવે છે.

ઉઠાવ્યા અને તેનો નીકાલ કર્યો. (૧) રાઠોડોમાં ગાદી વારસા માટેની ઉત્તરાધિકારીની પસંદગી મતાધિકાર દ્વારા ચુંટણીની પધ્ધતિથી થાય છે કે કેમ? અને (૨) જો એમ થતું હોય તો એ મતાધિકારની મર્યાદા શું છે? આ પ્રશ્નોના જવાબમાં તેણે જણાવ્યું છે કે[1] "હું માનું છું કે, ગાદીવારસની પસંદગી અમુક મર્યાદિત પ્રમાણમાં મતાધિકાર દ્વારા થતી ચુંટણીમાં મત આપવાનો અધિકાર જાગીરદાર સામંતોને તથા ગુજરી જનાર રાજ્યકર્તાના ભાયાતોને છે, જે લોકો આ અગત્યની બાબતમાં હમેશાં, ગુજરી જનાર રાજ્યકર્તાની વિધવા રાણી અથવા રાણીઓ સાથે મસલત ચલાવે છે અને તેમની સાથે મળીને પસંદગી કરે છે,[2] **કારણ કે ઉત્તરાધિકારી નીમવાના વિધિને સંપૂર્ણ બનાવવા માટે, ચુંટાયેલા ઉત્તરાધિકારીને વિધવા રાણીઓ પૈકીની મુખ્ય રાણીએ (પટરાણીએ) દત્તક લેવો જોઈએ એ આવશ્યક છે."** (પણ) કર્નલ સધરલેન્ડ, કર્નલટોડથી એક બાબતમાં જૂદો પડે છે અને તે એ છે કે જો કે ગુજરીજનાર રાજ્યકર્તા તથા તેના ઉત્તરાધિકારી તરીકે જેને ચુટવામાં અને દત્તક લેવામાં આવે તે બન્ને એકજ મૂળ પુરુષના વંશનાજ હોવા જોઈએ તો પણ ઉત્તરાધિકારી તરીકે ચુંટવામાં તથા દત્તક લેવામાં આવનાર, જે ગુજરી જનાર રાજ્યકર્તાનો તે ઉત્તરાધિકારી બનવાનો હોય તેનો સહુથી વધારે નજીકનો કુટુમ્બી હોવોજ જોઈએ એવી અનિવાર્ય આવશ્યકતા નથી, પણ એથી ઉલટું તે સહુથી દૂરમાં દૂરનો કુટુમ્બી હોઈ શકે. અને આના પુરાવા તરીકે તે એક દાખલો ટાંકે છે કે જે હમણાં થોડાજ સમય પૂર્વે કિશનગઢના[3] રાઠોડ સંસ્થાનમાં બન્યો હોવાનું જણાવવામાં આવે છે.

૩૪. એ વાત સ્પષ્ટ છે કે કર્નલ સધરલેન્ડનો પ્રથમ એ પણ ઈરાદો હતો કે માનસીંગના ઉત્તરાધિકારીની ચુંટણી રાજસ્થાનનાં રૂઢી રીવાજો અનુસાર થવી જોઈએ, કારણ કે એ રાજ્યકર્તા માનસીંગના અવસાન પછી ત્રણ દિવસ બાદ હિન્દી સરકાર ઉપર

---

૧ હીન્દી સરકાર ઉપરનો તા. ૨, ડીસેમ્બર ૧૮૪૩, નો કાગળ.

૨ જે ફકરા નીચે મેં લીટી દોરી છે તે તરફ હું ખાસ ધ્યાન ખેંચવા માગું છું, કારણ કે પાછળના પત્ર વ્યવહારમાં જોવામાં આવશે કે કર્નલ સધરલેન્ડ એમ ચોક્કસપણે જણાવે છે કે તખ્તસીંગને માનસીંગની વિધવા રાણીઓએ દત્તક લીધો ન હતો. અને તખ્તસીંગની ઉમર એટલી છે કે એ લોકો એને એમ દત્તક લે એમ બનવું સર્વથા અશક્ય છે.

૩ એ સંસ્થાનનો, એક જાગીરદાર સામંત ફત્તેહગઢનો રાજા સહુથી નિકટનો કુટુમ્બી હતો અને ખાલી પડેલી ગાદી માટે ઉત્તરાધિકારી તરીકે પોતાના દીકરાનો હક છે એમ તેનો દાવો હતો; પણ તેને ઉત્તરાધિકારી ન નીમતાં, ફત્તેહગઢના રાજાના ચોથા ભાઈના ચોથા દીકરાને તે સંસ્થાનના સામંતોએ પસંદ કર્યો અને વિધવા રાણીએ દત્તક લીધો. મોટા દીકરાને વારસા માટે પ્રથમ હક ગણવાની જે આપણી જ્યેષ્ઠતાના હકની દષ્ટિ છે તે દષ્ટિએ જોતાં જેને ઉત્તરાધિકારી નીમવામાં આવ્યો તે ફત્તેહગઢના રાજાના જયેષ્ઠ પુત્ર કરતાં, જયેષ્ઠતાના અનુક્રમમાં બેશક, પંદર પગથીઆં છેટો છે. એ પસંદગી અને એ દત્તકવિધાન રજપુતાનામાં સંપૂર્ણ ધારાસર અને વ્યાજબી ગણવામાં આવ્યાં અને એ દત્તક લીધેલો બાળક અત્યારે રાજ્ય કરે છે. જો કે આ પસંદગી સંબંધે અને આ દત્તકવિધાન સંબંધે આપણને કશા પણ ખબર આપવામાં આવ્યા નહતા તો પણ બ્રિટિશ સરકારે તેને રાજ્યકર્તા તરીકે માન્ય રાખવામાં લેશ પણ આનાકાની ન કરી, કેમકે એ પસંદગી અને દત્તકવિધાન સરકારને ખબર આપ્યા સિવાય કરી જ લેવું પડે એવું છે એમાં બીજો માર્ગજ નથી, કારણ કે રજપુતોમાં કોઈ રાજ્યકર્તા કે કોઈ કુટુમ્બનો મુખ્ય માણસ કદી મરતોજ નથી, (તેનું સ્થાન કદી ખાલી પડતુંજ નથી પણ એકના મરણથી ખાલી પડેલું સ્થાન તત્કાલ બીજા ઉત્તરાધિકારીથી પૂરાય એવો રૂઢી બંધ છે.)"

લખેલા કાગળમાં[1] તેણે એવી ભલામણ કરી છે કે ઉત્તરાધિકારીને દત્તક લેવાના અથવા તેને નીમવાના પ્રસંગે જેટલા સામંતોને હાજર રાખવાનું બની શકે એટલા બધા સામંતોની અને તેટલી સંપૂર્ણ પ્રમાણમાં હાજરી હોય એમ થવું જોઈએ; અને જૂદા જૂદા ઉમેદવારોનો ઉલ્લેખ કર્યા બાદ તેણે એવી સૂચના કરી છે કે "માનસીંગની વિધવા રાણી કે જે દત્તક લેવાનો અધિકાર ધરાવે છે, તેને જે કુટુમ્બમાં આવા પ્રસંગ માટે ઉત્તરાધિકારનો હક સ્થાપિત રહેલો છે તેમાંથી, મારવાડની ગાદીનો વારસ અને દત્તક પુત્ર ખોળે લેવા માટે આપણે પ્રેરક ઉત્તેજન આપવું જોઇએ."

૩૫. એટલે, ઉત્તરાધિકારીની પસંદગી કરવાને પ્રસંગે કર્નલ સધરલેન્ડ જોધપુરમાં નહતો, એ ઈડરના રાજા માટે કમનસીબીની વાત હતી, કારણ કે જોધપુરની ગાદી માટે ઈડરના રાજાનો હક તખ્તસીંગના હક કરતાં ઘણોજ વધારે પ્રમાણમાં ચઢીઆતો હોવા છતાં, તખ્તસીંગ સાત માસ કરતાં પણ વધારે વખતથી એ પદ પોતાને હસ્તગત કરી લેવા માટે તીવ્ર પ્રવૃત્તિમાં લાગી રહ્યો હતો, જ્યારે તેનો પ્રતિસ્પર્ધી, ઈડરનો સગીર રાજા જે પોતે સરકારના વાલીપણાં નીચે હોવાથી, અને તેને લીધે પોતાનાં હિતોની અને હકોની યોગ્ય સંભાળ રાખવામાં આવશે તથા તે હિતો તથા હકોનું યોગ્ય રીતે સંરક્ષણ કરવામાં આવશે એવી, કોઈપણ રીતે અનુચિત કે અઘટિત ન ગણી શકાય એવી વ્યાજબી આશા રાખતો હોવાથી પોતાનાં હિતો તથા હકો સંપૂર્ણ સહિસલામત છે એવા ભ્રાન્તિમય વિનાશક ખ્યાલમાં શાન્ત, નિશ્ચિન્ત, નિષ્પ્રયત્ન રહ્યો હતો.

૩૬. માનસીંગના મૃત્યુએ, ઈડરપક્ષને જાગૃત કરી પ્રયત્નમાં પ્રેર્યો. ઇડરની રાણીએ તત્કાલ સરકારને એક પત્ર[2] લખ્યો જેમાં જોધપુરની ગાદીના વારસા માટેનો ઉત્તરાધિકાર એ તેના પુત્ર જુવાનસીંગનો અસંદિગ્ધ નિઃશંક હક છે એવો દાવો તેણે રજુ કર્યો અને પોતાના પુત્રના હકનાં રક્ષણ માટે તે સરકાર ઉપર આશા અને આધાર રાખે છે, એમ તેણે જણાવ્યું. પણ તેની અરજ ઘણી મોડી મળી. તખ્તસીંગના કાર્યસાધકો[3] તે કાર્ય સિધ્ધ કરવાને માટે કેટલાક માસ અગાઉથી ખંતપૂર્વક કામે લાગી ગયા હતા. તેઓના પ્રયત્નોનું પરિણામ ટુંકા વખતમાંજ સ્પષ્ટ જોવામાં આવ્યું.[4] ઓકટોબરની શરૂઆતમાં એવા ખબર જાહેર થયા કે તખ્તસીંગના બાળક પુત્રને, અથવા કેટલાકના કહેવા પ્રમાણે તખ્તસીંગને પોતાને મારવાડ તેડી જવા માટે જોધપુરથી એક મોટું ડેપ્યુટેશન નીકળી ચૂક્યું હતું. આથી ઇડરની રાણીએ, પોતાના દીકરાના જન્મસિધ્ધ હકને "કુટુમ્બની એક નાની શાખા કોઇપણ જાતના શિષ્ટાચારની પરવા કર્યા વિના ધૃષ્ટતાથી પચાવી પાડે તે સામે પોતાનો સખ્ત વિરોધ જાહેર કર્યો, ખાસ વિશેષ કરીને એટલા માટે કે ઘણાં વર્ષો અગાઉ માનસીંગના એકના એક પુત્રનું મરણ થતાં ઇડરના મર્હૂમના રાજ્યકર્તાના મોટા દીકરાને દત્તક લેવા માટે પરસ્પર મસલત શરૂ થઇ હતી" તે ઉપરાંત રાણીએ પોતાના પુત્રના હકનું સમર્થન કરવા માટે અમુક માણસો જોધપુર મોકલવાનો નિશ્ચય કર્યો. પણ આ પગલુ ઘણું મોડું લેવામાં આવ્યું અને તે લોકો ૧૦મી નવેમ્બર ૧૮૪૩ના રોજ ઇડર પાછા આવ્યા. ત્યારપછી તુરતમાંજ રાણીએ પોતાની મજબુત પાયદાર વિરોધની દલીલો ઉપરાંત વધારામાં ધમકીઓ[5] આપવાનું ઉમેર્યું, એવું જણાવીને કે જો

[1] તા. ૮, સપ્ટેમ્બર ૧૮૪૩, નો કાગળ

[2] જુઓ તેના તા. ૨૮ તથા તા. ૩૦ સપ્ટેમ્બર, તથા તા. ૩ ઓકટોબર, ૧૮૪૩ના કાગળો

[3] વડોદરાના રેસીડન્ટનો તા. ૧૧ ઓકટોબર ૧૮૪૩નો કાગળ

[4] કેપ્ટન લેન્ગનો તા. ૫ ઓકટોબર ૧૮૪૩નો કાગળ

[5] રાણીનો તા. ૬ ઓકટોબર ૧૮૪૩નો પત્ર. હતાશ થઈ ગયેલી રાણી લખે છે, કે મારા પુત્રના હિતોના સંરક્ષણ માટે સરકાર ઉપર આધાર અને ભરોસો રાખીને હું આજસુધી શાંત રહી છું. પણ

તખ્તસીંગને જોધપુર લઈ જવાનો કોઈપણ પ્રયત્ન કરવામાં આવશે તો તેમાંથી અથડામણુ અને યુદ્ધની સ્થિતિ ઉભી થશે. પણ આપણા પોલીટીકલ એજન્ટની ડહાપણ ભરેલી સલાહ અને ચેતવણીથી રાણી એવા બળજોરીનાં પગલાં લેવામાંથી અટકી; પણ તેની સાથેજ કેપ્ટન લેન્ગે ઇડરના રાજકર્તાના પક્ષનું ખરા દીલથી જોરદાર સમર્થન[1] કર્યું, અને જણાવ્યું કે ઈડરના હકનું આ અતિક્રમણ એ ગુજરાતમાં "એક ઘોર અન્યાય ભર્યું કામ ગણાશે અને ઈડરનો રાજ્યકર્તા સરકારનાં વાલીપણાં નીચે અને રક્ષણ નીચે છે. (અને તેના હકો અને હિતોના સંરક્ષણની જવાબદારી સરકારની છે) એ દષ્ટિથી એના તરફ જોવામાં આવે છે એટલે તેના હકનું અતિક્રમણ, આપણી સરકાર જેટલે અંશે તેની સાથે સંકળાયેલી છે તેટલે અંશે સરકાર સંબંધી વધારે હાનીકારક અસર ઉપજાવશે." કારણ કે સામા પક્ષે પોતાના સ્વાર્થને આગળ વધારી સિદ્ધ કરવા માટે જે જાતના પ્રબલ અસરકારક પ્રયત્નો કર્યા હતાં તે જાતના, માનસીંગના મૃત્યુ બાદ ઉપસ્થિત થતા ઈડરના હકનું સમર્થન કરવા માટેના પ્રયત્નો કરવામાંથી ઈડરની રાણીને, તથા પ્રબળ લાગવગ ધરાવનાર ઈડરના બીજા પક્ષકારોને રોકનાર આપણું વાલીપણું, રક્ષકપણુંજ હતું." તેનીજ સાથે પોલીટીકલ એજન્ટે એવું સૂચન[2] કર્યું હતું કે–"જ્યાંસુધી આ પ્રશ્નનો છેવટનો નિર્ણય વરીષ્ટ સરકાર તરફથી ન થાય ત્યાંસુધી તખ્તસીંગને કે તેના પુત્રને જોધપુર લઈ જવો જોઇએ નહિ.

સંપૂર્ણ.

---o---

# ખેડુતોની ઋણમૂક્તિ

## પછી શું?

**(રા. રા. નટવરલાલ માણેકલાલ સુરતી)**

(૧) ઋણમૂક્તિની અસરનું માપ કાઢવું અત્યારે અકાળે છે.

હિંદુસ્થાનના કેટલાક પ્રાંતો અને દેશી રાજ્યો ખેડુતોની ઋણમૂક્તિનો પ્રશ્ન વિચારી રહ્યા છે; એટલે, ભાવનગર સંસ્થાને આ પ્રશ્નનો ઉકેલ કેવી રીતે કર્યો છે? તે સમજવા માટે ઘણાં સ્થળેથી પૂછપરછ થાય એ સ્વાભાવિક છે, પણ ભાવનગર સંસ્થાનના ખેડુતોના સમૂળ કરજ નિવારણના પ્રયોગે જાહેર પ્રજાનું જેટલું ધ્યાન ખેંચ્યું છે તે કરતાં તે પ્રયોગની પાછળની અસર અને ખેડુતો કરજ મૂક્ત થયા પછી, પ્રથમની આંધળીયા દેવું કરવાની વૃત્તિ તેમણે છોડી દીધી છે કે કેમ? તે જાણવા વિશેષ ઈન્તેજારી ઘણા તરફથી બતાવવામાં આવી છે.

ખેડુતોની કરજમાંથી મૂક્તિ થયા પછી તેની શું

---

હવે જોધપુરથી ડેપ્યુટેશન પહોંચી ગયું છે. અને તખતસીંગના પુત્રને જોધપુર લઈ જવા માટે તૈયારીઓ ચાલે છે, એટલે હું તેમને, તે પ્રમાણે કરવા દઈ શકું નહીં. અને જો અહમદનગરનો રાજા બળનો ઉપયોગ કરશે તો જરૂર તેમાંથી અથડામણી અને વિગ્રહ ઉભો થશે.

[1] કેપ્ટન લડલો ઉપરનો તા. ૭ ઓકટોબર ૧૮૪૩નો કાગળ.

[2] કર્નલ સધરલેન્ડના હિન્દી સરકાર ઉપરના તા. ૨ તથા તા. ૧૬, મે, ૧૮૪૬ના કાગળો.

અસર થઈ છે તે ચોક્કસપણે જાણવા માટે જેટલા સમયાન્તરની જરૂર હોય તેટલો સમય હજી ભાવનગરના ખેડુતોની સંપૂર્ણતઃ કરજ મુક્તિ થયા પછી વ્યતિત થયો નથી, એ જણાવવાની ભાગ્યે જ જરૂર છે.

**(૨) કરજમુક્તિના પરિણામે જમીન મહેસુલની વસુલાત વધારે સારી અને સરળ બની છે.**

ઋણમુક્તિનું એક પરિણામ એ આવ્યું છે કે રાજ્યની જમીન મહેસુલની વસુલાતમાં નજરે ચડે તેવો સુધારો થયો છે. તે સરળતાથી તેમજ પૂર્વે જેટલી રકમ વસુલ આવતી તેના પ્રમાણમાં વધારે આવે છે બીજા ખાનગી લ્હેણદારો સામેના દરબારી લ્હેણાનો કાગળ પર અગ્ર હક્ક છે પણ કરજમુક્તિની પહેલાંના વખતમાં બીજા લ્હેણદારો, દરબારની ગમે તેટલી સત્તા અને તકેદારી છતાં, દરબારને ઓછા વધતા અંશે છેતરીને પોતાનું લ્હેણું પ્રથમ વસુલ લઇ જવામાં સફળ થતા. તેમ થતાં, બાકીની નીપજમાંથી દરબારી લ્હેણું વસુલ કરવું મુશ્કેલ પડતું.

**(૩) ધીરવામાં આવેલ રકમના અઠ્ઠાવીશ ટકા વસુલ આવી ગયા છે.**

વળી ૩૧ ઑક્ટોબર ૧૯૩૬ સુધીમાં કરજમુક્તિ માટે ધીરાએલ રકમ પૈકી રૂા. ૫,૭૫૦૦૦ વસુલ આવી ગયા છે, જે કુલ ધીરવામાં આવેલ રકમના ૨૮ ટકા જેટલા થવા જાય છે. ચાલુ આર્થિક મંદી અને ખેતીની જનશીના ભાવો સાવ નીચા જ રહ્યા છે તે ધ્યાનમાં લેતાં; આવેલ વસુલ ઓછું નથી; જે હકીકત પણ ખેડુતોની આર્થિક સ્થિતિમાં સુધારો થયાના પરોક્ષ પૂરાવા રૂપે છે.

**(૪) ખેડુત સંરક્ષણનો ધારો ભવિષ્યમાં ખેડુતોને લ્હેણદારોના ગેરવ્યાજબી ભોગ થતા બચાવે છે.**

મોટા દરના વ્યાજથી ખેડુતોએ કરજ લીધાના છૂટા છવાયા કિસ્સા સાંભળવામાં આવે છે. પણ તે મુકાબલે બહુ જુજ છે. આ વિષે સર પી. ડી. પટ્ટણી સાહેબે તેમના એક મિત્રને લખેલા પત્રમાં જણાવ્યું છે કે, "જ્યાંસુધી મનુષ્યસ્વભાવ જેવો છે, તેવો રહે ત્યાંસુધી, વગર વિચારે નવું કરજ કરવાને તત્પર એવા ખેડુતો મળી આવશે અને ન્યાયનીતિનું જેમને કાંઈ બંધન નથી તેવા શાહુકારો આગળ ચાલીને નવી રકમો ધીરવાના અને એ રીતે પોતાની વ્યાજખોરીની જાળમાં ખેડુતોને ફરી સપડાવી તેમને ફોલી ખાવાના દાખલા પણ બનતા રહેવાના." પરંતુ ભવિષ્યમાં આવી જાળમાં ખેડુતોને ફસાતા બચાવવા માટે કરજ નિવારણની યોજનાને અમલમાં મુકવાની સાથોસાથ 'ખેડુત સંરક્ષણના ધારા'થી બનતું રક્ષણ આપવામાં આવ્યું છે.

**(૫) કરજમુક્તિથી મળેલી શિખામણ.**

લીધેલાં કરજની ભરપાઈ કરવાની પોતાની શક્તિનો વિચાર કર્યા સિવાય આંધળુકીયા દેવું કરવાની લતમાંથી ઋણમુક્ત થયેલા ખેડુતોનો સારો જેવો ભાગ કાયમ માટે છૂટયો છે, એમ વાજબી આશા રાખી શકાય. વિશેષમાં, કરજ કમીટીની તપાસણી દરમ્યાન વ્યાજ વટાવ વિગેરેના અતિશય મોટા વધારાની જે ચોંકાવનારી હકીકત બહાર આવી છે તેથી ખેતીને અને આર્થિક વિષયમાં વધારે સાવધાન અને દીર્ઘદર્શી બનવા ખેડુતોમાં જે નવાં વૃત્તિવલણ કેળવાયાં છે તેને, અત્યારે શાહુકારોમાં જોવામાં આવતી નવી મોટી ધીરધાર માટે આનાકાની અને સંકોચથી, આડકતરી રીતે સારો ટેકો મળ્યો છે.

અલબત્ત શાહુકારોનો એકદમ હૃદય પલટો થશે એમ કદી ધારવામાં આવ્યું નથી. જો શાહુકારોને સમય સંયોગ ફરી અનુકુળ થાય તો પોતાની લેણદેણમાં જરા પણ દયા દર્શાવે નહિ; પરંતુ; તેમણે લેણ દેણ અને જમા ઉધારની જે નિંદ્ય પદ્ધતિ અખત્યાર કરેલી તે કમીટીની તપાસણીમાં ઉઘાડી પડી જવાથી, કાંઈ નહિ તો થોડા વખત માટે પણ તે વર્ગ ઉપર આવા વાંધા ભરેલા વ્યવહારમાં ફરી ઉતરતાં તેઓ અચકાય એવી સારી અસર થઈ છે. અને સાથો સાથ ઉપરોક્ત ખેડૂત સંરક્ષણના ધારાથી શાહુકારોની ચુસણ નીતિ ઉપર યોગ્ય, ઘણો જરૂરનો અંકુશ મૂકાયો છે.

**(૬) શાહુકારોની નવી લેણદેણ શરૂ કરવા માટેની આનાકાની પરોક્ષ સ્વરૂપમાં આશીર્વાદ રૂપ છે.**

મોટા પાયા ઉપર લેણદેણ શરૂ કરવામાં શાહુકારો સંકોચ રાખે છે. તેથી બેશક કેટલીક અપરિહાર્ય મુશ્કેલી ઉભી થઈ છે; કાલ્પનિક દ્રષ્ટિએ ધીરધાર ઓછી થવાથી મોટી મુશ્કેલી ઉભી થશે તેમ લાગે, પરંતુ હિંદુસ્તાનનો અભણ અને લાંબી ગમ વગરનો ખેડૂત વર્ગ પોતાને મળતી ધીરધારની સરળતાનો ઉપયોગ પોતાનાં ભલાં માટેજ કરશે એવો હંમેશાં ભરોસો રહેતો નથી. રીઝર્વ બેન્કની ખેડૂતોને ધીરધાર કરવા માટેની શાખાએ હિંદુસ્તાનની સરકારને જે રીપોર્ટ તાજેતરમાં પેશ કર્યો છે, તેમાં ધીરધાર ઉપર અંકુશ મૂકવાની ભલામણ કરવામાં આવી છે; અને તે એટલે સુધી કે ખેતી સિવાયના ઉપજમાં વળતર ન આપે તેવા કામમાં ધીરધારનો દુરૂપયોગ થતો અટકે તે માટે, જમીનની છૂટથી વેચાણ વ્યવસ્થા કરવાનો ખેડૂતોનો હક અમુક મુદત માટે પાછો ખેંચી લેવો.

એ ખરૂં છે કે ધીરધાર કરનાર વર્ગની નવી લેણદેણમાં ઉતરવાની આનાકાનીના પરિણામે ખેડુતોની તેટલી આંટ ( એટલે કે નવું કરજ કરવાની શકિત ) ઓછી થઈ છે; પણ તેનું એક સારૂં ફળ એ આવ્યું છે કે, લગ્ન કે મરણ પ્રસંગના વરામાં રૂપીઆ ધીરનાર મળતાં, ખેડુતો છૂટે હાથે ગજા ઉપર વટ ખર્ચ કરતા, તે સગવડના અભાવે, હવે તેવા સામાજીક ખર્ચો નિયમિત અને ઓછા થયા છે. આ અત્યંત મહત્વનો સુધારો, કાગળ ઉપર જ્ઞાતિએ કરેલા માત્ર ધારાથી કે રાજ્યના કાયદાથી થઈ શકે તેમ ન્હોતો. વિશેષમાં ભાષણોથી કે બીજા પ્રચાર કાર્યથી તો થવાનો સંભવજ ન્હોતો. સરકારી જીલ્લામાં ખેડુતો Better living Societies સ્થપાઈ છે, તે પણ, મંડળી સ્થાપવાનો કરકસરનો આશય ખેડુતોના જીવનમાં ભાગ્યેજ સફળતાથી ઉતારી શકે છે, પણ તેવી સફળતા, ખેડુતો સાથેની ધીરધાર પર આ આડકતરા મૂકાયલા અંકુશથી મળી છે.

**(૭) દુષ્કાળ જેવી સ્થિતિવાળા ભાગોમાં પણ ખેડૂતો તેવી પરિસ્થિતિમાં સામનો કરે છે અને નવું દેવું કરતા નથી.**

એમ માની લઈએ કે ખેડૂતોના થોડા ટકા ફરી પાછા પૂર્વવત્ દેવાદાર બની જશે; પરંતુ સંસ્થાનના અમુક અમુક ભાગોમાં એકથી વધારે વખત ઋતુઓ પ્રતિકૂળ બનતાં, વર્ષ ફરી ગયાં છે, અને છેલ્લું વર્ષ તો એટલું નબળુ હતું કે લગભગ બધીજ મહેસુલની વસુલાત પણ મોકૂફ કરવામાં આવી હતી. અને કેટલાક ગામડાનો વસુલનો આંકડો શૂન્ય જેટલો કે બેથી ત્રણ આની સરેરાશ ઉપર હતો, એવી પરિસ્થિતિમાં પણ જે મહાલોને દેવા મૂકત થયા લગભગ સાત વર્ષ થયાં છે તે મહાલોના ખેડુતો દેવાગ્રસ્ત થયાના દાખલા નજરે ચડયા નથી, અને તેમણે શાહુકારોના પંજામાં સપડાયા સિવાય દુષ્કાળ જેવું વર્ષ વિતાવ્યું છે. દીવાની અદાલતો આ બાબતમા અચૂક માપદર્શક હોય છે. પણ અત્યારે દીવાની અદાલતોમાં ખેડુતો વિરૂદ્ધ ઘણાં થોડા દાવાઓ દાખલ થાય છે, જ્યારે કરજનો ફડચો થયા પહેલાં, દીવાની કોર્ટોના દાવા રજીસ્ટરમાં ખેડૂતો સામેના દાવાઓનો મોટો ફાળો હતો.

**(૮) માત્ર કરજ નિવારણ બસ નથી.**

માત્ર ખેડૂતોના કરજનો ફડચો કરવાથીજ તેમની સ્થિતિ સુધરી જશે એવો ભ્રમ ભાવનગર દરબારે સેવ્યો નથી. કરજ કમિટીના રીપોર્ટના નીચેના ફકરાથી તે સ્પષ્ટ થશે.

" કરજદારી એ રોગ તેમજ રોગનું બાહ્યચિહ્ન બન્ને છે. રોગ તરીકે તેનું નિવારણ ખાસ ઉપાય વડે થવું ઘટે. પણ બીજા વધારે ઉંડા રોગનું તે બાહ્યચિહ્ન પણ છે તે જોતાં વધારે ઉંડી ચિકિત્સા આવશ્યક છે; અને કરજદારીના પ્રશ્ન સાથે સંબંધ રાખતા બીજા પ્રશ્નોનો પણ વિચાર અને ઉકેલ જરૂરી બને છે. બીજા પ્રશ્નોનો અત્રે સામાન્ય નિર્દેષ કરવાથી પણ લંબાણ વિષયાન્તર થવાનો ભય રહે છે પણ ટૂંકમાં કહીએ તો આ આખો પ્રશ્ન, ખેડૂતોને તેમની જમીન

અને મહેનતથી વધારેમાં વધારે ઉત્પન્ન લઇ શકે તેવા શકિતશાળી, અને ઉત્પન્નની વધારેમાં વધારે કિંમત ઉપજાવી તે નફો સાચવી શકે તેવા આવડતવાળા બનાવવામાં સમાઈ જાય છે." (કરજ કમિટીનો રીપોર્ટ પૃ. ૪૭)

**(૯) બીજા પૂરક ઉપાયોની આવશ્યકતા.**

વધારામાં, કમિટીએ બીજા પૂરક ઉપાયોની જરૂર ઉપર નીચેના શબ્દોમાં ભાર મૂક્યો હતો:—

"એમ જણાયું હતું અને તે વાત તદ્દન સાચી પણ છે, કે ખેડૂતની કરજદારીનો પ્રશ્ન, ગામડાના સમગ્ર આર્થિક જીવનથી નિરાળો પાડીને તેની યથાર્થ વિચારણા સંભવિત નથી. બધી વાતોનો એક સાથેજ ઉપાય યોજવો જોઇએ. કરજદારી ગમે તેમ તો રોગનું બાહ્યચિહ્ન છે એટલે માત્ર તેનોજ ઉપાય કરવાથી ધારેલું પરિણામ આવે નહિ. એ માટે સમગ્ર ગ્રામ્ય જીવનની પૂનર્ઘટના થવાની જરૂર છે; અને તેથી ગ્રામ્ય જીવનના સમસ્ત ક્ષેત્રને એક યા બીજી રીતે સ્પર્શે એવી રીતે ગ્રામ પંચાયતની સપ્રયોજન યોજના કરવામાં આવી છે" (કરજ કમિટીનો રીપોર્ટ પૃ. ૪૮.)

એ ખરૂં છે કે કરજદારી એટલા ચોંકાવનારા પ્રમાણમાં વધી હતી કે તેનું સમૂળ નિવારણ, ગ્રામો-દ્ધારની બીજી યોજના અમલમાં મૂકતા પૂર્વે, એક તદ્દન આવશ્યક પગલું હતું. પણ એકવાર ખેડૂતો ઋણ મૂક્ત થયા, એટલે પછી તેની શુભ અસર થોડા વર્ષોમાં નામ શેષ ન કરવી હોય અને ચિર સ્થાયિ બનાવવી હોય તો ખેતીના બીજા પ્રશ્નોના ઉકેલ પર પણ ધ્યાન આપવું જોઇએ. એ બીજા પ્રશ્નો કયા છે તેનો સંક્ષિપ્તમાં નિર્દેશ કરી, તે સંબંધે ભાવનગર રાજ્યે શું પ્રયત્નો કર્યા છે તે તપાસીયે.

**(૧૦) ભવિષ્ય સંબંધેની અનિશ્ચિતતાને લઇને વર્તમાન પરિસ્થિતિ જે કર્તવ્ય સૂચન કરે તેની ઉપેક્ષા અયોગ્ય છે.**

ભાવનગરના સમૂળ કરજ નિવારણના પ્રયોગ પરત્વે, જ્યારે તે ગતિમાં હતો ત્યારે પણ, એ ટીકા સતત થયા કરતી કે કરજ નિવારણથી ઉભાં થતાં ભવિષ્યનાં જોખમ જવાબદારી પરત્વે ઘટતું વજન આપવામાં આવ્યું નથી. વળી ભવિષ્ય માટે યોગ્ય બાંહેધરી અને સંરક્ષણ આપવામાં ન આવે તો પછી કરજ મૂકિતનો કાંઈ અર્થ રહેતો નથી આનો યોગ્ય ઉત્તર એજ હોઈ શકે કે ભાવિ તો હંમેશા અમુક અંશે અનિશ્ચિતજ રહેવાનું. પરંતુ એ બ્હાનું આગળ ધરીને વર્તમાન પરિસ્થિતિ, જે નવા સુધારા અને અત્યારની હાલતના ઉપાય માટે પૂકારી રહી છે તેના, સ્પષ્ટ પડકારને અવગણીને કરજ નિવારણની તાત્કાલિક જરૂરીઆત ભાગ્યેજ ઈન્કારી શકાય. ખેડૂતોના કરજનો વિસ્તાર અને તેનું પરિણામ વિચાર્યા છતાં તેનો ફડચો કરવામાં આનાકાની થતી હોય તો તેનું કારણ તે પ્રશ્નની ગહનતા અને તેના ઉકેલમાં જે મોટી રકમનું રોકાણ કરવું પડે તે કારણભૂત હોય એવી શંકા રહ્યા કરે છે. કરજદારીના ઉકેલ પરત્વે જે નિષ્ક્રિયતા અને નિશ્ચયાત્મક વલણનો અભાવ જોવામાં આવે છે તેમાં પરસ્પર વિરોધી માનસ રહેલું જણાય છે. આ વિષય ઉપર એક મિત્રને પત્ર લખતાં, સર પ્રભાશંકર પટ્ટણીએ નીચે મુજબ અભિપ્રાય દર્શાવ્યો હતો:—" હું માનસશાસ્ત્રી નથી. પરંતુ એ સામાન્ય અનુભવની વાત છે કે જ્યારે કોઈ માણસ અમુક કામ, જે કરવા સરખું હોય પણ તે કરવાને પોતે અશક્ત હોય અગર તે કામ કરવાની અનિચ્છા હોય ત્યારે સામાન્યતઃ તે કામ પોતે કરી શકે તેમ નથી એમ ખુલ્લે દિલે કબુલ નહિ કરતાં, ઝટ ખુલાસો થઈ ન શકે એવા વિચિત્ર માનસિક વ્યાપાર વડે, તે કામ કરવા જેવુંજ નથી અગર તો તે કામ માટે હજી યોગ્ય સમય પ્રાપ્ત થયો નથી એમ પોતાની જાતને તે મનાવીને તે છેતરે છે. જો કે તે વાત સ્પષ્ટતા પૂર્વક કોઈ કબુલ કરતું નથી તોપણ કરજ નિવારણના પ્રશ્ન પ્રત્યેના વલણમાં એવી જ વિચારસરણિ મને કેટલીક વખત ભાસે છે; જ્યારે અંતરાત્મા કરજનિવારણની જરૂરીઆત

સ્વીકારે છે ત્યારે બાહ્ય વ્યવહારૂ મન એ કામની અશક્યતાથી ભડકે છે. અને પોતાની નિષ્ક્રિયતા કે અસ્થિરતાને વ્યાજબી ઠરાવવા માટે મૂળ પ્રશ્નને ઉડી કાઢી તેની ગંભીરતા ઓછી કરે છે. અગર કરજ નિવારણ થયા પછી પણ. અલ્પ સમયમાં ખેડુતો હતા તેવા જ કરજદાર થશે એમ કહીને પૂર્વ સ્થિતિના પુનરાવર્તનનું ચિત્ર પોતાના માનસચક્ષુ સામે કલ્પે છે."

**(૧૧) કરજ નિવારણ એ જરૂરનું પ્રાથમિક પગલું.**

દેવાના પ્રશ્નની ઉપેક્ષા કરવી એ તેની પ્રત્યે ખરાબમાં ખરાબ વલણ લેવા બરોબર છે, એમ કૃષિ ઉપરના રોયલ કમિશને ભારપૂર્વક જણાવ્યું હતું. વિશેષમાં દેવા સંબંધી વર્તમાન અસહ્ય પરિસ્થિતિનો પ્રથમ નિકાલ થયા પછી જ ભવિષ્યના સુધારાનો માર્ગ નિષ્કંટક થઈ તે રાહમાં કાંઈ પગલું ભરવાની સારી તક પ્રાપ્ત થઈ શકે. દષ્ટાંત તરીકે—જેમ આગગાડીને અકસ્માત થાય ત્યારે ભાગેલી તુટેલી વસ્તુઓ દૂર ખસેડી પહેલા પાટા અને સડક સાફ કરવી જોઈએ, તેવી રીતે, બીજા સુધારા અમલમાં મૂકતાં પૂર્વે કરજનો ફડચો કરવાનું પગલું લેવાની પ્રથમ જરૂર રહે છે. વળી જેવી રીતે માત્ર રસ્તામાંથી ભંગાર ઉપાડી લેવાથી જ અટકી પડેલો વ્યવહાર પુનઃસ્થાપિત થતો નથી, તેમ, માત્ર ભૂતકાળના દેવાનો ફડચો કરવાથી જ ખેડુતોની આર્થિક ઉન્નતિ થશે એવી આશા રાખવામાં ન્હોતી આવી. માત્ર બીજી પુનર્ઘટનાનાં કાર્યો કરતાં પહેલાં આર્થિક પુનર્વ્યવસ્થાના કાર્યને ગતિમાં મુકી, પાર ઉતારવા ભૂતકાળને લુંછી નાખી નવેસરથી શરુઆત કરવાની ખાસ જરૂર હતી.

ઈન્ટર નેશનલ લેબર રીવ્યુના ૧૯૩૫ના એપ્રીલના અંકમાં ભાવનગરના પ્રયોગના એક અવલોકનકારે ટીકા કરેલ છે કે "ભાવનગરના કરજ નિવારણના પ્રયોગની મુખ્ય સાર્થકતા, જુના કરજનો હિસાબ ચુકાવી આપીને પાટી લુંસી તે ચોકખી કરી છે, તેમાં સમાયેલ છે. પાટી ચોકખી હોય તો જ તેની ઉપર ભાવિ પુનર્ઘટનાની દોરવા ધારેલી રેખાઓ સ્પષ્ટપણે દોરી શકાય."

**(૧૨) માત્ર કાયદાનો પ્રબંધ, ખેડુતોને ફરી દેવામાં પડતા અટકાવી શકે નહિ.**

શરૂઆતમાં જ એ જણાવવું જોઈએ કે દરબારે ગ્રામપંચાયતની સંસ્થાને સજીવન કરી, તેની ઉપર બહુ મોટો મદાર બાંધ્યો છે. ગ્રામપંચાયતદ્વારા શી શી બાબતની સિદ્ધિની અપેક્ષા રખાઈ છે, તે રીપોર્ટમાં વિગતથી વર્ણવ્યું છે. કૃષિકારોને ભવિષ્યમાં ફરીવાર દેવું કરતાં અટકાવવા માટે તેમના આંતર જીવન ઉપર દેખરેખ રાખવા અને તેનું નિયમન કરવા માટે સખ્ત પ્રતિબંધક કાયદાઓ રચવા કેટલાક અભિપ્રાય આપે છે. કરજમૂક્ત કરેલા ખેડુતો ઉપર ફરીવાર કરજદારીનાં પુર ફરી વળતાં અટકાવવા માટે આવાં કૃત્રિમ બંધ બાંધવામાં ભાવનગર દરબારને શ્રદ્ધા નથી. ગમે તેવા શુભ હેતુથી યોજેલા આ કાયદાઓને વ્યવહારમાં મૂકતાં કેટલી મુશ્કેલીઓ આવે છે, તેનો હંમેશાં યથાર્થ વિચાર કરવામાં આવતો નથી. રાજ્યસત્તા ગમે તેટલી જાગૃત અને શુભ હેતુવાળી હોય તોપણ પ્રજાના આંતરિક વ્યવહારને નિયમિત કરવાના પ્રયત્નથી સારા કરતાં બુરું કદાચ ન થાય તોપણ પ્રસંગે તે અયોગ્ય સતાવણીનું કારણ તો બને જ.

**(૧૩) ગ્રામપંચાયતદ્વારા આર્થિક દષ્ટિએ સ્વાશ્રયી સમાજ રચાય એ જ ભવિષ્ય માટેની ઉત્તમ બાંહેધરી છે.**

ગ્રામપંચાયત જેવી સ્વયંશાસિત સંસ્થાદ્વારા ધીમા પણ મજબુત પગલે થતા સુધારા ઉપર ભરોસો રાખવાનું ભાવનગર દરબાર પસંદ કરે છે. જ્યારે પંચાયતનો સંપૂર્ણ વિકાસ થશે ત્યારે આર્થિક દષ્ટિએ તે સંગીન બનશે, એવી આશા રાખવામાં આવે છે; એટલું જ નહિ પણ તેમાં અવિચારી ઉડાઉગીરી અને દેવું કરવાની વૃત્તિ ઉપર પણ પ્રચલિત જાહેર મતનો નૈતિક અંકૂશ રહેશે. પણ આવો પ્રબલ અને સ્વાશ્રયી સમાજનો સંપૂર્ણ વિકાસ કુદરતી રીતે મંદગતિએ જ થવાનો.

ગ્રામપંચાયતો પૂર ઝડપથી વધતી જાય છે. ચાર વર્ષ પહેલાં ફક્ત છની સંખ્યા હતી. અત્યારે ૮૪ ગામડાઓ સ્વયંશાસન તો અધિકાર ભોગવે છે; અને બીજાં ૫૫ ગામડાઓએ ગ્રામપંચાયત મળવા અરજ કરેલી છે. પૂનરૂક્તિના ભયે પણ એ કહેવું જરૂરનું છે કે ગ્રામપંચાયતના પ્રત્યક્ષ કે પરોક્ષ ગમે તે બીજા લાભો હોય પણ ગામડાઓમાં આત્મભાન જાગૃત કરવાનો, ગ્રામજનતાને પોતાના સુખદુ:ખનો સ્વયં વિચાર કરતા બનાવવાનો અને સામુદાયિક હિતના પ્રશ્નો પરત્વે રસ લેતા કરવાનો અનોખો લાભ તેમાં સમાયો છે.

**(૧૪) ગામડાઓમાં અક્ષરજ્ઞાનનો ફેલાવો.**

નિરક્ષરતાથી નિપજતા પરિણામની અતિશયોક્તિ કરવી સહેલી છે. હિંદુસ્થાનના ખેડૂતને લખતાં વાંચતા કે હિસાબ ગણતાં આવડતા નથી એ અર્થમાં તે નિરક્ષર છે ખરો પરંતુ નિયમિત રીતે દૈનિક વર્તમાન પત્ર કે રવિવારે દેવળમાં જઈ બાઇબલ વાંચતા અંગ્રેજ ખેડૂતના કરતાં તે વધારે પ્રમાણમાં વ્યવહારદક્ષ અને સામાન્ય બુદ્ધિ ધરાવે છે, એવો આ વિષયના વિદ્વાન વિચારકોનો અભિપ્રાય છે. એક વર્તમાન પત્રના ખબર પત્રીએ કરેલ ટીકા મુજબ, હિંદુસ્થાનનો સામાન્ય ખેડૂત તેને નુકસાન થાય તેટલી હદ સુધી પ્રારબ્ધ વાદી હશે. પરંતુ સામાન્યત: તેનામાં વ્યવહાર બુદ્ધિ, ધીરજ, ઉદ્યોગ અને કરકસરની વૃત્તિ અસામાન્ય પ્રમાણમાં હોય છે. પણ તે બધા સાથે તે કેળવણીના સંસ્કારથી વંચિત છે, તેની ના પાડી શકાય નહિ; તેમ છતાં જ્યારે આ દોષ નિર્મૂળ થશે ત્યારે નિ:શંક તે દુનિયાના કોઈ પણ ભાગના ખેડૂત સાથે સરખામણીમાં ઉભો રહી શકે તેવો નમુનેદાર ખેડુત બનશે.

ખેડૂતોને પોતાની નિરક્ષરતાની અને અજ્ઞાનની ઘણી ભારે કિંમત આપવી પડે છે. તે હકીકત, એકના એકજ ગામમાં વ્યાજનો દર જે કણબીને આપવો પડે છે, તેની સરખામણીમાં કોળી જેવી પછાત કોમ વધારે આકરો દર ભરે છે. તેથી જણાય છે.

આ બાબતમાં કમિટીના રીપોર્ટમાં નીચે મુજબ ઉલ્લેખ કરેલો છે:—

"કોળી કરતાં કણબીની શાખ મોટી તેમજ જરૂરીઆત વધારે હોય છે. એટલે કોળી કરતાં કણબીઓ પ્રમાણમાં વધારે કરજ કરે છે. છતાં કોળી કોમ જે કરજ કરે તેનાં વ્યાજ વટાવ વધારે આકરા તેને ભરવા પડે છે, આ વાત કોળીના ગામનો અને કણબીના ગામનો વ્યાજનો દર અથવા તો એકજ ગામમાં એકજ શાહુકારે કણબી તેમજ કોળી પાસેથી લીધેલા વ્યાજની સરખામણી કરવાથી સાબીત થઈ શકે છે. ઉદાહરણ તરીકે ધાંધળી ગામમાં સારા કણબી ખેડૂતો છથી બાર ટકાના વ્યાજે નગદ રકમ કે માલ મેળવી શકે છે; જ્યારે કોળી ખેડૂતને સવાયા ખાતા પાડી આપવા ઉપરાંત ખળાટાણીએ રકમ ભરપાઈ ન થાય તો સવાયા બાકી પણ કાઢી આપવા પડે છે, બીજી રીતે કહીએ તો એક વરસમાં બે કે ત્રણ વખત નવું ખાતું પાડવામાં આવે છે અને દરેક વખતે ૨૫ ટકા ઉમેરાય છે. આવી મોલ-સવાયાની રસમ ભાણગઢ જ્યાં બધા ખેડૂતો કોળી કોમના છે ત્યાં પ્રચલિત છે. ધાંધળીમાં મોલ સવાયાની રીત નથી. ત્યાં કોળી ખેડૂતને દરરૂપીએ દરમાસે અડધો આનો વ્યાજ આપવું પડે છે; જે દરવર્ષ ૩૭½ ટકા જેટલું થવા જાય છે. વળી સેંદરડા જ્યાં કણબી ૯થી ૧૨ ટકા વ્યાજ આપે છે ત્યાંજ કોળીને ઘરેણાં ગીરો મૂકી રૂપીઆ ઉપાડવા હોય તો પણ ૧૮¾ ટકા વ્યાજ આપવું પડે છે."

આ ઉપરથી આવશ્યક સાર એટલો નીકળે છે કે જેટલી નિરક્ષરતા વધારે એટલો શાહુકાર ઉપર આધાર વધારે રાખવો પડે, અને તેના પ્રમાણમાં તેનો ગેરલાભ વધારે લેવાય. જ્યાં દેવાની સંખ્યા અને પ્રમાણ અજ્ઞાનતા અને કેળવણીમાં પછાતપણા સાથે પ્રત્યક્ષ કાર્ય કારણ સંબંધ ધરાવતું હોય, ત્યાં ભવિષ્યમાં દેવું થતું અટકાવવા માટે કેળવણી દ્વારા જ્ઞાનનો પ્રચાર કરવો એ નિ:સંદેહ રીતે એક અસરકારક ઉપાય લેખાવો જોઈએ.

પરેલ ભુવનની ઉદ્ઘાટન ક્રિયાના પ્રસંગે જ્યારે પાછલી સાલોનું મહેસુલ માંડી વાળવાની સત્તાવાર

જાહેરાત થઈ ત્યારે ખેડૂતોની સભામાં પ્રવચન કરતાં સર પ્રભાશંકર પટ્ટણીએ કહ્યું હતું કેઃ—

"તમને નાણાં મળ્યાં છે અને દરબારી લ્હેણામાંથી તમે મૂક્ત થયા છો એટલે તમારો હેતુ પરિપૂર્ણ થયો છે એમ ન માની લેતા. અભણ અને ટુંકી નજરવાળો ફુલણજી પોતાના બાપની લાખો રૂપીઆની મિલ્કત પણ થોડા સમયમાં વેડફી નાખે છે માટે આ બધું યોગ્ય કેળવણી વગર નકામું છે."

હિંદુસ્થાનનો ખેડૂત ઉંડી પહોંચ અને દીર્ઘદષ્ટિ વિનાનો હોવાનું મૂખ્ય કારણ તેનું અગાધ અજ્ઞાન અને નિરક્ષરતા છે. પોતાની અશક્તિથી નહિ પણ માત્ર બેદરકારી અને અજ્ઞાનથી મુદતસર નહિં ભરેલા, નજીવા દેવાનો વ્યાજ વટાવનો બોજો વધ્યે જાય છે, તેની તેને ઝાંખી પણ થતી નથી. તેનું કારણ પણ આ તેની ગાઢ નિરક્ષરતામાં જ રહેલું છે. કમિટીની તપાસમાં એવા ઘણા કિસ્સાઓ નજરે ચડયા હતા, કે જેમાં મૂળ તો સહેલાઈથી ભરી શકાય એવી ઘણી નજીવી રકમ, મુદતસર ભરી નહિ દેવાની ગફલતથી વ્યાજ વિગેરે વધીને ઘણી મોટી થઇ ગઇ હતી. કમિટીએ તેની મૂળ તપાસણીની નોંધમાં વ્યાજખોરી ટીકા કરેલ છે કે આવા કિસ્સાઓ ખેડૂતોને બરોબર કેળવણી આપવાની જરૂરીઆતનો સ્પષ્ટ નિર્દેષ કરે છે, જેથી થોડી બાકીની દેવાની રકમ આપવાનું મુલ્તવી રાખવામાં કેટલું જોખમ સમાયું છે તેનો ખ્યાલ તેને આવે અને મુદત દરમ્યાન દેવુ આપવાની નૈતિક ફરજનું તેને ભાન થાય. નાણા ધીરનાર રાજ્ય હોય કે સહાયકારી મંડળી હોય ત્યાં એક રીતે આ બન્ને તત્ત્વો વિદ્યમાન હોય છે.

અલબત્ત જ્યાં સુધી ખેડૂત વાંચતાં લખતાં અને ગણતાં નહીં શીખે ત્યાં સુધી, અદા કરી શકાય તેવું કરજ અદા નહિ કરવામાં કેટલું મોટું જોખમ રહેલું છે તેનું ભાન તેને નહિ થાય. જે ગામડામાં નિશાળ છે, ત્યાં પણ ખેડૂતના છોકરાઓ કેળવણીનો મળી શકતો પૂરો લાભ લેતા જણાતા નથી; એ દિલગીર થવા જેવું છે. જે ગામને ગ્રામપંચાયત આપવામાં આવે છે, તે પહેલું સુધારાનું પગલું નિશાળની માગણી કરવાનું લે છે, તે હકીકત આવકારદાયક છે.

નિયમ તરીકે તો જે ગામમાં ૫૦૦ કે તેથી વધારે વસ્તી હોય ત્યાં જ નવી નિશાળ ખોલવામાં આવે છે. પરંતુ ગ્રામપંચાયતના ગામોને એ નિયમનો અપવાદ ગણેલ છે. ત્યાં ૫૦૦ થી ઓછી વસ્તી હોય તો પણ નિશાળનો લાભ આપવામાં આવે છે. આથી કેળવણીનો પ્રચાર ઝડપથી થશે, અને નિરક્ષરતા દૂર થશે;—જે નિરક્ષરતા અભણ અને અગમચેતી વગરના ખેડૂતોનો ગેરલાભ લેવામાં, શાહુકારોનું અતિ પ્રબળ હથીઆર ગણવામાં આવે છે.

વિશેષતઃ એ સંતોષપૂર્વક નોંધ લેવા જેવું છે કે ગ્રામપંચાયતવાળા ગામો જ્યાં થાણદારની દરમ્યાનગીરી વિના દરબારી મહેસુલની વસુલાત થાય છે ત્યાં ગ્રામ પંચાયત સિવાયના ગામો કરતાં ત્વરાથી અને નિયમીત દરબારી મહેસુલની વસુલાત આવે છે. એ બતાવે છે કે એ ગામડાઓમાં મુકેલો વિશ્વાસ નકામો ગયો નથી.

**૧૫. બુદ્ધિશાળી ખેડૂત કોમ સામાજીક ખર્ચોની મર્યાદા બાંધવા ઉત્કંઠિત હોય છે.**

ઉપર ઉલ્લેખ કર્યા મુજબ કરજદારી ઉત્પન્ન થવાનું મૂળ અને મુખ્ય કારણ સામાજીક પ્રસંગો છે. તે નિમિત્તે વધારે પડતું ખર્ચ કરવાથી વારંવાર વધતું જતું દેવુ કરવું પડે છે.

એક સાનંદનોંધ લેવા જેવું છે કે આ સંસ્થાનના ખેડૂતો હવે જાગૃત થતા જાય છે. અને સામાજીક ખર્ચોને ઓછા અને નિયમિત કરવાની જરૂરીઆત સમજતા થયા છે તેમ કરવામાં જ્યાં દરબારી દરમ્યાનગીરીની જરૂર જણાય ત્યાં તે પણ મેળવે છે, કરજની પ્રાથમિક તપાસણી કરનારી કમિટીના રીપોર્ટના પૃષ્ટ ૪૨ મેં કરેલી વિસ્તૃત ટીકાનું આંહિ અવતરણ કરવું યોગ્ય ગણાશે.

"જ્ઞાતિના રીવાજો અને સામાજીક બંધનો જે જે ગજા ઉપરવટ ખર્ચ કરવાની અને ભારે કરજો કરવાની ફરજ પાડે છે તેના જુલ્મી બંધનના સંબંધે કણબી, પંચોળી વિગેરે જ્ઞાતિના સમજદાર માણસોનું

માનસ જાગૃત થયું છે. તે જુલમમાંથી છૂટવા અર્થે જ્ઞાતિના વ્યવહારોને, કાયદાઓ અને પેટા કાયદાઓથી, નિયમીત કરવા માટે તેમણે પ્રયત્નો કર્યા છે પણ તેવા કાયદા કાનુનો અમલકારક બનાવી શકાય એવી યોજનાના અભાવે ધારાધોરણના પાલન કરતાં તેનો ભંગ વિશેષ થતો હતો. આવા સંયોગોમાં કેટલીક જ્ઞાતિઓ, દરબાર તરફથી ધારાધોરણ થાય તેને વધાવી લે છે. જ્ઞાતિના મોટા સમૂહનો મત આ પ્રમાણે હોય ત્યારે દરબારે અઘટિત દખલગીરી સામે રક્ષણ થાય તેવી રીતે યોગ્ય ધારો ઘડી આપી, તેનો અમલ કરાવવામાં આનાકાની કરવી જોઇએ નહિ.

**૧૬. ખરક લોકોએ જ્ઞાતિના ધારા પળાવી આપવા અરજ કરતાં તે મુજબનો ધારો કરી આપવામાં આવ્યો.**

આ સંસ્થાનમાં ખરક નામની ખેડૂતોની મુખ્ય જ્ઞાતિ છે. તેઓ ખડતલ અને ઉદ્યોગશીલ હોઇ મોટી સંખ્યામાં ભેંશો રાખી ખેતીની આવકમાં ઉમેરો કરે છે. તેઓ આટલા ઉદ્યોગી અને સારૂં કમાતા હોવા છતાં લગ્ન, ઘરઘરણું (પૂનર્લગ્ન), આણા (છોકરીને પહેલી વખતે સાસરે વળાવવાની ક્રિયા) વિગેરે વરાઓમાં ગજા ઉપરવટનો ખર્ચ કરવાથી ઘણાં ડૂબી ગયા છે.

સામાજીક બંધનોને વશ થઇને કરવા પડતા ખર્ચોમાંથી બચી જવા માટે જુદાજુદા વરા વખતે કેટલો ખર્ચ કરવો, તેની નોંધ સાથે, તે મુજબનો ધારો કરી આપવા તેમણે સ્વતંત્ર અરજ કરેલી તે નિયમોનો ભંગ થાય ત્યારે જ્ઞાતિનું પંચ કસુરવાનનો દંડ કરે છે અને જે તે મહાલના વહીવટદાર (પ્રગણાના વસુલાતી અમલદાર) તે દંડ દરબારી લ્હેણું જે રીતે વસુલ કરવામાં આવે છે તે રીતે વસુલ કરી આખી જ્ઞાતિના પંચને સોંપે છે. આ ધારાને દરબારશ્રી તરફથી મંજૂરી આપવામાં આવતાં, છેલ્લા વર્ષોમાં ખરક જ્ઞાતિમાં ગજા ઉપરના ખર્ચો વધી ગયા હતા તે અંકુશમાં આવ્યા છે.

અલબત્ત, સામાજીક સુધારા બહારથી લાદવા એ ભાગ્યેજ સલાહકારક અને વ્યવહારૂ હોય છે. પરંતુ ફરીથી કમિટીના રીપોર્ટના શબ્દોમાં કહીયે તો— "ધારાધોરણનું ઘડતર અને તેની પ્રસિદ્ધિ, એક રીતે જે જ્ઞાતિઓના તે ધારા ધોરણ હોય તે જ્ઞાતિઓની તેવા સામાજીક સુધારા માટે તૈયારી અને જરૂરીઆત દર્શાવે છે. તેવી જરૂરીઆત અને તૈયારી જ્ઞાતિના મોટા સમુદાયે દર્શાવી હોય ત્યારે રાજ્યે જરૂર મુજબની કાયદાની મહોર લગાવી આપવી જોઇએ. તેના અભાવે જ્ઞાતિના ધારાઓ અમલ વગરના કાગળ પર રહે છે. અને જેનો વ્યવહાર સાથે સંબંધ ન હોય તેવા શુભ આશયને માત્ર વ્યક્ત કરવા જેટલા ઉપયોગી હોય છે.

ખરકના ઉદાહરણથી એટલું સ્પષ્ટ થાય છે કે જ્ઞાતિના નિયમોમાં દરબારશ્રીની દરમ્યાનગીરી હંમેશાં અરૂચિકર નથી હોતી. ઉલટું કેટલીક વખત કણબી, પશેવાળ, પચોળી તથા કુંભાર જેવી ઉદ્યોગી અને મહેનતુ જ્ઞાતિઓને, કુરિવાજના પાશમાંથી બચાવવાનો એ એક માત્ર કારગત ઉપાય હોવાની પ્રતીતિ થાય છે. રાજ્યની મદદ અને દરમ્યાનગીરી વગર જ્ઞાતિના માત્ર કાગળ ઉપરના કાયદાજ જ્ઞાતિના પ્રચલિત કુરિવાજ અને સામાજીક ચૂડમાંથી ભાગ્યેજ કોઇને બચાવી શકે છે.

**૧૭. ખેતીના અંગની ખરેખરી જરૂરીઆત માટે બહોળે હાથે તગાવી અપાય છે**

ગામડામાંથી શાહુકારોને દૂર કરવાનો ઇરાદો હતો નહિ તેમજ તે શક્ય પણ નથી. તે સાથે ખેડૂતોને ખેતીના અંગની ખરેખર જરૂરીઆતને લીધે દેવું કરવાના પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે તેનો અયોગ્ય ગેરલાભ લઇ શકાય નહિ, તે માટે દરબાર તરફથી બહોળા પ્રમાણમાં અને ઉદાર શરતોથી તગાવી ધીરવામાં આવે છે. કેટલાક પ્રકારોની તગાવી વગર વ્યાજુ ધીરવામાં આવે છે; અને ખર્ચાળ ખેતીના સુધારા માટે મોટી રકમની તગાવી ધીરવામાં આવે છે ત્યારે વ્યાજનો સાધારણ દર લેવામાં આવે છે. સામાન્યત: માત્ર બીયારણની તગાવી માટેજ દર

વર્ષે વાવણી ટાણામાં એક લાખ રૂપીઆ આપવામાં આવે છે. તેનું કાંઈ વ્યાજ લેવામાં આવતું નથી. વળી જરૂરીઆતવાળા ખેડુતોને નવો કુવો ગાળવા માટે કે જુનો કુવો ઉંડો ઉતારવા માટે, બળદ ખરીદવા કે વાઢના બીયારણુ માટે પણ પચાસ હજાર રૂપીઆ દર વર્ષે મંજૂર રહે છે. સાધારણ વર્ષોમાં ઉપર જણાવ્યા મુજબની તગાવી ધીરવામાં આવે છે; તે ઉપરાંત કમી વરસાદ જેવા મુશ્કેલીના પ્રસંગે વરસ પૂરૂં કરવા માટે ખાસ તગાવી પણ ધીરવામાં આવે છે. દષ્ટાંત તરીકે, બે વર્ષ પહેલાં રૂપીયા ૭ લાખથી વધારે જમીન મહેસુલ ભરતા કુંડલા અને લીલીયા મહાલના આશરે સીત્તેર ગામોમાં સખત અનાવૃષ્ટિની અસર હતી. દરબારશ્રીએ પ્રથમ તમામ જમીન મહેસુલ મોકુફ કરી; અને ત્યારબાદ ૭૮ ટકા જેટલી રકમની જમીન મહેસુલ માંડી વાળી. તદુપરાંત એક લાખ અને પાંચ હજાર રૂપીઆ બીયારણુ ખોરાકી માટે દાણા તથા ઢોર માટે ઘાસ વિગેરે જુદાજુદા પ્રકારની તગાવીની ખાસ મંજૂરી દરબારશ્રીએ આપી હતી. છેવટે તે તમામ રકમનો ખેડુત સંકટ-નિવારણ ફંડના એકઠા થયેલા વ્યાજમાં સમાસ કરી માંડી વાળવામાં આવેલી સદ્ગત નેક નામદાર મર્હૂમ મહારાજા સાહેબે, ઈ. સ. ૧૯૧૨માં નામદાર યુવરાજશ્રીના (વર્તમાન નામદાર મહારાજા સાહેબશ્રી કૃષ્ણકુમારસિંહજીના) શુભજન્મ પ્રસંગે તેઓ નામદારનું મુબારક નામ જોડી દીર્ઘદર્શી બુદ્ધિથી આ ફંડ સ્થાપેલું છે.

**૧૮. જુના કરજનો ફડચો થવાથી સહાયકારી મંડળીના વિકાસમાં સરળતા.**

સહાયકારી મંડળીના વિકાસમાં મોટા અંતરાય રૂપ જુના કરજનો બોજો હતો. પણ જુના કરજનો સમૂળ ફડચો થતાં સહાયકારી મંડળીયોના વિકાસ અને વિસ્તાર માટે માર્ગ ખુલ્લો થયો છે. સહાયકારી મંડળીની યોજનાથી અને પ્રથમ ઉલ્લેખ કર્યા મુજબ બહોળા પ્રમાણુમાં તગાવી ધીરવાથી, ખેતી સંબંધી વ્યાજબી જરૂરીઆત પૂરી પાડશે એમ આશા રાખવામાં આવી છે. સહાયકારી મંડળીઓએ એકઠી કરેલી રકમ જેટલી બીજી સામી, બે હજારથી વધારે નહિ તેટલી રકમ દરબારશ્રી તરફથી ૩૧/૨ ટકાના વ્યાજે કરજ તરીકે ધીરવામાં આવે છે; અને મંડળીના સભાસદોએ એકઠી કરેલ થાપણુના ૨૦ ટકા જેટલી રૂા. ૪૦૦ થી વધારે નહિ તેટલી રકમ, મંડળીને બક્ષીસ આપવામાં આવે છે. અત્યાર સુધી કુલ રૂા. ૧,૦૬,૭૫૦ સામી રકમ કરજ તરીકે ધીરવામાં આવી છે. અને રૂા. ૨૦,૩૮૯—મંડળીયોને બક્ષિસ તરીકે આપવામાં આવ્યા છે. કરજ ધીરવામાં આવેલ છે, તે ભરી શકાય તેવા મુકરર કરેલ રકમના હપ્તાથી પાછું વસુલ કરવામાં આવે છે, દરબારશ્રીને ભરવાનો કરજનો હપ્તો અત્યાર સુધીમાં એક પણ પડયો નથી અને મુદતસર ભરી આપેલ છે, એ હકીકત મંડળીયોની સદ્ધરતા આપોઆપ સાબીત કરે છે.

**૧૯. ખાતાની જમીન પરત્વે વેચાણ અને વારસા હક બક્ષવામાં આવ્યો.**

૭ વર્ષ પૂર્વે, નેક નામદાર મહારાજા સાહેબના રાજ્યારોહણના પ્રસંગને સ્મરણીય બનાવવા, દરબારી ખેડૂતોને તેમના ખાતાની જમીન વેચાણ આપવાનો અને તેમના કાયદેસરના તમામ વંશવારસોનો વારસા હક સ્વીકારવામાં આવ્યો છે. આ નવા હકથી કીંમત ઉપજાવી શકાય નહિ એવી મુડી, જ્યારે જરૂર પડે ત્યારે ઉપયોગમાં આવી શકે તેવી ચલણી બની છે, એ કહેવાની જરૂર નથી. કેમકે ખાતાદારોને આ પહેલાં પોતાની જમીનની વેચાણ વ્યવસ્થા કરવાનો અધિકાર ન્હોતો. તેમજ તે જમીન સિદ્ધી લીટીના પુરૂષ વારસદારને અભાવે દરબાર દાખલ થવાને પાત્ર બનતી હતી.

આ નવા હકોથી ખેડૂતોની મિલ્કતની કેટલી કિંમત વધેલી ગણી શકાય તેની ચોકસ આંકણી કરવી લગભગ અશકય છે. પણ કુલ દરબારી ખાતાની જમીન આશરે ૧૮૦૦,૦૦૦ વીઘા છે. સામાન્ય રીતે ગણત્રી કરતાં એક વીઘાના રૂા. ૧૦ સરેરાશ ઉપજે એ રીતે ગણતાં ખેડૂતોની મિલ્કતની કિંમત અને

સાથોસાથ તેમની શાખ ૧½ થી ૨ કરોડ જેટલી વધી છે, એમ વ્યાજબી રીતે કહી શકાય.

**૨૦. ખેડૂત ન હોય તેવાના હાથમાં જમીન જતી અટકાવવા માટે ખરેખર ખેડૂત સિવાય બીજાને જમીન વેચવાની મનાઈ.**

નવા વેચાણ વારસાના બક્ષિસ હકથી ખેડૂતોનું જમીન પરત્વે મમત્વ વધશે એવી આશા રાખવામાં આવી છે, અને ખેતીમાં કાયમી સુધારણા મોટી રકમ ખર્ચીને કરવાની તેની ઈચ્છા થાય તો તેમ કરવાનું તેની શાખ વધતાં શકય બન્યું છે.

સાથે સાથ આવી અણધારી રીતે મિલ્કતની કિંમતમાં વધારો થવાથી તે પરાપૂર્વના જુના સંસ્કાર પ્રમાણે આંખો વીંચીને કરજના કુવામાં કુદી નહિ પડે એવી પણ આશા રાખવામાં આવી છે. શુભ ઉદ્દેશથી કરેલ નવાજેશનું પરિણામ બુરૂં ન આવે તે ખાતર ખરેખરા ખેડૂતોનેજ ખાતુ વેચી શકાય તેવી મર્યાદા અને અંકુશ આપેલા વેચાણ હકમાં, રાખવામાં આવ્યા છે છૂટથી પોતાનું ખાતું વેચી શકાય, તેવા હક ઉપર આ દેખીતો અંકુશ ખેડૂતોના પોતાના જ હિત માટે ઘણો અગત્યનો છે, એમ જણાવવાની ભાગ્યે જ જરૂર હોય. કોઈ પણ જાતના અંકુશ કે પ્રતિબંધ વીનાનો જમીન વેચાણનો હક અન્ય સ્થળે છે, ત્યાં જમીનની માલેકી ખરેખરા ખેડૂતોની પાસેથી વધારેમાં વધારે નફો ઉપરથી લઈ જવામાં જ જેમનું માત્ર હિત રહેલું છે તેવા મુડીવાળા અને જમીન આવી હોય તે ગામથી દૂર કાયમ શહેરમાં વસવાટ કરનારા જમીનદારોના હાથમાં ચાલી ગઈ છે, આમ થવાથી જમીન બગડતી ગઈ છે, અને ખેડૂતોને મરજી પડે ત્યારે જમીન છોડાવી લઈ શકાય તેવા ભાડુત અગર જમીન વીનાના મજૂરની સ્થિતિએ લાવી મૂક્યા છે.

જીલ્લામાં તેમજ અન્ય સ્થળે જમીનના ટુંકાટુંકા ભાગલા થવાનો પ્રશ્ન વધારે અટપટો બનતો જાય છે, કેમકે ત્યાં મુખ્ય રાજ્ય સત્તા અને ખરેખર જમીન ખેડનાર ખેડૂતની વચ્ચે જમીનદાર અને પેટા જમીનદારોની પરંપરા મધ્યસ્થા હોય છે. સદ્ભાગ્યે ભાવનગરમાં તેવું નથી. આ સંસ્થાનમાં જમીન ધારણ કરનારને શિર જાતે ખેડ કરવાની ફરજ છે. માત્ર કેટલાક મુકરર કરેલા સંયોગમાં પ્રગણાના વહીવટી અમલદારની પરવાનગીથી અમુક મુદત સુધીજ પોતાની જમીન બીજાને ભાગથી કે પટાથી ખેડવાને આપી શકે છે.

**૨૧. જમીનના નાના ભાગલા પાડવા સામે પ્રતિબંધક હુકમ.**

ઓછી જમીનના પોષણ થઈ શકે નહિ તેવાં નાનાં ખાતાં પડવાથી થતા ગેરલાભ તરફ સહુનું ધ્યાન ખેંચાયુ છે; જો કે ભાવનગર સંસ્થાનમાં જમીનના નાના નાના ટુકડા બહુ પ્રમાણમાં હજુ થયા જણાતા નથી; છતાં કરજ કમિટીના રીપોર્ટમાં મહુવા મહાલના ભાદરોડ ગામ સંબંધે જે ઉલ્લેખ છે તેથી તેવી સ્થિતિનો સદંતર અભાવ છે એમ પણ કહી શકાય એમ નથી. ભાદરોડ મોટું ગામ છે ખેડૂતોની આર્થિક સ્થિતિ ઉપર પ્રત્યક્ષ અસર કરે એવી એક બે લાક્ષણિક બાબત એ ગામના સંબધ દ્રષ્ટિ સમક્ષ આવી છે. તેનો નોંધ અત્રે કરવો ઘટે છે. ભાદરોડના ખેડૂતોનો મોટો ભાગ પંચોળીનો છે; જેઓ કદાચ કૃષિકારોના વર્ગમાં કણબી પછી બીજીજ કક્ષામાં આવે એવા મહેનતુ અને બુદ્ધિશાળી છે. પૂર્વે તેઓ આર્થિક દ્રષ્ટિએ સારી રીતે પોષણ થાય તેવા મોટા ખાતાં ધારણ કરતા હતા. પણ ખાતુ ધારણ કરનાર મૂળ પુરૂષના વારસદારોમાં જમીન વહેંચાઇ જતાં, પોષણ થઈ શકે નહિ એવાં નાનાં ખાતાંઓની સંખ્યા વધતી ગઇ છે. મૂળ ખેડૂતનો વંશ વિસ્તાર વધતાં, તેના પ્રમાણમાં વિભાગ પડવાથી ખરેખરા ખેડૂત હસ્તક જમીન એટલી જૂજ રહી છે કે તેથી, ખેતીની ટુંકી કમાણીમાં તેમનું પોષણ થઇ શકતું નથી. અને જોઇએ એટલું કામ પણ બારે માસ રહેતું નથી, તેમ થવાથી મૂળ સારા ખેડૂતો આજે ભાડે ગામ ફેરવીને બીજાની માલેકીના આંબા ગુંદાનો ઈજારો રાખીને કે છેવટ છૂટક મજુરી કરીને પોતાનો જેમ તેમ ગુજારો કરતા જોવામાં આવે છે.

એક ખાતાદાર પાસે અમુક વીઘાની યત્તાથી ઓછી જમીન હોય તો તે પૈકીનો કોઇ ભાગ તે વેચી, ગીરો મૂકી કે બીજી વ્યવસ્થા કરી શકે નહિ તેવો, અમુક હદની નીચે સર્વે નંબરોના ભાગલા પાડી શકાય નહિ તેવો તાજેતરમાં મનાઇ હુકમ થયો છે. તેવા પ્રતિબંધક હુકમથી ખાતાંઓ પોષણ ન થઇ શકે તેવાં નાનાં થતાં અટકશે એવી આશા છે.

**૨૨. જમીન મહેસુલની વસુલાત વધારે રહેમભરી બને છે.**

જમીન મહેસુલ સખ્તાઇથી વસુલ કરવાના ધોરણની ઘણી ટીકાઓ થાય છે. અને નિઃસંશય કેટલીક વખત ખેડૂતોના કરજનું એક કારણ તે પણ હોય છે. છેલ્લા વર્ષોમાં બે રીતે તે સખ્તાઇ દૂર કરવાના પ્રયત્નો કરવામાં આવ્યાં છે. એક તો, ખાતાનું પાછલી સાલનું લ્હેણું વસુલ કરવા માટે આખા ગામનું સામાન્ય આનીનું નામ સારી સ્થિતિના પહોંચતા ખેડૂતોને દૃષ્ટિ સમીપ રાખીને નહિ, પરંતુ મધ્યમ વર્ગના અને ગરીબ સ્થિતિના ખેડૂતો ઉપર સુરત રાખીને પાડવામાં આવે છે. આ લેવાણુ ગામના તમામ ખેડૂતો સ્હેલાઇથી ભરી શકે; એટલું માફક સરનું હોય છે. આ સામાન્ય આની કરતાં પણ વિશેષ રકમ ભરી શકે એવી સ્થિતિના ખેડૂતો પણ હોય છે; તેમની પાસેથી પાછલી સાલના લ્હેણા પેટે લેવાની વધારાની રકમનું નામ વહીવટદાર, વ્યક્તિગત ખેડૂતોનું જુદું જુદું પાડે છે. આ વ્યક્તિગત લેવાણુ, સ્થિતિ સંયોગો ફરી જાય તો તે અનુસાર, વહીવટદાર ઓછું કે વધારે કરી શકે છે.

ફીરતની મુદતને ચોકસાઇથી વળગી નહિ રહેવાનું બીજું પગલું લેવામાં આવ્યું છે, અને તે માટે પ્રત્યેક વર્ષે, પાકની સ્થિતિ અનુસાર, ગામ, તપો કે કે મહાલની ફીરતની મુદત લંબાવવા વિભાગના મદદનીશ (આસીસ્ટંટ) વસુલાતી અધિકારીને ખાસ સત્તા આપવામાં આવે છે.

**૨૩. નીરણની તંગીને પહોંચી વળવા માટે દંગામાં અને ગંજીઓ ખડકી ઘાસનો સંગ્રહ કરવામાં આવે છે.**

કપાસ અને શીંગ જેમાં કિંમતી પાક લેવા જતાં પોતાના ઢોરના નિભાવ માટે જોઇએ તેટલા ઘાસનો સંગ્રહ ખેડૂતો કરી શકતા નથી; અને વરસાદ મોડો શરૂ થાય અગર વચમાં લંબાવે ત્યારે ઘાસની ઘણી વખત તંગી પડે છે. ખેડૂતો પાસે ખડ અને કડબનો સંગ્રહ ખૂટી જાય ત્યારે તેમને મદદ કરવાના હેતુથી અનુકૂળ કેન્દ્ર સ્થળોએ ૩ થી ૪ કરોડ પૌંડ સુધી ઘાસનો સંગ્રહ રાજ્ય કરે છે. જ્યારે ૧૯૩૬ના જુલાઇ અને ઑગષ્ટની વચ્ચે દોઢ માસ કરતાં વધારે મુદત સુધી વરસાદે લંબાવ્યું હતું ત્યારે ખેડૂતોને પચાસ લાખ પૌંડ ઘાસ તગાવી તરીકે દરબારી સંગ્રહમાંથી તાત્કાલિક આપવામાં આવ્યું હતું. આવી સમયસરની મદદના અભાવે મોટા માલઢોર રાખનારા ખેડૂતો મુશ્કેલીમાં આવી પડત અને તેના નિભાવ અર્થે ઘાસચારો ખરીદવા માટે મોટું કરજ કરવું પડત.

**૨૪. ગોસંવર્ધન.**

કાયદા અગર કાનુનદ્વારા દરબાર તરફથી સંરક્ષણ આપી નવું દેવું ન થાય તે માટે નિષેધાત્મક પગલાં લેવામાં છે, તેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે હવે ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધારવા માટે જે સક્રિય યોજનાઓ હાથ ધરવામાં આવી છે, તે પૈકી મહત્વની અને જેનું તાત્કાલિક શુભ પરિણામ બતાવી શકાય તેવી ગોસંવર્ધનની પ્રવૃત્તિ છે. અલબત્ત તાજેતરમાં નામદાર વાયસરોય સાહેબ તરફથી જે અપીલ બહાર પડી છે તેથી આ પ્રવૃત્તિને સારો વેગ મળ્યો છે. પરંતુ આ અત્યંત અગત્યની બાબત તરફ ભાવનગરના દરબારનું ધ્યાન છેલ્લા પાંચ કે તેથી વધારે વર્ષોથી ખેંચાયું છે. આ વિષયમાં ધાર્યું પરિણામ લાવવામાં અંતરાય રૂપ, ખસી કરવા સામેનો રૂઢી ચુસ્તોનો જુગજુનો બંધાઇ ગયેલો અર્ધ ધાર્મિક પૂર્વ ગ્રહ છે. 'બર્ડીઝો પદ્ધતિ' નામે પ્રસિદ્ધ થયેલ રીતે ખસી કરવાથી, જાનવરને જરા પણ દુઃખ થતું નથી એમ દાર્શનિક બતાવેલા પ્રયોગો દ્વારા જણાવાથી,

હવે તે વિચારો તદ્દન પાયા વગરના અને જુનવાણી હર્યા છે. જરા સમજાવટથી અને તેમની નજર સમક્ષ 'બર્ડીઝો પદ્ધતિ'થી ખસી કરી બતાવવાથી ખેડૂતો તેમના વાછડાને ખસી કરાવવા પ્રેરાય છે; અને એ રીતે વહેમ ઓછો થતો જાય છે. બર્ડીઝો પદ્ધતિથી ખસી કરવામાં નિષ્ણાત માણસોને તે કામ માટે રોકવામાં આવ્યા છે. જેમણે ૮,૬૨૪ વાછડાઓને અત્યાર સુધીમાં ખસી કર્યા છે.

ગીરની ઉમદા જાતને હલકી પાડવામાં મહાજનીયા રખડતા આખલાઓ મોટે ભાગે જવાબદાર છે; અને તેમને ખસી કરી નિર્દોષ બનાવવાની ખાસ સાવચેતી લેવામાં આવે છે. ગામડામાંથી રેઢીઆર અને હલકી ઓલાદના ખૂંટા ખસી કરવાની સાથેસાથ, સુપ્રજનન (સારી ઓલાદ) માટે સારા જાતવંત દેખાવડા ઘણા ખૂંટા પૂરા પાડવાની પણ ગોઠવણ કરવામાં આવી છે. આવા ૧૧૦ હાલુ ધણખૂંટા દાજુદા સ્થળોએ રાખ્યા છે. રૂપકડા અને જાતવંત રાસા લાયક ખૂંટ મેળવવામાં, જે મુશ્કેલી નડે છે સ્થાનિક ગૌશાળા સ્થાપવાથી દૂર થઈ શકે; કે ાંથી જોઇએ તેટલી સંખ્યામાં ભરોંસાપાત્ર ધણખૂંટ પૂરા પાડી શકાય, આવી બે ગૌશાળાઓ સ્થાપવા માટે દરખાસ્ત કરવામાં આવી છે. અને તે બાબત દરબારશ્રીની વિચારણામાંજ છે.

લગ્ન જેવા સામાજીક વરાઓમાં જે અમર્યાદિત, ગજા ઉપર વટ, ખરચ કરવામાં આવે છે તે બાદ જતાં ખરેખર ખેતીના ખર્ચોમાં સૌથી મોટો હિસ્સો બળદ ખરીદીનો આવે છે. છેલ્લી પંચ વાર્ષિક ઢોર ગણત્રીમાં ભાવનગર સંસ્થાનના ખેડૂતો પાસે કુલ ૮૨,૪૨ બળદ નોંધાયા હતા. એક બળદ સરેરાશે દસ વરસ કામ આપે છે એમ માનીયે તો ઉતરી ગયેલા જુના બળદો બદલાવી ૮૨૪૨ નવા બળદો પ્રતિવર્ષે રાખવા જોઇએ. દરેક બળદની સરેરાશે રૂા. ૫૦–કિંમત અટકળાયે તો રૂા. ૪,૧૨,૧૦૦ એટલે ચાર લાખ રૂપિયા ઉપરાંત રકમ ભાવનગરના ખેડૂતોને બળદ ખરીદવા માટે ખર્ચવી પડે છે. સહેલાઇથી રાખવી પરવડે તેવી એક કે બે ગાયો જો દરેક ખેડૂત રાખે તો તેમાંથી પોતાને જોઇતા બળદો તે મેળવી શકે અને આ મોટી રકમ બચે; વળી બળદ ખરીદી માટે શાહુકાર પાસે વ્યાજે રકમ લેવાની ઓશીયાળ ભોગવવી ન પડે કે બળદ વેચનાર સંઘીની ગરજ ન રહે. તદ્દઉપરાંત ઘરે ઉછેરેલો બળદ. પૈસા ખર્ચીને ખરીદેલા બળદ કરતાં, અવશ્ય ઉત્તમ નિવડવાનો. જે ગામોએ માત્ર છેલ્લા બે વર્ષથી પણ ધણખૂંટ રાખવામાં આવેલ છે ત્યાં ઢોરની ઓલાદમાં સ્હેજે નજરે તરી આવે તેવો સુધારો થયો છે અને સંઘી સાથેના બળદ ખરીદીના કજીઆઓ ઓછા થયા છે.

## ૨૫. ખેડૂત સંકટ નિવારણ ફંડનો ખેડૂતોને કુવા પાકા બંધાવી દેવામાં થતો ઉપયોગ.

ખેડૂત સંકટનિવારણ ફંડ વિષે આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેના વ્યાજમાંથી કમી વરસાદ કે દુષ્કાળના પ્રસંગે છૂટથી મદદ કરવામાં આવે છે. અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિના કઠણ પ્રસંગોમાં જરૂરી મદદ આપવામાં ફંડના વ્યાજનો ઉપયોગ કરવા ઉપરાંત, વરસાદ લંબાવે કે કમી થાય તેવા અવાર નવાર આવતા પ્રસંગે પોતાનો બચાવ કરી શકે, અને ખેડુતોને કાયમી ફાયદો થાય તેવા કોઈ કામમાં આ રકમ વાપરવાની બાબત દરબારશ્રીની વિચારણામાં હતી. હિંદુસ્થાનની આબોહવાના વિલક્ષણ સંયોગોમાં અને ખાસ કરીને કાઠિયાવાડમાં અનુભવાતી ટુંકી અને અનિશ્ચિત વર્ષાઋતુના સામે, ખેડૂતોને રક્ષણ આપવા માટે કુવાનું સાધન કરાવી આપવાનું દરબારશ્રીને ઉપરોક્ત વિચારણાને અંતે યોગ્ય જણાયું. કુવાની જરૂરીઆત ભાવનગર સંસ્થાનમાં વિશેષે કરીને છે, કારણ કે ત્યાં પિત કરવા માટે નહેરની કે પાણીના સંગ્રહની કાંઈ ખાસ સગવડ નથી. તેમજ ભવિષ્યમાં મોટા પાયા પર તેવી સફળ યોજના હાથ ધરવાની શકયતાઓ પણ ઓછી છે.

## ૨૬. એક વરસમાં ૨૧૩ કુવા પાકા બંધાવવા માટે રૂ. ૭૮૫૦૬—નો ખર્ચ.

ઘણાં જુના કુવાઓ સજીવન તળ વાળા હોય, પરંતુ તે બાંધ્યા વીનાના કાચા હોઈ-ભાડ થઈ જવાથી, તેનો વપરાશ અશક્ય અને જોખમકારક હતો. તેનો ઉપયોગ કરવામાં દરવર્ષે ઘણી મહેનત અને ખર્ચ કરવો પડતો હોવાથી, ઘણાંખરા કુવાઓ નિરૂપયોગી પડયા હતા. એથી કહીને જે ભાડ કુવાનું તળ સારૂં હોય અને પાણીની આવ સજીવન હોય તેવા કુવાઓ પ્રથમ હાથ ધરવાનું નક્કી થયું; અને ગઈ સાલ ઉમરાળા મહાલના ઢસા તપામાં આવા ભાડ કુવા પાકા બંધાવવા માટે રૂા. ૭૫૦૦૦-મંજૂર રહ્યા. એ પ્રમાણે એક તળામાં કુવા બંધાવવાનો કાર્યક્રમ કેન્દ્રિત કરવા ઉપરાંત સંસ્થાનના બીજા સ્થળોએ છૂટા છવાયા કૂવાઓ બંધાવવા માટે જારતી રૂા. ૨૦૦૦૦-મંજૂર રહ્યા હતા. ઉપર જણાવ્યા મુજબ જે રકમ મંજૂર રહી હતી તેમાંથી ઢસા તપામાં રૂા. ૬૨૧૬૧-ખર્ચી ૧૬૨ અને સંસ્થાનના છૂટા છવાયા સ્થળે રૂા. ૧૭૩૪૫-ખર્ચી ૫૧ મળી કુલ ૨૧૩ કુવાઓનો જીર્ણોદ્ધાર થઈ પાકા બંધાવવામાં આવ્યા છે.

ગઢડા મહાલમાં ભાડ કુવાના જીર્ણોદ્ધાર માટે રૂા. ૮૦૦૦૦ ઈ.સ. ૧૯૩૭માં મજૂર રહ્યા.

ઈ. સ. ૧૯૨૭ની સાલમાં આ ફંડમાંથી રૂા. ૮૦૦૦૦-ગઢડા મહાલમાં ભાડ કુવાના જીર્ણોદ્ધાર માટે મંજૂર કરવામાં આવ્યા છે.

ઉપર જણાવ્યા મુજબનો તમામ ખર્ચ ખેડૂત સંકટ નિવારણ ફંડના વ્યાજમાંથી કરવામાં આવ્યો છે. થએલ ખર્ચ પૈકી અર્ધ રકમ ખેડૂતોને ખાતે ધીરવામાં આવી છે; અને તેના યોગ્ય રકમનાં કાંધા કરવામાં આવ્યા છે. બાકીની અર્ધ રકમ બક્ષીસ ગણી માંડી વાળવામાં આવી છે.

**૨૭. બી સુધારા અને વસ્ત્ર સ્વાવલંબની યોજના.**

જ્યારે જીનના કારખાના ન્હોતા અને ખેડૂતો હાથે લોઢેલા કપાસીયાઓ વાપરતા ત્યારે કપાસનો પાક ઘણો સારો ઉતરતો. તે સ્થિતિનું પુનરાવર્તન કરવા માટે નિષ્ણાત માણસોને રોકીને વણવાના અને કાંતવાના હુન્નરને પેટા ઉદ્યોગ-ગૃહઉદ્યોગ-તરીકે ઉત્તેજન આપવાના પ્રયત્નો છેલ્લા થોડા વર્ષોથી થયા છે. ખેડૂતોએ પોતાનો તમામ કપાસ હાથેજ લોઢવાની જરૂર નથી, પરંતુ કપાસના ઉગેલા છોડમાંથી સારા ભરાવદાર છોડ પસંદ કરી તેમાંથી ડાળકા ડાળકા કપાસ વીણી, આ રીતે દોરેલો કપાસ એકઠો કરી તેને હાથે લોઢી બીયારણ માટે કપાસીયા જુદા કાઢવા. તેવા પસંદ કરેલા કપાસીયાનો કપાસ ઉત્તરોત્તર ઉત્તમ થવાથી વાવેતર સુધરવા ઉપરાંત હાથ લોઢના કપાસીયા જીનલોઢના કપાસીયા કરતાં વાવેતરમાં ઓછા વપરાતા હોવાથી કપાસના કિંમતી બીયારણમાં સારી રકમનો બચાવ થાય તેમ છે. ચોકખા અને અને સારા બીની કદર ખેડૂતો જેટલી બીજાને જાતી અનુભવ નહિ હોવાથી હોવી ન જોઈએ, છતાં ઘણા ખેડૂતો વાવણીની મોસમ ભરાઈ ગયા બાદ છેક અણીને વખતે બીયારણ ખોળવા નીકળે છે, તેથી ખેડૂતોને પણ સારા બીયારણની ખરી કદર હશે કે કેમ, તેની કેટલીક વખત શંકા થાય છે. કદાચ તેમની આ ખાતી બેપરવાઈનું એક કારણ તેમની આર્થિક નિધનતા હોય. અગવડતા વેઠીને પણ ઉંચી પ્રકારનું બી મેળવવા જેટલા પ્રયત્નો થાય તે ઓછા છે. સારૂં અને ચોકખું બીયારણ મેળવવા માટે કપાસ હાથે લોઢવો અત્યંત જરૂરી છે. કપાસ હાથે લોઢવાથી સારૂં બીયારણ મળે એટલુંજ નહિ પરંતુ હાથે લોઢેલા કપાસમાંથી રૂ પિન્જાવી પૂણીઓ બનાવી હોય તો ફરસદના વખતે કાંતી તૈયાર કરેલા સુતરમાંથી રાશ, વરત, માસ્ડાં વિગેરે મોઘી કિંમતે ખરીદવા પડતા ખેતી ઉપયોગી સાધનો બનાવી શકાય છે. વધારે સુતર થાય તો તેમાંથી કપડાં પણ વણાવી લેવાય. ખેડૂતોને જરૂરીઆત મુજબ ચરખાઓ આપવામાં આવે છે; અને આ કામમાં ઉત્તેજન મળે અને ઉત્સાહ ટકી રહે તે માટે સારૂં કામ કરનારને ઇનામો આપવાની યોજના કરવામાં આવી છે.

**૨૮. ખાતરની અછત અને તે ભરવાની ખામીવાળી રીત.**

ગામડાની આર્થિક ઉન્નતિનો મૂળ પાયો ખેતી સુધારણામાં રહ્યો છે. ભૂમિ સુધારણા વિના ખેતી સુધારણા અશકય છે, જમીન સુધારણા વીના ગામડાની આર્થિક ઉન્નતિનાં બીજા અંગો પણ નિષ્ફળ નિવડે. માટે ગ્રામોન્નતિના મુખ્ય વિષયમાં સહુથી મહત્ત્વનો પ્રશ્ન જમીન સુધારણાનો છે. મનુષ્ય પેઠે જમીનને પણ ઘસારો પૂરો કરવા માટે અમુક દ્રવ્યો-ની જરૂર હોય છે; તે ન મળે તો પછી જમીનનો કસ દિન પ્રતિદિન ઉતરતો જાય એ સ્વભાવિક છે. તે નવું દ્રવ્ય–નવું લોહિ–તે ખાતર છે.

ખેતીની પેદાશ જેટલી થવી જોઈએ તેટલી થતી નથી એનું મુખ્ય કારણ, જમીનને પુરતું ખાતર મળતું નથી, જે ખાતર મળી શકે તેમ છે તેને કેળવીને પૂરેપૂરો લાભ મળે એવી રીતે ઉપયોગ થતો નથી, એ છે. ખેતીની નિપજ વધારવાનો સફળ ઉપાય જમીનમાં પૂરતું અને યોગ્ય રીતે ખાતર નાખવું એ છે. આ બાબતનું એક દ્દષ્ટાંત કરજ કમિટીના ધ્યાન ઉપર ગઈજે આવેલ તેનો અત્રે ઉલ્લેખ કરવો અસ્થાને નથી. વિક્ટર મહાલમાં માંડળ નામે એક ગામ છે. ત્યાં ખોડા ભાગા નામનો પટેલ છે. માંડળના બીજા ખેડૂતોને જેટલા ઘઉં ૭ થી દસ વીઘા જમીનમાં થયા હતા તેટલા–એક કળશી ઘઉં–તેણે બે વીઘા જીરાયત જમીનમાં સારૂ ખાતર નાખી ઉપજાવ્યા હતા. એકજ પ્રકારની જમીનમાં ખાતર નાંખવાથી કેટલો તફાવત આવે છે તે આથી સ્હેજે જણાય છે, ખેડૂત સાધન સંપન્ન હોય તો દૂરના ગામડામાંથી પણ ગાડા ભરીને ખાતર લાવી શકે. જ્યારે બીજા ગરીબ ખેડૂતો ખાતર નાખવામાં વધારે રકમ રોકી શકે તેવા હોતા નથી. કેટલુંક ખાતર તો ખેડૂતો પ્રયત્ન કરે તો વગર પૈસે મેળવી શકે, જેમકે તળાવ, તળાવનો કાંપ, ઝાડ નીચેની માટી, જુના ગામટીંબા કે રાફડાની માટી, માર્ગ કાંઠાની કે વાડ નીચેની દટાયેલી સડેલી માટી વિગેરે સ્થળોની કસદાર માટી, ગાય, બળદ, ભેંશ, ઘોડા, ઘેટા, બકરાં વિગેરે જાનવરો નીચે પાથરી તેના મુતર મિશ્રીત કરી તે ખાતર તરીકે ચાસમાં ભરવા વાપરવાથી વધારે ફાયદા કારક નીવડી છે. કસદાર માટી સાથે ગૌમૂત્રનું કિમતી ખાતર થાય છે. ગૌમૂત્ર મહાપવિત્ર મનાય છે. વાવણી વખતે બીમાં અદશ્ય જીવાતનો નાશ કરવા માટે તેને ગૌમુત્રમાં ભીંજવી કેટલાક ખેડૂતો વાવે છે. કોઈ ઝાડ છોડ કે વેલામાં ફળ સડી કે બગડી અગર ખરી જતાં હોય તો સડો અટકાવવા ગૌમુત્ર છાંટવાનો અખતરો ઘણી વખત ફતેહમંદ ઉતર્યો છે એવો ગૌમુત્રમાં જંતુનાશક ખાસ ગુણ છે. અને આ બધું ખેડૂત ધારે તો વગર ખર્ચે મેળવી શકે છે.

**૨૯. બીજું કાંઈ નહિ તો બળતણ તરીકેના ઉપયોગ માટે ખેડૂતો લાકડાં મેળવી શકે તેટલા ખાતર પણ ઝાડો વવરાવવાને ઉત્તેજન આપવા જેવું છે.**

છાણ, ખાતર તરીકે વપરાતી, મુખ્ય વસ્તુ છે. પણ તેનો છાણા થાપી બળતણમાં મોટે ભાગે ઉપયોગ થાય છે. જ્યાં સુધી છાણનાં છાણા થાપી બળતણ તરીકે ઉપયોગમાં લેવાની ટેવ જશે નહિ ત્યાં સુધી સામાન્યતઃ દરેક ખેડૂતોને પહોંચી વળે તેટલા ખાતરની અછત રહેવાની. બધાય ખેડૂતો ખર્ચાળ વૈજ્ઞાનિક ખાતર ખેતરમાં નાંખી શકે નહિ. ઉપરાંત વૈજ્ઞાનિક ખાતર ખેતરોમાં નાખવાના ખાતર તરીકે બીન ઉપયોગી છે એમ નિઃશંક રીતે પૂરવાર થયું છે. વૈજ્ઞાનિક ખાતરની અસર એક બે વરસમાં નાબુદ થાય છે, જ્યારે ખેતરાઉ ખાતરથી ફળદ્રુપ થયેલી જમીન દસ કે તેથી વધારે વર્ષો સુધી સારો પાક આપે છે. ખેતરાઉ ખાતર મોટા પ્રમાણમાં મેળવવા માટે ખેડૂતોને બળતણ તરીકે છાણાનો ઉપયોગ કરતા અટકાવી લાકડાનો ઉપયોગ કરતા કરવાનો, એક રસ્તો છે. અત્યારે ફક્ત વર્ષાઋતુના ચાર માસ, કે જ્યારે આકરા તડકા વગર છાણા સુકાઈ શકે નહિ ત્યારેજ, ઢોરના છાણનો ઉપયોગ ખાતર તરીકે થાય

છે. બાકીના આઠે માસ ઢોરનું છાણ છાણા થાપી તેનો બળતણ તરીકે ઉપયોગ થાય છે.

### ૩૦ ખરાબાની જમીનમાં કાંટનો ઉછેર.

પણ ખેડૂતો લાકડાનોજ ઉપયોગ બળતણ તરીકે કરે તે માટે લાકડા પુષ્કળ પ્રમાણમાં અને સસ્તા હોવા જોઈએ.

બળતણ માટે લાકડાનો મોટો જથ્થો રાખવો હોય તો પોતાના ખાતાની જમીનમાં જે ખરાબાની જમીન આવી હોય અને જ્યાં ખેડ થઈ શકે તેમ ન હોય તેવી જમીનમાં અને શેઢા ઉપર બાવળના ઝાડો ઉછેરવા માટે ખેડૂતોને ઉત્તેજન આપવું જોઈએ. બીજું પગલું કાંટ બનાવવાનું છે. ગામોની નજીકમાં સગવડ પડતી ખરાબાની જમીનમાં કાંટ બનાવવાથી ઢોરોને ચરાણ થવા ઉપરાંત બળતણના ઉપયોગ માટે સસ્તા લાકડા ઉત્પન્ન થાય. આ પ્રયોજન અર્થે સગવડ પડતો વિસ્તાર શોધવા ખાસ તપાસ 'Survey' પણ કરાવવી જોઈએ. બાવળનું લાકડું ખેતી ઉપયોગી સાધન બનાવવામાં પણ કામે લાગી શકે છે. તે આ જમાનામાં ઘણી મુશ્કેલીથી મળી શકે છે.

સગવડ પડતા વિસ્તારમાં કાંટ કરવાથી ઢોર માટે ચરાણ વધે, બળતણ મળે અને ખેતી ઉપયોગી સાધન બનાવવા માટે લાકડું મળે. એ ઉપરાંત ગીચ ઝાડીઓથી અન્ય અર્થ પણ સરે છે. જંગલો ઓછા થવાથી થોડા વર્ષો થયા વરસાદ ઓછો અને છૂટો છવાયો થતો હોવાનું ઘણાંનું કહેવુ છે. કાંટ ઉછેરવાથી કેટલેક અંશે તે ફરિયાદ દૂર થતાં, વરસાદના પ્રમાણમાં પણ વધારો થાય.

ખાતાની જમીનમાં આવેલા ઝાડોનું ચોથ કમી કરવાનો તાજેતરમાં હુકમ થયો છે, તેથી અને ઝાડોની સ્વતંત્ર માલેકી પ્રાપ્ત થવાથી ખેડૂતોને ઝાડો ઉછેરવામાં ઉત્તેજન મળ્યું છે. તે ઉપરાંત દર વર્ષે નવા ઝાડો રોપાવવા માટે વસુલાત ખાતા તરફથી પ્રચાર કાર્ય અને પ્રયત્નો થાય છે.

### ૩૧ મુડદાલ માટીનો ખાતર તરીકે ઉપયોગ.

ખેડૂતો મુડદાલ માટીનું ખાતર વાપરતા થવાથી બે ફાયદા થાય છે. એક તો ખાતરની ઉણપ ઉત્તમ રીતે પૂરી પડે છે. તે ઉપરાંત અસ્પૃશ્ય વર્ગ, જુગજુની, મુડદાલ માટી ખાવાની ટેવમાંથી મૂક્ત થાય છે. જો કે અસ્પૃશ્યતાનો બચાવ થઈ શકતોજ નથી; પરંતુ જાહેર જનતાની વૃત્તિનું પૃથક્કરણ કરવામાં આવે તો આપણને જણાય કે અસ્પૃશ્યો સામેની સુગ હોવાનું એક માત્ર કારણ મુડદાલ માટી ખાવાની તેમની ટેવ છે; જે માંસાહારી પ્રજામાં પણ જણાતી નથી. જો આ તેમની ટેવ છોડાવવામાં આવે તો કહેવાતા અસ્પૃશ્ય વર્ગો સામે જાહેર પ્રજાની વિરોધી લાગણી છે, તે ઘણી ઓછી થઈ જાય. પરંતુ પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? અને વધારામાં મુએલા ઢોરના ચામડા ઉતારવાનો, વંશપરંપરાનો તેમનો, ધંધો હોવાથી મુડદાલ માટી સહજ પ્રાપ્ય હોય છે; એટલે સ્વાભાવિક રીતે તે ખાવાની લાલચને, અનેક વર્ષોની જુની ટેવ હોવાથી, તેઓ રોકી શકતા નથી. કિન્તુ જો કૃષીકારો મુડદાલ માટીની ખાતર તરીકેની કિંમત સમજે તો, જમીનને ફળદ્રુપ બનાવતું ખાતર મળવા ઉપરાંત કહેવાતા અસ્પૃશ્યોને તેમના આત્મ સુધારણાના કાર્યમાં મોટો ફાળો આપ્યો ગણાશે. ખેડૂતો મુડદાલ માટીનો ખાતર તરીકે ઉપયોગ કરે તો ભામનો ઇજારો રાખનારને મુડદાલ માટીની કિંમત આવે; અને તેમ થાય તો તેનો ખોરાક તરીકે થતો ઉપયોગ સ્વતઃ અટકે. આ બન્ને સુધારા એક સમયાવચ્છેદે કરવા માટે દરબારશ્રી ભામનો ઇજારો (મરેલા ઢોરના ચામડા લઈ જવાનો), સારી રકમના ભોગે પણ મુડદાલ માટી નહિ ખાવાની સરતે આપવાનું પસંદ કરે છે. ( ભામના ઇજારા–કાઠિયાવાડનાં લગભગ બધાં રાજ્યોમાં મરેલાં ઢોરનો ભામનો ઇજારો આપવામાં આવે છે. હરિજનો દલીલ કરે છે કે "ઇજારો બોલાતી વખતે બે પક્ષ વચ્ચે સામાન્ય સમજુત હોય છે કે મરેલ ઢોરના માંસની કિંમત પણ ઇજારામાં ગણાઈ જાય છે. ઇજારો લેતી વખતે

મુડદાલની કિંમત અમે રાજ્યને આપી ચૂક્યા હોઇએ અને પછી અમે મુડદાલ ન વાપરીયે તો આર્થિક નુકશાન પણ સારી પેઠે વેઠવું પડે." હરિજનોની દલીલમાં વજૂદ લાગવાથી આ વસ્તુ ભાવનગર રાજ્યના વડા અમલદારો પાસે રજૂ કરવામાં આવી હતી. જેને પરિણામે બોટાદ જેવા મહાલમાં, જ્યાં હરિજન શાળાને અંગે હરિજનોની સેવામાં ઓતપ્રોત થઈ જનારા ભાઇઓ પણ વસ્યા છે ત્યાં તેમની મહેનતને લીધે, ભામનો ઈજારો દેતી વખતે રાજ્ય તરફથી મુડદાલ માંસ ન વાપરવું જોઇએ એવી ખાસ શરત કરવામાં આવેલી છે. આ શરતથી રાજ્યને એકલા બોટાદમાં રૂ. ૫૦૦ ની ખોટ ગઇ સાલ ખમવી પડી છે. પણ આ સરતનું પાલન ચમાર કરે છે કે નહિ તેનું ધ્યાન રાખવાવાળા હરિજન પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા હોય તોજ શરત પાળી શકાય છે. બોટાદમાં આ શરતનું સામાન્ય રીતે પાલન થાય છે. હરિજન બંધુ તા. ૪ નવેમ્બર ૧૯૩૪ પૃ. ૨૬૭) કેટલેક ઠેકાણે મુડદાલ માટીનો ખાતર તરીકે ખેડૂતોએ ખૂશીથી ઉપયોગ પણ કર્યો છે.

### ૩૨ લાદોડાનો ખાતર તરીકે ઉપયોગ.

ગામોગામ મુએલા ઢોર ઉતરડવાની જગાએ એક ખાડો ગામના પ્રમાણમાં નાનો કે મોટો દેઢ લોકોએ કરી રાખવો કે જેમાં લાદોડો નાખી શકાય.

આ ખાડામાં લાદોડાનો થર થયો કે તુરત તેના પર તેટલોજ માટીનો થર કરી દેવો કે જેથી લાદોડો સડતી વખતે દુર્ગંધ ફેલાવી શકે નહિ. તેમજ તેનું એક વર્ષમાં ખાતર પણ થઈ જાય. આ રીતે થયેલ ખાડો લાદોડાથી ભરાશે ત્યાં પડખે જ્યાંથી ધૂળ થર કરવા ખોદી હશે ત્યાં બીજો ખાડો તૈયાર થઈ જશે. અને તે પ્રમાણે ક્રમેક્રમે એક ખાડો પૂરાતા આપો આપ બીજો ખાડો તૈયાર થશે. આ ખાડામાં ચોમાસાનું પાણી પણ ભરાવા દેવું કે જેથી ખાતર જલ્દી તૈયાર થતાં દીવાળી પર તેને કાઢી ખેતર ભેગું કરી શકાય. આ ખાતરમાં દસ ટકા જેટલો નાઇટ્રોજન છે. એટલે ઉકરડાના ખાતર કરતાં ખમણું ફાયદાવાળું છે. અને દેઢ લોકો જો આ ખાતર ખેડૂતોને વેચશે તો જરૂર સારી કિંમત તેને મળી શકશે.

### ૩૩. હાડકાનો ખાતર તરીકે ઉપયોગ.

મુડદાલ માટીની પેઠે હાડકા પણ કિંમતી ખાતર છે. તેમાં બે ટકા નાઇટ્રોજન ૨૦૩ ટકા ફોસ્ફરસ અને ૧ ટકો પોટાસનો હોવાથી ખાતર તરીકે તે ઘણાં ઉપયોગી છે. હાડકાનું ખાતર બનાવતાં પહેલાં તેનો ભૂકો કરવો પડતો હોઇ, તેમ કરવા માટે હાડકાને કારખાનાં સુધી લઇ જવાનું અને ભૂકાને કારખાનાથી ખેતર સુધી લઈ જવાનું ખર્ચ વધારે પ્રમાણમાં પડે છે. તેથી તે ખાતર ખર્ચાળ થઇ જાય છે. તે ખર્ચ બચાવી હાડકાનું ખાતર કરવાની બીજી રીત નીચે મુજબ છે.

હાડકાને અધકચરા બાળવા, જો તદ્દન બળી જાય તો ખાતર તરીકેનું ઉપયોગી તત્વ નાશ પામે છે. આ પ્રમાણે અધકચરા બાળવાથી તેનો જરા ખાંડવાથી ભુકો થઈ જશે, અને તુરતજ ખાતર તરીકે તેનો ઉપયોગ કરી શકાશે, થોડા ગામડાંમાં ઉપર જણાવ્યા મુજબ હાડકા એકઠા કરીને ખેડૂતો ખાતર બનાવે છે.

### ૩૪. મળોત્સર્ગ માટે સારી વ્યવસ્થા થવાથી ગામડાની સુખાકારી સારી રહેવા ઉપરાંત ખાતરનો સારો જથ્થો મળે તેમ છે.

મળોત્સર્ગ કરવાની વ્યવસ્થા ગામડાંમાં સંતોષકારક હોતી નથી. ગંદકી થાય તેવી રીતે લોકો જાહેર રસ્તા ઉપર મળોત્સર્ગ કરવા બેસી જાય છે. આ બાબતની વ્યવસ્થા થાય અને એકઠા થયેલ મળનો ખાતર તરીકે ઉપયોગ થાય તો એક પંથ અને દો કાજ થાય. એકતો ખાતર વધારે મળે અને ગંદકી ઓછી થતાં ગામડાની હવા અને સ્વચ્છતામાં સુધારો થાય. ચાર પાયખાના વિગેરેની યોજનાથી આ બાબતમાં ઘટતા પ્રયત્નો થાય છે.

### ૩૫. સારી અને ફાયદાકારક પદ્ધતિએ ખેડ કરવાનો પ્રચાર.

યોગ્ય પ્રચાર કાર્ય કરીને અને ખેતીવાડી ખાતા તરફથી જમીનના યોગ્ય વિસ્તારના ટુકડા ઉપર થતા પ્રયોગો મારફતે કૃષિવિષયક બીજા જે જે સુધારા કર્યા છે તે સર્વનું અહિં વિગતથી વર્ણન કરતાં અતિ વિસ્તાર થવાનો સંભવ છે.

તે પૈકી આ બાબતોની સંક્ષિપ્ત નોંધ લેવી યોગ્ય છે. (૧) જમીનમાં ત્રે (ભીનાશ) રહે તે માટે પાળા બાંધવાનો; (૨) સારી અને પદ્ધતિસર ખાતરની મેળવણીનો; (૩) શિયાળામાં જમીન ખેડી લેવાનો, અને (૪) રોપાઓનો પૂરેપૂરો વિકાસ અને વિસ્તાર થાય અને જમીનમાંથી વધારેમાં વધારે પોષણ મેળવી શકે તે માટે છોડની હારો વચ્ચે પૂરતી જગ્યા રાખવાનો.

આ બધા સુધારા સહેલાઇથી થઈ શકે તેવા અને જૂજ ખર્ચે ઉત્તમ પરિણામ લાવે તેવા છે. ખાસ કરીને છેલ્લે સૂચવેલ સુધારા અનુસાર અમલ કરવામાં આવે તો વધારેમાં વધારે પાક ઉતરવા ઉપરાંત ખાતર અને મહેનત પણ બચી જાય.

આ રીતે વાવણી થાય તો અત્યારે પાસે પાસે બી ઓરવાથી ખેતરમાં સમથળ ખાતર નાખવું પડે છે, તેને બદલે ચાસે ખાતર પૂરી શકાય, અને પરિણામે, જે ખાતરની મૂળ અછત છે, તેનો અકારણ વ્યય થતો અટકે. જો ચાસ ત્રણથી પાંચ ફીટને છેટે નાખવામાં આવે તો તેટલા ચાસના ખાળીયામાંજ ખાતર પૂરવાની જરૂર રહે. એથી ખાતરની કરકસર થવા ઉપરાંત ચાસમાં ખાતર પૂરવાથી તેના તમામ ઉપયોગી તત્વો સચવાઈ રહેતા હોઈ, વધારેમાં વધારે ફાયદો થાય છે. અત્યારે મોટા ભાગના ખેડૂતો જેમ તેમ ખાતર વેરે છે તેથી તે તડકામાં અને પવનમાં ખુલ્લું રહેવાથી તેમાંના અગત્યના પોષક તત્વો ઉડી જાય છે; અગર ઓછા થાય છે. વિશેષમાં પહોળા ચાસ લેવાથી વરસાદનું પાણી વણ ખેડાયેલી જમીન ઉપરથી દડી જઇ ચાસની અંદર રહેતું હોવાથી ખરેખર વાવેલા ભાગમાં ભીનાશ રહે છે; તેથી ઓછા વરસાદે પણ વધારે ત્રે જામે છે. બે ચાસ વચ્ચેની પડતર જમીન પશીયા જેવીજ રહેવાથી તે બીજે વર્ષે વાવણી માટે વધારે લાયક બને છે. આવા ખેતીના સુધારા ઉપર કંટાળો ઉપજે એટલા લંબાણથી વિવેચન એ માટે કર્યું છે કે સુચવેલો સુધારો સહેલાઇથી ઓછા ખર્ચે અથવા તો ખર્ચ અને મજૂરી બચે તેવી રીતે થઈ શકે તેવો છે.

દિવાળીના અરસામાં ચોમાસું પાક લઈ લીધા પછી શિયાળામાં ખેતર સમા કરી ખેડવાથી ખૂલ્લી થયેલી જમીન ઠંડી અને તાપ ઝીલવાથી ઓછા ખાતરનો બદલોવાળી દે, તેવી બને છે. અને અનુભવ કહે છે કે તેથી ૫૦ થી ૧૦૦ ટકા વધારે પાક ઉતરે છે.

### ૩૬. સ્થાનિક પરિસ્થિતિ વિચાર્યા વિના અન્ય પદ્ધતિનું પુરેપુરૂં અનુકરણ કરવું સલામતી ભરેલું નથી.

સ્થાનિક પરિસ્થિતિ બરાબર વિચાર્યા વગર અન્ય પદ્ધતિના અંધ અનુકરણનો પવન ફુંકાયો છે, તે તરફ ધ્યાન ખેંચવું યોગ્ય છે. અલબત્ત વૈજ્ઞાનિક શોધખોળની કે સફળ થયેલા અખતરાઓના અભ્યાસની અવગણના થવી ન ઘટે પરંતુ સાથોસાથ, બહાર જે જોયું હોય તેની ધૂન મગજમાં ભરી હોવાથી હિંદુસ્તાનના સ્થિતિ સંયોગોને અનુકૂળ ન હોય તો પણ મેળવેલ અનુભવ મુજબના વિચારો સેવી, તે મુજબ અમલ કરવા ઉપદેશ કરવો યોગ્ય નથી. ટ્રેકટરથી ખેતર ખેડવાની સાર્વત્રિક ભલામણ થાય છે, તે એનું પ્રત્યક્ષ ઉદાહરણ છે. પરંતુ ફક્ત બે માસ પહેલાં, ટ્રેકટરની ખેડ તે પ્રાન્તની જમીનને અનુકૂળ નથી એમ પંજાબના ખૂદ રેવન્યુ મેમ્બર સાહેબે દિલ્હીથી તે બાબતના નિષ્ણાત આવેલ તેમની સમક્ષ જાહેર અંગીકાર કર્યો હતો. પણ તે દીવા જેવી સ્પષ્ટ વાતને કબુલ કરતાં પહેલાં કેટલા સમયનો વ્યય થયો અને કેટલી રકમ નકા

કિંમતી ટ્રેક્ટરો ખરીદવા પાછળ ખર્ચવામાં આવી છે તે બીના ઘણી રસપ્રદ થશે.

સ્થાનિક પ્રશ્નન બરોબર સમજવા માટે બુદ્ધિ હંમેશાં, કોઈ પણ પ્રકારના પક્ષપાતી કે વિરોધી પૂર્વ ગ્રહ વગરની હોવી જોઇએ; અને તેવા માનસથી સ્થાનિક પરિસ્થિતિનો ઝીણવટ ભર્યો અભ્યાસ અને અવલોકન કરવામાં આવે તો તેથી બધી રીતે અનુકૂળ અને યોગ્ય ઉપાયની સ્ફુરણા સ્વતઃ થશે.

ભાવનગરમાં ખેડૂતોના કરજનું નિવારણ થયું તે પૂર્વેનું સિંહાવલોકન અને વર્તમાન પરિસ્થિતિનું વિહંગાવલોકન આ પુસ્તિકામાં કરવામાં આવ્યું છે. તેમ કરવામાં સમસ્ત કૃષિ વિષયક પ્રશ્નને તપાસી જવાની આ તક લીધી છે. શરૂઆતમાંજ કહ્યું છે તેમ, કરજ નિવારણ એ ખેડૂતોના આર્થિક સુધારણાનું પ્રાથમિક પગલું છે. પરંતુ તેથીજ બસ થતું નથી. એક રીતે તો તે આ અટપટા પ્રશ્નનો માત્ર સ્પર્શ કરે છે. તેના ઉકેલ માટે બીજા અનેક વિધ કર્તવ્યની આવશ્યકતા છે. સાથોસાથ, પ્રશ્નની જટિલતા અને બીજા પૂરક ઉપાયો લેવાની સ્વીકારાયેલી જરૂરીઆતથી ભડકીને કરજ નિવારણનું અપરિહાર્ય કાર્ય, જે બીજા સઘળા સુધારાનો પાયો છે, તેની ઉપેક્ષા કરવી તે પણ યોગ્ય નથી. ભૂતકાળના કરજના ભાર નીચે કચરાતા ખેડૂત ઉપર બીજા કોઈ સુધારા અસર કરે તેમ નથી. પરંતુ એક વખત આ અસહ્ય ભાર ઉતારી લીધો એટલે ખેડૂતોમાં રસ અને ઉત્સાહ, જે અત્યારે મૃતપ્રાય છે તેનો પુનર્જન્મ થશે, નવચેતનાના ફૂવારા ફૂટશે, જે, અન્ય ઇચ્છનીય અને અગત્યના સુધારા અને પુનર્ઘટનાના કાર્યક્ષેત્રમાં મદદરૂપ થશે.

ખેતીના પ્રશ્નના અવલોકનમાં જે નાનામાં નાની બાબત લાગતી હોય તેનો પણ વિચાર કરવો જરૂરી છે. હિંદુસ્તાનના ખેડૂતોની આર્થિક સુધારણા સાથે અમુક બાબતને પ્રત્યક્ષ સંબંધ હોવા છતાં, તે બાબત ફક્ત નાની છે એજ કારણ માત્રથી તેના પ્રત્યે દુર્લક્ષ્ય કરવું યોગ્ય નથી. ખેતીને સંબંધ ધરાવતા ગ્રામ્યજીવનના આવા સાદા સુધારા વિના ખર્ચે કે ઘણાં ઓછા ખર્ચે અને થોડી મહેનત લેવાથી, બહારની મદદ સિવાય પાર પડે તેમ છે.

સ્વાભાવિક રીતેજ આંહિની સ્થાનિક જે પરિસ્થિતિ છે તેજ લેખકની દ્રષ્ટિ સમિપ પ્રધાનતઃ રહી છે; તેમ છતાં ગ્રામ્ય અને ખેતી વિષયક પરિસ્થિતિ, થોડીક સ્થાનિક વિવિધતા બાદ કરતાં, આ ખેતી પ્રધાન દેશમાં, સામાન્ય રીતે અત્રે વર્ણન કરવામાં આવી છે તેથી ખાસ અન્ય પ્રકારની નહિજ હોય. એટલે આંહિ કરેલ વિધાન ઓછા વધતા ફેરફાર સાથે સર્વત્ર લાગુ થશે એમ માની શકાય છે.

### ૩૭ મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા.

ઉપર જણાવેલ સુધારાઓના મોટા ભાગનો અમલ, કરજનિવારણની શુભ અસર કાયમ અને દ્રઢિભૂત થાય તે સારૂ આ સંસ્થાનમાં કરવામાં આવ્યો છે, અગર કરવા તજવીજ ચાલુ છે. ભાવિ તો ઇશ્વરને હાથ રહેલું છે એટલે તે અમુક અંશે અદ્રશ્યજ રહેવાનું પણ માનવિ પ્રમાણિક્તાપૂર્વક બનતા બધા પ્રયત્નો કરે તો જરૂર ઇશ્વરના આશિર્વાદો ઉતરે અને આદરેલ પ્રયત્ન સફળ થાય. ભાવનગર સંસ્થાનનો તો મુદ્રાલેખજ છે કેઃ "મનુષ્ય યત્ન; ઇશ્વર કૃપા."

———o———

# દેશી રાજ્યોના પ્રશ્નો

## કાઠીઆવાડનો વેપારી પ્રશ્ન

કાઠીઆવાડ બ્હારનો વેપાર એક સમયે ધોલેરા બંદરથી થતો તે કારણે કાઠીઆવાડનું રૂ હજુ પણ 'ધોલેરા' તરીકે ઓળખાય છે. તે પછી બીજા બંદરો મારફત પરચૂરણ વેપાર વહાણ મારફત ચાલતો પરંતુ મુખ્યત્વે કાઠિયાવાડનો વેપાર માત્ર સ્થાનિક ઉત્પન્ન ખપતનો હતો. અવર જવરના સાધનો અને બીજા સંજોગો બદલાયા અને હિંદનો વેપાર જગત સાથે સંકળાયો. હિંદના એક ભાગ તરીકે કાઠીયાવાડનો વેપાર પણ જગત સાથે આયાત નિકાશથી સંકળાયો. વેપારના આ ફેરફાર સાથે વેપારીની દ્રષ્ટિ પણ જગતવ્યાપી અને વિશાળ હોવાની જરૂર ઉભી થઈ. બુદ્ધિ, લાગવગ અને નાણાંની શક્તિ જેનામાં વધુ તેજ વેપાર કરી શકે તેવી સ્થિતિ આવી અને તે સ્થિતિને જે વેપારી પહેલો પામ્યો તેણે વેપારમાં ફતેહ મેળવી. તેજ રીતે જે ક્ષેત્રમાં આ ફેરફારોને અનુકૂળ વ્યાપારી સગવડો જલદી સુલભ્ય બની તે ક્ષેત્રમાં વેપાર જામ્યો. આ સમય અગાઉ ઘણા વખતથી હિંદ સિવાયના જગતમાં આવો જગતવ્યાપી વેપાર જોરશોરથી ચાલુ થઈ ગયો હતો. તે અનુભવનો લાભ લઈને વિદેશી વેપારીઓએ વેપાર માટેજ હિંદમાં થાણાં નાખેલાં જે જાહેર વાત છે. બ્રિટિશ સરકાર પણ તે વેપારીઓના એક અંગ સમાન છે તે પણ ઉઘાડી વાત છે. એટલે બ્રિટિશ હિંદમાં દરેક બંદર ઉપર (૧) વેપારીઓને નાણાંની (૨) માલ લાવવા લઈ જવાના સાધનોની અને (૩) આયાત નિકાશ મોટા પ્રમાણમાં એક જ બંદરેથી કરવા સ્ટીમરોની જોઈએ તેવી સગવડ મળી તેથી આયાત નિકાશનો વેપાર બ્રિટીશ હિંદના બંદરોએ જામ્યો. સરકારે વિદેશી વેપારી પેઢીઓને નાણાંની ખાસ સગવડો આપી અને મોટો વેપાર કરનારને રેલ્વે તેમજ સ્ટીમરના નૂરમાંથી વળતર કાપી આપવા માંડ્યા અને હજુ કાપી આપે છે તેથી વેપાર મુખ્યત્વે વિદેશી પેઢીઓના હાથમાં ગયો. ઘણા વર્ષોની જામેલી આ વિદેશી પેઢીઓના સાધનો અને લાગવગ પણ જામ્યાં. હિંદના દેશી વેપારીઓ આ સ્થિતિ સમજ્યા ત્યારથી ભગીરથ પ્રયત્ન કરીને વિદેશી પેઢીઓને ઉપરોક્ત ખાસ લાભો હોવા છતાં આ વેપારનો ભાગ ઠીક ઠીક હાથ કરી રહ્યા છે. ખાસ કરીને ગરીબ પ્રજા તરીકે હિંદીઓનું જીવનધોરણ નીચું એટલે હિંદીઓ તદ્દન ટૂંકા નફે માલની હેરફેર કરે છે તે સામે વિદેશી પેઢીઓ હરિફાઈમાં ફાવતી નથી પણ આવો બહારનો વેપાર પરચુરણ વેપારીઓના હાથમાં નથી જ.

જગતવ્યાપી વેપારમાં અને હિંદમાં આયાત–નિકાશનો વેપાર આટલી રસાકસીએ પહોંચ્યો. અને બીજા દેશોની સરકાર વેપાર વૃદ્ધિ માટે સીધા ભારે પ્રયત્નો કરે છે ત્યારે કાઠીયાવાડમાં જાણે કે નથી વેપારી કે નથી વેપાર? બરાબર બુદ્ધિપૂર્વક અને સહાયભૂત થઈ શકે તેવા સર્વેના સહકારને આખી સ્થિતિ તપાસી, સમસ્ત દેશની દષ્ટિએ વેપારવૃદ્ધિ માટે યોજનાપૂર્વકના પ્રયાસો આજ સુધી થયા નથી તે દશા ખરેખર દયાજનક છે. સર્વેના હિતની આ વેપાર વિકાસની વાત પ્રત્યે ઉદાશીન રહેવા બદલ જેટલી વેપારીઓની આર્થિક વિષયોની અજ્ઞાનતા સ્વાર્થદષ્ટિ અને ટૂંક બુદ્ધિ જવાબદાર છે તેથી વિશેષ દેશી રાજ્યોની જવાબદારી છે. કારણ કે વેપારીઓ હવે જાગૃત બનતા જાય છે ત્યારે રાજ્યો જૂની રીતે માત્ર સહેલાઈથી મળી જાય તેજ સાચી આમદાની સમજે છે.

આ સ્થિતિમાં બ્રિટીશ હિંદમાં આયાત થતી વસ્તુઓ ઉપર આયાત જકાત નાખવાની નીતિ હિંદી સરકારે ગ્રહણ કરી. ચાંદી, ખાંડ, કાપડ વિગેરે વસ્તુઓની આયાત ઉપર જકાત પડી અને તે જકાત વધતી જ ગઈ. કાઠીઆવાડનો વેપાર વધારવાની આ સારામાં સારી તક હતી.

કચ્છને આયાતથી મોટી આવક થઈ. તેનો લાભ લઈ કચ્છની વેપારવૃદ્ધિ અને સમૃદ્ધિ માટે યોજનાપૂર્વક પ્રયત્ન થવો જોઇતો હતો. રાજ્યની ઉદાસીનતાથી કચ્છમાં કાચી ચીજોની ઉત્પન્ન અને ગૃહઉદ્યોગ સાવ બેહાલ થયા છે. મોટા ખર્ચે નહેરની સંગીન યોજનાથી કાચી ચીજોની ઉત્પન્ન વધારી હોત તો વિદેશી વસ્તુઓની આયાત સામે કાચી ચીજોની નિકાશ થતા કચ્છનો વેપાર વધત અને કચ્છની પ્રજા સમૃદ્ધ થાત. અત્યારે પણ મનોકલ્પીત નહેરની યોજનાઓ પાછળ રાજ્ય ખર્ચ તો કરે છે જ તે એટલું ન કરી શકયું હોત ?

કાઠીઆવાડની ભૌગોલીક સ્થિતિ એવી છે કે દરેક બંદરી રાજ્ય વ્યક્તિગત હરિફાઈમાં ઉતરે તો પોતે મરે અને પ્રજાને મારે. અત્યારે તેવું બન્યું તેના બદલે બધા બંદરી રાજ્યોનો આયાતનો વેપાર જે માત્ર જકાતી લાભ ઉપર થોડાક વખતની મઝાક બતાવી નષ્ટ થયો તેના બદલે સમગ્ર કાઠીઆવાડની સાફ સાફ આર્થિક દૃષ્ટિએ કાઠિઆવાડ અને કાઠિયાવાડના નજીકના બીજા પ્રદેશોની આયાત જરૂરીયાતો સમજીને વેપારિ દૃષ્ટિએ વધુમાં વધુ ફાયદાથી તે પ્રદેશને કેમ પહોંચાડી શકાય તેવા પ્રયાસો સર્વ રાજ્યોએ ભેગા થઈ ને યોજનાપૂર્વક કર્યા હોત તો ?

બંદરના વિકાસમાં એકે એક કાઠિયાવાડીનું એક સરખું હીત સંડોવાઇ જાત-પ્રજાને કાચી ચીજોની ઉત્પન્નના આજે ઉપજે છે તેના કરતાં વધારે નાણાં હાથમાં આવે તે સંપૂર્ણ જવાબદારી સાથે હું જણાવું છું અને તેની વિગતવાર છણાવટ પણ હવે પછી કરીશ- અને પ્રજાને નાણાં વધુ ઉપજે તેમાંથી રાજ્યને પણ આવક વધે-તેવા સૌના એક સરખા હિત ઉપર અને ચોખ્ખા વ્યાપારિ અને આર્થિક સિદ્ધાન્તો ઉપર બંદરો જામ્યા હોત તો બ્રિટીશ સરકારનું કે કોઈ પણ સરકારનું એકે હથિયાર કાઠિયાવાડના બંદરી વેપારને તોડી શકયું નહોત. પણ આપણા બંદરી રાજ્યોએ તેથી ઉલ્ટું જ કર્યું છે. બ્રિટીશ હિન્દમાં આયાત જકાત વધી એટલે બ્રિટીશ હિંદના મોટા વેપારીઓની નજર દેશી રાજ્યના બંદરો ઉપર પડી. જામ રણજીતની વિચિક્ષણ બુદ્ધિએ આ માર્ગ મોકળો કર્યો. બીજાઓએ બુદ્ધિ અને શક્તિ અનુસાર અનુકરણ કર્યું. રાજકોટ-જેતપુરના કુશળ અને શક્તિશાળી વેપારિઓએ પણ તક સાધી. એ વાત ઠીક છે. પણ એક દશકાના બંદરી વેપારની વૃદ્ધિ પરપોટાઓ સમાન હતી. વિગતમાં ઉતરીને આ સ્થિતિની છણાવટ કરીએ તો આ બંદરી વેપારના પાંચ વર્ષ દરમ્યાન કાઠિઆવાડના વેપારની સારી કે નરસી વેપારની સ્થિતિની હેરફેર આ પ્રમાણે છે.

આયાત જકાતનો લાભ મોટે ભાગે બંદરી રાજ્ય અને આયાત કરનાર વેપારી વચ્ચે વ્હેંચાઇ જતો અને કાઠીઆવાડને વિદેશી વસ્તુઓ સસ્તી મળતી તેટલો લાભ કાઠીઆવાડની પ્રજાને મળતો પરંતુ જકાતનો તે લાભ અમુક બંદરો જ આપતા-અમુક બંદરો પૂરી જકાત લેતા એટલે દરેક રાજ્યે પોતાનું બંદર જમાવવા માટે પોતાના જ બંદરનો માલ પોતાના રાજ્યમાં ખપે તે માટે લાઇનદોરી નાખી. પરિણામે કાઠીઆવાડના અમુક ભાગને સસ્તો માલ મળે એટલું જ નહિ પણ બે માઇલ ઉપરના બીજા રાજ્યમાંથી સસ્તો માલ લેવાનું છોડીને પોતાના રાજ્યના દૂર દૂરના ગામથી વધુ ખર્ચ કરીને મોંઘા માલ લાવવા પડે તેવી હેરાનગતી ઉભી થઈ. સમસ્ત કાઠીઆવાડની દૃષ્ટિએ બંદરો વેપારની આ સ્થિતિ થઈ.

હંમેશનો આયાત-નિકાશનો વેપાર કરનારા બ્રિટીશ હિંદના વેપારીઓ પાસે ભાવનગરનો વેપાર તો રહ્યો પરંતુ બીજે ઠેકાણે ધીરે ધીરે આ વેપાર ઉભા કરેલા વેપારીઓ અને કૃપાપાત્રને હાથ ગયો. સ્થાનિક સામાન્ય વેપારીઓનો તો જુજ લાભ હતો. નવલખીનો વેપાર નભી રહ્યો છે. પોરબંદરની ભૌગોલિક સ્થિતિજ એવી છે અને અવરજવરના સાધનો એટલા અગવડવાળા છે કે રાણાસાહેબની ઇચ્છા

હોય તો પણ ત્યાંનો સ્થાનિક વેપાર જામે નહિ. જુનાગઢ રાજ્યનું અને બંદરનું સુકાન મુખ્યત્વે બ્રિટીશ અમલદારોના હાથમાં હોવાથી તે બંદરનું હિત સામ્રાજ્યની દૃષ્ટિએ જોવાયું. અલબત્ત, તે બંદરથી નિકાશ પ્રમાણમાં ઠીક વધી છે અને તે હજુ ચાલુ છે.

કાઠીઆવાડના બંદરોનો કાઠીઆવાડમાંથી કોઇએ કાંઇ લાભ લીધો હોય તો તે રાજકોટ અને જેતપુરે. ત્યાંના વેપારીઓ સમૃદ્ધ અને શક્તિશાળી હોવા સાથે બંદરી રાજ્યોને હરીફાઇમાં ઉતારી તેમને મળતી જકાતમાંથી વધુમાં વધુ લાભ આ વેપારીઓને મળે તેવી સગવડો તેમની પાસે હતી. આ રીતે બંદરથી આયાત થતી વસ્તુઓનું મધ્ય બજાર રાજકોટ અને જેતપુર બન્યાં. આજે થોડો વેપાર રહ્યો છે તેમાં પણ હજુ રાજકોટ આયાત થતી વસ્તુઓનું મધ્ય બજાર છે, અલબત્ત, રાજકોટના સામાન્ય વેપારીઓએ સટાથી ઘણું ગુમાવ્યું છે અને હવે તેમને સટાનો ચસ્કો લાગ્યો છે. જુનાગઢના ગામડામાં જેતપુરથી અતિશય માલ જતો તે સામે જુનાગઢ રાજ્યે લાઇનદોરી નાખી છે તેથી જેતપુરના વેપારને ધક્કો પહોંચ્યો છે છતાં જેતપુરના વેપારીઓ આવી મુશ્કેલી સામે પોતાની સ્થિતિ ટકાવી શકે તેવા સમર્થ છે અને બીજા પ્રદેશની સરખામણીમાં ત્યાં હજુ વેપાર જેવું કાંઇક દેખાય છે.

આ રીતે માત્ર જકાતનો લાભ ઉઠાવવા માટે વિદેશી વસ્તુઓની આયાત વધારવી, તે આયાત વધે તે ખાતર, અલબત્ત, બ્રિટીશ હિંદના બંદરો જેવી સગવડો ઉભી કરવી તેટલુંજ કાઠિઆવાડના બંદરોએ ધ્યાન આપ્યું. વેપાર માત્ર જકાતી લાભો ઉપર રચાયો અને મનુષ્ય સ્વભાવને સહજ તે લાભ અતિ લોભે ચઢયો અને પરિણામે તે વેપાર તૂટયો. બ્રિટીશ હિંદની આયાત નિકાશ કરનાર મોટી પેઢીઓએ આ માર્ગ શોધ્યો અને બ્રિટીશ હિંદના વેપારના હીત ખાતરજ તે તૂટયો. જ્યાં શરૂઆતથી છેવટ સુધી કાઠિઆવાડના વેપારને ધ્યેય નહોતું અને તે હિત માટે કોઇનો પ્રયાસ નહોતો, તેવો કાઠિઆવાડનો વેપાર પાંચ વર્ષની ટૂંક મુદત માટે બંદરી જકાતમાંથી અણધાર્યો અને નહિ કલ્પેલો અને નહિ સમજાયેલો મળ્યો. તેટલો લાભ લઇ વધ્યો અને ચાર દિનની ચાંદની જોઇ વેપાર વૃદ્ધિના પરપોટા ફુટી ગયા અને આજે તે વેપાર મૂળ હતો તેથી ખરાબ સ્થિતિમાં મૂકાયો છે. તે ઉપર આંસુ સારવા ફોગટ છે. કશી યોજના વિના માત્ર અણધારી આવી પડેલી સ્થિતિથી લાભ લુંટાયો તેણે લુંટયો. તેમાં હરખ–શોક શો? અલબત્ત, આવી સરસ સ્થિતિનો કાયમી લાભ લેવાની કોઇની દ્રષ્ટિ કે યોજનાપૂર્વકનાં પ્રયાસ નહોતા એમ તો લાગે છેજ.

**કાઠીઆવાડી વેપારી**

# રાજ્યસ્થાન પોરબંદરની જાહેરાત.

[ પોરબંદર રાજ્ય તરફથી ખેડુતોના હિતને માટે ત્યાંના દીવાન સાહેબની સહીથી નીચેની જાહેરાત પ્રસિદ્ધ કરવામાં આવી છે. બીજાં રાજ્યોએ પણ આ જાહેરાતમાં રહેલા સિદ્ધાંતને અનુસરવા જેવું છે. તંત્રી. ]

## રાજ્યસ્થાન પોરબંદરની જાહેરાત.

નાં. ૪૬૬૭.

આ રાજ્યના ખાતેદાર રાવળા ખેડુતોની છુટી છવાઈ જમીનના ટુકડાઓની જેમ બને તેમ એકલઠી જમીન થઇ શકે તેને માટે કોઇ યોજના કરવાનું ઘણું સલાહ ભર્યું જણાય છે; અને (૨) ખેડુતો આપસઆપસમાં પોતપોતાના ખાતાના ખેતરોનો સ્વેચ્છાથી અદલો બદલો કરે તે ઉપર જણાવ્યા પ્રમાણે એકલઠી જમીન કરવા માટે ઉત્તેજન મળે

તેવી એક સારામાં સારી (most natural-અકૃત્રિમ) પદ્ધતિ લાગે છે; પરંતુ (૩) આવી કોઇ યોજના વસ્તુતાએ લાભદાયી નીવડે તેવી રીતે અમલમાં લાવી શકાતી નથી તેમાં માત્ર એક મુખ્ય મોટી ખામી હોવાનું જાણવામાં આવેલ છે; અને (૪) તે ખામી ખાસ કરીને એજ લાગે છે કે પુરતી મોટી સંખ્યામાં કુવાઓનો અભાવ છે તેથીઃ—

૧. આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે કોઈ રાવળો ખેડુત રાજ્ય પાસેથી તગાવી કે વાવ કુવા માટે કોઇપણ જાતની મદદ લીધા સિવાય પોતાની મેળે તા. ૨૩ ઓક્ટોબર ૧૯૩૭થી અઢી વર્ષ સુધીમાં પાકો કુવો અથવા પાકા કુવાઓ કરશે તેની પાસેથી તા. ૩૦ જુન ૧૯૬૨ સુધી નવા પાકા કુવા અથવા કુવાઓથી કોસથી, નહિ કે યંત્રથી, પીત કરવામાં આવેલ હશે તે પર એક કોસે આખા વરસમાં વધારેમાં વધારે ત્રણ એકર સુધી રાજ્ય તરફથી વીઘોટીવાળા તુલમાં અરધ વીઘોટીની તથા રાજભાગવાળા તુલમાં ધોરણસરના રાજભાગના અરધ ભાગની પળત આપવામાં આવશે.

૨. જો તે જમીન પડતર રાખવામાં આવશે તો ધોરણસર પીતની પડતર વીઘોટી લેવામાં આવશે.

૩. આ હુકમને અનુસરીને વજે વીઘોટીની અરધ માફીનું જે પીતતુલ વાવવામાં આવ્યું હશે તેજ તુલ જે તે ખેડુત એકી સાથે પોતાના જુના કુવા વાવી પીત જમીનમાં વાવી શકશે નહિઃ જો કોઇ વાવશે તો અરધ માફીનો લાભ તેને મળી શકશે નહિ, અને આ હુકમ વિરૂદ્ધ કોઇ વર્તશે તો તેની કસુરની તારીખથી ધોરણસરની પુરી વીઘોટી અથવા તો લેતરી પ્રમાણે પુરો રાજભાગ કસુરદાર આપવાને પાત્ર થશે.

૪. આ હુકમમાં સમાયેલા સીધા તેમજ આડકતરા અસંખ્ય ફાયદાઓનો સંપૂર્ણ લાભ લેવાની જેટલા બની શકે તેટલા વધારે પ્રમાણમાં આ રાજ્યના લોકો કોશીશ કરશે તેમ ખાસ આશા રાખવામાં આવે છે. આ યોજનાને અંગે આ રાજ્યના દુબળા ખેડુતોને પોતાના ખેતરો વધારે ફળદ્રુપ બનાવવા માટે સખાવતી ગૃહસ્થોને સખાવત કરવાનું એક ઉમદું ક્ષેત્ર મળશે તેમ પણ આશા રાખવામાં આવે છે.

તા. ૨૩ ઓક્ટોબર ૧૯૩૭.

ત્રીભોવનદાસ. જ. રાજા

દિવાન, રાજ્યસ્થાન પોરબંદર

## દેશી રાજ્યો અને રચનાત્મક કાર્ય.

આપણા પૂજ્ય બાપુજી તો એમ કહે છે કે રાક્ષસ પાસેથી પણ પોતાનું કામ કરાવી શકે એવી કાર્યકુશળતા જાહેર સેવકમાં હોવી જોઈએ. હરેક સ્થળે અને સમયે કેડ બાંધીને લડવાનુંજ કાંઇ ઓછું હોય છે? એમ કરવાથી તો આ રમ્ય સંસાર મરુભૂમિ બની જાય. જરૂર પડયે લડવાનું પણ ન ચૂકીએ પણ આપણો સામાન્ય કાર્યક્રમ તો રચનાત્મક હોવો જોઇએ અને મારી શ્રદ્ધા મને એમ કહે છે કે આપણે કુનેહ અને કુશળતાથી કામ કરીએ તો બ્રિટિશ હિન્દના પ્રાન્તો કરતાં આ કાઠિયાવાડમાં રચનાત્મક કાર્યક્રમ અનેક ઘણો સુંદર થઈ શકે એમ છે. (૧) ખાદી, (૨) અસ્પૃશ્યતા નિવારણ, (૩) દારૂ નિષેધ, (૪) ગ્રામ્ય ઉદ્યોગ, એ ચતુર્વિધ કાર્યક્રમ કાઠિયાવાડમાં જેટલો થઈ શકે તેટલો બીજા પ્રાન્તોમાં ભાગ્યેજ થઈ શકે. ઉપલાં બધાં કામ માટે પૂરતી મૂડી પણ અહિં તો મળી શકે તેમ છે. ખાદીનું ઉત્પન્ન થવું અને વેચાણ થવું અને વાપર થવો એનો અર્થ શું થાય? નિરૂદ્યમીને ઉદ્યમ મળે, ભૂખે પેટ સૂઈ જનાર કરોડોને પેટનો ખાડો પુરવા જેટલું અન્ન મળે. બેકાર થઈ રઝળતા અને પછી અવળે રસ્તે ચડતા અનેક બેકારોને રોજી મળે, ખાદીના તારે તારમાં વિજળીનો ચમકારો છે. તેના વાતાવરણમાં અલૌકિક શક્તિ છે. કોઈ ગામડામાં મોટે ભાગે રેંટીઆનો ગુંજારવ અને સાળનો રણકારો થઇ રહ્યો હોય, અને સ્ત્રીપુરુષો ખાદીથી શોભતાં હોય તો તે ગામનું વાતાવરણ કેટલું રમ્ય લાગે! કોઈ ગામમાં હું જાઉં અને ખાદીધારી મળી જાય તો જાણે ઉજ્જડ ધીકધીકતા સહારાના રણમાં મીઠા પાણીની વીરડી મળી! આ જમાનામાં ખાદીની

સંસ્કૃતિ એટલે શું? ખાદી પાછળ ઉદ્યમ હોય છે, સરળતા હોય છે, અહિંસા હોય છે, સત્ય હોય છે અને ગરીબ પ્રત્યેની પ્રેમ ભાવના હોય છે. ખાદી પાછળ સ્વાતંત્ર્ય પ્રિયતા હોય છે. નિડરતા હોય છે. ખાદી તો રાજકીય ક્રાન્તિનું એક પ્રતિક સમાન છે. કાઠિયાવાડમાં તે માટે સુંદર અવકાશ છે, અને એ તો આપણા રામજી-ભાઈ ને જ પૂછી જુઓ ને? કાઠિયાવાડનાં ગામડાં-ઓમાં ખાદીની સંસ્કૃતિ હજી ઉભી જ છે. વૃદ્ધ લોકો—ખેડુત કે મજુર હજી પણ મીલનું કાપડ વાપરતા નથી. ફક્ત પલટો એટલો જ કરવાનો કે મીલના સુતરને બદલે હાથે કાંતેલું સુતર દાખલ થાય. આટલા પલટા માત્રથી જ ૯૦ ટકા કામ સિદ્ધ થાય. રેંટીઆ માટે કાઠિયાવાડી બ્હેનો અને માતાઓ હજી સુધી ટેવાએલી છે. તેમના માટે એ વસ્તુ નવી નથી. માત્ર અનેક રામજીભાઈએ જુદા જુદા મથકે બેસી જવું જોઈએ.

બીજી વાત અસ્પૃશ્યતા નિવારણ: મને કાઠિયા-વાડના સામાજીક જીવનનો અનુભવ છે, તે મુજબ અહીં અસ્પૃશ્યતા નિવારણનો પ્રશ્ન માનીએ છીએ તેટલો અઘરો નથી. અસ્પૃશ્યતાનું નામ ગુજરાતમાં દેવાતું નહોતું તેવે સમયે એટલે બે દશકા પહેલાં હસાની અંત્યજ પરિષદમાં કોઈપણ પ્રકારના સંકોચ સિવાય સવર્ણ અને હરિજન ભાઈબ્હેનોનો સુંદર મેળાવડો થયો હતો. ગામના કોઈ સવર્ણ ગૃહસ્થની દીકરી સાસરે આવી હોય અને ગામનો કોઈ હરિજન વૃદ્ધ મળે તો તેને કાકા—બાબા કહીને સંબોધતી મેં અનેક વખત જોઈ છે. તેમજ જવાબમાં વાત્સલ્યભાવે, "બેટા, તું ખેમ કુશળ તો છોને? ક્યારે આવી?" એવા મીઠા વાક્યોથી આશિષ આપતા વૃદ્ધ હરિજન પણ જોયા છે. વૃદ્ધ હરિજન સાથે મળતાં સવર્ણ ઉચ્ચ કુટુંબના ગૃહસ્થની પુત્રવધુને તેની મર્યાદા રાખતાં પણ મેં અનેક વખત નજરે જોયું છે. કાઠિયાવાડના સામાજીક જીવનમાં આવા દાખલા સામાન્ય છે એ શું બતાવે છે? એ સમાનતાની જે ભાવના આપણા જીવનમાં રહેલી છે તેને આપણા કાર્યનું મધ્યબિંદુ સ્થાપીને અસ્પૃશ્યતા નિવારણના સુંદર કાર્યમાં સમસ્ત દેશને આપણે માર્ગદર્શક થઈ શકીએ તેમ છીએ.

ત્રીજી વાત દારૂ નિષેધની છે: આપણા દેશમાં દારૂ પીવામાં બે આબરૂ મનાય છે. એ માન્યતા દારૂ નિષેધના કાર્યમાં આપણને ભારે મદદરૂપ છે. એટલે દારૂ પીનાર પણ જાહેરમાં દારૂ પીવાની હીમાયત નહિ કરી શકે છાટકા થવામાં દરબારો માન સમ-જતા જણાય છે છતાં પણ આપણું એક સદ્‌ભાગ્ય છે તે એ કે આપણા સમાજને અધોગતીના ગર્તમાં પડતો બચાવનાર આપણો સ્રીવર્ગ છે. કાઠિયાવાડમાં ફક્ત બે વર્ગો જ દારૂનો ઉપયોગ કરે છે. રાજા રજવાડા અને તેમના લગતા ભાયાતો તથા ખાસદાર વર્ગ. તેમના હંમેશના સંસર્ગમાં આવનાર અમલદાર વર્ગ તો એમાં મોટે ભાગે સપડાએલો નથી હોતો. આખો દિવસ મુત્સદ્દીગીરીમાં રમતા કારભારીઓ અને મોટા અમલદાર આ બુરી બદીથી મુક્ત છે. એટલે રજવાડાની હદની બહાર તે બદી દેખાઈ નથી. અને દારૂના પાસમાં સપડાએલો બીજો વર્ગ હરિજનોનો છે. આ બે વર્ગ સિવાય સામાન્ય આમ જનતામાં તેનો ઉપયોગ નહિ જેવો જ થાય છે. મને જાત અનુભવની માહિતી છે કે રાજકુમાર કોલેજ અને ગરાશીયા તાલુકદારી દરબારો અને તેમના બાળા-તોને બીજા શિક્ષણ સાથે દારૂના સંસ્કાર મળે છે. તે શિક્ષણ વિનાનો રાજકુમાર રાજ્ય કરવાને લાયક નાલાયક નીવડતો હોય તેમ શિક્ષણ કાળમાં જ એ યુવકો દારૂનો છૂટથી ઉપયોગ શી રીતે કરી શકે એ શીખી લે છે. વિલાયતી અનુભવમાં આમ મળેલું શિક્ષણ જન્મારા સુધી ટકે છે. આમ કાઠીઆવાડના રાજ-કુટુંબોમાં મોટે ભાગે આ બદીએ ઊંડાં મૂળ નાખ્યાં છે ખરાં. છતાં તે કાયમ રહી શકે તેમ નથી તેનો પણ મુશ્કેલીમાં અંત લાવ્યે છૂટકો છે.

કાઠીઆવાડી વીર બાળાઓ આ કાર્ય ઉપાડે તો ગામના ગોખોએ પણ દારૂની બદીનો નાશ થાય તેમ છે. કેટલાક રાજ્યો તો દારૂના ઉત્પન્નના લોભે પણ

તે બધાંનો નાશ કરવાને તૈયાર થશે અને તેની અસર બીજાના ઉપર પડ્યા સિવાય રહેવાની નથી. આપણે પ્રચંડ ઉહાપોહ કરી ગરમાગરમ વાતાવરણ પેદા કરવું જોઇએ. પ્રતિષ્ઠિત બ્હેનોનું એક મંડળ આ કાર્ય ઉપાડે તો સુંદર કામ થાય. રજવાડામાંથી પણ ઘણી બેનો આ કામમાં સાથ આપે એવી મને આશા છે.

ગ્રામ ઉદ્યોગ માટે પણ એટલો જ અવકાશ છે. બધી સામગ્રી અને સગવડતા કાઠિયાવાડમાં છે. તેનો ઉપયોગ કરનાર સેવકનું દળ જોઇએ. હજી મને યાદ આવ્યાં કરે છે કે પૂ. મહાત્માજીની સલાહ માની ભાવનગર પરિષદમાં કરેલા ઠરાવનું પાલન કરી નિષ્ક્રિય આઠ વરસમાં આ કાર્ય આપણે કર્યું હોત તો આપણા સંયમના બળથી આપણે કોઈ ચમરબંધીની પરવા રાખ્યા સિવાય આપણું કામ કર્યા જઇએ એવી શક્તિ મેળવી હોત. અને ઉપરના મારા ખ્યાલ તમને વ્યવહારૂ પ્રત્યક્ષ જણાયા હોત. પૂજ્ય બાપુજીએ આપણને અસહકારનો મંત્ર આપ્યો પણ એ મંત્ર કોની સામે વાપરવાનો ? દેશના શત્રુ સાથે અસહકાર એટલો જ આપણો આંતરિક સહકાર જોઇએ. તેને બદલે આપણે તો આંતરિક શત્રુવટ ઉભી કરી. શું હિંદુસ્તાનનાં નાનાં મોટાં સાડા પાંચસો રજવાડાં હિંદની પ્રજા નથી ? શું તેઓ આપણાથી જુદા છે ? આપણે પરતંત્ર છીએ તો તેઓ પણ પરતંત્ર છે. આપણે પરદેશી તંત્રના ગુલામ છીએ અને તેઓ પણ તેના ગુલામ છે. કોણ તેનો ઈન્કાર કરે છે ? તેઓ ગુલામ ન હોય તો ભેગા થઈ પોતાની સ્વતંત્રતા જાહેર કરે જોઇએ ? તેઓ હીરા માણેક જડીત આભૂષણો અને જરકસીના જામાથી શણગારેલા ગુલામો છે. આપણે નિર્ધન ગુલામો છીએ. ભલેને ગુલામીનો ખ્યાલ તેમના હૃદયને ડંખતો નહિ હોય એવું તેમનું હૃદય સહેજ બૂઠું હશે, પણ સત્ય વાત તો એ જ છે કે હિંદની આમ જનતા, મોટા લક્ષાધિપતિ વેપારીઓ અને હજારોના પગારે ખાતા નોકરો સાથે દેશી રાજાઓના હાથ પરદેશી તંત્રની બેડીઓથી ઝકડાઈ ગયા છે. અને આ બેડીઓ કયા મર્દને ન સાલે ? સ્વમાન, સ્વતંત્રતા કોને વહાલી નથી ? નામરદનું અપમાન થાય તો તેને પણ પાનો ચઢે અને આળસ–ડર ખંખેરી ઉભો થાય. ફક્ત તેને સાચી સ્થિતિનું ભાન થવું જોઇએ. એ ભાન મહાસભાએ રાજા અને રંકને કરાવી દીધું છે. છતાં કોઈ કોઈ સત્તાના નિશામાં પડ્યા હોય તેમનો નિશો ઉતારવાને આપણે વધારે તપ તપવું જોઈશે. સત્તાનો નિશો ઉતારવા પ્રજાએ તૈયાર થવું જોઈશે. રચનાત્મક કાર્યક્રમથી પ્રજા તૈયાર થઈ શકશે, તેનાથી જ પ્રજાનું બળ–શક્તિ વધી શકશે.

સમવાયતંત્રની અંદર ત્રણ પ્રતિસ્પર્ધી બળો મુક્યાં છે, (૧) કહેવાતા પ્રાંતિક સ્વરાજ્ય ભોગવતા અગીઆર બ્રિટિશ હકુમતવાળા પ્રાંતોના પ્રતિનિધિઓ (૨) દેશી રાજ્યની પ્રજાના નહિ પણ દેશી રાજાઓના પ્રતિનિધિઓ (૩) કોમી તત્ત્વો અને સરકાર પક્ષની નીમણુંકો. લગભગ આ ત્રણેય તત્ત્વો સરખા પ્રમાણમાં છે. પ્રજામાંથી ચુંટાએલા સભ્યોમાંથી પોતાની પડખે ભરાનાર કેટલાક તો મળશે જ એમ સરકાર આશા રાખે. દેશી રાજ્યોના પ્રતિનિધિઓ બ્રિટિશ સામ્રાજ્યના હિત વિરૂદ્ધ કદીએ નહિ જાય એમ તેઓ માને જ; અને હિંદી સરકારે નીમેલા તથા કોમી તત્ત્વથી ચુંટાએલા સભ્યો પૈકી કેટલાક સામ્રાજ્યના ખેરખાં હોય, અને કેટલાકે સ્વાર્થથી રંગાએલા હોય. એટલે બ્રિટિશ તાજ પ્રત્યેની તેમની વફાદારી માટે તો તેમને ખાત્રી જ હોય. આમ સમવાયતંત્રમાં હિંદની મુક્તિનો વિચાર કરનાર વર્ગ તો ચોથા ભાગનો જ હશે. આ ચોથો ભાગ પોતાથી ત્રણ ઘણા મોટા ભાગને પહોંચી વળી દેશ હિતનાં કામ શી રીતે કરી શકશે ? વળી સમવાયતંત્રના પ્રધાનો દેશની મધ્યસ્થ ધારાસભાને જવાબદાર છતાં તેમના હાથમાં સત્તા નહિ. સત્તા તો ગવર્નર જનરલ અને તેણે નીમેલી પોતાની કારોબારીના સભ્યોના હાથમાં. આ દ્વિમુખી રાજ્યતંત્રથી દેશનું શું કલ્યાણ થાય ! વળી અનામત ખાતાઓમાં તો હાથ ઘલાય નહિ. લશ્કર ખાતું, આંતર રાષ્ટ્રિય ખાતું, હુંડીઆ-

મણ ખાતું, જકાત ખાતું, વગેરે મુદ્દાનાં ખાતા તો સરકાર હસ્તક, એમાં આપણી આંગળી પણ ન ખૂપે. બ્રિટિશ સામ્રાજ્યના તાબાના દેશી રાજ્યો, હિંદી સરકાર અને કહેવાતા પ્રાંતિક સ્વરાજ્ય ભોગવતા અગીઆર પ્રાંતોનું સમવાયતંત્ર સંભવે ખરૂં ? વ્યવહારૂ બને ખરૂં ! જેમ પ્રાંતોમાં અમુક મર્યાદામાં પણ પોતાનો વહીવટ કરવાની સત્તા મળી છે તેમ દેશી રાજ્યની પ્રજાને પણ મળી છે ખરી ? દેશી રાજ્યોએ આપખુદીને ફગાવી દઈ પોતાની પ્રજાને કારોબારી સત્તા આપી છે ! પ્રજાનું પ્રતિનિધિત્વવાળી સંસ્થા સ્થાપીને પ્રજામતને માન આપતાં દેશી રાજ્યો શીખ્યાં છે ? દેશી રાજ્યવહીવટમાં પ્રજામતનો અવાજ સંપૂર્ણ રીતે અસરકારક ન નીવડતો હોય તો પછી એમનું હિત કોણ જુએ ? દેશી રાજાઓને સમવાયતંત્રમાં મર્યાદીત પ્રાંતિક સ્વરાજ્ય ભોગવતા પ્રાંતોની પ્રજા સામે પોતાનો સ્વાર્થ સાધવા હથીઆર રુપ બનાવવા અને બીજી બાજુ તેમની વફાદારીના બદલા તરીકે પોતાની હકુમત તળે આવેલા પ્રદેશના નિરંકુશ જાલીમ ઝાર બનાવી હિંદની પાંત્રીસ કરોડ પ્રજાને ચૂસવી, રંજાડવી અને તેને કાયમ ગુલામીમાં વહેંચી લેવાના ભયંકર તરકટ સિવાય સમવાયતંત્રમાં બીજું શું છે ? ખરેખર સમવાયતંત્ર હિંદી પ્રજાની ગુલામી કાયમ રાખવાનું ભયંકર કાવત્રુ છે. તેનો હરગીજ ઈન્કાર કરવો રહ્યો. તેને તોડી ફોડી નાખ ઝારો પેદા કરવાનું તરકટ રચાયું છે. તમારૂં ભાવી તમારા જ હાથમાં રાખો. તમે તમારા પ્રતિનિધિ બનો. તે માટે જેહાદ પોકારો અને જ્યાં સુધી તમે પોતે સીધા સમવાયતંત્રમાં ન જઈ શકો ત્યા સુધી સમવાયતંત્રનો અનાદર જ કરો.

કાઠીઆવાડ સંતોની ભૂમિ છે. શ્રીકૃષ્ણચંદ્ર, સુદામાજી, ભક્ત શિરોમણી નરસિંહ મહેતા, સ્વામી દયાનંદ સરસ્વતી અને પૂજ્ય મહાત્માજીની પૂણ્ય ભૂમિ છે. તેનાં જુનાં પુરાણાં ખંડીએરો અને ગીરનારનાં કોતરો કાઠીઆવાડની વીરતાનાં સૂચક છે. અહીંના યુવકો અને બહેનો માટે મને શ્રદ્ધા છે. તે શક્તિશાળી છે, ઉત્સાહી છે. તેઓમાં સેવાની તમન્ના છે. ગઈ ગુજરી ભલેને ભૂલી જઈએ પણ હવે પુરુષાર્થ કરીએ. અને છેલ્લા આઠ વરસની નિષ્ક્રિયતાનો બદલો પ્રબળ પુરુષાર્થ કરીને વાળીએ. પ્રભુ તમને તેવી શક્તિ આપો.

છેવટે તમે મને તમારી પરિષદ્‌ના પ્રમુખ તરીકે પસંદ કરી માન અને પ્રેમથી નવાજ્યો છે તે માટે હુ તમારો ઋણી છું. તે માટે હું સહૃદય ઉપકાર માનું છું. અને આશા રાખું છું કે તેવી જ રીતે આપણા ભાવી કાર્યમાં મને મારી અનેક ઉણપો સાથે નભાવી લઈ શોભાવશો.

સા. શા. પ. ના પ્રમુખના ભાષણમાંથી.

હિંદનાં દેશી રાજ્યો.

કાનુન, કર વેરા, મહેસુલ, કસ્ટમ વિગેરે એક સરખાં છે. તેમજ કેળવણી અને બીજી સગવડતાઓ પણ એક સરખી જ છે. આપ જોઈ શકશો કે એકજ પ્રકારની રાજ્ય વ્યવસ્થાને પરિણામે અને એકજ પ્રકારના અધિકારો અને જવાબદારીઓને પરિણામે આખી પચ્ચીસે કરોડની વસ્તીમાંથી અજબ પ્રકારના એકતાના સૂર નિકળે છે અને એકજ જાતના આદર્શ અને એકજ જાતની મહત્વાકાંક્ષાથી આખી વસ્તી આગળ ધપે જાય છે.

જ્યારે બે ભાગના હિંદુસ્તાનની આ સ્થિતિ છે ત્યારે બાકીના ત્રીજા ભાગની શું હાલત છે તે આપણે જોઇએ. ૭ લાખ માઇલના વિસ્તારવાળા પ્રદેશનાં ૫૬૨ ટુકડા કરવામાં આવ્યા છે. અને તેવીજ રીતે આઠ કરોડની વસ્તી ૫૬૨ ભાગની અંદર વહેંચી લેવામાં આવી છે. તે ૫૬૨ આપણા રાજાઓ, જે ખરેખર રીતે પરદેશી સત્તાના ખંડીઆ છે, તેઓ પોતાની હદમાં પોતાને શહેનશાહ તરીકે ગણાવે છે. પોતાની હદમાં નિરંકુશ, અમર્યાદિત અને અબાધિત સત્તા ભોગવે છે. અને કાયદાના પાના ઉપર જો કે તેઓ તે અધિકારના ગેરઉપયોગ માટે સાર્વભૌમ સત્તાને એટલે બ્રિટિશ સરકારને જવાબદાર છે છતાં વ્યવહારમાં આ દુનિયા ઉપર વસતી કોઈપણ સત્તા કે માનવીને તેઓ જવાબદાર નથી.

આવી રીતે કોઈપણ જાતના અંકુશ કે મર્યાદા વિના તેઓ સેંકડો વરસો થયાં પોતાની પ્રજાના અધિકારો અને પ્રજાની જાત મિલ્કતને નિર્દય રીતે કચડતા આવ્યા છે અને હજુ પણ કચડતા જાય છે. તેમના સિતમ અને આપખુદી સામે પ્રજાને અવાજ કાઢવાનો પણ હક્ક નથી અને દાદ ફરિયાદ કરવાનું ઠેકાણું પણ નથી. શિયાળાની કડકડતી ટાઢમાં, ઉનાળાના બળતા તાપમાં અને ચોમાસાના કીચડમાં પોતાની જાતને અને પોતાના વ્હાલા બાળબચ્ચાઓની જાતને કાળી મજૂરીથી નિચોવીને જે કાંઈ ખેડુત ઉત્પન્ન કરે, પોતાની જાત મહેનતથી મજુર ઉત્પન્ન કરે, પોતાની બુદ્ધિ વડે કારીગર ઉત્પન્ન કરે, કે પોતાના ધંધામાં વેપારી કમાય એ બધું જો તેમના ઠાકોરની કૃપાદૃષ્ટિ હોય તો જ ભોગવી શકાય છે. પ્રજાની પાસે જે કાંઇ સાધનસંપત્તિ હોય, અરે તેમના શરીર પણ તેમના ઠાકોરની માલીકીનાં ગણાય છે.

રાજ્યની તમામ આવક અને તમામ મિલ્કત રાજાની અંગત માલીકીની ગણવામાં આવે છે. તેનો ઉપયોગ તે ફાવે તેમ પોતાની જરૂરીયાતો પૂરી પાડવામાં મોજશોખો સંતોષવામાં અને દુર્ગુણો પોષવામાં કર્યે જાય છે. કેળવણી, લોકોની તંદુરસ્તી અને શારીરિક સુખાકારીને અંગે આવકમાંથી જે ટુકડો રૈયતને ફેંકવામાં આવે છે તે પણ રાજાની ઉદારતા અને મહેરબાનીની રૂએજ આપવામાં આવે છે એમ ગણવામાં આવે છે. રાજ્યની આબરૂ પોતાની ઇચ્છા મુજબ રાજાઓ વટાવી શકે છે. રાજ્યના નોકરોની નીમણુંક પણ રાજાની અંગત ઇચ્છા અથવા વૃત્તિને અનુસરીને કરવામાં આવે છે. પોતાના હેતુઓ સિદ્ધ કરવામાં નોકર કયો ઉપયોગી નિવડશે તેજ જોવામાં આવે છે. પ્રજામાં તે નોકરની શું પ્રતિષ્ટા છે. પ્રજાને તેનામાં કેટલો વિશ્વાસ છે, પ્રજાને તે ઉપયોગી થશે કે નહિ તે કદી જોવામાં આવતું નથી અને પ્રજાને ગમે તેવો નોકર નીમવામાં આવે તેની સાથે નીભાવી લેવું પડે છે. પરિણામ એ આવે છે કે નોકર કેવળ બેજ કામ કરે છે. એક તો પ્રજાને ચૂસવાનું અને બીજું એજન્સી અધિકારીઓને રાજી રાખવાનું. રાજ્યનું પોલિટિકલખાતું જુઠાણા ઉત્પન્ન કરવાનું કારખાનું બને છે. રેવન્યુખાતું પ્રજાને ચૂસવાનું રાજા અને પોલીસની ગુલામી સેવે છે.

લોકોના વાણી સ્વાતંત્ર્ય મિલનસ્વાતંત્ર્ય વિગેરે પ્રાથમિક અધિકારો ઝૂંટવી લેવામાં આવે છે. ગમે તેવા નિર્દોષ માણસને કોઇ પણ જાતની ચેતવણી કે કારણ આપ્યા સિવાય કે ન્યાયની અદાલતમાં કામ ચલાવ્યા સિવાય કેદ કરવામાં આવે છે. તો હદપાર કરવામાં આવે છે, અથવા અનેક રીતે જે ભય, ત્રાસ અને અપમાનના વાતાવરણમાં રહેવું પડે છે તેની જોડ અત્યારના જમાનામાં બીજે ક્યાંય નથી.

હું આ બધું વર્ણન કરૂં છું તે રાજાઓને કે તેમના કારભારને હલકો પાડવાના ઇરાદાથી કરતો નથી. આ વર્ણન કરવામાં મારો હેતુ હિંદુસ્તાનના બે વિભાગોમાં જે તફાવત માલમ પડે છે તેજ બતાવવાનો છે. બંને વિભાગોમાં એકજ દેશના એકજ પ્રકારના માણસો વસે છે અને બધા એકજ સલ્તનતને તાબે છે છતાં કોઇ અજાણ્યો માણસ તે બંને ભાગોને રાજકીય કે આર્થિક સંબંધ વગરના બે સ્વતંત્ર દેશો ગણે તો કોઇને અજાયબી લાગે નહિ. એટલો આ બે વિભાગો વચ્ચે તફાવત છે.

આવા મહાન તફાવતનું કારણ શું છે? શું તે તફાવતો કુદરતી છે? અને જો કુદરતી ન હોય તો તેવી અકુદરતી અને કૃત્રિમ સ્થિતિને માટે કોણ જવાબદાર છે? આપણે આ સવાલોનો અભ્યાસ કરવો જોઇએ. જેમ તે સ્થિતિનો આપણે અભ્યાસ કરતા જશું તેમ આપણને ખાત્રી થતી જશે કે એક પ્રજા બીજી પ્રજાને નુકશાન કરવા માટે આથી વધારે અપ્રમાણિક અને પ્રજાદ્રોહી એકેય યોજના શોધી શકે નહિ. બ્રિટિશ સલ્તનતજ આ પરિસ્થિતિ માટે જવાબદાર છે અને પરંતુ એટલેથી જ ન અટકતાં બ્રિટિશ મુત્સદીઓ આંતરિક સ્વતંત્રતાને નામે આ પરિસ્થિતિનો બચાવ કરે છે, અને કહે છે કે દેશી રાજાઓને પોતાના રાજ્યના અંદરના કારભારમાં સ્વતંત્ર રાખવા બ્રિટિશ સત્તા બંધાએલી છે. આ આંતરિક સ્વતંત્રતાનો દાવો તદ્દન પાયા વગરનો છે. આપણે તેનો મજબૂત રીતે ઇન્કાર કરવો જોઇએ. કારણ કે આપણા ઉપર અને દેશી રાજ્યોમાં વસતા આઠ કરોડ પ્રજાજનો ઉપર જે અનેક વિતકો, જુલમો અને સિતમોની ઝડીઓ વરસે છે, તે આ આંતરિક સ્વતંત્રતાના નામે જ વરસાવવામાં આવે છે. બ્રિટનના મુત્સદીઓને આપણા અંદર ને અંદર ભાગલા પાડવાને માટે હિંદની અંદર જુદાં જુદાં હિતો ઉભાં કરીને અંદર અંદર લડાવ્યા વિના છૂટકો નથી. તેથી જે બેશર્માપૂર્વક રાજાઓ આંતરિક સ્વતંત્રતાના દાવાને આગળ ધરે છે તેટલીજ બેશરમીપૂર્વક બ્રિટનના મુત્સદીઓ તે દાવો સ્વીકારી લે છે.

આપણે તેથી આપણા ૫૬૨ ઠાકોરોનો આંતરિક સ્વતંત્રતાનો દાવો તપાસવો ઘટે છે.

આપણા દેશી રાજ્યોની ઉત્પત્તિ વિષે અને તેમના બ્રિટિશ સામ્રાજ્ય સાથેના સંબંધ વિષે બટલર કમિટિએ પોતાના રિપોર્ટમાં ૩૯મા પેરીગ્રાફમાં નીચે મુજબ ચર્ચા કરી છે.

"જ્યારે દેશી રાજ્યો બ્રિટિશ સત્તા સાથે સંબંધમાં આવ્યા ત્યારે તેઓ સ્વતંત્ર હતા એ વાત ઇતિહાસને મંજુર નથી; તેવીજ રીતે દરેક સાર્વભૌમત્વ સત્તા ભોગવતાં હતાં કે આધુનિક આંતરરાષ્ટ્રીય સંબંધમાં જેને સમાન દરજ્જો ગણે છે તે ભોગવતાં હતાં તે પણ ઇતિહાસને મંજુર નથી. ખરી રીતે તો કોઈ પણ રાજ્યને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં સ્થાન ન હતું. અને લગભગ દરેક કાંતો મોગલ સલ્તનતના અથવા તો મરાઠા કે શીખ સામ્રાજ્યોના તાબેદાર અથવા ખંડીઆ હતા અને તેના ઉપર નિર્ભર હતાં. કેટલાંકને બ્રિટિશે બચાવ્યાં તો કેટલાંક તેણે નવાં સર્જ્યાં છે.

તેજ પ્રમાણે તે વખતના વાઇસરોય નામદાર લોર્ડ રીડીંગે ૧૯૨૬માં નિઝામને જે પ્રખ્યાત પત્ર લખ્યો હતો તેમાં પણ કબુલ કરવામાં આવ્યું છે કે:-

"બ્રિટિશ તાજની સાર્વભૌમ સત્તા સમસ્ત હિંદુસ્તાન ઉપર શ્રેષ્ઠત્વ ભોગવે છે."

આ અને આવી બીજી જાહેરાતો ઉપરાંત દેશી રાજાઓની આંતરિક સ્વતંત્રતાનો દાવો કેવળ હાસ્યજનક છે. એ દેશી રાજ્યના એક લેખકે નીચે મુજબ પૃથક્કરણ કરી સાબીત કરી આપ્યું છે,

"ઉપરના પત્રકો ઉપરથી જોઈ શકાશે કે ૪૫૪ રાજ્યોનો વિસ્તાર પુરા ૧,૦૦૦ માઈલ પણ નથી. ૪૫૨ રાજ્યોમાં ૧,૦૦,૦૦૦ લાખ માણસોની પુરી વસ્તી નથી અને ૩૭૪ સ્ટેટોમાં ૧,૦૦,૦૦૦ ની આવક પણ નથી. બ્રિટિશ હિંદુસ્તાનનું ૧૦,૯૪,૩૦૦ માઈલનું ક્ષેત્રફળ અને ૨૨ કરોડની પ્રજા ૨૭૩ જીલ્લાઓમાં વહેંચાયલી છે. ગણતરીએ દરેક જીલ્લો ૪,૦૦૦ ચોરસ માઈલનો અને આઠ લાખની વસ્તીવાળો સરેરાશ ગણાય.

આવા બ્રિટિશ ક્ષેત્રફળમાં, વસ્તીમાં અને આવકમાં મુકાબલો કરી શકે તેવાં ૫૬૨ માંથી ફક્ત ત્રીશ રાજ્યોજ છે, કેટલાંક સ્ટેટો તો એટલાં નાનાં છે કે તેના ઉપર લાદવામાં આવતો દરજ્જો ભોગવતા જોઇને કોઇને પણ દયા ઉત્પન્ન થાય. પંદર રાજ્યોની જમીન પુરી એક માઇલ પણ નથી. ૧૯૨૫ ના લીસ્ટ મુજબ સુરત જિલ્લામાં ૧૪ સ્ટેટો છે જેની વાર્ષિક આવક આગળના વર્ષમાં ૩૦૦૦ થી વિશેષ નહોતી. તેમાંના ત્રણ સ્ટેટોમાં પૂરાં સો માણસો વસતાં નથી. અને પાંચની આવક રૂપિયા સોથી વિશેષ નથી.”

આખા હિંદુસ્તાનના દેશી રાજ્યોની સ્થિતિનું વર્ણન કર્યું, પરંતુ આપણે જરા નજીક આવીએ અને આપણા પ્રાન્તના એટલે કે કાઠીઆવાડના દેશી રાજાઓની સ્થિતિ અને દરજ્જો તપાસીએ તો આપણને તેમનો આંતરિક સ્વતંત્રતાનો દાવો કેટલો બેહુદો અને હાસ્યાસ્પદ છે તેની ખાત્રી થશે. આખા હિંદુસ્તાનમાં ૫૬૨ આંતરિક સ્વતંત્રતાનો દાવો કરનારા રાજાઓ છે, તેમાંથી કાઠીઆવાડના ભાગમાં ભાવિએ ૨૦૦ ભળાવ્યા છે. આ ૨૦૦ રાજ્યો પૈકી એકે એવું રાજ્ય નથી કે જે બ્રિટિશ હિંદુસ્તાનમાં એક તાલુકાની પણ બરોબરી કરી શકે. આ ૨૦૦ રાજ્યોમાંથી ૧૫ ને તાજ સાથે સીધો સંબંધ છે. જ્યારે બાકીનાને સ્થાનિક પ્રાન્ત ઓફિસ સાથે સંબંધ છે. આખા કાઠીયાવાડમાં ફક્ત ૭ સ્ટેટો એવાં છે કે જેની વસ્તી એક લાખ માણસની છે, બાકીના ૨૫ સ્ટેટ સિવાયના કાઇ પણ સ્ટેટની વસ્તી ૧૦,૦૦૦ થી વધારે નથી. અને તેમાં ૩૦ સ્ટેટ એવાં છે કે જેને એક માઇલથી પણ ઓછી જમીન છે, અને એક સ્ટેટ એટલું નાનું છે કે તેને ફક્ત ૦૧ માઇલ જમીન છે.

આપણા ૨૦૦ રજવાડાની આવકનું પ્રમાણ પણ આકરામાં આકરા કર વેરાની પદ્ધતિ હોવા છતાં રમુજ ઉત્પન્ન કરનારૂં છે. ૨૦૦ રાજ્યોમાંથી ૧૦૦ રાજ્યોની ઉપજ ૧૦,૦૦૦ થી વધારે નથી; અને તે ૧૦૦ રાજ્યોમાં પણ ૮૫ની ઉપજ પણ ૫૦૦૦ ની નિચે અને ૨૦ની ૧૦૦૦ની નિચે અને એક ખોબા જેવડું નાનું રાજ્ય છે, તેની માસિક આવક રૂપીઆ ૪૦થી વધારે નથી.

કા. રા. પ. ના સ્વા. પ્રમુખના ભાષણમાંથી.

———o———

# નોંધ અને ચર્ચા.

## ભાવનગર રાજ્યમાં વહીવટી ફેરફાર.

છેલ્લાં સાત વરસથી ભાવનગર રાજ્યનો વહીવટ ના. મહારાજાશ્રીની સીધી દેખરેખ નીચે સ્ટેટ કૌંસીલથી ચાલતો હતો. તેમાં ફેરફાર થયો છે. કૌંસીલના કૌંસીલર સાહેબોએ પોતાની વૃદ્ધાવસ્થા અને શારીરિક અશક્તિના કારણે રાજીનામા આપવાથી આ ફેરફાર થયો છે અને કૌંસીલદ્વારા વહીવટ ચલાવવાને બદલે ના. મહારાજાશ્રીએ રાજ્ય વહીવટ ચલાવવા દીવાન પદ્ધતિ દાખલ કરી છે. આ ફેરફાર નીચે પ્રમાણે છે.

૧. શ્રીયુત અનંતરાય પ્રભાશંકર પટ્ટણી–મુખ્ય દીવાન
૨. શ્રીયુત નટવરલાલ માણેકલાલ સુરતી–નાયબ દીવાન
૩, શ્રીયુત ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ મહેતા–જ્યુ. આસિ.
૪. શ્રીયુત હરગોવિંદદાસ મણિશંકર ત્રિવેદી. પર્સનલ આસિ૦

ના. મહારાજાએ જે પસંદગી કરી છે તે યોગ્ય છે. આ ચારે ગૃહસ્થો રાજ્ય વહીવટનો લાંબો અનુભવ ધરાવે છે. સર પ્રભાશંકર પટ્ટણી, દિ. બ. ત્રિભુવનદાસ અને ખા. બા. ઘોઘાવાળા જેવા અનુભવી ગૃહસ્થોની સાથે રહી રાજ્યનાં જુદાં જુદાં ખાતામાં એમણે કામ કર્યું છે. અને લોકપ્રિયતા સંપાદન કરી છે. રાજ્યમાં ચાલી આવેલી વહીવટી પરંપરાથી તેઓ જાણીતા છે. ભાવનગર રાજ્ય એની સહાનુભૂતિથી બધે જાણીતું છે. અરજદારોને માટે રાજ્યના વરિષ્ઠ અને જવાબદાર અધિકારીઓનાં દ્વાર એ રાજ્યમાં ખુલ્લાં છે અને અરજદાર સંતોષ મેળવી વિદાય થાય છે, એવું રાજ્યનું ધોરણ જાણીતું છે. એ ધોરણને આ નવું અધિકારી મંડળ વળગી રહેશે એમાં શંકા નથી. અમને લાગે છે કે ના. મહારાજાશ્રીએ યોગ્યને યોગ્ય અધિકાર સાથે નિયત કર્યા છે. મહારાજાની એ શુભેચ્છાને આ સર્વ સફળ કરી, અત્યારે ભાવનગર રાજ્યે હિંદુસ્તાનનાં રાજ્યોમાં જે સ્થાન, પ્રતિષ્ઠા અને પદવી પ્રાપ્ત કર્યાં છે તેને પ્રવૃદ્ધ કરે.

---

## દેશી રાજ્યને ધીરવામાં આવેલી લોનો.

કૌંસીલ ઓફ સ્ટેટની એક બેઠકમાં ચર્ચા પ્રસંગે ઓન. મી. હસન ઇમામે પ્રાંતો અને દેશી રાજ્યોને મધ્યવર્તી સરકાર તરફથી જે નાણાં ધીરવામાં આવ્યાં હોય તેની માહેતી માગી હતી. ઉત્તરમાં સરકાર તરફથી ઓન. મી. એ. જે. રેઇઝમેને માહેતી પુરી પાડી હતી. તે પૈકી દેશી રાજ્યોને જે લોનો વ્યાજે કે વગર વ્યાજે આપવામાં આવી છે તે સંબંધી નીચે પ્રમાણે આંકડાઓ જણાવ્યા હતાઃ—

**સને ૧૯૨૩**

ફલટન રાજ્યને ત્રણ લાખ રૂપીઆ, ૬ ટકાને વ્યાજે, રાજ્યના અર્થકરણની પુનર્ઘટના કરવા માટે ધીરવામાં આવ્યા છે. અને તેનું ભરણું વ્યાજ ઉપરાંત વાર્ષિક રૂા. ૩૦) ત્રીશ હજારનું છે.

**સને ૧૯૩૩**

તીપુરા રાજ્યને નવ લાખ રૂપીઆ, ૬ ટકાને વ્યાજે, રાજ્યના અર્થકરણની પુનર્ઘટના કરવા માટે ધીરવામાં આવ્યા છે. અને તેનું વાર્ષિક ભરણું રૂા. ૯૨,૬૬૬નું છે.

અલવર રાજ્યને પચીશ લાખ રૂપીઆ, ૪¾ ટકાને વ્યાજે, રાજ્યના અર્થકરણની પુનર્ઘટના કરવા માટે ધીરવામાં આવ્યા છે. તેનું વાર્ષિક ભરણું ૨ લાખ ૪૪ હજારનું છે.

**સને ૧૯૩૪**

ટોંક રાજ્યને ૧ લાખ ૫૦ હજાર રૂપીઆ ૪¾ ટકાને વ્યાજે, રાજ્ય, રાજ્યમાંથી પસાર થતા રસ્તાઓ ઉપર પૂલ બાંધવા માટે ધીરવામાં આવ્યા છે અને તેનું વાર્ષિક ભરણું ૧૫ હજારનું છે.

**ભાવલપુર** રાજ્યને ૮૨,૦૩,૨૦૦ રૂપીઆ ચાલુ ખર્ચમાં દેવાનું ભરણું કરવા ૪½ ટકાને વ્યાજે ધીરવામાં આવ્યા છે. અને તેનું વાર્ષિક ભરણું ૩,૦૩,૪૧૪-૧૨-૯નું છે.

**સને ૧૯૩૫**

**ભાવલપુર** રાજ્ય પાસે સતલજ વેલીના કામમાં સ્ટેટના ભાગ પેટે ૧૨,૪૧,૯૫,૯૦૦ રૂપીઆ છે. અને મુડી તથા વ્યાજની રકમ રાજ્યે ૫૦ વરસમાં હપ્તાથી ભરી દેવાની છે. અને તે એ રીતે કે રૂ. ૧૫ લાખ ૧૯૩૫-૩૬માં ભરવાના અને ત્યારપછી અનુક્રમે એ રકમ વધીને ૧૯૪૪-૪૫માં ૫૫ લાખની થાય. તથા એ પ્રમાણે પછીનાં બરસોમાં ભરપાઈ કર્યા કરવું.

**ધ્રાંગધ્રા** રાજ્યને ૫૫ લાખ રૂપીઆ ૪ ટકાને વ્યાજે રાજ્યના અર્થકરણ માટે ધીરવામાં આવ્યા છે અને તેનું વાર્ષિક ભરણું આશરે ૩,૫૨,૦૦૦નું છે.

**દીર** રાજ્યને ૨ લાખ રૂપીયા વગર વ્યાજે ફ્રંટીયરની નીતિને અંગે, એની હયાતિ એ ઉપયોગી તત્વ છે માટે રાજ્ય વહીવટના કામમાં મદદ માટે આપવામાં આવ્યા છે. અને તેનું વાર્ષિક ભરણું રૂા. ૧૦ હજારનું છે.

**સને ૧૯૩૬**

ચિત્રાલ રાજ્યને ૧ લાખ રૂપીઆ વગર વ્યાજે ઉપરના કારણે આપવામાં આવ્યા છે, અને તેનું વાર્ષિક ૧૦ હજારનું છે,

---

**ના. જામસાહેબનું સ્વદેશાગમન.**

ના. જામસાહેબ સર દિગ્વિજયસિંહજી, વિલાયતના કેટલાક માસના વસવાટ પછી સ્વદેશ પાછા ફર્યા છે. નરેન્દ્ર મંડળના, અને 'પ્રવેશપત્ર'ના પ્રશ્નોને અંગે એમ જાણવામાં છે, કે તેઓશ્રીની ગેરહાજરી અત્રે જણાતી હતી. ગયે વર્ષે એમની આગેવાની નીચે ગુજરાત-કાઠીયાવાડનાં રાજ્યોનાં પ્રતિનિધિયોની કોન્ફરંસો આ પ્રશ્નોની ચર્ચા પરત્વે ભરવામાં આવી હતી અને એ કોન્ફરંસોના કાર્યની સરસ છાપ પડી હતી. હજી પણ દેશીરાજ્યોએ ફેડરેશનમાં દાખલ થવાના 'પ્રવેશપત્ર' સંબંધી ચર્ચા પૂરી થઇ નથી. એ વખતે ગુજરાત-કાઠીયાવાડનાં રાજ્યોનો એકવાર ફરીથી, આ સવાલ પરત્વે એકમતિ અભિપ્રાય-પ્રકટ કરવાની પ્રવૃત્તિ કરવામાં આવે તો આવકાર પ્રદ લેખાશે. અને અત્યાર સુધી જે પ્રથા પાડવામાં આવી છે. એ પ્રમાણે ના. જામ મહારાજ તેમાં જે પોતાના અનુભવનો લાભ આપે તો તે વિશેષ ઉપયુક્ત લેખાશે. ભૂતકાળમાં જ્યારે જ્યારે આવા પ્રશ્નો ઉપસ્થિત થતા ત્યારે સર્વની દૃષ્ટિ મહુંમ મહારાજા સર રણજીતસિંહજી ઉપર પડતી. અને એવી બાબતોનો તેઓની દીર્ઘદૃષ્ટિના પરિણામે વ્યવહારૂ ઉકેલ થતો એટલે આ જામ મહારાજ પણ પોતાના પુરોગામી રાજકર્તાની નીતિને ચાલુ રાખે એવી અમારી શુભ વાંછના છે. કારણ કે આ યુગ એકતાનો છે. સર્વ સામાન્ય હિત માટે એકત્ર મળી પોતાનાં મંતવ્યો દૃઢ રીતે રજુ કરવાનો છે

---

**સરદાર કોર્ટ : ઇડર**

ગુજરાત કાઠીઆવાડમાં જે ગણ્યાંગાંઠયા પટાવતી સંસ્થાનો છે તે પૈકી ઇડર રાજ્ય એક છે. ઇડરના રાજકુટુંબમાંથી ઉતરી આવેલા પેટા જાગીરદારો પટાવતો અને ભોમીયા જાગીરદારોની એકત્ર સંખ્યા લગભગ છત્રીસ જેટલી છે, આમાંનો મોટો ભાગ અત્યારે સુસ્થિતિમાં નથી પણ ઘણા એવા છે કે જેઓ ઇડર દરબારમાં માનવંતુ સ્થાન ધરાવે છે. ભૂતકાળમાં આ સર્વને ઇડર રાજ્ય સાથે વહીવટી બાબતોમાં મતભેદ રહ્યાં કરતા હતા અને હજી પણ રાજ્ય સાથેનો એમનો સંબંધ કેટલેક અંશે ગુંચવાયેલો છે. રા. બા. કોટક જ્યારે દીવાન હતા ત્યારે એમણે આ પ્રશ્ન હાથ ધર્યો હતો. ત્યાર પછી કૌંસીલ વહીવટમાં આ સવાલ પ્રત્યે બહુ વ્યવહારૂ ધ્યાન અપાયું ન હતું, જ્યારે હાલના દીવાન રાયબહાદુર ભંડારીએ આ પ્રશ્ન પુનઃ હાથમાં લઇ એક સરદાર કોર્ટની સ્થાપના કરી છે પહેલાં ઇડર સ્ટેટમાં અલાયદી સરદાર કોર્ટ હતી. પરંતુ તેમાં નીમવામાં આવેલા બે સરદાર મેમ્બરોની ગેરહાજરીને લીધે એ કોર્ટ બંધ કરવામાં આવી હતી. પાછી હાલમાં

એકવરસની અજમાયશ દાખલ આ કોર્ટ ફરી ઉઘાડવામાં આવી છે. અને તેનું બંધારણ નીચે પ્રમાણે રાખવામાં આવ્યું છે.

(૧) શ્રી બડા મહારાજા કુમાર પ્રમુખ.
(૨) આજમ રજીસ્ટ્રાર 'હાઇકોર્ટ' લો મેંબર.
(૩) સુગોર મહારાજશ્રી ઉદેસીંહજી જાગીરદાર મેંબર.

સદરહુ કોર્ટનું કોરમ બે સભ્યોનું રાખવામાં આવ્યું છે અને વહીવટી કામો માટે હાઇકોર્ટના સ્ટાફનો ઉપયોગ કરવાની છૂટ આપવામાં આવી છે અને ચાલુ દફતરી કામો માટે ઉકેલ કરવાની લો મેંબરને સત્તા આપવામાં આવી છે એટલે એમ લાગે છે કે આ કોર્ટ વહીવટી નજરે સફળતા મેળવશે. અમે ઇચ્છીએ છીએ કે આ કોર્ટની સ્થાપનાથી, જે ઉદ્દેશથી એ સ્થાપવામાં આવી છે, તે ઉદ્દેશ સફળ થાય.

---

## એક વિદ્વાન વૈદ્યનો સ્વર્ગવાસ.

ગૂજરાત–કાઠીઆવાડમાં પોતાની વિદ્વતા, અનુભવ, અને શાસ્ત્રીય વૈદીકીય જ્ઞાનથી ખૂબ જાણીતા થયેલા વૈદ્ય અમૃતલાલ પટ્ટણીના અવસાનથી આપણને એક આદર્શ–વૈદની ખોટ પડી છે. મર્હુમ અમૃતલાલભાઇ પ્રાચીન પરિપાટીના વૈદ હતા અને પોતાને ત્યાં વિદ્યાર્થીઓને રાખી શિક્ષણ આપતા હતા. પાટણ આયુર્વેદિક વિદ્યાલયના તેઓ પ્રિન્સિપાલ હતા. અને એ સ્થાને રહી એમણે સેંકડો વિદ્યાર્થીઓને જ્ઞાનલાભ આપ્યો હતો. આયુર્વેદના જ્ઞાનનો નિઃસ્વાર્થ પણે પ્રચાર કરવો એ એમનું જીવન ધ્યેય હતું. વનસ્પતિઓ સંબંધોનું એમનું ગુણ–જ્ઞાન ઘણા ઉંચા પ્રકારનું હતું. અને પોતાના સ્વર્ગવાસ પર્યંત નિર્લોભ પણે એ ધ્યેયને તેઓ વળગી રહ્યા હતા. છેલ્લાં કેટલાંક વરસોથી તેઓ લીંબડીરાજ્યના આશ્રય તળે વૈદકીય સંસ્થા ચલાવતા હતા. અને એમના જ્ઞાનાનુભવ પરત્વે લીંબડી નરેશનો ઉંચો મત હતો. આ સ્થળે રહીને પણ તેમણે પઠન–પાઠન ચાલુ રાખ્યું હતું. એમના સાનિધ્યે શિખેલા વિદ્યાર્થીને સર્વગ્રાહી વૈદક જ્ઞાન મળતું અને સમાજમાં એ પોતાનું યોગ્ય સ્થાન સહજ મેળવી લેતો.

આવા શ્રેષ્ઠ વૈદના સ્વર્ગવાસથી એમના કુટુંબીજનોને જ નહિ પણ સમગ્ર વૈદકીય પ્રદેશને ખોટ પડી છે.

---

## કાઠિયાવાડના મીલ ઉદ્યોગને મુશ્કેલી

કાઠીઆવાડનાં રાજ્યોમાં આવેલી કાપડની મીલોમાંથી કાઠીઆવાડની બહાર નિકાસ થતા કાપડની ગાંસડીઓને વીરમગામ ખાતે બ્રિટિશહિંદનાં કસ્ટમ્સ અમલદારોએ–અટકાવી હતી એ સંબંધમાં જે વિગતો બહાર આવી છે, તે ઉપરથી જણાય છે કે:—

(૧) હિંદી સરકારના નાણાંખાતાના ૧૯૩૫માં નં ૩૩ ના હુકમ અન્વયે કાઠીઆવાડની મીલોમાં તૈયાર થતા માલ ઉપર કસ્ટમ્સનો પ્રતિબંધ નહિ નડે એમ જાહેર કરવામાં આવ્યું હતું.

(૨) ત્યાર પછી સરકારના મુંબઈના કસ્ટમ્સના આસિસ્ટંટ કલેકટર સાહેબે તા. ૧૨ મી નવેંબર ૧૯૩૭ નો નંબર ૫૬૭ નો હુકમ પ્રસિદ્ધ કરી ઉપરના નિકાસ થતા માલ ઉપર પ્રતિબંધ મૂકયો.

(૩) આસિસ્ટંટ કલેકટરનો એ પ્રતિબંધ એ કારણસર મૂકવામાં આવ્યો છે કે કાઠીયાવાડની મીલોમાં તૈયાર થતું કાપડ પરદેશથી આયાત થતા સુતરમાંથી બનાવેલું હોઈ સરકારનું નાણાં ખાતુ એ માલને સ્થાનિક ઉત્પન્ન તરીકે ગણવા તૈયાર નથી. અને તેથી કાઠીયાવાડમાંથી પસાર થતા કાપડ ઉપર ૩૦ ટકા જગાત લેવાને એ પાત્ર છે.

૧૯૧૭માં, નવાનગર અને મોરબીના દરબારોને અને જુનાગઢ તથા પોરબંદરના એડીમીનીસ્ટ્રેટરોને લાઈનદોરી ઉઠાવી લેવાની શરતો દર્શાવનારો જે પત્ર સરકારે લખ્યો હતો તેમાં કલમ ૨ (૬) માં જણાવ્યું હતું કે "જમીન માર્ગે રાજ્યોમાંથી બ્રિટિશ હિંદમાં આવતા પરદેશી માલ ઉપરની જગાત પણ તેમને લેવા દેવામાં આવશે. (અને) રાજ્યોમાં ઉત્પન્ન થતો અગર બનતો માલ જમીન માર્ગે બ્રિટિશ હિંદમાં આવશે તેના ઉપર સરકાર જગાત લેશે નહિ." અર્થાત્ કે ૧૯૧૭ ના કરારોમાં જેમ પરદેશી માલને છૂટ આપવામાં આવી છે, તેમ રાજ્યોમાં

સ્થાનિક ઉદ્યોગોથી ઉત્પન્ન થતા માલને પણ આપી છે, પરંતુ એ માલ અમુક રીતે જ બનવો જોઈએ. એ માલ બનાવતાં અમુક વસ્તુઓ જ વાપરવી જોઇએ એવું કાંઈ એમાં જાહેર કરવામાં આવ્યું ન હતું. જ્યારે આજ વીશ વરસે સરકારનું નાણાં ખાતું સ્થાનિક કે પરદેશી સુતરનો સવાલ ઉભો કરે છે એ આશ્ચર્યકારક છે. સરકારનું નાણાંખાતું પોતાનાં હુકમો વારંવાર ફેરવે અને ભૂતકાળના એ ખાતાના હુકમોની અવગણના કરવામાં આવે એ માની શકાય એવી વાત નથી. કારણ કે ૧૯૨૭માં જ્યારે વીરમગામ ખાતે પુનઃ જગાતની દોરી નાંખવામાં આવી ત્યારે પણ હિંદી-સરકારે પોતાના હુકમમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે "આ જાહેરનામામાં કસ્ટમ્સની જગાત લેવા સંબંધી જે હુકમ કરવામાં આવ્યો છે તે. (૧) ભાવનગરના બારામાં આયાત થયેલા માલને લાગુ પડશે નહિ. અને (૨) જે માલ કાઠીઆવાડમાં બનેલો હશે તેને પણ લાગુ પડશે નહિ." આ હુકમમાં પણ ૧૯૧૭ ની હકીકતનું પુનરાવર્તન માત્ર કરવામાં આવ્યું છે. જો કે "જે માલ ખુદ કાઠીઆવાડમાં જ પેદા થયેલો હોય અને તે કયાં પેદા થયો છે તે સંબંધી બ્રિટિશ અમલદારોને ખાત્રી આપવામાં આવશે તો તે માલ ઉપર જગાત લેવામાં આવશે નહિ" એટલું ઉમેરવામાં આવ્યું છે, છતાં પણ માલને બનાવવામાં જે ચીજોનો સાધન તરીકે ઉપયોગ કરવામાં આવ્યો હોય તે સંબંધી કશું સૂચન કરવામાં આવ્યું નથી. આ ઉપરથી જણાય છે, કે સરકારનો હેતુ એટલો જ છે. કે જે માલ-લાઇનદોરીઓ ઉપરથી પસાર થાય તે માલ કાઠીયાવાડમાં જ ઊત્પન્ન થયો છે એટલી જ માત્ર ખાત્રી મેળવવી.

પણ હવે જ્યારે સરકાર, કેવા સુતરમાંથી કે રૂમાંથી કાપડ ઉત્પન્ન થયું છે એવી જો ખાત્રી માગે તો સ્વાભાવિક રીતે મીલવાળાઓ એવી ખાત્રી આપવા અશક્ત નીવડે, કાઠીયાવાડમાં ભાવનગર, વઢવાણ, મોરબી, રાજકોટ, પોરબંદર અને મહુવા વગેરે શહેરોમાં કાપડની મીલો છે, અને તે મીલો ઘણે ભાગે પોતાને જોઈતું સુતર સ્થાનિક કાંતીને જ વાપરે છે, વળી દસ વરસ જેટલા લાંબા ગાળામાં ચોક્કસ પ્રકારના સાંચાકામની પણ મીલોએ ગોઠવણ કરી નાંખી હોય, પોતાને જોઈતા માલની ખરીદી કરી લીધી હોય અને ભવિષ્યમાં હવે મુશ્કેલીઓ નહિ ઉભી થાય, એવી ખાત્રીની આશાએ લાખો રૂપીઆની મુડી રોકી હોય ત્યારે જો નવો પ્રતિબંધ ઉભો કરવામાં આવે તો તેથી આખા કાઠીયાવાડના વેપારને હાનિ પહોંચે.

કાઠીઆવાડમાંથી મુંબઈ અને કલકત્તા વગેરે સ્થળો એ જતી કાપડની ગાંસડીઓ અટકાવવામાં આવી હતી. અને તેથી ત્યાંના વેપારીઓએ હિંદી સરકારને અરજ કરી હતી. અને તેથી એમ જણાય છે, કે ઉપર ટાંકવામાં આવેલો મુંબઈના આસિસ્ટંટ કલેકટરનો હુકમ ડીસેંબર મહીનાની આખર સુધી મોકુફ રાખવા માટે સરકારે ફરમાન કર્યું છે. પરંતુ ત્યાર પછી પણ જો એ હુકમ ચાલુ રહે તો તેનું પરિણામ એ આવશે કે તેથી આખા કાઠીયાવાડનો મીલ ઉદ્યોગ લૂલો બની જશે. આ માટે જરૂરનું છે, કે લાગતા વળગતા. વેપારીઓએ એકત્ર મળી હિંદી સરકારના નાણાં ખાતાને મળી પરિસ્થિતિના સંબંધમાં ચોખવટ કરી નાંખવી જોઈએ.

---

## મ્હૈસોર અને ગાંધીજી.

મ્હૈસોર સંબંધી—ત્યાં કોંગ્રેસની પ્રવૃત્તિ સંબંધી મહાસભાના ત્રીરંગી ધ્વજ સંબંધી—રાજ્ય અને કા[illegible] કરનારાઓમાં જે મતભેદ ઉપસ્થિત થયો છે, તે[illegible] ઉગ્ર સ્વરૂપ લીધું. અને એ સવાલ કલકત્તા ખ[illegible] મળેલી મહાસમિતિની બેઠકમાં ચર્ચા અને ઠરાવ [illegible] મૂકવામાં આવ્યો. કોંગ્રેસની દેશીરાજ્યો પરત્વે નીતિ છે તે બહુજ જાણીતી, વાત છે. છતાં [illegible] નીતિમાં શિથિલતા મૂકી મહાસમિતિએ ઠરાવ કરવામાં ઉતાવળ કરી છે. સમગ્ર હીંદના હિતને માટે એ આવશ્યક છે, કે દેશીરાજ્યોના આંતરિક કારોબારમાં 'બહારનાં' રાજકીય મંડળોએ અને વ્યક્તિઓએ

કેવળ લાગણી વશ થઈ નિરર્થક ફુંફાડા મારવા ન જોઇએ. અને વસ્તુ સ્થિતિમાં વિશેષ બગાડો કરવો ન જોઇએ. મહાસમિતિના ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે ઠરાવ સંબંધી મહાત્મા ગાંધીજીએ પોતાના વિચારો પ્રકટ કર્યા છે. દેશીરાજ્યો સંબંધી મહાસભાની નીતિ એમાં સ્પષ્ટ રીતે આલેખવામાં આવી છે. અને તે આ પ્રમાણે છેઃ—

"મૈસુરને વિષેનો ઠરાવ તો, મારા મત પ્રમાણે, એથીયે ખરાબ હતો; અને દુઃખની વાત એ છે કે એ પસાર થયો તેની સામે સત્યને ખાતર બેધડકપણે બોલનાર લગભગ કોઇ જ ન નીકળ્યું. મેં મૈસુરનું વકીલપત્ર લીધેલું નથી. ત્યાં એવી ઘણી ચીજો છે જે મહારાજા સુધારે એમ હું ઇચ્છું. પણ મહાસભાની નીતિ એ છે કે વિરોધીની સાથે પણ ન્યાયપૂર્વક વર્તવું. મારા મત પ્રમાણે મૈસુર વિષેનો ઠરાવ દેશી રાજ્યોના અંદરના કારભારમાં દખલ ન કરવાના મહાસભાના અગાઉના ઠરાવ સાથે અસંગત હોઇ નિયમબાહ્ય હતો. એ દખલ ન કરવા વિષેનો ઠરાવ, મારી જાણ પ્રમાણે, કદી રદ કરવામાં આવ્યો નથી. ગુણદોષની દૃષ્ટિએ વિચાર કરીએ તો મહાસમિતિ આખા રાજ્ય વિષે ઠરાવ કે ચર્ચા કરવા નહોતી બેઠી. તે તો ફક્ત રાજ્યની દમનનીતિનીજ ચર્ચા કરતી હતી. જે ઠરાવ પસાર થયો તેમાં સાચી સ્થિતિનું વર્ણન કરવામાં નથી આવ્યું. અને એના પર જે ભાષણો થયાં તે આવેશથી ભરેલાં ને સાચી હકીકતોની પરવા વિના કરેલાં હતાં. મહાસમિતિની એવી ઇચ્છા હતી તો તેણે ચુકાદો આપવા બેસતા પહેલાં ગમે તો એક માણસની પણ સમિતિ ખરી હકીકતો જાણવાને માટે નીમવી જોઈતી હતી. મહાસમિતિને જો સત્ય અને અહિંસા વિષે જરા પણ આદર હોય તો આવી બાબતોમાં તે ઓછામાં ઓછું આટલું તો કરી જ શકે કે પહેલાં કાર્યવાહક સમિતિને પોતાનો ચુકાદો જાહેર કરવા દે અને પછી, જરૂર પડે તો, ન્યાયાધીશની પેઠે એની તપાસ કરે. મારું કથન સિદ્ધ કરવાને બંને ઠરાવોની બાબતમાં હું જાણીજોઇને વીગતોમાં ઉતર્યો નથી. હું મારી મર્યાદિત શક્તિનો બને એટલો સંગ્રહ કરી રહ્યો છું, અને વળી આ બાબત મહાસમિતિના સભ્યોના સદ્ભાવ પર છોડું છું. મહાસમિતિને ૧૯૨૦થી અદ્વિતીય મહત્ત્વ પ્રાપ્ત થયું છે, અને અધિકાર સ્વીકારના ઠરાવ પછી તો એ દ્વિગુણિત થયું છે."

અત્યારે જે રાજદ્વારી સંયોગો હયાતિ ધરાવે છે, એ જોતાં રાજ્યોમાં ઉપસ્થિત થયેલી સુધારા કરાવવાની પ્રવૃત્તિને અને ચળવળોને લગભગ સર્વત્ર નિષ્ફળતા મળી છે. આ એક કમનસીબી છે. અને તેનું એક કારણ તો એ છે કે સમગ્ર હીંદ અને દેશીરાજ્યોના રાજકારણમાં તફાવત છે. અને બીજું લોકોની સહાનુભુતિનો અભાવ. મહાત્મા ગાંધીજીના ઉપરના વિચારો પરત્વે, જેઓ એમ માનતા હશે કે દેશી રાજ્યોના રાજ્યકારણમાં પોતાના વિચારો અને નિર્ણયો વધારે વ્યવહારૂ છે, તેઓ વિરોધ દર્શાવશે એ સ્વાભાવિક છે.

---

## વિઝાગાપટ્ટમ.

હીંદના પૂર્વ કિનારા પરના વેપારને સાચવી શકાય. એટલા માટે હીંદી સરકારે ૧૯૩૩માં એ કિનારા ઉપર—ઉત્તરમાં—વિઝાગાપટ્ટમ બંદર ઉઘાડયું છે. પરંતુ હજી એ બંદરે વ્યાપાર વધી શક્યો નથી. અને ૧૯૩૫-૩૬ના વરસમાં ૨,૫૩,૯૭૦ રૂપીઆની ખાદ આવી છે. સરકાર તરફથી એમ જણાવવામાં આવે છે કે આ ખાદનું કારણ સામાન્ય વ્યાપારની મંદીના કારણે આમ થવા પામ્યું છે. જો કે, જે નુકસાની આવી છે, તે પોર્ટફંડના હીસાબે પૂરવામાં આવી છે છતાં પણ આ સંબંધી ખાતાની રૂએ સરકાર તપાસ કરાવવા ઇચ્છે છે. પબ્લીક એકાઉન્ટસ કમિટી સમક્ષ જો આ તપાસ કાર્ય સુપ્રત કરવામાં આવ્યું હોત તો તે વિશેષ લોકમાન્ય થઈ પડત. જ્યારથી આ બંદર ઉઘાડવામાં આવ્યું છે, ત્યારથી એ ખોટમાંજ ચાલ્યા

. ૧૦ મુ ]  જાન્યુઆરી – માર્ચ : ૧૯૩૮  [ અંક ૪

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારૂં ત્રૈમાસિક

**The only Journal discussing questions pertaining to Indian States From a Constructive Point of View.**



તંત્રી

જયંતીલાલ મોરારજી મહેતા

## અનુક્રમ






મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ.

મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.

પ્રકાશક : જયંતિલાલ મોરારજી મહેતા, નાગરવાડા : નડિઆદ. તા. ૨૪-૫-૩૮

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૦ મું ] જાન્યુઆરી-માર્ચ : ૧૯૩૮ [ અંક ૪

## સ્વ. સર પ્રભાશંકર પટ્ટણી.

**ભા**વનગર રાજ્યની, પ્રજાની અને રાજ્યકુટુંબની પોતાના જીવનના અંતિમ શ્વાસ સુધી સતત અને એકનિષ્ઠાથી રાજ્યસેવા કરતાં કરતાં ઑન. સર પ્રભાશંકર પટ્ટણીનો ૭૬ વર્ષની વયે શિહોર મુકામે તા. ૧૬-૨-૩૮ને રોજ સવારના ૯ વાગે સ્વર્ગવાસ થયો છે એ જાહેર કરતાં સહજ રીતે અમારા હૃદયને અતિશય દુ:ખ થાય છે. આ "દેશીરાજ્ય" પત્ર સાથે એમની નિકટવર્તી સહાનુભુતિ હતી. એટલે એમના સ્વર્ગારોહણથી અમને તો એક શુભેચ્છક, માર્ગદર્શક અને વડીલની ખોટ પડી છે. અને એ પડેલી ખોટ કદી પણ પૂરાવી અશક્ય છે.

ઑન. સર પ્રભાશંકર મર્હુમ મહારાજાશ્રી સર ભાવસિંહજી કે. સી. એસ. આઈના બાલ્યકાળથી માંડીને એમની આખી જીંદગાનીના અને એમની પુણ્યમય કારકીર્દિના સાથી હતા. મર્હુમ મહારાજાશ્રીનો અને સર પ્રભાશંકરનો સુયોગ એવા વિશ્વાસથી બંધાયો હતો કે જેને પરિણામે ભાવનગર રાજ્યની હાલ જોવામાં આવે છે, તે આબાદીનો પાયો નંખાયો અને રાજ્યની પ્રતિષ્ઠામાં પણ વધારો થયો. સર પ્રભાશંકરે ભાવનગર રાજ્યના નરેશોની અને રાજ્યની લગભગ અરધી સદી જેટલા વખત સુધી નિર્લોભીપણે જે સેવા કરી છે, એ બધાનું—એમની સાચી અને નિષ્કામ કર્તવ્યનિષ્ઠાનું—વર્ણન કરવું એ અશક્ય છે. વસ્તુતઃ એ શબ્દોમાં યથાર્થ ઉતારી શકાય એમ નથી.

મર્હુમ મહારાજાશ્રી સર ભાવસિંહજી ગાદીનશીન થયા, ત્યારે રાજ્યની નાણાં પ્રકરણી સ્થિતિ સ્વસ્થ ન હતી. તેમ રાજ્યનાં બધાં ખાતાંઓમાં પુનરવ્યવસ્થાની જરૂર હતી. એવે વખતે સર્વના ઉપર સરખી નજર રાખી, અંગત મુશ્કેલીઓ સહન કરી, હિંમતથી શાંતપણે પોતાના ધણીની આજ્ઞાને અનુસરી જે ઉપાયો લીધા છે તે જેઓ જાણતા હશે તે જાણતા હશે. રાજ્યની હાલની આબાદાની ભૂતકાળના એ પ્રયત્નને આભારી છે.

મર્હુમ મહારાજા સર ભાવસિંહજીના અને મર્હુમ મહારાણીશ્રીના દેવ થયા બાદ વર્તમાન મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજી અને એમના બન્ને લઘુ બંધુ કુમાર સાહેબોની બાલ્યાવસ્થામાં પોતાના "પ્રભુ" તરફની ભક્તિ અને કર્તવ્યનિષ્ઠાથી પ્રેરાઈ તેઓ હિંદી પ્રધાનની કૌંસીલનાં સભ્યનાં ઉચ્ચ દરજ્જાનો

ત્યાગ કરી ભાવનગર દોડી આવ્યા. તેઓની માન્યતા હતી કે પોતાનો દરજ્જો અને પ્રતિષ્ઠા એ બધું મર્હુમ મહારાજાશ્રીના કૃપા પ્રસાદને આભારી છે. અને એ સર્વના યશભાગી પણ તેઓશ્રી છે. પોતે તો નિમિત્ત માત્ર છે. ભાવનગર આવ્યા પછી એક તરફ વહીવટી વ્યવસ્થા અને નામદાર મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજી અને એમના લઘુ બંધુ કુમારોની કેળવણી પરત્વે સર પ્રભાશંકરે જે જહેમત ઉઠાવી છે એ હકીકત તો જેમણે એમની રાજ્યકુટુંબ તરફની ભક્તિ અને આંતરજીવન જોયું હોય તેઓ જ જાણી શકે. એમણે રાજ્યની સંગીન નાણાં પ્રકરણી સ્થિતિ, વફાદાર રાજ્ય સેવકો, અને કરના ભાર વગરની ભક્ત પ્રજા તથા અંતે પોતાના શરીરને ભોગે–આત્મભોગમાં સાચું લોકહિત છે માટે–સમગ્ર રાજ્યનું સ્વાસ્થ્ય સ્થાપી, ભવિષ્યનો તંત્ર ભાર હળવો કરવા પ્રયત્ન કર્યો છે.

મર્હુમ સર પ્રભાશંકરનું માનસ સર્વત્ર જેમ જોવામાં આવે છે તે પ્રમાણે બદલાની તુચ્છ આશામાં કદી પ્રવેશ્યું ન હતું. એમ પોતાની નેકનિષ્ટ સેવાની કદર થાય એવો અનિષ્ટ વિચાર સરખો એમને કદી ઉદ્ભવ્યો નથી. એમનો ખરો સંતોષ, સુખ અને આનંદ કર્તવ્યનિષ્ઠા અને રાજ્યનિષ્ઠામાં સમાયેલાં હતાં. એમણે એક વખત કહ્યું હતું કે "ભાવનગરના ધણી અને ભાવનગરનું રાજ્ય એ શબ્દો મારા લોહીનું ટીપું જપે છે." આ સત્ય એમણે સર્વને સિદ્ધ કરી બતાવ્યું છે.

આ સંક્ષિપ્ત નોંધમાં એમની સમગ્ર કારકીર્દિનું આલેખન કરી શકાય એવું નથી. પરંતુ એક નિષ્કામ ભક્ત સેવક તરીકે બીજે કયાંઈ ન મળે એવા એ અધિકારી હતા. સર પ્રભાશંકરના હાર્દિક ગુણોનો જેઓને પરિચય થયો હશે તેઓ સહજ કહી શકશે કે એમની પડખે બેસાડવા જેવો સ્વાર્થત્યાગી અને પોતાને મૂકી બીજાનો પ્રથમ વિચાર કરનાર સજ્જન આ જમાનામાં દુર્લભ છે. એમની સ્વભાવતઃ પ્રામાણિકતા, નિર્ભય સ્પષ્ટ વક્તાપણું, સૌજન્ય, સહનશક્તિ, વિચારને અને મતભેદ હોવા છતાં સ્વામીની આજ્ઞાને પૂર્ણ અંશે સફળતાની ટોચે પહોંચાડવાની એમની તત્પરતા અને એ બધા કરતાં કાર્યની સફળતાનો યશ પોતાના ધણીને આપી પોતે તો જાણે નિમિત્ત જ હોય એમ માની આનંદ કાળમાં દૂર રહેનાર આવા આદર્શ ચારિત્રવાળા અને સમભાવશીલ રાજપુરુષ માત્ર ભાવનગર–કાઠિયાવાડને જ નહિં પણ આપણા દેશને જ્યારે મળશે ત્યારે મળશે.

તંત્રી

# ભાવનગર દરબારી ગેઝેટનો વધારો

સર પ્રભાશંકર પટ્ટણીના સ્વર્ગવાસના સમાચાર સાંભળી ના૦ ભાવનગર મહારાજાશ્રીએ દરબારી ગેઝેટના ખાસ વધારાદ્વારા નીચેનો ઠરાવ પ્રસિદ્ધ કર્યો હતો.

ઠરાવ નં. ૨૧

## ઠરાવ

અમારા સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, કે. સી. આઇ. ઇ., ના આજરોજ સવારે નવ કલાકે એકાએક થયેલા સ્વર્ગવાસના માઠા સમાચાર જાણી અમને તથા રાજકુટુંબને અત્યંત ખેદ થયો છે.

સર પ્રભાશંકરની આ રાજ્યના રાજ્યકર્તાઓની લગભગ અરધા સૈકાની સેવા અને રાજ્ય તથા પ્રજાવર્ગ સાથે લગભગ તેટલીજ મુદતના સંબંધ દરમીયાન તેઓએ દર્શાવેલી અપૂર્વ રાજ્યભક્તિ, નિઃસીમ કર્તવ્યનિષ્ઠા અને પ્રજાના હિત માટેનાં અથાગ લાગણીભરેલાં તેમનાં કામો, અમો અને અમારી પ્રજા જાણીએ છીએ. એકનિષ્ઠા અને સમદૃષ્ટિ રાખી કર્તવ્યપાલન

કરતાં પણ તેમને ઘણીજ અંગત મુશ્કેલીઓમાંથી પસાર થવું પડયું હતું, છતાં હિંમત અને શાંત મને ઉપાય લઈ કોઈનું મનદુઃખ કર્યા સિવાય તેમાંથી તેઓ ફત્તેહમંદીથી પસાર થયેલા.

તેઓ એક આદર્શ સ્વામીભક્ત હતા. અમારી સગીર અવસ્થા દરમીયાન અમારા સ્વર્ગસ્થ પૂજ્ય માતાપિતાની ગેરહાજરીનો ખ્યાલ પણ ન આવે એવી રીતે તેમણે અમારી, અમારી પ્રજાની અને અમારા રાજ્યની સંભાળ રાખેલી અને પ્રજાનો માનસિક તથા આર્થિક વિકાસ ઘણા મોટા પ્રમાણમાં કરેલો. અમારા સ્વર્ગસ્થ પિતાશ્રી મહારાજા સર ભાવસિંહજી, કે. સી. એસ. આઈ., ની કેળવણી દરમીયાન તેમજ તેઓશ્રીના ગાદીનશીન થયા બાદ તેમની હયાતી દરમીયાન તેમણે આજ રીતે કીંમતી સેવા બજાવી તેમની તથા પ્રજાની પ્રીતિ સંપાદન કરી હતી અને તેમના કાર્યભાર દરમીયાન પોતાની અંગત ખંતને પ્રભાવે રાજ્યની ઉત્તરોત્તર આબાદી, આંટ, વેપાર ઉદ્યોગની ખીલવણી તથા પ્રજા સંતોષ વધાર્યા તે તેમની કાર્યદક્ષતા, દીર્ઘદષ્ટિ તથા ઉદાર રાજનીતિને આભારી છે.

પ્રજા તથા ખેડુતવર્ગ પ્રત્યે તેમનો પ્રેમ અસાધારણ હતો અને તેમને માટે સર પ્રભાશંકરનાં દ્વાર ચોવીશે કલાક ખુલ્લાં હતાં અને અરજદારોની ફરીયાદનો સત્વર નિકાલ લાવવા અને બની શકે તેટલી રાહત આપવા તેઓ ગોઠવણ કરતા. ખેડુતો માટે તો તેમની લાગણી એટલી બધી ઉંડી હતી કે તેઓની સ્થિતિ સુધારવા માટે તેમણે ઘણાં કાર્યો કર્યાં છે અને બે મોટાં કાયમી ફંડ રાજ્યમાં સ્થાપ્યાં છે. અને ખેડુત અને લેણદારોની સંમતિથી એમના કરજનો ફડચો કરાવી રોકડ રકમ આપી ખેડુતની સ્થિતિ સુધારી—તે કાર્ય હિંદના ઇતિહાસમાં અજોડ છે.

જેમનું જીવન ગામડાંઓમાં છે અને જેમનો નિભાવ ખેતી ઉપર છે તેમની આર્થિકસ્થિતિ સુધારવામાંજ રાજ્ય અને દેશનો ઉદ્ધાર છે એવો તેમનો સિદ્ધાંત હતો એટલે તે દિશામાં વધારે પ્રવૃત્તિ કરવા સ્ટેટ કાઉન્સિલના પ્રેસીડેન્ટના હોદ્દા ઉપરથી નિવૃત્ત થયા પછી અને પોતાની તબીયત નાદુરસ્ત છતાં, અમારી ઇચ્છાને માન આપી તેમણે રેવીન્યુ કમીશનરની જગ્યા સ્વીકારી હતી. તે કામને અંગે ડીસ્ટ્રીકટનો લાંબો પ્રવાસ યોજ્યો હતો અને છેવટ સુધી તે કાર્યમાં રોકાયેલા હતા.

ગમે તેવા વિકટ પ્રસંગોને પણ પોતે શાંતિ અને દઢ મનથી સ્વીકારી લેતા અને સહકાર તથા સમાધાની ભરી રીતે બધા પ્રશ્નોને હાથ ધરતા અને તેમાં ફત્તેહમંદ રસ્તો કાઢવાની તેમની અજબ શક્તિને લીધે તેઓએ સ્વદેશ અને સામ્રાજ્યના રાજ્યકર્તાઓ અને નેતાઓમાં માનભરેલું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

સર પ્રભાશંકરનાં સ્વદેશપ્રેમ, કાર્યદક્ષતા, સહિષ્ણુતા, રાજ્યનીતિ તથા દીર્ઘદષ્ટિ જેવાં સંગીન હતાં તેવાંજ તેમના ખાનગી જીવનની ઉદારતા અને પરોપકારવૃત્તિ વિશાળ હતાં, જેનો પરિચય તેમના સંસર્ગમાં આવેલ દરેક વ્યક્તિને તેમજ બીજા ઘણા માણસોને સારી રીતે થયેલો છે.

તેઓ, જેમનું જીવન સાદું અને સરલ હતું અને જેમણે નરેશોનાં, મિત્રોનાં અને લોકોનાં કામો હમેશાં કરવા પોતાનું જીવન અર્પેલું અને જેઓએ ગરીબમાં ગરીબ માણસોની સાથે વાત કરી ધીરજ આપી મદદ કરવામાં નાનપ માની નથી, તેમના સ્વર્ગવાસથી અમને, અમારા કુટુંબને તથા અમારી પ્રજાને, એક સેવાપરાયણ અને ઈશ્વરપરાયણ વડીલની હંમેશને માટે ખોટ પડી છે.

આ ખેદકારક બનાવના કારણથી

(૧) આજ તથા આવતીકાલ આ રાજ્યની તમામ ઑફિસો, કોર્ટો તથા શાળાઓ બંધ કરવાનું, તેમજ

(૨) આજની તારીખથી પંદર દિવસ સુધી, શહેર ભાવનગરમાં દરરોજ બપોરે સાડાબાર વાગે તોપનો બહાર કરવામાં આવે છે તે તથા પીલ ગાર્ડન્સમાં દર બુધવારે તથા શનિવારે બેંડ બજાવવામાં આવે છે તે બંધ રાખવાનું અને નીલમબાગ મહેલ તેમજ લશ્કરખાતાના વાવટા અર્ધ કાઠીએ રાખવાનું ઠરાવવામાં આવે છે.

સંવત ૧૯૯૪ના મહા વદ ૨ બુધવાર, તા. ૧૬મી ફેબ્રુઆરી સને ૧૯૩૮.

કૃષ્ણકુમારસિંહજી
મહારાજા, સંસ્થાન ભાવનગર.

# રાજસેવકનાં કર્તવ્યો

## ( ના૦ મહારાજા ગાયકવાડ )

[ શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આય. ઈ., એલએલ. ડી. એમણે તા. ૨૭મી ફેબ્રુઆરીને રોજ પોતાના ખાનગી ખાતાના નોકરોને જે ઉપદેશ આપ્યો હતો તે અમે આ નીચે આપીએ છીએ. દરેક નરેશને પોતાના ખાનગી ખાતાના નોકરો હોય છે. અને તેઓ માર્ફતે રાજાઓ પોતાનાં અંગત કામો લે છે, એટલે આ ઉપદેશ જેમ એ ખાતાના નોકરોને ઉપયોગી છે તેમ રાજાઓએ પણ લક્ષમાં લેવા યોગ્ય છે. અને જેઓ સેવાનિષ્ઠ નોકરો હોય તેની સેવાની કદર કરવી એ તેમની જવાબદારી છે. અર્થાત સેવ્ય અને સેવક ઉભયને આ ઉપદેશવચનો યથાર્થ રીતે લક્ષમાં લેવા યોગ્ય હોઈ અમે આ નીચે આપીએ છીએ.

તંત્રી ]

### ઉપદેશનો હેતુ

સને ૧૯૨૮ના માર્ચની ૨૦ તારીખે ખાનગી ખાતાનું કામકાજ કરવું એ વિષે ઉપદેશના બે શબ્દો મેં તમને કહ્યા હતા. તમારૂં કામ સુધરે, તમારી અને તમારા ધણીની વચ્ચે ગેરસમજ ઉભી થવાના પ્રસંગો ઓછા થાય, તેમજ તમને તથા તમારા ધણીને એક બીજાની મુશ્કેલીઓ સમજાય અને તમે તમારી ફરજ ઉત્તમ રીતે બજાવી શકો તેટલા માટે હું આજે પણ અગાઉની પેઠે તમને બેચાર ઉપદેશના વાક્યો કહેવાનો છું. બેશક બધી વિગતો કહેવામાં અર્થ નથી, તેમ બધી વિગતો સમજાવા ધારૂં તોપણ તમારામાંના કેટલાકથી તે સમજી પણ શકાય નહિ.

### ખાનગી ખાતાનું મહત્ત્વ

ગરીબ અથવા પૈસાદાર દરેક માણસનો સમાજમાં અમુક દરજ્જો હોયજ છે. અને દરેકને પોતાના દરજ્જાનુસાર કૌટુંબિક, સામાજિક અને લૌકિક વગેરે ભિન્ન ભિન્ન જાતની ફરજો બજાવવાનીજ હોય છે; સાધારણ વ્યક્તિને એ બધું જાતે કરવું પડે છે; મધ્યમ સ્થિતિનાં માણસો એવાં કામો થોડે ઘણે અંશે બીજા નોકરોની મદદ લઈને બજાવે છે, અને રાજાને રાજકારભારનાં બીજાં અગત્યનાં અનેક કામકાજ હોવાથી એવાં કર્તવ્યો તેનાથી જાતે બજાવી શકાતાં નથી. એટલું જ નહિ, પરંતુ રાજાને એવાં કામો પાર પાડવા માટે સુવ્યવસ્થિત ખાનગી ખાતાની જરૂરીયાત છે. રાજા મહારાજાની આંતર વ્યવસ્થાનું કામ આ ખાતાના હાથમાં હોવાથી રાજ્યના કારોબારમાં આ ખાતું મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ ખાતાનું મુખ્ય ધ્યેય રાજ કુટુંબની સુખસગવડો અને ખાસ કરીને મહારાજાનું શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય સંભાળવાનું છે. મહારાજાની ગૃહવ્યવસ્થા સુંદર રીતે ચલાવીને તેને પ્રજાહિતનાં કામો સંભાળવાને પૂરતો અવકાશ મળે તેવી ગોઠવણ રાખવી એ ખાનગી ખાતાનું મુખ્ય કર્તવ્ય છે. આ કર્તવ્ય બજાવી શકાય તે માટે ખાનગી ખાતામાં જુદી જુદી જાતનાં કામો માટે એકંદર અઢાર કારખાનાંઓએ પોતાની ફરજો જરાયે ગફલત વિના બુદ્ધિપૂર્વક બજાવીને મહારાજાનું સુખ અને તેમની કીર્તિ વધારવાનાં છે. આ ઉપરથી ખાનગી ખાતાની નોકરી કેટલી જવાબદારીવાળી છે તે તમારા ખ્યાલમાં આવશે. દરેક નોકર પોતાના કામકાજમાં પોતે મુખ્યત્યાર છે, એટલે દરેક નોકરની અગત્ય તેના પોતાના પ્રમાણમાં ઘણી છે એ ભૂલી જવું ન જોઈએ.

### ખાનગી ખાતાની રચના

ખાનગી ખાતાનું કામકાજ ચલાવવા માટે આ ખાતાના મુખ્ય અધિકારી તરીકે ખાનગી કારભારીને નીમ્યા છે. તેને મદદ કરવા માટે નાયબ ખાનગી કારભારી અને ચીટણીસ ( સેક્રેટરી )એ બે અમલદારો છે. ઉપરાંત દરેક કારખાના ઉપર એકેક કારખાનદાર છે અને તેને મદદ કરવા માટે બીજા નોકરો છે. પોતાના કારખાના માટે દરેક કારખાનાદાર સંપૂર્ણ જવાબદાર ગણાય છે; ખાતાના ઉપરી તરીકે ખાનગી કારભારી બહારની દૃષ્ટિએ જવાબદાર ગણાય છે.

### નોકરના આવશ્યક ગુણો

આસપાસ ચારે તરફ નજર નાખી જોશો તો તમને પ્રાણી માત્રમાં જીવન કલહ ચાલતો દેખાશે. તેમાં ટકી રહી આપણી અને આપણા દેશની પ્રગતિ સાધવી હોય તો તમારે આવશ્યક સાધનો મેળવી લેવાં જોઇએ. માણસની પ્રગતિ અથવા અવનતિનો આધાર તેના ગુણ અથવા અવગુણો પર અવલંબે છે. તમારામાં પ્રગતિ માટેના આવશ્યક ગુણો હશે તોજ તમારી અથવા દેશની પ્રગતિ થશે. તમારા કામમાં પ્રગતિ કરવા માટે તમારે કયા ગુણોની આવશ્યકતા છે તે હું જણાવું છું:—

ધ્યાન રાખીને કાર્ય કરવું; ચોક્કસ દૃષ્ટિ રાખવી; ખરા ખોટાનું જ્ઞાન, સ્વયંસ્ફૂર્તિ, આશાવાદીપણું ઇચ્છા શક્તિ, ચોકસાઈ, સંગઠન શક્તિ, આત્મવિશ્વાસ, નૈતિક હિંમત, મહત્ત્વાકાંક્ષા, આત્મ સંયમન, સમયસૂચકતા, યાદદાસ્ત, વાતચીત કરવાની આવડત, ભાષણ કરવાની આવડત, આટલા ગુણો તમે પ્રાપ્ત કરી લ્યો તો તમે તમારૂં કામ ઉત્તમ રીતે કરી શકશો. આ ગુણો તમારામાં હોય તોપણ જો તમારામાં બીજા અવગુણો સાથે સાથે રહ્યા હશે તો તમારી પ્રગતિ અથવા કહો કે તમારૂં કામ જોઈએ તેટલું ઝપટથી અને સારૂં થઇ શકશે નહિ. આથી ઉપર ગણાવ્યા સદ્‌ગુણો મેળવવાનો પ્રયત્ન કરતી વખતે તમારે તમારામાં રહેલા અવગુણોને હાંકી કાઢવા પડશે. તમારી પ્રગતિમાં અડચણ ઉત્પન્ન કરે અથવા તમારૂં કામકાજ બગાડે તેવા અવગુણો કયા કયા છે તે હું તમને ગણાવું:—

ભૂલકણાપણું, નિરાશ થવું, મનની નબળાઈ, નિરુત્સાહ, કલ્પનાશક્તિનો અભાવ, અનિશ્ચિતતા, વ્યવસ્થાનો અભાવ, પોતાની જાતને હલકી ગણવી. ટુંકમાં નોકરવર્ગ સારા વર્તનનો, ઉમદા ખવાસનો, સુશિક્ષિત, વ્યવહારકુશળ, તુરત કામ કરે તેવો, થોડું અને ગળે ઉતરે તેવું બોલનારો, કોઈથી ન દબાય તેવો, અહંકાર રહિત, મત્સર વિનાનો, નમ્રતાથી કામ કરનારો અને પોતાના વર્તનથી બીજા માટે અનુકરણીય બને તેવો હોવો જોઈએ.

### નોકરનું ધ્યેય

સાધારણ માણસ પોતાના કૌટુંબિક તથા અન્ય કામકાજો બહુ કાળજીપૂર્વક કરે છે. નોકરોએ તેટલીજ અથવા તેથી પણ વધારે કાળજીપૂર્વક અને ધગશથી મહારાજાની ગૃહવ્યવસ્થાનું કામકાજ કરવું જોઈએ. અર્થાત્ જો તેઓ પોતાના કામમાં તન્મય બની જાય તોજ તેમ બની શકે. મહારાજાની સુખ સગવડને મુખ્ય ધ્યેય ગણીને અન્ય બાબતોની તેમણે પરવા કરવી ન જોઇએ. પોતાના કામમાં તન્મય કેમ થવું ને વિષે હનુમાનજીનું દૃષ્ટાંત તમારે ધ્યાનમાં રાખવું. એક વખત રામચંદ્ર ભગવાન હનુમાનજીની અનન્ય સેવાથી પ્રસન્ન થયા અને તેમની સેવાના બદલામાં તેમણે હનુમાનજીને એક મુક્તાહાર ભેટ આપ્યો. હારનાં મોતી ઘણાં કિંમતી હોવા છતાં અંદર પોતાના સ્વામી રામચંદ્ર ક્યાંઈ દેખાય છે કે નહિ તે જોવા માટે હનુમાનજીએ એકેક મોતી તોડીને જોયું અને અંદર રામચંદ્ર ન દેખાવાથી તે સઘળાં ફેંકી દીધાં. આ હકીકત કદાચ જોડી કાઢેલી હશે એમ માનીએ તોયે નોકરે પોતાના સ્વામીની એક નિષ્ઠાથી ભક્તિ કેમ કરવી તેટલો સાર આ વાતમાંથી મળે છે. તુકારામ મહારાજે કહ્યું છે:

उत्कंठित होणें मन। तेचि खूण सेवकाची॥

એટલે કે સેવકની સાચી નિશાની તેના મનની

ઉત્સુકતામાં છે. તમારામાં તમારા કામને વિષે ઉત્સુકતા અને ઉત્કંઠા હોવાં જોઇએ. અને તમે એ રીતે તમારું કામ કાળજીથી અને સમજપૂર્વક બજાવો તો જ તમે તમારું કર્તવ્ય કર્યું છે એમ કહેવાય.

**સાધનો**

પોતાના માલેકની સેવા ઉત્તમ રીતે કરી શકાય તેટલા માટે દરેક નોકરને પોતાના કરવાના કામની સંપૂર્ણ માહિતી હોવી આવશ્યક છે; સિવાય એ કામો કરવા માટેની આવશ્યક કેળવણી શિસ્ત અને નિયમોનું જ્ઞાન પણ તેનામાં હોવાં જોઇએ, એટલે આ બધી બાબતોનું જ્ઞાન તેણે પહેલેથી મેળવી લેવું જોઇએ, કેમકે આમાંની કોઈ એક જ બાબત ન આવડતી હોય તો પણ પોતાની સેવા તેટલી ઊતરતી કોટિની થવાનો સંભવ છે. પોતાના કામ સંબંધે સંપૂર્ણ જ્ઞાન હોવું જેમ આવશ્યક છે તેટલી જ આવશ્યકતા તે કામનો શોખ અને તે કામ કરવાની ટેવ હોવાની છે. ખરૂં જોતાં જીવનમાં દરેક કામમાં મનુષ્યે સંપૂર્ણ રીતે ફતેહમંદ થવું હોય તો તેણે કામનો શોખ કેળવવો જોઈએ, તે સંબંધેની માહિતી સંપૂર્ણ મેળવી લેવી જોઈએ. અને એ બધું જ્ઞાન સતત જળવાઈ રહે માટે તે કરવાની ટેવ ચાલુ રહેવી જોઇએ. કેટલાએક નોકરો પોતાના કામ વિષે ઉત્સાહ ધરાવતા નથી અથવા તો જોઇતી ચીવટથી કામ કરતા નથી. અને ઉત્સાહ સિવાય કરેલું કામ સારૂં ન જ થાય એ સ્વાભાવિક છે. વળી પોતાના કામ વિષેનું જ્ઞાન નોકરો પ્રાપ્ત ન કરી લે તો તેના કામમાં વારંવાર ભૂલો થવાનો સંભવ છે, અને તેથી માલેકને હેરાનગતિ પણ પહોંચવાનો સંભવ છે. એટલુંજ નહિ પરંતુ આવા માણસોને નોકરીમાં લીધાથી નોકર રાખવાનો હેતુ પાર પડતો નથી. દાખલા તરીકે બંગલાનું કામ કરનારા નોકરોને મહારાજાના લખવાના ટેબલ ઉપર કઇ કઈ ચીજો જોઇએ અને તે કેવી રીતે ગોઠવવી જોઇએ તેની માહિતી ન હોય તો તેને નોકર રાખવાથી મહારાજાને કશો લાભ નથી થતો, ઉલટી હેરાનગતિ વધે છે, અર્થાત્ નોકરને પોતાના કામનો શોખ અને તેનું સંપૂર્ણ જ્ઞાન હોવાં જરૂરનાં છે. તે જ પ્રમાણે "વપરાતી કૂંચી હંમેશાં ઉજળી રહે" એ કહેવત પ્રમાણે પોતાના કામની ટેવ હંમેશાં ચાલુ રાખવી જોઈએ. એમ ન કરે તો નોકરના જ્ઞાનમાં અપૂર્ણતા આવી જશે અને તેનાથી પોતાનું કામ સારી રીતે બજાવી શકાશે નહિ. જેમકે ઘોડેસ્વારીની નોકરી કરનારો નોકર એક બે મહિના સુધી ઘોડે ન બેસે તો તે મુદત પછી ઘોડો કદાચ પોતાના સ્વારને ભૂલી જઇ તેને શાંતિથી સ્વારી જ ન કરવા દે, અથવા નોકર પોતેજ ઘોડાને કાબૂમાં રાખવાનું ભૂલી ગયો હોય. તે જ રીતે ગવૈયાઓ જો રોજ ગાવાની ટેવ ચાલુ ન રાખે તો તેનો અવાજ બગડી જાય અને સાંભળનારનું દિલ જોઇએ તેવું ખુશ ન કરી શકે. ટૂંકમાં પોતાના કામને માટેની આવશ્યક બધી માહિતી મેળવી લઈને ગમે તેવું કામ હોય તો પણ તેનો શોખ કેળવી તે દિલથી કરવાની ટેવ પાડવી જોઈએ. નોકરોને આ રીતે કામ કરવાની એક વખત ટેવ પડી જાય તો ગમે તેવાં મોટાં કામો માથે ઉપાડી તે પાર પાડવાની શક્તિ તેમનામાં આવે.

**કામની વહેંચણ અને તેનો હેતુ**

મહારાજનું આરોગ્ય, માનસિક સ્વાસ્થ્ય અને મોટાઇ સાચવવા માટે ખાનગી ખાતાનાં જુદાં જુદાં કારખાનાંઓમાં શ્રમવિભાગના સિદ્ધાંત મુજબ કામની વહેંચણ કરી દેવામાં આવી છે. એમ કરવાનો મૂળ હેતુ એ છે કે એક જ માણસ ઉપર કામનો વધારે ભાર ન પડે અને છતાં ધારેલું કામ તુરત અને સરળતાથી થઈ શકે. અર્થાત્ મહારાજાની સુખસગવડ એ મુખ્ય ધ્યેય ગણીને તે પાર પાડવા માટે તો જુદા જુદા અધિકારના નોકરોની નિમણૂક કરવામાં આવી છે. એ મુખ્ય મુદ્દો જ નોકરો ડગલે ને પગલે ભૂલી જાય છે. ધણીનું સુખ એ સાધ્ય હોવા છતાં તેને બાજુ પર રાખીને નોકરો માત્ર પોતાના કામનું જ મહત્વ વધારી દે છે. દુનિયામાં સઘળે આવું જ બને છે; માણસ મૂળ સાધ્યને ભૂલી જઇને સાધનને જ સાધ્ય માની બેસે છે. પ્રભુ તો ભાવના ભૂખ્યા છે,

એટલે ગમે તે રીતે તેની ભક્તિ કરીએ તો તેને ગમે છે; પરંતુ બને છે એવું કે સાચી ભક્તિ તો કયાંઇ પડી રહે છે ને માત્ર બહારના દેખાવોમાં જ ગૂંચવાઈ જવાય છે. પથ્થરની મૂર્તિની સેવા કરવામાં નૈવેદ્ય ધરતી વખતે નાળિયર વધેરીને અંદરનું ટોપરૂં ભક્ત ઉડાવી જાય છે, ને દેવને ભાગ તો કાચલાં જ રહે છે. પણ મૂર્તિની બાબતમાં તે પથ્થરની નિર્જીવ ચીજ હોઈ આમ બને તો કશી હરકત નથી આવતી. પરંતુ એવી દાંભિક વૃત્તિ જો સજીવ પ્રાણીઓની બાબતમાં બતાવવામાં આવે તો તેનો સત્કાર કેવા પ્રકારનો થાય તે વિસ્તારથી કહેવાની જરૂર નથી. "**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्**" એ ન્યાયે 'થાય તેવા થઈએ' એવી સેવાનો બદલો શિક્ષામાં મળે એ જ યોગ્ય છે. નોકરો મહારાજાનું સુખ વધારવા માટે રખાય છે. એટલે જો મહારાજાને સુખ ન મળતાં ઉલટી તકલીફ વધે તો એવા નોકરોની લેશ પણ જરૂર નથી એમ જ કહેવું જોઈએ. મહારાજાની સેવામાં હજુરિયાઓ, પરિવેશકો, નાઇયો, ચોપદારો, બંગલા સાચવનારાઓ વગેરે જુદા જુદા અધિકારના નોકરો હોય છે. આ બધાનું આદિ કર્તવ્ય મહારાજાની સુખસગવડ સાચવવાનું છે. પરન્તુ નોકરો મહારાજાની સુખસગવડનો વિચાર કરવાને બદલે પોતાના કામને જ અગત્યનું ગણે છે અને તેટલા પૂરતો જ વિચાર કરે છે. પોતાને સોંપાયેલા ચોક્કસ કામ સિવાયનું બીજું કામ મુશ્કેલીને વખતે પણ કરી નાખવાની તત્પરતા તેમનામાં નથી દેખાતી એ દિલગીરીની વાત છે. તેઓ એ વાત ભૂલી જાય છે કે તેમની નોકરી જ મૂળે સોંપાયેલ કામને માટે નથી પરંતુ મહારાજાની સુખસગવડ સાચવવા અર્થે છે. નોકરોએ આ જાતની ભાવના કેળવી નથી હોતી ત્યારે ધણીને કેવી અગવડો પડે છે તેના દાખલા મારા પોતાના અનુભવમાંથી જ આપું છું. એક વખત મહારાજા વિલાયતથી પાછા આવ્યા તે જ દિવસે રાજમહેલમાં આવતાં વેંત તેમણે હજૂરિયા પાસે પીવાનું પાણી માગ્યું. હજૂરિએ કોઠારીને ખબર આપ્યા ને પાણી લાવવાનું જણાવ્યું. કોઠારીએ સામેથી જવાબ આપ્યો કે મહારાજાને પાણી પહોંચાડવાનું કામ મારૂં નહિ પરંતુ તમારૂં છે; હજૂરિયે સામેથી જણાવ્યું કે એ કામ પોતાનું નથી પરન્તુ કોઠારનું જ છે. બન્યું એમ કે આ વાતચીતમાં મહારાજાને અરધા કલાક સુધી પીવાનું પાણી ન મળી શક્યું. એક વાર એવું બન્યું કે મહારાજા ચા પીતા હતા ત્યારે એક બીજા ગૃહસ્થ માટે જુદું ટેબલ લાવવાનો મહારાજે પરિવેષકને હુકમ કર્યો. વસ્તુતઃ એ કામ સાવ સહેલું હતું અને તે તુરત કરી શકે તેમ હતું પરન્તુ મહારાજાની સુખસગવડ સાચવવાનું પોતાનું મુખ્ય કામ છે એ મુદ્દાની બાબતનું તેને જ્ઞાન ન હોવાથી તેણે જણાવ્યું કે એ કામ મારૂં નહિ પરંતુ બંગલાવાળાનું છે. બેશક આવો જવાબ દેવા બદલ તેને બિચારાને બરતરફ થવું પડયું! આ ઉપરથી તમે એટલું સમજી જ ગયા હશો કે મહારાજાને હરકોઈ રીતે સગવડ કરી આપવાનું મુખ્ય ધ્યેય ભુલી જવાથી તેને કેટલી મુશ્કેલી પડે છે. ધણીના સુખરૂપી મૂળ ધ્યેય સાધવા માટે તે બરાબર જાણી લઈ નોકરે તદનુસાર કામો કરવાં જોઈએ. માલેકના હુકમોનો અમલ કરવા જતી વખતે માલેકનું ના સુખને લક્ષમાં રાખીને હુકમોનું પાલન સમજણ પૂર્વક કરવાનું નોકરો કેવી રીતે ભૂલી જાય તેનો એક દાખલો મને સાંભરે છે તે તમને કહી દઉં. રાજમહેલમાં એકવાર જમવાનો કાર્યક્રમ યોજાયો હતો. તે વખતે મહારાજાની અને બીજા મહેમાનોની ખુરશીઓ નક્કી કરવામાં આવ્યા પ્રમાણે ગોઠવી દીધા પછી તેમાં ફેરફાર ન કરવાનો હુકમ સરબંગલાવાળા તરફથી બંગલાવાળાને કરવામાં આવ્યો હતો. હવે ખુદ મહારાજાને આવ્યા ત્યારે એ ગોઠવણ પસંદ ન પડી એટલે તેમાં તત્કાળ ફેરફાર કરવો આવશ્યક હતું પરંતુ સરબંગલાવાળાના હુકમને કારણે ત્યાંના બંગલાવાલાઓ એ ફેરફાર કરવા તુરત તૈયાર થતા નહોતા. આ બતાવી આપે છે કે નાના મોટા નોકરો પોતાના ઉપરીઓના હુકમો

જ્યારે આંધળા થઈને પાળે ત્યારે ખુદ માલેકનું સુખ જ પોતાની નોકરીનું ધ્યેય છે એ મુદ્દો કેવો વીસરી જાય છે. નોકરો પોતાનું કામ યંત્રની જેમજ કરે છે એવું ઘણીવાર જણાયું છે. પોતાને કરવાના કામમાં અક્કલ વાપરીને તેઓ તે પરત્વેનું પૂરૂં જ્ઞાન મેળવી લેતા નથી; પરિણામે આ નોકરો માલેકને જોઈએ તેવા ઉપયોગી નીવડતા નથી. એક વખત મહારાજાએ પોતાના બાથરૂમમાં ટબનો નળ ખોલ્યો ત્યારે તેમાં ગરમ પાણી કેટલીવારે આવે છે, અને એનાથી ટબ કેટલે વખતે ભરાય છે એવો સવાલ ત્યાં ઉભેલા નવરાવનાર સેવકને પૂછ્યો. આ નોકર તેજ કામ ઉપર વીશ વર્ષથી હતો, તોપણ તેણે કહ્યું કે "મને ખબર નથી." આ બધી બિનામાં ખરૂં કારણ એ છે કે નોકરો પોતાના કર્તવ્ય વિષેની પૂરી માહિતી અગાઉથી મેળવી લેતા નથી. અને હરકોઈ ઉપાયે અને ગમે તેની મદદ લઈને સમજપૂર્વક મહારાજાનું કામ પાર પાડવું એ મુદ્દોજ તેઓ ચૂકી જાય છે. કામની વહેંચણ સગવડ વધારવા માટે કરવામાં આવે છે, નોકરોની જવાબદારી ઓછી કરવા માટે નહિ. સોનાનાં જુદાં જુદાં ઘરેણાં બનાવી તેને જુદાં જુદાં નામો આપીએ તોપણ બધામાં સોનું એ જેમ મૂળવસ્તુ છે, તેમજ રાજાની સેવા માટે જુદા જુદા નોકરોની યોજના છે, અને તેમને કામો ભિન્ન ભિન્ન સોંપાયાં હોવા છતાં બધાનો ઉદ્દેશ મૂળ રાજાનું સુખ છે એ કહેવાની જરૂર જણાતી નથી.

### સુવ્યવસ્થા અને સહકાર

મહારાજાનું સ્વાસ્થ્ય અને પ્રતિષ્ઠા જાળવવાનું ખાનગીખાતાનું મુખ્ય ધ્યેય છે. તે સિદ્ધ કરવા માટે ખાનગીખાતાના બધી જાતના નોકરોએ પરસ્પર મદદ કરવી જોઇએ. "**एकामेकां सहाय करुं अवघे धरुं सुपंथ**" (એકબીજાને સહાય કરીને આપણે બધા સન્માર્ગે જઈશું.) એ ઉક્તિ અનુસાર પરસ્પર ખુશીથી સહાય કરીને પોતાનું કર્તવ્ય બને તેટલું ઉત્તમ રીતે કરવા માટે દરેક નોકરે મહેનત કરવી જોઇએ. ખાનગી ખાતાના બધી જાતના કામકાજ માટે ખાનગી કારભારી જવાબદાર છે. પરંતુ તે એકલા તમારી બધાની મદદ વિના કોઈ પણ અગત્યનું કામ કરી શકશે નહિ. ખાનગીખાતાનાં કારખાનાં તથા નોકરો એકજ શરીરનાં અંગો છે; એટલે એમાંનો એકાદ અવયવ પણ ખોટો પડી કામ કરવા માટે નિરુપયોગી બને તો પરિણામે આખું શરીરયંત્ર શિથિલ થયા વિના રહે નહિ. શરીરની આંખો, હાથ, પગ વગેરે બધા અવયવો તંદુરસ્ત રહે અને સતત વપરાતાં રહે તોજ વ્યક્તિ પોતાનું રોજનું કામકાજ સરળતાથી કરી શકે. એટલે જો એકાદ અવયવ પણ મોળો હોય તો તેટલે અંશે વ્યક્તિના કામકાજમાં મુશ્કેલી આવે. એ પ્રમાણે એકાદો નોકર પોતાના કામને લાયક ન હોય તો તેટલે અંશે કારખાનાનું કામ બગડયા વિના રહે નહિ. તેવી રીતે મહારાજાની રૂબરૂ કામ કરનારા નોકરો પૈકી દરેક જણ પોતપોતાના કામમાં તેમજ મહારાજા ફરમાવે તે કામ કરવામાં તત્પર હોવો જોઇએ; કેમકે તેને સોંપાયેલું કામ જો તે ભૂલી જાય તો તેનું પરિણામ ઘણે લાંબે સુધી પહોંચે અને ઘણા માણસોને મુશ્કેલી પડે. એટલા માટે ખાનગીખાતાના અને ખાસ કરીને મહારાજાની રૂબરૂમાં કામકાજ કરનારા માણસોએ ખૂબ સાવચેત—તત્પર રહેવું જોઇએ. રાજમહેલનો નોકર પગારની ગણતરીએ કદાચ હલકો લાગે તો પણ તેના કામના પરિણામનો વિચાર કરતાં તેનું મહત્ત્વ ઘણું વધારે છે. તમારામાંથી ઘણાએ એકાદ મોટું યંત્ર કે કારખાનું જોયું હશે. તેમાંના કોઇ મોટા યંત્રમાં નાનાં મોટાં અનેક ચક્રો હોય છે. જોતાં વેંત પહેલાં તમને એમ પણ લાગે કે આ યંત્રમાં આટલાં બધા નાનાં મોટાં ચક્રો ગોઠવવાની શી જરૂર છે? અને તેમાંથી એકાદ બે ચક્રો નીકળી જાય તો પણ શી હરકત આવવાની છે? પરંતુ એ કલ્પના ખોટી છે. યંત્રના મોટા ચક્ર જેટલું જ મહત્ત્વ તેના એક નાનકડા ચક્રનું પણ છે. કોઈ નાનું ચક્ર બગડી જાય તો પણ કુશળ એન્જીનીયર તે તુરત શોધી કાઢીને સરખું કરી પ્રથમ ગોઠવી દે છે. કેમકે તે જાણે છે કે એ નાનકડા

અસર ઉપર તેના આખા યંત્રની ક્રિયા અવલંબે છે. એ જ રીતે ખાતાના કામકાજમાં કોઈ નાનકડા નોકરે જરા સરખી ભૂલ કરી નાખી તો તેની અસર આખા ખાતાને જણાયા વિના રહે નહિ. ગમે તેટલા નાના દરજ્જાનો નોકર હોય તો પણ તે ખાતાનું એક મહત્ત્વનું અંગ છે; ખાતાના કામકાજમાં તેની અગત્ય એટલી જ મોટી છે. એટલે મુખ્ય કામનો વિચાર કરતાં નોકરોએ નાના મોટાનો વિચાર અને ભેદ રાખવો યોગ્ય નથી. સુવ્યવસ્થા અને સહકાર હોય તોજ કારખાનાનું કામ સરળતાથી ચાલે છે. દરેક કારખાનાની વ્યવસ્થામાં નોકરોને જુદાં જુદાં કામ સોંપી દેવામાં આવે છે. પરંતુ કોઈ કારણે એકાદ નોકર કામ ઉપર હાજર ન થઈ શકે તો તેનું કામ બીજા નોકરને પોતાને સોંપાયેલ કામ ઉપરાંત પણ કરવું પડે છે. એટલે કારખાનાનું કામ બધા સાથે મળીને તકરાર વિના, કાળજીથી અને વિચાર પૂર્વક કરે તો જ તે કારખાનામાં વ્યવસ્થા છે એમ કહી શકાય. ખાનગી ખાતાનાં કેટલાં એક કામો ઘણાં માણસોએ સાથે મળીને કરવાનાં હોય છે. એકાદ નોકરની ભૂલનું પરિણામ બધાને ભોગવવું પડે છે, તેમજ સમૂહગત કામમાં પણ એકાદ નોકરની બેદરકારીને લીધે આખું કામ બગડી જાય એવું બનવા જોગ છે. આને માટે આપણે ફરાસખાનાનું તંબૂ ઊભો કરવાનું ઉદાહરણ લઈએ. એક મોટો તંબૂ ઊભો કરવામાં કાંઈ નહિ તો દસબાર માણસોની જરૂર પડે છે; કોઈને તંબૂની દોરીઓ ખેંચવાનું કામ હોય છે તો કોઈને મેખો ખોડવાનું હોય છે, કોઈ ને તંબૂમાં ખુરશીઓ ગોઠવવાની હોય, કોઈએ કોચ મૂકવાના હોય તો કોઈએ જાજમો પાથરવાની હોય. આમાં બધા નોકરો જો પોતાના કામમાં કાળજીપૂર્વક વર્તે તો તંબૂ ઊભો કરવાનું કામ સરળતાથી પતી જાય છે. પરંતુ ધારો કે આમાંથી એકાદ નોકર બેદરકારીથી અથવા ખંધાઈથી તંબૂની મેખો જો બરાબર ન ઠોકે તો પરિણામે કદાચ આખો તંબૂ જ ઊથલી પડે! આ ઉપરથી માત્ર ખીલીઓ ખોડવાનું નાનું સરખું કામ પણ કેટલું ઉપયોગી છે એ તમારા ખ્યાલમાં આવશે. એ કામ ભલે નજીવું જણાય તો પણ અતિ અગત્યનું છે. "કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય." એટલે થોડી માટી એકઠી કરતા જઈએ તો તેથી મોટા બંધ બાંધી શકાય અને પરિણામે ઘણા મોટા જથ્થામાં પાણીનો જમાવ પણ થઈ શકે, તેમ ટીપું ટીપું પાણી એકઠું કરતા જઈએ તો આખરે આખું સરોવર પણ ભરાઈ જાય. આ કહેવત પ્રમાણે નાનાં નાનાં કામો મળીને એક મહત્ કાર્ય બને છે એ સહેજે તમારા ખ્યાલમાં આવશે. સમૂહગત કામોમાં દરેક નોકરને પોતાના વિભાગના બીજા નોકરોની 'કાર્ય મર્યાદાની જાણ હોય તો કામ સારૂં થાય અને જલદી પણ થાય. જેમ એક કારખાનાના નોકરોમાં સંગઠન અને વ્યવસ્થા આવશ્યક છે, તેમ જુદાં જુદાં કારખાનાઓમાં સહકાર હોવો પણ જરૂરી છે. દરેક કારખાનાના મનમાં એમ હોવું જોઈએ કે પોતે આખા ખાનગી ખાતાનું એક મહત્ત્વનું અંગ છે. મહારાજાના મનરંજન અર્થેના એક તંતુવાદ્યની ઉપમા ખાનગી ખાતાને આપીએ તો જુદાં જુદાં કારખાનાંઓ એ સાજના અનેક તારો છે એમ કહેવું જોઈએ. એટલે આ તારોમાંથી જો સૂરીલું સંગીત નીકળે તો જ તે સાજ બજાવનારો કુશળ છે એમ કહી શકાય. સુરીલું સંગીત ઉત્પન્ન કરવા માટે સાજના જુદા જુદા તારો જેમ મળેલા હોવાની જરૂરિયાત છે તેમજ ખાનગી ખાતાનો મુખ્ય હેતુ માલેકને સુખ આપવાનો છે તે ધ્યાનમાં લેતાં એની સિદ્ધિ અર્થે બધાં કારખાનાંઓ વચ્ચે સહકાર હોવો અત્યંત આવશ્યક છે. માલેકને માટેના બધાં કામો સરખા દરજ્જાનાં છે. તમને ગમે તે કામ સોંપાયું હોય, તમે તમારૂં કામ બજાવવા ઉપરાંત સહકારના સિદ્ધાંતને સમજી લઈને જરૂર પડે ત્યારે બીજાનું કામ પણ એટલી જ ઉત્સુકતાથી અને બુદ્ધિ પૂર્વક ઉપાડી લ્યો ત્યારે જ તમે તમારી ફરજ બજાવી છે એમ કહેવાય. માલેકનું કામ કરવામાં તમે તમારૂં પોતાનું જ કામ અનાયાસે કરો છો એ ભૂલી ન જતા.

### કર્તવ્યનું સંપૂર્ણ જ્ઞાન

દુનિયા રોજ-રોજ આગળ વધતી જાય છે, અને અનેક જાતની સુધારણા અને ભાંગતોડ ચાલ્યા કરે છે. એ તરફ હંમેશાં ધ્યાન રાખી દરેક નોકરે પોતાના કારખાનાનાં કામો સરળતાથી ચાલે અને ધીમે ધીમે તેમાં સુધારો કેવી રીતે દાખલ થઇ શકે તેની કાળજી રાખવી જોઇએ. એને માટે તેણે પોતાના કારખાનાની જરીયે જરી માહિતી મેળવી લેવી જોઈએ, કારણ તે વિના તે પોતાના કારખાનાના નોકરોનો વિકાસ ઉત્પન્ન કરાવી શકશે નહિ, તેમજ તેમની પાસેથી ઝપાટાભેર અને ભૂલ વિના કામો કરાવી શકશે નહિ. **"आधीं केलें, मग सांगितलें"** (પહેલાં જાતે કરી જોવું ને પછી બીજાને કહેવું) એ રામદાસ સ્વામીના કથન પ્રમાણે તેનું વર્તન હોવું જોઈએ. સામે પડેલા કાગળો પર સહી કરી દેવાથી અધિકારીએ પોતાની ફરજ બજાવી છે એમ માની શકાય નહિ. દરેક નોકરે પોતાને કરવાના કામકાજની એકંદર માહિતી મેળવી લઈ તેનું સંપૂર્ણ જ્ઞાન લઈ લેવું જોઈએ.

### રાજકુમારોને સાચવવાનું જ્ઞાન

રાજમહેલના નોકરો ને રાજકુમારો વગેરેની સાથે પણ સંબંધમાં આવવું પડે છે. એટલે રાજકુમારોને કેમ મોટા કરવા, તેમને કેળવણી કેવી આપવી અને તેમના મનમાં પોતાની મોટાઈ સંબંધીની ખોટી કલ્પનાઓ ભરાવી દીધાથી કેવાં ખરાબ પરિણામો આવે વગેરેનું જ્ઞાન અંગત નોકરોને હોવું જરૂરનું છે. તે જ પ્રમાણે રાજકુમારોને પણ પોતાના પરિચયમાં આવતા માણસોના સ્વભાવ કેમ જાણી લેવા, અને તેમાંથી સારા નરસાની પારખ કેમ કરી લેવી તેની આવડત હોવી જોઈએ. કારણ એવી આવડત ન હોય તો તેમને રોજ વારંવાર છેતરાઈ જવાના પ્રસંગો આવે અને પરિણામે ભવિષ્યમાં ભારે નુકસાન થવાનો પણ સંભવ રહે. એટલે રાજકુમારોને આ જાતની આવડત આવી જાય તે સારુ આ જ્ઞાન તેમની પડખે રહેનારા નોકરોમાં હોવું ખાસ જરૂરનું છે. પરંતુ દુઃખની વાત છે કે આવા માણસોને જ એ જ્ઞાન હોતું નથી. ભાવિ જીવનમાં રાજકુમારો પર આવતી જવાબદારીઓ ઉપાડવા માટે તેમને કેવી રીતે કેળવવા તેનો ખ્યાલ પણ આ લોકોને હોતો નથી. એટલે જો એ જાતના માણસોના હાથમાં રાજકુમારોને સંભાળવાનું કામ આવે તો કેવાં પરિણામો આવે તે કહેવાની જરૂર નથી. માત્ર ખુશામત કરીને પોતાનો સ્વાર્થ સાધી લેવાની વૃત્તિ આવા માણસોમાં હોય છે. પાસવાનોમાં સારું નરસું, યોગ્ય અયોગ્ય તથા શરૂઆતમાં કડવું પરંતુ પરિણામે સફળતા આપનારું શું છે તેનો ખ્યાલ રાજકુમારોને આપવાની અણઆવડતને કારણે રાજકુમારોને વ્યવહારૂ જ્ઞાનની સાચી કલ્પના નથી આવતી, પરંતુ પોતાની મોટાઈનું ખોટું ઘમંડ તેમનામાં આવી જાય છે. અને એનાં દુષ્પરિણામો તેમને અને આસપાસ બધાંને જિંદગી સુધી ભોગવવાં પડે છે. સાધારણ સ્થિતિવાળાં બાળકોને આસપાસ ચારે તરફ છૂટથી ફરીને સમગ્ર વાતાવરણનું નિરીક્ષણ કરી લેવાની પૂરતી અનુકૂળતા મળે છે; રાજકુમારોને પોતાની વિશિષ્ટ પરિસ્થિતિને કારણે આવું વાતાવરણ મળવું અશક્ય હોય છે. તેમની દુનિયા તેમના ફરતા જે થોડા પાસવાનો વગેરે હોય છે તેમાં સમાઈ જાય છે. અર્થાત્ આ લોકોના વ્યક્તિગત ગુણ અવગુણોનું પ્રતિબિંબ રાજકુમારોમાં પડે છે. ખરૂં જોતાં જ્ઞાન કોઈ એકલાની માલેકીની વસ્તુ નથી; બધાને તે સરખી રીતે મળી શકે તેવી અનુકૂળતા હોવી જોઈએ. આ પરિસ્થિતિમાં રાજકુમારો વગેરેને યોગ્ય જ્ઞાન મળે તે માટે આસપાસના લોકોની પસંદગી કેટલી કાળજીથી અને સારાસારનો વિચાર કરીને કરવી જોઈએ તે સહેજે સમજી શકાશે. સાચેસાચ દેશનું કલ્યાણ કરવું હોય તો નાનેથી મોટા સુધી બધાએ વિચાર દૃષ્ટિ કેળવવી જોઈએ.

### અંગત નોકરનું અજ્ઞાન

આજે ભૂલ બતાવવાને ઇરાદે નહિ, પરંતુ પ્રસંગાનુસાર હું મારી પોતાની વાત કહું. મારા બચપણમાં મારી આસપાસ જે લોકો હતા તેમાંના કેટલાએક ગતાનુગતિક વૃત્તિવાળા હતા તેથી, અથવા

તો તેમણે જેટલી બુદ્ધિપૂર્વક સંભાળ રાખવાની જરૂર હતી તેટલી ન રાખવાથી, તેમણે સાચો ધર્મ કયો, દાન કોને આપવું અને કોને ન આપવું, શું ખાવું, શું પીવું, શરીર કેમ સાચવવું વગેરે બાબતોનું જ્ઞાન મને કરાવ્યું નહિ. વળી તે વખતે જે લોકો મારી આસપાસ-હતા તેમાં મારા તરફ મમતા રાખનારા અથવા સમજણ પૂર્વક સાચવણ રાખનારા લોકો બહુ થોડા હતા. આ લોકોને તથા તે વખતના એકંદર આખા સમાજને ખોરાક શાસ્ત્રનું જ્ઞાન લગભગ નહોતું; એટલે કયો ખોરાક શરીરને પોષક થાય, સાદા અને પૌષ્ટિક ખોરાકથી થતા લાભો, અને સ્વાદિષ્ટ તથા તળેલા પદાર્થો ખાવાથી શરીરને થતાં નુકસાનો વિષે બહુ ઓછું જ્ઞાન હતું. અરે, એ તો શું, આવા અયોગ્ય પદાર્થો ખાવા એ મોટાઈનું એક લક્ષણ ગણાતું. આથી ખૂબ મશાલાવાળા અને અતિશય વાયડા, તીખા પરંતુ સ્વાદવાળા પદાર્થો હમેશાં ભોજનમાં મને મળતા. અને માલેકને આવા પદાર્થો ખવરાવવાથી પડખેના માણસોને ઘી ગોળના મલીદા ઉડાવવાની અનાયાસે અનુકૂળતા મળતી એ વાત જુદી. મારે એટલું જાહેર કરવું જોઈએ કે મારા કહેવાનો અર્થ એવો નથી કે જે લોકો મારી પડખે હતા અને જેમના મનમાં મારૂં હિત સદાય વસતું હતું તેમના ઉપકાર હું ભૂલી જવા માગું છું.

**સમજણવાળી કરકસર**

પરમેશ્વરે માણસને બુદ્ધિ આપી છે અને તેનો યોગ્ય ઉપયોગ કરવા માટે તે જવાબદાર છે. કોઈ પણ હલકું કામ કરવું પડે તેથી માણસ હલકો છે એવું કાંઈ નથી. માણસના નાના મોટા હોદ્દા સાથે માનાપમાનનો સંબંધ નથી. પોતાને માથે આવેલી ફરજ યોગ્ય રીતે બજાવવામાં જ માણસની યોગ્યતા અવલંબે છે. જરૂરિયાત પ્રમાણે નાના માણસને મોટા હોદ્દાનાં કામો કરવાના અને મોટા હોદ્દાવાળાને નાનાં કામો કરવાના પ્રસંગો આવ્યા કરે છે. પરંતુ તેટલા પરથી માણસની લાયકાત ઓછી છે કે વધતી છે તે નક્કી કરવું ડહાપણ વાળું ન ગણાય. આ બાબતની જાણ નોકરોને સદેવ રહ્યા કરે અને નાના મોટાના ભેદો ભૂલી જવાય તેવા ઉદ્દેશથી, તેમજ નાના નોકરોને પણ જવાબદારી વાળાં કામો કરવાની તક મળે અને તેમને કામનો ઉત્સાહ આવે તે માટે કેટલાએક નોકરોને મેં સારા અધિકારની માનભરી જગ્યાઓ આપી; તેમના પગાર વધારી દીધા અને દરબાર મંડળીમાં તેમનાં નામો દાખલ કરીને તેમનો સામાજિક દરજ્જો પણ વધારી દેવાનો પ્રયત્ન કર્યો. પરંતુ મારા પ્રયત્નોનું ધાર્યું પરિણામ ન આવ્યું તેનું મને દુઃખ છે. મહારાજાની સુખસગવડો સાચવવાની આ લોકોની ફરજ હતી. પરંતુ વ્યવહાર જ્ઞાનને અભાવે તે તેઓ યોગ્ય રીતે બજાવી શકતા નહિ. મને અહીં એક વાત કહેવાનું મન થાય છે. એકવીશ વર્ષની ઉંમરે હું એક વાર પ્રાંતોમાં ફરવા નીકળ્યો હતો. તે વખતે આ લોકોએ કશી મુશ્કેલી ઊભી ન થાય અને મહારાજા કયે વખતે શું માગશે તે નક્કી ન હોવાથી સાથે પ્રાંત સવારીમાં મારાં સોળ વર્ષની ઉંમરનાં કપડાં અને જોડા પણ લીધા હતા! મહારાજાને કયે વખતે શી ચીજની જરૂર પડશે તે વિષે આ લોકો અજ્ઞાન હોય છે. પરંતુ મહારાજા તરફથી કદાચ કોઈ મુશ્કેલી ઊભી કરવામાં આવશે એવાં ખોટાં બહાના તળે આ નોકરો પોતાનું અજ્ઞાન ઢાંકી દેવાના પ્રયત્નો કરે છે અને એ રીતે અજાણે મહારાજાની પ્રતિષ્ઠાને ધોખો પહોંચાડે છે. આવે સ્થળે મુશ્કેલીના બહાના તળે પાઈને બદલે રૂપિયાનો ખર્ચ કરવામાં ડહાપણ ન ગણાય. આ રીતે જો આપણે આપણું કામ કરવા માંડયું તો કેવાં પરિણામો આવશે તેનું વર્ણન કરવાની જરૂર નથી. "आयजीच्या जीवावर बायजी उदार" એટલે "પારકે પહોળા." ન થતાં પોતાનું ઘર જ છે એમ માનીને બધી રીતની કરકસરથી ખર્ચ કરવું જોઈએ, એ ધ્યાનમાં રાખશો.

**મત્સર અને અજ્ઞાનનું પરિણામ**

મહારાજા પાસે રહેનારા માણસોમાં મત્સર, ઈર્ષ્યા અને અજ્ઞાનને કારણે પરસ્પર અદેખાઈ પુષ્કળ હોય તો તેઓ પોતાના માલેકના સુખદુઃખનો વિચાર બહુ

ઓછો કરી શકે એ સમજી શકાય તેવું છે. બધાના સહકારથી પોતાનું કામ બરાબર બજાવીને મહારાજાની સુખસગવડો સંભાળવાની ફરજમાં આવા લોકો હમેશાં શિથિલ બને છે. તેમનું ધ્યાન મોટે ભાગે એકબીજાની અદેખાઈથી પરસ્પરની ભૂલો શોધી કાઢવામાં અને એ રીતે બીજાનું ખરાબ ક્યારે દેખાય તે શોધવામાં જ રોકાયેલું રહે છે. પોતાનું મુખ્ય ધ્યેય માલેકનું સુખ છે. અને તેની પ્રાપ્તિ માટે જ પોતે નોકરી કરે છે એનો ખ્યાલ તેમને રહેતો નથી; તેમનું બધું ધ્યાન પોતાનો સ્વાર્થ સાધવા તરફ રહે છે. મત્સર અને અજ્ઞાન વગેરેનું પરિણામ શું આવે તે સવિસ્તર કહેવાની જરૂર નથી. આ દુર્ગુણોને લીધે મોટા મોટા દેશો અને ખાસ કરીને હિંદુસ્તાન પાયમાલ બની ગયેલ છે, અને પારતંત્ર્યમાં સપડાયલો છે.

**સત્સંગતિ**

મહારાજાની પાસે કામ કરનારાઓએ વ્યસનોથી મુક્ત રહેવું જોઈએ. કોઈ પણ ખરાબ વ્યસન અનિષ્ટજ છે. વ્યસનને લીધે માણસ પોતાનું કર્તવ્ય ચૂકે છે, અને તેથી તેનું પોતાને તેના કુટુંબને અને તેના સંબંધમાં આવનાર દરેકને બહુ નુકસાન પહોંચે છે. માટે તમારે કોઈએ વ્યસન રાખવાં નહિ. વ્યસનોથી બને તેટલાં મુક્ત રહેવાથી મનુષ્યની બુદ્ધિ વિકસે છે અને તેની કામ કરવાની લાયકાત પણ વધે છે. વ્યસનને આધીન માણસ કોઈ પણ અગત્યનું કામ કરવા માટે નાલાયક ઠરે છે. માટે તમારે પોતે કોઈએ વ્યસનો રાખવાં નહિ, તેમ એવાં વ્યસનોની પડખે પણ ચડવું નહિ. સોબતની અસર માણસ ઉપર તુરત થાય છે. એટલું જ નહિ પણ માણસ કેવો છે તેનો ખ્યાલ તેની સોબત ઉપરથી આવી શકે છે. માટે હમેશાં તમે સારી સોબત રાખજો, વ્યસનવાળા માણસોથી દૂર રહેજો, અને જાતે નિર્વ્યસની, સુશીલ, સારા સ્વભાવવાળા અને વિવેકી બનવાનો પ્રયત્ન કરજો, હમેશાં એ ધ્યાનમાં રાખજો કે જેમ કામ વધારે અગત્યનું અથવા ઉપયોગી, તેમ આ બધા સદ્ગુણોની જરૂર વધારે રહે.

लंडे गुंडे हिरवे तट्टू यांची संगत धरुं नको।
ढोंगी चंगी चटकी सटकी
यांच्या मेळयांत बसूं नको।
नरदेहाली येऊन प्राण्या
दुष्ट वासना धरूं नको ॥

[લુચ્ચા, ગુંડા, હરામખોર વગેરેની સોબત રાખીશ નહિ; ઢોંગી, લંગડ, અને હલકા ગોલાબાટા જેવાની સાથે બેસીશ નહિ; હે પ્રાણી, માનવદેહ ધારણ કરીને મનમાં દુષ્ટ વાસનાઓ રાખીશ નહિ.]

અનંત ફંદીની ઉપર લખી ઉક્તિઓ ખાસ મનન કરવા યોગ્ય છે.

**અવલોકન શક્તિ અને સ્પષ્ટોક્તિનો અભાવ**

આપણા લોકોમાં અવલોકન શક્તિનો અભાવ દેખાય છે. કદાચ કોઈ બાબત ખ્યાલમાં આવે અને તેના વિચારો મનમાં ઘોળાયા કરે તો પણ તે કહી બતાવવાની હિંમત ન હોવાથી અથવા તો તે વિચારો સમજાવવાની શક્તિ ન હોવાથી તેનો કશો ઉપયોગ થતો નથી. આ રીતે વિચારો પ્રગટ થઈ ન શકવાથી માલેકને તેના આંતર વિચારો જાણવા વિષે માત્ર તર્કથી ચલાવવું પડે છે. ખુલ્લા દિલથી વિચારોની આપલે ન થવાથી આખરે માલેકને આવા માણસો તરફથી જોઈતી મદદ મળી શકતી નથી. અર્થાત્ આવી પરિસ્થિતિમાં સર્વાંગી પ્રગતિ સાધવાનું કેટલું મુશ્કેલી ભર્યું છે તે સહેજે ધ્યાનમાં આવી શકશે.

**સ્વચ્છતાનું મહત્વ**

દરેક નોકરે સ્વચ્છતાનું મહત્ત્વ જાણી લેવું જોઈએ. સ્વચ્છતા રાખવાથી વ્યક્તિ એવા રોગોથી બચે છે, અને પોતે નિરોગી રહી શકે છે. સ્વચ્છતા અને આરોગ્યનો નિકટ સંબંધ છે. "Cleanliness is next to Godliness" એ અંગ્રેજી વાક્યમાં અથવા "હાથ ફરે ત્યાં લક્ષ્મીનો વાસો" એ મરાઠી કહેવતમાં સ્વચ્છતાનું મહત્વ સુંદર રીતે બતાવ્યું છે. દરેક વ્યક્તિએ અને દરેક નોકરે પોતાની તેમજ માલેકની ચીજો સાફ રાખવાનું ધ્યાનમાં રાખવું જોઇએ. કેટલાક નોકરોને ઘરમાં જ ગમે ત્યાં થૂંકવાની

ખરાબ ટેવ હોય છે. તમારા ઘરમાં કે રાજ્યમહેલમાં હરકોઈ જગ્યાએ જ્યાં સ્વચ્છતા હોય ત્યાં આરોગ્ય અને આનંદનો હમેશાં વાસો થાય છે. કેટલાએક નોકરો પોતાનું શરીર અને કપડાં ચોખ્ખાં અને વ્યવસ્થિત રાખવા સંબંધમાં બેદરકાર રહે છે. તે યોગ્ય નથી. તેમને એ ખબર નથી કે તેમની આ ખરાબ ટેવને લીધે તેમને પોતાને અને માલેકને પણ ઘણું નુકસાન થાય છે. રસોડું, બંગલો, ફરાસખાનું, ટુંકમાં બધાં કારખાનાના દરેક નોકરે પોતાનું શરીર, કપડાં તેમજ પોતાને સોંપાયેલી દરેક ચીજ અને સામાન સ્વચ્છ રાખવાં જોઈએ.

### સુધારાઓ સૂચવવા જોઈએ.

રાજ્યો અને દરબારનો ઈતમામ ચલાવનારાં કારખાનાંઓ રાજ્યની પ્રતિષ્ઠાને શોભે તેવડાં અને જરૂરજોગાં પ્રમાણસર હોવાં જોઈએ. ઠાઠમાઠ અને દેખાવ યોગ્ય પ્રમાણમાં રહે તો રાજ્યની મોટાઈની તેમજ સાર્વજનિક હિતની દૃષ્ટિએ ઇષ્ટ છે અને આવશ્યક પણ છે. માટે રાજકુટુંબના પાસવાનો મારફત ચલાવાતા સામાજિક વ્યવહાર અને શિષ્ટાચારોની ખાનગી ખાતાએ પૂરી માહિતી મેળવી લઈ બીજાઓને તે શીખવવું જોઈએ. જૂના વખતથી ચાલતા આવેલા વહેવારોમાં ફાયદો. અથવા નુકસાન કેટલાં છે તે યોગ્ય તપાસ કર્યા વિના તેને છોડી દેવા હિતાવહ નથી. બીજાં રાજ્યોમાં, અને રાજકુટુંબોમાં તથા અન્ય સ્થળે શા શા મહત્ત્વના બનાવો બને છે અને સુધારાઓ થાય છે તેનું નોકરોએ હમેશાં ધ્યાન રાખવું જોઈએ, અને જે બાબતો પોતાને ત્યાં લાભકારક અને ઉપયોગી જણાય તે દાખલ કરવાનું સૂચવવું જોઈએ.

### સુધારા કેવા હોવા જોઈએ.

જે સુધારાઓ કરવામાં આવે તે ડહાપણ ભર્યા, રચનાત્મક કરકસરવાળા, યોગ્ય પ્રમાણસરના ઉપયોગી અને કામના સ્વરૂપના હોવા જોઈએ. માત્ર "જૂનું તેટલું સોનું એ કહેવત અનુસાર જૂનાને અથવા 'નવું છે માટે રાખો' એમ માનીને યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના નવાને વળગી રહેવું નહિ. સુધારાઓ કેવી જાતના જોઈએ તે વિષે હું મારાજ બેચાર દાખલા આપીશ એટલે તમે વધારે સહેલાઈથી સમજી શકશો. ખાનગી ખાતાના દરેક કારખાનાની લગભગ દરેક બાબતમાં મને યોગ્ય જણાયા તે ફેરફારો મેં કર્યા છે.

### પ્રસાધન ગૃહ.

અગાઉ પ્રસાધનગૃહમાં કપડાં વગેરે સરસામાન ગમે તેમ ગમે ત્યાં અને અવ્યવસ્થિત રીતે રાખવામાં આવતો. એથી માગેલી ચીજ તુરત મળતી નહિ અને વખત ખૂબ બગડતો. તે કાળે પ્રસાધનગૃહમાં કઈ જાતની વ્યવસ્થા હોવી જોઈએ તેનો નોકરોને કશો ખ્યાલ નહોતો. લોકો અજ્ઞાન હતા તેથી કયા રંગનાં કપડાં ક્યારે પહેરાય અથવા કયો રંગ શોભી ઉઠશે તેનું તેમને ભાન નહોતું. ખમીસ, કોટ, પાટલૂન વગેરે કપડાં કઈ જાતનાં અને રંગનાં તથા ક્યારે પહેરવાં તેની તેમને જાણ નહોતી, નોકરોમાં જાણકાર અને વિચારી માણસ ભાગ્યેજ હશે. બધા ગતાનુગતિક વૃત્તિવાળા હતા. એથી પ્રસાધનગૃહના સામાનની સાચવણ પણ બરાબર રહેતી નહિ. તેમ જ ત્યાં પીવાનું પાણી જોઈતું હોય તો તે રાખવાનો રિવાજ ન હોવાથી કોઠારમાંથી મગાવવું પડતું. આ બધું સુધારવા માટે કપડાં વગેરે ચીજો રાખવાની રીત અને તે માટેનાં જરૂરી સાધનો પૂરાં પાડી કેમ કામ કરવું તેની ગોઠવણ કરી આપી.

### બંગલા ખાતું.

રાજમહેલનું ફરનિચર અને બીજો સામાન સ્વચ્છ અને શોભતાં છે કે નહિ તે કોઈ જોતું નહોતું. એટલું જ નહિ પરંતુ રાજમહેલમાં ફરનિચર કઈ ફેશનનું અને કેવું હોવું જોઈએ તેનો ખ્યાલ પણ નોકરોને બરાબર નહોતો. અર્થાત્ યોગ્ય જ્ઞાનને અભાવે ફરનિચર અને સામાન સ્વચ્છ અને વ્યવસ્થિત રાખવા વિષે નોકરો બેદરકાર અને શિથિલ રહે તેમાં નવાઈ નથી, એ સુધારવા માટે અને પશ્ચિમની ફેશન પ્રમાણે આપણા લોકોને ફરનિચર બનાવવાની અને તે

વ્યવસ્થિત રાખવાની કલા આવડે એ ઉદ્દેશથી કેટલાએક વિદ્યાર્થીઓને યુરોપમાં તેની તાલીમ લેવા માટે મોકલ્યા. તેઓ તૈયાર થઈ આવ્યા પછી બંગલાખાતામાં જોઈતું ફરનિચર અને સામાન મગાવવાનું અને મહેલો શણગારવાનું કામ તેમને સોંપવામાં આવ્યું. પરંતુ એટલાથી આવા લોકોના જ્ઞાનનો લાભ લઈને વડોદરામાં જ પશ્ચિમની ફેશનનું ફરનિચર બનાવવાનાં કારખાનાં અને ધંધાઓ શરૂ થઈ શકયા નહિ. એ સિવાય સજાવટ કરવાના ખાસ જાણકાર યુરોપિયનોનો નોકરીમાં રાખી લઈ મહેલોની સજાવટનું કામ અને જોઈતા સુધારા કરવાનું કામ તેમની પાસેથી કરાવ્યું ત્યારે તેમને એ વિષેનું શિક્ષણ મળ્યું.

**પાકગૃહ અને પ્રવાસીગૃહ.**

પાશ્ચાત્ય રસોઈ કામની તાલીમ લેવા માટે ચાર પાંચ વિદ્યાર્થીઓને યુરોપમાં મોકલી તેમની પાસે આપણે ત્યાંની અને પશ્ચિમની રસોઈ સંબંધે પુસ્તકો લખાવ્યાં. તે જ પ્રમાણે ખાદ્ય પદાર્થો બનાવવામાં જોઈતી ચીજોનું પ્રમાણ નક્કી કરી તેના કોઠાઓ રાખવાનું ચાલુ કર્યું. આ પુસ્તકો આજે તમારા કામમાં તમને ઘણાં ઉપયોગી થઈ પડયાં છે. બહાર ગામથી વડોદરે આવનારા પ્રતિષ્ઠિત માણસોને ખાવા પીવાની સગવડ મળે તેવાં આધુનિક પદ્ધતિનાં હોટેલો અહીં ન હોવાથી તેમને ખૂબ તકલીફ પડતી. આ ખામી દૂર કરવા માટે હોટેલનો ધંધો અહીં શરૂ થાય એ ઉદ્દેશથી યુરોપની હોટલોની મીશાલે એક " વડોદરા હોટેલ " ખોલવામાં આવી.

**દાનધર્મ.**

અગાઉ દાન ધર્મ અને દેવળોમાં જરૂર કરતાં વધારા પડતો ખર્ચ કરવામાં આવતો. આપણા દેશના રિવાજ અને સમજણ પ્રમાણે દાન કરવું એ રાજાનું અને રાજ્યનું ભૂષણ ગણાય છે. એથી રાજામાં રહેલો ઉદારતાનો સદ્‌ગુણ પારખી શકાય છે, તોપણ એવી ધર્માદા સંસ્થાઓ, તેમના સ્થાપકોનો હેતુ, આજના કાળમાં તેમની જરૂરિયાત અને તેમનાથી મળતો લાભ, એ બધાનો વિવેક બુદ્ધિથી વિચાર તો કરવો જ જોઈએ. એમ ન કરતાં માત્ર કીર્તિ ખાતર અથવા અંધશ્રદ્ધાથી એવી ધર્માદા સંસ્થાઓ ચાલુ રાખવી અથવા તેમાં યોગ્ય અને આવશ્યક ફેરફારો પણ ન કરવા એ ડહાપણવાળું ન ગણાય. દાન કરવામાં "દેશે કાલેચ પાત્રેચ" એ ત્રણ બાબતો વિચારવાની હોય છે. જે ધર્માદા કરવાથી ચિરકાલીન ફળ મળે અને ગરીબાઈ, આળસ વગેરે નુકસાનકારક ગુણોમાં વૃદ્ધિ ન થતાં તેનો નાશ કરવામાં સહાય થાય તે દાન અથવા પરમાર્થ સાચો છે. મોટાં જળાશયો બાંધવાં, દવાખાનાંઓ સ્થાપવાં, અથવા જ્ઞાનપ્રાપ્તિના કામમાં મદદ કરવી, વગેરે કારણે કરવામાં આવતું દાન ઉચ્ચકક્ષાનું છે. આ વિચારસરણી અનુસાર દેવમંદિરમાં અંધશ્રદ્ધા અને મૂર્ખાઈ ભરી સમજણને લીધે જે આચારો અને વિધિઓ કરવામાં આવતાં તે કેટલેક અંશે અટકાવી દીધાં છે. માત્ર લોકોની દૃષ્ટિએ અને વહેવાર દૃષ્ટિએ યોગ્ય હોય તેવાં જ આચાર વિધિઓ ચાલુ રાખ્યાં છે. હજુ તેમાં પણ સુધારાને ઘણો અવકાશ છે. ધર્મ બધાને જોઈએ છીએ, પરંતુ તે એદીપણાને ઉત્તેજન ન આપતાં નૈતિક ભાવનાને પોષે તેવો હોવો જોઈએ.

**પ્રશ્નાવલિ અને નમૂના.**

ખાનગી હિસાબી કચેરીમાં તેમજ ખાનગી ખાતાના દરેક કારખાનામાં કામ ઓછું થાય અને સરલતા વધે તે હેતુથી પ્રશ્નાવલિ અને નમૂનાઓ નક્કી કરી દેવામાં આવ્યા છે. ખરું જોતાં આ બધી બાબતો તો તમારે સૂચવવી જોઈએ. તમારે બદલે મારે પોતાને આ બધું કરવું પડે છે તે કઈ રીતે યોગ્ય કહેવાય? તમારામાં તમારા પોતાના કામ પરત્વે શોખ અને ચીવટ હોય તો આવા સુધારાઓ તો તમને પણ સૂઝે. તમારામાં ભાગ્યેજ કોઈ એવો હશે જે કોઈ જાતની સૂચનાઓ કરશે; કહો કે કોઈજ નથી. કામ તો રાત દિવસ તમારે જ કરવાનું છે એટલે સાચા સુધારાઓ તો તમારી પાસેથી આવવા જોઈએ. કેમકે એ કામજ તમારું છે. તમે એમ કરો

તો જ તમે તમારા જ્ઞાનનો સદુપયોગ કર્યો કહેવાય.

## કેળવણીની જરૂરિયાત

ઘણા એમ માને છે કે નોકરીમાં નોકરને પોતાના કામકાજ સંબંધે પ્રત્યક્ષ અનુભવની તાલીમ આપવાની જરૂર નથી. તેઓ કહે છે કે "કામ કામને શીખવે." પરંતુ એ માન્યતા ભૂલ ભરેલી છે. નોકરનો ગમે તેવો ધંધો હોય, તેને તેના ધંધાની તાલીમ આપ્યા વિના ચાલે નહિ. કેળવાયેલ નોકર બીજા નોકર કરતાં હજારગણું વધારે સારું કામ આપશે. બુદ્ધિ, જ્ઞાન અને સંસ્કારી મનવાળા નોકરની જરૂરિયાત સઘળે હોય છે. જે કામ અભણ નોકરને ભારે મુશ્કેલીવાળું લાગે છે, તે કામ ભણેલા નોકરને રમત રમત વાત બની જાય છે.

## કેળવણીના પ્રકારો.

કેળવણી બે જાતની છે; અનુભવની અને પુસ્તકીયા. આ બંને જાતની કેળવણી મળવી જોઈએ. જેમ માત્ર પુસ્તકિયા કેળવણી પામેલો નોકર સારું કામ કરી ન શકે, તેમજ કેવળ અનુભવથી શીખેલો નોકર પણ બહુ ઉપયોગી ન નીવડે. માત્ર જાતે કામ કરીને જ્ઞાન મેળવેલા નોકરો પુસ્તકિયા બિલકુલ જ્ઞાન ન હોય તો માત્ર એક ઠરાવેલી રીતે જ કામ કર્યા જાય છે; તેમને મૂળ મુદ્દો સમજાયો ન હોવાથી તેઓ પોતાના કામમાં સુધારો કરી શકતા નથી, અથવા "બાબા વાક્યં પ્રમાણં" એ કહેવત અનુસાર તેઓ આંધળે ગાડું ચલાવે રાખે છે. એટલે પુસ્તકિયા કેળવણી તેમજ અનુભવની કેળવણી એ બને જાતની કેળવણીથી જ નોકર હોશિયાર બને છે, માટે તેને બંને જાતની કેળવણી આવશ્યક છે.

## કેળવણીના ફાયદા

અનુભવની તેમજ પુસ્તકની બંને જાતની કેળવણી મળવાથી નોકરની કામ કરવાની લાયકાત અને બુદ્ધિમાં વધારો થાય છે તથા તેનામાં પોતાનું કામ ઉત્તમ રીતે કરવાની તાકાત આવે છે. આ જાતની તાલીમ પામેલો નોકર પોતાનાં કામો સ્વયંસ્ફુર્તિથી કરી શકે છે. "આમ કર, તેમ કર" એમ માલેકને વારંવાર હુકમ કરવા પડતા નથી. કેમકે દરેક ઝીણી ઝીણી બાબત કહેવામાં સહેજે કંટાળી જવાય છે. અગાઉ મહારાજા ફરવા નીકળતા ત્યારે સાથે ઘણા સ્વારો લઈ જવામાં આવતા. પરંતુ બહુ નાની બાબતો પણ તેમને ઘણીવાર સમજાવવી પડતી. આથી સ્વારોની સંખ્યા ઓછી કરી જોઈ. તોપણ "જમણી તરફ ચાલો; ડાબી તરફ ચાલો; સીધા ચાલો."એમ કહેવાની તકલીફ અમારે જ લેવી પડતી. આથી આ ખટપટ પણ ન જોઈએ અને સ્વારો પણ ન જોઈએ એમ નક્કી કરી સ્વારોને બંધ કરવા પડયા. રાજકાજનાં અગત્યનાં કામકાજો અને અટપટા સવાલો ઉકેલી મનને થોડીક શાંતિ મળવા માટે શુદ્ધ હવામાં બહાર ફરવા જવાનો વિચાર રાખ્યો હોય; પરંતુ તે વખતે પણ આવી નજીવી વિગતો સંબંધે સૂચના આપવી પડે એ કેટલું દુઃખદ છે એનો તમે જ વિચાર કરજો. માલેક કંટાળી ગયા હશે, થાકી ગયા હશે માટે તેમનો થાક ઊતરે અને દિલ પ્રસન્ન થાય એવી તજવીજ ન કરતાં તેમને કોઈ નિર્વિકાર યંત્ર જેવા ધારી લેવા કેટલું અધમ છે તે વિચારી જોજો. આ રીતે જ્યાં આખો સમાજ અજ્ઞાન સહાનુભૂતિ વિનાનો અને વિવેક શૂન્ય છે ત્યાં સારા લોકો કેટલા નીકળશે, અને નીકળે તો પણ અગત્યનાં કાર્યો તેઓ શી રીતે પાર પાડી શકશે એ વિચારવા જેવું છે. સમાજની અને આસપાસની પરિસ્થિતિની અસર તેમના ઉપર અવશ્ય થવાની જ, નાલાયક સમાજમાંથી મોટે ભાગે નાલાયક માણસોજ પેદા થાય એ વિષે શંકા નથી. વ્યક્તિઓ સુધરશે તોજ દેશ સુધરશે. સમાજમાં બેદરકાર રીતે વર્તનારા, જ્ઞાન-હીન, વ્યસની, એદી અને મફતિયું ખાનારા માણસોની સંખ્યા વધી જાય તો તેમનાં બાળકો પણ તેવાં જ નીપજે. માટે તમો દરેક જણે સારા અને સદ્‌ગુણી બનવાનો પ્રયત્ન કરવો. તેમજ બીજાઓને પણ તેવી સલાહ આપી પોતાની લાયકાત સિદ્ધ કરજો. તમે પોતે સારા થઈ શકો તે માટે અને

સારાં કામો કરી શકો તે ખાતર પ્રત્યક્ષ કામનું ધોરણ અને ઉદ્દેશ શો છે તે જાણી લઈને પછી તે કામ તમે હાથ ધરજો. કોઈપણ કામ કેમ, કેવી રીતે, શા માટે, કોણે અને ક્યારે કરવું એની માહિતી હશે તો ભૂલો ઓછી થવાનો સંભવ છે. "યોગઃ કર્મસુ કૌશલમ્" એટલે "કુશળતાથી કામ કરવું એનું નામ યોગ" એ ગીતાના શ્લોકમાં કહ્યા પ્રમાણે તમે તમારાં કામો બુદ્ધિ વાપરીને કુશળતાથી કરશો તેમાં તમારું જ કલ્યાણ રહેલું છે.

## શિસ્તની જરૂર

પોતાના કામો બરોબર રીતે કરવા માટે નોકરને જેમ કેળવણી મળવાની જરૂર છે તેમ તેણે શિસ્ત પાળવાની પણ તેટલીજ જરૂરિયાત છે. ચોક્કસ રીતે, અમુકજ બાબત, ચોક્કસ વખતે વ્યક્તિગત નોકરે નહિ પરંતુ નોકર સમૂહે અથવા સમાજની દરેક વ્યક્તિએ કરવી અને બીજાને બને તેટલી ઓછી તકલીફ પડે અને બધાની સગવડ સચવાય અને લાભ થાય એવી રીતે કરવી એનું જ નામ "શિસ્ત". આપણે બધા શિસ્તથી એટલે નિયમ પ્રમાણે વર્તીએ છીએ માટે જ આપણા બધાનાં કામકાજ સરળતાથી થઈ શકે છે. ધારો કે એક કામ દસ નોકરોએ મળીને કરવાનું છે; હવે તેને બદલે દરેક જણ પોતાને મરજી પડે તેમ કામ કરવા માંડે તો કદાચને તે કામ જ પાર ન પડે. પ્રેમથી પ્રેમ વધે છે, તેમ શિસ્તથી શિસ્ત વધે છે. શિસ્તથી માણસમાં કડકાઈ આવે છે અને પોતાનું ધ્યેય સહેલાઈથી પામી શકાય છે.

## નિયમોની જરૂર

કર્તવ્યોની પૂર્ણ જાણ, કેળવણી અને શિસ્તની પેઠે જ નોકરે પોતાનાં કર્તવ્યો સંબંધેના નિયમો પણ જાણી લેવા જોઈએ. કયું કર્તવ્ય કહેવાય અને કયું અકર્તવ્ય કહેવાય તેની ચોખવટ નિયમોમાં કરેલી હોય છે. નિયમો ન હોય તો અવ્યવસ્થા જામે અને બધો ગોટાળો થાય. ગમે તે કાળના સમાજને તપાસો, જીવનકલહ પ્રવર્તતો તમને દેખાશે જ. અર્થાત જીવન-કલહમાં વ્યક્તિ અને સમાજની સ્થિરતા જળવાય તે માટે નિયમો અને બંધારણ જરૂરનાં છે. વ્યક્તિ અથવા સમાજ કોઈ પણ જાતનાં બંધન વિના સ્વેચ્છા મુજબ વર્તવા માંડે તો બધે અવ્યવસ્થા થઈ પડે. દરેક વ્યક્તિને સ્વતંત્રતા મળવી જ જોઈએ. સ્વાતંત્ર્ય વિના વ્યક્તિ અથવા રાષ્ટ્ર કોઈની પણ પ્રગતિ શક્ય નથી. પરંતુ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે સ્વાતંત્ર્ય એટલે સ્વચ્છંદ અને અનિયત્રણ નહિ. વસ્તુતઃ અનિયંત્રિત સમાજમાં નિયંત્રિત સમાજ કરતાં સુખ અને સ્વાતંત્ર્ય ઓછા પ્રમાણમાં જ સાંપડે છે, કેમકે અનિયંત્રિત સમાજમાં દરેક વ્યક્તિને અન્ય તરફથી પોતાને ક્યારે નુકસાન પહોંચાડવામાં આવશે તેની ભીતિ રહ્યા કરે છે. નિયમોને કારણે સ્વાતંત્ર્ય ઉપર જેટલા પ્રમાણમાં તરાપ પડે છે તે કરતાં નિયમોને અભાવે અંદર અંદરની મારામારી અને લડાઈઓને કારણે સ્વાતંત્ર્યનો વધારે નાશ થાય છે. બંધનોને તોડીને વર્તવું એ દુષ્ટ લોકોનો સ્વભાવ જ હોય છે; એટલે આવા લોકોને માથે નિયંત્રણ રહે તેટલા સારુ સમાજમાં નિયમો હોવાની જરૂર છે. દરેક ખાતાના અને ખાતાની જુદી જુદી વિગતોના નિયમો કરવામાં આવ્યા છે, અને મર્યાદાઓ બાંધી દેવામાં આવી છે. એમ છતાં દરેક ઝીણી ઝીણી વિગત પણ આવી મર્યાદામાં અથવા નિયમોમાં સમાઈ જ જશે એમ ન કહેવાય. અને કામ કરનારાઓ સમજુ હોય તો તેની જરૂર નથી. લોકો જેટલા વધારે અણસમજુ તેટલા પ્રમાણમાં નિયમો વધારે કરવા પડે છે; સમજુ માણસો માટે નિયમો બહુ થોડા હોય તો પણ બસ થઈ રહે છે.

## નિયમો કેવા હોવા જોઈએ.

મર્યાદાઓ અને નિયમો કરતી વેળા ચાલુ જમાનાને જ ધ્યાનમાં રાખીને તે કરવાના નથી હોતા; ભાવિ પેઢીના હિત તરફ અને ભવિષ્યની ઉત્પન્ન થતી પરિસ્થિતિને ખ્યાલમાં રાખીને તેમ જ જૂની પરંતુ હિતકારક બાબતોને કાયમ જાળવી રાખીને સમાજની પ્રગતિ અર્થે તે કરવાના હોય છે. નિય-

મોનો હેતુ "આગળ વધો" એવો હોવો જોઈએ; તે સ્થિતિ નિષ્ઠ (Sationary) અથવા કુંઠિત ગતિ (Stagnant) નહોતાં પ્રગતિશીલ હોવો જોઈએ. દરેક વ્યક્તિ અને જાતિ સાથે રહી સમાજની એકંદરે પ્રગતિ થાય અને તે ઉન્નતિને શિખરે પહોંચે એવી તેની મહેચ્છા હોય છે; અર્થાત્ પરિસ્થિતિ પ્રમાણે નિયમોમાં ફેરફાર અને સુધારા થવા જોઈએ.

## નિયમો અને મર્યાદાઓની પુરી માહિતી.

પ્રજાને રાજાએ ગમે તેટલો સુધારો પ્રાપ્ત કરાવી દીધો હોય તો પણ તેનું મહત્ત્વ સમજીને તેનો ઉપયોગ કરી લેવાનો આધાર પ્રજા અને અમલદારો ઉપર રહે છે. નિબંધ નિયમાનુસાર જુદી જુદી જાતનાં કામો કઈ પદ્ધતિએ અને કઈ રીતે કરવાં તે મેં વારંવાર જણાવી દીધું છે; તેનો હેતુ એ છે કે નોકરોનો વખત બચી જાય અને તેઓ વધારે સારી રીતે કામ કરી શકે. કોઈપણ રાજસંસ્થા ચિરસ્થાયી બનાવવી હોય તો તે કયા સિદ્ધાંત પ્રમાણે ચાલે છે તેનું જ્ઞાન વર્તમાન અને ભાવિ અમલદારોને હોવું ઈષ્ટ છે. એ જ પ્રમાણે સિદ્ધાંતો જાણી લીધા છતાં સમાજની પરિસ્થિતિ પ્રમાણે તે સિદ્ધાંતોને આચારમાં મૂકવા અને કોઈ મુશ્કેલીને પ્રસંગે અથવા નવા ઊભા થતા પ્રશ્નો વખતે મહારાજા પાસે દોડી ન જતાં દીર્ઘદૃષ્ટિ વાપરીને એ નિયમો–નિબંધોમાં સુધારા કરવાનું કામ પણ અમલદારોનું હોવાથી એ નિબંધોના સર્વ સામાન્ય સિદ્ધાંતોની સંપૂર્ણ જાણ હોવી જરૂરની છે. માણસ ગમે તે ધંધો કરતો હોય, તેને પોતાના ધંધાને લગતા નિયમો અને ધોરણોની માહિતી ન ન હોય તો ન ચાલે. અર્જુનને પણ પોતાનું કર્તવ્ય કર્મ શું છે તે સંબંધે શંકા ઉત્પન્ન થઈ ત્યારે શ્રીકૃષ્ણે તેને '**तस्मात् शास्त्रं प्रमाणं ते कार्याकार्य व्यवस्थितौ**" એમ કહીને આજ જાતનો ઉપદેશ આપ્યો હતો. અર્થાત્ પોતાનું કર્તવ્ય ઉત્તમ રીતે બજાવવા માટે તમારે નિબંધ–નિયમોની સંપૂર્ણ માહિતી લઈ લેવી જોઈએ, અને તેમાં કોઈ ઊણપો રહી ગઈ હોય તો તે સુધારી લેવા માટે ડહાપણથી પગલાં લેવાં જોઈએ.

## નિયમોનો અમલ

રાજ્યઘટના યોજીને તેના જુદા જુદા ભાગોના નિયમો કરી દીધા હોય તો પણ તેનું પાલન અથવા તેનો અમલ યોગ્ય રીતે ન થાય તો રાજકારભાર અથવા ખાતાનો કારભાર ઉત્તમ રીતે ચાલશે એવી આશા રાખવી નકામી છે. જેમ નિયમો કરવાની આવશ્યકતા છે, તેમજ અથવા તેથી વધારે જરૂર તે નિયમોનો અમલ સમજણ પૂર્વક અને યોગ્ય રીતે થાય તેની છે. કારીગર પાસે હથિયારો અને ઓજારો પુષ્કળ હોય તો પણ તેને કુશળતાથી વાપરતાં આવડવું જોઈએ. તે જ રીતે નિબંધોનો અમલ કરતી વેળા તે કેવા હેતુથી અને કયા વિચારોથી ઘડવામાં આવ્યા છે તે માહિતી નોકરોએ મેળવી લેવી જોઈએ. નિબંધોમાં અથવા હુકમોમાં સંપૂર્ણ માહિતીને અભાવે કોઈ ઊણપો રહી ગઈ હોય તો તેનો અમલ અક્ષરશઃ કરવાને બદલે ડહાપણ અને રાજનિષ્ઠાથી તેનો અમલ કરવો જોઈએ. નિબંધો અથવા હુકમોના અમલ વખતે શબ્દને વળગી ન રહેતાં તેના ધોરણને ધ્યાનમાં લઈ તેની પાછળનો હેતુ સાધ્ય થાય એ રીતે કામ કરવું જોઈએ. પદ્ધતિ અથવા જ્ઞાનને વધારે પડતું મહત્ત્વ આપી મુખ્ય સિદ્ધાંતો તરફ દુર્લક્ષ કરવું ઉચિત નથી. તત્ત્વ અથવા સાધ્ય એ મુખ્ય વસ્તુ છે; તેને સાધવાના માર્ગો જુદા જુદા હોઈ શકે છે. રસ્કિન નામના અંગ્રેજી લેખકે લખ્યું છે કે કોઈ પણ કામ કરતાં પહેલાં માણસે દીર્ઘદૃષ્ટિથી તેનો વિચાર કરી લેવો જોઈએ. કેમકે અવિચારથી અથવા આંધળુકિયાં કરીને કામ કરવા જતાં તેમાં ભૂલો થયા વિના રહેતી નથી, માટે તમે તમારૂં કામ કરો ત્યારે બુદ્ધિ વાપરજો; ગતાનુગતિક રીતે કામ કર્યા કરશો તો અવશ્ય તમારે હાથે ભૂલો થવાનો સંભવ છે.

બીજી વાત એ છે કે નિબંધોનો અમલ કરતી વેળા વ્યક્તિગત સ્વાર્થોને કારણે પક્ષપાત ન થઈ જાય

તે વિષે કાળજી રાખવાની જરૂર છે. મહેરબાની ખતાવવા માટે અથવા તો માનસિક દુર્બળતાને કારણે નિબંધોનું પાલન કડક રીતે અને પક્ષપાત વિના થઈ શકતું નથી; પરિણામે અસંતોષ થાય છે. નોકરોએ નિયમો અથવા હુકમોનો અમલ કરતી વેળા અયોગ્ય ભીતિ અથવા માનસિક દુર્બળતા રાખવી એ મોટો દોષ છે; એ વિચાર કરવાની શક્તિનો અભાવ અને અજ્ઞાન બનાવે છે. કોઈ પણ કામ નિસ્પૃહતાથી તથા નિર્ભયતાથી કર્યા વિના સારી રીતે થઈ શકતું નથી.

ત્રીજી વાત એ કે પોતાનો અથવા બીજાનો ફાયદો થાય તેટલા માટે નિબંધોનો અથવા રાજાજ્ઞાઓનો સરકારના હિત વિરૂદ્ધ અર્થ કરી તેનો અમલ કરવામાં એક જાતનો ગુન્હો થાય છે. રાજનું હિત સાચવવા માટે જ નોકરોને રાખવામાં આવે છે; અર્થાત્ રાજના હિતથી ઊલટું વર્તવામાં નોકરને રાખવાનો હેતુ સિદ્ધ થતો નથી. "सेवकें करावें स्वामिचें वचन, त्यांसी दुंकूंपण कामा नये" નોકરે માલેકની આજ્ઞાનો અમલ કરવો જોઈએ, તેમાં શિથિલતા રાખવી અયોગ્ય છે, એ તુકારામના વચન અનુસાર નિબંધ અને મહારાજાના હુકમોનો યથાયોગ્ય અને તુરત અમલ કરવો એમાં જ સુરાજ્યની સ્થિરતા છે.

### નિર્બંધોના ઉલ્લંઘનની શિક્ષા

પ્રજાના સંરક્ષણ માટે અને હિતાર્થે રાજ તરફથી નિર્બંધો કરવામાં આવે છે, અને તે વડે રાજા પ્રજા ઉપર શાસન ચલાવે છે. રાજા અથવા કોઈ મુખ્ય સત્તા ન હોય તો દેશમાં જે પ્રમાણે અરાજકતા થાય, તે જ પ્રમાણે નિર્બંધો વિનાના દેશમાં બળવાનો દુર્બળોને પીડે છે. બીજી રીતે જો પ્રજા અથવા નોકરો નિર્બંધોને માને નહિ તો તે હોય કે ન હોય સરખું જ છે. નિર્બંધો કરવાનું કામ જેમ રાજાનું છે તેમજ તેનું પાલન બધા પ્રજાજનો તરફથી થાય છે કે નહિ, અથવા ન થતું હોય તો પ્રજાવર્ગ અથવા નોકર વર્ગ પાસે તેનું પાલન કરાવવું એ પણ એની સાથે જ સમાયેલું છે. નિર્બંધનું ઉલ્લંઘન થાય ત્યારે પ્રજાની સ્થિરતા રહેવી અથવા નોકરો તરફથી બરાબર કામ થવું શકય ન હોવાથી નિર્બંધોનું ઉલ્લંઘન કરનાર અથવા શિસ્ત ભંગ કરનારને દંડ અથવા સજા કરવી એ પણ એનું અનિવાર્ય અંગ છે. દાખલા તરીકે નવું મકાન બાંધ્યા પછી તેની મરામત અને સાચવણનું કામ સ્વાભાવિક છે, કેમકે જો એવી જાતની સંભાળ ન લેવાય અથવા મરામત ન થાય તો આખી ઇમારત થોડા દિવસોમાં પડી ગયા વિના રહે નહિ.

### શિક્ષાનો હેતુ

જૂના ગ્રંથકારો અને સ્મૃતિકારોએ દંડને (શાસન) વધારે મહત્ત્વ આપ્યાનાં વર્ણનો મળે છે તેનું કારણ આ જ છે. શિક્ષાની બીક પ્રજાને તેમજ નોકર વર્ગને કાબૂમાં રાખી રક્ષણ કરવામાં મદદ કરે છે. મનુ કહે છેઃ—

सर्वो दण्डजितो लोको दुर्लभोऽहि शुचिर्नरः ।
दण्डस्य हि भयात्सर्वं जगद्भोगाय कल्पते ॥

એટલે પવિત્ર અને સદાચરણી લોકો દુનિયામાં બહુ થોડા છે; પ્રજા શિક્ષા કે દંડના ભયને લીધેજ નીતિના નિયમોનું પાલન કરે છે, માટે દુષ્ટ વૃત્તિવાળા લોકોને કાબૂમાં રાખવા માટે દંડની જરૂર છે.

### શિક્ષાના પ્રકાર

કૌટિલ્યે પોતાના અર્થશાસ્ત્રમાં શિક્ષાના ત્રણ પ્રકારો વર્ણવ્યા છે; ૧–મૃદુ દંડ, ૨–તીક્ષ્ણ દંડ અને ૩–યથાર્થ દંડ, આ પૈકી પહેલા દંડને પરિણામે પ્રજા રાજાને છોડી જાય છે, અને બીજા દંડથી પ્રજામાં રાજા વિષે માનવૃત્તિ રહેતી નથી; માત્ર ત્રીજી જાતના દંડથી પ્રજાનું યોગ્ય નિયમન થાય છે. યથાર્થ દંડ એટલે ગુન્હાના પ્રમાણમાં શિક્ષા કરવી તે.

### શિક્ષાનું તત્ત્વ

સામાન્ય જનસમાજની સમજણ પ્રમાણે ગુનેગારોને સજા કરવી હોય ત્યારે શારીરિક શિક્ષા અને આર્થિક નુકસાનના બદલામાં નુકસાની ભરી દેવામાં

શિક્ષા સમાયેલી છે. જ્યાં સુધી સમાજમાં બુદ્ધિ-વિકાસ નહોતો થયો ત્યાં સુધી આ બે બાબતોમાં બહુ તફાવત રખાતો નહિ. "જેવા સામે તેવા" ને ન્યાયે ગુનેગારે જે જાતનું નુકસાન કર્યું હોય તેવુંજ નુકસાન ગુનેગારને થાય એટલે પીડાયેલ માણસની નુકસાન ભરપાઈ થઈ રહી એમ લોકો તે કાળે માનતા. ફોજદારી કાયદાથી બેવડો ફાયદો થાય છે. એક તો એથી લોકોને દહેશત રહે છે અને અપરાધો ઘટે છે; બીજું થયેલા ગુનાનો બદલો મળે છે. "ઘણાનું ઘણું સુખ" એ હિતવાદની દૃષ્ટિએ જોતાં શિક્ષા પામેલા માણસને જે દુઃખ થાય તે અનિષ્ટ છે. પરંતુ તેમ છતાં એ કાયદેસર એટલા માટે ગણાય છે કે તેમ કરવાથી વધારે અનિષ્ટમાંથી ઊગરી જવાય છે. અપરાધો દૂર કરવા એ નિર્બંધોનું થોડોઘણો હેતુ હોવા છતાં તેનું અંતિમ સાધ્ય તો ભવિષ્યમાં અપ-રાધો ન થાય એ છે.

### શિક્ષાનું સ્વરૂપ

શિક્ષાનું પ્રમાણ નક્કી કરતી વેળા યોગ્ય શિક્ષા કરતાં ઓછી શિક્ષા ન થાય એ જોવું જેમ અગત્યનું છે, તેમજ અપરાધીને વધારે પડતી શિક્ષા ન થાય તે જોવું પણ તેટલુંજ જરૂરનું છે. એટલે શિક્ષાનું પ્રમાણ એવું હોવું જોઈએ કે જો ગુનો નુકસાન-કારક હોય તો તેની શિક્ષા વધારે થાય. શિક્ષા કર-વાનો હેતુ ગુનેગાર ઉપર વેરની વસૂલાત લેવાનો નથી પરંતુ ગુનો થતો અટકે એ છે. એટલે ગુનો થવાનું અટકાવામાં જ્યાં ખાસ વાંધો આવે એવું ન હોય ત્યાં અપરાધીને હિતવાદની દૃષ્ટિએ ગુનેગારને સીધી રીતે જેટલું ઓછું દુઃખ થાય તેમ કરવું જોઈએ એ સ્પષ્ટ છે. નક્કી કરેલી શિક્ષા કરતાં પણ સારા સારનો વિચાર કરીને ગુનેગારને ઓછી સજા ફરમા-વવાની કાયદાએ રજા આપી છે. તે ઉપરના સિદ્ધાં-તને ધ્યાનમાં રાખીનેજ આપી છે. અર્થાત્ શિક્ષા એ સાધ્ય નથી પરંતુ "ઘણાનું ઘણું સુખ" સાધ-વાનું એ સાધન છે એ બાબત ધ્યાનમાં રાખીને શિક્ષા કરવી જોઈએ.

### ઉત્તેજન અને શિક્ષા

અપરાધ માટે પ્રજાને અને સેવામાં ઊણપ આવે ત્યારે નોકરને શિક્ષા કયા ધોરણે કરવી જોઈએ એ મેં તમને કહ્યું. તેવીજ રીતે હવે પ્રજાજનમાંથી કોઈ અથવા કોઈ નોકર પ્રજાહિતનું અથવા રાજસેવાની સારી કામગરી બજાવે તેને ઇનામ અને માન આપીને તેને ઉત્તેજન આપવું જોઈએ. ઉત્તેજન આપવાથી માણસની કાર્યશક્તિ વધે છે. અધિકારીઓએ પોતાના તાબાના માણસોના કામ ઉપર ધ્યાન રાખીને તેમને સારી જાતનું કામ કરવા પ્રેરવા જોઈએ.

### રાજસેવાનું ધ્યેય,

શાસન પદ્ધતિમાં રાજા કેન્દ્રસ્થાન છે, તેથી રાજાનું માનસિક સ્વાસ્થ્ય, શારીરિક આરોગ્ય, કીર્તિ, વૈભવ અને આબરૂ સાચવી રાખવી એમાં રાજા અને પ્રજા ઉભયનું કલ્યાણ છે. "રાજાને સુખ તો રૈયતને સુખ" એ કહેવત ધ્યાનમાં રાખીને દરેક નોકરે કામ કરતી વેળા એ વસ્તુ વિચારવી કે પોતાના એ કામથી રાજાનું સ્વાસ્થ્ય, આરોગ્ય, કીર્તિ વગેરેથી એક પણ બાબતમાં ઊણપ ન આવે. આ બધી બાબતો ઉપર રાજ્યનો કારોબાર અવલંબે છે એવી ઉચ્ચ ભાવનાથી કામ કરવું એ રાજનિષ્ઠાનું દ્યોતક છે. તેજ પ્રમાણે મહારાજાનો સમય બહુ કિંમતી છે અને વ્યક્તિને પણ મર્યાદા છે એ બાબતોનો વિચાર કરીને મહા-રાજાને ઓછામાં ઓછી તકલીફ પડે તેવો દરેક નોકરે પ્રયત્ન કરવો જોઈએ. મહારાજાને ગમે તેટલું પ્રજા-કલ્યાણ કરવાની ઇચ્છા હોય તોપણ નોકરની મદદ વિના તેમનાથી તે બનતું નથી. જે દેશો આજે દુનિયામાં વૈભવને શિખરે છે, ત્યાં આ જ રીતે લોકો કામ કરે છે. સાધક અથવા નોકર વર્ગે પોતાનું ઉચ્ચ ભાવનાથી કરવું એજ રાષ્ટ્રનું ખરું ધન છે.

### સેવા પરીક્ષા.

સેવામાં પણ કઈ સેવા સારી અને કઈ ખરાબ તે જાણવું આવશ્યક છે. નીતિની દૃષ્ટિથી બધી સેવા સરખા દરજ્જાની છે, છતાં જે સેવા કરવાથી માલે-કના સુખમાં વધારો થાય તે સેવા ઊંચી જાતની.

અને જે કરવાથી તેના સુખમાં ઊણપ આવે તે હલકા દરજ્જાની ગણવી જોઈએ. સોનાની પરીક્ષા તોળીને, કસોટીએ ચડાવીને, ભાંગીને અને તપાવીને થાય છે, તેજ પ્રમાણે નોકરની પરીક્ષા પણ તેની કેળવણી, ચારિત્ર્ય, કુળ અને કાર્યક્ષમતા એ ચાર બાબતો પરથી થઈ શકે છે.

**નિઃસ્વાર્થ સેવા.**

સેવાની કિંમત પૈસાથી આંકવી વ્યાજબી નથી. માત્ર પૈસાથી જેની કિંમત અંકાય તે સેવા હલકા દરજ્જાની ગણાય. ખરું જોતાં સેવાની કિંમત પૈસાથી ચોક્કસ આંકવી બહુ જ મુશ્કેલ છે. સાધારણ રીતે આપણે એ ભૂલી જઈએ છીએ કે કામ કરવાની શક્તિ બધાની સરખી નથી હોતી. એથી સાધારણ માણસ પાસેથી આપણે વધારે પડતી આશા રાખીએ છીએ. સેવાની કિંમત આંકનારાઓએ યોગ્યાયોગ્યતાનો વિચાર કરીને જ તે આંકવાનું હોવાથી દરેકની કપોલકલ્પિત આશાઓ પૂરી કરવાનું સિદ્ધાંતથી પણ શક્ય નથી. એથી 'મનુષ્યે નિષ્કામ કર્મ સેવા કરવી જોઈએ.' એ હિંદુ તત્ત્વજ્ઞાનનો સાચો અર્થ સમજીને તમારે સેવાપરાયણ બનવું. બીજું એમ છે કે તમારાં જુદાં જુદાં કામોની વિગતવાર માહિતી માલેક એકલો હોઈ તેને શી રીતે હોઈ શકે? એટલે પ્રત્યક્ષ અનુભવ અને માહિતીને અભાવે નોકરના કામનું મહત્ત્વ પૂરેપૂરું જાણવું માલેકને માટે શક્ય નથી. અર્થાત્ આવે પ્રસંગે કલ્પનાથી તથા બીજાઓએ રજૂ કરેલી હકીકતો પરથી નિર્ણય કરવો પડે છે. નિઃસ્વાર્થ ભાવે કરેલી કોઈ પણ સેવા નકામી જતી નથી; કામ કાળજીપૂર્વક કરવું પરંતુ તેમાં સ્વાર્થનો વિચાર ન રાખવો.

**સેવાનું મહત્ત્વ.**

સેવા ધર્મનું મહત્ત્વ ઘણું મોટું છે. જરા વિચાર કરશો તો જણાશે પ્રાણી માત્રનું ધ્યેય સેવા જ છે. જગત આખાનાં કામો ધર્મ થકી જ થાય છે એ ધ્યાનમાં રાખીને સેવા ધર્મમાં ઝીણુટ શક્તિ સમાયેલી છે તે તમે ઓળખી કાઢો, અને તેનું સંપૂર્ણ પણે પાલન કરો.

सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

એટલે આપણે બધા મળી આપણું રક્ષણ કરીએ, બધા સાથે મળીને જમીએ, બધા સાથે જ પરાક્રમ કરી બતાવીએ, આપણે પરસ્પર દ્વેષ કરશું નહિ, એ ઉપનિષદનો મહામંત્ર તમે સતત નજર સામે રાખીને ડહાપણથી અને સહકારપૂર્વક તમારું કર્તવ્ય કર્યે જજો. પરિણામે આપણે સહુ આપણો વખત સુખ ચેનમાં પસાર કરી શકશું, અને દેશનું કલ્યાણ સાધી શકશું.

**ઉપસંહાર.**

આ ભાષણની તૈયારી માટે મારે જેટલો વખત જોઈતો હતો તેટલો મળી શક્યો નથી. તેમાં કાંઈ ઊણપ રહી હોય તો તમે નિભાવી લેશો. મેં કહ્યા છે તે કરતાં વધારે સુધારા કરશો અથવા સૂચવશો તો મને વધારે ખુશાલી ઊપજશે. માણસ ગરીબ હોય તેથી તેનામાં કાંઈ સદ્ગુણો નહિ હોય એમ માનવું ભૂલ ભરેલું ગણાય. માલેક અથવા ઉપરી અધિકારી પણ જો એમ માને કે પોતે જ બધું જાણે છે અથવા જાતે સર્વજ્ઞ છે અને બીજાઓને કશી અક્કલ નથી તો તેમાં તે મોટી ભૂલ કરે છેઃ નાનો હોય કે મોટો, સહુએ પરસ્પરના સદ્ગુણોનું અનુકરણ કરવું અને તેનો લાભ એક બીજાને આપવો એમાં જ ખરો પુરુષાર્થ અથવા પુણ્ય રહેલું છે. દુનિયાના ઈતિહાસ તરફ નજર કરશો તો જણાશે કે નાના માણસોજ કર્તવ્ય પરાયણ રહીને ઉચ્ચ પદને પામ્યા છે. બધો આધાર માણસની કર્તવ્ય શક્તિ ઉપર છે, "કરણી કરે તો નરકા નારાયણ હો જાય," તેમ નરનો પશુ પણ બની જાય એ આપણે દરરોજ અનુભવીએ છીએ. માણસમાં કર્તવ્યશક્તિ દેખાતાં જ બીજા મોટા ગણાતાઓએ તેને આગળ વધવાનો અવસર આપવો જોઈએ, આ બાબત ખાસ કરીને ઉપરી અધિકારીઓએ લક્ષમાં રાખવા જેવી છે. બધો આધાર માણસની પોતાની કામ કરવાની લાયકાત અને આવડત પર છે. ગીતામાં આપેલું નીચલું વાક્ય બધાએ ધ્યાનમાં રાખવા જેવું છેઃ—

"उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

# ગુજરાતના જીલ્લાઓની ખેતીની સ્થિતિ

(સ્વ. મગનભાઈ ચતુરભાઈ પટેલ)

ખેડા જીલ્લો જે મુખ્યત્વે કરીને ખેતીપર આધાર રાખે છે તેની વસ્તીમાં વધઘટ કેવી રીતે થતી ગઈ તે સમજવા સારૂ આપણે તે વખતના બે વિભાગ કરી નાંખીશું. પ્રથમ તો સને ૧૮૬૩ ની સાલ કે જ્યારે સર્વે (માપણી) સેટલમેન્ટ ખેડામાં પહેલવહેલી દાખલ થઈ. એટલે આપણા આંકડાઓ માટે આપણે સને ૧૮૬૩ની પહેલાંના ૪૦ વર્ષ લઈશું અને લગભગ ૪૦ અથવા વધારે વર્ષ તે પછીનાં લઈશું.

કેપ્ટન પ્રેસ્કૉટ તે વખતે સેટલમેન્ટ ઑફિસર હતા. સને ૧૮૬૩ માં ખેડુતોની આબાદ સ્થિતિ વિષે બોલતાં, તેણે ખેડુતોની હોંશિયારીની પ્રશંસા કરી હતી અને જણાવ્યું હતું કે ઘરો ઘણાં સારાં બાંધેલાં હતાં અને તેઓ સઘળા સારી આરોગ્ય સ્થિતિમાં હતા. તે વખતે કાંઈ વસ્તીપત્રક નહોતું અને મુલકી અમલદારો જીલ્લામાં વસ્તીના આંકડા માટે માપણીનું જે વસ્તીપત્રક રાખતા હતા તે પર જ આધાર રાખવો પડતો. નડીઆદના રિવિઝન સર્વે સેટલમેન્ટ રીપોર્ટના ૪૧ મે પાને કેપ્ટન પ્રેસ્કોટ હેઠળ મુજબ કહે છે: "સને ૧૮૩૩ માં ૫૮ ગામોની વસ્તી ૩૯,૫૫૬ હતી, જ્યારે હવે ૫૯૦૬૬ છે, એટલે કે, ૩૯ વર્ષમાં ૪૯ ટકા વધારો થયો છે. બીજા ગામોના આંકડા કદાચ તેને મળી શકયા નહિ હોય, છતાં આ હકીકત ઉપરથી આ ચોક્કસ જિલ્લાની વસ્તીમાં દર વર્ષે સેંકડે કેટલા ટકા વધારો થાય છે તે સ્પષ્ટ રીતે જણાય છે, અને તે લગભગ ૧૧ટ્ટ ટકા જેટલો થાય છે. સને ૧૮૬૩ની સેટલમેન્ટની તુરત પહેલાંના ૪૦ વર્ષમાં વસ્તીમાં આટલો વધારો થયો હતો. આ વધારાને સને ૧૮૬૩ પછીના ૪૦ વર્ષના આંકડા સાથે સરખાવવા સારૂ જીલ્લાની ખરેખર આબાદ સ્થિતિમાં વસ્તીનો સરેરાસ વાર્ષિક વધારો આપણે ખરેખરા ૧૧ટ્ટ ટકાને બદલે એકજ ટકો રાખીશું. વસ્તીનો આ વાર્ષિક વધારો હાલના સઘળા સુધરેલા દેશોના જેટલોજ લગભગ થાય છે.

કમનસીબે સને ૧૮૬૩ થી ૧૮૭૨ સુધીના આપણી પાસે આંકડા નથી, જેથી કરીને સેટલમેન્ટ પહેલાંના વખતમાં વસ્તીમાં થયેલા વધારાની સરખામણી કરી શકાય, વસ્તીની ગણત્રીનો રીપોર્ટ સને ૧૮૭૨ થી શરૂ થાય છે અને સને ૧૮૭૨ થી ૧૯૧૧ સુધીના વસ્તીના આંકડાઓ પરથી આ જીલ્લા માટે શોકજનક બીના માલમ પડે છે. સને ૧૮૭૨ માં ખેડા જીલ્લાની વસ્તી ૭·૮૨ લાખ હતી સને ૧૮૮૧ માં ૮·૦૫ લાખ હતી અને સને ૧૮૯૧ માં ૮·૭૧ લાખ હતી. સને ૧૮૮૨ થી ૧૮૯૧ સુધીનાં ૨૦ વર્ષમાં આખા ખેડા જીલ્લામાં માત્ર ૧૧ટ્ટ ટકા વધારો થયો હતો. સેટલમેન્ટ પહેલાંની આબાદીની પ્રમાણે ગણીએ તો વધારો નિદાન ૨૦ ટકા થવો જોઈતો હતો. આ આખા જીલ્લાનો હેવાલ છે, પણ નડીઆદ તાલુકામાં તો વધારો ઘણો જ થોડો છે. મી. ફર્નાન્ડીસ જે સને ૧૮૯૩ માં ખેડાના સેટલમેન્ટ ઑફીસર હતા તેઓ કહે છે કે "સને ૧૮૭૨ થી સને ૧૮૯૩ સુધીના ૨૧ વર્ષમાં વસ્તીમાં માત્ર ૬ટ્ટ ટકાજ વધારો થયો હતો. "સેટલમેન્ટ પહેલાંના આબાદ દિવસોની સાથે" આખા જીલ્લાની તેમજ આ ચોક્કસ તાલુકાની આબાદાની શું અચ્છી રીતે સરખામણીમાં ઉતરે છે?

આ જીલ્લાનો પછીના ૨૦ વર્ષનો ઇતિહાસ તો એથી પણ વધારે ખરાબ છે, સને ૧૮૯૧ માં ૮.૭૧ લાખની વસ્તી હતી તેમાં વધારો થવાને બદલે ૧૯૦૧ માં ઘટાડો થયો અને વસ્તી માત્ર ૭.૧૬ થઇ હતી સને ૧૯૦૦ ની સાલના દુકાળ સાથના આ દસ વર્ષમાં તો ૧.૫૫ લાખ માણસોનો ઘટાડો થયો હતો. સને ૧૯૦૧ થી સને ૧૯૧૧ માં તે ઘટીને ૬.૯૧ લાખ થઈ; એટલે કે, છેલ્લા ૨૧ વર્ષમાં લગભગ ૨૧ ટકા જેટલો ઘટાડો થયો. સને ૧૮૭૨ થી ૧૯૧૧ સુધીમાં કેવો મહાન્ વધારો! પ્રથમ લોકો ૭.૮૨ લાખ હતા, અને હવે આ "માતબર અને આબાદ" ખેડા જીલ્લામાં ૪૦ વર્ષની સર્વે સેટલમેન્ટ પછી ૬.૯૧ લાખ હોવાનું જણાવવામાં આવ્યું છે.

સેટલમેન્ટ પહેલાંના દિવસો સાથે આની કેવી રીતે સરખામણી થઈ શકશે તે આપણે તપાસીએ. સર્વેયરના પોતાના રીપોર્ટના આધારે ઉપર નક્કી થઈ ગયું કે વસ્તીમાં સરેરાસ એક ટકો વધારો થવો જોઇએ; એટલે કે, ૭.૮૨ લાખની વસ્તી વધીને ૧૧.૫૫ થઇ હોત. સરકાર જણાવે છે તેમ જો ખરેખર હોત તો આ સંખ્યા, ૪૦ વર્ષની આબાદાની પછી થવી જોઈતી હોત, પણ વસ્તીની સંખ્યા તો ૬.૯૧ જણાવવામાં આવી છે; એટલે કે, જો એ સ્વપ્નું ખરૂં હોત તો, વસ્તીની જેટલી સંખ્યા હોત તેના કરતાં વસ્તીમાં ૪.૫૪ લાખ ઓછા થયા છીએ તેમજ વળી સને ૧૮૭૨ કે જ્યારથી આપણી આબાદાની શરૂ થઈ તેના કરતાં ૯૧૦૦૦ ઓછા છીએ. આ પ્રમાણે, જો આપણી વસ્તીના ઘટાડામાં વાર્ષિક એક ટકાના વધારાનો સમાસ કરીએ તો, બ્રિટિશ રાજ્યના જમીન મહેસુલના આકારના ૪૦ વર્ષ દરમિયાન, આપણી વસ્તીમાં સને ૧૮૭૨ થી ૫૮ ટકા ઘટાડો થયો છે. જે જીલ્લામાં જમીન ઘણી રસાળ છે અને જેમાં ચતુર અને મહેનતુ ખેડુતો જેમને ખેતીમાં પોતાની હોંશિયારી દેખાડવા માટે, સઘળા સરકારી અમલદારોએ ફરી ફરીને ઉંચી પંક્તિએ પહોંચાડ્યા છે તે જીલ્લામાં જ્યારે આવી સ્થિતિ છે તો એ કરતાં વધારે ખરાબ બીજું શું હોઈ શકે?

જે સદર હેડળ મેં ચોકસી કરવાનું સુચવ્યું છે તે પુરી કરવા સારૂ આ જીલ્લાની મહેસુલની વ્યવસ્થાનો પણ તેજ વખતનો ઇતિહાસ તપાસવો જરૂરનો છે; અને આ બાબતમાં પણ આપણે, વસ્તીના વધારા તથા ઘટાડા માટે મુદ્દતના જે વિભાગ કર્યા છે તેજ કાયમ રાખીશું જેથી કરીને બેઉની સરખામણી થઈ શકે અને તે બે વચ્ચેનો સંબંધ પણ શોધી શકાય.

લખાણો પરથી મને એમ માલમ પડ્યું છે કે સર્વે સેટલમેન્ટ પહેલાંના વર્ષોમાં દરેક ગામ સાધારણ રીતે જમીનવેરા માટે એક ઉધડ રકમ આપતું હતું. સેટલમેન્ટનો અહિંયાં અમલ શરૂ થયો તે પહેલાં, માપણીના ધોરણે ત્રણ ચાર વર્ષ સુધી અજમાયશ કરી હોય એમ જણાય છે, અને આ અજમાયશ પરથી જોતાં માલમ પડે છે કે દરેક માપેલા ક્ષેત્રનો આકાર છેવટે ૩૦ વર્ષની મુદ્દત માટે નક્કી કરવામાં આવ્યો હતો.

મહુધા પરગણા (જે હવે નડીઆદ કહેવાય છે તે) ની બાબતના પોતાના રીપોર્ટમાં કેપ્ટન પ્રેસ્કોટ, સને ૧૮૩૯ થી ૧૮૬૨ સુધી સરકારી જમીનમાંથી એકર દીઠ ખરેખર કેટલું ઉત્પન્ન થયું તે આખેહુળ બતાવે છે. તે પહેલાંના વર્ષ માટેના આંકડાઓ મળી શકે એમ જણાતું નથી, પણ આ મુદ્દતમાં તો ઉપર જણાવ્યા પ્રમાણે આ જીલ્લાની વસ્તીમાં સાધારણ રીતે વાર્ષિક એક ટકો વધારો થયો છે. અને આ મુદ્દતના આકારના આંકડાઓ તેથી કરીને અગત્યના છે. સને ૧૮૩૯ થી ૧૮૬૨ સુધી એકર દીઠ વધારેમાં વધારે મહેસુલ રૂા. ૩-૧૨-૩ અને ઓછામાં ઓછું મહેસુલ રૂા. ૩-૧-૧૦ મળ્યું હતું. ગણત્રીમાં કાંઈ પણ ભૂલ થાય નહિ માટે આપણે સરેરાસ રૂા. ૩-૯-૦ ગણીશું. સેટલમેન્ટ પહેલાં એકર દીઠ આકારનો સરેરાશ દર આ હતો. સને ૧૮૬૩ માં

સેટલમેન્ટના દરો દાખલ કરવામાં આવ્યા અને સર્વેયરોએ કબૂલ કર્યું છે કે વધારો ૧૦ ટકાનો હતો. નડીઆદના રીપોર્ટના ૧૦ મા પાને રિવિઝન સર્વેનો સેટલમેન્ટ ઑફિસર હેઠળ મુજબ કહે છેઃ—કેપ્ટન પ્રેસ્કોટે, પોતાના વત્તામાં વત્તા દરો નક્કી કરવામાં આ અગત્યની બીનાઓનો લાભ લીધો નહોતો. કારણ કે આ સાથે મોકલેલા પત્રો ઉપરથી જણાશે કે આથી મહેસુલમાં દસ કરતાં વધારે ટકા વધ્યા નહિ. સને ૧૮૮૧ તથા સને ૧૮૯૧ના વસ્તીની ગણત્રીના રીપોર્ટમાં, વસ્તીની વૃદ્ધિના ટકામાં ઘટાડો થયાનું નોંધાયલું છે. આ વૃદ્ધિ ૨૦ વર્ષમાં ૨૦ ટકા થવાને બદલે નડીઆદ તાલુકામાં ૬$\frac{3}{4}$ ટકા થઈ છે અને આખા જીલ્લામાં ૧૧$\frac{1}{4}$ ટકા થઈ છે. અને તેથી સેટલમેન્ટ પહેલાંના ૧૧$\frac{1}{2}$ દરો કરતાં, મહેસુલની માગણીના દસ ટકા વધારાની અસર વીજળીની માફક થઈ છે. આકારના દરોમાં વધારો થવાથી ભોગવટાની જમીનમાં ઘટાડો થયો છે. સને ૧૮૬૦ થી ૧૮૬૫ સુધીમાં ૧૮,૩૯૪ એકર, સને ૧૮૬૫ થી ૧૮૭૫ સુધીમાં ૧૬,૮૭૦ એકર, સને ૧૮૭૫ થી ૧૮૮૫ સુધીમાં ૧૭,૭૨૪ એકર અને સને ૧૮૭૯ થી ૧૮૯૩ સુધીમાં ૧૭,૯૨૮ એકર જમીન હતી.

હવે સને ૧૮૯૩ નું રિવિઝન સેટલમેન્ટ લઈશું. આ વખતે માત્ર સુકી જમીનના દરે.માંજ અગાઉના કરતાં ૨૪$\frac{1}{2}$ ટકાનો આકાર વધારવામાં આવ્યો છે. કરેલા વધારાનું કોષ્ટક મી૦ ફર્નાન્ડીસના નડીઆદ તાલુકાના રીપોર્ટમાં બતાવેલું છે. વીજળીની માફક આનાં ભયંકર પરિણામો ખેડા જીલ્લાની ગણત્રીમાં તરત માલુમ પડે છે. ૮.૭૧ લાખની વસ્તી પડી ભાંગીને ૧૯૦૧ માં ૭.૧૬ થઈ ગઈ છે અને વળી સને ૧૯૧૧ માં છેક ૬.૯૧ થઈ ગઈ છે. આનો અર્થ એ થાય કે સાધારણ જે વધારો થતો તે લોપ થઈ ગયો છે, અને ૧ લાખ ૮૦ હજાર મનુષ્યોનું જીવન ભુંસાઈ ગયું છે. આ વર્ષમાં કેવી દયાજનક અને માની શકાય નહિ એવી પડતી થઇ! શું આ તે આબાદીની કહેવાય વારૂ?

આપણી તપાસનું પરિણામ એકંદરે આ પ્રમાણે થાય છે; એટલે કે, જ્યારે સેટલમેન્ટ પહેલાં આકારનો દર એકર દીઠ રૂ. ૩–૯–૦ હતો ત્યારે દર વર્ષે સેંકડે એક ટકા કરતાં સાધારણ રીતે વધારે વૃદ્ધિ થતી. સને ૧૮૬૩ માં જમીનના આકારના સેટલમેન્ટ પહેલાંના દરોમાં ૧૦ ટકા વધારા સાથે, બીજા ૨૦ વર્ષમાં વસ્તીનો વધારો ૧૦ ટકાથી ઘટીને નડીઆદ માં ૬$\frac{3}{4}$ ટકા થઈ ગયો અને ખેડા જીલ્લામાં ૧૧$\frac{1}{4}$ થઈ ગયો, અથવા તો, સરેરાસ દર વર્ષે ૧ ટકાથી લગભગ ૧૧$\frac{1}{2}$ ટકા થયો. સને ૧૮૯૩ માં રિવિઝન સેટલમેન્ટ થયું અને ત્યારે આકારમાં પાકો ૨૪$\frac{1}{2}$ ટકા વધારો કરવામાં આવ્યો અને એકર દીઠ રૂ. ૪–૧૩–૫ દર થયો. ત્યારે તો વસ્તીમાં વધારો થતો તદ્દન અટકી ગયો, અને ઘટાડો એટલો બધો થયો કે સને ૧૮૯૧ ની ૮.૬૧ લાખની વસ્તીમાંથી સને ૧૯૧૧માં એક લાખ અને એંશી હજાર માણસોની ખોટ આવેલી જણાઈ. શું આ કંઈ તદ્દન અકસ્માત કહેવાય? જીંદગીપર થયેલું નુકશાન જમીનના વધતા જતા કરના બોજાને લીધે થયું છે એ વિષે શું, આ બીનાથી વાકેફ થયા પછી, કોઈ ને પણ સંદેહ રહે છે? જમીન મહેસુલની પદ્ધતિએ ખેડુતને પાયમાલ કરી નાંખ્યા છે અને ગરીબ લોકોને પુરતો અને પુષ્ટિકારક ખોરાક મળી શકતો નથી. ગરીબાઇના પરિણામે જીવનશક્તિ ઘટતી ગઈ. માણસને ભલે રોગ થાય પણ તેનું મોત તો જીવનશક્તિપરજ રાખે છે. બીકાના કુટુંબનો હેવાલ એ શું જીલ્લાની સામાન્ય સ્થિતિનો એક દૃષ્ટાંત નથી વારૂ?

બીજી એક બાબત મારે અહિંઆ જાણમાં લાવવી જોઈએ. વસ્તીના પત્રકોમાં હાલની વસ્તીનો ખરેખરો ઘટાડો સને ૧૮૯૧ થી ૧૯૦૧ સુધીમાં થયાનો બતાવ્યો છે, પણ તે ખરેખર તો વધારે વહેલો શરૂ થયો હતોઃ કારણ કે, એવું જણાવવામાં આવ્યું છે કે સને ૧૮૮૮ થી ૧૮૯૨ સુધીમાં નડીઆદમાં જન્મના દર કરતાં મરણનો દર ભારે હતો, અને આગલા ૨૦ વર્ષ દરમિયાન ઘણોજ થોડો વધારો

થતો જોઈ સેટલમેન્ટ ઑફિસરે હેરત પામીને તેના કારણોની તપાસ કરવાનો પ્રયત્ન કર્યો. કારણ કે તેણે કણબીઓની વસ્તી જલદીથી નાશ પામતી જોઈ. અને હેઠળ મુજબ તેણે કહ્યું હતું:–આપણા ખેડુતોનો વર્ગ, જે અનર્થના સપાટામાં આવી પડ્યો છે તે અનર્થ દૂર કરવાને શું કાંઈપણ કરી શકાય એમ નથી વારૂ?" આકારના જે ભારે દરો તેણે યોજ્યા હતા તેમાંજ તે અનર્થનું ખરૂં કારણ સમાયલું હતું તે બિચારા સર્વેયરને સૂઝયું નહિ. લગ્નને માટે છોકરીઓની અછત હોવાનું કારણ મુખ્ય છે એમ તે માનતો હતો, અને એ કારણ તે વખતે ખરૂં નહિ પણ મગજમાંથી ઉપજાવી કાઢેલું હતું, કારણ કે જો એમ હોત તો એવી ખૂમ સેટલમેન્ટ પહેલાંના દિવસોમાં વધારે હતી. અને સને ૧૮૯૩ પછી તો નાબુદ થઈ ગઈ; અને તો પણ આપણને જે માલમ પડે છે તે એ છે કે વસ્તીમાં સાધારણ વધારો થતો ગયો હતો, અને સને ૧૮૯૩ ની રિવિઝન સેટલમેન્ટ પછી તો તે ચોક્કસપણે વધારે ને વધારે ઓછી થતી ગઇ હતી.

ઉપરની બીનાઓપરથી, મારી ખાતરી છે કે એક વાત ચોક્કસપણે જોઈ શકાશે, તે એ કે, વસ્તીનો ઘટાડો, મહેસુલનો સૌથી વધારે દર રાખવાથી, અને દરેક રિવિઝન સેટલમેન્ટ વખતે, ગમે તે બહાને, મહેસુલની માંગણીઓ વધારવાની રીતથી થતો ગયો છે; લોકોમાં ગરીબાઇ આવી અને પરિણામે રોગની સામે ટક્કર ઝીલવાની જીવનશક્તિનો નાશ થતો ગયો. આ પરિણામ બીજા જીલ્લાઓની સરખામણીથી પણ સાબિત થઈ શકે છે અને તે બાબત હું હવે પછીના લેખમાં લેવા ધારૂં છું.

બીજા જીલ્લાઓની વસ્તી તથા જમીનના આકારની વ્યવસ્થાની સરખામણી કરીએ તો, અગાઉ આપણે જે નિર્ણયપર આવ્યા તેને વધારે પુષ્ટિ મળશે. આ હેતુથી આપણે ભરૂચ, સુરત, પંચમહાલ અને થાણા એ જીલ્લાઓની સ્થિતિ તપાસીશું. એમાંના પહેલા બેમાં, ખેડા સાથે સરખાવતાં જમીનવેરો ઘણોજ નાંખવામાં આવ્યો છે, જ્યારે પંચમહાલ અને થાણામાં ઘણો ઓછો છે. મારા ઉપરના લખાણમાં જ્યારે મેં એમ કહ્યું કે ખેડામાં સૌથી વધારે મહેસુલ આકારવામાં આવે છે ત્યારે મેં ભૂલ કરી હતી. એમ કહેવું જોઈતું હતું કે આપણા ઈલાકામાં સૌથી વધારે મહેસુલ આકારેલા જીલ્લાઓમાંનો તે એક છે.

સુરતમાં સરેરાસ જમીનનો આકાર એકર દીઠ રૂ. ૫–૯–૦ છે અને ભરૂચમાં એકર દીઠ રૂ. ૫–૨–૩ છે. હવે આ બેઉ જીલ્લાઓની સ્થિતિ એક બાબતમાં ખેડા કરતાં વધારે અનુકૂળ છે તે એ કે એ જીલ્લાઓ રૂના છે તેમજ જમીન તળીએ પાણી સપાટીથી એટલું નજદીક રહે છે કે તે જમીન આખું વર્ષ ભીની રાખે છે, અને ત્યાં કુવા ખોદવાનું કામ એટલું બધું ખર્ચાળ નથી. આથી ભરૂચ અને સુરતમાં વાડી બનાવવાનું કામ સહેલું થઈ પડે છે. સરકાર કબુલ કરે છે કે આ જીલ્લાના કેટલાક ભાગમાં આકાર ઘણો સખત લાગે છે. આ લાભો ઉપરાંત એ સખત આકારની અસર વસ્તીપત્રકોમાં માલમ પડે છે.

સને ૧૮૭૨ માં ૩.૫૦ લાખ માણસો હતાં. સને ૧૯૧૧ માં માત્ર ૩.૦૬ લાખની વસ્તી હતી. સને ૧૯૧૧ માં સરેરાસ વધારાના દર પ્રમાણે વસ્તી ૫.૭૬ લાખ થાત. પણ આપણને ૩.૩૬ લાખ બતાવવામાં આવ્યા છે. એનો અર્થ એ થયો કે આપણે બે લાખ ઘટી ગયા અને સને ૧૮૭૨ ની અસલ વસ્તીમાંથી ૪૩,૬૦૫ માણસનો ઘટાડો થયો. ખરેખર ભરૂચની સ્થિતિ ખેડાના જેટલીજ ખરાબ છે, અને ત્યાં તો કાંઈ લગ્ન માટે કન્યાઓની અછતની બુમ નથી! કુલ ઘટાડો ત્યાં ૫૭ ટકા થવા જાય છે. સુરતની બાબતમાં આખા જીલ્લાના આંકડામાંથી આપણે સુરત શહેરની વસ્તી બાદ કરવી જોઈએ. મારી પાસે સુરતને માટે જુદા આંકડાઓ નથી. પણ આજ આશરે એક લાખ કરતાં પણ વધારે વસ્તી ત્યાં છે અને શહેરની વસ્તી પર મહેસુલની સ્થિતિથી સીધી રીતે કાંઇ અસર થતી નથી. આખા સુરત જીલ્લાના આંકડાઓ તેથી કરીને આપણા મુદ્દામાં

બરાબર રીતે કામ લાગશે નહિ; છતાં પણ આપણે જીલ્લાની પુરેપુરી વસ્તીના આંકડા લઈશું. સને ૧૮૭૨માં વસ્તી ૬·૦૭ લાખ હતી અને સને ૧૯૧૧માં વધવાના સરેરાશ દરે, વસ્તી ૮·૮૬ થઇ હોત. તેથી હજુ પણ આપણે ૨·૩૨ લાખની ખોટ છે. સને ૧૮૭૨ની વસ્તી કરતાં ૪૬,૩૧૬ માણસનો વધારો થયો છે, પણ ૪૦ વર્ષની મુદત માટે આ વધારો નજીવો છે. જો શહેરની વસ્તી બાદ કરીએ અને ન્યાયની રૂએ તે બાદ કરવી જ જોઈ એ–તો ૪૦ વર્ષમાં થયેલા વધારાના આંકડાને બદલે મીંડુ લખવું પડે. બલ્કે કાંઈ સંખ્યા બાદ પણ કરવી પડે. બહુ થાય તો, ખેડુતોની વસ્તી જેવી ને તેવીજ રહી છે એમ આપણે કહી શકીએ. અને ૪૦ ટકાનો સરેરાશ વધારો ગુમ થઈ થયો છે.

પંચમહાલ જીલ્લામાં જમીનવેરો સરેરાસ એકર દીઠ રૂ. ૧–૧–૯ આવે છે. અને થાણા જીલ્લામાં રૂા. ૨–૧–૧૧ આવે છે.

આ બેઉ જીલ્લાની વસ્તીમાં વધારો થયો છે, જો કે વૃદ્ધિના સરેરાસ દર પ્રમાણે તે થવો જોઇએ તેટલો નથી. સને ૧૮૭૨માં પંચમહાલમાં ૨·૪૦ લાખ વસ્તી હતી. સને ૧૯૧૧માં ૩·૨૨ લાખ બતાવવામાં આવી છે. ખરેખર તો તે (વૃદ્ધિનો સરેરાસ દર ગણતાં) ૩·૫૦ લાખ હોવી જોઇતી હતી. આ બાબતથી આપણો મુદ્દો સ્પષ્ટ થાય છે. જ્યારે એકર દીઠ આકાર માત્ર રૂા. ૧–૧–૯ છે ત્યારે વસ્તીની સાધારણ વૃદ્ધિ કરતાં થોડો એટલે દર વર્ષે સેંકડે એક ટકાને બદલે ૦·૯૨ ટકા વધારો થયો છે. પંચમહાલના લોકો વધારે નસીબદાર છે કારણ કે તેમને પછાત કહેવામાં આવે છે. જમીન મહેસુલનો કર આકારતી વખતે હોશિયારી, મહેનત અને જ્ઞાન એ તો ખરેખર ગુન્હા ગણાય છે.

થાણામાં સને ૧૮૭૨ માં ૬·૭૩ લાખ વસ્તી ગણાઈ હતી. સને ૧૯૧૧થાં ૮·૮૨ ગણાઇ હતી. એટલે કે ૨·૦૮ લાખનો વધારો થયો હતો. દર વર્ષે એક ટકાને બદલે ૦·૮૯ વધારે થવામાં એ જીલ્લો ઘણો નસીબદાર તો ખરો પણ પંચમહાલ જેટલો નહિ, કારણ કે વૃદ્ધિના સરેરાસ દર પ્રમાણે તેઓ ૯·૮૫ હોવા જોઇએ. એટલે કે તેઓ હોવા જોઇએ તેના કરતાં એક લાખ ઓછા. આમ હોવાનું કારણ એ છે કે પંચમહાલના ખેડુતોની માફક એકર દીઠ રૂા. ૧–૧–૯ ને બદલે તેમને રૂા. ૨–૧–૧૧ આપવા પડે છે. આ ઉપરથી એ નિર્ણય સિદ્ધ થાય છે કે જમીન મહેસુલના બોજાથી આવી પડેલી ગરીબાઇના સબબે વસ્તીમાં સખત ઘટાડો થયો છે. અને ખેડા જીલ્લો " માતબર અને આબાદ " હોવાની વાત તો માત્ર સરકારના મુલકી અમલદારોની કલ્પનામાં જ રહેલી છે. સેટલમેન્ટ પહેલાંની આબાદાની તો હવે સ્વપ્નના જેવી છે.

સર્વેયરે એમ સૂચવ્યું હતું કે ઘટાડો કદાચ ખેડાના કણબીઓમાં કન્યાની અછતને લીધે હોઈ શકે. એ સૂચનાનો જવાબ મારા આગલા લખાણમાં આપેલો છે. બીજા જીલ્લાઓ કે જ્યાં આવી સૂચના કરવાનો યત્ન કરવામાં આવ્યો નથી તેનો મુકાબલો કરતાં પણ તે ખોટી ઠરે છે.

વસ્તી ઘટતી જવાના કારણોમાં દુકાળ, પ્લેગ, કોલેરા અને મેલેરિયા છે એમ કદાચ સરકાર તરફથી જણાવવામાં આવે. આ દલીલનો અર્થ એવો થાય છે કે વસ્તી ઘટવાનું કારણ 'મોત' છે. દરેક મરણનું કારણ ગમે તે રોગ હોય છે અને તેને માટે એવી દલીલ લાવવામાં આવે કે તેને માટે પરમેશ્વર જોખમદાર છે. જ્યારે આપણે બીજા જીલ્લાઓને, જમીન મહેસૂલના નરમ બોજાને લીધે એજ સંજોગોમાં આગળ વધેલા જોઇએ છીએ ત્યારે આ દલીલ પોકળ માલમ પડે છે, કારણ કે આ જીલ્લાઓમાં પણ સેટલમેન્ટ પહેલાં જ્યારે આકાર ઘણો થોડો હતો ત્યારે વસ્તીમાં ઘણો સારો વધારો થયો હતો. છતાં પણ આ સૂચનાઓ પણ કેટલી સબળ છે તે આપણે ટુંકમાં તપાસીશું.

પ્લેગ અને દુકાળ ગુજરાતમાં સને ૧૮૯૧ પછી માલમ પડ્યા, અને તે વર્ષ પહેલાં વૃદ્ધિનો ઘણો



૪

નીચો દર આ કારણોને લીધે હતો એમ કહી શકાય નહિ. કૉલેરા અને મેલેરિયા તો સેટલમેન્ટ પહેલાંના સુખી દિવસો અગાઉ હતા. તેથી કરીને આ રોગો હોવા છતાં, વસ્તીમાં સાધારણ કરતાં વિશેષ વૃદ્ધિ થતી હતી એમ આપણે ઉપર જોઈ ગયા છીએ. રોગોએ લોકો પર હુમલો તો કર્યો પણ તે વખતે તેમને સારો અને પુષ્ટિકારક ખોરાક મળી શકતો હોવાથી તેમની જીવનશક્તિ મજબૂત હતી અને મોત જલદીથી તેમને ભોગ બનાવી શકતું નહિ. આ વખતે મારા એક મિત્ર રાવ સાહેબ દાદુભાઇએ એક ટીકા કરી હતી તે મને યાદ આવે છે. તેમણે કહ્યું 'મારા જે ભાડુતોને મેલેરિયા થયો હતો તેમને સારવારમાં કાંઈજ નહિ પણ એમ કહેતો કે રસોડામાં જમવા મોકલવો, અને અઠવાડિયામાં તે ચોક્કસ સારો થઈ જતો, તે એમ માનતા હતા કે સવાલ બધો પુષ્ટિકારક ખોરાક અને જીવનશક્તિનો હતો અને તે હોય તો, રોગ દરદી પર એટલી સહેલાઈથી વિજય મેળવી શકે નહિ, એ પ્રમાણે જ્યારે વસ્તીમાં વૃદ્ધિ થવાનો દર ઘટતો ગયો ત્યારે સને ૧૮૬૩ પછીનું જે વિશેષ કારણ જાણવામાં છે તે સેટલમેન્ટ પહેલાંના દર કરતાં આકારમાં ૧૦ ટકા અને ૨૪ ૩/૪ ટકા વધારો કર્યાનું છે.

એ તો તુરત કહી શકાશે કે પ્લેગનું ઝેર કોઈ-પણ સરકાર અટકાવી શકે નહિ. એની તો કોઈ ના પાડી શકશે નહિ કે, જે લોકો શારીરિક જીવન-શક્તિને લીધે તંદુરસ્ત હોય તેમજ જેમની પાસે પ્લેગવાળા પ્રદેશ છોડી જવાને તથા પોતાનું સ્થાન તદ્દન આરોગ્ય સ્થિતિમાં રાખવાને પુરતાં સાધનો હોય તે પ્લેગનો ફેલાવો અસરકારક રીતે અટકાવી શકે છે. અને ફતેહમંદ રીતે મોતની સામે ટક્કર ઝીલી શકે છે. ડૉ. ટર્નર પોતાના પ્લેગને લગતા પુસ્તકમાં આ બીના સ્વીકારે છે કે આ મરકીના જે ભોગ થાય છે તેનું મુખ્ય કારણ ગરીબાઈ છે, અને સને ૧૯૯૧ માં ભુખમરાથી પીડાયલા ખેડુતોપર જમીનના આકારમાં ૨૪ ૩/૪ ટકા વધારો નાંખવામાં આવે તો તેમને આવા વખતમાં લાચાર સ્થિતિમાં લાવી મુકે એવો બોજો પડયા વગર રહે નહિ. આ બાબતમાં અમદાવાદનો અનુભવ તાજો છે. ગરીબ લોકો જેમની રહેવાની ઝુંપડીઓ કેદખાના કરતાં પણ વધારે ખરાબ હતી તેઓ મોટે ભાગે પ્લેગના ભોગ થયા હતા. પૈસાદાર લોકો આજુબાજુના ગામડાંઓમાં નાસી જઇ શકતા અને ભુખે મરતા મીલમજુરો કે જેઓ કેટલીક વખત પુરેપુરા કલાકો કરતાં પણ વધારે કામ કરતા હતા તેમને માટે જે મોત નક્કી હતું તેમાંથી પોતાનો બચાવ કરી ન શકયા. અને દુકાળને માટે તો સઘળાઓ તરફથી હવે સ્વીકારવામાં આવ્યું કે મોતની સંખ્યા ગરીબાઈને લીધેજ હતી, કારણ કે ત્યાંના દરો હમણાના કરતાં ઘણા ઓછા હતા તો પણ ગરીબાઈને લીધે લોકો ખોરાકની ચીજો ખરીદ કરી શકતા ન્હોતા. સને ૧૯૦૦ માં લાખો લોકો મરી ગયા. વધારે શ્રીમંત રાજ્યો તરફથી જથ્થાબંધ અનાજ અહીંથી લઇ જવામાં આવ્યું હતું. મોતને ગમે તે નામે કહો તો પણ તે ગરીબાઈને લીધે થયેલું મોત જ છે, અને ખેડા જીલ્લામાં મૂળ અનર્થ ગરીબાઈ સિવાય બીજું કાંઈજ નથી.

ખેડાનું ભારે કમનસીબ એ છે કે આને ગુન્હો કહીને દાઝયાપર ડામ દેવામાં આવે છે. ધારો કે તે ગુન્હો હોય, તો શું તે બીજી રીતે નિવારી શકાય એમ છે? સ્વમાનવાળા, ચાલાક, ઉદ્યોગી અને એક વખત આબાદાની ભોગવતા લોકો, જ્યારે તેઓ તદ્દન ગરીબાઈમાં આવી જાય છે અને તેમને જીવન માટે કાંઈપણ સાધન મળી શકતું નથી ત્યારેજ તેઓ ગુન્હા ભરેલી રીતો આદરે છે. "માતબર અને આબાદ" લોકો સાધારણ રીતે કદી પણ ગુન્હા ભરેલી સ્થિતિમાં હોતા નથી. અને બીજા ઠેકાણાની માફક ખેડામાં પણ એ તિરસ્કારની નજરે જોવામાં આવે છે, પણ લોકોને તેમની કંગાળ ગરીબાઈને લીધે લાચાર થઈને જે માર્ગ સ્વીકારવો પડે તેને માટે તેમને શિક્ષા કરીને અથવા તો તેમની હાંસી કરીને તે દુર કરવાનો યત્ન કરવો એ અત્યંત મૂર્ખતા ભરેલું

છે. તેનો ખરો ઇલાજ તો શાંતપણે તેના કારણો શોધી કાઢીને તેનો દૂર કરવાનો છે. અને દિલસોજી ભરેલી રીતે ચોકસી કરવામાં આવે તો માલમ પડશે કે ગુન્હાનું કારણ લાંબા વખતની ગરીબાઈ છે, અને તે સરકારની જમીન મહેસુલની પદ્ધતિનું કુદરતી પરિણામ છે, ગુન્હા કરનારી જાતનો આકાર ખેડાના ખેડુતોને લાગુ પાડવો એ કાંઈ તેનો ઇલાજ નથી, પણ એથી તો લગભગ પોણોસો વર્ષ થયાં જીલ્લાનું રાજ્ય ચલાવવાની અમલદાર વર્ગની પદ્ધતિપર ટીકાને સ્થાન મળે છે. પચાસ કરતાં વધારે વર્ષ થયાં આ પદ્ધતિ ગુજરાતના ખેડુતોમાંના એક સમર્થ હોશિયાર અને ઉદ્યોગી કોમોનો કચ્ચરઘાણ કાઢી નાંખે છે. આ સ્થિતિ સરકારને તેમજ લોકોને માટે ઘણીજ ગંભીર છે.

આ ગરીબ ખેડુતોનાં ઢોર પણ જાણે સરકારની નાખુશી હેઠળ છે. કારણ કે તેમને ચરવાને માટે લાંબો વખત પહેલાં કાઢી આપેલી જમીનમાં પણ સરકાર કાંઈ કાંઈ કારણસર પગ પેસારો કરતી જાય છે કે નડીઆદના ૨૦૦ ખેડુતોએ નડીઆદના મામલતદાર મારફત તેમજ બારોબાર ખેડાના કલેક્ટરને એક અરજી કરી હતી. તેમાં તેમણે ઓકડમાં ઢોરોની ચરવાની જમીનપર એક પછી એક થતાં અતિક્રમણ વિષે ફરિયાદ કરી હતી અને આ અરજી વિષે હજુ સુધી કાંઈપણ સાંભળવામાં આવ્યું નથી. ગયા નવેમ્બરમાં આ સંબંધમાં આખા ગુજરાત માટે ગોધરા પરિષદમાં એક ઠરાવ પણ થયો હતો અને આ બાબતમાં સરકાર શું પગલાં લેવા ધારે છે તે પણ જણાયું નથી,

વાસ્તે વધારે વિશાળપણે માફી આપવા માટે જે બીજું કારણ દર્શાવવામાં આવ્યું છે તે ટકી શકે એમ નથી અને સરકારનું પગલું વ્યાજબી નથી.

આ સઘળા આંકડાઓ પોતાની આગળ હોવા છતાં સરકાર જ્યારે ખેડા જીલ્લાને "માતબર અને આબાદ" કહે છે. ત્યારે શું કાસરા, કપડવંજ અને માતરના ઘાસનાં પ્રદેશો થોડા વખતપર રૂ ઉગાડવા માટે લેવામાં આવ્યા તે તેમના મગજપર રમી રહ્યું છે? જો તેમ હોય તો, સરકાર ભુલ કરે છે. આ વાતને ફક્ત ચાર વર્ષ થયાં છે અને લડાઈમાં રૂની ધૂનને લીધે પણ તે હોય, કારણકે રૂની કિંમત અસાધારણ રીતે વધી ગઈ છે. હું જાણું છું કે કેટલાક પક્કા માણસોએ પોતાની મોટી જમીનની ક્યારનીએ વ્યવસ્થા કરી નાંખી છે અને ભારે નફો મેળવ્યો છે. આ ઉપરથી જણાય છે કે જે જમીનનો આકાર ઘણો ભારે છે તે પર ભારે અને વધારે હોશિયારી અને મહેનત ભરેલી ખેડને બદલે તે વધુ અને વધુ વિશાળ થતી જાય છે. સારી ભારે ખેડ થતી હોય તે જમીનનો અત્યંત સખત આકાર છે એમ આ ઉપરથી સાબિત થાય છે અને તેમાંથી નાસી છુટવાને લોકો પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ ખેડા જીલ્લો આબાદ છે એવા નિર્ણયપર એકદમ આવી પડીએ તે પહેલાં આપણે થોભીને પરિણામોની તપાસ કરવી જોઈએ. હું માત્ર એટલીજ આશા રાખું છું કે રૂના પ્રદેશની આવી મોટી મોટી પણ ખોટી પ્રશંસાઓના સબબે લગભગ સને ૧૯૨૨ માં સેટલમેન્ટની ફરી તપાસણી થાય ત્યારે આકારમાં વધારો કરવાનું બહાનું કાઢવામાં આવે નહિ.

સરકારની મહેસુલની પદ્ધતિ અને તેની તપાસણી પર વિવેચન કરવાનું આ લેખના વિષયની બહાર હોવાથી, હું તે પર કંઈ કહેવા માગતો નથી. છતાં કોઇ બીજે પ્રસંગે એ બાબત હાથપર ધરીશ.

---

# સૌરાષ્ટ્ર : ૧૮૪૨

૧૮૦૭માં કર્નલ વોકરે, બાબરીયાવાડ, જાફરાબાદ અને ઓખા મંડળ સિવાય કાઠીયાવાડની વસ્તીની ગણના કરી હતી અને તે ૧૯,૭૫,૯૦૦ની થઇ હતી. ૧૮૩૧માં મી. બ્લેને જાફરાબાદ અને ઓખા મંડળ સિવાયના ભાગની વસ્તી ગણતરી કરી હતી તે ૧૭,૫૯,૨૭૭ ની થઈ હતી. મારી ગણના પ્રમાણે કાઠીયાવાડનાં શહેર અને ગામડાંઓની સંખ્યા ૩૭૯૪ની છે. મારી પાસે તપાસ કરવાનાં સપૂર્ણ સાધનો હતાં છતાં રજવાડાંઓએ મને ધારી મદદ આપી નથી. છતાં પણ મારી માન્યતા છે કે મારી ગણતરી લગભગ સાચી છે.

કાઠીયાવાડ એ દ્વિપકલ્પ છે. અને અને તેમાં જુદી જુદી જાતના લોકો રહે છે. મૂળ વશો પૈકી જેઠવા, ચૂડાસમા, સોલંકી અને વાળાઓનું અત્યારે કાઠીયાવાડની ભૂમિ ઉપર સ્વામીત્વ છે, જેઠવાઓ કાઠીયાવાડના ઉત્તર ભાગનું ધણીપણું ભોગવે છે. તેઓ હનુમાનના વંશજ છે. અને આ વંશના મૂળ પુરૂષનો મગરથી જન્મ થયેલો એમ કહેવામાં આવે છે. અને તે ઉપરથી એ વંશને મકરધ્વજ વંશ કહેવામાં આવે છે. આ વંશના મૂળ પુરૂષે શ્રીનગર વસાવ્યું. આ શહેરના અવશેષો અત્યારે પોરબંદર નજીક છે. સમયના વહેવા સામે આ વંશ જેઠવા વંશ તરીકે ઓળખાવા લાગ્યો. અને રાણપુર, છાયા તથા પોરબંદર ઉપર તેમનું સ્વામીત્વ થયું.

ચૂડાસમાના વંશની ઉત્પત્તિ સંબંધી માહેતી મેળવવી કઠિન છે. પરંતુ એમ લાગે છે, કે જે ચાવડાઓએ એક વખત અણહિલવાડ ઉપર રાજ્ય કરેલું એ ચાવડાઓના વંશજ ચુડાસમા તરીકે ઓળખાયા છે. સિવાય સંવત ૧૩૨૦નો એક લેખ મળ્યો છે. તેમાં ચાવડા નરેશોના એક સંમેલનનો ઉલ્લેખ છે. હાલના ચુડાસમાઓને જો ચાવડા વંશથી ઉતરી આવેલા માન્ય રાખવામાં ન આવે તો પછી ચાવડા રાજપુતોનું શું થયું એ કહેવું મુશ્કેલ છે. અણહીલવાડમાં ચાવડાઓ પછી સોલંકીઓ આવ્યા એમ લાગે છે. અને જુનાગઢની આસપાસ અત્યારે લગભગ પચીશ જેટલા સોલંકી કુટુંબો રહે છે.

મહમદ ગીઝનીએ જ્યારે કાઠીયાવાડના–દ્વિપકલ્પ ઉપર આક્રમણ કર્યું ત્યારે અણહિલવાડના રાજપુતો સોમનાથના રક્ષણ માટે દોડી આવ્યા હતા. એ ઉપરથી—અને ૧૨ મા અને ૧૩ મા સૈકાના લેખો ઉપરથી જણાય છે, કે કાઠીયાવાડના દ્વિપકલ્પનો પશ્ચિમનો ભાગ અણહિલવાડના રાજાઓના કબજે હતો. આ દ્વિપકલ્પ કાઠીયાવાડના નામથી કેમ ઓળખાયો એ નક્કી કરવું મુશ્કેલ છે. સૈકાઓ થયાં આ પ્રદેશ સૌરાષ્ટ્રના નામે જ ઓળખાયો છે. ગ્રીકો પણ આ નામેજ ઓળખતા. બીજા જૂના લેખોની અંદર પણ સૌરાષ્ટ્ર નામ છે. અને મુસલમાનો પણ સૌરાષ્ટ્રના નામથી ઓળખતા. સૌરાષ્ટ્રની વ્યુત્પતિ સુ=સારો, અને રાષ્ટ્ર=દેશ—સારો દેશ એમ થઈ શકે. પણ કેટલાક સૂર્યમાંથી સૌરાષ્ટ્ર થયું એમ કહે છે. અને એ ખરૂં હોય તો સૌરાષ્ટ્રને સૂર્યભૂમિ તરીકે પણ ઓળખી શકાય.

કાઠીયાવાડમાં કાઠીઓની વસ્તી છે. પરંતુ રજપૂતોમાં કાઠીઓનો દરજ્જો અને સ્થાન ઉતરતું છે. કાઠીઓની વસ્તી ઘણી થોડી છે. અને તેમના નામ ઉપરથી કાઠીયાવાડ નામ પડયું હોય એ સંભવિત છે. પરંતુ ખરી વાત તો એ છે, કે કાઠીયાવાડને સૌરાષ્ટ્રના–નામથી જ ઓળખવામાં આવે એ શોભાસ્પદ છે. કાઠીયાવાડની ડુંગરાળ ભૂમિ છે. જુનાગઢનો ગિરનાર, કાઠીયાવાડની ભવ્યતાનું દર્શન કરાવે

છે. સેંકડો ફીટ ઉંચા એ પર્વતનું ઉંચામાં ઉંચુ શિખર ૩૫૦૦ ફીટ છે. ગીરનારના પશ્ચિમ ભાગમાં ઉંચુ શિખર છે. જમીયલ શાહ પીરનું એ શિખર કહેવાય છે. અને હીંદુ-મુસલમાનો એની માનતા કરે છે. એમ કહેવામાં આવે છે કે માનતાથી કોઢીઆનો કોઢ જાય છે તથા આંધળાઓને આંખો મળે છે. ગિરનારમાં ભૈરવજપ નામનો એક ખડગ. છે. આ ખડગ ઉપરથી ઘણા અંધશ્રદ્ધાળુ લોકો મોક્ષની આશાએ ઉંડી ખીણમાં પડી મરણ પામે છે. ગિરનાર સિવાય પોરબંદરની પાસે બરડો ડુંગર છે. એ ડુંગર વર્તુલાકારે ૩૦ માઈલના ઘેરાવામાં છે. એનું ઉંચામાં ઉંચું શિખર ૨૦૦૦ ફીટ છે. વાંસની ઝાડી અહીં પુષ્કળ છે, ધુમલીનાં પ્રાચીન ખંડેરો આ સ્થળે છે, પર્વતના શિખરે પાણીનાં ઝરણાંઓ વહે છે, અને બારવટીઆઓ ઘણી વખત આ પર્વત ઉપર વાસો કરે છે. પ્રાફાની પાસે કેટલીક નાની નાની ટેકરીઓ છે. બારવટીઆઓ અહીં પણ પડયા રહે છે. ભાણવડ અને લાલપુરની વચ્ચે ગોપની-ખીણો આવેલી છે. અને લોકોમાં એવી માન્યતા ફેલાયેલી છે. કે આ ખીણની ઉંડાઈ કોઇપણ માણસથી માપી શકાતી નથી. ભાદર અને ઉબેણ નદીઓની વચમાં ઓસમનો ડુંગર છે. તેની ઉંચાઈ ૪૦૦ ફીટ છે. કેન્ડલના કોલસા જેવો પદાર્થ આ ડુંગર ઉપર પથરાયેલો છે. સૌરાષ્ટ્રમાં આ ડુંગરાનો ઘણો મહીમા છે. કારણ કે પાંડવોના યુગમાં અહીં લોહી રેડાયેલાં એમ કહેવામાં આવે છે.

ગીર પ્રદેશના વર્ણનમાં તો ઘણું લખાય એવું છે. જંગલનાં ઝુમખાંઓની એક ભવ્ય હારમાળાએ ગીરનું સ્વરૂપ ધારણ કરેલું છે. ગીરના-જંગલોમાં મેં માઈલોના માઈલો મુસાફરી કરી છે. અને ધીમે ધીમે સાંકડું થતું જતું ગીરનું જંગલ ડેડાણ પાસે પૂરૂં થઈ જાય છે. કોડીનારથી ડેડાણ સુધી સીધી લીટી દોરીએ તો તેનું અંતર ૫૦ માઈલ જેટલું થાય. આટલા વિશાળ પટ ઉપર પથરાયેલો ગીર ઉત્તર અને દક્ષિણે બે ખીણો રૂપે ઝુકી રહ્યો છે. બન્ને ખીણોની અંદરથી ફુટેલાં ઝરણાંઓમાંથી બે નદીઓ વહે છે. આ બે નદીઓ કોડીનાર અને સનખડાના સમુદ્રને મળે છે. ગીરની દક્ષિણમાં આવેલી ટેકરીઓની બાહુ ઉંચાઈ નથી પણ આગળ જતાં ઉંચાઈ વધતી જાય છે. દક્ષિણમાં આગળ વધતા જઈએ તો ટેકરીઓની ઉંચાઈ એક હજાર ફીટ સુધી છે.

વરસાદની ૠતુમાં ગીરમાં માણસ રહી શકતું નથી. પણ ચોમાસું વીતી જાય છે. એટલે ચારણનાં ટોળાંઓ પોતાનાં ઢોર ઢાંખર સાથે ગીરની મધ્યમાં આવીને રહે છે. ગીરનું એક દુ:ખ ભારે છે અને તે એકે તેનું પાણી સારૂં નથી.

શેત્રુંજી નદીની પૂર્વે દીશાએ પાલીતાણાનો પ્રખ્યાત ડુંગર આવેલો છે. આ પર્વત ઉપર ૧૫૦૦ ફીટની ઉંચાઈએ શીલ્પકળાના અદ્‌ભુત નમુનારૂપ ગૌરવભર્યાં જૈનોનાં મંદિરો શોભી રહ્યાં છે. આ મંદિરો પાછળ કેટલા પૈસા ખરચાયા છે તેની ગણતરી થઈ શકે એવું નથી. એકેક પત્થર ડુંગર ઉપર લાવવાની મજુરી એક એક કોરી આપવામાં આવી છે. અને એટલા ઉપરથીજ ખર્ચનો અંદાજ બાંધીએ તો કેટલો થાય? મંદિરોની ફરસબધી શુદ્ધ આરસથી જડેલી છે. મોતીચંદ અમીચંદે હમણાં બંધાવેલાં મંદિરો પાછળ ચાર પાંચ લાખ રૂપીઆનો ખર્ચ થયેલો આંકવામાં આવે છે. આ મંદિરોમાં જૂનામાં જૂનો લેખ ઈ. સ. ૧૫૮૨ની સાલનો મળી આવે છે. પરંતુ આ સમયની પહેલાંના સમયથી આ મંદિરો આ પર્વત ઉપર છે એમ માનવું એ વધારે પડતું નથી. પાલીતાણાનું મૂળ નામ પાલી સ્થાન-પાલીનું સ્થાન એમ લાગે છે. પાલી એ ભાષા છે. અર્થાત્ એ ઉપરથી દૂરના પ્રાચીન કાળનું સૂચન થાય છે.

સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર એટલી બધી નદીઓ છે કે તમે એક દિવસ એકજ દીશામાં ચાલ્યા જાઓ તો તમારા માર્ગમાં એકાદ નદી તો અવશ્ય આવશે. સૌથી મોટી નદીનું નામ ભાદર છે. ભાદર નદીમાં

તો વહાણ પણ ચાલી શકે. છતાં ઉહનાળાનો સૂર્ય તપે છે એટલે ભાદરનાં પાણી સુકાઈ જાય છે. અને ખૂટી ગયેલા નીરને પરિણામે બનેલો દુર્બળ ભાદર દેહ જોનારને દુઃખ-ઉત્પન્ન કરે છે. ભાદરથી નાની નદી શેત્રુંજી છે. એથી નાની મચ્છુ છે. સિવાય સૌરાષ્ટ્રમાં ઘણી નાની નાની નદીઓ છે.

હવે આ દ્વિપકલ્પના પ્રાંતો લઈએ. દ્વિપકલ્પની ઉત્તર દીશાએ હાલાર પ્રાંત છે. જામ હાલાના નામ ઉપરથી એ પ્રાંતનું નામ હાલાર પડયું છે. જાડેજાઓના પૂર્વજ જામ હાલાએ આ પ્રાંત જીતી લીધો હતો. અત્યારે એ પ્રાંત જુદાં જુદાં જાડેજા કુટુંબોના તાબામાં વહેંચાયેલો છે. જેમાં નવાનગર, રાજકોટ. ગોંડલ, ધ્રોલ, અને કોટડા સાંગાણી મુખ્ય છે. જામની રાજધાની નવાગરમાં છે અને સૌરાષ્ટ્રમાં એ મોટામાં મોટું શહેર છે. જામ રાવળે ૧૫૪૦ માં નવાનગરની સ્થાપના કરી હતી. મચ્છુ કંઠો મોરબી અને માળીના તાબામાં છે. અને આ બે રાજ્યના ઠાકોરો કચ્છના રાજકુટુંબમાંથી ઉતરી આવેલા છે. રાવ ધનાજીના પુત્ર રવાજીએ ૧૬૭૭માં મોરબી મેળવ્યું. તેના નાના ભાઈના દીકરાએ રવાજીનું ૧૬૯૮માં ખૂન કર્યું. કુટુંબની નાની શાખા ત્યાર પછી જ કચ્છની ગાદીએ બેઠેલી છે. ઝાલાઓનો પ્રાંત ઝાલાવાડના નામે ઓળખાય છે. ધ્રાંગધ્રા, લીંબડી, વઢવાણ, વાંકાનેર, થાન, સાયલા અને ચૂડા ઝાલાની ગાદીના મુખ્ય ગાદીપતિયો છે. આ બધા એકબીજાથી આજે તો સ્વતંત્ર છે. છતાંયે તેઓનું મૂળ ધ્રાંગધ્રા છે. ધ્રાંગધ્રા પાસેથી પોશાક મળ્યા સિવાય આ બધાં રાજ્યોના ઠાકોરોના રાજ્યાભિષેકની ક્રિયા અપૂર્ણ રહે છે. ગોહિલોનો પ્રાંત ગોહિલવાડ કહેવાયો. મારવાડના રાઠોડોએ ૧૨મા સૈકામાં ગોહિલોને મારવાડમાંથી હાંકી કાઢ્યા અને તેઓ સૌરાષ્ટ્રમાં આવ્યા. જુનાગઢના ચુડાસમાઓ સાથે તેમણે લગ્નાદિક વ્યવહાર જોડયો. અને તેમના આગેવાન સેજકજીએ સેજકપુર ગામ વસાવ્યું. પણ ભાગ્યની અકૃપાને પરિણામે આ ગામ કાઠીઓના હાથમાં જઈ પડયું. ભાવનગરના રાજાએ 'ગોહિલ' છોડી 'રાઓલ' નામ રાખ્યું છે. ભાવનગરના રાજાનું મૂળ સેજકજીના મોટા દીકરાના વંશજ છે. ભાવનગરની સ્થાપના ઈ. સ. ૧૭૨૩માં ભાવસિંહજીએ કરી. બાબરીઆનો પ્રદેશ બાબરીઆવાડથી ઓળખાયો. જુદી જુદી જાતના તેઓ હોવાથી બાબર, બુબર—મિશ્ર એ નામે ઓળખાયા. મૂળ તેઓ દિલ્હી તરફથી આવેલા લાગે છે. બાબરીઆઓની મુખ્ય ત્રણ જાત છે; (૧) કોટીલા, (૨) ઢોકરા અને (૩) વરૂ. આહિરની એક કન્યા શિહોરના એક બ્રાહ્મણ સાથે પ્રેમમાં પડી અને બ્રાહ્મણ આહિર કન્યાને પરણ્યો. આ બ્રાહ્મણ પોતાના કપાળમાં ટીલું કરતો તેથી તેના વંશજ કોટીલા નામે ઓળખાયા. ઢાંકરા પાંડવના વંશજ કહેવાય છે. અને વરૂ હનુમાન જેવાના વંશના છે. બાબરીઆવાડની પશ્ચિમે લગોલગ સોરઠ પડેલો છે. આ પ્રાંતના વિશાળ ક્ષેત્રના ઘણા ભાગ ઉપર મુસલમાની રાજ્ય છે. મુસલમાનોના હાથમાં આવ્યા પહેલાં ઘણા સમય સુધી આ પ્રાંત ચુડાસમા રાજપુતોના હાથમાં હતો; જાડેજા અને ભટ્ટીઓની માફક ચુડાસમાઓ પણ પોતાને યાદવોના વંશજ માની રહ્યા છે.

જમાનાઓથી સૌરાષ્ટ્ર એ, હિંદુઓને મન પુણ્ય ભૂમિ છે. પાટણની ત્રિવેણી તીરે કૃષ્ણભગવાને પોતાનો દેહ છોડયો. દ્વારકા કૃષ્ણનું ધામ હતું, અને એ તો સમગ્ર હિંદની પુન્યભૂમિ તરીકે ઓળખાય છે. પ્રજામાં અજ્ઞાન અને વહેમનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે. તેમ છતાં પ્રજાની ધાર્મિક ભાવના અતિશય ઉચ્ચ છે. પ્રજા માયાળુ છે. પરોણાગતમાં તો અહીંની પ્રજાની સાથે બીજી થોડીકજ પ્રજા ઉભી રહી શકશે. ગરાસીઆઓમાં અફીણની બદીએ ઘાણ કાઢયો છે. આ સંબંધીના વર્ણન પાછળ તો આખું એક પુસ્તક ભરાય.

હાલાર અને બરડાની ખાણોમાં લોખંડ બને છે અને તેનું ઉત્પન્ન લગભગ એક હજાર ટન જેટલું ગણી શકાય. નવાનગરની આસપાસ સીસું પણ નીકળી શકે એમ લાગે છે.

આખા હિંદુસ્તાનમાં કાઠીઆવાડી ઘોડાઓ પ્રખ્યાત છે. સરકારી દફ્તરો ઉપરથી મારા જાણવામાં આવ્યું છે કે ભૂતકાળમાં થઈ ગયેલા આપણા અમલદારોએ અશ્વસૈન્ય માટે કાઠીયાવાડી ઘોડાઓને સર્વોત્તમ લેખ્યા છે. પરંતુ દુકાળો પડયા અને કાઠીઓએ પોતાના ઘોડાઓના ઉછેર તરફ ઓછું ધ્યાન આપવા માંડયું પરિણામે ઘોડાઓની પેદાશ મોળી પડી. આ સામે મજબૂત રીતે પગલાં ભરવાની સરકારની ફરજ છે. સરકાર ધ્યાન નહિ આપે તો એક દિવસ એવો આવશે કે જ્યારે કાઠીઆવાડી ઘોડાઓ પોતાનું ખમીર ગુમાવી બેસશે. અને સૌરાષ્ટ્રના સિંહોની તો શું વાત કરવી? સૌરાષ્ટ્રના સિંહોને કેશવાળી નથી એટલે ઘણા અંગ્રેજો એ સિંહોનું મૂલ્ય ઓછું આંકે છે, પણ ખરી વાત એ છે કે આફ્રિકાના સિંહો કરતાં સૌરાષ્ટ્રના સિંહોની કેશવાળી નાની હોય છે. પણ એથી એ સિંહોનું પાણી કાંઈ ઓછું ઊતરતું નથી. આફ્રિકાના સિંહોને આફ્રિકાનાં મેદાનોમાં ભટકવાનું હોય છે જ્યારે ગીરના સિંહોને જંગલો ચીરવાનાં હોય છે. ગીરનાં જંગલોનાં કાંટાળાં વૃક્ષો સિંહોની કેશવાળીને ઉતરડી નાંખી એ સિંહોનું સૌંદર્ય ઓછું કરી નાંખે છે. સૌરાષ્ટ્રના સિંહો સ્વભાવે આફ્રિકાના સિંહો જેવાજ તેજસ્વી હોય છે એ વાત આપણે ભૂલી ન જવી જોઈએ. સૌરાષ્ટ્રના ચિત્તાઓ પણ સુપ્રસિદ્ધ છે. સિવાય વરૂ, બિલાડા, શીયાળવાં અને હરણ પણ સૌરાષ્ટ્રમાં છે. સૌ કરતાં વધારે ત્રાસ અહીં ઉંદરોનો છે. અહીંનાં માણસો સંવત ૧૮૭૧ની સાલને ઉંદરીયા સંવત તરીકે ઓળખે છે. એ સાલમાં ઉંદરોનો ઉપદ્રવ એટલો બધો વધી ગયો હતો કે પરિણામે આખા દેશમાં દુષ્કાળ પડયો હતો.

આજે સૌરાષ્ટ્રનાં કળા તથા હુન્નરનો નાશ થયો છે, એમજ કહેવાય. ઈંગ્લાંડમાં જેમ સુધારાનું તેજ ચમક્યું. એન્જીનો અને સંચાઓ થયા અને પરિણામે માણસોના હાથ ખોટકી બેઠા. તેમ એ સુધારો હીંદમાં આવ્યો. એ સુધારાએ સૌરાષ્ટ્રને પણ ઘેરી લીધો, તેની કળા નષ્ટ થઈ અને હુન્નરોનો અસ્ત થયો. આમ છતાંય આ પ્રાચીન દેશે પોતાનો હાથવણાટનો ઉદ્યોગ જાળવી રાખ્યો છે. ઊન અને રેશમનાં વસ્ત્રો ઢેઢો અને મેમણો હજી પણ અહીં વણી રહ્યા છે. સૌરાષ્ટ્રની શેતરંજીઓ તો ઘણી જાણીતી છે. નવાનગર અને પોરબંદરનું રેશમકામ બહારનાં બજારોમાં પણ વખણાય છે. સૌરાષ્ટ્રના રંગરેજો કપડા ઉપર રંગ ચડાવવાના કામમાં નિષ્ણાત છે, તેમ સુતારો, લુહારો, અને કડીઆઓ આખા હિંદના કોઈ પણ કારીગરો સામે સફળતા પૂર્વક ટક્કર ઝીલી શકે એવા છે. અહીંની પાણીદાર તલવારો સર્વત્ર જાણીતી છે. જૂનાગઢ, જામનગર અને પોરબંદરની ટંકશાળો ઘણી જાણીતી છે. તેમાં કોરીઓ પાડવામાં આવે છે. પણ કોરીઓનો ઘાટ બેડોળ છે. ચિત્રકળાથી અહીંની પ્રજા અજ્ઞાત છે. સંગીતનો શોખ પણ ઓછો જણાય છે અને મુદ્રણકળાનો તો સાવ અભાવ જ છે.

સૌરાષ્ટ્રમાં રસ્તાઓ અને નહેરોનું ઠેકાણું નથી. પણ અહીંની જમીનનો કુદરતી પથારોજ એવો છે કે સારા રસ્તાઓના અભાવથી બહુ મુશ્કેલી પડતી નથી, રસ્તાઓ તો કાલ સારા કરી શકાય પણ આ સંબંધમાં રાજાઓ બેદરકાર છે. અને કારભારીઓને તો આ બાબત વિચાર કરવાની ફુરસદજ ક્યાં છે? ટુંકામાં સૌરાષ્ટ્રની કેટલી વાતો કરવી? અત્યારે સૌરાષ્ટ્રના સત્તાધીશો સુપ્ત છે. અને તેથી જગતનાં બજારોમાં સૌરાષ્ટ્રની ગર્જના જણાતી નથી. પણ મને ખાત્રી છે કે એ સૌરાષ્ટ્ર એક સુતેલા સિંહ જેવો છે.

———o———

# ગાયકવાડ સરકાર અને મુલકગીરી

"કંપની સરકારે ગાયકવાડના રાજ્ય વહીવટમાં પ્રથમથીજ રસ લેવા માંડ્યો, અને તેણે શરૂઆતમાં જ જોઈ લીધું કે ગાયકવાડ સરકારને કાઠીયાવાડમાંથી મુલકગીરી મળતી હતી. પણ ઘણાં રાજ્યો પાસેથી મુલકગીરીની વસુલાત બાકીજ રહેતી હતી. અને એ વસુલાતનું કામ ઘણું કઠિન હતું. કંપની સરકારની મદદ વગર એ કામ થઈ શકે એવું નહતું. એનું પરિણામ એ આવ્યું કે ગાયકવાડ સરકારની હદમાં સબસીડીયરી લશ્કર વધારવું પડ્યું. પરંતુ ગાયકવાડ સરકારને લશ્કરનો ખર્ચ બચે અને શાંતિપૂર્વક મુલકગીરીની રકમ વસુલ થઈ જાય એવો માર્ગ લેવાની કંપની સરકારે વિચારણા કરી. આ બધું કરતાં કાઠીયાવાડની આંતરિક શાંતિ જાળવવાની ખાસ જરૂર હતી. આ વખતે કાઠીયાવાડમાં છુટાં છુટાં નાના મોટાં ઘણાં રાજ્યો હતાં. એ રાજ્યો વચ્ચે અરસપરસ તકરારો પણ ઘણી જાતની હતી. આ તકરારો સૌથી પહેલાં સમાવી દેવાની અગત્ય હતી. અને તેમાં કંપની સરકાર કે ગાયકવાડના હિત કરતાં કાઠીયાવાડનું હિત સવિશેષ હતું.

આ કાર્ય પાર પાડવા માટે ૧૮૦૭-૦૮ માં કંપનીના લશ્કરની સાથે વડોદરાનો બ્રિટિશ રેસીડેન્ટ કાઠીયાવાડમાં ગયો. તેમણે ત્યાં જઇ કાઠીયાવાડના નાના મોટા રાજાઓ સાથે યોગ્ય સંબંધ બાંધવાની ચર્ચા શરૂ કરી અને તેમાંના ઘણાયે કંપની સરકાર સાથે લખતો કર્યા. આ લખાણોમાં ખાસ કરીને ગાયકવાડ સરકારની મુલકગીરીની રકમ નિયમિત આપવાની અને આંતરિક સુલેહશાંતિ જાળવી રાખવાની કબુલાત આપવામાં આવી હતી. વળી કાઠીયાવાડના કેટલાક રાજાઓને, દીકરીઓ દૂધ પીતિ કરી બાળહત્યા અટકાવવાનું સમજાવવામાં આવ્યું. બંદર કાંઠાનાં રાજ્યોએ ચાંચીયાગીરીના સંબંધમાં કંપની સાથે કરારો કર્યા અને પોરબંદરના રાજાએ તો કંપની સરકારના એજન્ટને પોરબંદરમાં રહેવાની પરવાનગી પણ આપી.

રાજાઓએ કંપની સરકાર સાથે આવા પ્રકારની સંધી કરી તેના બદલામાં કંપનીએ, જુલમગારોથી કાઠીયાવાડનું રક્ષણ કરવાની જવાબદારી માથે લીધી. આ વખતથી મુલકગીરીનું ઉઘરાણું કરવા માટે કાઠીયાવાડમાં જે લશ્કર મોકલવામાં આવતું હતું તે બંધ કરવામાં આવ્યું. એટલે પછી ગાયકવાડ સરકારને અપાતી મુલકગીરીએ, સ્વેચ્છાપૂર્વક આપવામાં આવતી ખંડણીનું સ્વરૂપ લીધું. ત્યાર પછી કાઠીયાવાડમાં ગાયકવાડનો પ્રતિનિધિ રહેવા લાગ્યો. અને એ બધાની ઉપર બ્રિટીશ સરકારની નજર રહેવા લાગી. એટલુંજ નહીં પણ રાજાઓમાં પરસ્પર ગેરસમજુતી ઊભી થતી ત્યારે કંપની સરકારનો આ અમલદાર લવાદ બની તેનો નિકાલ લાવવા મહેનત કરતો. દરમિયાન પેશ્વાના પટાની મુદત પૂરી થઈ અને ગાયકવાડ સરકારને પટાની વધુ મુદત વધારી આપવાની ના કહી. અર્થાત્ કે કંપની સરકારે સીધી દરમિયાનગીરી કરવાનો સમય આવી પહોંચ્યો અને અને પેશ્વાએ તા. ૧૩મી જૂન ૧૮૧૭ને રોજ કાઠીયાવાડમાંની પોતાની સત્તા કંપની સરકારને સુપ્રત કરી દીધી. પેશ્વા સરકારે પોતાનું કાઠીયાવાડ ઉપરનું વર્ચસ્વ કંપની સરકારને સોંપ્યા પછી તા. ૩જી એપ્રિલ ૧૮૨૦ના રોજ ગાયકવાડ સરકારે પણ કાઠીયાવાડમાંની પોતાની સત્તા કંપની સરકારને સોંપી દઇ પોતાનું લશ્કર પાછું ખેંચી લીધું. મતલબ કે આ તારીખથી સમગ્ર કાઠીયાવાડ ઉપર માત્ર કંપની સરકારની જ સાર્વભૌમ સત્તા રહી, ચાલુ થઈ છે. ૧૮૦૭-૮માં જ્યારે આમન સામન લખાણો થયાં ત્યારે પોરબંદરના બંદરમાં ભાગ પાડવાની વાટાઘાટ ચાલી હતી પરંતુ તે પાર પડી ન હતી. છેવટે એ વાત શક્ય બની અને ૫મી ડીસેમ્બર ૧૮૪૫ના રોજ કંપની સરકારે પોરબંદરના બંદરમાં પોતાનો હિસ્સો દાખલ કર્યો.*

* ૧૮૪૫ના ફેબ્રુઆરીની આઠમી તારીખે કાઠીયાવાડના પહેલા આસિ૦ પો. એ. મી. હેન્રી એસ્ટને ઠોંદી સરકાર સમક્ષ જે અહેવાલ રજુ કર્યો હતો તે ઉપરથી.

# હીંદી સરકારના રાજદ્વારી ખાતાનો વાર્ષિક ખર્ચ.

હીંદી સરકારનું પ્રતિવર્ષ લેજીસ્લેટીવ એસેંબ્લી અને કૌંસીલ ઓફ્ સ્ટેટ આગળ મંજુરી બજેટ માટે રજુ થાય છે. આ બજેટનો એક ભાગ એવો છે કે જે સંપૂર્ણ રીતે non-voted ભાગ ગણાય છે. એટલે કે એ ભાગની આખી રકમ કે એની કોઈ પેટા રકમ ઉપર ધારાસભાના સભ્યોને મત આપવાનો અધિકાર નથી. એ રકમ જેમની તેમ પસાર કરવાની હોય છે. *non-voted* ગ્રાંટની રકમો–બે ભાગે વહેંચાયેલી હોય છે. એક ભાગમાં ગવર્નર જનરલ, એનો સ્ટાફ્ અને એને લગતું એલાઉંસ, પબ્લીક સર્વિસ કમિશન, ચર્ચને લગતા, સરહદનો મુલક, બહારના સંબંધો અને બલુચીસ્તાન સંબંધીના ખર્ચનો સમાવેશ થાય છે. ખર્ચના પહેલા વિભાગનો એકંદર આંકડો ૪,૧૨,૨૩૦૦૦નો છે. જેમાંનો મોટો ભાગ સરહદના–મુલકમાં, પરદેશો સાથેના સંબંધમાં અને બલુચીસ્તાનમાં ખરચાય છે. જ્યારે ગવર્નર જનરલનો પગાર અને તેના સ્ટાફનો પગાર તથા પબ્લીક સર્વિસ કમિશન પાછળ માત્ર ૨૦½ લાખ કરતાં વિશેષ ખર્ચ થતો નથી. અને તેમાં મુસાફરી ખર્ચ વગેરેનો સમાવેશ થઈ જાય છે. પરદેશો સાથેના સંબંધ પૈકી હીંદી સરકાર નેપાલની સરકારને પ્રતિ વર્ષે ૧૦ લાખ રૂપીઆ બક્ષીસના આપે છે. જ્યારે મસ્કતના સુલતાન, ભૂતાન અને બીજાને મળીને સબસીડીના ૨,૧૩,૧૦૦ આપવામાં આવે છે.

ખર્ચના આંકડાઓનો બીજો ભાગ હીંદી સરકારના રાજદ્વારી ખાતાને લગતો છે. જે ખાતાનો સંબંધ દેશી રાજ્યો સાથે છે. હીંદી સરકારના ૧૯૩૫ના કાયદાની કલમ ૧૪૫ પ્રમાણે તાજના પ્રતિનિધિ તરીકે રાજદ્વારી ખાતાને અંગે થતી ખર્ચની રકમો આપવાની છે. અને તેના ખર્ચનો એકંદર સરવાળો ૧,૦૫,૫૫,૦૦૦ રૂપીઆનો થવા જાય છે. આ રકમ પણ non-voted રકમ તરીકે ગણાય છે. હીંદી ધારા મંડળોએ આ રકમ જેમની તેમ પસાર કરવાની હોય છે. અને કાયદાની ૧૪૫મી કલમ પ્રમાણે તાજના પ્રતિનિધિને પોતાની ફરજો યથાર્થ રીતે અદા કરવા માટે ફેડરલ ધારામંડળોએ ફેડરેશનની સામાન્ય આવકમાંથી એ રકમ આપવાની ગોઠવણ કરવાની છે.

રાજદ્વારી ખાતાનો સંબંધ ખસુસ રીતે હીંદનાં દેશી રાજ્યો સાથે છે. વહીવટી દૃષ્ટિએ આ ખાતાની ખર્ચની વહેંચણી ૧૧ શાખાઓમાં કરવામાં આવી છે. આ ખાતાનો દેશી રાજ્યો–જેમાં ઘણાં રાજ્યોનો અંગત ખર્ચ બે શુમાર છે તેની સાથેનો સંબંધ જોતાં લગભગ ૧ કરોડ રૂપીઆનો ખર્ચ સવિશેષ નથી. છતાં થોડાક વખત પહેલાં આ ખાતાના ખર્ચ ઉપર ટીકાઓ થવા પામી હતી. ફેડરેશન અસ્તિત્વમાં આવ્યા પછી કદાચ સંભવ છે, કે પોલીટીકલ એજન્સિઓના ખર્ચમાં પણ ઘટાડો થઈ જવા પામે. અત્ર બધી શાખાઓના વિગતવાર–આંકડાઓ આપ્યા નથી. પરંતુ ગુજરાત સ્ટેટ્સ એજન્સિ અને કાઠિયાવાડ કચ્છ કે જ્યાં 'દેશી રાજ્ય' પત્રનો પ્રચાર છે એ વિભાગને લગતા આંકડાઓ આપવામાં આવ્યા છે. કાઠિયાવાડ વિભાગ પૈકી પોલીસ ખાતાના ખર્ચને લગતા મહત્વના જ આંકડાઓ આપવામાં આવ્યા છે.

અગર જો આ આંકડાઓ non-voted છે છતાં પણ તે સંબંધી માહિતી મેળવનાર માટે એ સંપૂર્ણ છે. દેશી રાજ્યોનાં બજેટ પણ non-voted છે છતાં પણ પોતાના વહીવટી અહેવાલોમાં દેશી–રાજ્યો' તરફથી સંપૂર્ણ આંકડાઓ આપવાને બદલે ઉપર છલ્લા આંકડાઓ રજુ કરવામાં આવે છે,

રાજ્યો પણ પગારો, એલાઉન્સો, મુસાફરી ખર્ચ, નીમણુંકો વગેરેના આંકડાઓ વહીવટી રિપોર્ટોમાં આપે એ ઇચ્છવા જોગ છે. આમ કરવાથી બજેટ ઉપર આપોઆપ નૈતિક અંકુશ મૂકાય છે. અને પરિણામે રાજ્યોને લાભ થઈ એની આર્થિક સ્થિતિ સુધરતી જાય છે. ખાસ કરીને દેશીરાજ્યોનાં અંગત ખર્ચને લગતાં બજેટો પરત્વે વારંવાર ટીકાઓ થતી જોવામાં આવે છે.

આ ટીકાઓ થતી અટકાવવાનો સારામાં સારો ઉપાય રાજ્યોએ પોતાનાં બજેટો જેમનાં તેમ એની ઉપર રંગ રોગાન ચડાવ્યા વગર પ્રસિદ્ધ કરવાં એ છે.

**રાજદ્વારી ખાતાના ખર્ચની સામાન્ય વિગત.**

| | | | |
|---|---|---|---|
| ૧ રાજદ્વારી ખાતાની ઓફીસ | | | |
| | ખર્ચ | ૮૮૮૫૦૦ | |
| | આવક | ૧૪૦૦૦ | ૮૭૪૫૦૦ |
| ૨ કેળવણી | | | |
| | ખર્ચ | ૩૧૦૦૦ | |
| | આવક | ૨૦૦૦ | ૨૯૦૦૦ |
| ૩ બાંધકામ | | | |
| | ખર્ચ | ૫૫૯૦૦૦ | |
| | આવક | ૧૨૪૦૦૦ | ૪૩૫૦૦૦ |
| ૪ એલાંઉસ, પેન્શન વગેરે | | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૫ રાજપુતાના | | | |
| | ખર્ચ | ૮૬૭૭૦૦ | |
| | આવક | ૧૩૦૦૦૦ | ૭૩૭૭૦૦ |
| ૬ મધ્યહીંદ | | | |
| | ખર્ચ | ૯૨૩૯૦૦ | |
| | આવક | ૩૭૯૦૦૦ | ૬૪૪૬૦૦ |
| ૭ હૈદ્રાબાદ | | | |
| | ખર્ચ | ૮૪૬૩૦૦ | |
| | આવક | ૬૨૪૦૦૦ | ૨૨૨૩૦૦ |
| ૮ વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ | | | |
| | ખર્ચ | ૧૮૧૧૦૦૦ | |
| | આવક | ૪૭૮૦૦૦ | ૧૩૩૩૦૦૦ |
| ૯ પોલીટીકલ એજન્સિઓ | | | |
| | ખર્ચ | ૩૦૫૮૫૦૦ | |
| | આવક | ૧૭૭૦૦૦ | ૨૮૧૧૫૦૦ |
| ૧૦ પોલીટીકલ પેન્શનો | | ૨૨૭૭૪૦૦ | ૨૨૭૭૪૦૦ |
| ૧૧ બેંગલોર | | | |
| | ખર્ચ | ૧૩૮૮૦૦૦ | |
| | આવક | ૧૦૫૨૦૦૦ | ૩૩૬૦૦૦ |
| ૧૨ ઇગ્લેંડમાં ચાર્જીસ | | ૭૧૬૦૦૦ | ૭૧૬૦૦૦ |
| એકંદર આવક ૨૮ લાખ ૮૦ હજાર બાદ જતાં ચોકખો કુલ ખર્ચ | | | |
| | | | ૧૦૫૮૮૦૦૦ |

આ ઉપરાંત દેશી રાજ્યોને લોન આપવા માટે તાજના પ્રતિનિધિને બીજી ૬૭ હજારની રકમ ૧૯૩૭–૩૮ના અંદાજ પત્રમાં આપવાનું જણાવ્યું છે, જે આંકડાઓ આપવામાં આવ્યા છે. તેમાં (૯) માં પોલીટીકલ એજન્સિઓનો ખર્ચ લગભગ ૨૮ લાખ રૂપીઆ દર્શાવવામાં આવ્યો છે, જેમાં હીંદ એજન્સિ, બંગાલ, મદ્રાસ, પંજાબ, મધ્યપ્રાંતો, સંયુક્ત પ્રાંતો, બીહાર, આસામ, સરહદના પ્રાંતો, બલુચિ- અને મુંબઈ નો સમાવેશ થઈ જાય છે. મુંબઈ ઇલાકામાં ગુજરાત એજન્સિ અને દક્ષિણની એમ બે મુખ્ય એજન્સિ છે, જ્યારે પશ્ચિમ હીંદ એજન્સિનો સ્વતંત્ર એકમ બનાવવામાં આવ્યો છે. આ પૈકી ગુજરાત સ્ટેટ્સ એજન્સિ, વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજન્સિ અને હીંદી સરકારના રાજદ્વારી ખાતાને લગતા અને એના વહીવટી ખર્ચને લગતા આંકડાઓ, આ પત્રના વાચકોને ઉપયોગી જણાયાથી અહીં આપવામાં આવ્યા છે,

**ગુજરાત સ્ટેટ્સ એજન્સિ અને વડાદરા રેસીડન્સી**

**૧. ઓફીસરોનો પગાર:**

| | |
|---|---|
| ૧ એ. જી. જી. ગુજરાત સ્ટેટ્સ એજન્સિ અને બરોડા રેસીડન્ટ. | ૩૬૦૦૦ |

## હીંદી સરકારના રાજદ્વારી ખાતાનો વાર્ષિક ખર્ચ

| | | |
|---|---|---|
| ૧ સેક્રેટરી બરોડા રેસીડન્ટ. (૫૦૦–૨,૨૫૦) | ૧૩૦૦૦ | |
| ૧ અંડર સેક્રેટરી. (૫૦૦–૨,૨૫૦) | ૮,૬૦૦ | |
| ૧ ડેપ્યુટી પો૦ એજંટ (૩૦૦–૬૦૦) | ૭,૧૦૦ | |
| ૧ આસિ. સેક્રેટરી એ. જી. જી. અને રેસીડન્ટ. (૩૦૦-૫૦૦) | ૫,૧૦૦ | |
| ૧ રેસીડન્સી સરજન (૫૦) | ૬૦૦ | |
| ખાસપગાર ,, ,, | ૬૦૦ | |
| બરોડા કેંપના એકસાઈઝ અને રજીસ્ટ્રેશનના કામ માટે ખાસ પગાર | ૪૦૦ | |
| લીવ સેલેરી. | ૨૦૦૦ | |
| ૬ | ૭૨.૮૦૦ | ૭૨,૮૦૦ |

**૨. વહીવટ ખર્ચઃ**

| | | |
|---|---|---|
| ૨૭ સુપ્રિ. એકાઉન્ટન્ટો, અને કલાર્કો. (૩૦–૨૭૦) | ૩૯,૩૦૦ | |
| ૧ ઓવરસીયર (૧૩૦) | ૧,૬૦૦ | |
| ૩૯ નોકરો (૧૪–૨૩) | ૭,૬૦૦ | |
| ૧ સ્ટેનોગાફર | ૧,૫૦૦ | |
| ત્રણ કલાર્ક (૩૦–૬૫) | ૧,૧૦૦ | |
| ૧ સબોર્ડીનેટ મેડી. સર્વિસ ઓફીસર. (૮૦–૧૫૦) | ૧.૭૦૦ | |
| ૧૧ માસ્તરો (૨૦–૬૦) | ૫,૬૦૦ | |
| ૧ ડ્રોઇંગ માસ્તર (૩૫–૫૦) | ૫૦૦ | |
| ૧ ઈંગ્લીશ માસ્તર (૫૦–૭૫) | ૮૦૦ | |
| ૨ નોકરો (૧૫ અને ૧૪) | ૩૦૦ | |
| લીવ સેલેરી. | ૧૫૦૦ | |
| આશરે બચત બાદ | —૨૦૦૦ | |
| ૯૪ | ૫૯,૫૦૦ | ૫૯,૫૦૦ |

**૩. એલાઉન્સ વગેરે.**

| | | |
|---|---|---|
| પેસેજની કીંમત. | ૧૫૦૦ | |
| નક્કી કરેલું મુસાફરી ખર્ચ | ૨૦૦૦ | |
| ઓફીસરોનું મુસા. એલાંઉસ | ૪૦૦૦ | |
| વહીવટના અંગનું ,, | ૨૦૦૦ | |
| માસ્તરોને સ્થાનિક ,, | ૭૦૦ | |
| ખોરાક વગેરેને લગતું ,, | ૧૮૦૦ | |
| રજીસ્ટ્રેશન કામ માટે કમિશન | ૧૦૦ | |
| | ૧૨,૧૦૦ | ૧૨,૧૦૦ |
| **૪. ગોપ્ય ખર્ચ.** | ૧૦૦ | ૧૦૦ |

**૫. કન્ટીજન્ટ.**

| | | |
|---|---|---|
| પોસ્ટ અને તાર | ૪,૧૦૦ | |
| ઓફીસ ખર્ચ અને પરચુરણ | ૭૮૦૦ | |
| વૈદકીય અને હોસ્પીટલનું કન્ટીજન્ટ | ૫૦૦ | |
| બીજી જરૂરીઆતો | ૨૦૦ | |
| ઓફીસ માટે ફરનીચર અને સેક્રેટરીના બંગલાનું ખરીદી રીપેર કામ | ૧૨૦૦ | |
| નાની જરૂરીયાતો | ૨૦૦૦ | |
| | ૧૫,૮૦૦ | ૧૫,૮૦૦ |
| ૬. ભાંટકન એઇડ,ભરણું વગેરે | ૧૫૦૦ | ૧૫૦૦ |
| ૭. સ્ટેશનરી અને પ્રિન્ટિંગ | ૧૮૦૦ | ૧૮૦૦ |
| ૮. દેશીરાજ્યો તરફનું ભરણું બાદ | ૧૬૮૦૦ | ૧૬૮૦૦ |
| એકંદર ગુ. સ્ટે. એજન્સિને બરોડા રેસી૦નો ખર્ચ | | ૧,૪૬,૮૦૦ |
| ૯. પ્રાંતિક સરકારને આપેલી રકમ તાજના પ્રતિનિધિ વતી સેક્રેટરીએટમાં કામ બદલ મુંબઇ સરકારને આપેલી રકમ | ૫૦૦૦ | ૫૦૦૦ |

### પોલીસ ખાતું
(ગુ, સ્ટે. એ. અને બ. રે.)

પોલીસ

| | | |
|---|---|---|
| ૧ ડે. સુ. (૩૪૦–૭૦૦) | | ૬૯૧૦ |

| | |
|---|---|
| વધતા ખાસ પગાર | ૫૦૦ |
| ૧ પોલીસ પ્રોસીક્યુટર (૯૦-૧૮૦) | ૧૫૦૦ |
| રીઝર્વ્ડ સબ ઇન્સ. રૂા. ૭૫-૧૧ માસ<br>૭ ચીફ કોન્સટેબલ (૭૫-૧૬૦) | ૬૧૦૦ |
| ૨૫ હેડ કોન્સ. (૩૮-૧૫૦)<br>ચાર હેડ કો. રૂા. ૨૮-૧૧ મહીના માટે | ૧૦૩૦૦ |
| ૧૧૦ કોન્સટેબલો (૨૦-૨૪)<br>૧૯ કોન્સ. રૂ. ૨૦-૧૧ મહીના | ૨૮૨૦૦ |
| રાઈટરનું ડયુટી એલાં.<br>લીટરરી એલાં.<br>ખરાબ હવા એલાં.<br>લીવ સેલેરી | ૩૨૦૦ |
| સામટો બચાવ (બાદ) | ૩૦૦૦ |
| ૧૪૩ | ૫૬૭૦૦ |

| | |
|---|---|
| પોલીસ વહીવટના નોકરોનો પગાર | |
| ૫ કલાર્ક (૬૦-૫ ૫-૬૫) | ૩૦૦૦ |
| ૧ નોકર (૧૬) | ૨૦૦ |
| લીવ સેલેરી | ૨૦૦ |
| | ૩૪૦૦ |

એલાંઉસો વગેરે

| | |
|---|---|
| મુસાફરી એલાંઉસ, | ૩૬૦૦ |
| રેલ્વે વોરંટની કીંમત | ૧૩૦૦ |
| ઘર ભાડાનું એલાં. | ૭૦૦ |
| વાહનનું એલાં. | ૧૮૦૦ |
| પોશાક એલાં. | ૩૦૦ |
| હન્ટીંગ | ૩૧૦૦ |
| બદલો | ૩૬૦ |
| | ૧૧૧૦૦ |

કન્ટીજન્ટ

| | |
|---|---|
| નાના નોકરોનો પગાર | ૪૦૦ |
| પાણી ચાર્જ | ૧૦૦ |
| ભાડું, કરો વગેરે | ૪૦૦ |
| કન્ઝરવન્સી કર | ૬૦૦ |
| તાર, ટપાલ | ૧૦૦૦ |
| ઓફીસ ખર્ચ અને પરચુરણ | ૧૦૦૦ |
| બીજો કન્ટીજન્ટ ખર્ચ | ૫૫૦૦ |
| | ૯૦૦૦ |
| નાશીક ટ્રેનિંગ સ્કૂલમાં વિદ્યાર્થીઓને એલાં. અને શિક્ષણ ખર્ચ | ૮૦૦ |
| ગુજરાત સ્ટે. એજ. નો પોલીસ ખર્ચ વગેરે | ૮૧૦૦ |
| એકસાઇઝ ખાતાને પૂરા પાડેલા અફીણની મૂળ કીંમત | ૮૦૦૦ |
| ગુજરાત સ્ટેટસ એજન્સિનો એકંદર ખર્ચ | ૨૪૦૮૦૦ |
| રાજાઓ અને એમના વકીલોનો સત્કાર ખર્ચ | ૨૦૦ |
| ગુ. સ્ટે. એજન્સિના રાજાઓ અને વડોદરા રેસીડન્સી માટે સલામીનો દારૂ ખર્ચ | ૨૦૦ |
| દરબાર ચાર્જીસ અને હથીઆરો ઉપરની ડયુટી વગેરેના | ૩૧૦૦ |
| કુલ સરવાળો:- | ૨૪૪૩૦૦ |

ગુજરાત સ્ટેટસ એજન્સિનો એકંદર ખર્ચ ઉપર પ્રમાણે ૨ લાખ, ૪૪ હજાર, ત્રણસે રૂપીઆનો છે. મુંબઈ ઈલાકામાં બે મુખ્ય-એજન્સિ છે. (૧) ગુજરાત સ્ટેટ્સની અને (૨) દક્ષિણ સ્ટેટ્સ એજન્સિ અને કોલ્હાપુર રેસીડન્સી આ એજન્સિના ખર્ચના આંકડાઓ ૧ લાખ ૧૧ હજાર સાતસોની રકમ ઉપરના આંકડાઓમાં ઉમેરતાં મુંબઈ ઇલાકાની બે એજન્સિઓનો એકંદર ખર્ચ ૩ લાખ ૫૬ હજારનો છે. જ્યારે વળતરમાં પ્રાંતિક એકસાઈઝ જગાતની

રકમ ૨૫ હજાર, સ્ટાંપની આવક ૧૨ હજાર, પોલીસથી એક હજાર અને પરચુરણ ૩૨ હજાર મળી એકંદર આવક ૭૦ હજારની થાય છે. એ રકમ બાદ જતાં બન્ને એજન્સિઓનો ચોકખો ખર્ચ ૨ લાખ ૮૬ હજારનો થાય છે.

### વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજન્સિ

(૧) રાજકીય ખર્ચઃ—

| | | |
|---|---|---|
| ઓફીસરોનો પગાર | ૩૧૬૦૦૦ | |
| વહીવટી ખર્ચ | ૪૩૮૦૦૦ | |
| એલાંઉસો વગેરે | ૧૦૦૫૦૦ | |
| કન્ટીજન્સી | ૧૦૪૪૦૦ | |
| ગ્રાન્ટ ઇન એઇડમાં | | |
| ફાળો અને બક્ષીસ | ૬૨૦૦ | |
| વહીવટી ખર્ચને અંગે બીજી સરકારો તરફથી મળેલી રકમો (બાદ) | ૨૯૯૦૦૦ | |
| | ૫૬૬૧૦૦ | |
| સત્કાર ખર્ચ | ૫૦૦ | |
| પરચુરણ | ૧૩૦૦૦ | |
| એકંદર રાજકીય ખર્ચ | ૬૭૯૬૦૦ | ૬૭૯૬૦૦ |

(૨) પોલીસ ખર્ચઃ—

( (૧) ડીસ્ટ્રીકટ, (૨) રેલ્વે )

ડીસ્ટ્રીકટ

| | |
|---|---|
| ઓફીસરોના પગાર | ૫૦૫૦૦ |
| પોલીસ | ૪૭૭૯૦૦ |
| ઓફીસ ખર્ચ | ૩૩૮૦૦ |
| એલાંઉસ વગેરે | ૧૨૮૬૦૦ |
| કન્ટીજન્ટ | ૫૨૦૦૦ |
| ગ્રાન્ટ ઇન એઇડ અને બક્ષીસો | ૧૨૦૦ |
| ખાનગી સર્વિસ ખર્ચ | ૩૦૦ |
| બીજાં સરકારી ખાતાઓને આપેલી રકમો | ૩૨૦૦ |
| વધારાની પોલીસનો ખર્ચ બાદ— | ૧૨૮૦૦ |
| | ૭૩૪૭૦૦ |

રેલ્વે પોલીસ

| | | |
|---|---|---|
| ઓફીસરોનો પગાર | ૪,૮૦૦ | |
| પોલીસ | ૪૪,૨૦૦ | |
| ઓફીસ ખર્ચ | ૩,૮૦૦ | |
| એલાંઉસ વગેરે | ૬,૪૦૦ | |
| કન્ટીજન્ટ | ૫,૦૦૦ | |
| ખાનગી સર્વિસ ખર્ચ | ૧૦૦ | |
| | ૬૪,૩૦૦ | |
| એકંદર પોલીસ ખર્ચ | | ૭,૯૯,૦૦૦ |

| | | |
|---|---|---|
| (૩) તંદુરસ્તી ખાતુઃ— | | |
| પગાર | ૪૮૦૦ | |
| બીજો ખર્ચ | ૩૨૦૦ | |
| કુલ | ૮૦૦૦ | ૮૦૦૦ |
| (૪) સ્ટેમ્પ્સ ખાતુ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| (૫) કેળવણીઃ— | | |
| ગ્રાંટ. બીન સરકારી માધ્યમિક શાળાઓને | ૭૮૦૦ | |
| ,, પ્રાથમિક શાળાઓને | ૨૨૦૦ | |
| કુલ | | ૧૦૦૦૦ |
| (૬) એકસાઇઝ | | |
| પગાર અને કંટીજંટ | ૫૬૦૦ | |
| એકસાઇઝ ખાતાના આપેલા અફીણની કીંમત | ૨,૯૬૨૦૦ | |
| ગાંજાની ખરીદી. | ૨૦૦ | |
| કુલ | ૩૦૨૦૦૦ | ૩૦૨૦૦૦ |
| (૭) સ્ટેશનરી પ્રિન્ટીંગ | ૮૯૦૦ | ૮૯૦૦ |

(૮) પરચુરણ. ૨૫૦૦ ૨૫૦૦

એકંદર ખર્ચ ૧૮૧૧૦૦૦

આવક ૪૭૮૦૦૦

ચોકખો ખર્ચ ૧૩૩૩૦૦૦

**ઉપરની હકીકતોના વિગતવાર આંકડા નીચે પ્રમાણે છે.**

**(૧) રાજકીય ખર્ચ**

| | |
|---|---|
| ૧ એજંટ ટુધી ગવર્નર જનરલ (૪૦૦૦) જ્યુડીશ્યલ કમીશ્નર (૩૦૦૦) | ૪૮૦૦૦<br>૩૬૦૦૦ |
| ૧ ડીસ્ટ્રીકટ અને સેશન્સ જજ કાઠિયાવાડ (૧૮૦૦ વાર્ષિક બઢતી) | ૨૧૯૦૦ |
| ૫ પોલીટીકલ એજંટો. એ. જી. જી. ના સેક્રેટરી સાથે (૫૦૦–૨૨૫૦) | ૯૧૭૦૦ |
| ૧૦ ડેપ્યુટી પોલીટીકલ એજંટો એ. જી. જી. ના આસિ, એ. અને એફ, ઓ સાથે ૩ (૩૦૦–૮૦૦), ૨ (૭૦૦) ૪ (૩૦૦–૨૫–૫૦૦–૫૦–૮૦૦) અને ૧ (૨૮૦–૬૦૦) | ૪૯૬૦૦ |
| ૧ સીવીલ સબ જજ, કાઠિયાવાડ (૮૫૦) | ૧૦૨૦૦ |
| ૪ સરજન અને આસી. સરજન ૧ (૧૫૦૦) ૨ (૪૦૦) ૧ (૪૫૦) | ૩૩૦૦૦ |
| ૧ એકઝી. એન્જી, વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજન્સિ, (૮૦૦–૧૦–૧૦૦૦) | ૧૨૦૦૦ |
| ખાસ પગાર (કાઠિયાવાડ અને પાલણપુર) | ૭૫૦૦ |
| લીવસેલેરી અને એકટીંગ એલાંઉસ; | ૧૧૦૦૦ |
| આશરા પડતો બચાવ બાદ— | ૫૦૦૦ |
| | ૩૧૬૦૦૦ |

**વહીવટી ખર્ચ**

| | |
|---|---|
| ૩૨૨ કલાર્કો, શીરસ્તેદારો સુપ્રિં૦ રેકર્ડ કીપર વગેરે. (૨૦–૨૫૦) | ૩૨૦૧૦૦ |
| ૨૩૨ નોકરો વગેરે (૧૦–૨૫) | ૪૫૪૦૦ |
| લીવસેલેરી | ૨૩૦૦૦ |
| ખાસ પગાર | ૫૮૦૦ |
| કામચલાઉ વહીવટી ખર્ચ | ૨૧૦૦ |
| ૩૧ નીચેના દરજ્જાની વૈદકીય નોકરીના અમલદારો (૫૫–૨૦૦) | ૩૭૧૦૦ |
| ૧ નર્સ | ૧૮૦૦ |
| ૨૧ કમ્પાઉંડરો (૨૫–૬૦) | ૮૧૦૦ |
| ૧ કામચલાઉ એસ. એમ. એસ. અમલદાર | ૯૦૦ |
| ૧ ,, કમ્પાઉંડર | ૨૦૦ |
| ૪૬ નોકરો (૧૦–૨૫) | ૮૬૦૦ |
| ૧ ઇલેકટ્રીશ્યન (૬૫) | ૯૦૦ |
| ૧ આસિ૦ ,, (૨૫–૧–૩૦) | ૪૦૦ |
| ૪ જેલર (૨૫–૨૦૦) | ૩૮૦૦ |
| ૩૧ વૉર્ડરો | ૭૮૦૦ |
| આશરે બચાવનો કાપ, બાદ | ૨૮૦૦૦ |
| ૬૯૦ | ૪૩૮૦૦૦ |

**એલાઉન્સ વગેરે**

| | |
|---|---|
| ખોરાક વગેરેને લગતું એલાઉંસ | ૩૦૦૦ |
| નક્કી કરેલું ઘરભાડાનું એલાંઉસ | ૧૯૭૦૦ |
| દેસાઈ દસ્તુરી અને વર્ષાસન | ૪૦૦ |
| ટ્રીબ્યુટ એકઠી કરવા મઝમુદારોને મહેનતાણું | ૨૮૦૦ |
| સરજનને ઓપરેશન ફીનો ભાગ | ૫૦૦ |
| ઓફીસરો વગેરેને મહેનતાણું | ૫૦૦ |

| | |
|---|---|
| સ્થાનિક અથવા અંગત એલાઉંસ | ૩૦૦ |
| જેલરોને કપડાંનું એલાઉંસ | ૧૦૦ |
| લેડી નર્સને મેસીંગ વગેરેનું એલાઉસ | ૬૦૦ |
| પેસેજ એલાંઉસ | ૬૯૦૦ |
| એકઝામીનેશન ફી, ડીપાર્ટમેન્ટલ પરીક્ષા પેપરોની | ૧૦૦૦ |
| પોસ્ટ મોર્ટમ એકઝા. ફી. | ૨૦૦ |
| ઓફીસરો અને વહીવટી નોકરોનું નક્કી મુસાફરી એલાંઉસ | ૧૫૪૦૦ |
| અનિશ્ચિત ટ્રાવે. એલાંઉસ | ૫૦૦૦૦ |
| કોમ્પનસેટરી એલાંઉસ | ૪૧૦૦ |
| કાપ બાદ | ૫૦૦૦ |
| | ૧૦૦૫૦૦ |

કન્ટીજન્ટ:—

| | |
|---|---|
| હોસ્પીટલ ચાર્જીસ | ૨૬૪૦૦ |
| પોલીસ દરદીને મફત ખોરાક | ૧૩૦૦ |
| દરદીઓને કપડાં વેસ્ટ. હો○ | ૧૪૦૦ |
| વકીલ ચાર્જ | ૫૦૦ |
| એન્ટી રેબીક સારવાર | ૪૦૦ |
| તોશાખાના કંન્ટીજન્ટ | ૧૦૦ |
| કંટીન્જેટનો બીજો ખર્ચ | ૩૦૦૦૦ |
| એજન્સિ અને રેસી○ના બંગલાના ફરનીચરને અંગે નિભાવ ખર્ચ | ૩૬૦૦ |
| પુસ્તક ખરીદી | ૧૧૦૦ |
| ભાડું, કર વગેરે | ૬૦૦ |
| પટાવાલાઓનો ડ્રેસ | ૧૦૦ |
| રેસીડન્સી મોટરકારનો નિભાવ ખર્ચ | ૧૫૦૦ |
| છપામણી | ૫૦૦ |
| ઓફીસ ખર્ચ અને પરચુરણ | ૧૨૦૦ |
| સર્વિસ પોસ્ટેજ અને તાર | ૧૪૫૦૦ |
| સામટો કાપ (બાદ) | ૭૦૦૦ |
| | ૧૦૪૪૦૦ |

**ગ્રાન્ટ ઈન એઈડ ભરણું અને ડોનેશન**

| | |
|---|---|
| પેસેજનું ભરણું | ૬૦૦ |
| થાણા ફંડમાં પેન્શનનું ભરણું | ૫૫૦૦ |
| ટ્રેઝરી સ્ટ્રોંગ રૂમનું સમારકામ | ૧૦૦ |
| | ૬૨૦૦ |

| | |
|---|---|
| આવકાર ખર્ચ | ૫૦૦ |

પરચુરણ

| | |
|---|---|
| દેશી રાજ્યોને કસ્ટમ જગાત | ૫૦૦૦ |
| લીંબડી દરબારના હીસાબે લોકલ ફંડના દર વચ્ચેનો તફાવત | ૮૦૦૦ |
| | ૧૩૦૦૦ |

બાદ

| | |
|---|---|
| જુદાં જુદાં ફંડોના ભરણાનું વળતર | ૨૮૦૦૦૦ |
| જ્યુડી. કમી. અને તેના સ્ટાફના પગારનું મધ્યવર્તી સરકાર તરફથી વળતર | ૧૯૦૦૦ |
| બાદ— | ૨૯૯૦૦૦ |

| | | |
|---|---|---|
| એકંદર રાજકીય ખર્ચ | | ૬૭૯૬૦૦ |
| (૨) પોલીસ ખર્ચ. | ૭૯૯૦૦૦ | ૭૯૯૦૦૦ |

(આમાં રેલ્વે પોલીસ ખર્ચના ૬૪૩૦૦ની રકમ આવી જાય છે.)

(૩) તંદુરસ્તી ખાતુ

| | |
|---|---|
| ૩ આસિ. સુપ્રિ. (૫૦–૧૫૦) | ૨૭૦૦ |
| ૧ વેકસીનેટર (૩૦–૫૦) | ૫૦૦ |
| ૭ નોકરો (૧૭–૧૯) | ૧૪૦૦ |
| લીવસેલેરી | ૨૦૦ |
| હાઉસરેંટ એલાંઉસ | ૪૦૦ |
| ટ્રાવે એલાંઉસ નક્કી | ૧૫૦૦ |
| ,, અનિશ્ચિત | ૨૦૦ |

ભાડુ, તાર ટપાલ અને

| | | |
|---|---|---|
| કંટીજન્ટ | ૧૧૦૦ | |
| ૧૧ | ૮૦૦૦ | ૮૦૦૦ |
| (૪) સ્ટેમ્પ્સ. | ૧૦૦૦ | ૧૦૦૦ |

(૫) કેળવણી

| | | |
|---|---|---|
| વઢવાણ સીવીલ સ્ટેશન હાઈસ્કૂલ | ૩૦૦૦ | |
| સાદરા ,, માધ્યમિક શાળા. | ૪૦૦ | |
| તાલુકાદારી ગીરા સ્કૂલ વઢવાણ | ૪૪૦૦ | |
| મીશન સ્કૂલો | ૧૬૦૦ | |
| સાદરા પ્રાથમિકશાળા | ૬૦૦ | |
| | ૧૦૦૦૦ | ૧૦૦૦૦ |

(૬) એકસાઈઝ

| | | |
|---|---|---|
| ૭ નોકરો (૧૬–૨૨) | ૧૬૦૦ | |
| લીવસેલેરી | ૧૦૦ | |
| ગાંજાને લાવવાનો ખર્ચ | ૧૦૦ | |
| અફીણ ,, | ૩૧૦૦ | |
| કન્ટીજન્ટ | ૪૦૦ | |
| તાર, ટપાલ પરચુરણ | ૩૦૦ | |
| એકસાઇઝ ખાતાને આપેલી અફીણની કીંમત | ૨૯૬૨૦૦ | |
| ગાંજાની ખરીદી | ૨૦૦ | |
| | ૩૦૨૦૦૦ | ૩૦૨૦૦૦ |

(૭) સ્ટેશનરી, પ્રિન્ટીંગ

| | | |
|---|---|---|
| પબ્લીકેશન | ૧૧૦૦ | |
| સ્ટેશનરી | ૭૫૦૦ | |
| ફોર્મ્સ | ૩૦૦ | |
| | ૮૯૦૦ | ૮૯૦૦ |

(૮) પરચુરણ

| | | |
|---|---|---|
| તાર ઓફીસ ખોલવા સંબંધી તાર ખાતાને ગેરેંટી | ૨૫૦૦ | ૨,૫૦૦ |
| વેસ્ટર્ન ઇંડીયાનો એકંદર ખર્ચ | | ૧૮૧૧૦૦૦ |

વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજન્સિનો એકંદર ખર્ચ ઉપર પ્રમાણે ૧૮,૧૧,૦૦૦ નો છે તેમાં નીચે પ્રમાણે ૪,૭૮,૦૦૦ની આવક થાય છે. અર્થાત્ કે ચોકખો ખર્ચ ૧૩૩૩૦૦૦નો છે.

આવક

| | |
|---|---|
| પ્રાંતિક એકસાઈઝ | ૩૫૯૦૦૦ |
| સ્ટેમ્પ્સ | ૪૦૦૦ |
| ન્યાયનો વહીવટ | ૩,૦૦૦ |
| પોલી૦ | ૬૯૦૦૦ |
| કેલવણી | ૨૦૦૦ |
| વૈદકીય | ૭૦૦૦ |
| જાહેર તંદુરસ્તી | ૧૦૦૦ |
| સ્ટેશનરી પ્રીન્ટીંગ | ૧૦૦૦ |
| પરચુરણ | ૩૨૦૦૦ |
| વેસ્ટર્ન ઇંડિયાની એકંદર આવક | ૪૭૮૦૦૦ |

# પ્રાચીન ઐતિહાસિક શહેર

## તળાજા

### ( ભાવનગર દરબારી કેળવણીખાતા તરફથી )

તળાજા એ ઘણું જુનું અને ઐતિહાસિક શહેર છે. એનું નામ અસલ તુલજાપુરી હતું. જૈન લોકો તાલધ્વજપૂરી પણ કહે છે. તુલજા ભવાનીનું અહીં જુનું સ્થાનક છે, એથી તેને તુલજાપુરી કહેતા હશે. અહીંનો ડુંગર તળાજાની ટેકરીને નામે ઓળખાય છે. ગામમાં થઈ ને પ્રથમ ભટના ચોકમાં થઈને જવાનો રસ્તો છે. ડુંગરની તળેટીમાં જતાં જૈનોનું બંધાવેલ તળેટીનું મકાન આવે છે, કે જ્યાં જૈન જાત્રાળુઓ ડુંગરે ચડતાં ઊતરતાં વિસામો લે છે: જ્યારે જૈનોનું પર્વ હોય છે ત્યારે જૈન યાત્રાળુઓને ત્યાંથી લાડવાનું ભાતું મળે છે. એ તળેટીથી ડુંગરાની હદ શરૂ થાય છે. અને ત્યાંથી પત્થરનાં પગથીયાં તથા પત્થરની સડક ડુંગરે જવાની શરૂ થાય છે. એ જૈનોએ ઠેઠ ટેકરી સુધી બંધાવેલ છે.

૧. આંબલીવાળું ભોંયરૂં–તળેટીથી ઉપર ચઢતાં પ્રથમ ચોક આવે છે. ત્યાં આંબલીનું એક ઝાડ છે. તેની સામે એક ભોંયરૂં છે. એટલે તેને આંબલીવાળું ભોંયરૂં કહે છે. એ ભોંયરૂં લાંબું છે તેની બંને બાજુએ નાની નાની ઓરડીઓ છે. દર ચૈત્રી પુનમે એ જગ્યાએ મેળો ભરાય છે. ત્યાંથી જમણી તરફ જવાનો રસ્તો છે, અને એ તરફ એક બીજું નાનું ભોંયરૂં આવે છે. ત્યાંથી એભલમંડપ તરફ જવાય છે.

૨. એભલમંડપનું ભોંયરૂં.–એ ઘણું જુનું અને ઐતિહાસિક ભોંયરૂં છે, બધા ભોંયરા કરતાં એ વિશાળ છે. તેમાં લગભગ બે હજાર માણસ સમાઈ રહે એવડું છે. ચૈત્રી પુનમના મેળા વખતે ત્યાં ગામડાના લોકો રાસડા ગાય છે અને દુહા બોલે છે. એ ભોંયરૂં સમચોરસ એક સરખું કોરેલું છે. તેના આગળના ભાગમાં સ્તંભો મૂકીને તાક વાળેલા છે. પણ હાલમાં એ થાંભલા તૂટી ગએલ છે. તેની નિશાની ઉપરથી દેખાય છે. આ ભોંયરાના ઉપરના ભાગમાંથી ડુંગરનું પાણી પડતું. તેના રક્ષણ માટે તથા આવા ઐતિહાસિક ભોંયરાની સલામતી માટે નામદાર દરબારશ્રીએ હાલમાં રૂા. ૩૦૦૦) ખર્ચી આડો એક બંધ બંધાવેલ છે. તેની બાજુમાં બે ભોંયરાં છે તેને રસોડાને નામે ઓળખે છે. અને એવી નીશાનીઓ પણ ત્યાં છે. તેની આગળ એક ઘીનો કુવો કહેવાય છે એ તેની સામી બાજુએ પાણીની એક ટાંકી છે.

ઉપરોક્ત ભોંયરાનું નામ એભલ મંડપ પડવાનું કારણ છે કે ઈ. સ. ના નવમા સૈકામાં વલભીપુર પાસે વળામાં એભલવાળાની રાજધાની હતી. અને તેની આજુબાજુનો તેમજ તળાજા વગેરે મુલક તેના તાબામાં હતો. વળા અને તેની આસપાસ કાયસ્થ લોકો રહેતા હતા. વાલમ બ્રાહ્મણો તેના ગોર હતા. એ ગોર લોકો કાયસ્થની કન્યા પરણે ત્યારે સવા શેર સુવર્ણનું દાપું લેતા હતા. એ જબરા કરને લીધે કાયસ્થો તેની કન્યાઓને પરણાવી શકતા નહતા, એટલે કન્યાઓ ઘણી મોટી ઉંમરની થઈ જતી હતી. એ બાબત કાયસ્થોએ રાજા એભલવાળા પાસે ફરિયાદ કરી ત્યારે રાજાએ પૂરોહિતોને બોલાવીને ઘણુંએ સમજાવ્યા. છતાં માન્યા નહિ. એભલવાળાએ જાણ્યું કે આ લોકો માનતા નથી, જેથી હું બધી કન્યાઓનાં લગ્ન કરી આપીશ પણ જો ત્યાં લગ્ન કરવામાં આવે તો બ્રાહ્મણો તકરાર કરે એવા કારણથી પોતાના તાબાના ગામ તળાજાના ડુંગર ઉપર ઉપરોક્ત ભોંયરામાં એક મોટો મંડપ

રથી કાયસ્થની સોળસો કન્યાઓને એક લગ્ને પોતાને ખર્ચે પરણાવી કન્યાદાન દીધું. ત્યારથી એ ભોંયરૂં એભલમંડપ નામે ઓળખાય છે.

કન્યાઓના લગ્ન કરીને સૌ પાછા વળે ગયા ત્યાં પેલા વાલમ બ્રાહ્મણોએ તેના યજમાનો પાસેથી પોતાનો કર માગ્યો. એ વખતે એભલવાળાએ બ્રાહ્મણોને ઘણુંએ સમજાવ્યા તો પણ સમજ્યા નહિ અને કેટલાક બ્રાહ્મણોએ ત્રાગા કર્યાં અને કેટલાક ઉચાળા ભરીને રાણપુર અને ધંધુકા તરફ જતા રહ્યા. ત્યાં તેમણે મેર લોકોનું ગોરપદું સ્વીકાર્યું અને ત્યાં વસવાટ કર્યો, તેમાંના કેટલાક વાલમ બ્રાહ્મણો ઉપલા કારણને લઈને વળા ગામનું પાણી પીતા નથી એમ કહેવાય છે.

## દંતકથા

એભળવાળાએ જ્યારે કન્યાદાન આપ્યું ત્યારે આંહી રાંકો તથા વાંકો બે વાણીયા રહેતા હતા. તેને ઘીનો તથા બીજા સામાનનો કંટ્રાકટ આપ્યો હતો. એટલે તેણે ઘી કેવી રીતે પુરૂં પાડયું એ વિષે એક વાત છે કે—અહીંથી નજીક દેવલી તથા દકાના ગામની ધુના અને પુના નામની બે ભરવાડણો દર અડવાડીએ એ વાણીયાને ઘી દેવા આવતી એક વખત બન્ને બાઈઓ ઘીના ધાડવા લઈને આવતી હતી એમાં એક બાઈ ઇંઢોણી ઘરે ભુલી ગએલ એટલે રસ્તામાંથી એક વાડમાંથી વેલો તોડીને તેની મોઈ વાળીને ઇંઢોણી કરી હતી. વાણીયાની દુકાને આવીને પોતાના ધાડવા મૂકયા અને તેનો જોખ કરી આપ્યો. વાણીએ એ ઘી પોતાના કુડલામાં ઠાલવી લીધું, અને ધાડવો તેની ઇંઢોણી ઉપર મૂકયો. બન્ને બાઈઓ કામ હતું એટલે ગામમાં ગઈ. થોડે ટાઈમે પાછી આવીને જુવે છે તો એક ધાડવો ઘીનો ભરેલો હતો અને એક ખાલી હતો. બાઈએ કહ્યું કે શેઠ મારૂં ઘી કેમ ઠાલવ્યું નથી? વાણીયો ઘડીભર તો વિચારમાં પડી ગયો પણ પોતે ચતુર જાત એટલે કહ્યું કે બાઈ હું કામને લીધે ભૂલી ગયો માટે લ્યો ઠાલવી લઉં, એમ કહીને બીજીવાર ધાડવો ઠાલવી લીધો અને સમજી ગયો કે આ વેલાની ઈંઢોણીમાં કાંઈક કરામત છે. જેથી વેલાની ઈંઢોણી લઈ તેની દુકાનમાં ઘા કરી દીધો અને તેના છોકરાને કહ્યું કે આ ફઈને ઇંઢોણી નથી એટલે આપણા ઘરમાંથી એક સારી મોતીની ઇંઢોણી આપ. જેથી છોકરે ઘરમાંથી એક સારી મોતીની ઈંઢોણી કાઢી આપી. જેથી પેલી બાઈ તો ખુશી થતી થતી પોતાને જે હટાણું લેવું હતું તે લઈને એ ભોળી બાઈઓ ચાલતી થઈ.

એ વેલો મોણવેલનો હતો. વાણીયાએ એ વેલાની ઈંઢોણી ઉપર થોડાક ઘી વાળો એક ખાલી ધાડવો મૂકયો એટલે પાછો ભરાઈ ગયો. જેને અંગે વાણીયાએ ઘણું ઘી ભેગું કર્યું. જ્યારે એભલવાળાએ સોળસો કન્યાઓને કન્યાદાન આપ્યું ત્યારે આ વાણીયાએ ઘી પુરૂં પાડયું હતું. એભલવાળાએ ઘીનો એક કુવો ભરાવ્યો હતો અને પાણીની જેમ ઘીની નીક ચલવી હતી. જેથી જેને જોઈએ તેટલું છૂટથી ઘી વાપરી શકે. ત્યારથી એ ભોંયરા પાસે જે કુવો છે તેને ઘીના કુવા તરીકે ઓળખે છે અને પાસેના ભોંયરાને રસોડા તરીકે ઓળખે છે.

૩. મોર મેડીનું ભોંયરૂં:—એભલમંડપના ભોંયરાથી આગળ ચાલતાં એક નાનું ભોંયરૂં આવે છે. તેની ઉપર ચડતાં ચડઉતરનાં બે ભોંયરા છે તે એક ભોંયરા ઉપરથી બીજા ભોંયરા ઉપર ચડાય છે. ત્યાં એ ભોંયરામાં રાતના વખતે મોરલાઓ બેસે છે અને ચોમાસામાં ત્યાંથી મોરલાઓ "ગળકું" દે છે. તેથી તેને મોરમેડીના નામે ભોંયરૂં કહે છે.

૪. મોરમેડીના ભોંયરાથી પૂર્વ તરફ બે ત્રણ હાર બંધ ભોંયરાઓ આવે છે ત્યાં પાણીની ટાંકીઓ છે. તેમાં એક ભોંયરામાં નીચે ઉતરવાનાં પગથીયાં છે. તેમાં ઉતરી શકાતું નથી કારણ કે ત્યાં બહુજ અંધારૂં છે, તેની બાજુમાં એક દટાએલું ભોંયરૂં છે.

૫. પ્રથમ જે આંબલીવાળું ભોંયરૂં આવે છે. ત્યાંથી પગથીયા ઉપર ચડતાં એ લાઈનમાં બીજું એક ભોંયરૂં આવે છે. તે નાનું છે પણ તેને એક ઓરડી ને ઓસરી છે.

૬. નરસિંહ મહેતાની નિશાળ—ત્યાંથી ઉપર ચડતાં નાનો ચોક આવે છે ત્યાં એક નાની ઓરડી જેવું ભોંયરૂં છે, તેમાં ગણપતી તથા હનુમાનજીની મૂર્તિઓ છે. એક ઓટલા પર ચરણ પગલાં છે તેને નરસિંહ-મહેતાના પગલાં કહે છે. જુનાગઢથી જ્યારે નરસિંહ મહેતો અહીં આવેલા ત્યારે ત્યાં રહ્યા હતા. તેનું મોસાળ આ ગામમાં હતું જેથી તેની બાલ્યાવસ્થામાં આંહી ભણતા એટલે તેને નરસિંહ મહેતાની નિશાળ કહે છે. તેનો આગલો ભાગ ચણેલો છે અને તેને બારણા છે. જેથી કોઈ કોઈ બાવા સાધુ અહીં રહે છે.

૭. દેરાણી જેઠાણીનું ભોંયરૂં:—ત્યાંથી ઉપર ચડતાં પગથીયાની જમણી બાજું એ ભોંયરૂં છે. તે લાંબુ છે. અને તેની બન્ને બાજુએ અંદરના ભાગમાં ઓરડીઓ છે. આગળના ભાગમાં એક પાણીની ટાંકી છે. તેને લાકડાનું ઢાંકણું કરાવેલ છે.

દંતકથા:—એ વિષે એવી વાત છે કે ત્યાં દેરાણી જેઠાણી રહેતાં હતાં. એક દિવસ તેઓ છાશ કરતાં કરતાં બાઝયાં અને સામ સામા માખણના પીંડા ઉડાડયા હતા. એક બાઈએ એક છોકરાને પછાડીને મારી નાખ્યો હતો. એ સ્થળે એક લાંબો પત્થર દટાએલો છે. તેને એ છોકરાની નિશાની તરીકે ઓળખે છે. આજ પણ એ ભોંયરામાં જતાં આપણને ખાટી છાશ તથા વાશી માખણના જેવી વાસ આવે છે. એ ભોંયરામાં કાનકડીયાં, (ચામાચીડીયા) બહુ રહે છે. તેની ચરક દવામાં તથા ખાતરમાં કામ આવે છે.

૮. આ ભોંયરાની બાજુમાં બીજું એક નાનું ભોંયરૂ છે અને તેની આગળ એક પાણીની ટાંકી છે.

૯. તેની બાજુમાં પગકેડીએ થઈને ખોડીયા-રના ભોંયરા તરફ જવાય છે અને ત્યાં એક ભોંયરૂં છે ત્યાં પણ એક પાણીની ટાંકી છે. એવી રીતે આગળને આગળ ચાલીએ તો ઠેઠ મોરમેડીના ભોંયરા પાસે જવાય છે.

આપણે પાછા પગથીયા તરફ આવીએ એટલે ત્યાં ગઢ આવે છે, અને દરવાજો આવે છે. ત્યાંથી જૈન દહેરાઓ તરફ જવાની હદ શરૂ થાય છે.

૧૦. દરવાજામાં ચડતાં ડાબી બાજુએ એક ભોંયરૂં આવે છે. એ ભોંયરૂં નીચાણમાં અને ભોંય તળીએ આવેલ છે. એટલે તેમાં ચોમાસાનું પાણી ભરાઈ રહે. તેમાં પણ કાનકડીયા રહે છે એ ભોંય-રાની અંદર બે બાજુએ બે ઓરડીઓ જેવું છે. પરંતુ ત્યાં જઈ શકાતું નથી.

દંતકથા:—કહે છે કે જ્યારે નરસિંહ મહેતા જુનાગઢથી રીસાઈને અહીં આવેલ ત્યારે એ ભોંયરામાં થઈને ગોપનાથ નીકળ્યા હતા. ત્યાં શંકર પાસે તપ કર્યું હતું જેથી તેને ગોપનાથ મહાદેવ પ્રસન્ન થયા હતા. પછી શ્રી. કૃષ્ણ ભગવાનનાં દર્શન થયાં હતાં. મહેતા ત્યાંથી જુનાગઢ ગયા.

કહે છે કે—નરસિંહ મહેતાએ કેદારો રાગ અહીંના રહીશ ધરણીધર મહેતાને ત્યાં ઘરેણે મુકયો હતો.

૧૧. સભામંડપનું ભોંયરૂં: એ ભોંયરાની બાજુમાં આવેલું છે. આ ભોંયરામાં સામે એક પત્થરનો ઓટલો છે. તેને ઘણા લોકો સિંહાસન કહે છે અને ઘણા વ્યાસપીઠ કહે છે અને ત્યાં સભા ભરાતી એવી માન્યતા છે. ત્યાં બે તોપો પડેલી છે.

૧૨. આ ભોંયરાની બાજુમાં એક ભોંયરૂં છે. જ્યારે આ ડુંગર ઉપર જૈનનું નવું દહેરૂં કે જે સંવત. ૧૯૭૯ માં ચણાતું હતું ત્યારે તેમાંથી જૈનની દટાએલી ૨૦–૨૨ પ્રતિમાઓ નીકળી હતી.

૧૩. ત્યાંથી પાછા ફરીને પગથિયા તરફ ચડતાં એક નાનો દરવાજો આવે છે તેની ડાબી બાજુએ એક નાની ઓરડી જેવું ભોંયરૂં છે તેનો દેખાવ પહેરેગીરોને રહેવાની દોઢી જેવો છે. ત્યાં પણ બે તોપો પડેલી છે.

અંદર જતાં ચોક આવે છે. તેની જમણી તરફ જૈનોએ બંધાવેલ ચોતરો છે અને પાસેનો ગઢ છે. ત્યાં કોઠાનો બુરજ હતો પણ હાલમાં તેની ઉપર

છાપરૂં કરી લેવામાં આવ્યું છે. તેની સામી બાજુએ 'અગાસી કરી દીધેલ છે.

ચોકમાં ચાર પાંચ પાણીનાં ટાંકા છે. તેનું પાણી નહાવા ધોવા તથા પીવાના ઉપયોગમાં લેવાય છે. એ ચોકની સામી બાજુએ એક વંડી બાંધેલ નાનો બગીચો હતો પણ ત્યાં હાલમાં જૈનોએ નહાવાની ઓરડીઓ બનાવેલ છે. ત્યાંથી ઉપર ચડતાં જ્યાં હાલ જૈનોએ બંધાવેલ નવું દહેરૂં આવે છે. ત્યાંથી ઉપર ચડતાં એક બીજો ચોક આવે છે અને તેની સામી બાજુએ દક્ષિણાદી તરફ ગઢ છે. એ ગઢમાંથી બહાર જવા માટે એક બારી મૂકેલ છે, કે જ્યાંથી ખોડીઆરના ભોંયરે જવાય છે. એ બારીમાંથી નીકળતાં નીચે બે ત્રણ ભોંયરાઓ આવે છે.

૧૪. ખોડીઆરનું ભોંયરૂં:—આ ભોંયરામાં ઘણા જુના વખતથી ખોડીઆરનું સ્થાનક છે. અને તેની બાજુમાં શિવલીંગ પધરાવેલ છે. અંદર બન્ને બાજુએ હારબંધ ઓરડીયો છે. જમણી તરફની એક ઓરડીમાં સામી ભીંતિ કાલિકા માતાની ખંડિત મૂર્તિ છે. ભોંયરાની બહાર બન્ને બાજુએ પાણીની બે ટાંકી છે. તેમાં તદ્દન ઉપર પાણી હાથથી ભરી શકાય તેમ રહે છે. તે પાણી પીવાના ઉપયોગમાં આવે છે. પહેલાં એ માતાજીની માનતાઓ બહુ આવતી, અને લાપસી કરીને લોકો ત્યાં માતાને ધરતાં અને પછી જમતાં. હાલમાં માનતા વિગેરે ઘણું ઓછું થઈ ગયું છે. પરંતુ અવારનવાર કેટલાક ગામના લોકો ત્યાં રસોઈ બનાવીને જમે છે. ભોંયરાની બહાર આંબલીનું એક મોટું ઝાડ છે. અને કરણનાં ફૂલઝાડ છે. અને સામે એક ચોતરો છે. એ ચોતરા ઉપર પ્રથમ ત્યાં રહેતા મહાત્માઓની સમાધી છે. આ સ્થળે પહેલાં સારા સારા મહાત્માઓ આવીને નિવાસ કરતા હતા.

પહેલા આ ગામમાં એક યોગી આવેલા તેનું નામ સ્વામીરામપુરી હતું. તે જ્યાં હાલ બાણુની ધર્મશાળા છે ત્યાં ગરાશીયાઓના મકાન તથા પડતર વાડાઓ હતા ત્યાં ઉતર્યા હતા. અને પછી ત્યાં અમુક ટાઇમ માટે રહ્યા હતો. તેઓ અહીં રહેતા ગરાશીયાઓની સાથે ડાયરામાં બેસતા. અને કાવા-કસુંબા વગેરે લેતા.

એક વખત સ્વામી પોતાના સ્થાનકે રહેતા હતા ત્યાં એકલા યોગ સાધના કરતા હતા. એવામાં તેની પાસે અહીંનો એક ખવાસ કે જે ગરાશીયાઓની ડેલીએ રહેતો હતો તે ગયો. સ્વામીના ઓરડાનું બારણું બંધ હતું. ખવાસે બારણું ખોલ્યું ને જોયું તો સ્વામીનાં દરેક અંગ છુટા છુટા કપાઈ ગએલી હાલતમાં પડયા હતા. તુરત તે ખવાસ એકદમ ભાગતો ગરાશીયાની ડેલીએ આવ્યો. ત્યાં ડાયરો બેઠો હતો. તેને કહ્યું કે દોડો દોડો સ્વામી રામપુરીને કોઈએ મારી નાખ્યા છે. તેના શરીરના ટુકડે ટુકડા પડયા છે. જેથી સૌ ડાયરો સ્વામીના સ્થાનકે જોવા આવ્યા. જ્યાં ઓરડામાં જુએ છે તો સ્વામીજી બેઠેલા હતા, જેથી સૌને બહુ જ આશ્ચર્ય થયું. એ જોઈને સ્વામીજીએ પૂછયું. તમે બધા કેમ આવ્યા છો ? પછી વાત કરી કે આ ખવાસે અમને કહ્યુ કે સ્વામીજીને કોઈએ મારી નાખ્યા છે. જેથી સ્વામીજીએ પેલા ખવાસને બહુ ઠબકો આપ્યો ને કહ્યું કે અમો યોગીઓ તો સો ખેલમાં ખેલતા હોઈએ. માટે અમારી હકીકત કોઈને કહેવી ન જોઈએ.

પછી ત્યારથી સ્વામીજી ડુંગર ઉપર ખોડીયારને ભોંયરે આવીને રહ્યા, ત્યાં માતાજીની પુજા તથા યોગસાધના કરતા. ત્યારથી દરબારશ્રી તરફથી વર્ષાસન શરૂ થયું. વર્ષાસનમાં હંમેશાં ચાર પાક સીધાં મળતાં. ત્યાં રહ્યા પછી તેના શિષ્યો પણ આવ્યા હતા. તેમાં મુખ્ય શિષ્યનું નામ જેદેવપુરી તેના શીવપુરી અને તેના ભૈરવપુરી થયા હતા. ત્ય સુધી ઉત્તરોત્તર ચાલ્યું. સ્વામીજીના શિષ્યો પૈકી એક હરિગરજી કરીને માતાજી પણ હતાં.

અમુક ટાઈમ સ્વામી ત્યાં રહ્યા પછી તેણે એ સ્થળે જીવતાં સમાધી લીધેલી હતી. એ હકીકત જાણીને ગામ લોકો ઘણાએ ત્યાં સ્વામીને દર્શને ગએલાં જે ઠેકાણે સમાધી લીધી તે સમાત હાલ પણ છે.

સમાધી લીધા પછી થોડાએક દિવસે અહીંનો એક કંસારો જુનાગઢ ગયો હતો તેને ત્યાં મળ્યા હતા. અને એ કંસારાને કહ્યું હતું કે ત્યાંના સૌ ડાયરાને મારા રામરામ કહેજો.

કંસારો અહીં આવ્યો અને સૌને વાત કરી કે મને જુનાગઢ સ્વામીજી મળ્યા હતા. અને સૌને રામ રામ કહ્યા છે. એટલે બધાએ એ વાત સાચી માની નહિ. પણ કેટલાક તેના શ્રદ્ધાળુ અનુયાયીઓએ કહ્યું કે હોય યોગી પુરૂષો જમીનમાં સદેહે પણ જઈ શકે છે. એ વાત ઉપરથી અહીંનો કોળી એક કાળો માળી કરીને હતો. તેના બાપે સમાત ખોદીને સ્વામીને દાટયા હતા. એટલે તેણે રાત્રે ત્યાં જઈને ખોદીને જોયું તો તેના દેહનો પત્તો ન હતો ફક્ત તેનો અંચળો પડેલો હતો. એ ખબર સ્વામીના શિષ્યને પડતાં એ કોળીઓને શ્રાપ આપ્યો હતો કે તમારૂં સારૂં નહિ થાય કારણ કે તમોએ યોગી પુરૂષની એબ જોઈ.

કહે છે કે એ સ્વામીજી સીંહનું રૂપ લેતા અને એ વખતે ડુંગર પર રહેતા દીપડાઓ તેની પાસે આવીને બેસતા.

એ સ્વામીજીના છેલ્લા શિષ્ય ભૈરવપુરી હતા તે એ ભોંયરે આંબલીના ઝાડે ઉંધે માથે લટકીને તપ કરતાં, એના વખતમાં જે ચાર પાકા સીધાં મળતાં તેને બદલે રૂ. ૧૨) બાર દરબારશ્રી તરફથી બાંધી આપ્યા હતા. છેવટ સ્વામી ભૈરવપુરી આંહી તળાજી નદી કાંઠે લીંમડાનું ઝાડ છે ત્યાં ઉંધે માથે તપ કરતાં, છેવટે એ સ્વામી સંસારી થઈ ગએલા. પરંતુ પોતાની હયાતી સુધી ખોડીઆરની પુજા વિગેરે કરતા. નવરાત્રિમાં હવન કરતા અને સ્વામીજી દેવ થયા પછી તેમની ધર્મપત્ની માતાજીની પુજા કરતાં. પછી તેનું માસિક રૂ. ૧૨)નું વર્ષાસન બંધ થયું અને અને હાલમાં એક લટુર બાવો ત્યાં રહે છે તેને રૂ. ૫૦)નું વાર્ષિક વર્ષાસન આપવાનું નક્કી થયું છે.

૧૫. ચંબેલીનું ભોંયરૂં:—આપણે પાછા એભલ-મંડપ તરફ આવીએ અને ત્યાંથી તેની બાજુમાં ઉપરાણે ચડતાં મોરમેડી પાસે થઈને પશ્ચિમ બાજુએ જઈએ છીએ તો ત્યાં બીજાં બે ચાર ભોંયરા આવે છે અને પછી ચંબેલીનું ભોંયરૂં આવે છે ત્યાં આજદીન સુધી ચંબેલીનો એક છોડ કાયમ રહેતો માટે તેને એ નામની ઓળખે છે.

દંતકથા—પહેલા એ ભોંયરા પાસે એક પાણીનું ટાંકુ હતું. હાલમાં તે બુરાઈ ગયું છે અને તેની અંદર એક ગુફા હતી તેમાં એક મહાત્મા રહેતા હતા. અને તે એક કામધેનું જેવી ગાય રાખતા હતા. એ વિષે એવી વાત છે કે એ ગાય અહીંના ધણમાં હંમેશાં ચરવા જતી. પણ એ ગાય કોની છે એ ભરવાડ જાણતો નહિ. લગભગ ૭ માસથી ગાય આવતી. એટલે ભરવાડે એક દિવસ વિચાર કર્યો કે આ કોઈ અજાણ્યા માણસની ગાય છે, ઘણા વખતથી આવે છે. તેનો ધણી કોણ છે? તેમજ તેની વરત (ચરાઈ) કોઈ આપતું નથી. માટે આજ તો એ ગાયના ધણી પાસે જવું એવું ભરવાડે નક્કી કર્યું. સાંજે ગાયોનું ધણ ચરીને ગામમાં આવ્યું ત્યારે પેલી ગાય સીમમાંથી બારોબાર ડુંગર ઉપર ચડી એટલે ભરવાડ તેની પાછળ પાછળ ગયો. ગાય એ ભોંયરામાં ગઈ અને તેની અંદર પાણીનું ટાંકું હતું તેમાં ઉતરી એટલે ભરવાડ તેનું પુછડું પકડીને પાછળ ઉતર્યો થોડેક દૂર ગયો એટલે અંદર એક વિશાળ ચોક આવ્યો. ત્યાં ધુણી ધખતી હતી ત્યાં એક મહાત્મા બેઠા હતા. બીજા તેના શિષ્યો પણ બેઠા હતા. ગાય પોતાને બાંધવાને સ્થળે જઈને ઉભી રહી. આ બધો દેખાવ જોઈને ભરવાડ તો દિંગજ થઈ ગયો. ઘણી વખત એ પુતળાની માફક ઉભો રહ્યો ત્યારે મહાત્માએ કહ્યુ કે, બચ્ચા કોણ છે? અહીં કેમ આવ્યો છે? ભરવાડ બીનો અને છેવટે બોલ્યો કે મહારાજ આ ગાય આપની છે એ મને ખબર નહોતી નહીંતર અહીં આવત નહિ. બચ્ચા, બોલ શું જોઈએ છીએ? ભરવાડ કહે કાંઈ નહિ બાપુ. છેવટે મહાત્માએ કહ્યું કે જો પેલા ખુણામાં શાળના ફોતરાં પડ્યા છે તે લઈ લે. ભરવાડને એ ગમ્યું નહિ. પરંતુ આવા મહાત્માને ના પડાય નહિ એમ ધારીને પોતાને

ખભેથી ધાબળો હતો તેમાં કેટલાંક ફોતરાં બાંધી લીધાં. અને મહાત્માના શિષ્યે એ ભરવાડને બહાર લાવીને રસ્તો દેખાડયો. જેથી ભરવાડ સીધો બહાર આવીને ખોડીઆરના ભોંયરા તરફ નીચે ઉતર્યો ત્યારે એ ગાળીમાં શાળના ફોતરાં નાખી દીધા અને એકદમ ઘરે આવ્યો. એ બનેલી હકીકત તેની સ્ત્રીને કહી એટલે સ્ત્રીએ (એ કામમાં પુરૂષ કરતાં સ્ત્રીઓ વધારે હોંશિયાર અને ડહાપણવાળી હોય છે) પુછ્યું તમને મહાત્માએ શું આપ્યું? ભરવાડ કહે મને તો શાળના ફોતરાં આપ્યાં હતાં તેને ધાબળામાં બાંધ્યાં હતાં, પણ એને શું કરે? ખોડીયારની ગાળીમાં આવતાં મેં નાખી દીધાં. બાઈએ ધાબળો ખંખેર્યો તો ધાબળે ચોંટી રહેલું. એક ફોતર્યું હતું તે નીચે પડયું તો સોનાનું હતું. જેથી બાઈએ કહ્યું કે આ તો તમે ભૂલ કરી ચાલો ફોતરાં કયાં નાંખ્યા છે? જ્યાં ફોતરાં નાખ્યાં હતાં ત્યાં આવીને જુએ તો કાંઈ મળે નહિં, છેવટે એ ભોંયરૂ શોધ્યું પણ એ તેને જડયું નહિં, ને ગુફાએ મળી નહિં. બીજે દિવસથી એ ગાય ધણમાં આવતી બંધ થઈ.

એ ભરવાડના વંશજો હજી પણ ગાયોનું ધણ ચારે છે.

૧૬. ઉપરના ભોંયરાથી આગળ ચાલતાં ભૂલ ભુલામણીનું ભોંયરૂ આવે છે. એ ભોંયરાથી ઉતરીને બીજામાંથી ત્રીજામાં જવાય છે. અને ત્યાંથી બહાર નીકળીએ તો દક્ષિણ દિશામાં જ્યાં ખોડીઆરનું ભોંયરૂં છે ત્યાં અવાય છે. ખોડીયાર માતાજીના ભોંયરામાં ચોમાસામાં ઉપરથી પાણી ટપકયા કરે છે. તેનું કારણ એજ કે ભોંયરાઓ તથા પાણીના ટાંકાઓ એક બીજા સાથે સંકળાએલ છે એટલે આખો ડુંગર લગભગ ⅔ ભાગ પોલો છે. ⅓ ભાગ નક્કર પત્થર વાળો છે, કે જે ભાગ નૈરૂત્ય કોણનો છે. ત્યાં બિલકુલ ભોંયરા નથી. તે ભાગને ટોળ એવું નામ આપેલ છે. તેનું ચઢાણ કઠણ છે જેથી કોઈ ચડી શકતું નથી.

૧૭. ટોળના નીચેના ભાગમાં અણી જેવો આકાર છે તેની ઉપર એક મોટો ગોળ પત્થર છે, તેને ગુડગુડીયો પાણો કહે છે.

એ પત્થરમાં એક સોયના નાકાં જેટલું કાણું છે. એ કાણાં ઉપર મોઢું રાખીને પાછી ફુંક લઈએ તો પત્થરમાં ગુડગુડ એવો અવાજ થાય છે. અને મોઢામાં પાણીનો કોગળો આવે છે. એ ચોમાસામાં ખાસ બને છે.

૧૮. ત્યાંથી નીચે ઉતરીએ એટલે પશ્ચિમે ડુંગરની તળેટીમાં આવીએ છીએ. ત્યાં એક મોટો પત્થર પડેલો છે તેને ગોજારો પાણો કહે છે.

દંતકથાઃ—તે વિષે વાત છે કે આ પાણો, એક જાન રસ્તામાં જતી હતી અને વરઘોડીયાનું ગાડું આવ્યું એ ટાઈમે એ દડયો હતો. અને જાનનું ગાડું તથા વરઘોડીયા વગેરે દટાઈ ગયાં હતાં.

૧૯. દાતારઃ—એ ડુંગરની પૂર્વ બાજુએ—તેની જગ્યા છે. તેના વિષે એવી વાત છે કે—જુનાગઢથી જમીયલશા પીર અહીં આવ્યા હતા. તેણે ડુંગર ઉપર એ જગ્યાએ ૪૦ દિવસનો ચીલો ખેંચ્યો હતો, ત્યાર પછી એ સ્થળે એક નાનો એવો ઓટલો બનાવવામાં આવ્યો હતો, અને પછી ત્યાં ગરીબશા નામે તથા કાસમમીયાના નામે ફકીરો રહેતા. એ અરસામાં મુસલમાનોએ એક ખોરડું કર્યું હતું. એ દાતારના ખોરડા તરીકે ઓળખાતું. પછી એ ખોરડું પડી ગયું હતું. અને આજે ત્રણ વરસથી એ જગ્યાએ મુસલમાન લોકોએ ફાળો ભેગો કરીને નાનો એવો મકરબો બાંધ્યો છે. ઈદને દહાડે મુસલમાનો ત્યાં જાય છે.

૨૦. તાલવદૈત્ય તથા દાડમીઓ દૈત્યઃ—એ વિષે એવી હકીકત છે કેઃ— એ બે દૈત્યો અહીં રહેતા હતા અને તેઓની પહેલા બહુ જ રંજાડ હતી. પછી ભવાની માતાએ પ્રગટ થઈને માર્યા હતા. તાલવ (કાળવા) દૈત્યનું સ્થાનક દાતારની જગ્યા પાસે છે. અને ત્યાં દર શનિવારે તેલનો દીવો થાય છે. એ વિષે એવી માન્યતા છે કે, તળાજાથી જે કોઈ બહાર દેશાવર જાય છે. તેને કાળવો દૈત્ય ૭ માસમાં

એક વખત તો પાછો લાવે છે. બીજી એવી માન્યતા છે કે: જ્યારે જ્યારે વરસાદ ન થાય ત્યારે તેને જુવારનો ખીચડો કરીને તેની માનતા કરે છે. દાડમીઓ દૈત્ય તેનું સ્થાનક સુલતાનપુરની સડકે વાળા ભગવાનસંગ પથાભાઈથી વાડી પાસે છે. અને તેને પણ શ્રીફળ વગેરેની માનતા કરે છે. તેને વિષે એવી માન્યતા છે કે એ આસપાસની સીમમાં નુકશાન થવા દેતો નથી.

૨૧. ફતેહનાળઃ—એ નામની મોટી ૭ હાથ લાંબી તોપ છે. તે વિષે એવી માન્યતા છે કે:–એ ડુંગર ઉપર પડેલી છે. ઠાકોર સાહેબ વખતસિંહજી ઉર્ફે આતાભાઈના વખતમાં બાબા સાહેબ વગેરે મરાઠાઓ ખંડણી ઉઘરાવવા આવ્યા હતા. અને અહીંથી ૭ માઈલ ઉપર સુલતાનપુર ગામ છે ત્યાં છાવણી નાખીને પડ્યા હતા.

એ વખતે ડુંગર ઉપરથી ફતેહનાળમાં દારૂ ગોળો ભરીને ફોડવામાં આવી હતી. એટલે તેનો તંબુ વગેરે ઉડાડી મૂકયું હતું અને તેના ઘણા મરાઠાઓનો ઘાણ વાળી દીધો. અને મરાઠાઓ તથા બાબાસાહેબ વગેરે ભાગ્યા હતા. એ વખતે ફતેહ કરી એટલે તેનું નામ ફતેહનાળ પાડયું છે. તે હજુ સુધી ડુંગર ઉપર પડેલી છે. વળી એમ પણ હકીકત છે કે એ ફતેહ-નાળને પહેલાં વેંતથી ભરીએ તો ૧૨ વેંત થાય છે. અને બીજી વખત ભરીએ તો તેર વેંત થાય છે એવી વાત શ્રદ્ધાળુ માણસો કરે છે. વળી શ્રાવણ માસમાં સમુદ્ર પુજનને દિવસે ના. દરબારશ્રી તરફથી તેની શ્રીફળ અને સીંદુર વિગેરેથી વીધી કરવામાં આવે છે.

૨૨. જૈન દેરાસરોની હકીકતઃ—

વચલા ચોકમાં જે દેરાસર છે તે ઘણું જુના વખતનું છે. એમ જૈન લોકો કહે છે. એ દહેરામાં સુમતીનાથ (સાચાદેવ) ભગવાનનું દેરાસર છે અને તેની સામે દહેરીઓની પશ્ચિમ મુખે હાર આવેલી છે. લગભગ બે હજાર વર્ષનું એ દહેરૂં છે એમ એ લોકોનું માનવું છે. પરંતુ એ દહેરામાં સં. ૧૮૭૧ની સાલમાં પ્રતિષ્ઠા થઈ હતી.

જૈન લોકો કહે છે કે એ દહેરૂં તથા મુર્તિ બે હજાર વર્ષ પહેલાના છે. જ્યારે મુસલમાની રાજ્ય હિન્દુસ્તાનમાં થયું ને જ્યારે મુસલમાનો આ તરફ આવવા લાગ્યા ત્યારે એ મૂર્તિનું ઉત્થાપન કરીને ભોંયમાં ભંડારી દેવામાં આવ્યા હતા. એ પછી સં. ૧૮૭૧માં એ મૂર્તિઓની પ્રતિષ્ટા કરવામાં આવી હતી. એ દહેરા પાસે ગઢ બાંધેલો છે અને તેના કોઠા ઉપર એક વજેરી બાંધેલી છે ત્યાં તેના દેખરેખ રાખવા વાળા માણસ રહે છે.

૨૩. ટેકરી ઉપર ચૌમુખજીનું દહેરૂં છે અને એ દહેરૂં રાધનપુરવાળા મશાલીઆ કુટુંબનું બંધાવેલ છે, હાલ તેને ૧૨૫ વર્ષ થયા છે.

૨૪. નવું દહેરૂં:–ત્યાં પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા પધરાવેલ છે. એ દહેરૂં અમદાવાદવાળા શેઠ દલપતભાઈ મગનભાઈની વિધવા લક્ષ્મીબાઈએ સં. ૧૯૮૦માં બંધાવીને તેની પ્રતિષ્ઠા કરેલ છે. એ મૂર્તિ અહીંથી એક કોશ ઉપર આવેલ સાખડાસર ગામની સીમમાંથી નીકળી હતી અને તેને પધરાવવા માટે નવું દહેરૂં બાંધવામાં આવ્યું છે.

જૈન લોકો તળાજા ડુંગરને તાલધ્વજગીરી કહે છે અને શેત્રુંજ્ય (સીદ્ધાચળ)ની સાત ટુંકમાંની એક ટુંક ગણે છે. બહાર દેશના જૈન યાત્રાળુ પાલીતાણે શેત્રુંજાની જાત્રાએ આવે છે તે આંહી તળાજા સુધી આવે છે. શેત્રુંજીને શેતલ ગંગા કહે છે. તે શેત્રુંજા ડુંગરની પાસેથી વહે છે એટલે તેને પવિત્ર માને છે.

પ્રથમ આ ડુંગર ઉપર દીપડાઓ બહુ રહેતા હતા. ડુંગરે અને તેની આસપાસ પુષ્કળ ઝાડી હતી. એ દીપડાઓને જ્યારે વોટસન સાહેબ આંહી આવ્યા ત્યારે તેણે ઘણાએક માર્યા હતા.

હાલમાં ડુંગર ઉપર ડુક્કર સિવાય બીજાં જાનવરો રહેતાં નથી. તેમજ હવે બહુ ઝાડી પણ નથી.

વનસ્પતિ—કલમોના ઝાડ છે. એ ચોમાસામાં ફાળે છે. ત્યારે ડુંગર લીલો નાઘેર જેવો લાગે છે. દક્ષિણ તથા પશ્ચિમ દિશાએ બિલકુલ ઝાડ નથી. એ સિવાય ઔષધીની વનસ્પતિ થોડી થાય છે. પણ હાલમાં કોઈ બહુ જાણકાર માણસો નથી.

## પ્રાચીન ઈતિહાસ

ઈ૦ સ૦ ના ત્રીજા સૈકા પછી વલ્લભીપુરના રાજ્યનો નાશ થયો. અને છેલ્લો શિલાદીત્ય રાજા મરાયો પછી તેની રાણી સગર્ભા હતી. તે જંગલમાં તેના વિશ્વાસુ માણસો સાથે ગએલ અને ત્યાં તેને પૂત્ર અવતરે છે. એ પૂત્રનો જન્મ એક ગુહામાં થયો એટલે તેને ગુહો એવું નામ આપેલુ હતું. તે પુત્રને એક વિશ્વાસુ બ્રાહ્મણને સોંપીને રાણી સતી થઈ જાય છે. એ જંગલમાં નીકળી જાય છે. અને ભીલ લોકોની સાથે રહીને તીરકામઠાની વિદ્યા શીખે છે. છેવટે ભીલો તેને પોતાનો નાયક રાજા ઠરાવે છે. અને મેવાડમાં કેટલોક મુલક મેળવે છે. ત્યાર પછી તેની પાંચમી છઠ્ઠી પેઢીએ બાપો રાવળ જે મેવાડનો ભાગ્ય વિધાતા એ રાજા થાય છે. તેના વખતમાં એના વંશજો કેટલાક રાજપુતો પાછા સૌરાષ્ટ્રમાં આવે છે. અને વલ્લભીપુર હતું તેની બાજુમાં એક ગામ વસાવીને ત્યાં રાજધાની કરે છે. અને પોતાનો ગએલો મુલક પાછો મેળવે છે, એ રાજપુતોએ પોતાનો ગએલો મુલક પાછો મેળવ્યો એટલે તેઓ વાળા રાજપુત કહેવાયા અને એ ઉપરથી વળા એ રાજધાનીનું નામ કહેવાયું. એ વાળાઓનું રાજ્ય વળા અને આ તરફ ગોહીલવાડમાં હતું. તેમાં એભલવાળો થયો કે જેની હકીકત એભલ મંડપના ભોંયરાની હકીકતમાં આવી ગઈ છે. એવી રીતે એ વંશમાં સાત એભલ નામે રાજા થયા. એ સિવાય સુરવાળો, ગેલુણવાળો ઉગોવાળો, ચાંપરાજવાળો જસોવાળો શેળાઅતવાળો વગેરે રાજાઓ થઈ ગયા. એ વખતે કાઠીઆવાડમાં બીજા રાજ્યો જેડવા તથા રા' ના હતા. પછી મારવાડમાંથી ગોહીલો આ તરફ આવ્યા. અને તેણે રાણપુરનું રાજ્ય સ્થાપ્યું. એ વખતે જે વાલમ બ્રાહ્મણો, રાણપુર ધંધુકા તરફ પેલા એભલના વખતે વળામાંથી જતા રહ્યા હતા. તે મેર લોકોના ગોર થઈને રહ્યા હતા. તેના ચડાવ્યાથી રાણાજી ગોહીલ તથા ધનમેરે આવીને એ તરફનો વાળાના મુલકનો કેટલોક ભાગ લઈ લીધો, પછી ત્રીજા એભલે તળાજામાં આવીને રાજ્ય સ્થાપ્યું અને રાજધાની કરી. ત્યારથી આ તરફનો મુલક હજી સુધી વાળાક કહેવાય છે, પછી એ વંશમાં છેલ્લા રાજા શેળાઅત વાળાને આવડ માતાનો શ્રાપ થયો. અને પછી છેલ્લા એભલે પટગરની કન્યા સાથે લગ્ન કર્યું. અને પછી તેના વંશજો કાઠીઓ થયા અને તેણે પણ સૌરાષ્ટ્રનો ઘણો ભાગ સ્વાધીન કર્યો હતો. ત્યારથી જ આપણો દેશ કાઠીઆવાડ કહેવાયો. તળાજામાં વાળા પછી વાજાનું રાજ્ય થોડો વખત થયું અને પછી થોડા વરસ બારૈયા કોળીઓની ૧૨ બાર ગામની હકુમત હતી. પછી ખંભાતના નવાબ પાસે તળાજા પ્રગણું ૩-૪ વરસ રહ્યું. અને ઈ. સ. ૧૭૭૫થી આપણા ભાવનગરની સત્તા નીચે આવ્યું.

" ત્રીજા એભલવાળાની હકીકત "

તળાજામાં જ્યારે ત્રીજો એભલવાળો રાજ્ય કરતે હતો ત્યારે એક મોટા દુકાળ પડયો હતો.

દંતકથા:—એ દુકાળ વિષે એવી વાત છે કે:—ટીમાણાગામ કે જે અહીંથી ત્રણ કોષ ઉપર આવેલું છે. એ પહેલા મોટું ગામ હતું. અને પહેલાં તો તેને ત્રંબાવટી નગરી કહેતા હતા. ત્યાં રાંકો વાંકો નામે બે જૈન વાણીઆ રહેતા હતા. તેઓ અનાજનો મોટો વેપાર કરતા હતા. એક વખત તેણે અનાજનો પુષ્કળ સંગ્રહ કર્યો હતો. અને આવતી સાલનો પણ દાણો ખેડૂતો પાસેથી રાખી લીધો હતો. પરંતુ આવતી સાલમાં પાક સારો થવા વકી હતી. એટલે વાણીઆએ જાણ્યું કે વરસ સારૂં થશે તો આપણું અનાજ બધું સળી જશે અને ભાવે બેસી જશે. તો મોટી રકમની ખોટ જશે. એ ધારણાએ તેણે વિચાર કર્યો કે અનાજ મોંઘુ થાય એવો જો કાંઈ

ફીમીયો જડે તો આપણો બેડો પાર થઈ જાય. એવામાં તેને ત્યાં ઉદેરાજ નામના એક ગોરજી આવી ચડયા અને વાણીઆએ તેને પોતાને ત્યાં ઘણા દિવસ રોકયા અને તેની બહુ જ સેવા ચાકરી કરી. છેવટ ગોરજીને કહ્યું કેઃ–મહારાજ આપ એવો કોઇ ઉપાય બતાવો કે મે અનાજનો સંગ્રહ કર્યો છે. તે તમામ ખપી જાય, અને તેનો સારો ભાવ આવે. ગોરજીએ કહ્યું કે એ કેમ બને. છેવટ વાણીઆએ કહ્યું કે જો દુકાળ પડે તો એ કામ થાય. ગોરજી કહે કે જો દુકાળ પડે તો દુનીયા બધી દુઃખી થઈ જાય અને માલ નાશ પામે. ત્યારે વાણીઓ કહેઃ–દુનીયા ભલે નાશ પામે પણ અમારો સ્વાર્થ સાધવો જોઇએ. ગોરજીએ વાણીઆને બહુ બહુ સમજાવ્યો પણ એ તો પત્થર ઉપર પાણી. અહિંસાનો બોધ આપ્યો. પણ એ ધર્મ તો સ્વાર્થ માટે નહી. છેવટ ગોરજીએ કંટાળીને તેને એક ચીઠીમાં જંત્ર કરીને કહ્યું કે આ એક નાની ડાબલીમાં નાંખીને તે ડાબલી એક મૃગના શીંગડામાં પેક કરી દેવી, એ પ્રમાણે વાણીઆએ કર્યું અને મૃગ (કાળીઆર)ને છુટો મુકી દીધો. એ મૃગ સાણા ડુંગરની એક ગાળીમાં ફરવા લાગ્યો. જે જે જગ્યામાં મૃગ ફરે ત્યાં તેના શીંગડામાંથી પાણી ઝર્યા કરે. આખા મુલકમાં તો તદન સુકોકાળ પડયો, જાનવરો તથા માણસો ભૂખે મરવા લાગ્યા. આખા મુલકમાં કયાંય પણ ઝાડપાન મળે નહી. ફક્ત જેટલી જગ્યામાં એ મૃગ (કાળી-આર) ફરે ત્યાં લીલાડો રહે અને એ મૃગ ચર્યા કરે.

આ પડેલા દુકાળથી લોકો બહુ ત્રાસી ગયા હતા. એ સમયે એભલવાળાએ તેને માટે ઘણા ઘણા ઉપાયો કર્યા. છેવટ તેને એવી ખબર મળી કે સાણા ડુંગરમાં એક મૃગ ચર્યા કરે છે, અને જે જે જગ્યાએ એ ફરે છે. ત્યાં લીલું ઘાસ છે. એ સાંભળીને પોતે તથા સાથે પોતાના સવારોને લઇને સાણા ડુંગરે ગયા. તેની ગાળીમાં પેલો મૃગ ચરતો હતો. તેને આડફળાં બાંધીને પકડયો. જ્યાં તેના શીંગડામાં જુએ તો તેમાંથી પાણી ટપકયા કરતું હતું. એટલે એ હરણનું શીંગડુ કાપ્યું અને ફાડીને જોયું તો તેમાંથી એક ડાબલી નીકળી તે લઈને હરણને છુટો મૂકી દીધો. એ શીંગડું કપાયું છે એ જગ્યાએ ગામ વસ્યું છે. તેને શીંગડુંફટાણું કહે છે. પછી એભલવાળો વગેરે ત્યાંથી ડાબલી લઇને ચાલ્યા. દશ બાર ગાઉ ઉપર આવ્યા હશે ત્યાં બીજા સાથીદારોએ કહ્યું કે બાપુ હવે ડાબલી ખોલો, ત્યારે એભલે કહ્યું કે જો ડાબલી ખોલશું અને વરસાદ તૂટી પડશે એટલે સાથીદારોએ કહ્યું કે અત્યારે ખરો બપોર છે. ધોમ ધખ્યો છે. કયાંય પણ વાદળનું નામ નિશાન નથી. માટે ખોલો, હકીકત શું છે તે જોઇએ. છેવટે સહુના આગ્રહથી એભલે ડાબલી ખોલી અને જંત્ર બહાર કાઢયો ત્યાં તો ઉત્તર દિશાએથી એક ઢાલકવા વાદળી ચડી અને જોતજોતામાં વાદળ ઘેરાઈ ગયું અને વરસાદ મુસળધારે તૂટી પડયો. ઘડીમાં તો આખી પૃથ્વી ઉપર જળ બંબાકાર થઈ ગયો. કોઈ પ્રલયકાળનો મેઘ મંડાયો હોય તેવો વરસાદ પ્રાસટ દેવા માંડયો. જ્યાં જુઓ ત્યાં પાણી પાણી થઈ ગયું.

એ સમયે એભલવાળો અને તેના સાથીઓ છુટા પડી ગયા અને જેને જે દિશા આવી તે દિશાએ નાસવા લાગ્યા છેવટે સૌ વીખરાઈ ગયા. કોઈને કયાં જવું તેની ભાન રહી નહી. એભલવાળાનો ઘોડો પણ એક દિશાએ નાસવા માંડયો હતો. આડેવગડે પાણી માથોડું ચાલ્યું જતું હતું. નદી નાળા ભરાઈ ગયા હતા. મોટી નદીઓ તો ચળીની જેમ કોગળા કરતી વહી જતી હતી.

આવી રીતનો એક ધારો વરસાદ બપોરનો મંડાણો તે સાંજ સુધી રહ્યો. એ વરસાદના મારથી તેમજ ટંઢીથી એભલવાળો ઘોડા ઉપર ઠરીને ઠુંઠવાઈ ગયો હતો. ઘોડાની લગામ સાથે તેના હાથની ભડાગાંઠ પડી ગઈ હતી. સાંજ પડી, વરસાદ ધીમો પડયો, પણ તેનો દેવમુની ઘોડો પાણી પંથે જતો હતો. અંધારૂં થયું એટલે દૂરથી એક દીવાના પ્રકાશ ઉપર ઘોડો ચાલ્યો. એ દીવો એક ચારણનો નેસ હતો ત્યાં બળતો હતો. ત્યાં જઈને એ ચારણના ઘર આંગણે ઉભો રહ્યો. અને હાવળ કરી, એટલે એ ઘરમાંથી

એક ચારણીવાણી બાઈ બહાર આવીને જુએ છે તો ઘોડા ઉપર એક પુરુષ ઠરીને બેભાન સ્થિતિમાં પડ્યો હતો. તેણે તુરત એભલને તેડીને નીચે ઉતાર્યો અને ઘોડાને તેની ગમાણે બાંધી દીધો. એ નેસમાં માલધારી ચારણો રહેતા હતા. ને દુકાળ પડવાથી સહુ પોતાનો માલ હાંકીને ગીરમાં ગયા હતા. એ નેસમાં ૧૫-૨૦ ચારણના ખોરડા હતા. ચારણબાઈનું નામ સાંઈનેસડી હતું. તેણે એભલને બીજા કોરાં કપડાં પહેરાવીને ભીના ઊતારી લીધાં અને દેવતા કરીને ખૂબ તપાડ્યો. છતાં તેની શરદી વળી નહિ. બાઈએ જાણ્યું કે જો શરદી નહિ વળે તો શું થાશે. તેના ઘરમાં વનસ્પતિના ઓસડીયા હતા તે પાયાં પણ કાંઈ ફેર પડયો નહિ. છેવટે સાંઈનેસડીએ વિચાર્યું કે આ કોઈ રાજવંશી પુરુષ છે. જો શરદી નહિ વળે તો સવાર પડશે ત્યાં મરી જશે, એટલે પોતે ઢોલીઓ પાથરી તેની ઉપર એભલને સુવાડયો. અને તેની સોડમાં વચ્ચે તલવાર મૂકી ને પોતે તેની સાથે સુતી. અને પરમાત્માની સ્તુતિ કરી. સાંઈનેસડી એતો જોગમાયા હતી. એકાદ પ્રહર સુતી એટલે સ્ત્રીના શરીરની કુદરતી ગરમીથી એભલના શરીરમાં ગરમી આવી અને શરદી ઉતરવા લાગી, ઘડીકવાર પછી—એભલે પડખું ફેરવ્યું અને કહ્યું કે કોણ? એટલે સાંઈ નેસડી ઠેકડો મારીને પલંગ પરથી નીચે ઉતરી ગઈ ને કહ્યું ભાઈ હું તારી બહેન છું. કાંઇ પણ મનમાં અંદેશો લાવીશ નહિ.

સવાર થયું એટલે એભલવાળો વધારે સ્વસ્થ થયો. અને એક બીજાની હકીકત પૂછી. એભલવાળાએ પોતાની હકીકત કહી સંભળાવી સાંઇનેસડી એ કહ્યું કે આ નાગાજણ ચારણનું ઘર છે. આ નેસના બધા ચારણો માલ હાંકીને વાઢે ગએલ છે. આપ જેવા રાજવીએ આ પુન્યનું કામ કર્યું એટલે હવે સૌ ઘેર આવશે. એભલવાળો ત્યાં ત્રણ દિવસ રોકાયો. પછી ચાલતી વખત કહ્યું કે બહેન તમોને મારે કાપડું આપવું જોઇએ. તો તમો જે માગો તે આપું.

સાંઈનેસડીએ કહ્યું કે હે ભાઈ આજ મારે કાપડું જોઈતું નથી પણ વખત આવે કાપડું માગીશ.

એભલ સાંઈનેસડીની રજા માગી ને વિદાય થયો. ત્યારબાદ નેસમાંની બીજી સ્ત્રીઓ સાંયબા ઉપર ખોટું આળ મૂકીને તેની નિંદા કરવા મંડી પડી.

આખા દેશમાં વરસાદ પુષ્કળ થવાથી જે ચારણો માલ હાંકીને ગયા હતા. તેઓ પોતાનો જે કાંઈ માલ ઢોર બચ્યાંને લઈ સૌ સૌને ઘેર આવવા નીકળ્યા. અને પોતપોતાને ઘરે આવ્યા. બીજે દિવસે નાગાજણને બીજા ચારણોએ કહ્યું કે ભાઈ તમારે ઘરે તો સૌ ખુશીમાં છે ને કારણ કે બીજાને દુકાળ હતો પણ તમો તો મોટાના ઓળખીતા અને તમારે ત્યાં રાજા મહેમાન થાય પછી એમાં શું ખામી હોય? એ સાંભળી નાગાજણને ક્રોધ ચડયો અને ઘેર આવી તેની સ્ત્રીને ન કહેવાના વેણ કહ્યાં તેમજ માર માર્યો ને બીભત્સ ગાળો દીધી. સાંયબાએ ચારણને ઘણો સમજાવ્યો. પણ તે કાંઈ સમજ્યો નહિ.

ત્યારે સાંયબાએ જાણ્યું કે આ ચારણ કોઈ રીતે નહિ માને તેમજ બીજાઓ પણ હંમેશા મારી નીંદા કર્યા કરશે, અને મારી ઉપરનું આળ કાયમ રહેશે. એમ ધારીને સૂર્યનારાયણની પ્રાર્થના કરીને કહ્યું કે—હે સૂર્યનારાયણ જો હું સાચી હઈશ અને મેં મારૂં શિયળ પ્રાણ સાટે સાચવ્યું હશે તો આ ચારણને કોઢ નીકળજો. નહિતર મને કોઢ નીકળશે. એમ કહીને ચારણને શ્રાપ આપ્યો. સતીના શ્રાપથી ચારણને કોઢ નીકળ્યો. જેથી ચારણ બહુ જ દુઃખી થવા લાગ્યો. અને સાંયબાની માફી માગવા લાગ્યો. અને કહેવા લાગ્યો કે મને કોઇ રીતે બચાવ. સાંયબાએ કહ્યું કે હાલમાં કાંઈ ઉપાય નથી. તમારે દુઃખી થવાનું છે અને મારે તમારી ચાકરી કરવાની છે. એ વાતને ચાર પાંચ માસ થઈ ગયા, ચોમાસું ઉતરીને શિયાળો આવ્યો. પછી સાંઈનેસડીએ એક કરંડીઓ લઈને તેમાં રૂના પોલ ભરી, તેમાં ચારણને બેસાર્યો. માથે કંડીઓ ઉપાડીને તળાજા આવી. ગામને પાદરે આવીને માથેથી કંડીઓ ઉતારીને એભલને કહેવરાવ્યું કે તમારી બહેન સાંઈનેસડી આવી છે.

અને તે કાપડું માગે છે, જો તારે કાપડું દેવું હોય તો આંહી આવ.

એભલવાળો એ વખતે જમવા બેઠો હતો. ત્યાં તેને ખબર મળ્યા એટલે એકદમ પોતે અડવાણુ પગે દોડીને સાંઇ નેસડી પાસે આવ્યો ને કહ્યું કે બહેન આંહી કેમ ઉતર્યા, ચાલો દરબારગઢમાં, તમો જે કાપડું માગો તે દેવા હું તૈયાર છું. સાંઇ નેસડીએ કહ્યું બાપ હું ત્યાં નહિ આવું તારે કાપડું આપવું હોય તો આંહી જ આપ, એમ કહીને પેલો કંડીઓ ઉઘાડયો. અને તેની અંદર બેઠેલ પોતાના પતિને દેખાડીને કહ્યું કે ભાઇ તું આવ્યો હતો ને મેં તને ત્રણ દિવસ રાખ્યો હતો એનું જ આ પરિણામ છે. એમ કહીને તેણે બનેલી હકીકત કહી. એ સાંભળીને એભલ છક થઈ ગયો, અને પૂછ્યું કે બહેન હવે આનો શો ઉપાય? સાંયબાએ કહ્યું કે કોઇ બત્રીસ લક્ષણાનું માથું કાપીને તેના લોહીથી આ ચારણને નવરાવવામાં આવે તો તેનો કોઢ જાય. એભલે કહ્યુ કે તો તેને માટે મારૂં માથું તૈયાર છે. સાંયબા કહે બાપ તું રાજા છે. તારૂં માથું નહિ પણ તારા કુંવરનું માથુ આપ. એ સાંભળી બીજા માણસો તો દીગંજ થઇ ગયા અને બોલ્યા કે આવું તે કાંઇ કાપડું હોય! પરંતુ એભલે તો પોતાના કુંવર અણાવાળાને બોલાવ્યો. ને પૂત્રને સંબોધીને પૂછ્યું કે બેટા તારી ફૈબા તારૂં માથું માગે છે, બોલ શું વિચાર છે? અણો કહે, પિતાશ્રી દેવી માથું માગે છે અને તે વળી એક ચારણના (દેવી પૂત્ર) પ્રાણ બચાવવા ખાતર તો આ એભલનો પૂત્ર કદી ના પાડે જ નહી.

અણાના લગ્ન થયાં પાંચ જ દિવસ થયા હતા. તેને હાથેથી હજી મીંઢોળ છૂટયો નહતો, અણાની ખૂશી જોઇને સાંયબાએ કહ્યું કે બેટા તારી માતા તથા તારી સ્ત્રીની રજા લઈ આવ.

રાણીએ તેમજ અણાની નવ પરણીત સ્ત્રીએ પણ કહ્યું કે એક ચારણ માટે દેહનો ભોગ આપવો જોઇએ એના જેવું બીજું કયું સત્કાર્ય હોઈ શકે!

કુંવરને હાથે મીંઢોળ બાંધેલ છે અને પોતાનું અણનમ મસ્તક નમાવીને સાંય નેસડી સામે હાથ જોડીને ઉભો રહ્યો. ખરેખર એ વખતનું દ્રશ્ય અલૌકિક હશે. એ વખતે હાથમાં તલવાર લઇને જરા પણ નહિં ડગતા એભલે પોતાના કુંવરનું માથુ તલવારના એક જ ઝટકે ઉતારી આપ્યું અને કહ્યું કે લે બહેન, આ કાપડૂં! એ દ્રશ્ય જોઈ લોકોમાં હાહાકાર થઈ ગયો અને ધન્ય એભલ! એવા શબ્દો નીકળી ગયા એ વખતે સાંય નેસડી બોલી છે કેઃ—

કવિત

જોતું કીધું જાણ, અણ જોતાને શું કરૂં
ભલપને કીધું જાણ તે કેનેરીવાળું કાપડું
મંગળમાં મોકાણ કરતાં તું કંપ્યો નહિં.
એ નવેખંડમાં નામ, એભલ જા તારી હજે.

એ પ્રસંગ વિષે એક કવિ કહે છે કેઃ—

સોરઠો કરો વિચાર બે વાળામાં કયો ભલો,
શીરનો સોપણહાર કે વાઢણહાર વખાણીએ.

એ કુંવરના લોહીથી ચારણને નવરાવ્યો એટલે તેની કંચન જેવી કાયા થઇ ગઇ પછી સાંય નેસડીએ કુંવરનું માથું ધડ સાથે મૂકીને ભવાની માતાની પ્રાર્થના કરી ઉપર અંચળો ફેરવ્યો. એટલે કુંવર પણ સજીવન થયો. અને સૌ સાંયનેસડી સામું હાથ જોડીને ઉભા રહ્યા.

સાંયનેસડીએ નાગાજણને કહ્યું કે ચારણ તમે હવે પધારો આજથી તમારો ને મારો સંબંધ ખલાસ થાય છે.

પોતે પણ એભલને તથા અણાને આશિષ આપીને ચાલી નીકળ્યા. તેનું સ્થાનક પણ છે.

આ બધા પ્રસંગ તથા પહેલા એભલ વિષે એક કવિત છે.

ઝુલણા છંદ

પ્રથમ મેહ વાળીઓ, કહોક ટાળ્યો પછે
વાળો સતવાદીઆ જેમ વાદી
તખત ભૂપા શિરે શિરોમણ તળાજું
ગાદીયાં શિરોમણ વળે ગાદી
કોડ પરણાવતલ દીકે એકે કન્યા

| | | | |
|---|---|---|---|
| ભયંકર | ભાંજતલ | શેર | ભેભો |
| શાપ | ઉતારતલ | નેહડી | સાયરો |
| અણારો | આપતલ | શીશ | એભો |
| પોતરો | સુરરો સૂર | જેહડો | પિતા |
| મોજ | મહેરાણુ | હિંદવાણુ | માજા |
| વંસરો | ઉવાસણુ | ઉવસણુ | વસાવણુ |
| શંકરો | માળવો | | ધર્મરાજા |

## ઉગાવાળાની હકીકત

એભલવાળા પછી તેનો કુંવર અણોવાળો ગાદીએ આવ્યા. ઘણાનું એવું માનવું છે કે એ ઉગાવાળાનું નામ ધારણ કરીને ગાદીએ બેઠા હતા.

એના વખતમાં જુનાગઢની ગાદીએ રા,કવાટ હતો. ઉગોવાળો તેનો ભાણેજ થાય. એ સમયે **શ્યાળ** બેટમાં અણુંદ સાંખલો કરીને રાજા હતો, તેના વિષે એવી વાત છે કે અણુંદ સાંખલે કેટલાક નાના નાના રાજા તાલુકદારોને યુક્તિ પ્રયુક્તિથી શ્યાળ બેટમાં કેદ કર્યા હતા. એ રાજાઓને પોતે એકેક પીંજરામાં પૂર્યા હતા. અને હંમેશા તેને ગળામાં ફાંસો નાંખીને દોરીતાણી કુકડુકુક એમ બોલાવતો. એ બાબતનું અભિમાન હંમેશા પોતાની સ્ત્રી પાસે આવી કરતો, અને તે તીરંદાજ એવો હતો કે પોતાની સ્ત્રીને સામે ઉભી રાખીને તેની સામે નિશાન તાકીને તેનાં વિંધેલા કાન સોસરૂં તીર કાઢતો.

આ રીતનું હંમેશાનું દુઃખ જોઈને તેની સ્ત્રીએ કહ્યું કે તમોએ બધા રાજાઓને કેદ કર્યા છે પણ જુનાગઢના રાજા રા,કવાટને કેદ કરો ત્યારે ખરા, જુનાગઢનો રા,કવાટ કાંઈ જીતીને કેદ થઇ શકે તેવો ન હતો, એટલે અણુંદ સાંખલે છળ કપટથી તેને પકડવાનો નિશ્ચય કર્યો.

પોતે સોદાગરનો વેશ લઈને વહાણુ તૈયાર કરી તેમાં સારા સારા ઘોડાઓ લઈને તથા છૂપી રીતે હથિયારબંધ કેટલાક માણસો લઇને વેરાવળ બંદરે વહાણુ લંગાર્યું. અને થોડાએક માણસો લઇને જુનાગઢ આવ્યો. રા,કવાટને મળ્યો, તેને વાત કરી કે હું સોદાગર છું. ને મારી પાસે કેટલા એક કિંમતી ઘોડાઓ છે. માટે આપ મારી સાથે આવીને જુઓ ને આપને પસંદ પડે તો ઘોડા ખરીદો, એમ કહીને રા,ને સમજાવી, ભોળવીને પોતાના વહાણુમાં લઈ જઈ તેને ઘોડાઓ બતાવવા લાગ્યો, અંતે સંકેત પ્રમાણે વહાણુ ચલાવવામાં આવ્યું. વહાણુ થોડે દૂર નીકળ્યું એટલે રા,ને કેદ કરી લીધો અને શ્યાળ બેટ લઈ ગયો. બીજા રાજાની માફક તેને પણ પીંજરામાં પૂર્યો. તેને પણ કુકડુકુ બોલાવવા લાગ્યો, રા,ને ઘણોએ ક્રોધ ચડયો પણ શું કરે?

થોડા દિવસ પછી આંહીનો એક ચારણુ ત્યાં જઈ ચડયો, તેની સાથે રા,એ તળાજાના ઉગાવાળાને એક સંદેશો કહેવરાવ્યો કે ભાણેજ ઉગા, હું પીંજરે પડયો છું માટે મને તું છોડાવ.

એ ખબર ઉગાવાળાને મળી એટલે એક વહાણુ તૈયાર કરાવી તેમાં એક હજાર ઘાસની ગાંસડીઓ ભરી તેમાં દરેક ગાંસડીમાં હથિયારો છૂપાવ્યા, અને એક હજાર સૈનિકો છૂપાવેશમાં સાથે લઈને શ્યાળ બેટમાં ઉતર્યા.

દરેક જણુ માથે ઘાસની ગાંસડીઓ લઇને અણુંદ સાંખલાના દરબારગઢ પાસે વેચવાને બેઠા. એ ખબર સાંખલાને પડી એટલે તેણે એ ગાંસડીઓ પોતાની વખારમાં લઈ જવાનો હુકમ કર્યો. મફત પડાવી લેવી એવો તેનો વિચાર હતો, એટલે ઘાસની ગાંસડીઓ લઈને સૌ દરબાર ગઢમાં ગયા. અને ત્યાં જઈને ઉગાવાળાએ સંકેત કર્યો મુજબ સૌ હથિયાર બંધ સજ્જ થઈ ગયા ને અણુંદ સાંખલાને ઓચિંતો પકડી લીધો. પછી જ્યાં બધા રાજાઓને કેદ કર્યા હતા. ત્યાં આવીને એકેક લાત દરેક પીંજરાને મારીને તોડી નાખી, બધા રાજાઓને બંધન મુક્ત કર્યા. રા,ને સાથે લઈને પોતે પોતાનું વહાણુ વેરાવળ બંદર લંગારીને રા,ને જુનાગઢ મૂકવા ગયા.

પણ એવું બન્યું કે રા,ને છોડાવવા જ્યારે ઉગોવાળો ગયા હતા ત્યારે રા,ના પીંજરાને પાઠ મારી હતી તે સંબંધમાં રા,ને અપમાન જેવું લાગ્યું.

જેથી રા, ઉપકારને બદલે અપકાર કરવાને તૈયાર થયો. એ અપમાન સંભારીને ઉગાની સાથે તેણે ધીંગાણું કર્યું. ત્યાં ધીંગાણામાં ઉગોવાળો રણમાં પડે છે. એ વાતની ખબર ઉગાની બહેનને પડે છે. અને જ્યાં ઉગાની ખાંભી હતી ત્યાં જાય છે. હાલ પણ એ ખાંભી ચીત્રાસર ગામ પાસે છે. પરંતુ ઘણાએ પાળીઆમાં ઉગાની કઈ ખાંભી હશે. તે ઓળખી શકાય તેમ ન હતું. પછી ત્યાં ઉગાને સંભારીને રડે છે. ત્યારે બધા પાળીઆમાંથી ઉગાની ખાંભી જરા વાંકી નમે છે. અને પછી ત્યાં ઉગાવાળાની બહેન પોતાના ભાઈની ખાંભીને તેલ ને સીંદુર ચડાવવાને બદલે પોતાનું લોહી ચડાવે છે.

ઉગાવાળા વિષે એક દુહો છે. જે રા,કવાટ કહેવરાવે છે.

—દુહો—

છાતી ઉપર શેરડો, માથા ઉપર વાઢ;
ભણજો ભાણેજ ઉગલા, કર પાંજરે કવાટ;
તું કે તો તક આવ્ય, તાળી તળાજા ધણી;
વાળા હવે વજાડય, એકે હાથે ઉગલા.

### શેળાઅતવાળાની હકીકત

તળાજાની ગાદી ઉપર છેલ્લો રાજા શેળાઅતવાળો થયો. તેની વિષે એવી હકીકત છે કેઃ—તેના દરબારમાં તેના હજુરીયામાં મુખ્ય એક મામડીઓ કરીને ચારણ તથા એક સસુર કરીને આહીર હતો. એ બંનેને દરબારે જમીન આપેલી હતી, અને તે જમીન તેને એક શેઢે હતી. એટલે એક બીજાને એ કારણે મનદુઃખ થયા કરતું હતું. જેથી સસુર આહીર તેની ઈર્ષા કરતો હતો, કારણ કે દરબારમાં મામડીઆનું સારૂં માન હતું. હંમેશા સવારના પહોરમાં જ્યારે મામડીઓ ચારણ આવે ત્યારે જ દરબાર કસુંબો પાણી પીતા, પણ એક વખત લાગ જોઈને સસુરે દરબારને એવું સમજાવ્યું કે સવારના પહોરમાં વાંઝીઆનું મોઢું જોવું જોઈએ નહી. એ અપશુકન ગણાય. મામડીઆ ચારણને કાંઈ ફરજંદ ન હતું. દરબારને એ વાત રૂચી એટલે બીજે દિવસે મામડીઓ સવારે આવ્યો ત્યારે તેને કહ્યું કે ગઢવી હવે આજથી સવારમાં નહીં પણ આપણે બપોરે કસુંબો કાઢશું અને ડાયરો ભરીશું. એટલે મામડીઓ સમજી ગયો કે આ બધા કાવતરાં સસુર આહીરના છે. જેથી પોતે પોતાને ઘેર જઈને નિશ્ચય કર્યો કે જ્યાં સુધી મારૂં વાંઝીયા મેણું ટળે નહી ત્યાં સુધી અનાજ લેવું નહી. એવો નિશ્ચય કરીને જ્યાં સાત લાંઘણો ખેંચી એટલે એક રાત્રે તેને શક્તિ દેવીએ સ્વપ્નમાં આવીને કહ્યું કે મામડીઆ હવે તું લાંઘણ બંધ કર, જા તારે ઘેર શક્તિરૂપે સાત દીકરીઓ અવતરશે. ત્યારથી મામડીએ લાંઘણ બંધ કરી, પછી તેને ત્યાં સાત દીકરીઓનો જન્મ થયો. એ દીકરીઓ સસુરના ખેતરમાંથી અદ્રશ્યરૂપે તેના પાકનો નાશ કરવા લાગી તેથી તેને કાંઈ પણ નિપજ આવે નહી. એ વિષે તેણે દરબારને ફરિયાદ કરી કે મામડીઆને ત્યાં જે સાત દીકરીઓ છે તે ખપ્પર જોગણીઓ છે. તેને આપણા રાજ્યમાં રહેવા દેવાય તે સારૂં નહી. દરબારે એ હકીકત સાચી માની નહી. પરંતુ બનવા જોગે એવું થયું કે દરબારને ભેસોંનો શોખ બહુ હતો. તે પોતાના ખાડુમાં એક સારો પાડો રાખતા તેનું નામ વસુંદરો હતું. તેને વિષે જોષીએ આગળથી એક વખત રાજાએ જોશ જોવરાવ્યાથી એવું કહ્યું હતું કે જ્યારે નવરાત્ર આવશે ત્યારે આ પાડાને જોગણીઓ ઉપાડી જશે ને તેનો ભરખ કરશે.

દરબારને એ પાડા ઉપર બહુ પ્રેમ હતો, એટલે તેને લોખંડી પીંજરામાં સોનાનું નાકર નાખીને રૂપાને અછોડે બાંધતા અને તેનો બંદોબસ્ત સારો રાખતા. જ્યારે નવરાત્ર આવ્યા અને આઠમની રાત્રે મામડીઆ ચારણને ત્યાં જે શક્તિઓ અવતરી હતી એજ તેને અદ્રશ્યરૂપે ઉપાડી ગઈ.

સવારે જુએ તો પાડો મળે નહીં. તરત સસુરે દરબારને વાત કરી કે બાપુ, હું કહેતો હતો કે એ ખપ્પર જોગણીઓ આપણા ગામમાં રહે તે સારૂં નહિ. જરૂર એ પાડાને મામડીઆની દીકરીઓ જ ઉપાડી ગઈ હશે. દરબારને પણ એ વાત સાચી

l, એટલે તેણે મામડીઆને ઘેર તપાસ કરાવી તેની દીકરીઓ ઘરે ન હતી. તેથી વધારે દર-ને શક પડયો અને ક્રોધ ચડયો. જેથી સસુરના ાથી કેટલાક સવારો તથા એક પગીને તેમજ રને સાથે લઈને દરબાર પંડે પાડાની શોધ ! નીકળ્યા.

આંહીથી ૧૦ માઈલ ઉપર ગામચા ગામ છે, ી પાસે એક બાખલકું ગામ છે ત્યાં એક નહેરૂં વે છે ત્યાં એ સાત શક્તિઓએ પાડાને મારીને તેના હીમાં ભેળીઆ રંગતી હતી. અને તેનું માંસ ક રધેડામાં રંધાઇ રહ્યુ હતું. તેની પાસે બાખલકા ામનો એક બાખલજી નામે સરવૈયો હતો, તે દેવી નક્ત હતો, એ ત્યાં બેઠો બેઠો હુકકો પીતો હતો. બાખલજીએ છેટેથી વાર આવતી જોઈને શક્તિઓને કહ્યું કે માતાજી વાર આવે છે. દેવીઓએ કહ્યું બાપ કાંઈ ફિકર નહિ. છતાં બાખલજીએ બીકથી એ પાડાનું સોનાનું નાકર હતું તે લઈને તેણે તેના પગ નીચે મોજડીમાં નાખી દીધું. એવામાં તો વાર આવી પહોંચી કે તુરત પેલા સસુર આહીરે એ દેવીઓને બતાવીને કહ્યું કે જુઓ બાપુ આજ એ જોગણીઓ મામડીઆની દીકરીઓ છે. અને તેણે જ આપનો પાડો મારીને તેનું માંસ પેલા રંધેડામાં રાંધી રહ્યું છે. એટલે શેળાઅતવાળાએ તેને પૂછ્યું કેઃ–તમોએ અમારો પાડો લઈ જઈને મારી નાંખ્યો છે. અને આ રધેડામાં શું રધાય છે? દેવીઓ કહે બાપ તેમાં તો લાપસી છે. એમ કહીને ઢાંકણું ઉઘાડયું એટલે તેમાંથી લાપશીની વાસ આવી ને જુએ તો લાપસી ખદ ખદતી હતી. જેથી દરબારે પેલા આહીરને ઠપકો આપ્યો કે એ હકીકત તદ્દન જુઠી છે. છતાં સસુરને તો ખાત્રી જ હતી. તેથી તે આસપાસ જોવા લાગ્યો, તેની નજર બાખલજી તરફ ગઈ તો તેની મોજડીમાં ભેરવેલું પાડાનું સોનાનું નાકર જોઇ ગયો. ને તુરત એ નાકર લઈને દરબારને બતાવીને કહ્યુ કે લ્યો બાપુ હું જુઠું બોલતો હોઉં તો આ આપણા પાડાનું નાકર કે નહિ!

એ નાકર જોઇને દરબારને પછી ક્રોધ ચડયો કે જરૂર આ જોગણીઓએજ આપણો પાડો મારી નાંખ્યો છે. એટલે તેણે તેના માણસોને હુકમ કર્યો કે કાંટાની ધાંચીઓ ભેગી કરીને આ સાતે બહેનોને બાળી મૂકો. એટલે માણસોએ કાંટાની ધાંચીઓ તથા સુકા ઝાડના ખોભાઓ ભેગા કરીને તેની એક મોટી ચેહ તૈયાર કરી. એટલે દરબારે એ સાતે બહેનોને કહ્યું કે–તમો જો શક્તિઓ હો તો આ ચેહમાં ચડી જાઓ. સાતે શક્તિઓ જે અંબે કરીને ચેહ ઉપર ચડી બેઠી. તેની સાથે પેલો બાખલજી સરવૈયો પણ ચેહ ઉપર ચડીને બળી મરવા તૈયાર થયો. પછી એ ચેહને સસુર આહીરે જગવી મૂકી અને થોડો વખત ત્યાં રોકાયા બાદ સહુ પાછા ચાલી નીકળ્યા. જ્યાં એકાદ ગાઉ ચાલ્યા હશે ત્યાં એક બીજુ નહેરૂં આવ્યું. ત્યાં જુએ છે તો એ સાતે શક્તિઓ નહેરામાં સ્નાન કરે છે. અને બાખલજી બેઠા બેઠા હુકો પીએ છે. એ દ્રષ્ય જોઇને શેળાઅત વાળો તો દીંગજ બની ગયો. અને પેલો સસુર આહીર તો ધ્રુજવા લાગ્યો. આહીરને દરબારે બહુ ઠપકો આપ્યો. કે તેં તો મારૂં મોત બેઠું કર્યું. તે ભુંડી કરી. આ તો દેવીઓ છે. અને તેં મને ખોટે રસ્તે ચડાવ્યો. પછી શેળાઅત વાળા શક્તિઓના પગમાં પડયા કે માતાજી મને શ્રાપ આપો માતાજી કહે જા બાપ જા તારો કાંઈ દોષ નથી. પણ આ ખટપટ કરનાર સસુર આહીર છે. તેનો વંશ રહેશે નહી. છતાં શેળાઅત કહે મેં આપનો અપરાધ કર્યો છે. માટે તેનું નિવારણ કરવા શ્રાપ આપો.

ત્યારે તેને શ્રાપ આપ્યો કેઃ—હવે તારા વંશમાં રાજ્ય રહેશે નહી પરંતુ વટલશે-તેના વંશમાં રાજ્ય રહેશે. એટલે વાળા ઘેર વીઘો રહેશે નહી પછી ત્યાંથી દેવીઓ અંતર્ધાન થઈ ગયા. એ શક્તિઓના નામ આવડ, તિથલ, રવરાઈ, ખોડીયાર, બલાડ, એ પ્રમાણે હતાં. આવડનું સ્થાનક સામચી ગામ છે. ત્યાં એક ઝાડ છે, તેનું છોડીઉ બચ્ચાઓને મોટી ઉધરસ થઈ હોય

ત્યારે ગળે બાંધે છે. એટલે મટી જાય છે. ખોડીયારનું સ્થાનક તો ઘણે ઘણે સ્થળે છે. બલાડ દેવીએ ખાખલજીને વચન આપ્યું. એટલે તેને બત્રીસ ગામો મળ્યા હતા. પણ તેનાં વંશમાં એક દીકરો થાય છે ત્યાં બાપ ગુજરી જાય છે. પછી શેળાઅતવાળો પાછા પોતાના રાજ્યમાં આવે છે અને આંહીથી તળાજાથી પાછા વળી તરફ જાય છે. માતાના શ્રાપ પ્રમાણે એ એક સિંધ તરફથી આવેલ પટગર અમરાની દીકરી સાથે પરણે છે.

## કાઠીઓ વિષે હકીકત

વાળા વંશનો છેલ્લો રાજા શેળાઅત કે જેના લશ્કરમાં એક અમરો પટગર હતો. તેની કન્યા ઉપર એ મોહ પામે છે. ત્યારે અમરો પટગર તેની પાસે માગણી કરે છે કે મારી કન્યા હું આપુ પણ એવી શરતે કે તમે અમારામાં ભળો ને અમારી દીકરીને જો પુત્ર થાય, તો તમારી રાજગાદી તેને આપવી. એ પ્રમાણે શેળાઅતવાળો કબુલ થયો. અને પટગરની સાથે પરણ્યો. એ કારણથી બીજા તેના ભાયાત નાખુશ થયા, છેવટે એ પટગરની દીકરીથી તેને ત્રણ દીકરા થાય છે. તેમાં મોટાનું નામ હરસુર, બીજો ખાચર, અને ત્રીજો ખુમાણ. શેળાઅત પછી એ ત્રણ ભાઈઓએ રાજ્ય વહેંચી લીધું. તેની મુખ્ય ગાદી જેતપુરમાં કરી અને આખા મુલકમાં કાઠીઓની હાક વાગવા માંડી. ત્યારથી સૌરાષ્ટ્રનું બીજુ નામ કાઠીઆવાડ પડયું. જેતપુર અને તેની આસપાસનો મુલક હરસુરે રાખ્યો, ગઢડા, જસદણ, તરફનો મુલક ખાચરે રાખ્યો, અને કુંડલા પરગણું ખુમાણે રાખ્યું.

હરસુરના વંશજો વાળા કાઠી નામે ઓળખાય છે. અને હજી પણ તેમના રાજ્યો વડીઆદેવળી, થાણા દેવળકી, જેતપુર વગેરે સ્થળે છે. ખાચર તથા ખુમાણના રાજ્યો વીખરાઈ ગયા.

એ રીતે વાળા વંશમાંથી રાજ્ય ગાદી કાઠીઓમાં ગઈ તેના વંશમાં એક સરતાનજીવાળો થયા, તેને નાગબાઈ માતા પ્રસન્ન થયા અને તેની મદદથી તેણે ૮૪ ગામ મેળવેલા અને ઢાંક તાલુકો બાંધીને ત્યાં રાજધાની કરી. કાળે કરીને એનો એ તાલુકો છુટો છવાયો થઈ ગયો, અને ત્યાં વીણું નદીને કાંઠે વાળા રાજપુતભાઈઓના ૧૨ ગામ હાલ છે. અને ઢાંક નીચે ત્રણ ગામ રહ્યા છે. એ ઢાંકનો નાનો તાલુકો ગણાય છે. અને તે ગોંડલની હકુમત નીચે હાલ છે. એ સિવાય બીજા ભાઈઓને સાધારણ ગરાસ રહ્યો છે. અને એ સૌ ઘર ધણી થઈ ગયા છે. એ ભાયાતોમાંથી એક ખીમાજી વાળા હતા. અને તેનાં ઇ. સ. ૧૭૭૫ પહેલા ત્યાં સાત ગામ હતાં. એ વખતે તેઓ આંહી ગોહીલવાડમાં મહારાજા વખતસિંહજી આગળ આવેલા કારણ કે ખીમાજીવાળાએ મહારાજા વખતસિંહજીના સાસરો થતા હતા.

## મધ્યકાલીન ઈતિહાસ

તળાજાથી વાળાની ગાદી ગયા પછી ત્યાં રજપુતો આવ્યા. અને તેના તાબામાં તળાજા પ્રગણાના થોડાએક ગામો આવ્યા એ થોડો વખત તળાજામાં રહેલા અને પછી ઉચડી, ઝાંઝમેર, તરફ જતા રહ્યા.

તેને વિષે એવી વાત છે કે વાઝા રજપૂતનો એક આલેસા નામનો વાણીઓ કારભારી હતો. એ વખતે બાબરીયાત ગામના ચારણોના ઘોડા ઠાકોરે રાખેલ તેના પૈસાની ઉઘરાણી માટે ચારણો આવે ત્યારે તેને આડુઅવળું સમજાવીને કારભારી જવા દેતો. એક વરસ પુરૂં થયું. પણ ચારણોને પૈસા મળ્યા નહિ છેવટે એ ઠાકોર પાસે આવ્યા, ત્યારે પણ કારભારીએ કહ્યું કે, બાપુ હાલમાં કાંઈ સિલક નથી. તેમજ વરસ નબળું છે. કાંઈ ઉપજ આવી નથી. તો આવતું વરસ સારૂં થાય ત્યારે તેના પૈસા આપી દેશું. એ વખતે પણ ચારણોને પાછા કાઢયા. એમ બે વરસ થઈ ગયા ત્યારે એક વખત તેને ચારણીયાણીઓએ કહ્યું કે આજ બબ્બે વરસથી ઠાકોર પાસે પૈસા છે અને તમો લાવતા નથી, તમે તે ચારણ છો કે કેવા ? અને વાણીઓ જેમ સમજાવે તેમ ધક્કા ખાઓ છો ? માટે આ વખતે જાઓ અને પૈસા લીધા વિના પાછા આવશો નહિ. એ મેણાના માર્યા ચારણોને આનક ચડીને

સવારે વહેલા ઉઠીને ચાલી નીકળ્યા. દિવસ ઉગ્યામાં તળાજે આવ્યા અને તરત કામદાર પાસે જઈને પૈસાની માગણી કરી પણ કામદારે તો પહેલાની માફક ઉડાઉ જવાબ દીધો એટલે ચારણો નદીમાં જઈને નાહીને ગામનો દરવાજો હતો ત્યાં ત્રાગા કર્યા. કાકો ભત્રીજો બે ચારણ હતા. તેઓ સામસામી કટાર ખાઇને ત્યાં મરણ પામ્યા.

અહીં ત્રાગું થયું ત્યારે તેના ગામ બાબરીઆતમાં તેની સ્ત્રીઓ છાશ તાણતી હતી. એ છાસની ગોળીમાં લોહીના ત્રસકા–છાંટા જોવામાં આવ્યા. એટલે તે સમજી ગઈ કે ભૂંડી થઇ, નક્કી આજે ચારણોએ કાંઈ નવા જુની કરી.

તુરત બાઈ એ પોતાના ખેડુતનું ગાડું મંગાવીને તળાજા આવવા નીકળી પરતુ તેને ત્યાં તેના દીકરાની વહુની બહેન આવેલ હતી. તેની ઉમર નાની હતી. એ પોતાની ભત્રીજી થતી હતી તે સુતી હતી એટલે બીજાઓને કહ્યું એ જાગે ત્યારે કહેશો કે કુઈ તળાજા હટાણું લેવા ગયા છે. અને હમણાં આવશે. એમ કહીને ગાડામાં બેસીને ચાલી નીકળ્યાં. થોડેક દૂર ગયાં હશે ત્યાં એ નાની દીકરીએ જાગીને પૂછ્યું કે કુઈ કયાં ગયા એટલે તેને કહ્યું કે તળાજા હટાણું લેવા ગયા છે. હમણાં આવશે. પરંતુ એ દેવી પૂત્રી સમજી ગઈ કે એ વાત જુદી છે. એ પોતે પંખીણીનું રૂપ ધારણ કરીને ત્યાંથી ઉડી. જ્યાં કુઈબાનું ગાડું શેત્રુજીએ પહોંચ્યું ત્યાં તો તેને માથેથી ધરરર કરતી નીકળી એ જોઈને કુઈબા સમજી ગયા કે દીકરીને સત ચઢયું છે. હવે એ કાંઈનું કાંઇ કરશે. એ આવીને ડુંગર ઉપર બેઠી અને ડુંગરને શ્રાપ આપ્યો એટલે તેમાંથી જ્વાળા પ્રગટ થઈ. પેલા કારભારી વાણીઆને ખબર પડી ને તે ભાગ્યો. અહીંથી ગોરખી ગામની પૂર્વે એક ધાર છે, ત્યાં તે પહોંચ્યો ત્યાં તે વાણીઆને માર્યો. તે ધાર આજે આલેસાની ધાર નામે ઓળખાય છે. પછી તેણે ઠાકોરને પણ શ્રાપ આપ્યો કે જાઓ તમારા વંશમાં રાજ્ય રહેશે નહિ. ને કાંઈ ઉકળશે નહિ, માટે અહીંથી આ ગામ છોડીને ચાલ્યા જાઓ. એ વાળાઓએ ત્યારથી તળાજા ખાલી કર્યું, અને ઝાંઝમેર જઈને વસ્યા. હાલમાં ઝાંઝમેર, પીથલપુર, ખંઢેરા, ઉચડી, મધુવન વગેરે ઠેકાણે વાળા ગરાશીઆઓ છે. તેને નામનો જુજ ગીરાસ રહેલો છે. એ પ્રમાણે એ પરચો બતાવી ઊડીને દોઢ ગાઉ ઉપર રોયલ ગામની ઉત્તરે એક ધાર છે ત્યાં સમાઈ ગયા. તેને હાલમાં કાગબાઈની ધાર કહે છે.

**બારૈયાની હકીકત.** કાગબાઈના શ્રાપથી વાળાઓ દરીઆ કાંઠે કંઠાળનાં ગામડામાં જઈ વસ્યા પછી તળાજા બારૈયા કોળીના હાથમાં આવ્યું. તેઓના તાબામાં તળાજાની આસપાસનાં બાર ગામ હતાં. એ લોકો સુલતાનપુર બંદરે લુંટફાટ કરતા એટલે ચાંચીયાઓનો ધંધો પણ કરતા. એક વખત તેમણે ખંભાતનું વહાણ લુંટયું. આ કારણથી ખંભાતના નવાબે એ વખતે કંપની સરકારની મદદ લીધેલી એ વખતે અંગ્રેજોએ ભાવનગરના ઠાકોર આતાભાઇની સાથે મળીને તળાજા સર કર્યું અને બારૈયાઓને હાંકી કાઢયા. આ પ્રગણું તેણે આતાભાઈ ઠાકોરને રાખવા કહ્યું, પણ એ વખતે ઠાકોરે ના કહી એટલે ખંભાતના નવાબને સોંપ્યું. ઈ. સ. ૧૭૭૧ માં ખંભાતના નવાબે અહીં પોતાનો નુરૂદીન નામનો એક સુબો મૂકયો. અહીં બારૈયાના વખતનાં મકાનો તથા કેટલોક ભાગ પડી ગયેલો એવો ગઢ પણ હાલમાં છે. એ દરબારગઢમાં અહીંના વાળા ગરાસીઆ રહે છે. બારૈયાઓમાં રાજાભાઈ કાંધાભાઈ નામનો મુખ્ય માણસ હતો. એ વખતમાં અહીં ફીરંગીઓ પણ આવેલા હતા અને ફીરંગીઓની સાથે ગામમાં હાલ વસતા વોરાઓ પણ ખંભાતથી આવેલા.

( અપૂર્ણ )

—o—

# હીન્દનાં દેશી રાજ્યો

રાજ્ય એ શાસન છે. વ્યક્તિની સ્વચ્છંદતા ને મર્યાદિત કરનાર, અંકુશમાં રાખનાર નિયામક સત્તા છે. જો બધાં માણસો સ્વભાવથી જ ન્યાયપરાયણ હોત, જો કોઈપણ બળવાન માણસ શરીર બળથી, શસ્ત્રબળથી કે યુક્તિ બળથી કોઈ પણ અબળ ઉપર આક્રમણ કરવાની વૃત્તિવાળું ન હોત, જો માણસ માણસ વચ્ચેનો વ્યવહાર પરસ્પરના ન્યાય હક્કોનો વિચાર કરીને તે અનુસાર ચાલતો હોત, એટલે કે જો માણસ માત્ર આત્મશાસન કરતું હોત, તો કોઈ ઉપરી શાસક સત્તાની જરૂર ન હોત, અને બીજાં કોઈ ઉપર શાસન ચલાવવાની વૃત્તિ કોઈનામાં ઉદ્‌ભવી ન હોત. પણ વસ્તુતઃ એમ નથી. સબળમાં આક્રમણ વૃત્તિ ઘણે ભાગે આવી જ જાય છે. એટલે નિર્બળને રક્ષણની જરૂર પડે છે. પોતાની ઇચ્છાઓ, વૃત્તિઓ અને પ્રવૃત્તિઓ ઉપર પારકો અંકુશ એ બહુ ગમે એવું નથી. પણ બીજાઓના સ્વચ્છંદ, આક્રમણશીલ વર્તન ઉપર અંકુશની જરૂર સહુને દેખાય છે. ન્યાયશાસનની આ જરૂરિયાત ઉપર રાજ્યશાસનની હિતાવહતાનો પાયો છે.

રાજસ સ્વભાવમાં બીજાં ઉપર શાસન ચલાવવાની ઇચ્છા હોય છે. બળથી અને કળથી રાજસ સ્વભાવનાં સમર્થ માણસો શાસનસત્તા પોતાના હાથમાં લેવા અને હાથમાં આવ્યા પછી જાળવી રાખવા મથે છે. કોઈ કોઈ વખત રાજસવૃત્તિ વિનાનાં, પોતાના અંગત અહંકાર તરફ દૃષ્ટિ ન રાખનારાં માણસોને પણ રાજ્યશાસન અમુક રીતે જ થાય તો તેમાં બધાંનું હિત છે એમ લાગે છે, અને બીજાઓના હાથમાં રહેલી રાજ્યશાસન શક્તિનો બહુ દુરુપયોગ થતો પોતાને લાગે તો એવાં માણસો પણ, પોતામાં શક્તિ અને આવડત હોય તો શાસક થવા પ્રયત્ન કરે છે. જો કે આવા, શાસકસત્તા પોતાનાં હાથમાં લેવા ઇચ્છનાર વર્ગમાં નિઃસ્વાર્થ નિરહંકારી માણસો પ્રમાણમાં ઘણાં થોડાં હોય છે, પણ હોય છે અને હોઈ શકે ખરાં.

આમ એક તરફથી શાસનની જરૂર છે અને એક તરફ જુદી જુદી દૃષ્ટિથી પણ શાસક થવા ઇચ્છનાર વર્ગ પણ હોય છે, એટલે રાજ્યશાસન ઉપસ્થિત થાય છે. સત્તાનું બાહ્ય સ્વરૂપ એકહથ્થુ હોય કે લોકશાસનની પદ્ધતિનું હોય પણ અમુક બહુ મોટો અબળ કે અબુધ વર્ગ શાસિત હોય છે અને અમુક શક્તિ અને આવડતવાળો નાનો કે મોટો વર્ગ શાસક હોય છે. અબળ અબુધ વર્ગ સુરાજ્ય ઇચ્છે છે. એથી આગળ વધેલો વર્ગ રાજ્ય શાસનમાં પોતાની બુદ્ધિ કે ઇચ્છાનો પ્રભાવ પાડવા અને તેને પોતાને અનુકુળ કે યોગ્ય લાગે એવા માર્ગે વાળવા ઇચ્છે છે કે સ્પષ્ટ કાયદેસરનો મતાધિકાર માગે છે. અને એથી વધારે આગળ વધેલો, વધારે સમર્થ, વધારે આવડતવાળો વર્ગ પોતાના હાથમાં સત્તા લેવા અને રાખવા મથે છે. લોકમતની સીધી ચુંટણીથી આવો રાજ્યશાસનનો વરિષ્ટ અધિકાર જ્યારે કોઈ એક વ્યક્તિના હાથમાં આવે ત્યારે તે સરમુખત્યાર થાય છે. બળ અને કળથી પણ આવી સરમુખત્યારી મેળવી શકાય છે. અને એ સરમુખત્યારી જ્યારે વંશપરંપરાની થાય ત્યારે એવા વંશપરંપરાના સરમુખત્યારો રાજા કહેવાય છે. એવા સરમુખત્યારોને પણ બુદ્ધિ અને આવડતવાળા અમુક નાના પણ વર્ગનો ટેકો જોઈએ છે એટલે અંશે તેમની સરમુખત્યારીમાં પરાવલંબન રહે છે. અને વંશપરંપરાના રાજામાં તો પ્રધાનો અને રાજ્યના બીજા અધિકારીઓ તથા મુત્સદીઓના હાથમાં પણ ઘણી સત્તા વહેંચાઈ જાય

છે. આમ ખરી એક હથ્થુ સત્તા ક્યાંઈમાં રહી શકતી નથી. કોઈપણ રાજ્ય એ એક નાના કે મોટા પણ બળવાન વર્ગનું રાજ્ય છે, કેવળ એક વ્યક્તિનું નથી. અત્યંત સમર્થ વ્યક્તિઓ પોતાની ઈચ્છાનુસાર ઘણાંના માનસને વાળી શકે છે અને એમ હોય ત્યારે વ્યક્તિની ઈચ્છા એ ઘણાંની ઇચ્છા બની જાય છે અને તેને અંગે એવી વ્યક્તિ લોકશાસનના પ્રતિનિધિરૂપ પણ લાગે છે અને સરમુખત્યારરૂપ પણ લાગે છે. પણ બીજાં સર્વની અવગણના કરીને કેવળ બળથી સરમુખત્યારી ભોગવવી શક્ય નથી. એક વ્યક્તિના હાથમાં એટલી શક્તિ આવે એવાં શસ્ત્રો હજુ સાયન્સે શોધી આપ્યાં નથી. એટલે કોઈ પણ સરમુખત્યારનું રાજ્ય એ સિદ્ધાંતનું રાજ્ય છે કે વ્યક્તિની ઈચ્છા અને કળનું રાજ્ય છે, તે નક્કી કરવું મુશ્કેલ છે.

શાસનનાં બે મુખ્ય સાધનો છે, બળ અને કળ. બળમાં શસ્ત્રબળનો સમાવેશ થાય છે, અને કળમાં બીજાઓને સમજાવીને પોતાના મતનાં બનાવવાની શક્તિનો સમાવેશ થાય છે. એમાં સાચી સમજાવટને પણ સ્થાન છે અને ખોટી છેતરપિંડીને પણ અવકાશ છે. જ્યાં આવી સમજાવટથી કામ લેવામાં આવે છે, ત્યાં કળાનું કે મુત્સદ્દીગીરીનું રાજ્ય છે. એવું રાજ્ય બાહ્યસ્વરૂપમાં સરમુખત્યારનું રાજ્ય હોય તો પણ તેમાં લોકમતની અવગણના નથી સંભવતી માત્ર કેળવણી સંભવે છે. સમગ્ર મતને ધ્યાનમાં લેવાની અને પોતાને અનુરૂપ લાગતા માર્ગે તેને કેળવવાની જ્યાં પદ્ધતિ હોય ત્યાં વસ્તુતઃ એ પ્રજામતનું રાજ્ય છે. ચુંટણીની અને ચર્ચાની તથા મતગણત્રીની પદ્ધતિ હોય તો એ પ્રજાતંત્ર ગણાય છે. પણ એમ ન હોય ત્યાં યે એ પ્રજામતને અનુસરતું રાજ્ય છે. રાજા કે સરમુખત્યાર કેવળ મુત્સદ્દીગીરીથી સંપૂર્ણ જોહુકમી સ્થાપી શકે નહિ. જ્યાં સજાવટ છે, ત્યાં જોહુકમી નથી. વળી શસ્ત્રો જ્યારે એવાં સંહારક બને છે કે થોડી વ્યક્તિઓ ઘણાને મારી શકે અથવા કાબુમાં રાખી શકે, ત્યારે એક નાનો વર્ગ જોહુકમીથી બીજા મોટા વર્ગ ઉપર શાસન ચલાવી શકે છે. આ શાસન શાસિતના હિતનું હોય કે અહિતનું, તે તો એ વર્ગની ઇચ્છા અને બુદ્ધિ કઈ દિશા તરફ વધારે વળે છે તેના ઉપર આધાર રાખે છે. એ હિતકર પણ હોઈ શકે પણ સમગ્ર પ્રજામતને ધ્યાનમાં લેનાર એ શાસન નથી. એના અંગત સ્વાર્થની ગંધ પણ ન હોય, શાસક બનવાની મહત્વાકાંક્ષા પણ ભલે ન હોય, પણ પોતાની બુદ્ધિને અમોઘ માનવા જેવી કોઈ મિથ્યા અભિમાન વૃત્તિ એમાં બેશક છે. અને એવી અમોઘતા માનવ બુદ્ધિનો કુદરતી ગુણ નથી. બુદ્ધિનું સહજ લક્ષણ એ છે કે એ પોતાનાં મર્યાદિતપણાંને અને પોતાનાં ભૂલપાત્રપણાંને સમજે છે. જ્યાં શાસક પોતાની ભૂલપાત્રતાને ગણત્રીમાં લીધા સિવાય પોતાને ગમે તેટલા સત્યરૂપ લાગતા હોય તેવા પણ પોતાના મતોનો બળદ્વારા શાસનમાં અમલ કરે ત્યાં ઓછામાં આવું કહીએ તો આત્મવંચના તો છે જ, પણ ઘણે ભાગે તેમાં અહંકાર, સ્વાર્થ અને પોતાનું ધાર્યું કરવાનો દુરાગ્રહ જ મુખ્ય હોય છે. આ જાતનું શાસન વર્તમાન શસ્ત્રબળના જમાનામાં શક્ય છે. જ્યારે શસ્ત્રો થોડાં અને સાદાં હતાં ત્યારે બળવો વધારે શક્ય હતો. શસ્ત્રની સંહારક શક્તિમાં, ખર્ચાળ પણામાં, અને ખાસ આવડતની જરૂર પડે એવાં અટપટાપણામાં, મોટી સંખ્યાના મતની અવગણના કરવાની શક્યતા વધારે છે. આ જાતની શસ્ત્ર સંપન્નતા સાથે લોકમતશાસન પદ્ધતિને થોડો મેળ છે. અને જનસ્વભાવ બદલે નહિ તો થોડો અક્કલ અને આવડતવાળો વર્ગ સમગ્ર પૃથ્વી પર એક ચક્રવે રાજ્ય કરી શકે એવો કાળ સત્વર નજીક આવતો જાય છે. એ ગમે તેવું હિતકર શાસન હોય, અને દેખાવમાં ભલે ચુંટણી, ચર્ચા અને મત ગણત્રી પણ હોય પણ જ્યાં સૈન્ય, શસ્ત્ર, અને જાસુસી મુખ્ય હોય ત્યાં સ્વતંત્ર મત દર્શનને કે લોકના મતને ખ્યાલમાં લેવાને સ્થાન બહુ ઓછું. શસ્ત્ર સંપત્તિ માત્ર યુદ્ધ અને સંહારની જ સૂચક નથી. એક વધારે શસ્ત્રસંપન્ન રાજ્ય બીજાં ઓછી શસ્ત્રસંપત્તિ વાળાં રાજ્યને અને પ્રજાને ગુલામ બનાવી શકે એટલો જ એમાં ભય

નથી. પણ એક શસ્ત્રસંપન્ન રાજ્યને પોતાનો જ અધિકારી વર્ગ અથવા લોકમતથી ચુંટાયેલો વરીષ્ઠ અધિકારી એ રાજ્યના જ શસ્ત્ર બળથી એજ રાજ્યની પ્રજાને ગુલામ જેવી બનાવી પરાણે સરમુખત્યાર બની જાય એ શકયતા એમાં સ્પષ્ટ છે. નવી ચુંટણી પાછળ શસ્ત્રનું અને જાસુસીનું દબાણ હોઈ શકે. આ દિશામાં જગત્ ઘસડાતું જાય છે. લોકમતના કહેવાતા પક્ષો સમજાવટને બદલે શસ્ત્રની સહાયતા તરફ વળતા જાય છે. દરેક પક્ષ સામા પક્ષને પ્રજાદ્રોહી કે દેશદ્રોહી કે માનવ જાતિના દ્રોહીના રૂપમાં દેખાડવા પ્રચાર કાર્ય જોરબંધ કરે છે અને એ દ્રોહીના દંડ તરીકે સંશયને વ્યાજબી ઠરાવવા મથે છે. વર્તમાન બળવાઓ એ સમગ્ર પ્રજાના બળવા નથી પણ એક નાનો વર્ગ બીજા નાના વર્ગ પાસેથી બળ અને કળથી શાસન સત્તા પડાવી લેવા માગતો હોય એવું લાગે છે અને આ બધું સિદ્ધાંતોને નામે સમગ્ર માનવ સમાજના હિતને નામે થાય છે, જાણે કેમ શુભ આશયનો, સત્યનો અને હિત સમજવાનો કુલ ઇજારો કોઈ શસ્ત્રકુશળ અને યુક્તિકુશળ વર્ગના હાથમાં જ કુદરતે સોંપ્યો હોય !

આવા વર્તમાન પ્રવાહમાં લોકશાસન પદ્ધતિ પોતાનું જીવન જાળવી રાખવા મથતી હોય એમ દેખાય છે. આમાં બે પદ્ધતિ છે, રાજ્યનીતિ એ જરા અટપટી વસ્તુ છે. એમાં ઉંડા અભ્યાસની જરૂર છે, અને દૂરના પરિણામોને આગળથી જોઈ શકવા જેટલી દૂર અંદેશી પણ તેમાં જોઇએ છે. આ બધું બધાં માણસોમાં પુરતા પ્રમાણમાં નથી હોતું. એટલે જેને લોકો અથવા પ્રજા કહેવામાં આવે છે, તેનો મત મેળવવામાં બે રીતે કામ લઈ શકાય છે. લોકોને કેળવી સમજતાં કરવાં અને તે રીતે તેમના મતને પોતાના મત સાથે મળતો કરી એ મતના ટેકા ઉપર કામ કરવું એ એક રીત છે, એ રીત અઘરી અને લાંબી છે. અને દ્રવ્ય, વ્યવહાર કુશળ માણસો આ રીત તરફ સાધારણ રીતે બહુ વલણ ધરાવે નહિ એ દેખીતું છે, સત્ય સમજાવવા બેસવું એ ચુંટણીમાં વિજયવંત થવાનો માર્ગ નથી. અને રાજ્યમાં તત્કાળ કરવાં જોઈએ એવાં પણ કામો હોય છે. સમજાવવાનો અંત આવે ત્યાં સુધી એવાં કામો ઉભાં રહી શકે નહિ એટલે ટુંકા અને તાત્કાળિક માર્ગો તરફ વ્યવહાર માણસોનું વધારે વલણ હોય છે. બીજી રીત એ છે કે આકર્ષક શબ્દોથી અને ભાષણોથી જુસ્સાઓ અને લાગણીઓને ઉશ્કેરવાથી તેમને પોતાના મતમા આંખો મીચીને ઝંપલાવે એવી સ્થિતિમાં લાવી મૂકવાં. આ બંને રીતનો ઉપયોગ સ્વતંત્ર ગણાતા અને લોકશાસનની પદ્ધતિથી ચાલતાં રાજ્યોમાં થાય છે એમ લાગે છે. જ્યાં જેટલે અંશે બીજી રીતનો ઉપયોગ થાય છે ત્યાં તેટલે અંશે મુત્સદ્દીગીરી કે કળ નથી પણ છળ છે. એની પાછળ ગમેતેવું લોકહિતનું બાનું હોય પણ એમ છળનો આશ્રય કરી પ્રજાને નામે શાસન ચલાવવાને ટેવાયેલ શાસક, પ્રજાનો પ્રતિનિધિ, પરિણામે બળને માનનારા સામા પક્ષનો સંહાર કરીને પણ પોતાની ઇચ્છા કે માન્યતા અનુસાર રાજતંત્ર ચલાવવાના મતનો બની જાય છે. આ લોકશાસનની પદ્ધતિની અંદર રહીને તેને તેના વિનાશ તરફ ઘસડી જનાર દગાખોર વૃત્તિ છે. ખુલ્લા દુશ્મનો કરતાં એ આન્તર દુશ્મન વધારે ભયંકર છે. આ દુશ્મન છાવણીમાં છે અને છેક છૂપો પણ નથી. કોણ જાણે કેમ પણ તેની તરફ આંખ આડા કાન કરવામાં આવે છે અથવા એ દુશ્મન એટલો પ્રબળ છે કે તેને જોયા જાણ્યા છતાં તેને દૂર કરી શકાતો નથી. લોકશાસન પદ્ધતિ જો બળવાન વર્ગની સરમુખત્યારીને હાથે હણાશે તો તે આ માનવવૃત્તિના દગાથી જ થશે. લોકશાસન પદ્ધતિના માત્ર આશયો જ નહિ પણ તેનાં સાધનો અને વ્યવહાર માર્ગો પણ જો સ્વચ્છ, નિર્મળ, છળના કે રાજસવૃત્તિના ભેળ વિનાના હશે તો તે બીજાં બધાં બળો સામે ટકી રહેશે અને છેવટે વિજયવંત થશે. પણ એ પ્રશ્ન તો મૂળ જનસ્વભાવનો છે, કેવળ પદ્ધતિનો નથી.

જ્યારે યુરોપમાં આવો સંક્રાન્તિકાળ છે અને લોકશાસન પદ્ધતિને, બળની સરમુખત્યારી સામે પોતાની હયાતી ટકાવવા માટે પ્રબળ પ્રયત્ન કરવો

-પડે એવી સ્થિતિ છે, ત્યારે હિન્દમાં લોકશાસન પદ્ધતિ હજુ પૂરી શરૂ પણ નથી થઈ. એ દિશામાં માત્ર પ્રયત્નો થઈ રહ્યા છે. અને એક તરફ જ્યારે સંપૂર્ણ અને નિર્મળ લોકશાસન સ્થાપવાના પ્રબળ પ્રયત્નો ચાલી રહ્યા છે અથવા ભાવનાઓ સેવાઈ રહી છે, ત્યારે પ્રજાના અમુક વર્ગમાં બળની સરમુખત્યારી તરફનું વલણ પણ સ્પષ્ટ દેખાય છે અને ઉગ્ર મનોવૃત્તિઓ દેખાય છે. એવી સ્થિતિમાં હિંદનાં વર્તમાન દેશી રાજ્યોની પરિસ્થિતિ પહેલાં કદી ન હતી એવી છે. સંક્રાન્તિ કાળના જુસ્સાઓ અને તાત્કાળિક ઉપાયો તરફ તુરત વળી જવાય છે અને છતાં એજ કાળ એવો છે કે જેમાં સત્વર પણ શાન્ત વિચારની સૌથી વધારે જરૂર છે.

હિંદની પુરાતની રાજ્યસંસ્થા, કાળક્રમથી, પ્રસંગોની પરંપરાથી અસંખ્ય ક્રિયાપ્રતિક્રિયાની અસરથી પરિવર્તન પામતી પામતી અત્યારનાં દેશી રાજ્યોમાં પરિણામ પામી છે. ભવિષ્યમાં એ સંસ્થા ટકશે કે કેમ અને ટકશે તો તેનું કેવું રૂપાંતર થશે એ કલ્પનાનો વિષય છે, એટલું સ્પષ્ટ છે કે એ એક હયાત સંસ્થા છે અને હયાત પ્રાણી માફક હયાત સંસ્થા પોતાનાં જીવનને ટકાવવા તથા વિકસાવવા ઈચ્છે છે. ભૂતકાળનો અનુભવ અને વર્તમાન સ્થિતિનો ખ્યાલ તેને અમુક અંશે માર્ગદર્શક થઈ શકે.

હિન્દનાં ભૂતકાળ રાજતંત્રની (નરેશતંત્રની) ભાવનામાં મૂળ કુટુંબતંત્રની અસર દેખાય છે. કુટુંબતંત્ર એ ઘણા નાના સમુદાયનું તંત્ર છે. એ રાજતંત્ર નથી. માણસની યોજનાદ્વારા એ ઉદ્‌ભવ્યું નથી. પણ માણસની કુદરતે ઘડેલી પ્રકૃતિમાંથી તેનો ઉદ્‌ભવ છે. એકલ માણસ વાસનાનાં ખેંચાણથી ખેંચાઈ દાંપત્યના બંધનમાં બંધાય છે અને એકલાં જીવનમાંથી દાંપત્યનો સહવાસ અને સહકાર ઉદ્‌ભવે છે. કામવાસના પાછળ પ્રકૃતિની પ્રજન યોજના છે. પ્રજનકાળ એ પ્રકૃતિની દૃષ્ટિએ સાર્થક કામ છે. સંતતિ પરંપરાદ્વારા (૧) મૃત પ્રાણીની જાતિને જીવતી રાખવી અને (૨) તેને વિકસવાનો અવકાશ આપવો એ તેની પાછળ રહેલી પ્રકૃતિ પ્રેરણાનો હેતુ હોય એમ લાગે છે. વાસનાની અને દાંપત્યની સફળતા સંતાનથી છે. અને માબાપના અનુભવોની અને અભિલાષાઓની ગૂઢ અસર સંતાનબીજમાં ઉતરે છે. એ વિકાસને આગળ વધારવામાં સહાયરૂપ બને છે. એ દ્વારા વિકાસની દિશામાં પરિવર્તન થતું જાય છે. ઇતિહાસ એમ કહે છે કે અતિ પ્રાચીન સમયનાં પ્રાણીઓ ઇંડાં મૂકીને પછી તેના તરફ લેશ પણ ધ્યાન ન આપતાં, છતાં વિકાસની દિશામાં પરિવર્તન થતું ગયું હતું. બીજમાં અને ગર્ભગત દશામાં માબાપના જે સંસ્કાર કોઈ ગૂઢ પ્રેરણારુપે સંતાનમાં ઉતરી આવે તેટલા પૂરતો જ એ વિકાસક્રમમાં માબાપનો ભાગ હતો. પોતે બીજને ધારણ કરે છે પોષે છે અને એમાં વિકાસની પ્રેરણા મૂકે છે એવું કોઈ સ્પષ્ટ ભાન માબાપને ન હતું. એ બધું દંપતિમાં રહેલી માબાપ તરીકેની પ્રકૃતિથી ભાવ વિના આપોઆપ થતું. ઇંડાં તરફ, આમાં મારૂં સંતાન છે એવી દૃષ્ટિ પણ પ્રાણીને ન હતી. પણ પાછળથી વિકાસક્રમમાં માબાપ પાસેથી વધારે કામ લેવાનું પ્રકૃતિએ શરૂ કર્યું. માબાપના મનનાં ઉંડાણમાં, ઇંડાં તરફ સંતાનભાવ અને મમત્વ ઉદ્‌ભવ્યાં. પ્રાણીઓ ઇંડાંને સેવવા લાગ્યાં અને ક્રમેક્રમે ઇંડાંમાંથી નીકળતાં સંતાનને જીવનની જરૂરીઆતો માટે કેળવવા લાગ્યાં. આ સ્થિતિમાં બચ્ચું જ્યાં સુધી સ્વતંત્ર ન થાય ત્યાં સુધી કુટુંબ જેવી સ્થિતિ, એ પ્રાણીઓમાં પણ આવી. પક્ષીઓ પોતાનાં ઇંડાંને સેવે છે અને બચ્ચાંઓને ચણતાં તથા ઊડતાં શીખવે છે. પણ બચ્ચાં સ્વાશ્રયી થતાં જુદાં પડી જાય છે. એટલે એમાંથી સ્થાયી કુટુંબતંત્ર બંધાતું નથી. પશુ પક્ષીમાં બચ્ચાંઓને સ્વાશ્રયી થવામાં એટલો ટુંકો સમય લાગે છે કે એમાંથી જે વધારે સંખ્યા થાય છે તે તરત જુદી પડી જાય છે અને એનો સહવાસ પણ કાયમનો નથી રહેતો. જો કે વાનર વગેરે જાતિમાં ટોળાંઓ પણ હોય છે. પશુ પક્ષીઓમાં પણ પોતાનાં બચ્ચાંઓ તરફ મમત્વ સાથે કંઈક કુણીવૃત્તિ, વાત્સલ્ય દેખાય છે. એ વૃત્તિ માલિકી હકની નથી પણ અંગતપણાંના ખ્યાલની છે.

પોતાનાં બચ્ચાંને ધવરાવનારાં પ્રાણીઓમાં આવી વૃત્તિ સવિશેષ દેખાય છે. પ્રાણી શાસ્ત્રના કહેવા પ્રમાણે અને ઈતિહાસના કહેવા પ્રમાણે પોતાનાં સંતાનની સંભાળ લેવાની અને તેને કેળવવાની વૃત્તિ બીજાં બધાં પ્રાણીઓ કરતાં માણસમાં ઘણી વધારે છે. આ કુદરતી વૃત્તિને અંગે માણસ પોતાનાં સંતાનને પોતાનું ગણે છે અને તેને છોડી ન દેતાં તેનું પાલનપોષણ કરે છે અને જીવનની જરૂરીઆતો માટે તેને કેળવે છે. માનવબાળકને સ્વાશ્રયી બનતાં વખત લાગે છે અને સ્વાશ્રયી બનવા છતાં અમુક મમત્વનું બંધન અથવા સ્મરણ કાયમ રહે છે. પોતાના ખોળામાં આવી પડતા પોતાનાં આત્મજ અબળ અબુધ પરાધીન બાળકનાં પાલણપોષણ અને શિક્ષણ માટે કુદરત માનવ માબાપમાં એવી વૃત્તિ મૂકે છે કે જેથી એ વત્સલ બને છે. બાળકનાં જીવનની શરૂઆતનો કાળ એ શાસનનો નથી પણ વાત્સલ્ય અને સંભાળનો કાળ છે. અને એની કુણી અસર અમુક અમુક અંશે કુંણાં બાળક અન્તઃકરણ ઉપર થાય છે અને છૂટાં વ્યક્તિત્વ કરતાં અને સ્વાર્થનાં બંધન કરતાં કોઈક જૂદા પ્રકારનાં બંધનનો ભાવ એ ઊભો કરે છે. બેશક માણસની બહુ પ્રાચીન જંગલી જેવી સ્થિતિમાં આ બધું બહુ સ્પષ્ટ નથી હોતું પણ હોય છે તો ખરૂંજ. વળી નાનપણથી માબાપના આશરા નીચે ઉછરતું બાળક જેમ જેમ મોટું થતું જાય છે તેમ માબાપ તેને કામ કરતાં શીખવે છે અને તેની પાસેથી કામ લેવા માંડે છે. કેળવણી સાથે ધીમે ધીમે શાસન શરૂ થાય છે. કુદરતની જરૂરીઆતને અંગે માનો સ્વભાવ વધારે કુણો હોય છે. પણ પુરુષ પિતા મોટેભાગે વધારે બુદ્ધિપ્રધાન હોય છે, અને બુદ્ધિથી અપાતી કેળવણી નિયમન અને શાસનનું રૂપ લે છે. લગભગ પરાધીન જેવી દશામાંથી બાળક મોટાંઓની આજ્ઞા ઉઠાવવાની ટેવ વાળું બની જાય છે, અને એ વંશવર્ધનપણાંની વૃત્તિ પણ મોટી ઉમ્મર થતાં છતાં આપો આપ ચાલી જતી નથી. મોટું થતું જતું સંતાન માબાપને સહાયકારક બનતું જાય છે. એ સંભાળ ઓછી માગે છે અને કામ વધારે આપે છે. એટલે એવાં સંતાનને માબાપ પોતાની સાથે રાખવા ઈચ્છે. પણ સ્વાશ્રય શક્તિવાળાંને પારકાં શાસન કરતાં સ્વતંત્રતા વધારે ગમે. આજ્ઞા કરવાં ટેવાયેલને આજ્ઞાભંગનો પ્રસંગ આકરો લાગે. અને તેથી તેનામાં કડકાઇ આવે, અને સમર્થ સંતાનને તે ન ગમે. એ બધું જોતાં સ્વાશ્રયી અને ઉમ્મર લાયક થતાં માબાપથી છૂટું પડી જાય એમ બનવાનો ઘણો સંભવ. અત્યારે સંયુક્ત કુટુમ્બો વિભક્ત થતાં જાય છે તેનું એક એ પણ કારણ છે. પણ અત્યારે વિભક્ત કુટુમ્બ જેટલું સરલ છે. તેટલું જૂના વખતમાં નહોતું. જંગલી દશામાં, જેમ કુટુમ્બ સમુદાય મોટો તેમ બહારનાં આક્રમણો સામે આત્મરક્ષણ વધારે સહેલું. આમ હોવાથી સંતાનો માબાપથી જલદી છૂટાં પડી શકતાં નહિ. અને સંતાનનાં સંતાનો અને એવી પરપરાથી કુટુમ્બ સમુદાય મોટો થતો, અને મોટા સમુદાયની આન્તર વ્યવસ્થા માટે કુટુમ્બમાં આપો આપ કોઈ વ્યવહારતંત્ર ઊભું થતું. કસાયેલ શરીર, ઘડાયેલ ટેવો, અનુભવના બહોળાપણાથી આવેલી વ્યવહાર દક્ષતા, એ બધું કુટુમ્બના વડેરાના પક્ષમાં હોવાથી જ્યાં વધારે પડતી શરીરની કે મનની ક્ષીણતા આવી ગઇ ન હોય ત્યાં નિયામક કે શાસકનું સ્થાન આપો આપ એવા મોટાના હાથમાં આવતાંજ મૂળથી જ જે શાસન ચલાવતો આવ્યો હોય તેના શાસનને ફેરવી બીજું નવું શાસન સ્થાપવા જેટલી શોધક બુદ્ધિ અને નવા પ્રયોગોની ધગશ એ પશુ જેવાં માણસોમાં ન હતી. માત્ર શાસક બહુ આકરો બને ત્યારે કોઈ યુવાનના બળવાનો ભોગ થઈ પડી હણાતો, અથવા નાલાયક થઈ જાય તો આપો આપ શાસક મટી શાસિતમાંનો એક બની જતો. એના પ્રભાવ ઉપર એનું અસ્તિત્વ હતું. ઘડેલા કાયદાથી તે શાસક સ્થપાયો ન હતો. કોઇ કાયદો તેને શાસક પદે રાખતો ન હતો. રૂઢીથી બનેલો શાસક પ્રભાવથી શાસક રહી શકતો, અને પ્રભાવહીન થતાં દૂર થતો. માત્ર આન્તર વ્યવસ્થા પુરતીજ આ વાત ન હતી, બાહ્ય આક્રમણો

સામે પ્રતિકાર કરવામાં પણ બળ અને આવડતની જરૂર પડતી અને એવા યુદ્ધ જેવા પ્રસંગોમાં જેનું શરીર કે મન પ્રભાવ ન પાડી શકે તે કુટુમ્બનો શાસક રહી શકે નહિ, એવી એ સ્થિતિ હતી. આવા યુદ્ધના પ્રસંગમાં જે પોતાની ઉપયોગીતા ઘણી બતાવી શકે તેને કુટુમ્બ જતો કરી શકે નહિ. અને આન્તર વ્યવસ્થામાં તેની કડકાઈ હોય તે પણ અમુક અંશે નિભાવી લે એવી આત્મરક્ષણની જરૂરીઆત હતી. આવો કુટુમ્બ શાસક જુલ્મ પણ કરી શકતો. પશુ જેવી સ્થિતિમાં, સંતાન મોટાં થતાં, માબાપ તથા સંતાન વચ્ચેની કુણી લાગણીઓ આપોઆપ ઓછી થતી જાય છે, અને સંતાન પરંપરા એ દૂરતાને લીધે વધારે ક્ષીણ થાય છે. એટલેજ કુટુમ્બ તંત્ર એ અંગતપણાંની લાગણીનું તંત્ર મટી શાસન તંત્ર બની જાય છે, અને બની જતું. તેથી જ્યારે કોઈ કટાણાંના આજ્ઞાભંગથી કે એવાં કોઈ કારણથી એવા શાસકને ઉગ્ર રોષ થતો ત્યારે કોઇ બાળક કુટુમ્બીનો વધ પણ કરતો હશે. અત્યારે પણ દેહાન્ત દંડની શિક્ષા ક્યાં નથી? પણ અત્યારે જે કાયદાથી થાય છે તે એ વખતે રોશના આવેશથી થતું. આમ એકાદ વ્યક્તિને તે સખ્ત શાસન કરી શકતો, પણ સમગ્ર કુટુમ્બને વધારે પડતું દુભવવા જેટલી તેમાં શક્તિ નહોતી. પશુબળના જમાનામાં અને સાદાં શસ્ત્રોના જમાનામાં એકનું ઓસડ બે. કુટુમ્બનાં વધારે પડતાં માણસોને તે જુલ્મી લાગે તો તેનો વિનાશ સહેલો હતો. એ તેના જુલ્મની મર્યાદા હતી. કુટુમ્બના મોટા ભાગના ટેકા ઉપર એ જીવી શકતો અને શાસન ચલાવી શકતો. એવી તેની એક હથ્થુ સત્તા કુટુમ્બની બહુમતી ઉપર ટકેલી હતી.

આવાં કુટુમ્બતંત્રો ઘણો વખત ચાલુ રહ્યાં. કુદરતી મોતથી કે યુદ્ધમાં હણાવાથી કે બળવાનો ભોગ થઈ પડવાથી શાસકો બદલાતા ગયા અને એ તંત્ર એમને એમ ચાલુ રહ્યું. એનો અંત આવ્યો તે બદલાયેલી પરિસ્થિતિને અંગે જ્યારે મોટાં કુટુમ્બોનાં આક્રમણ સામે આત્મ રક્ષણ કરવા માટે નાનાં નાનાં કુટુમ્બોએ સાથે જોડાઈ એકત્રિત બળનો ઉપયોગ કરવાની યુક્તિનો અમલ કરવાની શરૂઆત કરી ત્યારે એ જોડાણમાંથી નવું સહકાર તંત્ર ઊભું થયું. વધારે બળવાન બનવા માટે વધારે સંખ્યાનાં કુટુમ્બોનું જોડાણ પણ થવા લાગ્યું, અને એમાં યુદ્ધ માટેનું પદ એ જન્મસિદ્ધ રૂઢીમાંથી ન આવતાં, જોડાનારાં કુટુમ્બોની એકમતી કે બહુમતીમાંથી ઉદ્‌ભવવા લાગ્યું. જ્યાં નાનાં કુટુમ્બોને કોઈ મોટાં કુટુમ્બ અથવા કુટુમ્બ-સમૂહે હરાવીને વશ કર્યાં ત્યાંપણ શાસક અને શાસિત વચ્ચે નવો સંબંધ ઉત્પન્ન થયો. માત્ર શાસિતની બહુમતી જ્યાં શાસકથી વિરૂદ્ધ થાય ત્યાં બળવો અને ક્રાન્તિ સહેલાં રહ્યાં એટલા પુરતી સમાનતા કાયમ રહી. બેશક એ ક્રાન્તિ તે સંહારની ક્રાન્તિ, મતગણત્રીથી રાજ્ય સત્તા બીજા પક્ષના હાથમાં આવે એવી સૌમ્ય ક્રાન્તિ નહિ. એ પાશવ બહુમતીની સત્તા.

આમાંથી રાજાતંત્ર કેમ ઉદ્‌ભવ્યું એની વિગતમાં ન ઉતરતાં જૂનાં રાજાતંત્રની સ્થિતિનો વિચાર કરવો અહીં બસ થશે. ગમે તેમ પણ કાળક્રમે હિન્દમાં એક હથ્થું વંશ પરંપરાના રાજાનું તંત્ર અમલમાં આવ્યું. બહારનાં આક્રમણો સામે સમગ્ર રાજ્યનું આત્મરક્ષણ અને રાજ્યની અન્તરગત વ્યક્તિઓ વચ્ચેના પરસ્પર વ્યવહારનું નિયમન એ તેનાં મુખ્ય કર્તવ્ય હતાં. પાલન પોષણ અને કેળવણી એ કામો મુખ્યત્વે માબાપની પ્રકૃતિનાં છે અને એ સેવાના ક્ષેત્રનાં કાર્યો છે, શાસનનાં નથી. આન્તર શાસન એટલે ન્યાય વ્યવસ્થા અને બાહ્ય આક્રમણોનો સામનો એટલે યુદ્ધશક્તિ. હિન્દની રાજસંસ્થા કુટુમ્બોના સહકારથી પરસ્પર યુદ્ધ અને હાર જીતથી કે એ અથવા બીજાં એક કે અનેક કારણો અને પ્રસંગોના પરિણામથી હયાતીમાં આવી હોય, પણ ઘણાં જૂના કાળથી એમાં કુટુમ્બ ભાવ અને વાત્સલ્ય તથા ભક્તિના ભાવોને ભેળવી દેવામાં આવ્યા છે. ન્યાય વ્યવસ્થાના રક્ષક તરીકે રાજાનું ગૌરવ લગભગ દેવ જેવું બનાવી દેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે,

અને સ્થાપિત રાજ્ય સત્તા સામેના બળવાને પાપ રૂપ મનાવવામાં આવ્યો છે. પણ બીજી બાજુએ રાજાનાં રાજાપણાં સાથે દેવની અને માબાપની ફરજોને જોડી દેવામાં આવી છે. હિન્દનાં તે વખતનાં બુદ્ધિપ્રધાન અને ભાવનાપ્રધાન વર્ગનાં માણસોએ આમ પરસ્પર સદ્‌ભાવના સંબંધ સ્થાપવાનો પ્રબલ પ્રયત્ન કર્યો છે અને એ ભાવનાની આછી અસર હજુ પણ વર્તમાન સંસ્થાઓમાં ક્યાંક થોડી થોડી જોવામાં આવે છે.

એવી ભાવના જૂના વખતમાં ખૂબ પ્રચલિત અને પછી રૂઢ થઈ ગઈ હોવી જોઈએ એમ લાગે છે. એ બાબતમાં ઈતિહાસનાં માન્ય રહે એવાં પ્રમાણો ટાંકવાં મુશ્કેલ છે. જૂનાં લખાણોમાં જે દેખાય છે તે તે સમયની સ્થિતિનું પ્રતિબિંબ ગણીએ તો એમ લાગે કે આવી ભાવના તે વખતમાં સારી રીતે ઉંડી ઉતરી હશે. અને એ ભાવના જો ઉંડી ઉતરી ન હોય તો આજ સુધી તેની અસર જે અમુક અંશે ટકી રહી છે તે ટકી શકે નહિ એમ લાગે છે. છતાં રાજા અને પ્રજા માણસજાતિનાં જ હતાં. સત્તા સાથે સ્વચ્છંદતા માણસમાં અત્યારે પણ આવી જાય છે અને જૂના વખતમાં પણ આવી જતી, અને અતિ આક્રમણ સામે બળવાની વૃત્તિ અત્યારે પણ ઉદ્‌ભવે છે અને ત્યારે પણ ઉદ્‌ભવતી. પુરાણ સાહિત્યમાં આ મતલબની એક વેનરાજાની કથા છે. એ ઐતિહાસિક ભલે ન હોય પણ અસંતુષ્ટ પ્રજા વધારે પડતું દમન કરનાર રાજાનો વિનાશ કરે છે એવા અર્થની સૂચક છે.

વેન નામે એક રાજા હતો. તેનો બાપ ઘણો પ્રજાપ્રિય હતો, પણ વેન પોતે સ્વચ્છંદી અને ઉગ્ર શાસક હતો. ઉપદેશ કરનારાઓએ પ્રજાને એવો ઉપદેશ આપ્યો હતો કે રાજામાં બધા દેવનો દેવભાવ સમાયેલો છે. રક્ષણ, પાલન અને ન્યાયશાસન એ દેવનાં કાર્યો રાજા કરે છે એટલે તેનાં શાસનને અનુસરવું જોઈએ, એટલો એનો સામાન્ય અર્થ હશે, પણ વ્યવહારમાં રાજા એટલે દેવમૂર્તિ એવી સાદી વાત વધારે પ્રચલિત હતી. જૂના ઉપદેશોમાં જૂદા જૂદા ઉપદેશો જુદા જુદા અધિકારીઓ પરત્વે કરવામાં આવેલા છે. આ ઉપદેશ પ્રજાને ન્યાયશાસન વશવર્તી બનાવવા માટે પ્રજાને કરેલો ઉપદેશ છે, પણ વેન સ્વભાવે અહંકારી અને સ્વચ્છંદી હતો અને રાજ્યસત્તા પોતાના હાથમાં આવવાથી તથા પ્રજામાં દેખાતાં વશવર્તીપણાથી તેને એવી ભ્રાંતિ ઉભી થઈ હતી કે 'મારા શાસન સામે થવાની કોઈની શક્તિ નથી અને કોઈનો અધિકાર પણ નથી, નહિ દેખાતા દેવોને લોકો પૂજે તે કરતાં પ્રત્યક્ષ શાસક દેવરૂપ રાજાને જ પૂજે એ તેને વધારે યોગ્ય લાગ્યું, અત્યારે પણ બુદ્ધિપ્રધાન શાસક વર્ગને અથવા શાસક થવા ઈચ્છનાર રાજસ વર્ગને પણ એમજ લાગે છે. ઈશ્વર કે દેવ હોવા ન હોવા સાથે આ વાતને સંબંધ નથી. માત્ર ભાવનાવશ લોકો કુદરતના બળમાં કોઈક હિતાવહ અને પ્રબળ શાસક શક્તિ રહેલી છે તેને ઉંડી કલ્પનાથી પૂજે છે. માણસની અને જડકુદરતની પર કોઈ સત્તા છે અને એ સત્તા નબળાં લાગતાં હોય એવાં પણ સારાંઓનું સારૂં કરે છે અને સમર્થ લાગતાં હોય એવાં પણ ખરાબ લોકોને અંતે દંડ દે છે. એટલુંજ એમાં સામાન્ય તત્ત્વ છે. અને એ તત્ત્વને બાદ રાખીએ તો પણ સાચી કે ખોટી પણ એ જાતની દેવભાવના એ વખતનાં માણસોમાં હતી અત્યારે પણ અમુક વર્ગમાં એ હજુ છે. વેનને એ લોકોની એ મૂર્ખતા લાગી. કેવળ અક્કલવાળાં માણસોને ભાવનાવશતા માત્ર અને કુણી લાગણીઓ માત્ર અમુક પ્રકારની મૂર્ખતાજ લાગે છે. સાચું શું અને ખોટું શું એનો નિર્ણય થઈ શકે એમ નથી. સામાન્ય માણસો અને મહાન્ પારદર્શી બુદ્ધિવાળા તત્ત્વચિંતકો પણ સમાનપણે ભૂલને પાત્ર છે. 'કુદરતના પારને અને સત્યના અન્તને હું પરોવી ગયો છું' એવી માન્યતા માણસ માટે, કોઈ પણ માણસ માટે કેવળ ભ્રાન્તિરૂપજ છે. રાજાએ કે શાસકે વિચાર કરવાનો એટલોજ રહે છે કે અમુક ભાવના લોકમતમાં કેટલી ઊંડી ઉતરેલી છે, અને એના ઉચ્છેદથી કેટલાં અંતરોમાં કેવી અસર થવાની છે. પણ બુદ્ધિપ્રધાન વેનને એમ લાગ્યું કે મને જે

ભાવના ખોટી લાગે છે તે ખોટીજ છે અને લોકો એવી ભાવનાને વળગી રહે એ તેઓની મૂર્ખતા છે. એ મૂર્ખતાને માન આપવાની મારી ફરજ નથી અને એમ કરવાની મારે જરૂર પણ નથી. રાજ્યમાંજ જનસમુદાયનું બધું સર્વોત્કૃષ્ટ સમાઇ જાય છે એવી માન્યતાનો અત્યારે પણ પ્રચાર કરવામાં આવે છે અને વેનનો પણ આગ્રહ એ પ્રકારનો હતો. જાન-માલનું રક્ષણ આજીવિકા અને સુખ સંપત્તિ તથા ભોગ વૈભવ ઉપરાંત માણસમાં બીજું માણસાઈ જેવું કોઈ જૂદું તત્ત્વ છે અને તે વિકાસ ઇચ્છે છે એવો ખ્યાલ વેનને ન હતો અને અત્યારે પણ ઘણાં રાજકીય લોકોમાં નથી હોતો. પણ વેનમાં મત પ્રચારની કળા ન હતી અને આકર્ષક છળ પણ નહતું. તેણે પોતાની શાસક સત્તાના બળથી લોકોને સંપૂર્ણ રાજ્યસેવક બનાવી દેવાનો પ્રયત્ન કર્યો, 'મને, (રાજાને અને રાજ્યને,) પૂજો, મને ભજો, બળીદાન મને આપો,' એ તેની આજ્ઞા હતી. મુશ્કેલી માત્ર એટલી હતી કે એ રૂઢ લોક ભાવનાની અને વિશાલ લોકમતની અવજ્ઞા હતી અને શસ્ત્રો એવાં નહતાં કે બળવો મુશ્કેલ થઈ પડે. ઉપદેશકોએ બળવો રોકવા પ્રયત્ન કર્યો. પોતાના અને પ્રજાના આન્તર રોષને દબાવી તેમને નમ્રભાવે વિનતિ કરી કે રાજાનો આ ધર્મ નથી. પણ રાજાએ તો રાજાનો શો ધર્મ છે એના ઉપર જ ભાર મૂકયો. સહુએ પોતાનો ધર્મ સમજવો અને પાળવો એ ધર્મની ફરજના ઉપદેશમાં ઘટ છે. પણ જ્યારે હકની વાત ઉપસ્થિત થાય છે ત્યારે 'મારો હક અને સામાની ફરજ' એજ દૃષ્ટિ બળવાન બને છે. વેન રાજાએ તો એજ ઉપદેશકોએ ઉપદેશેલો પ્રજાનો ધર્મ તેમની સામે ધર્યો. 'પ્રજાએ રાજાની આજ્ઞા માનવી જોઇએ' પરિણામ એ આવ્યું કે બળવો ખાળવા મથનાર અને તે માટે 'રાજા દેવરૂપ છે' એમ ઉપદેશનાર ઉપદેશકોએ જ એ રાજાના વિનાશને અનુમોદન આપ્યું અને વેન મરાયો, એ અપુત્ર મર્યો અને એનો કોઈ સીધો વારસ ન હોવાથી રાજ્ય રાજા વિનાનું થયું. ઉપદેશકોને કદાચ એવી ભ્રાન્તિ થઈ હશે કે લોકો તેઓના ઉપદેશથી જ આપોઆપ સન્માર્ગે ચાલશે. રાજાની શાસનની અને દંડનીતિની કશી જરૂર નથી. ગમે તેમ પણ તેમણે રાજાનો નાશ કર્યા પછી નવું કોઈ રાજ્યતંત્ર સ્થાપવા જેટલા તેઓ રાજ્ય વ્યવસ્થામાં કેળવાયેલા ન હતા. પ્રજાસત્તાક સ્થાપીને તેને ન્યાય પુરઃસર ચલાવવું એ અમુક જાતની કેળ-વણી માગે છે. માત્ર સદ્‌ભાવ અને બુદ્ધિથી જ બધું થઈ જતું નથી. વ્યવહારૂ આવડત અને અનુભવ તેમાં ઘણો ભાગ ભજવે છે. એ માત્ર કાયદા ઘડવા અને ઉપદેશવાની જ વાત નથી, તેને અમલમાં મૂકવાની અને ઘણાં પાસે પરાણે અમલમાં મૂકાવવાની જરૂર પડે છે. એ વખતની પ્રજા કે એ ઉપદેશકો એ માટે તૈયાર ન હતા. વિચારને અંતે તેમણે ફરી કોઈ રાજા સ્થાપવાનો નિશ્ચય કર્યો. શાસનમાં બળની જરૂર છે એટલે પ્રથમ તેમની દૃષ્ટિ સૈન્ય તરફ વળી હોય અને સેવક વર્ગમાંથી કોઈ ઉગ્ર વ્યક્તિને રાજા સ્થાપવાનો વિચાર તેમને આવ્યો હોય એમ લાગે છે. પણ કેવળ ઉગ્રતા જ રાજાપણાનો ગુણ નથી. યુદ્ધશક્તિ અને દંડશક્તિ એ રાજાનું મુખ્ય અંગ નથી. એ શક્તિઓ તો દમનને માર્ગે પણ વાપરી શકાય છે. માત્ર એ શક્તિઓનો જ્યારે રક્ષણ માટે અને ન્યાય નિયમન માટે ઉપયોગ થાય ત્યારે જ છે રાજાને યોગ્ય શક્તિ ગણાય છે. પાલનની વૃત્તિ વિનાની શાસન સત્તાએ રાજ્યસત્તા નથી, એટલે સૈન્યશક્તિના પ્રતિનિધિને રાજા તરીકે પસંદ કરવાને બદલે તેમણે વેનના હાથનું મથન કર્યું. તેના ભાયાતોમાં દૃષ્ટિ ફેરવી, અને તેમાંથી પૃથુ મળી આવ્યો. પ્રજા સાથે મળી ઉપદેશકોએ રાજા સ્થાપ્યો, આ એક પ્રકારની ચુંટણી થઈ, પણ પૃથુનો પુત્ર ગણાયો અને વંશપરંપરાનો રાજા સ્થપાયો. આ જાતની કથા પુરાણમાં છે.

એમાંથી જે અહીં જોવાનું છે તે એટલુંજ છે કે પ્રજાની ભક્તિ ભાવનાને અને સહનશીલતાને મર્યાદા હોય છે. ગમે તેવો સબળ હોવા છતાં પણ જૂના વખતનો રાજા પ્રજાના બળવા સામે ટકી શકે એમ ન હતો. બીજી વાત એમાં એ દેખાય છે કે રાજામાં

જેમ અમુક હદ સુધી જુલ્મ કરવાની શક્તિ હોય છે તેમ પ્રજામાં બળવો કરી રાજાનો વિનાશ કરવાની પણ શક્તિ હોય છે. ઓછાં અને સાદાં શસ્ત્રવાળા જૂના કાળમાં પ્રજાની બળવો કરવાની શક્તિ વધારે હતી. અને એ શક્તિને પણ સંયમની જરૂર હતી. દરેક શારીરિક કે માનસિક શક્તિને સદ્‌ભાવના અને ન્યાયના સંયમની જરૂર છે. એ સદ્‌ભાવ ઉભો કરવા અને અન્તરમાં ઊંડો ઉતારવા વારંવાર રાજાને રાજ્ય ધર્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે. રાજા દેવ સ્વરૂપ ગણાયો છે કારણ કે રાજ્ય સંસ્થા એ દેવશક્તિ જેવી રક્ષક શક્તિ છે. એના વિના ન્યાય વ્યવસ્થા ટકી શકવાનો અવકાશ નથી. પોતાની મેળે ન્યાય નિયમનમાં રહે એવા માણસો તે વખતમાં ન હતાં અને હજુ અત્યારે પણ નથી. અને તેથી દંડશક્તિથી ન્યાય નિયમનો જાળવી રાખવાં અને લોકોને પરસ્પર વ્યવહારમાં ન્યાયાનુસાર વર્તવાની ફરજ પાડવી એ માટે શાસક રાજ્યસત્તાની જરૂર ત્યારે પણ હતી અને અત્યારે પણ હજુ છે. જે ન્યાય વ્યવસ્થા જાળવે તે દેવ. એ દૃષ્ટિએ રાજ્ય સંસ્થા એ દિવ્ય સંસ્થા છે અને રાજ્યશક્તિ એ દેવશક્તિ છે, અને ન્યાયનો રક્ષક રાજા દેવ સમાન છે. 'રાજા દેવ છે' એ ભાવનાનું એ મૂળ છે. નાની નાની બાબતોમાં મતભેદોમાં બળવો કરવો એ પાપ છે, કારણ કે એ આખી રાજ્ય સંસ્થાને અને ન્યાય સંસ્થાને ભાંગી પાડવા જેવું છે. એ એનો અર્થ છે અને જ્યાં જ્યાં શક્ય સુધારાઓને બદલે બળવાઓ થયા છે ત્યાં ત્યાં અંધાધુંધી અને જુલ્મ બહુ તીવ્ર રૂપમાં અમુક કાળ તો ફેલાયજ છે, એ વાતનો પુરાવો તે પછીના કાળમાં આજ સુધીના ઈતિહાસો આપે છે. માણસોને પરાણે ન્યાયના નિયમનોમાં રાખવા માટે તો રાજ્ય સંસ્થા છે અને તેથી તેમાં શાસન અને દંડ છે. ખાસ કરીને નિર્બળ ઉપર અન્યાયી આક્રમણ કરવાની વૃત્તિ અને શક્તિવાળાં સબળ લોકોને અંકુશિત કરવા માટેનું એ શાસન છે. એમના ગુન્હાઓને દંડવા માટે એ દંડ છે. રાજ્ય શાસનનું ક્ષેત્રજ સબળ આક્રમણ શીલ વર્ગ ઉપર છે. જે નિર્બળ છે, આત્મ રક્ષણ માટે અશક્ત છે તેને ન્યાયશાસન આશીર્વાદ રૂપ છે. જે સબળ અને આક્રમણશીલ છે, તેમને ન્યાયશાસન એ મનમાં જુલ્મરૂપ લાગે છે. તેમની ઈચ્છાતૃપ્તિ સામે એ અંતરાય છે. એટલે રાજ્યશાસન ગમે તેટલું સારૂં અને ભૂલ વિનાનું તથા ન્યાયમય હોય તો પણ એ વર્ગને એ ખુંચવાનુંજ. વળી રાજ્યતંત્ર માણસો માર્ફત ચાલતું હોવાથી તેમાં ભૂલો થવાનો પ્રસંગોપાત્ત અન્યાયો થવાનો પણ સંભવ છે. અથવા સંભવ શા માટે? એમ થયા વિના રહેતુંજ નથી. માત્ર શાસક અને અધિકારી વર્ગની લાયકાતના પ્રમાણમાં ભૂલ અને અન્યાયનું પ્રમાણ વધારે ઓછું થાય છે. છતાં ન્યાય માટે મથતા લોકોએ, જ્યાંસુધી સામાન્ય જનસ્વભાવ બહુ ફરી ન જાય ત્યાંસુધી અમુક અંશે તો તે નિભાવી લેવું ઘટે, અને તેને સુધારવાનો પ્રયત્ન કરવો ઘટે. દરેક બાનાં નીચે કે કેટલાક ખરાં કારણો નીચે પણ ભૂલ સામે કે અન્યાય સામે તુરત બળવો કરવો ન ઘટે. કારણ કે નાના કે થોડા અન્યાયનો પ્રતિકાર કરવા જતાં અમુક કાળ ઘોર અન્યાય અને સમૂળી અવ્યવસ્થાનો આવી જાય છે અને ક્રોધના આવેશો ન્યાયના બધા સંયમો ભૂલાવી માણસને અમુક કાળ માટે તો પશુ બનાવી દે છે, અને તે સંસ્કારો સત્વર જાતા નથી. એટલા માટે રાજાને અથવા કહો કે સ્થાપિત રાજ્યને દેવરૂપ ગણાવેલ છે અને તેની સામેના બળવાને પાપરૂપ ગણાવ્યો છે. પણ ભક્તિ કંઈ વિચારથી કે સમજાવટથી કે પુરાણની વાર્તાઓથી ઉદ્‌ભવતી નથી. ભક્તિ એ તો અન્તરનો સ્વાભાવિક ઉભરો છે. શાસકમાં જ્યારે વત્સલતા અને પાલક સહાનુભૂતિ દેખાય ત્યારે ભક્તિ સ્વયંમેવ ઉદ્‌ભવે છે. એટલા માટે રાજામાં દેવ જેવા ગુણો જરૂરી છે. રાજાના અને પ્રજાના પરસ્પર ધર્મો અને એ વખતનો રાજ્ય તંત્રનો મૂળ સિદ્ધાન્ત એ બધું 'રાજા અને પ્રજા' એ શબ્દ સંયોગમાં આવી જાય છે. જેમ માબાપ પોતાનાં છોકરાંને જાળવે એમ રાજા જો પ્રજાને જાળવે તો તે કૃતકૃત્ય થાય છે. એ

લાગણી એ હિતાવહતા રાજામાં હોય તો રાજા રાજા રહે છે અને પ્રજા પ્રજા રહે છે. વાત્સલ્ય અને ભક્તિ એ પરસ્પરનાં પોષક છે. અન્યથા કોઇ કૃત્રીમ ઉપાયોથી ભક્તિ ઉદ્‌ભવી શકતી નથી, અને કદાચ ખોટા વાત્સલ્યના દેખાવથી ઉદ્‌ભવે તો લાંબો વખત ટકી શકતી નથી, કારણ કે કોઈપણ દાંભિક દેખાવ બહુ લાંબો વખત અપાર દર્શક રહી શકતો નથી. પણ લક્ષ્મી અને સત્તા મળતાં છતાં આવી મનોવૃત્તિને કેળવી અને જાળવી શકે એવાં માણસો બહુ થોડાં હોય છે. અન્તઃકરણમાં એટલી વત્સલતા ન હોય તો પણ પ્રજાનાં સુખ અને સંતોષ ઉપર પોતાનો આધાર છે એટલા પુરતો પોતાનો સ્વાર્થ સમજનાર રાજા પણ પ્રજાને સુખી કરવા સતત પ્રયત્ન કરે. પણ એ વાત પણ ભૂલાઈ જાય ત્યારે પ્રજા રાજા તરફ ધીમે ધીમે ઉદાસીન બનતી જાય છે. સામાન્ય સમગ્ર જનસ્વભાવ જ્યાં સુધી વધારે કુણો ન થાય ત્યાં સુધી વંશપરંપરામાં ઉતરતી આવતી એક પછી એક વ્યક્તિમાં દરેકમાં પ્રજા માટે વાત્સલ્ય ભાવના માત્ર ઉપદેશથી પ્રકટાવવી અને જાળવી રાખવી એ મુશ્કેલ છે.

ક્રમે ક્રમે વત્સલભાવ ગયો. લક્ષ્મી અને સત્તા વધ્યાં, શસ્ત્રો વધારે સારાં થયાં, યુદ્ધકળા એ કળા જેવી બનવા માંડી, અને કેટલાક અક્કલવાળા માણસોએ પોતાના સ્વાર્થ ખાતર રાજાની ખુશામત કરવાનું અને તેને મોજશોખને માર્ગે ઉતારી ખરી રાજ્યસત્તા પોતાના હાથમાં રાખી રાજાને નામે રાજ્ય ચલાવવાનું શરૂ કર્યું. અક્કલવાળાં માણસો રાજ્યતંત્રમાં, પ્રજાતંત્રમાં, કે વ્યવહારના ગમે તે તંત્રમાં પોતાનો માર્ગ કરી લે છે, અને દેખાવની સત્તા ગમે તેના હાથમાં હોય પણ તેમાં સીધી કે આડકતરી રીતે બને તેટલો ભાગ પડાવવાનું ચૂકતા નથી જ્યાં ધન લોભ કે સત્તાના લોભની સાથે અક્કલ હોય ત્યાં સાધારણ રીતે આગળ વધવાના આડા અવળા ઘણા રસ્તાઓ હોય છે. સિદ્ધાન્તને વળગી રહેનારા તથા સીધે માર્ગેજ આગળ વધવા ઇચ્છનારાઓને માટે બધાં તંત્રોમાં સ્થાન ન હોઈ શકે પણ એવી પોતાને બાંધનારી મર્યાદા જેણે જાતે સ્વીકારી હોય એવાં માણસોને બાદ કરતાં બીજાં માણસોને માટે ઘણા માર્ગો ખુલ્લા હોય છે. પ્રકાશની સીધી લેખા બહુ વળાંક લઈ શકતી નથી પણ પાણી અને પવન આડાં અવળાં રહીને પણ જ્યાં અવકાશ હોય ત્યાં પેસી જાય છે. સાવ સીધી એક લીટી તો પ્રકાશની લેખા પણ સાચવી શકતી નથી. અવરોધ આવે ત્યારે એ પણ ખુણા ખાંચાથી પ્રતિબિંબિત થાય છે અને તેનું વક્રીભવન પણ થાય છે, પણ એ બધાંમાં પણ તે બને તેટલી સીધી લીટીની ગતિ જાળવી રાખવા પ્રયત્ન કરે છે. એમ જીવનની જરૂરીઆતો અને આઘાત પ્રત્યાઘાતો સીધે માર્ગે જવા ઇચ્છનારને પણ પરાણે આડા ધકેલે છે. પણ સીધાં માણસો દિશા બદલવી પડે તો બદલે છે પણ ગતિમાર્ગ તો સીધો અને સરલજ રાખવા મથે છે. આવાં માણસોને બધાં તંત્રોમાં અવકાશ ન મળે, અથવા તંત્રવ્યવહારમાં શાસન સત્તાનો જ્યાં આડો ઉપયોગ થતો હોય ત્યાં એવાં માણસો માટે સ્થાન ન હોઇ શકે. પણ એક સીધાપણાને છોડ્યા પછી અક્કલવાળાં માણસો પોતાની શક્તિના પ્રમાણમાં અને અમુક અંશે સંજોગોની અનુકૂલતાના પ્રમાણમાં લગભગ ગમે તે સ્થાને પહોંચી જઈ શકે છે. સીધો માર્ગ શક્તિ આવડત અને સેવા પરાયણતાનો છે. રાજાતંત્રને અને પ્રજાતંત્રને બન્નેને તેની જરૂર છે. એ ઉપયોગી હોવાનો માર્ગ છે. બીજો માર્ગ ઉપયોગી દેખાવાનો છે. અને ત્રીજો માર્ગ ખુશામતનો અને મહેરબાની મેળવવા માટેના હલકા પ્રયત્નોનો છે. બધાં તંત્રોમાં આ બધા માર્ગોને અવકાશ છે. કોઇપણ શાસન તંત્રમાં જ્યારે આડા માર્ગે અક્કલવાળાં માણસો અધિકાર ઉપર આવે છે ત્યારે એ તંત્રનો વ્યવહાર ખરાબ શાસન તરફ વળી જાય છે અને એમ ન બને તો પણ એમાં શિથિલતા તો આવીજ જાય છે. રાજાતંત્રમાં માત્ર એકજ વ્યક્તિને મુખ્યત્વે રીઝવવાની હોય છે એટલે ખુશામત ખોરોને પકડાઈ જવાનો સંભવ એટલો ઓછો રહે છે. આ રીતે રાજાતંત્રમાં સ્થાન મેળવતા લોકો રાજાને

કર્તવ્ય વિમુખ બનાવે છે. એટલે રાજામાંથી માત્ર વત્સલતા ચાલી જાય છે એટલુંજ નહિ પણ પ્રજાને પણ માત્ર શાસન સાથેજ સંબંધ રહે છે અને રાજાના વ્યક્તિત્વ માટે ઉદાસીનતા આવી જાય છે. સાધારણ રીતે ઠીક ઠીક ચાલતાં રાજ્ય સામે પ્રજા બળવો કરતી નથી પણ જ્યારે બહારના હુમલાથી રાજ્ય ક્રાન્તિનો પ્રસંગ આવે ત્યારે રાજા માટે પ્રાણ આપવાની ધગશ પ્રજામાં દેખાતી નથી અને રાજક્રાન્તિ થયા પછી નવો રાજા જો સાધારણ રીતે ઠીક શાસન ચલાવે તો તેને વિના વિરોધે નિભાવી લે છે. હિન્દનાં રાજાતંત્રોમાં ધીમે ધીમે એ સ્થિતિ આવી હશે એમ લાગે છે, બળવાઓના કરતાં એક રાજા બીજા રાજાને હરાવી તેની પ્રજાને પોતાની બનાવી લે એવા દાખલા ઘણા વધારે છે. એ રાજા અને પ્રજાની ભાવના હોય તો એમ ન થાય. પણ પાછળની ભાવના રાજા તરફની ભક્તિને બદલે રાજ્ય તરફથી ભક્તિનું રૂપ લેતી લાગે છે. એટલે રાજાઓની ક્રાન્તિ થાય છે પણ સામાન્ય સુશાસન હોય ત્યાં સુધી બળવો થતો નથી અને રાજ્યતંત્રનો તંત્ર તરીકે વિરોધ થતો નથી. આમ રાજાઓ બદલાતા ગયા અને છતાં રાજતંત્ર ચાલુ રહ્યું. છતાં ત્યાં શાસન વધારે પડતું ખરાબ હોય ત્યાં પ્રજાનો બળવો પણ થતો અને પ્રજાના રાજાની ક્રાન્તિ કરતી અને જ્યાં ઘણું સારૂં શાસન હોય ત્યાં રાજભક્તિ પણ પ્રગટતી અને પ્રજા રાજા માટે પ્રાણ પાથરતી. આ માત્ર સામાન્ય રૂપ રેખા છે. આ બધાંમાં એક સામાન્ય તત્ત્વ એ આવે છે કે એ જૂનાં રાજ્યતંત્રોમાં પણ પ્રજાનો પ્રબળ વિરોધ ન થાય એ રાજાને રાજ્યપદે ટકી રહેવા માટે ખાસ ધ્યાનમાં રાખવાનું હતું. જુના વખતના રાજ્યોમાં સીધું મતગણત્રીનું લોક શાસન ન હતું પણ તેજ રાજાઓ અથવા તેજ રાજવંશો લાંબો વખત ટકતા કે જે સમગ્ર પ્રજાની જરૂરીઆત ઇચ્છા અને લાગણીઓની માહિતી મેળવ્યા કરતાં અને તેમને સંતોષવા સતત ખંતભેર પ્રયત્ન ચાલુ રાખતાં. રાજાનું રાજ્ય એટલે જો હુકમીનું રાજ્ય એ બહુ જૂના વખતને લાગુ પડતું નથી કારણ કે ત્યારે તો મોટે ભાગે પ્રજા એજ રાજાનું સૈન્ય હતું. રાજાનો અંગત માણસોનો વર્ગ નાનો હતો અને શસ્ત્રો લગભગ દરેક માણસ વાપરી શકે એવાં હતાં એટલે પ્રજાના સામુદાયિક બળવા સામે લાંબો વખત ટકવું રાજા માટે અશકય હતું.

બહુ જૂના વખતનાં રાજ્યો નાનાં નાનાં હતાં. એક વખત કુટુમ્બતંત્ર તૂટી રાજ્યતંત્ર સ્થપાયું એટલે પછી શાસિતને રાજા સાથે કોઈ અંગત લોહીનો સંબંધ કે મમત્વનું બંધન ન રહ્યું. રાજાઓમાંથી પ્રજા તરફની વત્સલ ભાવના જેમ જેમ ઓછી થતી ગઈ તેમ તેમ રાજા પ્રજા વચ્ચેની અંગત લાગણીઓને સ્થાને ઉદાસીનતા આવવા લાગી અને તેમનો પરસ્પર સંબંધ શાસક અને શાસિત જેવો બનવા લાગ્યો. આન્તર શાસન રૂઢી પ્રમાણે ચાલવા લાગ્યું અને ખાસ ધ્યાન આપવાની વૃત્તિ ઓછી થઈ. બધું શિરસ્તા મુજબ ધોરણસર સરલતાથી ચાલવા લાગ્યું. રાજાઓ વીર વૃત્તિવાળા વધારે થવા લાગ્યા, આન્તર શાસન કરતાં બહારનાં રાજ્યો ઉપર વિજય મેળવી પોતાના શાસનનું ક્ષેત્ર વધારવા તરફ વીર રાજાઓ વધારે ખેંચાવા લાગ્યા. વત્સલ પાલન અને ન્યાય વ્યવસ્થા એ રાજાનું મુખ્ય ધ્યેય છે. રાજાનો કોષ પ્રજાની સંપત્તિમાં છે અને રાજાનું સૈન્યબળ પ્રજાની વફાદારીમાં છે એ મૂળ મુદ્દો ભૂલાવા લાગ્યો અને રાજાના કે રાજ્યના નગદ કોષ ઉપર અને પગારદાર સૈન્ય ઉપર વધારે ધ્યાન અપાતું થયું. રાજા પ્રજા વચ્ચે ઉદાસીનતા આવી એટલે પછી વિજય કે પરાજય માટે બધા રાજાઓએ માત્ર ભાડુતી સૈન્યો તરફ અને અંગત માણસો તરફ જ જોવાનું રહ્યું. એક રાજા યુદ્ધમાં મરે કે મ્હાત થાય એટલે તેનું સ્થાન નવો જીતનાર રાજા લઈ લે તો તેની સામે પ્રજા કશું ન કરે એટલી બધી એ ઉદાસીનતાની સ્થિતિ હતી. રાજાની પ્રજાના સદ્‌ભાવ માટેની બેદરકારીમાંથી એ સ્થિતિ ઉદ્‌ભવી,

અને જેમ જેમ રાજાઓ સમગ્ર પ્રજાની વ્યાપક ઊંડી વફાદારીને બદલે ભાડુતી સૈન્ય ઉપર વધારે આધાર રાખતા થતા ગયા તેમ તેમ તેમનાં સિંહાસનોના પાયા વધારે અસ્થિર બનતા ગયા એ તેમના ધ્યાનમાં ન રહ્યું. આમ પરસ્પર રાજ્ય પડાવી લેવાનું સહેલું બન્યું અને નબળા રાજાઓને ભોગે બળવાન રાજાઓ બીજાં રાજ્યોને જીતી પચાવી ને મોટા બનવા લાગ્યા. કેટલાયે નાનાં રાજ્યોના રાજાઓ અને રાજ્ય તરીકેનાં જૂદાં વ્યકિતત્વ અદૃશ્ય થઇ ગયાં. અને તે રાજ્યો બીજાં મોટાં રાજ્યોનાં પ્રાન્તરૂપ બની ગયાં. બીજાં કેટલાંકનાં રાજાઓ અને વ્યકિતત્વ જળવાઈ રહ્યાં પણ તે રાજાઓ ખડીઆ રાજાઓ બની ગયા અને મૂળ નાનાં સ્વતંત્ર રાજ્યો હતાં તે પેટા રાજ્યો બની ગયાં. અને મોટાં રાજ્યો અને સામ્રાજ્ય સ્થાપવાની અનુકૂળતા ઊભી થઈ. આ સામ્રાજ્ય તે રાજા પ્રજા વચ્ચેની ઉદાસીનતાના પાયા ઉપર ચણાવાનું સામ્રાજ્ય, પ્રજા વર્ગના કે રાજાઓના કે રાજ્યોના સહકારથી ઉદ્ભવવાનું સામ્રાજ્ય નહિ. એ સામ્રાજ્ય તે બળવાન રાજાનું અંગત ગૌરવ.

પણ યુદ્ધશક્તિમાંથી ઉદ્ભવતાં એવાં કોઈ મોટા રાજ્યને કે સામ્રાજ્યને ટકાવી રહેવા માટે આન્તર-શાસનમાં સુવ્યવસ્થાની જરૂર રહી. પ્રજાની ઉદાસીનતા સુધી મહારાજ્ય ટકી શકે પણ પ્રજાનો બળવો થાય એટલી હદ સુધી દમન પહોંચે તો બીજા રાજાઓ અસંતુષ્ટ પ્રજાને સાધન બનાવી એવાં સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાખે, એ અમુક કાળ સુધી શક્ય રહ્યું. બેશક શસ્ત્રસંપત્તિ ઘણી વધી અને સામાન્ય યુદ્ધની તાલીમવાળા સૈનિક સામે શસ્ત્રયુદ્ધમાં બહુ સ્વલ્પ બની જાય એ સ્થિતિ આવી ગઈ હતી અને એને અંગે દમન ઘણા વધારે પ્રમાણ સુધી થાય ત્યાં સુધી પ્રજા બળવો ન કરી શકે એવા સંયોગો ઉભા થયા હતા છતાં શાસિતની અવગણના કરીને માત્ર બળ અને આવડત અને અક્કલને આધારેજ ઝઝુમનાર ઔરંગઝેબે મોગલ શહેનશાહતના પાયાને અસ્થિર કરી મૂક્યા અને ઔરંગઝેબના જીવન કાળમાંજ તેના આખરના સમયમાં જ વિનાશ શરૂ થયો. છિન્નભિન્ન થતી એ શહેનશાહતમાંથી કેટલાંએ તાબાનાં રાજ્યો સ્વતંત્ર બની ગયાં, સુબાઓ સ્વતંત્રશાસક બની ગયા અને કેટલાંયે નવાં રાજ્યો સ્થપાયાં, અને એ સળગતાં મહાલયમાંથી જેને જે હાથ આવ્યું તે તેણે પોતાનું કરી લીધું. અત્યારનાં દેશી રાજ્યોમાંનાં કેટલાંક તો પહેલાંના વખતથી અથવા જુના વખતથી અસ્તિત્વ ધરાવતાં આવ્યાં છે અને કેટલાંએક એ પ્રસંગમાંથી અથવા એના પરિણામોમાંથી ઉભાં થયાં છે. યુરોપીય પ્રજાના આગમનથી હિંદમાં યુગ બદલાયો. યુદ્ધ અને મુત્સદ્દીગીરી ઉપરાંત બ્રિટિશ વિજેતાએ આન્તર વ્યવસ્થામાં પણ ઘણું ધ્યાન આપ્યું. જો કે તેમની સામે પણ એક મહાન બળવો ઉભો થયો હતો પણ ન્યાય અને પ્રજાની ધાર્મિક સામાજીક અને કૌટુંબિક સ્વતંત્રતાને આગળ કરી તેમણે ઘણો ટેકો મેળવ્યો. અને અમુક કાળ ન્યાય, શાંતિ, જાનમાલની સલામતી અને સુવ્યવસ્થાના પ્રયત્નોમાં રોકાયો. મોગલ શહેન-શાહત પડી ભાંગવા માંડી ત્યારથી અને બ્રિટીશ સરકારનું સામ્રાજ્ય સ્થિર રૂપમાં આવ્યું ત્યાં સુધીમાં અમુક કાળ ઘણો અનિશ્ચિત અને મુશ્કેલીવાળો તથા અંધાધુંધી ભરેલો ગયો. એ અરાજકતામાંથી પાછી વ્યવસ્થા સ્થાપવા માટે બ્રિટીશ સરકારને ઘણાં સમાધાન કરવાં પડયાં. એ બધાં સમાધાનોમાં એ વખતનાં જુદાં જુદાં નાનાં મોટાં દેશી રાજ્યો સાથેનાં સમાધાનોનો પણ સમાવેશ થાય છે. ઘણાંયે સંધીપત્રો અને કોલકરારો થયા પરસ્પરના હકો અને જવાબ-દારીઓ નક્કી થયાં અને અંતે વ્યવસ્થા સ્થપાઇ અને રૂઢ બનવા લાગી. હિન્દનાં દેશી રાજ્યો એ અત્યારે એ બ્રિટીશ સામ્રાજ્યના છત્ર નીચેનાં રક્ષિત રાજ્યો છે. યુરોપના સંસર્ગથી અને પાશ્ચાત્ય કેળવણીથી લોકતંત્ર કે પ્રજાતંત્ર તરફ ભણેલા વર્ગની વૃત્તિવાળી અને શાસન સત્તાની ક્રાન્તિ એ દિશા તરફ કરવાના પ્રયત્નો થવા લાગ્યા, અને બ્રિટીશ સરકારે એ દિશામાં પ્રગતિ સૂચવે એવી સંસ્થાઓ ધીમે ધીમે હિન્દમાં દાખલ કરી અત્યારે ડૂમીનીઅન સ્ટેટસ અને સંપૂર્ણ સ્વરાજ્ય માટે

પ્રયત્નો થઈ રહ્યા છે. ફેડરેશન અને પ્રજાને સંપૂર્ણ જવાબદાર એવું સમગ્ર હિન્દનું મધ્યસ્થ રાજતંત્ર અમલમાં ઉતારવાની કોશીશ ચાલે છે. હિન્દને એકતંત્ર બનાવવા માટે દેશી રાજ્યોએ પણ એ એકતંત્રતામાં ભળી જવું જોઈએ તોજ એ પૂરૂં એકતંત્ર થાય. અને એમ ભળવામાં દેશી રાજ્યોનું રાજ્ય તરીકેનું વ્યક્તિત્વ કે રાજ્યપણું કેટલે અંશે જળવાઈ રહી શકે એ એક પ્રશ્ન છે અત્યારે દેશી રાજ્યમાં રાજ્યપણું કેટલે અંશે છે એ વિચાર પણ એની સાથે જ ઉપસ્થિત થાય છે.

## રાજ્ય ચિન્હો.

રાજ્યછત્ર એ બધા સંતાપોને નિવારનારૂં શાન્તિનું છત્ર છે. એમાં રાજાના બધા પાલક રક્ષક ધર્મોનો અને તે માટેની શક્તિઓનો સમાવેશ થઈ જાય છે. કુટુમ્બનો વડીલ જેમ કુટુમ્બનું છત્ર ગણાય છે એમ રાજ્ય એ પ્રજાનું છત્ર છે. કુટુમ્બમાં કામ કરનારાં અને રળનારાં બીજાં હોય પણ જેમ સમગ્રની આજીવિકાની તથા બાહ્ય વ્યવહારની અંતિમ જવાબદારી કુટુમ્બના વડીલ ઉપર રહે છે તેમ પ્રજાની આજીવિકાના માર્ગોનો પ્રબંધ કરવાની અને આજુબાજુનાં પરરાજ્યો તરફથી પોતાની પ્રજાને દુઃખ ન થાય એ માટે તજવીજ રાખવાની જવાબદારી રાજ્ય ઉપર રહે છે. વસ્તુત: રાજ્યો રાજ્યો વચ્ચેના સંબંધો અને પરસ્પર વ્યવહારોની વ્યવસ્થા બ્રિટિશ સામ્રાજ્યના પ્રભાવથી થાય છે, અને દેશી રાજ્યોની આર્થિક સ્થિતિ સમગ્ર હિંદની આર્થિક નીતિ સાથે એટલે કે હિન્દી સરકારની આર્થિક નીતિ સાથે સંકળાયેલી છે એટલે મુખ્ય રાજ્યછત્ર તો બ્રિટિશ સામ્રાજ્યનું છત્ર છે. પ્રજા ઉપર દેશીરાજ્યનું છત્ર હોવા છતાં એવાં દેશી રાજ્યો ઉપર સામ્રાજ્યનું છત્ર હોવાથી જ અત્યારે તો શાન્તિ અને વ્યવસ્થા છે પણ જેટલે અંશે સંધી અને કોલકરારોથી પરસ્પર વ્યવહારોનો પરસ્પર હકોનો અને આર્થિક સમજુતીઓનો સ્થાપિત નિર્ણય થઈ ગયો છે તેટલે અંશે, કાયદા પ્રમાણે ચાલતાં બ્રિટીશ રાજ્યતંત્ર પાસેથી દેશી રાજ્યો પોતાની પ્રજાના આર્થિક અને બીજા લાભોનું સંરક્ષણ માગી શકે. અને જેટલા પુરતો આ તેમનો બ્રિટીશ સરકાર પાસે હક છે તેટલા પુરતી આ તેમની પોતાની પ્રજા તરફની જવાબદારી છે જેટલે અંશે કોઈ દેશી રાજ્ય પોતાની પ્રજાના હિત હક માટે બ્રિટીશ સરકાર કે હિન્દી સરકાર પાસેથી દાદ મેળવી શકે એટલે અંશે એનું રાજ્યછત્ર પ્રજા માટે સાર્થક રહે. એ છત્ર એમ મોટાં બ્રિટીશ છત્રનું પેટા છત્ર છે.

પણ એ છત્રમાં માત્ર એટલાનો જ સમાવેશ થતો નથી. આન્તર વ્યવસ્થા અને ન્યાયશાસન પણ એનાં અંતર્ગત અંગો જ છે. અને જેટલે અંશે રાજ્ય એમાં સ્વતંત્ર છે તેટલે અંશે તેનું છત્ર પ્રજા ઉપર છે. જેટલે અંશે એ છત્ર સોંસરવા આવી કોઈ પણ પ્રકારના સંતાપો પ્રજાને પ્રજાળે એટલે અંશે એ છત્રમાં ખામી.

એક બીજું રાજ્ય ચિન્હ એ ખડગ છે. એ સૈન્યશક્તિનું સૂચક છે. બહારનાં આક્રમણો સામે સમગ્ર પ્રજાનું અને રાજ્યનું રક્ષણ કરવા માટેની આ શક્તિ છે અને આ જવાબદારી છે. સમગ્ર માનવજાતિનું જો કોઈ સાર્વભૌમ રાજ્ય હોય તો તેને કોઈ પરરાજ્ય ન હોવાથી આ શક્તિની જરૂર ન પડે. અને રક્ષિત રાજ્યને રક્ષક રાજ્ય તરફથી રક્ષણ મળતું હોય એટલે તેને પણ એ વિના ચાલે. માત્ર જે સામ્રાજ્યના છત્ર નીચે કોઈ રક્ષિત રાજ્ય હોય તે સામ્રાજ્ય જ્યારે કોઈ મહાયુદ્ધમાં ઉતરે ત્યારે તેની સહાયમાં પ્રમાણસર ઉભા રહેવા જેટલી જ યુદ્ધશક્તિ એમાં હોઈ શકે. બહારનાં આક્રમણો સામે રક્ષણ કરવાની રાજ્યધર્મની ખરી જવાબદારી બ્રિટીશ સરકારે સંભાળી લીધી છે. પણ જવાબદારીનું ઓછાપણું એ સત્તાનું પણ ઓછાપણું છે. આત્મરક્ષણની પાત્રતા વિનાનું રાજ્ય એટલે પૂરૂં રાજ્ય નહિ. આત્મરક્ષણની શક્તિ જેટલી ઓછી તેટલું જ રાજ્યનું રાજ્યપણું ઓછું. દેશી રાજ્યોમાં એ ઉણપ છે. પણ બ્રિટીશ સાથેના સંબંધથી આત્મ-

રક્ષણનો પ્રબંધ છે એટલે એ ખામી બીજી રીતે પૂરાઈ જાય છે. મોટાં રાજ્યો પણ જ્યાં આત્મરક્ષણ માટે પરસ્પર સહકાર શોધે છે ત્યાં નાનાં રાજ્યો માટે આવો પ્રબંધ જ યોગ્ય છે. અને નાનાં નાનાં વિભક્ત રાજ્યો કરતાં એવાં રાજ્યોનું મહારાજ્યોમાં અન્તર્ગતપણું હોય એ રાજકીય પ્રગતિ છે. બધાં રાજ્યોનાં અને સમગ્ર માનવજાતિના સંયુક્ત મહારાજ્ય તરફ વર્તમાન વિચારો વહે છે. વ્યક્તિ જેમ રાજ્યનું અંગ છે અને તેમાં તેની વ્યાક્તિક સ્વતંત્રતા પણ છે તેમ નાનાં રાજ્યો મોટાં રાજ્યોનાં અંગો બને અને મોટાં રાજ્યો કોઈ મધ્યવર્તી સાર્વભૌમ શાસક સત્તાનાં વશવર્તી બને અને છતાં સર્વની આન્તર વ્યાક્તિક સ્વતંત્રતા જળવાઈ રહે એ દિશામાં વિચારનો પ્રવાહ છે. પ્રજાસંઘ કે રાષ્ટ્રસંઘની ભાવનાનો પાયો પણ દરેક રાજ્યે, પોતાની સ્વતંત્ર યુદ્ધશક્તિને જતી કરી, ન્યાય અન્યાયની બાબતમાં કોઈ મધ્યસ્થ અને તટસ્થ સત્તાના ચુકાદાને વશ વર્તવું જોઈએ એવી માન્યતા ઉપર જ સ્થાપેલો છે. એટલે એમાં કશું ખોટું નથી. પણ એમાંથી જે એક વાત ફલિત થાય છે તે એ છે કે દેશીરાજ્યોનું રાજ્યપણું હવે માત્ર તેમની આન્તર શાસનની સ્વતંત્રતા પુરતું જ રહ્યું છે, અને તે પણ જાણે હવે જવા બેઠું હોય એમ કેટલાકને લાગતું હોય એમ લાગે છે. (અપૂર્ણ)

વિ.

---o---

# કશળાજી

## ( હીંદના પ્રશ્નના યથાર્થ ઉકેલમાં થતા વિલંબને સમજાવવાનો એક પ્રયત્ન )

એક બહુજ નાની વાર્તા છે. છે તો હકીકત. પણ વાંચનારને તે વાર્તા જેવી લાગી જાય એવી છે. માટે વાર્તા છે એમ કહું છું. વાત એમ છે કે અમારે ત્યાં કશળાજી કરીને એક પ્રામાણિક અને સેવાભાવી નોકર હતા. એવા તો ભકત હતા કે આજ્ઞા છુટવાની સાથે તુરત તેનો અમલ કરી નાંખે. પણ એમના સ્વભાવમાં એકજ ખામી હતી. અને તે એ કે ઝાઝા હુકમો એકી સાથે આવી જતા હોય એવો એકજ હુકમ એમને આપ્યો હોય તો એ બરાબર સમજી ના શકે. પણ ચોક્કસ દાખલા વિના સમજાય એવી વાત નથી. ધારો કે આપણે એને એમ કહ્યું હોય કે, "કશળાજી, આજે તમારે જમવા કહેવા જવાનું છે, ખાંડ લેવા જવાની છે, શાક લેવા જવાનું છે, તેલ લેવા જવાનું છે વગેરે" તો એ તુરત "હાજી" કહીને ડગલો અને પાઘડી પહેરવા એકદમ ચાલ્યા જાય. અને જમવાનું કહેવાનું યાદ રહેવાથી તુરતજ જમવા કહેવા નીકળી પડે. આપણને એમ થાય કે એ હમણાં આવશે એટલે બધી વિગત કહીશું ત્યાં તો એ આવ્યા ન હોવાથી તપાસ કરતાં માલમ પડે કે એ તો બહાર ગયા છે. ઉતાવળે પગે પણ વિચારમાં ને વિચારમાં દૂર દૂર ચાલી ગયા પછી એને એમ થાય કે આપણે જમવા કહેવા તો જઈએ છીએ પણ કોને કોને કહેવા જવાનું છે તે પૂછવાનું તો રહી ગયું. એટલે બિચારા પાછા વળે અને આપણને આવીને પૂછે ત્યારે આપણે કહીએ કે ધીરુભાઈ ને ત્યાં, હરિભાઈ ને ત્યાં, શાંતિભાઈને ત્યાં અને લ્યો આ ચીજો લાવવાની છે તેના પૈસા. એમ કહીને પૈસા આપીએ. એટલે વધારે પૂછવાની વાટ ન જોતાં

એ પાછા બહાર નીકળી પડે. 'અને રસ્તે વિચાર થાય કે ધીરૂભાઇ ને બીજા બધાનાં ઘર તો જોયાં છે પણ હરિભાઇ ક્યાં રહે છે તે તો આપણે જાણતા નથી. એટલે વળી બિચારા પાછા વળે અને હરિભાઈ ક્યાં રહે છે તે પૂછી જાય! એ બધું જાણ્યા પછી હલકે હૈયે એ પાછા બહાર નીકળે અને ધીરુભાઈનું ઘર પહેલું આવતું હોઈને ત્યાં જાય. અને કહે કે "ભાઈ છે? હું જમવાનું કહેવા આવ્યો છું." ભાઈ બહાર ગયા હોવાથી, અંદરથી પૂછે છે કે "છે નહીં પણ કોને કોને આવવાનું છે તે કહેતા જાઓ." એટલે પાછી મુંઝવણ થાય અને ઘેર આવીને વિગત પુછવા આવે. આમ મિત્રોને જમવાનું કહેવાની બાબતમાંજ અર્ધો દિવસ નીકળી જાય. ત્યાં જમવાને માટે રાંધવાની ચીજોનું ઠેકાણું તો ક્યાંથી જ હોય! એટલે વળી આગળ ઉપર જમવા રાખવાનું થાય.

આમાં અમારોએ વાંક હતો. પણ અમારાં ખાણાં એ કાંઈ કામ ધંધાને અર્થે હતાં નહિ. અને અમે એમ પણ ધારેલું કે માણસ ભગત છે. કામનો હોંસીલો છે. ફક્ત બુદ્ધિની ખામી છે. તે ધક્કા બહુ ખાવાથી એના કંટાળા અને થાકથી તે ખીલશે એટલે બધું બરાબર થઇ જશે. (અહીંયાં દીલગીરી સાથે કહેવું પડે છે કે અમારી એ આશા તદન વ્યર્થ નીવડી છે, કારણ કે એ ભાઇ સુધરવાની જરા પણ તકલીફ લીધા પહેલા યમરાજના આમંત્રણને માન આપીને સ્વધામ ચાલી ગયા છે અને ક્યારે પાછા આવશે એ સંબંધી કાંઈજ ખબર નથી.)

અહીંયાં વાંચનારને એમ થશે કે આ તે લેખકના એક નકામા નોકરની વાત થાય છે કે હિંદને લગતા પ્રશ્નની? અમને એમજ થાય છે કે હીંદના પ્રશ્નની બાબતમાં અમને આવોજ બલ્કે એથી પણ વિશેષ ગોટાળો લાગે છે. અમારા નોકરને એટલી તો ખાત્રીજ હતી કે અમે એના શેઠ છીએ તેમ અમને પણ ખાત્રી કે એ અમારો જ નોકર છે. એટલે અમારાજ હિતમાં કામ કરવાનું. અને વળી તે પ્રમાણિક પણ હતો. અહીંયાં તો પહેલીજ ખામી એ કે હિંદુસ્તાનના શેઠ કોણ તેજ નક્કી નથી લાગતું! ધરતીમાતા તો એ પ્રશ્ન ઉઠાવેજ નહિ. ત્યારે એ માનવું કેમ? શું હિંદુસ્તાનનાં ખરાં માલિક એ અહીનાં અસંખ્ય ભૂખ્યાં તરસ્યાં ગરીબો, કે તેનો મુંગો અવાજ વ્યક્ત કરવાનો અધિકાર પોતે ધરાવે છે એમ કહેનારી કોંગ્રેસ? અને તેના કર્મચારીઓ? કે હીંદનાજ હિતની વાત છે એમ કહેનારા લીબરલો કે હીંદુઓ કે મુસ્લીમો કે અનેક યુક્તિ પ્રયુક્તિથી હીંદ ઉપર વિજય મેળવીને પોતાની ખાતર સત્તા જમાવનારી વિદેશી પ્રજાની સ્વદેશી સરકાર કે એ સરકાર ઉપર અંકુશ રાખનાર પાર્લામેંટ? અને પાર્લામેંટ એટલે એની હસ્તી જેના ઉપર આધાર રાખે તે ઇંગ્લેંડની પ્રજા? કે પ્રજાના રાજા ના. શહેનશાહ પંચમ જ્યોર્જ? શેઠ કોણ છે તે નક્કી થાય તો નોકર કોણ છે એ પણ નક્કી કરવું સહેલું થઈ પડે. અને એ નક્કી થાય તો કોણે કોના હિતમાં શું કરવું તે પણ નક્કી થઈ જાય. (મળેલું)

———o———

# દેશીરાજ્યોના પ્રશ્નો.

## મર્હુમ સર પ્રભાશંકર પટ્ટણી નિમિત્તે ભાવનગર રાજ્યની પ્રજા તરફથી જાહેર શોકસભા:

ઓન. સર પ્રભાશંકર પટ્ટણીના સ્વર્ગવાસ નિમિત્તે તા. ૨૨-૨-૩૮ ને રોજ ભાવનગર રાજ્યના નાગરિકોની એક સભા ના૦ મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીના પ્રમુખપણા નિચે જસોનાથ મહાદેવમાં મળી હતી. દી. બા. ત્રિભુવનદાસ કાલીદાસ ત્રિવેદી જેઓ શિથિલ પ્રકૃતિના કારણે સભામાં આવી શક્યા ન હતા તેઓએ એક હૃદયદ્રાવક પત્ર લખ્યો હતો. તે આ નીચે આપ્યો છે.

### દી. બા. ત્રિભુવનદાસનો પત્ર.

ભાવનગર

તા. ૨૨-૨-૩૮

રા. રા. નગરશેઠશ્રી,

વૃજલાલભાઈ

પૂજ્ય મુરબ્બીશ્રી સર પ્રભાશંકરભાઈ પટ્ટણીના અચાનક ખેદકારક અવસાન નિમિત્તે શોક પ્રદર્શિત કરવા તથા તેમના કુટુંબને દિલાસાપત્ર મોકલવા ભાવનગર રાજ્યના પ્રેમાળ પ્રજાજનો તરફથી આજ સાંજે સભા બોલાવવાની અને તેમાં હાજરી આપવાની પત્રિકા મને મળી છે.

આ પ્રસંગે મારે જાતે આવવું જોઈએ. પરંતુ મારી તબીયત નરમ રહેતી હતી, તેમાં વળી આ બનાવના આઘાતથી ઉમેરો થયો છે, તેથી હું બહાર નિકળી શકુ તેવી સ્થિતિમાં નથી. માટે આ પત્ર આપને મોકલું છું તે સભામાં વાંચવા તસ્દી લેશો.

સ્વર્ગસ્થ મહેરબાન સર પ્રભાશંકરભાઈ તેમ હું, લગભગ અડધા સૈકાથી આ રાજ્યની સેવામાં જોડાયા હતા. અને તે દરમિઆન લગભગ ૩૦ વર્ષ તો તેઓ તેમ મેં એક જ ઑફિસમાં કામ કર્યું હતું. આવી લાંબી મુદત દરમિઆન તેઓનો સ્વભાવ, કાર્યદક્ષતા હિંમત, દીર્ઘદૃષ્ટિ વિગેરે અનેક સદ્ગુણોનો અભ્યાસ કરવાની જે તક મને મળી હતી તે ભાગ્યે જ બીજા કોઈને મળી હશે, એમ હું માનું છું. માત્ર એટલુંજ કહેવું બસ થશે કે આટલી લાંબી મુદત દરમિઆન, નાના કે મોટા કોઈની લાગણી દુખાય તેવો એક પણ શબ્દ બોલતાં મેં તેમને સાંભળ્યા નથી. સત્તાધીશોમાં આ ગુણ ખરેખર અનુપમ છે. મુરબ્બી પટ્ટણી સાહેબ વિષે ઘણું બોલી તથા લખી શકાય તેમ છે. પરંતુ તે માટે અત્રે સ્થાન નથી. કારણકે અત્યારે તો આપણે સદ્ગતને છેવટની અંજલિ આપવા ભેગા થયા છીએ, અને જેટલા દરજ્જે તેમના ગુણો આપણા જીવનમાં આપણે ઉતારી શકીએ તેટલા દરજ્જે આપણે તેમને અર્પેલી અંજલિની સાર્થકતા છે, એમ હું સમજુ છું.

આ રાજ્યમાં તેઓ જોડાયા ત્યારથી જ તે છેવટ સુધીનાં વર્ષોના રાજ્યના વાર્ષિક વહીવટી રિપોર્ટો આપણે જોઈએ તો તેમાંથી તેમની અનેકવિધ નિષ્કામ પ્રવૃત્તિઓનો આપણને સારો ખ્યાલ આવી શકે તેમ છે. નામદાર સ્વર્ગસ્થ મહારાજા સાહેબ સર ભાવસિંહજીનાં ગાદી નશીન થયા પછી તુરત જ એક મોટા દુષ્કાળમાંથી હિંદ દેશને પસાર થવું પડયું હતું. એવા વિકટ સંજોગોમાં આપણું રાજ્ય તે મુશ્કેલીને તરી ગયું, તેનો ખ્યાલ તો તે વખતે જેઓ રાજ્ય સેવામાં હતા તેમને જ આવી શકે તેમ છે. ત્યાર બાદ આ રાજ્યમાં બેન્કની સ્થાપના, રેલ્વે લાઈનનો વધારો, વેપારવૃદ્ધિ માટે કરી આપેલી જોગવાઈ, કે જેમાં તેમનો હિસ્સો મુખ્ય હતો તે સર્વ કોઈના જાણવા બહાર નથી. પરંતુ ખરેખર તેમનું ધ્યેય તો રાજ્યના ખેડૂતોને કેમ આબાદ કરવા તે

હતું. આપણા હાલના નામદાર મહારાજા સાહેબના શુભ જન્મ પ્રસંગે, તેમના પૂજ્ય પિતાશ્રી નામદાર મહારાજા સાહેબ સર ભાવસિંહજીએ, ખેડૂત સંકટ નિવારણ ફંડ સ્થાપ્યું; તેમાં પણ સદ્‌ગતે સક્રિય ભાગ લીધો હતો; કે જે ફંડમાંથી હાલ ખેડૂતોની આબાદીનાં, તેમ દુષ્કાળ નિવારણનાં ખર્ચો કરવામાં આવે છે. છેલ્લું, પણ કોઈ પણ દરજ્જે નહિ ઉતરતું, કાર્ય તો ખેડૂતોના દેવાનો ફડચો કરવાનું તેમણે ઉપાડયું હતું, તે છે; કે જે તેમણે ફતેહમંદીથી પાર પાડયું છે. અને એજ ખેડૂતોની સેવાના કોડ પૂરા કરતાં કરતાં તેમણે પોતાનો દેહ છોડયો છે, તેજ તેમની ધગશનો આપણને પૂરો ખ્યાલ આપે છે.

રાજ્ય અને પ્રજા એ તેમને મન બે જુદી બાબતો ન હતી, અને તે મન્તવ્ય અનુસાર તેઓ હરેક કામ કરતા, એમ મારા જોવામાં આવ્યું છે. રાજ્યની ઉપજ વધુ આવે તો પણ ખર્ચ તો કરકસરથી ચલાવવો અને બચતાં નાણાંનો કાયમી આર્થિક સ્થિતિ સુધરે તેમાં ઉપયોગ કરવો એ તેમનો સિદ્ધાંત હતો; અને આ સિદ્ધાંતને પરિણામે રેલ્વે રિઝર્વ ફંડ, વિગેરે ફંડોની યોજના તેમના વખતમાં યોજવામાં આવી છે; કે જેનો લાભ રાજ્યને કાયમ મળતો રહેશે.

સદ્‌ગતની પ્રવૃત્તિઓ માત્ર ભાવનગર રાજ્ય વહીવટમાં પરિમિત થઈ ન હતી. દેશી રાજ્યોને નામદાર બ્રિટીશ સરકાર સાથેના સંબંધોમાં ઉભા થતા ફૂટ પ્રશ્નોનો સહકાર તથા સમાધાનીથી ઉકેલ કરવામાં તેમની કિંમતી સલાહ લેવાતી. તેમની કાર્યકુશળતાએ ના. બ્રિટિશ સરકારનું પણ ધ્યાન ખેંચ્યું હતું, અને તેને લઈને પ્રથમ ના. મુંબઈ સરકારના એકઝીક્યુટીવ મેમ્બર તરીકેનો, અને ત્યાર બાદ ના. સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઈન્ડીઆની કાઉન્સીલના સભ્ય તરીકેનો માનવંતો હોદ્દો તેમણે પ્રાપ્ત કર્યો હતો જે વખતે તેમની સલાહની વધારેમાં વધારે જરૂર હતી તે વખતે તેઓ આપણને છોડીને ગયા છે તે ખરેખર શોકની વાત છે.

મારો પોતાનો તેમની સાથેનો સંબંધ માત્ર રાજ્યના બે જવાબદાર અમલદાર જેવો નહિ પરંતુ મોટાભાઈ–નાનાભાઈ જેવો કુટુંબવત્ હતો. આવા એક મહાન પુરૂષના વિયોગથી મને ઘણો આઘાત થયો છે. પરંતુ પ્રભુના માર્ગ ગૂઢ છે. તે કોઈના જોવામાં કે જાણવામાં આવતા નથી. તે સહન કરવા પૂરતુંજ આપણું કર્તવ્ય છે. તેમના પવિત્ર આત્માને પ્રભુ ચિરકાળ શાંતિ આપે એવું ઈચ્છી આપને આપેલી તસ્દી માટે ક્ષમા ચાહું છું.

**લિ૦ ત્રિભુવનદાસ કાલિદાસ ત્રિવેદીના ધટીત.**

---

ત્યાર પછી નગરશેઠે નીચે પ્રમાણે ઠરાવ સભા સમક્ષ રજુ કર્યો હતો.

**ઠરાવ**

"શ્રીમાન્ સર પ્રભાશંકર પટ્ટણી સાહેબના દુ:ખદ પરલોકવાસથી ભાવનગર રાજ્યની સમગ્ર પ્રજાને અતિશય ખેદ થયો છે. અને ખાસ કરીને જે અણચીંતવ્યા સંયોગોમાં એમનું શરીર શાન્ત થયું તેને લઈને એ ખેદમાં ઓર વધારો થયો છે.

તેમનો જન્મ એક સામાન્ય પવિત્ર કુટુમ્બમાં થયો હતો. તેમાંથી પોતાના બુદ્ધિબળ અને કાર્યદક્ષતા વીગેરે અનેક ગુણોથી અધિકાર અને મહા ઐશ્વર્ય પ્રાપ્ત કર્યાં.

આ રાજ્યના દિવાન પદ ઉપર લાંબો વખત રહ્યા, ત્યાંથી મુંબઈ સરકારની કાઉન્સીલના સભ્ય તરીકે નીમાયા અને છેવટ ઈન્ડીઆના સેક્રેટરી ઑફ સ્ટેટની સભાના સભ્ય તરીકે તેમની વરણી થઈ અને ત્યારબાદ હાલના આપણા નેક નામદાર મહારાજા સાહેબની સગીર વય દરમિયાન કાઉન્સીલના અધ્યક્ષ તરીકે ઘણાં વર્ષો રહ્યા, તેવી એમની જ્વલંત કારકિર્દિ એમના ભાગ્યની બુલંદતાની પ્રત્યક્ષ પ્રતીતિ પૂરી પાડે છે; પણ તેઓ કેવળ ભાગ્યશાળી હતા એમ નહીં પણ એમની નૈસર્ગિક બુદ્ધિમત્તા અને સહૃદયતા પણ એમને એમાં સહાયક બન્યાં હતાં. તેમનામાં ઉચ્ચ પ્રકારની કાર્યદક્ષતા હતી. તેની સાથે તેમનું વાક્‌ચાતુર્ય પણ ઘણું આકર્ષક હતું ઉપરાંત

એમનામાં સ્વાભાવિક ધ્યાનશીલતા દાનશીલતા તેમ જ ઐશ્વર્ય અને અધિકારની પરાકાષ્ટા-પ્રાપ્ત કર્યા છતાં એ જીરવવાની અદ્ભૂત શક્તિ હતી. અને તેને લઈને તેઓ નાના મોટા સાધારણ અને અસાધારણ દરેકને અપનાવી શકયા હતા એમના કેટલાએક ગુણો તો લોકોત્તર હતા; એટલે કે એમના જેવી સ્થિતિ અને સંયોગોમાંથી પસાર થનાર બહૂ જ થોડી વ્યક્તિમાં આવા દૈવી ગુણો હોઇ શકે.

તેઓ તો બધી રીતે કૃત્ય કૃત્ય થઈ ગયા, દીર્ઘાયુ ભોગવ્યું, ઐશ્વર્ય અને અધિકાર છેવટ સુધી ભોગવ્યાં, પોતાની પાછળ બે સુપુત્રો અને કુટુંબ પરિવારને સુખી અને આરોગ્ય મૂકીને વ્યાધિની જરા પણ વ્યથા ભોગવ્યા વિના સ્વસ્થતાથી શાંત થઇ ગયા. એટલે એમને માટે વાસ્તવિક દૃષ્ટિએ શોક કરવો આવશ્યક ન ગણાય; છતાં એમની સર્વદેશી ઉપયોગીતા તરફ લક્ષ આપતાં, તેમના પરલોકવાસથી રાજ્યને, પ્રજાને તેમજ તેમના કુટુંબને અતીશય ખોટ પડી છે. એ સંબંધમાં આ જાહેર સભા પોતાનો શોક પ્રદર્શિત કરે છે. એમની ખોટ રાજ્યને અને પ્રજાનેજ નહીં. પરંતુ અન્યરાજ્યોને તેમજ બ્રિટિશ હીંદના અધિકારીઓ તેમજ બીજા અધિકારીઓને પણ ઘણે અંશે લાગશેજ.

પરમકૃપાળુ પરમાત્મા તેમના પવિત્ર આત્માને સંપૂર્ણ શાંતિ બક્ષે એવી અમારી નમ્ર પ્રાર્થના છે,

ઉપરનો ઠરાવ તેમના કુટુંબ ઉપર મોકલી આપવાનો આ સભા નિર્ણય કરે છે."

---

**રા. રા. ગુલાબરાય વકીલઃ**–ઉપરના ઠરાવને અનુમોદન આપતાં રા. ગુલાબરાય ગોવિંદરાય વકીલે કહ્યું કે જે દુઃખદ બનાવને અંગે આજે જે સભા એકત્ર મળી છે. તે સભાનું પ્રમુખપદ ના. મહારાજાશ્રીએ લઈને સ્પષ્ટ રીતે પ્રસિદ્ધ કર્યું છે કે આ શોચનીય પ્રસંગનું ગૌરવ અને ખેદ જેટલે અંશે પ્રજાના દીલમાં છે તેટલે અંશે પોતાના હૃદયમાં પણ છે. આજની સભામાં એકત્ર થયેલાં આબાલવૃદ્ધને જોઈને ના. મહારાજાશ્રીને ખાત્રી થઈ હશે કે સર પટ્ટણીનાં પરલોકગમનની અસર પ્રજાના હૃદયમાં કેટલી ઉંડી થઈ છે. અને એમ થાય એમાં કશું આશ્ચર્ય નથી. તેઓનું વ્યક્તિત્વ એવા પ્રકારનું હતું કે એમના સંપર્કમાં આવનાર હરકોઈને એમના ગુણોનું જ્ઞાન થયા વિના રહેજ નહીં.

સર પટ્ટણીજી દીવાન પદ ઉપર આવ્યા ત્યારથી અને ત્યાર પછી કોંસીલના કારભારના સમયથી મારો અને એમનો અનેક પ્રસંગે સહવાસ થયો છે, અને તેથી એમના હૃદયનું વાચન દીવાન બહાદુર પોતાના પત્રમાં લખે છે એટલે અંશે તો નહીં પરંતુ મને જે પ્રસંગો મળ્યા છે તે ઉપરથી હું પણ એઓશ્રીના હૃદયના ગુણોનું વાચન કરી શકયો છું. બીજા કોઇને ઉદ્દેશીને નહીં પણ નામદાર મહારાજાશ્રીને ઉદ્દેશીને એમની કાર્યદક્ષતાનો એક દાખલો આપું. મુંબઈના ગવર્નર જ્યોર્જ લોઈડ મહારાજાશ્રીને કેળવણી અર્થે વિલાયત મોકલવાનો પ્રબન્ધ રચેલો. અને તે માટે એમનો ઘણો આગ્રહ હતો. સર પટ્ટણી એક તરફ સરકારના નોકર ગણાય, એટલે બે સ્થિતિની વચ્ચે ઘર્ષણ થવાનો સંભવ થયો છતાં પણ એમણે પોતાની રાજનિષ્ટાને ક્ષતિ આવવા ન દીધી. છેવટે જ્યોર્જ લોઈડને પોતાનો વિચાર ફેરવવો પડયો અને બાલ-વયમાં ના. મહારાજાશ્રીનું વિલાયત જવાનું બંધ રહ્યું. આવોજ એક બીજો દાખલો લોર્ડ ઈરવીન વાઈસરોય હતા ત્યારે ના. મહારાજાશ્રીના ગાદીનશીન પ્રસંગનો છે. ના. મહારાજાશ્રીની શાદીની પહેલાં ગાદીનશીનની ક્રિયા થવી જોઈએ એવો સર પટ્ટણીનો આગ્રહ હતો. પરંતુ સરકારી અધિકારી વર્ગની અનુમતિ ન હતી. આ અરસામાં નરેંદ્રમંડળની એકક પ્રસંગે પટ્ટણીજી દીલ્હી હતા. તેમણે મને કહ્યું હતું કે "ગુલાબરાય, મેં વાઈસરોય સાહેબને માત્ર એટલુંજ કહ્યું કે મેં આટલાં ચાલીશ વરસ સુધી સરકારની નેક નિષ્ટાથી નોકરી કરી હોય એમ આપને લાગતું હોય તો મારી માત્ર એટલી જ માગણી છે કે મારા મહારાજને શાદીની પહેલાં ગાદીનશીનની ક્રિયા થવી જોઇએ." એમની એ માગ-

ણીનું પરિણામ આપણે સૌ જાણીએ છીએ. આ બે પ્રસંગો એવા છે, કે પટ્ટણીજી જેમ કુનેહ વાપરી બીજો કોઈ અમાત્ય તેને સફળતા પૂર્વક પાર પાડી શકયો હોય ? સદ્‌ભાગ્યે આપણા રાજ્યમાં ઉત્તરોત્તર અમાત્યો આવાજ થતા આવ્યા છે.

પ્રજ્ઞીભૂત ગૌરીશંકર ઓઝા અને સર રીચર્ડ ટેંપલ વચ્ચે રેલ્વેનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો. તે વખતે ગગાભાઈએ કહ્યું હતું કે જો વઢવાણ સુધી રેલ્વે ન બાંધવી હોય તો રાજ તૈયાર નથી. ત્યારે સર રીચર્ડે કહ્યું હતું કે "ગૌરીશંકરની રાજ્ય તરફની ભક્તિ મેં જોઈ લીધી છે." અર્થાત્ કે ભાવનગર રાજ્યના સદ્‌ભાગ્યે આપણે ત્યાં ઉત્તરોત્તર સારા અમાત્યો થતા આવે છે.

મહુંમ પટ્ટણીજીની કર્તવ્ય નિષ્ટાનું એક તાજુંજ દષ્ટાંત હું આપીશ. લેડી પટ્ટણી ભયંકર માંદગીને બીછાને પડયાં હતાં. ડોકટરોએ પણ ના કહી હતી. છતાં પણ ભાવનગરનું હિત તે પહેલું અને કુટુંબનું હિત પછી એમ માનનારા હોઈ બંદરના કામે વિલાયત ગયા. આ એમની ઉત્કૃષ્ટ કર્તવ્ય નિષ્ટાનું દષ્ટાંત છે. હું એમની દાનશીલતાની શી વાત કરૂં ? દયા તો એમના હૃદયમાં સર્વત્ર વ્યાપી રહી હતી. અને ઇંડીયા કૌંસીલ સુધી પહોંચ્યા છતાં એ પદનું ગૌરવ અને અભિમાન મેં કદી એમનામાં જોયાં નથી. એઓની પ્રકૃતિ ઘણી સરલ હતી. આવી સ્વાભાવિક સૌજન્યતા મનુષ્ય દીલને આકર્ષણ કર્યા વગર કેમ રહે ? મને એક વખત પોતે કહ્યું હતું કે "અમે તો આમ ભાર વહન કરતાં કરતાં ઘસડાઈ જશું." મને લાગે છે કે જુદાં જુદાં દરેક ક્ષેત્રની અંદર ભાવનગરની આબાદીને માટે પ્રયત્ન કરવામાં એમણે બાકી નથી રાખ્યું. અને ઘણી બાબતોમાં એમનો પ્રયત્ન સિદ્ધ થયો છે. પણ ઇશ્વિરની મરજી આપણે સમજી શકતા નથી. બંદરના પ્રશ્નની બાબતમાં પણ કાંઈક આશા આપીને પોતે ગયા છે. ને સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલે શાંત થયા ત્યારે પટ્ટણીજીએ મને કહેલું યાદ આવે છે કે બંદરના પ્રશ્નના ઉકેલ માટે પણ ઉપરની પ્રીવી કૌંસીલમાં પોતે ન ગયા હોય ! એમનામાં ધર્મભાવના ઘણી ઉંડી હતી. બાલપણથીજ એમના હૃદય ઉપર એમના કેશવલાલ કાકાના ધર્મ સંસ્કારો પડયા હતા. અને દરેકમાં તેઓ આત્મભાવથી જોતા એ તેનું કારણ હતું. છેવટ લેડી પટ્ટણી નિમિત્તની અંતિમ ક્રિયામાં ભાગવત શ્રવણ કરી તુરત તેઓ ચાલ્યા ગયા. ખરેખર આવા ભાગ્યશાળી નરોનો યોગજ સારો હોય છે."

---

**રા. રા. કુંવરજીભાઈઃ**—ભાવનગરના અગ્રણી વિદ્વાન વ્યાપારી કુંવરજી શેઠે કહ્યું કે "પટ્ટણીજીમાં જે અપ્રતિમ ગુણો હતા તેનું દર્શન તેઓ જ્યારે સેક્રેટરી પદે હતા ત્યારથી હું કરતો આવ્યો છું. મારો તો એમનામાં પિતા-પુત્ર ભાવ હતો. એમનો પ્રજા ઉપરનો પ્રેમ અને વિશ્વાસ વગેરેનું નિરીક્ષણ કરીએ તો જણાશે કે તેઓ એક અપ્રતિમ પુરૂષ થઈ ગયા છે. મારી ૭૬ વરસની જીંદગીમાં મેં અનેક દીવાનો અને અધિકારીઓ જોયા છે પણ એમની જોડમાં મૂકીએ એવા તો એ એકજ હતા, એમ કહેતાં હું અચકાતો નથી. ના. મહારાજા સાહેબ તરફની વફાદારી અને માન એ બે બાબતમાં આપણે એમનાં જેટલાં ગુણગાન કરીએ તેટલાં ઓછાં છે. એમની ખોટ ના. મહારાજા સાહેબનેજ નહીં પણ પ્રજાની નાની મોટી દરેક વ્યક્તિને પડી છે. પણ કુદરત પાસે મનુષ્ય નાઇલાજ છે. માટે આપણે પરમેશ્વરને પ્રાર્થના કરીએ કે મર્હુમના હૃદયની બાકીની આશાઓ પૂરી પાડે. હવે એમના સંબંધમાં વધારે કહેવું એ આંબે તોરણ બાંધવા જેવું છે.

ત્યારપછી મહાલોના નગરશેઠો તરફથી પત્રો વંચાયા હતા. અને રાજકવિ થીંગળશીભાઈ તથા તેમના ચિ. હરદાનભાઈએ પ્રસંગોચિત કાવ્ય કહ્યાં હતા. પોર્ટવીકટર પાસેના મગદર ગામના કવિ દુલા ભગતે મર્હુમના સંબંધમાં એક હૃદય ભેદક કાવ્ય ગાઈ સંભળાવ્યું હતું અને તેની શ્રોતાઓ ઉપર ખૂબ કરૂણ અસર થઈ હતી. અંતે નામદાર મહારાજાશ્રીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું

## ના. મહારાજાશ્રીનું ભાષણ

**અમારા વ્હાલા પ્રજાજનો,**

આપણા સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, કે. સી. આઇ. ઈ., નો અચાનક દુઃખદાયક સ્વર્ગવાસ થવાથી અમારી ગુણગ્રાહી પ્રજાએ પોતાનો શોક દર્શાવવા આ સભા બોલાવી છે તે મર્હુમના પ્રત્યેનું તેમનું માન અને ઉંડી લાગણી બતાવી આપે છે. કેટલાક વક્તાઓએ ઘણી અસરકારક ભાષામાં સર પ્રભાશંકરના ઉમદા ગુણો, ઉદાર રાજનીતિ અને સાદા અને સરલ જીવનનો ખ્યાલ આપ્યો છે તે તેઓના ખેદકારક અવસાન નિમિત્તે અમોએ કાઢેલા—Extraordinary—ગેઝેટમાં જે વિચારો પ્રગટ કર્યા છે તેનું સર્વાંશે સમર્થન કરે છે તે જાણી અમને સંતોષ થાય છે.

સર પ્રભાશંકરે આ રાજ્યના રાજ્યકર્ત્તાઓની ત્રણ પેઢીની સંગીન સેવા બજાવી છે, અને રાજ્યહિત તથા પ્રજાહિત એ બે એમને મન એકજ વાત હતી એમ તેમણે કરેલાં અનેક કાર્યો તથા દર્શાવેલા વિચારો પુરાવો આપે છે તે આપની જાણ બહાર નથી.

અમારા સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રી મહારાજા સર ભાવસિંહજી, કે. સી. એસ. આઇ., ગાદીનશીન થયા ત્યારથી તેમના અંગત સલાહકાર તરીકે અને ત્યારબાદ રાજ્યના દીવાન તરીકે રાજ્યને રાજકીય તેમજ આર્થિક દૃષ્ટિથી સારા પાયા ઉપર મૂકવામાં તેમનો મોટો હિસ્સો હતો તે આપ સર્વ સારી રીતે જાણો છો.

અમારી સગીર અવસ્થા દરમીઆન રાજ્યવહીવટ ચલાવવા નામદાર બ્રિટિશ સરકાર તરફથી કૌન્સીલ નીમાતાં તેમની રાજ્ય તથા રાજકર્ત્તા પ્રત્યેની આગલી સેવાઓ ધ્યાનમાં લઈ તેમને કૌન્સીલના પ્રેસિડેન્ટ તરીકે યોજવામાં આવ્યા હતા અને તે મુદત દરમીઆન સંભાળ તથા કેળવણી, રાજ્યની ઉન્નતિ, વેપાર વૃદ્ધિ અને ખેડુતકલ્યાણનાં કાર્યો વીગેરે હમણાં જ બનેલાં હોઈ આપ સર્વના મનમાં તાજા છે એટલે તેનો લંબાણથી ઉલ્લેખ કરવાનું આવશ્યક લાગતું નથી.

મર્હુમના કાર્યક્ષેત્રમાં ભાવનગર રાજ્ય તથા તેની પ્રજાના હિત ઉપરાંત દેશી રાજ્યોના, સારાએ હિંદના તેમજ બ્રિટિશ સામ્રાજ્યના એક સાચા મિત્ર તરીકેની સેવાઓનો સમાવેશ થાય છે અને તે બીના એટલી બધી મશહૂર છે કે તે વિષે વધારે વિવેચન કરવાની જરૂર જણાતી નથી.

તેમનું ખાનગી જીવન જેટલું ધાર્મિક તેટલું જ પરોપકારી અને ઉદાર હતું એવો તેમના સંસર્ગમાં દરેક વ્યક્તિને અનુભવ થયેલો છે.

આ સભામાં જુદા જુદા વક્તાઓએ મર્હુમના સંબંધે જે વિચારો દર્શાવ્યા છે તેમાં અમે ઉમેરો કરી કહીએ છીએ કે સર પ્રભાશંકરના અવસાનથી આપણને બલ્કે આખા દેશને એક ઉદારચરિત રાજનીતિજ્ઞ નરરત્નની ન પૂરાય એવી ખોટ પડી છે તે નિર્વિવાદ વાત છે.

આ પ્રસંગ એવો છે કે તેમાં લાંબા વર્ણન કે વિવેચનને અવકાશ નથી, અને ભાવનગરની પ્રજાએ તેને અંગે જે પોતાની લાગણીઓ દર્શાવી છે અને સર પ્રભાશંકરના કુટુંબને દિલાસો આપવાનો જે ઠરાવ કર્યો છે તે ભાવનગરને ઘટે છે.

છેવટે મર્હુમના આત્માને પ્રભુ અમર શાન્તિ આપે એમ આપણે સૌ ઇચ્છીએ છીએ.

---

## સર પ્રભાશંકરના માનમાં મોરબીમાં શોક સભા

સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી કે. સી. આઈ. ઇ. અહીંના વતની તેમજ આ રાજ્ય સાથે સારો સંબંધ ધરાવનાર ગૃહસ્થ હોઇ તેઓશ્રીના અચાનક થયેલ અવસાન સંબંધમાં શોક પ્રદર્શિત કરવા અને તે સંબંધમાં યોગ્ય ઠરાવ કરી તેઓશ્રીના કુટુંબ તરફ મોકલી આપવા એક જાહેર સભા દરબારગઢ પેલેસના વીશાળ હોલમાં શનીવાર તા. ૨૬–૨–૩૮ ના રોજ રાત્રીના ભરવામાં આવી હતી. આ સભા ખુદ ના. મહારાજા સાહેબના પ્રમુખપદે મળવાની હતી પરંતુ તબીયતના કારણે પોતે પધારી નહીં શકવાથી મે. દીવાન સાહેબ મુલજીભાઈ સોલંકીને સદરહુ સભાનું પ્રમુખપદ લેવા ફરમાન કરેલ હતું અને તે મુજબ સદરહુ સભા તેઓના પ્રમુખપણા હેઠળ મળી હતી.

સભામાં માણસોની હાજરી સારા પ્રમાણમાં હતી અને દરેક કોમના નેતાઓએ સર પ્રભાશંકરની કારકીર્દીના ટુંક, અસહકારક અને બોધ લેવા યોગ્ય વીવેચનો કરી તેઓશ્રીના અવસાનથી કાઠીયાવાડના રાજસ્થાનોને તેમજ પ્રજાને મહાન ખોટ પડી છે. તેવું જાહેર કરી મરહુમને હૃદયપુર્વક અંજલી આપી તેઓશ્રીના આત્માને અખંડ શાંતિ ઇચ્છી હતી.

આ પ્રસંગે ભાવનગર રેલવેના ડેપ્યુટી મેનેજર રા. રા. હેમચંદભાઈ મહેતા જે આંહીના વતની છે અને જેમનો સર પ્રભાશંકર જોડે નીકટનો સંબંધ હતો તેમની પણ હાજરી હતી અને તેમણે પણ સર પ્રભાશંકરની સમયસુચકતા, સાદાઈ, સાધુજીવન, અડગ નીશ્ચય, અપકાર પર ઉપકાર, ભાવનગર રાજ્ય તથા પ્રજા પ્રત્યેનો ખરો પ્રેમ વગેરે સંબંધમાં અસરકારક દાખલાઓ આપી તેઓનું જીવન કેવું અનુકરણીય છે તે જણાવી તેઓશ્રીના જીવનની ઝાંખી કરાવી હતી.

છેવટે પ્રમુખ સાહેબે થયેલ વીવેચનોને ટેકો આપી સર પ્રભાશંકરના ખરા સંસર્ગમાં પોતે કયારે કેવી રીતે આવ્યા તેમજ સ્વર્ગસ્થ કાયદો ભણેલ ન હોવા છતાં રાજદ્વારી બાબતોમાં કેટલા નીપુણ હતા તે સંબંધેનો આબેહુબ ચીતાર આપી સ્વર્ગસ્થના આત્માને શાંતી ઇચ્છી સભા વીસરજન કરી હતી.

---

## પોરબંદર સ્ટેટ ગેઝેટનો વધારો

### હિ. ઓ. જા. નાં. ૨૧૮.

ગઈ કાલ તા. ૧૬–૨–૧૯૩૮ બુધવારના રોજ ભાવનગર મુકામે સર પ્રભાશંકર પટ્ટણી કે. સી. આઈ. ઈ. નું એકાએક અવસાન થયાના અત્યંત માઠા સમાચાર મળતાં અમોને તથા સમસ્ત રાજકુટુમ્બને ભારે દિલગીરી થયેલ છે.

ભાવનગર રાજ્ય અને આ રાજ્ય વચ્ચેના નિકટના અને અરસપરસ વાત્સલ્યભર્યા કૌટુમ્બિક સંબંધને અંગે સર પ્રભાશંકર પટ્ટણી સાથે અમારા રાજકુટુમ્બને ઘણો મીઠો અને ગાઢો સંબંધ હોવા ઉપરાંત તેઓશ્રીની જાત પ્રત્યે અમોને એક સુજ્ઞ અને માયાળુ શુભેચ્છક તરીકે ઉંચુ માન હતું.

સંસ્થાન ભાવનગરની આજીવન ઉમદા અને દિલોજાની ભરેલી સેવા કરવા ઉપરાંત સર પ્રભાશંકર પટ્ટણીએ હિંદુસ્થાનનાં નાનાં મોટાં રાજ્યોને પોતાની નેક સલાહનો બહોળો લાભ આપ્યો હતો.

તેઓશ્રીના અવસાનથી રજવાડાંઓને માટે એક વૃદ્ધ, અનુભવી અને કાબેલ મુત્સદીની મોટી ખોટ પડેલ છે.

તેઓશ્રીના આત્માને પરમ કૃપાળુ પરમેશ્વર શાશ્વત શાંતિ બક્ષે તેવી પ્રાર્થના સાથે તેઓશ્રીના માનમાં આજરોજ ઓફીસો તથા શાળાઓ બંધ રાખવાનું ઠરાવવામાં આવે છે.

તારીખ ૧૭–૨–૧૯૩૮. નટવરસિંહજી.
મહારાજા રાણા સાહેબ, રાજ્યસ્થાન પોરબંદર.

---

## મોરબી દરબારી ગેઝેટનો વધારો.

### મહારાજા સાહેબ શ્રી લખધીરજી બહાદુર કે. સી. એસ. આઇ. ની હજુરથી ઑર્ડર.

સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી કે. સી. આઈ. ઈ. ના અચાનક અવસાનથી અમોને તથા અમારી પ્રજાને અત્યત દીલગીરી થાય છે. સર પ્રભાશંકર મોરબી રાજ્યના વતની હતા અને તેમના જીવનના કાર્યક્ષેત્રની તેમણે આ રાજ્યના કેલવણી ખાતામાં શરૂઆત કરી; પોતાની કાર્યદક્ષતા અને કુશળતાથી ઉત્તરોત્તર વધ્યા હતા. તેમના જીવન દરમ્યાન, તેમણે બ્રીટીશ સરકારની તેમજ દેશી રાજ્યોની અને ખાસ કરીને ભાવનગર રાજ્યની સ્તુત્ય સેવા કરી છે. પોતાના વિશાળ અનુભવનો લાભ સમગ્ર હીંદુસ્તાનને, રાજ્યો તથા પ્રજાને વિના સંકોચે આપ્યો છે. રાજ્યોના અત્યારના સમયે તેમની સેવા દેશી રાજ્યોને અમૂલ્ય હતી. તેમના અવસાનથી તેમની દરેકને મહાન ખોટ જણાશે. આવા મોરબીના સપૂતના અવસાનથી અમોને તથા અમારી પ્રજાને ખેદ થાય તે સ્વાભાવીક છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

મર્હુમના માનાર્થે આજરોજ તમામ ઑફિસો તથા શાળાઓ બંધ રાખવાનું ફરમાવવામાં આવે છે.

આ ઑર્ડર એકસ્ટ્રા ઓર્ડિનરી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવા તેની એક નકલ આઝમ પ્રેસ મેનેજર તરફ મોકલવી.

તારીખ ૧૭–૨–૧૯૩૮. **LUKHDHIRJI**
મહારાજા સાહેબ.

# મોરબી સ્ટેટની ખેડુત કરજ નિવારણ યોજના

હુ. જા. નાં. ૧૫૫૧

## મહારાજા સાહેબ શ્રી લખધીરજી બહાદુર કે. સી. એસ. આઈ. ની હજુરથી

## ઠરાવ.

અમારી ખેડુત પ્રજાને કરજ મુક્ત કરવા અને વ્યાજના ભારે બોજામાંથી બચાવવા અમારી ઘણાં વખત થયાં ઇચ્છા છે. ખેડુતોને સસ્તા વ્યાજના દરથી નાણાં સરળતાથી મળી શકે તેને માટે એગ્રીકલચરલ રૈયત બેંકની સ્થાપના આજે ઘણાં વર્ષો થયાં કરી છે. અને તેનો લાભ અમારી ખેડુત પ્રજા લે છે. વેપારીના ભારે વ્યાજના બોજામાંથી આ અજ્ઞાન લોકોને બચાવવા ખેડુત સંરક્ષણનો ધારો કરી જેટલી રાહત આપી શકાય તેટલી આપી છે. આ સાધનોનો ખેડુતોને પૂરેપૂરો લાભ મળી શકે તે પહેલાં એક વખતને માટે તેમની સદંતર કરજ મૂક્તિ થવી જોઈએ તેવું અમને જણાતાં રાજ્યનું ખેડુતો પાસેનું તમામ કરજ અમે હાલમાંજ માફ કર્યું છે, અને હવે વેપારીના કરજમાંથી તેમને મૂક્ત કરવા જરૂરનું હોઈ નીચે મુજબ યોજના મંજુર કરવામાં આવે છે.

૧. સંસ્થાન મોરબીના ખાલસાના ખેડુતો સામે હરેક પ્રકારના લ્હેણાનો નિકાલ કરવા નીચે મુજબ એક "ફડચા કમીટી" નીમવામાં આવે છે.

૧ આજમ પ્રતાપસિહજી પુંજાજી દરબાર એજન્ટ.

૨ ,, ચીમનલાલ નારણદાસ ગામી. કાઉંસિલ સેક્રેટરી.

૩ શેઠ ભગવાનજી જીવરાજ.

૨. ખેડુતોના આગેવાનોનું એક લીસ્ટ કરી અમારી પાસે મંજુર કરાવવું. આ લીસ્ટ પૈકીના બે ખેડુતોને દરેક કેઈસનો ફડચો કરતી વખતે ફડચા કમીટીએ હાજર રાખવા. અને દરેક કેઈસના ફડચા બાબતમાં તે બે ખેડુતોનો અભિપ્રાય લેવો. અને તે અભીપ્રાય ધ્યાનમાં લઈ કમીટીએ પોતાનો ઠરાવ સ્વતંત્રપણે આપવો.

૩. ફડચા કમીટીએ પોતાનું તમામ કામકાજ પંચાયત કોર્ટના સિદ્ધાંતને અનુસરી કરવું અને બને ત્યાં સુધી લેણાની પતાવટ કરવા નજર રાખવી. તેમજ આ ઠરાવથી ખેડુત સંરક્ષણનો ધારો જેટલે અંશે વિરૂદ્ધ ન હોય તેટલે અંશે તેના નિયમો ખ્યાલમાં રાખવા અને અનુસરવા.

૪. આ ઠરાવ મંજુર થાય કે તુરત સ્ટેટ કાઉંસિલે નીચે મુજબની એક જાહેરાત રાજ્ય ગેઝેટમાં આપવી તથા તે જાહેરાતની બીજી રીતે બને તેટલી વિશાળ પબ્લિસીટી થાય તેને માટે ગોઠવણ કરવી.

### જાહેરખબર.

આ સંસ્થાનના દરબારી ખાલસાના ખેડુતો પાસે, કોઈ આશામીનું ગમે તે પ્રકારનું લેણું હોય તો તેમણે તેનો ફડચા કમીટી સમક્ષ તારીખ ૧૫ મી એપ્રીલ સને ૧૯૩૮ પહેલાં રીતસર દાવો નોંધાવવો. ઉપર જણાવ્યા પ્રમાણે, મુદત દરમ્યાન જો દાવો નોંધાવવામાં નહીં આવે તો, સદર મુદત પહેલાંના વખતનો લેણદેણનો દાવો રાજ્યના કોઈ કરજદાર ખેડુતને તેવો દાવો કરવા જરૂર પડશે તો તેવા દાવા સાંભળવામાં આવશે. અને તે વખતે, ઉપર મુકરર કરેલ મુદત પહેલાંની ધીરધારના સંબંધમાં કાંઈ હુકમનામું કરી આપનામાં આવશે નહીં.

ઉપર જણાવ્યા પ્રમાણેના દાવા, ખાલસાના ખેડુતો પાસે ગીરોથી, પુળાછુટથી કે અગાઉ અથવા બીજા ગમે તે પ્રકારનું લેણું હોય તેવા તમામ લેણા બાબતના કોર્ટથી હુકમનામાં થઇ ગયા હોય અને તેવાં હુકમનામાંને અંગે જે કાંઈ લેણું હોય તેના પણ દાવા કરવાના છે.

કાઉંસિલની સહી.

૫. આ ઠરાવ પ્રમાણે રેવન્યુ ખાતાની ખડવહીમાં જેને ખેડુત ખાતેદાર તરીકે દાખલ કરવામાં આવ્યો હોય અથવા જેનું તે ખાતામાં હિત હોય તેવા તમામ સખ્સોને ખેડુત ગણવામાં આવશે.

૬. ફડચા કમીટિ પાસે દાવો દાખલ થાય કે તુરત સામાવાળાને અને ખેડુત વકીલને ફડચા કમીટિએ ખબર આપવા, અને ખેડુત વકીલ મારફત સામાવાળાનો જવાબ રજુ કરાવવો. કોઈ પ્રતિવાદી ખેડુત વકીલ મારફતે પોતાનું કામ લેવા ઇચ્છા ન બતાવે તો તે પ્રમાણેનું ફડચા કમીટિએ રોજકામ કરી તેને પોતાનો દાવો ચલાવવા પોતાને યોગ્ય લાગે તેમ કરવા દેવા કમીટિએ સગવડ કરી આપવી.

૭. ખેડુત વકીલ પાસે દાવા અરજી તથા પ્રતીવાદીનો જવાબ આવે કે તુરત તેમણે, દાવાનો હિસાબ, હવે પછી ઠરાવવામાં આવ્યું છે તે ધોરણે તપાસવો અને લહેણદારના લહેણાનો આંકડો નક્કી કરવો. ખેડુત વકીલને જે હિસાબ તપાસવાના હોય તે આજમ રૈયત બેન્ક મેનેજર મારફત તેમના ખાતાના હીસાબી કારકુનો પાસે તપાસરાવી નક્કી કરવા.

૮. ખેડુત વકીલ તરફથી આજમ રૈયત બેન્ક મેનેજર તરફ જે જે દાવાના હિસાબ તપાસવાના આવે તે તેમણે પોતાના તાબાના હિસાબી કારકુનો પાસે તપાસરાવવા અને હિસાબ તપાસનાર કારકુનને દરેક હિસાબ તપાસ્યા બદલ રૂા. ૦–૪–૦ મહેનતાણાના આપવા.

૯. ઉપર પ્રમાણે હીસાબ તૈયાર થાય એટલે તે આ. રૈયત બેન્ક મેનેજરે, આ. ખેડુત વકીલ તરફ મોકલવા અને તેમણે, પોતાના રીમાર્કસ સાથે આ. હીસાબી દફતરના ઉપરી તરફ, તે હીસાબ ઓડીટ થવા મોકલવા. અને આ. હીસાબી દફતરના ઉપરીએ તેનો હીસાબ આ ઠરાવ મુજબ ઓડીટ કરાવી તે નીચે, તે બરાબર હોવાનું સર્ટીફીકેટ આપવું.

૧૦. ઉપર મુજબ હીસાબ નક્કી થયે ફડચા કમીટીએ, બંને પક્ષનો પુરાવો તપાસી પોતાનો ઠરાવ આપવો.

૧૧. દરેક દાવાનો હીસાબ, નીચેના નીયમો મુજબ તૈયાર કરવો.

૧. દાવાવાળો વહેવાર જ્યારથી શરૂ થયો હોય ત્યારથી ધીરાયેલ રકમનું દર માસે દર સેંકડે રૂા. ૦–૮–૦ મુજબ સાદું વ્યાજ ગણવું.

૨. ઉપર પ્રમાણે વ્યાજ ગણતાં વ્યાજની ગમે તે રકમ થતી હોય પરંતુ કોઈ કેઇસમાં તેવી વ્યાજની રકમ મુદલ ધીરાયેલ રકમ કરતાં વધારે મજરે આપવાની નથી.

૩. કોઇપણ ખેડુત સામે તમામ આસામીઓનું મળી એકંદર જે લેણું થાય તે લેણું તે ખેડુત જે વીઘોટીની રકમ ભરતો હોય તેથી પાંચ ગણાં કરતાં વધારે હોવું જોઈએ નહીં. આ લેણામાં ખાતેદાર પાસે રૈયત બેન્કનું જે લેણું હોય તે ખ્યાલમાં લેવું. ઉપર જણાવ્યા પ્રમાણે વીઘોટીની રકમથી પાંચ ગણા ઉપરાંતનું લેણું નક્કી થાય તો દરેક આશામીના લેણાના વરાડે વધારાનું લેણું કમી કરવું.

૪. ખેડુત ખાતેદારે પોતાના લેણા પેટે લેણીયાતને વખતો વખત જે જન્સી જમા આપી હોય તે જન્સીના ભાવ, જે માસમાં તેવી જન્સી આપી હોય તે માસના રાજ્ય ગેઝેટના નિરખના ભાવે ગણી જમા આપવી.

૫. પૂળાછુટ કે વટંતર કે બીજા લેણામાં જ્યાં જમીનની ઉપજ લેણા પેટે જમા કરવાની હોય ત્યાં પણ ધીરાયેલ રકમનું વ્યાજ દર માસે દર સેંકડે રૂા. ૦–૮–૦ મુજબ ગણવું, અને જમીનની ઉપજ તે જમીનની જે

વીઘોટીની રકમ હોય તેથી દોઢી રકમ જે થાય તે મજરે જમા અપાવવી, પરંતુ જ્યાં જમા અપાયેલ રકમ વીઘોટીની દોઢી રકમ કરતાં વધારે હોય ત્યાં તે રકમ જમે મજરે આપવી.

૬. જ્યાં આ ઠરાવ મુજબ લેણાંની પતાવટને પરિણામે જમીનનો કબજો મૂળ ધણીને અપાવવાનો થતો હોય ત્યાં તેવો કબજો સંવત ૧૯૯૫ની અખાત્રીજે (વૈશાખ શુદ ૩ ના રોજ) કાળે ચાસે અપાવવો અને તેવા લેણાનો હિસાબ પણ તે તારીખ સુધીનો કરવો.

૧૨. જે જે ખાતેદાર પાસે રૈયત બેન્કનું લેણું હોય તે લેણાંનું વ્યાજ છેલ્લાં ત્રણ વર્ષનું ખાતે ગણવું અને આગલા વર્ષનું વ્યાજ માફ કરવું. આ નીયમ અનુસાર જે જે આશામી પાસે રૈયત બેન્કનું લેણું હોય તેનું લીસ્ટ આજમ બેન્ક મેનેજરે ફડચા કમીટી તરફ મોકલી આપવું.

૧૩. કોઈ ખાતેદાર પાસે જુજ જમીન હોય અને પોતે ખેતી સિવાય અન્ય ધંધો કરતો હોય અને તેવા ધંધાના અંગનું લેણું હોય અને જેનો ફડચો કરવાથી ગેરઈન્સાફ થવા સંભવ જણાય ત્યાં ફડચા કમીટીએ તેવા લેણાનો ફડચો નહીં કરતાં પોતાના અભિપ્રાય સાથે તેવા દાવાઓના સંબંધમાં સ્ટેટ કાઉન્સિલમાં રેફરન્સ કરવું અને તેના ઉપરથી સ્ટેટ કાઉન્સિલને યોગ્ય લાગે તે પ્રમાણે હુકમ આપશે, અને તે હુકમ છેવટનો ગણાશે.

૧૪. ફડચા કમીટીના ઠરાવથી કોઈ નારાજ થાય તો ઠરાવની તારીખથી પંદર દિવસની અંદર સ્ટેટ કાઉન્સિલમાં અપીલ થઈ શકશે અને સ્ટેટ કાઉન્સિલનો ઠરાવ છેવટનો ગણાશે.

૧૫. ફડચા કમીટીના કે કાઉન્સિલના છેવટના હુકમના પરીણામે લેણદારને જે રકમ આપવાની નક્કી થાય તે રકમ ફડચા કમીટીના રીપોર્ટ ઉપરથી આજમ બેન્ક મેનેજરે દેણદારને ખાતે માંડી લેણદારને રોકડી ચુકવી આપવી.

૧૬. ઉપર મુજબ રૈયત બેન્ક જે જે રકમ રોકડી ચુકવી આપે તે રકમ રૈયત બેન્કે ખાતેદારને ખાતે વગર વ્યાજુ માંડવી. આવી રીતે ખાતે ધીરાયેલ રકમ કેવી રીતે ખાતેદાર પાસેથી વસુલ કરવી તેને માટેની યોજના આજમ બેન્ક મેનેજરે અમારી પાસે મંજુરી માટે રજુ કરવી.

૧૭. આ ઠરાવ મુજબ રૈયત બેન્કને જે રકમની વગર વ્યાજુ ધીરધાર કરવી પડે તેટલી રકમ સ્ટેટ તરફથી રૈયત બેન્કને વગર વ્યાજે આપવામાં આવશે.

૧૮. આ ઠરાવ મુજબ જે દાવાઓ થાય અથવા જે પ્રોસેસ વગેરે કાઢવા પડે તેના સંબંધમાં કાંઈપણ કોર્ટ ફી લેવાની નથી.

૧૯. આ ઠરાવ પ્રમાણે દાવા તપાસવા માટે જે કાંઈ ખર્ચ થાય અથવા કાંઈ વધારાનો સ્ટાફ રાખવો પડે તો તે અમારી મંજુરીથી રાખવો, અને તેનું ખર્ચ શ્રી હજુર જનરલ ડિસ્ક્રીશ્નરી ખર્ચ ખાતે કરવું.

૨૦. ફડચા કમીટિનું કામ કાજ પુરૂં થાય એટલે ખેડુતો ફરીથી કરજના બોજામાં કચડાય નહીં તેને માટે શું કરવા યોગ્ય છે તે બાબતનો રિપોર્ટ ફડચા કમીટિએ અમારી હજુર કરવો.

ખબર તથા અમલ થવા આ ઠરાવની નકલ લાગતા વળગતા તરફ મોકલવી અને શ્રી હજુર ઑફીસ તરફથી કહેવામાં આવે તેટલી પ્રત આજમ પ્રેસ મેનેજરે છાપી આપવી અને આ ઠરાવ સ્ટેટ ગેઝેટમાં પણ પ્રસિદ્ધ કરવો.

તારીખ ૨૭-૨-૩૮.

**LUKHDHIRJI,**
મહારાજા સાહેબ.

# નોંધ અને ચર્ચા

## ફેડરેશન અને તાલુકદારો.

છેલ્લા ૭ માસથી ફેડરેશનને અંગે તાલુકદારોએ કયો રસ્તો લેવો એ સંબંધી એઓમાં મુંઝવણો ઉભી થઈ છે. આમાં કાઠિયાવાડમાં બધાં મળીને તેર થાણાંઓ છે અને તે થાણાંઓના તાલુકદારોને પોતાનામાં ભેળવી દેવા જુદાં જુદાં રાજ્યો પ્રયત્ન કરી રહ્યાં છે અને તેમાં વડોદરા રાજ્યની પ્રવૃત્તિ આગળ પડતી જણાય છે. અને તે સ્વાભાવિક છે. એક વખત એવી હકીકત બહાર આવે છે કે અમુક તાલુકદાર-ભાગદારોએ ઠરાવ કર્યો છે કે અમુક રાજ્યમાં આપણે જોડાઈ જવું, બીજી વખત એવી હકીકત બહાર આવે છે કે એવા ઠરાવો પ્રતિનિધિત્વ વિના કરાયેલા છે. એક વખત-અમુક દરબારો એક રાજ્યના અધિકારીઓને મળી તે રાજ્યમાં જોડાવાની હા પાડી આવે છે અને બીજી વખત એજ દરબારો બીજા રાજ્યના અધિકારીઓ પાસે પણ જોડાવા માટેની સહાનુભુતિ દર્શાવી આવે છે. બહુ જ ઓછા દરબારો એવા હશે કે જેઓ આમાં અપવાદ રૂપ હશે. અમને નવાઈ લાગે છે કે આવી ભિરુતા દરબારો શા માટે રાખે છે? અને જોડાયા પહેલાં કે જ્યારે તેઓ જુદી ચુકવતીમાં છે છતાં આટલો ભય રાખે છે તો પછી જે તે રાજ્યમાં જોડાઈ તેઓ પોતાના હકોનું સંરક્ષણ કેવી રીતે કરી શકશે? નિર્ભય રીતે તેઓને પોતાનો અભિપ્રાય આપતાં કોઈ અટકાવે એમ નથી એવા સંયોગો અત્યારે છે. વળી તેઓની હયાતીનો સવાલ અત્યારે ઉભો થયો છે તે વખતે તેમણે ભિરૂતા દર્શાવવી યોગ્ય નથી. વકીલોને પૂછવાથી શું ફાયદો થવાનો છે? અત્યાર સુધીનો તાલુકદારોનો જો ઇતિહાસ જોવામાં આવશે તો તેમાંથી એક જ વાત નીકળશે કે વકીલોની દોરવણીથી પરસ્પર નિર્ધન દશામાં તેઓ આવી ગયા છે. અને અત્યારે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે વ્યકત કરવાનું એમનામાં બળ રહ્યું નથી. જે રાજ્ય સાથે એમને જોડાવાનું હોય તે સંબંધી બીજાનો અભિપ્રાય પૂછવા કરતાં પોતાના મનને પૂછી જોવું અને મન કહે તેમ કરવું એ આપણાં શાસ્ત્ર વાકયને માન્ય રાખવું. મન એજ દરેક મનુષ્યનો સાથી છે અને તે જે માર્ગ દર્શાવે છે તેજ ખરો માર્ગ છે. વળી તાલુકદારો પોતાના સ્વાર્થનો જેવો વિચાર કરી શકે એવો વિચાર બીજાઓ ન કરી શકે. એટલે એમણે પોતાનો વિચાર પોતે જ કરવાનો રહ્યો. કેટલાક આપ મતલબી તાલુકદારો પણ હશે, પણ દરેક ટોળું જેમ પોતાનાં માણસોને બરાબર રીતે પીછાની શકે છે તેમ તાલુકદારો પણ પોતાનામાં સ્વાર્થી કોણ છે અને નિસ્વાર્થી કોણ છે તે બરાબર રીતે સમજી શકે. એટલે આ બાબતમાં ખરો માર્ગ જ એ છે, કે તાલુકદારોએ પોતે પોતાનો વિચાર કરવો અને પોતાનામાં જેઓ અનુભવી, નિસ્વાર્થી, વયોવૃદ્ધ અને ભવિષ્યનું હિત જોઈ શકનારા હોય તેઓની એક સમિતિ નીમી તેમના કહેવા ઉપર વિચાર બાંધવો એ વધારે યોગ્ય છે.

કર્નલ વોકરના બંધ પહેલાં તાલુકદારોની શું સ્થિતિ હતી? તેઓ કેટલે અંશે સ્વતંત્ર હતા? તેઓનો કયા કયા રાજ્યો સાથે સગપણનો અને આર્થિક વહેવારનો સંબંધ હતો? તેઓનો દરજ્જો કયા કયા રાજ્યોમાં હાલના સંયોગોમાં વિશેષ જળવાઈ શકે એમ છે એ વગેરે બાબતોનો વિચાર કરી નિર્ણય બાંધવો એ યોગ્ય છે એમ અમે માનીએ છીએ. માણસના હકોનું રક્ષણ વચનો ઉપર અવલંબે

છે એ ખરૂં છે પણ જો તે વચનોને નીભાવી રાખવા જેટલું બળ તેનામાં નથી હોતું તો તેનો વિપરિત અર્થ થવાનો ભય રહે છે એ પણ નિઃશંક છે. આ બધી વસ્તુ સ્થિતિનો દરબારોએ પ્રથમ વિચાર કરવો જરૂરનું છે. માત્ર ગતાનુગતિક એકની પાછળ બીજાએ આંધળા થઈ દોરાઈ જવું એમાં કશું ડહાપણ નથી, તેમ ઘણા કરે તે કરવું એ પણ હમેશાંને માટે વહેવારૂ નથી. જેમાં પોતાની હયાતી, હક્કો, લાગણીઓ અને દરજ્જો વધારેમાં વધારે અંશે જળવાઇ શકે એવું હોય અને ભવિષ્યમાં મુશ્કેલીને પ્રસંગે પણ સંતોષકારક નીકાલ કાઢી શકાય એવા સંયોગો જે રાજ્યમાં વિશેષતઃ દેખાતા હોય તે રાજ્યમાં જોડાવું એ તાલુકદારો માટે હિતાવહ છે એવું અમારૂં માનવું છે, માત્ર તેઓ જો સ્થિર ચિત્તે, બુદ્ધિપૂર્વક અને નિસ્વાર્થપણે આ બાબતનો વિચાર કરશે તો તેમને માર્ગ મળી રહેશે.

---

## મર્હુમ પતીયાલા મહારાજ.

થોડા મહીનાઓ પહેલાં અમે અલવર નરેશની અવસાન નોંધ લીધી હતી. એવીજ બીજી અવસાન નોંધ મર્હુમ પતીયાલા મહારાજ ભૂપેન્દ્રસિંહજીની લેવાનું પ્રાપ્ત થાય છે. હીંદી સરકારના—રાજદ્વારી ખાતાનું ચક્ર એવું સુઘટિત રીતે ચાલે છે, કે એ ચક્રના કાંગરાઓની કોઇને જો માહેતી હોય તો હિંદુસ્તાનના નરેશોની કારકીર્દિ ઉપર એ ખરૂં અજવાળું પાડી શકે. સિવાય તો લોકોની વદન્તી સિવાય બીજો આધાર મેળવી શકાય એવું નથી. કમનસીબે પતીયાલાના મર્હુમ નરેશની કારકીર્દિ સામે પ્રબળ લોકમત હતો. એ નરેશની દીલ્હીની મુસાફરીઓની જાહોજલાલી અને સીમલાના પહાડોના ચૈલ શિખર ઉપરની એમની ઇન્દ્રપુરી સમાન ખડકેલી રયાસતની જેમને થોડી ઘણી માહિતી હોય તેઓને ખ્યાલ આવી શકે કે મર્હુમ ભૂપેન્દ્રસિંહજીએ પોતાની જીંદગી કેવી જાહોજલાલીમાં વિતાડી હતી. તે છતાં વરસો સુધી આ રાજકર્ત્તાએ નરેન્દ્ર મંડળના ચાન્સલર તરીકે પદવી ભોગવી હતી. અને હાલ ફેડરેશનને અંગે દેશી રાજ્યોની જે સ્થિતિ સંયોગો છે તેમાં પતીયાલા મહારાજે અજાયબ જેવો ભાગ ભજવ્યો હતો. એમની હોશીઆરી, બુદ્ધિ ચાંચલ્ય, મતો મેળવવાની કુનેહ એ રીતે એમનામાં વિધ વિધ પ્રકારની આવડત હતી એવું સાંભળવામાં આવ્યું છે. જીંદગીભર એમનો દેહ ઝવેરાતથી શોભ્યો છે. શું સભાઓમાં કે શું નરેંદ્ર મંડળની જાહેર કે ખાનગી બેઠકોમાં વસ્ત્રાભુષણોથી દેદીપ્યમાન એમનું શરીર ભાત પાડે એવું હતું. નરેશમંડળમાંથી એમના વ્યક્તિત્વની ખોટ પડી છે. અને અમે તે માટે ઘણા દિલગીર છીએ. રાજા હોય કે સામાન્ય મનુષ્ય હોય પણ એના અવસાન પછી ખેદ દર્શાવવા સિવાય અન્ય મનુષ્ય ધર્મ નથી.

---

## નરેન્દ્ર મંડળના નવા ચાન્સેલર.

પતીઆલા નરેશના અવસાન પછી અત્યાર સુધી ઉપ–ચાન્સલરના પદ પર બીરાજતા ના. જામસાહેબ સમગ્ર નરેશમંડળના ચાન્સલરના પદ ઉપર આવ્યા છે. જામ સાહેબને જેઓ જાણે છે, તેઓ કહે છે, કે પોતે દાંભિક દેખાવોમાં માનવાવાળા નથી પણ કામ કરી બતાવવાને ઉત્કંઠા ધરાવનારા છે. તેમાં આ પદવી તો એમની જવાબદારી દ્વિગુણિત કરે છે. મર્હુમ જામશ્રી રણજીતસિંહજીએ નરેન્દ્ર મંડળના પાયામાં જે વિચારનાં તત્વો નાંખ્યાં છે તે હજી બીજરૂપે રહ્યાં છે. કોઇ પણ પદ ઉપર રહી કામ કરવાને બદલે લગભગ પંદર વરસ સુધી મર્હુમ જામશ્રી રણજીતસિંહજીએ નરેન્દ્રમંડળની સરસ સેવા ઉઠાવી છે. લોર્ડ વીલીંગ્ડન જેવા ગાઢ મૈત્રી ધરાવનાર વાઇસરોયની સાથે સમગ્ર નરેશમંડળના હિત માટે એઓ એકજ હતા, કે જેમણે હીંમતપૂર્વક પોતાની ખરેખરી માન્યતા પ્રકટ કરી હતી. એટલે ખરૂં જોતાં તો નામદાર જામ સાહેબ સમક્ષ ભૂતકાળનો આદર્શ છે. એટલે તેઓના

ઉપર ચાન્સલર તરીકેની જે જવાબદારી આવી છે તેમાં તેઓ સફળ થશે એમ લાગે છે. એમની સાદાઈ, સવાલોનું ઉંડાણમાંથી જ્ઞાન મેળવવાની વૃત્તિ અને મર્હુમ જામસાહેબને પગલે ચાલવાની એમની પ્રવૃત્તિઓ પણ એમના આ પદની સફળતામાં સહાયભુત થાય એવાં છે, વળી તેઓ નરેશમંડળના મોટા ભાગનો વિશ્વાસ અને બંધારણીય જ્ઞાન ધરાવે છે. એટલે જે વખતે સમગ્ર નરેંદ્રમંડળની પુનર્ઘટનાની જરૂર છે તે વખતે એમની સેવા ઉપયોગી નીવડશે. આવતા જૂન માસમાં મુંબઈ ખાતે પ્રધાનોની સ્ટેન્ડીંગ કમીટીની મીટીંગે આ સવાલની ચર્ચા માટે અને ફેડરેશનમાં જોડાવું કે નહિ એનો છેવટનો નિર્ણય કરવા-મળવાની છે તે વખતે કાઠીઆવાડ અને ગુજરાતનો વિભાગ એક મતે પોતાનો અભિપ્રાય જાહેર કરે એ ઇચ્છવા જોગ છે. આ માટે ના. જામસાહેબ એ વિભાગની એક પ્રાથમિક સભા બોલાવી નિર્ણય કરે તો હવે પછીની ભવિષ્યની વિચારણામાં એ નિર્ણય માર્ગદર્શક થશે એમ અમને લાગે છે. જે પ્રમાણે ભૂતકાળનાં વરસોમાં એમના તરફથી કરવામાં આવ્યું છે.

---

## મોરબી રાજ્યની એક યોજના.

મોરબી રાજ્યે ખેડુતોના કરજ નિવારણની યોજનાને લગતો જે મુસદ્દો પ્રકટ કરેલ છે તે આ અંકમાં અમે આપ્યો છે. ખેડુતોને રાજ્યના અને વેપારીઓના કરજમાંથી મુક્ત કરવાનું પગલું ભાવનગર રાજ્યે હાથમાં લઈ તેને સફળ રીતે પાર પાડયું છે, ત્યાર પછી જો કોઈ દેશી રાજ્યે ખેડુતોને કરજમુક્ત કરવાનું અમલી કાર્ય હાથ ધર્યું હોય તો તેનો બીજો દાખલો મોરબી સ્ટેટનો છે. કાઠીઆવાડનાં કેટલાંક રાજ્યોએ જો કે આ માટેની યોજના ઘડી રાખી છે. પરંતુ તેનો આ રીતે અમલ કરવામાં આવ્યો હોય એવું જાણવામાં નથી. મોરબીના મહારાજ ખેડુતો તરફ પ્રીતિ વાળા છે. અને રાજ્ય સાધન સંપન્ન સ્થિતિમાં છે એટલે ખેડુતો ઉપરના કરજનો સત્વર નિકાલ આવી જઇ મોરબી રાજ્યના ખેડુતો ભાર મુક્ત થઇ જશે એમ લાગે છે. રાજ્યના ખેડુતો ઉપર વેપારીઓનું લગભગ ૧૪-૧૫ લાખનું દેવાનું ભારણ છે. અને કમિટી માર્ફતે એ દેવાનો જે ચોક્કસ આંકડો નક્કી થાય તે રાજ્યની રૈયત બેંકમાંથી વગર વ્યાજે ખેડુતો તરફથી ચુકવી આપવાનું ધોરણ ખરેખર આવકાર પ્રદ છે. જે રાજ્ય પાસે નાણાંની છૂટ છે એ રાજ્યને માટે ખેડુતોને દેવામાંથી મુક્ત કરવાનો પ્રશ્ન મુશ્કેલ નથી, પણ મુશ્કેલ પ્રશ્ન તો દેવા મુક્ત થયેલા ખેડુતો ફરીથી દેવામાં ન પડે એની તકેદારી રાખવાનો છે. મર્હુમ સર પ્રભાશંકર પટ્ટણીએ એ દૃષ્ટિએ આ પ્રશ્નની વિચારણા કરી હતી. અને પોતાની ગામડાંઓની છેલ્લી મુસાફરીમાં ખેડુતોને ગણી તેઓ ફરી દેવામાં પડતા શી રીતે અટકે તેવા માર્ગનું સૂચન કર્યું હતું. ખાસ કરીને દરેક ગામે ગ્રામ્ય પંચાયત જો સ્થાપવામાં આવે તો ઘણી મુશ્કેલી ઓછી થાય એવી એમની દૃઢ માન્યતા હતી. અને ભાવનગર રાજ્યના તળાજા જેવા મહાલમાં કે જ્યાં લગભગ બધાં ગામોમાં પંચાયતો છે ત્યાં ખેડુતો ફરી દેવામાં પડતા નથી એમ જાણવામાં છે. એટલે મોરબી રાજ્યે જ્યારે એક શુભ કાર્યનો આરંભ કર્યો છે ત્યારે ગામ પંચાયત સંબંધી પણ રાજ્ય વિચારણા કરે એટલી અમે મોરબી મહારાજને વિનંતિ કરીએ છીએ અને તે નામદારે બીજાં રાજ્યો માટે અનુકરણ રૂપ ખેડુતોની ઋણ-મુક્તિ કરવાની જે યોજના અમલમાં મૂકી છે તેની ફતેહ ઇચ્છીએ છીએ.

---

## માણસા રાજ્યની ખેડુતોની ચળવળ.

સાબરકાંઠા એજન્સિમાં માણસા રાજ્ય પ્રમાણમાં સારૂં ગણાતું આવ્યું છે, અને મર્હુમ રાઓલજીશ્રી તખ્તસિંહજીએ પોતાની અંગત લાગવગ, ડહાપણ, ચારિત્ર્યશીલતા અને ખર્ચના નિયમનથી રાજ્યની સારી પ્રતિષ્ઠા બાંધી હતી. ૧૯૨૧ ની સાલમા મર્હુમ મનસુખલાલ રવજીભાઈની આગેવાની નીચે માણસા

પરિષદ ભરવાને સબબે રાજ્યમાં થોડો વખત ચળવળ ચાલી હતી. પરંતુ મર્હુમ માણસા નરેશે કુનેહથી બન્ને પક્ષને મન દુઃખ ન રહે એવો તોડ કાઢયો હતો. પરંતુ આ વખતે ખેડુતોના નામથી ચાલેલી પ્રવૃત્તિએ વધુ ઉગ્ર સ્વરૂપ લીધું અને તેમાં કેટલેક અંશે રાજ્યના અધિકારી વર્ગે જો ડાહપણ અને ધીરજ જાળવી રાખ્યાં હોત તો કદાચ એ સવાલ ઉગ્ર રૂપ ન લેત એમ માનવામાં આવે છે. પરંતુ હવે પ્રશ્નનો ઉકેલ થઈ ગયો છે અને માણસા રાજ્યના દીવાન તરીકે લાઠીના કારભારી રા. રા. કેશવલાલ ઓઝા નિમાવાના છે. રા. રા. કેશવલાલ ઓઝા શાંત પ્રકૃતિના છે. અને લાઠી જેવા રાજ્યમાં એમણે ઘણાં વરસો કામ કર્યું છે એટલે તેઓ લોકોને સંતોષ આપી શકશે એ માન્યતા ખોટી નથી. માણસાના રાજ્યના રાઓલજીશ્રી પણ સૌજન્યશાળી છે. અને સ્વભાવેજ શાંત પ્રકૃતિના છે. તેમ ધર્મનિષ્ઠાવાળા છે. એટલે પોતાના સહજ સ્વભાવથી તેઓ સ્વયં પ્રજાની ફરીઆદોનો ઉકેલ કરે એ ઇચ્છવા જોગ છે. માણસાની પ્રજા ઉદ્યોગશીલ છે. મુંબઈ વગેરે શહેરોમાં માણસાના વેપારીઓ છે. એટલે કાળબળને ઓળખી દરેક નરેશ પોતાનું તંત્ર ચલાવે એ ઇચ્છવા જોગ છે. કે જેથી નાની અને; નજીવી લાગતી ફરિયાદોમાંથી ખોટું સ્વરૂપ થવા ન પામે.

---

## દેશી રાજ્યોમાં પ્રજાકીય ભાવના.

લોર્ડ લોધીયને થોડા વખત પહેલાં વિલાયતમાં ઓબઝરવર પત્રમાં હિંદુસ્તાન સંબંધે પોતાની મુલાકાતના અંગે વિચારો પ્રકટ કરતાં કહ્યું હતું કે દેશી રાજ્યોએ બંધારણીય રીતે પ્રજાને તંત્રમાં ભાગ આપવાથી ફીડરેશનનું કાર્ય વધારે સરળ થશે. આ વાત કેટલેક અંશે ખરી પણ છે. "ડેમોક્રસી"ના ધોરણે તંત્ર ચાલવું જોઇએ એ ભાવનાથી દેશી રાજ્યની પ્રજા વહીવટમાં હીસ્સો માગતી નથી પરંતુ કેટલીક જગ્યાએ દેશી રાજ્યોમાં બીન જવાબદાર માણસોના હસ્તક અસાધારણ સત્તા મૂકવામાં આવી છે તેથી, નાનાં માણસોના હાથમાં હુકમો છોડવાની સત્તા મૂકવામાં આવી છે તેથી, લાયકાત વગરનાં માણસોને માત્ર રાજા કે દીવાનના કૃપા પ્રસાદથી આગળ વધારી યોગ્ય માણસોને અન્યાય કરવામાં આવે છે તેથી, અને તેથી વધારે તો આવી જાતનાં બધાં માણસો, જેઓ વહીવટી તંત્રમાં કંઇક ઠીક રીતે પોતાની ફરજ બજાવી રહ્યા હોય છે તેઓના કાર્યમાં પોતાની પાછળના પીઠબળને લીધે દખલગીરી કર્યા કરે છે તેથી, દેશી રાજ્યની પ્રજા વહીવટી તંત્રમાં હીસ્સો માગે છે. એમાં ભવિષ્યમાં પ્રજાકીય સુખ છે કે નહિ તે જુદી વાત છે પરંતુ હાલના સંયોગોમાં જો નરેશતંત્રમાં જામી ગયેલી અવ્યવસ્થા અને બીન જવાબદાર પણું દૂર નહિ થાય તો ભલે નિષ્ફળ જાય એવો હોય પણ લોકતંત્રનો માર્ગ રાજ્યોએ સ્વીકાર્યા વીના છૂટકોજ નથી. રાજાઓએ કાળના મોજાંઓને જોઈ લેવાં એ જરૂરનું છે.

---

## બેરોજગારી મટાડવાનો ઉપાય.

ગ્વાલીયરની લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં "ભણેલા નવયુવકોની બેરોજગારી મટાડવા માટે રાજ્યના નોકરીયાતોની ૩૦ વરસની નોકરી પછી એમને રીટાયર કરવાનો" એક ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો. ઠરાવ મૂકનાર ભગવાનદાસ ગુપ્તાએ પોતાની ભલામણમાં કહ્યું હતું કે ૧૯૩૧ના સેન્સસ રિપોર્ટ પ્રમાણે રાજ્યની નોકરીમાં ૨૭૦૬૫ માણસો છે અને એ સંખ્યાને જો ત્રીશથી ભાગવામાં આવે તો દર વરસે ૯૦૨ માણસો નિવૃત્ત થાય અને એ જગ્યાએ નવા ઉમેદવારોને મૂકી શકાય. જો કે સર્વત્ર સર્વ સંયોગોમાં આ નિયમનો સ્વીકાર અશક્ય છે. પરંતુ સામાન્ય નોકરીઓ (નિષ્ણાતોનો પ્રશ્ન અલગ રાખતાં) માટે ઉપરની સૂચના માન્ય રાખવામાં આવે તો અત્યારની ભરણ પોષણની સામાજીક ગુંચવણોમાં એથી ઘણી રાહત મળે. દરેક દેશી રાજ્યમાં નોકરોની સંખ્યા હોય છે અને તેઓને

નોકરીમાંથી નિવૃત્ત કરવાના નિયમો પણ હોય છે, પરંતુ વ્યવહારમાં તેનો અમલ થતો નથી. કેટલાંક રાજ્યોમાં તો સરકારમાંથી કે બીજાં રાજ્યોમાંથી નિવૃત્ત થયેલા નોકરોને પણ રાખવામાં આવે છે. એ રીત ઇચ્છવા જોગ નથી એથી વહીવટી કાર્યમાં ઘણી વખત વિક્ષેપ અને સતત મંદતા આવવાનો સંભવ છે. અને તેને સબબે પ્રજાની ફરીઆદો વધે છે. યુવકો જો કે વૃદ્ધો જેવા અનુભવી નથી હોતા પરંતુ કાર્ય શક્તિવાળા હોય છે એટલે જો એમને યોગ્ય અધિકારીની નીચે મૂકવામાં આવ્યા હોય છે તો તેઓ રાજ્યતંત્રમાં ઉપયોગી થઇ પડે છે. અનિયમિતતાને લીધે કેટલીક વખત તેજસ્વી યુવકો દેશી રાજ્યોમાં જોડાવા ઉત્સુક નથી હોતા પરિણામે જેઓને બીજે નોકરીમાં થોડી આશા હોય છે—તેઓ બહુધા દેશી રાજ્યોમાં ભરાયા હોય છે અને તેઓની પાસેથી જ્યારે નિવૃત્ત થવાની મર્યાદા ઉપરાંતની મુદત સુધી કામ લેવામાં આવે ત્યારે વહીવટીતંત્ર કેવું શિથિલ બને? એટલા માટે સારામાં સારો માર્ગ એ છે કે રાજ્યોમાં (૧) નિવૃત્ત થવાની મુદત નક્કી થઈ હોય તે પ્રમાણે અમલ કરવો. (૨) ઉત્તરોત્તર બઢતીનું ધોરણ સ્વીકારવું (૩) નિયમિત રીતે પગારના ગ્રેડ નક્કી કરવા (૪) અંગત લાગવગને નોકરીમાં સ્થાન ન આપવું (૫) યોગ્યતા અને ઉપયોગિતા બન્નેનો વિચાર કરી એવા નોકરીઆતોની કદર કરવી (૬) નરેશના કે દીવાનના કે એવા મોટા અધિકારીઓના ખાનગી કામ માટેના નોકરો રાજ્ય વહીવટથી અલગ રાખવા વગેરે નિયમોનું દૃઢતા પૂર્વક પાલન થવાની જરૂર છે. ક્રમે ક્રમે આથી બે રોજગારી નાબુદ થશે. જો આ નિયમોનું દૃઢતા પૂર્વક પાલન કરવામાં આવશે તો.

---

## ગ્રાહકોને વિનતિ

'દેશી રાજ્ય'ના ગ્રાહકોને નમ્રપણે વિનતિ કરવામાં આવે છે, કે મહેરબાની કરી તેઓ "દેશીરાજ્ય"નું લવાજમ તાકીદે મોકલી આપવાની કૃપા કરે. આ સંબંધમાં વારંવાર યાદ નહીં આપવું પડે એવી આશા છે.

# સ્વીકાર

વહીવટી રિપોર્ટ. (૧) Travancore, Administration Report 1111 M. E. ( 1935-36 A. D. ) (૨) Bhavnagar State Administration Report, 1935-36. (3) Chhota udepur administration Report 1936-37.

પુસ્તકો (૧) દેશી રાજ્યો અને ફેડરેશન, લેખક ચુનીલાલ શામજી ત્રિવેદી પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ. કી. રૂ. ૫-૦-૦. (૨) ગૃહ વિજ્ઞાન, પ્રકાશક વીરેન્દ્રરાય ચન્દ્રશંકર મહેતા. (૩)કાયા-કલ્પ. લેખક રાજવૈદ્ય જીવરામ કાલીદાસ શાસ્ત્રી. (૪) ધાર્મિક વ્યાખ્યાનમાળા અંક ૯, રા. રા. મંગેશ કમળાકર નાડકર્ણી ધર્માધિકારી વડોદરા રાજ્યનાં ભાષણો. (૫) આપણા દેશની સ્થિતિ. લેખક કૈ. વિષ્ણુશાસ્ત્રી ચિપળુકર કિં. ૦-૮-૦. (૬) ગુ. વ. સોસાયટીનાં પ્રકાશનો. (૧) પ્લેટોનું આદર્શ નગર, અનુવાદક પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, (૨) ગ્રંથ અને ગ્રંથકાર વર્ષ ૮, ૧૯૩૭, તૈયાર કરનાર રા. રા. હી. ત્રિ. પારેખ, (૩) અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ( ખંડ ૩ પૂર્વાધ ) લેખક હી. ત્રિ. પારેખ, (૪) ગુજરાતનો મધ્યકાલીન રાજપુત ઇતિહાસ ( વિભાગ ૧લો ) લેખક દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. (૫) ટસ્કેજી અને તેના માણસો. લેખક અમૃતલાલ ચુનીલાલ મોદી. (૬) નીતિશાસ્ત્ર. ભાષાન્તરકાર પ્રહલાદભાઈ આનન્દશંકર ધ્રુવ. (૭) મનોમુકુર ગ્રંથ ૩જો, કર્તા. સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ. (૮) ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો, લેખક. સ્વ. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી (૯) લીંબુ અને તેની જાતનાં ફળોનો ઉદ્યોગ, લેખક મગનલાલ ગજ્જર (૧૦) પ્રજા જીવનની દષ્ટિએ દૂધ અને ઘી. લે. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ (૧૧) દાર્શનિક કોશ (પ્રથમ ખંડ) સંપાદક છોટાલાલ નરભેરામ ભટ્ટ.

**નોંધ:** ઉપરોક્ત બધાં પુસ્તકોનો રીવ્યુ આવતા અંકમા પ્રસિદ્ધ કરવામાં આવશે.

---

## આવતો અંક—મુખ્ય લેખો.

(૧) પશ્ચિમ હિંદ એજન્સિનાં થાણાંઓનો પ્રશ્ન, (૨) પ્રાચીન ઐતિહાસિક શહેર તળાજા, (૩) ભાવનગરનો ઇતિહાસ. (૪) જામનગર સંસ્થાનને લગતા કાગળો. (૫) સમયના પ્રવાહમાં હિંદનાં દેશી રાજ્યો. (૬) શ્રીમંત સરકાર ગાયકવાડ અને તેમને ખંડણી ભરનારા તાલુકદારો વચ્ચેના સંબંધની-પુનર્ઘટના (૭) શ્રીમાન વિજયશંકર ગૌરીશંકર ઓઝા ( જીવન વૃત્તાંત ) (૮) ભાવનગર સંસ્થાનમાં ગોસંવર્ધન (૯) દેશી રાજ્યોના પ્રશ્નો અને (૧૦) નોંધ અને ચર્ચા, તથા (૧) સમાલોચના

---

દેશી રાજ્યના ગ્રાહક મિત્રોને અરજ છે કે એમણે જો "દેશી રાજ્ય"ના ગ્રાહક તરીકે ન રહેવું હોય તો કૃપા કરી આ પત્ર મળે કે તુરત તે પ્રમાણે ખબર આપવા મે. કરે. કે જેથી અમને નુકસાન થતું અટકે.

# 'દેશીરાજ્ય' ત્રૈમાસિકની જાહેર ખબરના દર અને નિયમો



| જગા<br>"૮×૬"નું આખું પૃષ્ઠ | વાર્ષિક | છ માસિક | ત્રૈમાસિક |
|---|---|---|---|
| આખું પૃષ્ઠ અથવા બે કોલમ | ૪૦ | ૨૦ | ૧૨-૦-૦ |
| અર્ધું પૃષ્ઠ અથવા એક કોલમ | ૨૨-૮-૦ | ૧૨-૮-૦ | ૭-૮-૦ |
| ¼ પૃષ્ઠ અથવા અર્ધું કોલમ | ૧૨-૮-૦ | ૭-૮-૦ | ૫-૦-૦ |
| કવરની ચોથી, બીજી અને આખી બાજુ | ૬૦ | ૩૦ | ૧૫ |

૧. જાહેર ખબરનાં નાણાં હપ્તાથી પણ અગાઉથી લેવામાં આવશે. તે સિવાય જાહેર ખબર લેવામાં કે ચાલુ રાખવામાં આવશે નહિ.

૨. બાર માસના કોન્ટ્રાકટની જાહેરખબરની એક સામટી અગાઉથી રકમ ભરપાઈ થશે; તો થએલી રકમમાંથી ૬¼ ટકા વળતર આપવામાં આવશે.

૩. બાર માસના કોન્ટ્રાકટની જાહેર ખબર, દર ત્રણ માસે ફેરવી શકાશે; પરંતુ દરેક હપ્તે ફેરવવા માટે ભાવમાં ૧૦ ટકા વધારે ગણવામાં આવશે.

૪. હેન્ડબીલની વહેંચામણી રૂપીઆ પંદર.

૫. કોઈ પણ કારણે અમુક મુદત સુધી અમે બંધ રાખેલી જાહેરખબર મજરે આપીશું.

૬. વધુ ખબર આપવામાં ન આવે ત્યાં સુધી ઉપર જણાવેલા દર છેવટના જ સમજવા.

---